

# सामाजिक टूंकीवार्ताओ

## ग्रंथ पहेलो—भाग १ थी ४

(સર્વને માટે અતિ ઉપકારક ૬૬ વાર્તાઓ)

अनुवादको

સ્વર્ગસ્થ પંડિત શિવપ્રસાદ દલપતરામ—ડોટા

સ્વર્ગસ્થ ઠક્કર મગનલાલ ગાદલજી—અમદાવાદ

મહેતા કલ્યાણજી વિઠ્ઠલભાઈ—સુરત

પરીખ પુરુષોત્તમ મથુરાદાસ—ખંભાત

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

संपादक अने प्रकाशक—भिक्षु अखंडानंद

અમદાવાદ અને મુંબઈ—૨

આવૃત્તિ ત્રીજી, પૃષ્ઠ ૫૮૮, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬

મૂલ્ય રૂપિયા બે, માર્ગવ્યય અલગ



# सामाजिकटूंकीवार्ताओ

## ग्रंथ पहेलो–भाग १ थी ४

(સર્વને માટે અતિ ઉપકારક ૬૬ વાર્તાઓ)


अनुवादको

સ્વર્ગસ્થ પંડિત શિવપ્રસાદ દલપતરામ–કોટા

સ્વર્ગસ્થ ઠક્કર વ્રજલાલ જાદવજી–અમદાવાદ

મહેતા કલ્યાણજી વિઠ્ઠલભાઇ–સુરત

પરીખ પુરુષોત્તમ મથુરાંદાસ–ખંભાત



सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी

संपादक अने प्रकाशकः–भिक्षु अखंडानंद

અમદાવાદ અને મુંબઇ–૨

આવૃત્તિ ત્રીજી, પૃષ્ઠ ૫૮૮, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૬

મૂલ્ય રૂપિયા બે, માર્ગવ્યય અલગ

# निवेदन

આ 'ટૂંકી વાર્તાઓ ગ્રંથ ૧ લા'ની ત્રીજી આવૃત્તિની ૫૫૦૦ પ્રત પ્રસિદ્ધ થાય છે.

આગલી બીજી આવૃત્તિ સંવત ૧૯૮૧માં પ્રસિદ્ધ થઇ હતી. તે ખલાસ થતાં આ ત્રીજી આવૃતિ તેના પુનર્મુદ્રણરૂપે પ્રસિદ્ધ થાય છે.

મહાન પુરુષો તથા સંતમહાત્માઓનાં જીવનચરિત્રોનું વાચન મનુષ્યજીવનમાં જેટલું આદરણીય અને બોધક થઇ પડે છે, તેનાથી બીજે નંબરે આવી સામાજિક અને નૈતિક ટૂંકી વાર્તાઓનું સ્થાન રહે છે અને તે પછી ત્રીજે નંબરે નવલકથાઓનું સ્થાન ગણી શકાય.

ટૂંકી વાર્તાઓ અને નવલકથામાં તફાવત છે અને તે તફાવત વસ્તુની સંકલનાને અંગે રહે છે. મનુષ્યજીવનના રોજ-બરોજના પ્રસંગો ટૂંકી વાર્તાઓદ્વારા ઉત્તમ રીતે આલેખાયા હોય, તો તે તે ભાવોથી મનુષ્યજીવન વિવિધ રંગે રંગાય છે. ગુજરાતી સાહિત્યના આ પ્રકારના અંગને પરિપુષ્ટ કરવા તરફ હવે સાહિત્યકારોનું ધ્યાન ખેંચાયું છે, એ એક બહુ સારી વાત છે.

બીજી બાજુ સાધારણ કેળવાયલા વર્ગમાં તો આવી જાતની નિર્દોષ વાર્તાઓનાં વાચનનો શોખ પણ હવે વધતો ચાલ્યો છે. તેમજ તેની માગણી કંઇક વિશેષ રહે છે અને તેથીજ આ સંસ્થાદ્વારા આવા નિર્દોષ વાર્તાઓના સંગ્રહો એક પછી એક એમ ૭ ગ્રંથોમાં પ્રસિદ્ધ થયા છે. જે હાલ બધાય મળી શકે છે.

ચાલુ પાશ્ચિમાત્ય યુદ્ધને લીધે કાગળો, પૂઠાં, શાહી તથા બીજા બંધામણી વગેરે સામાનના ભાવ ઘણા વધી ગયેલા છે. પરંતુ યુદ્ધ ફાટી નીકળતા પહેલાં એક વરસને માટે કાગળોની ગોઠવણ થઇ જવાથી તેને અંગેનો વધારો આના મૂલ્યમાં કરવો પડ્યો નથી. બોર્ડ, છીંટ ઇત્યાદિના કારણે કિંમતમાં વધારો કરવો પડે નહિ તે માટે પૂઠું બોર્ડપટ્ટીનું રાખ્યું છે. આ રીતે આ ગ્રંથ આવી ઘણી મોંઘવારીમાં પણ વાચકવર્ગના પુણ્યયોગે અગાઉના જેટલાજ મૂલ્યથી પ્રસિદ્ધ થઇ શકે છે.

પુસ્તકો બાંધવાની છીંટ પરદેશી આવે છે, એટલે ખાસ મોટા ગ્રંથો સિવાય નાનાં પુસ્તકોની બાંધણી, આ પુસ્તક બંધાયું છે એ રીતે પૂઠું ખાદીની પટ્ટીથી બાંધવાનું ચાલુ વરસથી રાખ્યું છે.

આ પછીનાં પૃષ્ઠોમાં આગલી આવૃત્તિઓનાં નિવેદનો વગેરેનો સારાંશ આપ્યો છે, તેમાં આવી ટૂંકી વાર્તાઓની ઉપકારકતા અને આવશ્યકતા વિષે જણાવ્યું છે એટલે અહીં વિશેષ કંઇ નહિ લખતાં

**हरिः ॐ तत्सत्**

આષાઢ સુદિ ૫ }
સંવત ૧૯૯૬ } ભિક્ષુ-અખંડાનંદ

# बीजी आवृत्तिनुं निवेदन

આ સંસ્થા તરફથી સંવત ૧૯૬૯ માં ટૂંકી વાર્તાઓનાં ત્રણ પુસ્તક વિવિધ ગ્રંથમાળાના ૨૮, ૩૩ અને ૩૪થી ૩૬મા અંકો તરીકે નીકળેલાં; જેનાં નામ યથાક્રમે 'નવલકથા સંગ્રહ,' 'કથા ગુચ્છ' અને 'ટૂંકી વાર્તાઓ ભાગ ૧લો' એ પ્રમાણે હતાં. એ પછી સંવત ૧૯૭૦,૭૧ અને ૭૨ ની સાલમાં એજ માળાના અંક ૪૧થી ૪૩, ૬૦ અને ૬૯ થી ૭૦મા રૂપે ટૂંકી વાર્તાઓના બીજો, ત્રીજો અને ચોથો ભાગ નીકળેલા.[1]

ટૂંકી વાર્તાઓનાં ઉપર જણાવેલાં ૭ પુસ્તકો પૈકીના એકમાંની વાર્તાઓ ઐતિહાસિક હોવાથી અને એકમાંની છેક સામાન્ય જેવી હોવાથી બાકીનાં સામાજિક વાર્તાઓનાં ચાર પુસ્તકો (કથાગુચ્છ તથા ટૂંકી વાર્તાઓ ભાગ ૨–૩–૪)નીજ પુનરાવૃત્તિરૂપ આ પુસ્તક છે. એ ચાર પુસ્તકોમાંની (૯+૧૯+૨૩+૨૯) ૮૦ વાર્તાઓમાંથી પણ ૧૪ વાર્તાઓ આ આવૃત્તિને માટે જોઇએ તેવી યોગ્ય નહિ લાગવાથી પડી મૂકી છે અને બાકીની ૬૬ વાર્તાઓ બનતા સંશોધનપૂર્વક તથા કોઇ કોઇ સ્થળે ટૂંકાણ કરવા જેવું લાગ્યું ત્યાં તેમ કરીને આ સંગ્રહમાં અપાઇ છે. કથાગુચ્છમાંની વાર્તાઓ પુસ્તકના છેવટના ભાગમાં આવી છે.

ઉપરોક્ત ૭ પુસ્તકો ઉપરાંત સં૦ ૧૯૭૨ અને તે પછીનાં વર્ષોમાં સામાજિક ટૂંકી વાર્તાઓનો પાંચમો, છઠ્ઠો તથા સાતમો ભાગ નીકળેલો છે. જે વિષેની માહિતી આ પુસ્તકમાં અન્યત્ર અપાયલી જણાશે.

× × × ×

આષાઢ, સં૦ ૧૯૮૧ — ભિક્ષુ–અખંડાનંદ

---

૧ એ પૈકી બીજા ભાગની એક ખાસ આવૃત્તિ સં. ૧૯૭૧ માં શ્રીયુત મોરારજી આણંદજી તન્નાએ પોતાનાં સદ્‌ગત ધર્મપત્નીના સ્મરણમાં સ્ત્રીવર્ગમાં ભેટ આપવા સારુ છપાવી હતી.

# आगली आवृत्तिना निवेदन इ० नो सारांश

## ભાગ બીજાની પહેલી આવૃત્તિના નિવેદનમાંથી

સમર્થ મહર્ષિઓએ બહુ ઊંડી બુદ્ધિપૂર્વક ગુણ–કર્મ–સ્વભાવના ભેદ પ્રમાણે ચાર વર્ણની યોજના કરીને મનુષ્યોની શારીરિક અને માનસિક અવસ્થાના ચાર મુખ્ય વિભાગોરૂપે જે ચાર આશ્રમો દર્શાવ્યા છે, તેનો હેતુ મનુષ્યોની દરેક પ્રકારની ઉન્નતિ સધાઇ પરિણામે તેઓ સર્વોત્તમ આનંદની સદાકાળ માટેની પ્રાપ્તિરૂપ મોક્ષપદ મેળવી શકે એજ છે.

એ ચાર આશ્રમો તે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યસ્ત છે. હિંદુસંસારનો એ દરેક આશ્રમરૂપ વિભાગ, જૂજ અપવાદોને બાજુએ રાખતાં વર્તમાનમાં જ્યાંત્યાં અજ્ઞાન, દુઃખ, દીનતા, દુર્ગુણ અને વ્યાધિ ઇ૦ મહાન શત્રુઓવડેજ ઘેરાઇ રહેલો છે. '**मूलो नास्ति कुतः शाखा ?**' એ ન્યાયે માનવસંસારરૂપી વૃક્ષના મૂળસ્વરૂપ 'બ્રહ્મચર્ય' નું પાલન અને પરિણામ જ્યાં માબાપોજ સમજતાં હોય નહિ, ત્યાં તેમની પ્રજા તો ક્યાંથીજ સમજે અને પાળે ? અને આખા જીવનના પાયારૂપ એ આશ્રમનું પાલન નહિ, ત્યાં પછી એ પાયા ઉપર ઊભી કરાતી ગૃહસ્થાશ્રમરૂપી ઇમારતમાં શો સાર આવે ? યથાર્થ વાનપ્રસ્થ અને સંન્યાસ પણ તે વિના ક્યાંથી પ્રગટે અને ક્યાંથી એવા સંખ્યાબંધ ઉત્તમ વાનપ્રસ્થો અને સંન્યાસીઓ જનસમાજને ઉન્નતિના સત્ય પંથે દોરનારા નીકળે ? ભારતભૂમિ પર બાવન લાખ બાવાઓના પડતા ભારના હિસાબો ગણ્યા કરી ભલે ભેજાં બાળ્યા કરો અને ભવાં ચડાવ્યા કરો, પરંતુ એકાદ ગંધાતા કૂવામાંથી નીકળેલા પાણીમાંથી સુગંધ, આરોગ્ય અને શાન્તિ ઇચ્છવા જેટલુંજ તે ભૂલભરેલું છે.

જે કૂવાના તળિયામાંજ કહોવાટ જામ્યો હોય, તેમાંનું બધુંજ પાણી અને તેમાંથી કાઢીને બહારના હવાડામાં ભરેલું તેમજ ઘરમાં ભરેલું પાણી પણ ગંધાયાજ કરવાનું.

બ્રહ્મચર્યાશ્રમ એ કૂવામાંનું પાણી છે અને ગૃહસ્થો તેમજ સંન્યાસીઓ તેમાંથી બહાર કાઢેલું પાણી છે. જેથી કૂવાને તળિયે જામેલા કચરાને દૂર કરવાનું–એટલે કે બાળકોને બ્રહ્મચર્યના પાલન તથા સુશિક્ષણરૂપી ઉપાયો વડે અજ્ઞાન અને નિર્બળતારૂપી કચરાથી દૂર રાખવાનું કાર્ય સર્વથી અધિક મહત્વનું છે.

જેમ એ કાર્ય બજાવવાનું કર્તવ્ય ગૃહસ્થાશ્રમીઓનું છે, તેમ પોતપોતાનાં વર્તમાન કુટુંબોમાંનાં સ્ત્રીઓ, બંધુઓ અને કન્યાઓમાં

વ્યાપી રહેલી અજ્ઞાનતા અને તેમનાં બાળબચ્ચાંરૂપ કુસંપ, કલેશ, ઇર્ષ્યા, વ્યાધિ, કંજૂસાઇ, ઉડાઉપણું ઇત્યાદિ અવગુણોમાં સુધારણા કરી પોતાનાં વર્તમાન કુટુંબોને બને તેટલાં સુખી અને સદ્ગુણી બનાવવાનું અને તેમ કરીને તેમનો તેમજ પોતાનો સંસાર બને તેટલો ઉન્નત અને સરળ બનાવવાનું કાર્ય પણ તેમનેજ કરવાનું છે એ કાર્ય બજાવવામાં તેમને કાંઇ પણ સહાય મળે એજ ઉદ્દેશ આ પુસ્તક પ્રગટ કરવાનો છે.

હરકોઇ વિષયનો બોધ દૃષ્ટાંત કે વાર્તામાં ગૂંથીને આપવાથી તે અધિક રસિક અને અસરકારક થઇ પડે છે; પરંતુ કેટલેક સ્થળે યોગ્ય મર્યાદા ન રહેવાથી માતા, ભગિની, બંધુ કે વૃદ્ધજનોને એવી વાર્તાઓ વાંચવા આપી શકાતી નથી કે વાંચી સંભળાવી શકાતી નથી. આવો અંતરાય ન નડે અને કુટુંબીઓને વિનાસંકોચે વંચાવી સંભળાવી શકાય તેમજ શાળાઓમાં ઇનામ દાખલ વહેંચી શકાય એવી ઉપકારક વાર્તાઓજ બનતી કાળજીથી ચૂંટી કાઢીને આ પુસ્તકમાં આપી છે. જેથી આશા છે કે, વાચકો તેનો ઉપયોગ પોતાનાં ભણેલાં તેમજ વગર ભણેલાં કુટુંબીજનો વગેરે માટે કાંઇ પણ સંકોચ સિવાય છૂટથી કરી શકશે.

આમાંની વાર્તાઓમાં ગુણ તેમજ અવગુણનાં પ્રદર્શક જે જે પાત્ર અને ચિત્ર આપેલાં છે, તેમાંનાં થોડાં વા ઘણાં જેને લાગુ પડતાં ન હોય; તેમજ એમાંથી પ્રાપ્ત થતો સદ્બોધ જેને ઉપકારક ન થઇ પડે એવું એક પણ મનુષ્ય જેમના ગૃહકુટુંબમાં ન હોય; તેમને તેમના એવા સદ્ભાગ્ય માટે મુબારકબાદી આપી બાકીના સર્વ જનસમાજ માટે તો કહેવુંજ પડશે કે, વધુ નહિ તો એકાદ પણ એવું સુધારણાને પાત્ર મનુષ્ય દરેક ગૃહમાં કોઇ નહિ ને કોઇ તો હશે, હશે ને હશેજ.

આવી વાર્તાઓ એવાં મનુષ્યોના શ્રવણમાં કે વાચનમાં સીધી કે આડકતરી રીતે લાવવાની કાળજી રાખવાથી તેમને વિનોદ તથા આનંદ સાથે સદ્બોધ પ્રાપ્ત થઇ, તેમના સ્વભાવ તેમજ સ્થિતિમાં કાંઇ પણ સુધારો થયા વિના રહેશે નહિ; એવી આ વાર્તાઓની ખૂબી છે. ગુણવાન મનુષ્યને પણ આવી વાર્તાઓ વિનોદ સાથે આનંદ આપી તેમનામાં રહેલા શુભ સંસ્કારોની વૃદ્ધિ અને દૃઢતા કરાવનારીજ થઇ પડશે.

આવાં ઉપકારક પુસ્તકો પોતાનાં યુવાન પુત્રપુત્રીઓ અને બંધુભગિનીઓને એક મહત્ત્વની ભેટ તરીકે આપવાં જોઇએ.

× × × ×

આ પુસ્તકમાંની ઘણીખરી વાર્તાઓ આગ્રાના રજપૂત એંગ્લો

ઓરિન્એટલ પ્રેસના અધિપતિ કુંવર હનુમંતસિંહ રઘુવંશી તરફથી હિંદીમાં પ્રકટ થયેલાં નાનાં પુસ્તકો "ગૃહસ્થચરિત્ર," "વિનોદ" તથા "વિનતાહિતૈષિણી" એમાંથી તેમજ પાંચ વાર્તાઓ માનનીય મહારાષ્ટ્રીય લેખક શ્રીયુત હરિનારાયણ આપ્ટેનાં મરાઠી પુસ્તકોપરથી લેવામાં આવી છે, જે વિષેની પરવાનગી હર્ષપૂર્વક આપવા બદલ એ બન્ને મહાશયોનો સપ્રેમ આભાર માનવામાં આવે છે. એ સિવાય એક વાર્તા મરાઠી "લોકમિત્ર" માસિક પરથી, બે વાર્તાઓ હિંદી માસિક "ઇન્દુ" પરથી તથા એક વાર્તા હિંદીમાં "ફ્રેન્ડ એન્ડ કંપની–મથુરા" દ્વારા નીકળેલા પુસ્તક ઉપરથી લેવામાં આવી છે; જે બદલ એ સર્વ વાર્તાઓના મૂળ પ્રકાશક તેમજ લેખક મહાશયોનો પણ આ સ્થળે અંતઃકરણપૂર્વક આભાર પ્રદર્શિત કરવામાં આવે છે.

આ વાર્તાઓ ગુજરાતીમાં તૈયાર કરવામાં અનુવાદકે તેમજ સંપાદકે યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં યથામતિ ફેરફાર કર્યો છે; તેમજ વાર્તાઓની છેવટે આવતા ઉદ્દગારો કેટલેક સ્થળે છૂટથી સુધારીવધારીને તેમજ કેટલેક સ્થળે નવેસરથી પણ લખ્યા છે.

× × × ×

આ વાર્તાઓના અનુવાદક શ્રીયુત વ્રજલાલ જાદવજી ઠક્કર એક નવીન ઉદ્દભવતા લેખક હોવા છતાં સરળ અને સંસ્કારી ભાષામાં આ કાર્ય તેમણે સમયસર અને કાળજીપૂર્વક કરી આપીને વાચકો આગળ સત્વર સાદર કરવાનો જે સુયોગ આપ્યો છે, તે બદલ તેઓને ધન્યવાદ આપી ઇચ્છીશું કે, પોતાના અભ્યાસ અને યોગ્યતામાં વૃદ્ધિ કરતા જઈ ગુજરાતી પ્રજાને શુભ સાહિત્ય અધિકાધિક પૂરું પાડવામાં તેઓ સફળમનોરથ થાય.

આમાંની શ્રીયુત હરિનારાયણ આપ્ટેવાળી વાર્તાઓ સ્વ૦ નારાયણ હેમચંદ્રે એક નાના પુસ્તકના રૂપમાં અગાઉ પ્રગટ કરી હતી; પરન્તુ તેની ભાષા સુધારવામાં રહેલી મહેનત જોતાં ફરીથી ભાષાંતર કરાવી લેવાનુંજ ઠીક લાગ્યું છે.

× × × ×

ચૈત્ર શુક્લ પંચમી, સં. ૧૯૭૦ —ભિક્ષુ અખંડાનંદ

---

## મૂળ લેખક કુમાર હનુમંતસિંહની પ્રસ્તાવનામાંથી

જે ગૃહસ્થાશ્રમને શ્રીમનુમહારાજે સર્વશ્રેષ્ઠ આશ્રમ દર્શાવ્યો છે, તેની આજે કેવી ખેદજનક અવસ્થા છે? સુખ પ્રાપ્ત થવાની ઇચ્છાથીજ લોકો ગૃહસ્થાશ્રમી બનતા હોવા છતાં શોકની વાત છે કે, ઘણાખરાઓ આજકાલ ગૃહસ્થાશ્રમમાં સુખને બદલે દુઃખના ભારથીજ વધારે દબાયલા છે. આમ હોવાનું ખાસ કારણ એજ છે કે, ગૃહોને

સુખમય બનાવવાનું જે ગૃહિણીઓના હાથમાં રહેલું છે, તે ગૃહિણીઓની દશાજ સર્વથા શોચનીય છે; એટલે પછી ગૃહસ્થાશ્રમમાં સુખ કેવી રીતે મળે? એક નીતિજ્ઞે કહ્યું છે કેઃ—

**माता यस्य गृहे नास्ति भार्या चाप्रियवादिनी।**
**अरण्यं तेन गन्तव्यं यथारण्यं तथा गृहम्॥**

અર્થાત્ "જેના ઘરમાં માતા નથી અને ભાર્યા અપ્રિયવાદિની છે, તેણે વનમાંજ શા માટે વાસ ન કરવો? કારણ કે તેને માટે ઘર અને વન એક સરખાંજ છે." ગૃહકાર્યમાં સુદક્ષ, મિષ્ટભાષિણી તેમજ આજ્ઞાધીન ધર્મપત્ની હોય છે ત્યારેજ ગૃહસ્થાશ્રમમાં સુખ મળે છે. જો પતિ તેમજ પત્ની વચ્ચે ખરો પ્રેમ હોય છે તથા એકબીજાના સુખની કાળજી હોય છે, તોજ સાધારણ અથવા ગરીબ સ્થિતિમાં પણ તેઓ સુખી રહી શકે છે.

આ પ્રમાણે જે સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમના આધારરૂપ અને સુખ તથા શાંતિને આપનારી ગણાય છે, તેમાંનીજ ઘણીખરી સ્ત્રીઓ આજે કઠિન હૃદયવાળી, ગૃહકાર્યમાં આવડત વિનાની અને ખરાબ સ્વભાવવાળી દેખાય છે અને તેથી હિંદુસંસાર જ્યાંત્યાં નરકતુલ્ય બની રહ્યો છે. એક સમયે જે ગૃહોમાં સ્વર્ગસુખનો ઉપભોગ થયા કરતો હતો, તેજ ગૃહોમાં આજે નરકની પીડા પ્રસરી રહી છે! કોઇ પોતાની સ્ત્રીના કર્કશ સ્વભાવ અગર તો મૂર્ખતાને લીધે શોક કરે છે, તો કોઇ પુત્રવધૂના કલહકારી સ્વભાવને લીધે પોતાના દુઃખને રડે છે! કોઇ માતાને પોતાની સ્ત્રી સાથે કઠોર વ્યવહાર રાખનારી કહે છે, તો કોઈ પોતાની તથા બંધુની સ્ત્રીના પરસ્પરના કલહકંકાસને લીધે, કે કાં તો નણંદભોજાઈના પરસ્પરના દ્વેષભાવને લીધે દુઃખી છે! આ સઘળું શાથી બને છે? કારણ ફક્ત એટલુંજ છે કે, સ્ત્રીઓને તેમની બાલ્યાવસ્થામાંજ ઉપયોગી શિક્ષણ આપવામાં આવતું નથી. તેમના સ્વભાવને કેળવવાનો તેમજ તેમના ચારિત્ર્યનું સંગઠન કરવાનો યત્ન કરવામાં આવતો નથી. બાળકીઓને પારકું ધન સમજી તેમને સુધારવા તરફ વિશેષ લક્ષ અપાતું નથી. જો માતાપિતા પોતપોતાની પુત્રીઓને લખતાંવાંચતાં શીખવવા સાથે બાલ્યકાળથીજ ઉત્તમ શિક્ષણ આપતાં રહી, સુબોધક વાર્તાઓ તેમજ મહાન સ્ત્રીઓનાં જીવનચરિત્રો તેમને વખતોવખત સંભળાવતાં રહે, તેમજ એ પ્રકારનાં ઉપદેશપૂર્ણ પુસ્તકો તેમને વાંચવાને આપતાં રહે તથા ગૃહકાર્યાદિમાં તેમને નિપુણ બનાવવાની કાળજી રાખ્યા કરે; વળી પતિ પણ પોતાની સ્ત્રીને એવી બાબતો વાંચી સંભળાવે તથા તેમને લખતાંવાંચતાં શીખવીને એવાં ઉત્તમ પુસ્તકો વાંચવા આપે, તો આપણો ગૃહસ્થાશ્રમ ફરીથી પણ સુખપૂર્ણ થઈ શકે એ સ્પષ્ટજ છે.

સ્ત્રીઓને વિદ્યારૂપી ભૂષણથી ભૂષિત ન કરવામાં તથા તેમને સર્વથા અજ્ઞાન અને અયોગ્ય રાખવામાં પુરુષવર્ગજ દોષવાન છે. અનેક ગૃહોમાં પુરુષો પણ પોતાની અર્ધાંગનાઓ સાથે અનુચિત વર્તન ચલાવે છે અને તેથી તેમની ભલી સ્ત્રીઓ બિચારી સદાકાળ શોક-ગ્રસ્ત અને દુઃખી તથા રોગિષ્ટ રહે છે. આમ થવાથી તેમનાં સંતાન અયોગ્ય ઉત્પન્ન થાય છે અને તેમને પણ પાછું સુશિક્ષણ મળવાનું નહિ, એટલે દિવસે દિવસે ગૃહસ્થાશ્રમની વધારે ને વધારેજ દુર્દશા થતી જાય છે.

આજકાલ આપણા ગૃહસ્થાશ્રમની જેવી શોચનીય દશા છે તથા તેને સુખદાયક બનાવવાને સુશિક્ષણ વડે તેમજ અન્ય બનતા પ્રકારે તેમાં સુધારો કરવાનું આપણું જે મુખ્ય કર્તવ્ય છે, એ બાબતો દર્શાવી આપવાને માટેજ આ પુસ્તકમાંની વાર્તાઓ લખવામાં આવી છે. આશા છે કે, વાચકબંધુઓ અને બહેનો તેનો બનતો સદુપયોગ કરીને વિનોદ સાથે યથાયોગ્ય બોધ ગ્રહણ કરશે તથા સર્વ પ્રત્યે પોતપોતાનું કર્તવ્ય બજાવવાનો યત્ન કરીને પોતાનાં ગૃહોને સુખ, સંપત્તિ અને શાન્તિના ધામરૂપ બનાવીને અમારા આ પરિશ્રમને સફળ કરશે.

---

## બીજા ભાગની બીજી આવૃત્તિ વિષેના બે બોલમાંથી

આ કુટુંબબોધક નાની વાર્તાઓનું પુસ્તક પ્રથમ વાર આ ખાતાની 'વિવિધ ગ્રંથમાળા' દ્વારા પ્રગટ થતાં ભાવનગરનિવાસી રા. રા. મુરારજી આણંદજી તન્ના બી. એ. એલ. એલ. બી. એમણે પોતાનાં સદ્ગત પત્નીના સ્મરણાર્થે તે ફરીથી છપાવી સ્ત્રીવર્ગમાં વિનામૂલ્યે ભેટ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી; જે વિષેની સંમતિ અત્ર તરફથી ઘણીજ ખુશીની સાથે તેમને આપવામાં આવી હતી.

ગાડરિયા પ્રવાહની મુખ્યતાવાળા આ જમાનામાં દેશકાળાનુ-રૂપ બોધદાયક પુસ્તકોની લહાણી કરવાનો અતિ આવશ્યક અને ઉપ-કારક માર્ગ સમજી શકી તે રસ્તે સ્વદ્રવ્યનો સદ્વ્યય કરનારા સજ્જનો હિંદુસમાજમાં હજી વિરલજ જણાય છે; એવા સમયમાં શ્રીયુત તન્નાએ તેમનાં સ્વર્ગસ્થ પત્નીના સ્મરણાર્થે અમુક રકમ અલાયદી કાઢી તેની આવકમાંથી વખતોવખત સ્ત્રીઉપયોગી પુસ્તકો છપાવી વિના-મૂલ્યે ભેટ આપતા રહેવાનો જે સન્માર્ગ ગ્રહણ કર્યો તે બહુજ ધન્યવાદને પાત્ર છે.

× × × ×

ગત સંવત ૧૯૬૯ ના વર્ષમાં પણ શ્રીયુત તન્નાએ ઉપલાજ નિમિત્તને લઇને આ ખાતાની ચરિત્રમાળાના "ભારતનાં સ્ત્રી રત્નો ગ્રંથ ૧ લો" નામક પુસ્તકમાંથી કેટલાંક ચરિત્રો ચૂંટી કાઢી તેની

૧૦૦૦ પ્રતની જુદી આવૃત્તિ "હિંદની મહાન સ્ત્રીઓ" એ નામથી છપાવીને સ્વજ્ઞાતિના સ્ત્રીવર્ગમાં ભેટ આપી હતી.

આ સમયે આ પુસ્તક પરજ્ઞાતિમાં પણ વિશેષ છૂટથી ભેટ આપી શકાય એવા હેતુથી તેની ૩૩૦૦ પ્રતો છપાવીને પોતાની ઉદારતાનો પ્રદેશ વિશેષ વિસ્તૃત કર્યાનો પરિચય રા. તન્નાએ આપ્યો છે.

× × × ×

રા. તન્નાને તેમના આ શુભકાર્ય માટે પુનઃ ધન્યવાદ આપી ઇચ્છીશું કે, આવાં અનેકવિધ ઉત્તમ પુસ્તકો યોગ્ય અધિકારીઓમાં વહેંચવામાં રહેલું અતિ ઉપકારક તત્ત્વ તેઓની પેઠે અન્ય ઉદારાત્માઓ પણ સમજે; અને દેશકાળાનુસાર એવા અનેક ઉપકારક સન્માર્ગોમાં સ્વદ્રવ્યનો સદુપયોગ કરી જનસમાજની ઉત્તમ સેવા બજાવવાને તેમજ તે વડે પ્રાપ્ત થનાર ઉત્તમ કીર્તિ અને પુણ્યના ભોક્તા થવાને તેઓ શક્તિવાન બને.

વિ. સં. ૧૯૭૧–પોષમાસ ભિક્ષુ–અખંડાનંદ

---

## ત્રીજા ભાગના નિવેદનમાંથી

આ પુસ્તકના અનુવાદક શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતાનો પરિચય આ માળાના વાચકો સાથે પહેલોજ હોવા છતાં ગુણજ્ઞ વાચકો તેમના આ કાર્યથી સંતોષ પામ્યા વિના રહેશે નહિ.

અનુવાદ તૈયાર કરવામાં અનુવાદક તેમજ સંપાદકને યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં યથામતિ ફેરફાર અને વધઘટ કરવામાં આવ્યાં છે. વાર્તાના પરિણામરૂપે ફળીભૂત થતો બોધ, કે જે પરોક્ષ વા અપરોક્ષરૂપે પ્રત્યેક વાર્તાને છેડે સમાયેલો હોય છે, તેને વધુ ઉપયોગી અને સ્પષ્ટ બનાવવાના હેતુથી ઘણીખરી વાતોમાં તેભાગ નવેસરથી લખ્યો છે.

× × × ×

આમાંની ત્રણ વાર્તાઓ રા. વ્રજલાલ જાદવજી ઠક્કર પાસે કેટલાક સમય પર તૈયાર કરાવેલી હતી. એક વાર્તા 'વૈસ્યપત્રિકા'માં તથા બે વાર્તાઓ 'પટેલબંધુ'માં :આવેલી છતાં સ્થાયિત્વને યોગ્ય હોવાને લીધે તે આમાં દાખલ કરી છે.

એ સિવાયની તમામ વાર્તાઓ શ્રીયુત કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતાના હાથની છે. એમાં ત્રણ તેમણે સ્વતંત્ર લખેલી છે; દશ વાર્તાઓ હિંદી 'ગૃહલક્ષ્મી' માસિકના અંકોમાંથી લેવાયલી છે; તેમજ પાંચ વાર્તાઓ 'વેંકટેશ્વર સમાચાર', 'ઇન્દુ', 'સ્ત્રીદર્પણ' અને 'મર્યાદા' એમાંથી લેવામાં આવી છે. આ સર્વ મૂળ વાર્તાઓના લેખક, સંપાદક તેમજ પ્રકાશક મહાશયોનો આ સ્થળે સપ્રેમ

 ૨૨૪૪૯

આભાર માનવામાં આવે છે. વાર્તાઓમાં રહેલી ખૂબીઓ તથા ઉપકારકતાનું મુખ્ય માન તેના મૂળ લેખક વિદ્વાનોનેજ છે.

× × × ×

સં. ૧૯૭૧, આશ્વિન —મંત્રી

## ભાગ ચોથાના નિવેદનમાંથી

દેશમાં વર્તતી વિવિધ દુર્દશાઓમાં સ્ત્રીવર્ગની અજ્ઞાનતા અને તેને લીધે ચાલતી ખરાબ રૂઢિઓ પણ કેટલી બધી કારણરૂપ છે, તે કોઇ પણ વિવેકીથી અજ્ઞાત નથી. એ સંબંધી દુઃખોનું અને કલેશોનું તેનાં કારણો સહિત જનવર્ગને ભાન થાય તેમાંથી કેવી રીતે છૂટવું તેના ઉપાય તેઓ જાણી શકે તથા સમજુ અને સુશીલ મનુષ્યોનું ગૃહજીવન કેવું ઉત્તમ હોય છે, તેનો ખ્યાલ મેળવી શકીને પોતાનું ગૃહજીવન તેવા પ્રકારનું બનાવવાનો યત્ન કરે તથા પોતાનાં સંતાનોનું જીવન પણ તેવુંજ રૂડું નીવડે તેવી રીતનું શિક્ષણ તથા સદાચાર તેમને શીખવી શકે; એટલા માટે સમાજના પરમ હિતસ્વી લેખકો આવી ટૂંકી સામાજિક વાર્તાઓ યોજે છે. આવી વાર્તાઓને નિર્દોષ અને સ્વાભાવિક રીતે લખવામાં તથા પાત્રોના ભાવો અને સ્થિતિઓનાં ટૂંકાં તથા અસરકારક શબ્દચિત્રો ચીતરી બતાવવામાં બંગાળી અને હીંદી લેખકો કમાલ કરે છે. નિબંધોથી કે બીજી રીતે મળતી અસરો કરતાં આવાં શબ્દચિત્રો ઘણી વધારે અસર કરતાં હોવાથી વિવિધ ગ્રંથમાળાદ્વારા બનતાં સુધી દર વર્ષે આ પ્રકારનું એકાદ પુસ્તક પ્રસિદ્ધ કરવાનું ધોરણ રાખવામાં આવ્યું છે. આ તેવું ચોથું પુસ્તક છે. આશા છે કે, વાચકો તેને જાતે વાંચવા તથા સમજવા ઉપરાંત પોતાનાં કુટુંબી, પાડોશી તેમજ મિત્રવર્ગને પણ તેના વાચનનો ને શ્રવણનો લાભ મળે તેમ કરવા શ્રમ લેશે. જ્યાં ત્યાં વ્યાપી રહેલી સામાજિક દુર્દશા તરફ જોતાં જેટલાં પણ વધુ મનુષ્યોને એ પ્રકારનો લાભ આપવામાં આવે તેટલો પરોપકારજ છે. અમુક દુર્દશાવાળા કુટુંબ કે મનુષ્યને આવા વાચનથી ચિમકી લાગી જતાં તેનું જે શુભ પરિણામ તેના વિચાર અને વર્તન પર થાય તેનું પુણ્ય જેવું તેવું નથી.

આગલાં ત્રણે પુસ્તકોની પેઠે આ પુસ્તકોમાંની વાર્તાઓ પણ હાલની સામાજિક સ્થિતિને લાગુ પડે તથા બોધપ્રદ થાય તેવીજ પસંદ કરવામાં આવી છે. છેવટમાં સાસુજીના રૂપમાં અવતરેલી અનેક મહામૂર્ખ અને દુષ્ટ ચંડિકાઓના જોરજુલમો ઉપર તેમને બે શબ્દ શિખામણના કહેનારો એક ટૂંકો લેખ અપાયલો જણાશે. આવા લેખો તથા વાર્તાઓ વિશેષે કરીને જે જે મનુષ્યો તથા કુટુંબોને લાગુ પડે તેમ હોય, તેમના વાચન કે શ્રવણમાં લાવવાથી

લાભજ થાય છે; પરંતુ સામામાં અમુક દોષ છે, એમ કહી ગુરુ બનીને તે વાંચી સંભળાવવાથી તો ઊલટાં મૂર્ખ સ્ત્રીપુરુષો પોતાનું સ્વરૂપ વધારે પ્રકાશે છે! માટે અમુકને માટે કે અમુક આગળજ વાંચવા કરતાં બને તેમણે સર્વને અનુકૂળ પડે એવો વખત કાઢીને આડોશીપાડોશીને તથા સ્વકુટુંબીઓને આવાં પુસ્તકો સામાન્યરૂપે વાંચી સંભળાવવાં એજ સારું છે.

હાલમાંજ એક ચંડિકા સાસુનો ભોગ એક ઊગતી વહુ થઈ પડ્યાનો મુંબઈનો એક દાખલો મુંબઇના પ્રખ્યાત અઠવાડિક 'હિંદુસ્થાન' માં નીચે પ્રમાણે પ્રકટ થયો છેઃ-

"થોડાક દિવસો પર મુંબઇ કોટમાં રહેતા એક બ્રાહ્મણની સ્ત્રીએ પાણી આણવાને એક માટીનું વાસણ-ઘડો કે ગાગર કે એવું કાંઇ-લીધું. તે સ્ત્રીની સાસુએ તે સંબંધે વાંધો ઉઠાવ્યો અને કહ્યું કે, એને તો કોઇ હલકી જાતની સ્ત્રી અડી ગઇ છે અને તેથી તે નકામું થઇ ગયું છે. તે સ્ત્રીએ આ બાબતમાં કાંઇક હઠ કરી હશે અથવા તો તેમ નથી થયું એમ કહ્યું હશે, તેથી તેની પેલી સાસુએ વહુને પાણી-છલ્લી કરી નાખી ખૂબ ભાંડી; એટલુંજ નહિ પરંતુ તે બાપડીને ધોલધપાટ પણ કરી. બાપડી બિનઅનુભવી બાળકીને આથી બહુજ લાગી આવ્યું અને તેથી તેણે મીંટરોડ પર આવેલા એક કૂવામાં પડીને આત્મહત્યા કરી! સાસુના કારમા કેરનાં આવાં હૃદયભેદક અનેક ઉદાહરણો હિંદુસંસારમાં ઠેકઠેકાણે જોવામાં આવ્યાં છે."

આ તો એકજ દાખલો છે, પણ તેને 'એક' ન સમજવો. આવા બધા બનાવો કાંઇ છાપાંમાં છપાતા નથી. અનેકમાંથી એકાદજ છપાય છે. વળી આ તો છેક આપઘાત કરવાની હદ સુધી પહોંચેલી વાતનો દાખલો છે. સમજણના બળથી આપઘાત ન કરવા છતાં એથી પણ વધારે દુઃખભર્યું જીવન ગાળતી વહુઓના હજારો અને લાખો દાખલાઓ હિંદુસંસારમાં ઠેકાણે ઠેકાણે વેરાયલા પડ્યા છે!

બાળલગ્નની રૂઢિ પણ કેટલી બધી નુકસાનકારક છે, એ વાત શરીર અને મનના બંધારણના જ્ઞાન વિનાનાં મૂર્ખ માબાપો ભાગ્યેજ સમજી શકે છે. એ બાબતનો સચોટ બોધ અને ખરી માહિતી આપનાર લેખકો અને બોધકો તથા તેનો લાખો કરોડોની સંખ્યામાં પ્રચાર કરનારા ઉદાર ધનિકો અને વ્યવસ્થાપકોની દેશમાં બહુજ જરૂર છે. પોતાનાં વહાલામાં વહાલાં બાળકોને બચપણમાંજ વિષયવાસનામાં ડુબાવી દેનાર ઓ મૂર્ખ માબાપો! એવી રીતે તેમનું મનુષ્યત્વ નષ્ટ કરવા કરતાં તો તેમનું જન્મતાંજ ગળું દાબી દેતાં હો તો એમાં ઓછું પાપ અને દુઃખ છે! ઓ પચાસ વર્ષના ડોસા! તારા પચીસ વર્ષના જુવાન છોકરાને તારા જેવા ઘરડા માણસ કરતાં પણ ફિક્કા અને દુર્બળ

શરીરવાળો જોઇને તને કેમ વિચાર નથી આવતો ? સ્ત્રીઓના વેશમાં અવતરેલી પૂર્વજન્મના શત્રુરૂપ ઓ મૂર્ખ માતાઓ ! સાસુજી બની જઇને વહુ પર ઘરકામ ઢોળી પાડવા તથા બાદશાહી ચલાવવાના મોહમાં ને મોહમાં શીદને તમારાં સંતાનોનું સત્યાનાશ વાળો છો ? તમારાં ઢીંગલાઢીંગલીની ઉંમરમાં વિષયભોગના ખાડામાં ડુબાવેલાં ફિક્કાં, મુડદાલ અને રોગી સંતાનોને રોજ રોજ જોયા કરો છો; તોપણ કેમ કશી અક્કલ તમને આવતી નથી ?

મોટા ભાગે બાળલગ્નનાજ પ્રતાપે બચપણમાં અનાથ બની બેઠેલી લાખો વિધવાઓની દુઃખી અવસ્થાને જોઇ જોઇને રોજ રોજ બળી રહેલાં લાખો માબાપો ! આવા ઘોર કળિયુગના સમયમાં તમે તે બિચારીઓ પાસે કયી નીતિને આધારે સત્યયુગના ધર્મો પળાવવા માગો છો ? તમે પોતે પણ પચાસ પચાસની ઉંમર થઇ જવા છતાં બ્રહ્મચર્યનો જે શુભ ધર્મ પાળવાને અસમર્થ રહો છો, તે ધર્મ તમે દુઃખી, અનાથ, અજ્ઞાન બાળાઓ પાસે પરાણે પળાવવા માગો છો ? ધર્મ તે એમ પરાણે પળાવી શકાતા હશે ? તમારા કરતાં તો પેલા એક હાથમાં તલવાર અને બીજા હાથમાં કુરાન લઇને ઊભા રહેનારા આગલા સમયના જુલ્મી મુસલમાનો પણ વધારે સારા હતા; કેમકે તેઓ પોતે જે ધર્મ પાળતા, તેજ ધર્મ બીજાને પરાણે પળાવવા મથતા અને ન પાળે તેવાને તરતજ પૂરો કરી નાખતા; પણ તમે તો પોતેજ ઘરડા થવા છતાં શાસ્ત્રાજ્ઞાનું ઉલ્લંઘન કરીને જે ધર્મ પાળી શકતા નથી, તે ધર્મ તમારી યુવાન વિધવા વહુ–બેટીઓ પાસે પરાણે પળાવવા માગો છો ! તેઓ તે ધર્મ પાળી શકશે એવી સ્વપ્નમાં પણ તમે શા કારણથી આશા રાખી શકો છો ? તમારી મૂર્ખતા તમને એવી આશા આપે છે ખરી, પણ આખરે ફળ શું આવે છે તે તો જોઇ શકો છો ને ! ગર્ભપાત ૯૦ થવા દેવામાં આંખ આડા કાન અને વખતે જાતે પણ મદદ કરવી પડે છે ને ! આવાં આવાં મહાઘોર પાતકોથી કેટલી યુવાન વિધવાઓનાં માબાપો અને સાસરિયાં બચેલાં છે ! આ અધમતા, આ દુઃખ, આ ત્રાસો જન્મભર સુધી ખમવા–ખમાવવા કરતાં પુનર્લગ્નની છૂટ મૂકતાં તમને શી ચૂંક આવે છે ? મનમાં તો હવે બધુંય સમજી ચૂકયા છો, માત્ર થોડાક હૃદયબળનીજ જરૂર છે ! હવે કયાં સુધી એ તુચ્છ શરમ અને સાવ ખોટે ખોટી લાજને પકડી રાખશો ? તોડી નાખો હવે એ કંગાળ પડદાને ! મૂર્ખ ન્યાતીલાઓ તરફથી ભલે થોડુંક એથી ખમવું પડે, પરંતુ હાલ જે ખમી રહ્યા છો, તેના આગળ તો તે સોમા હિસ્સાનું પણ નથી.

હાલમાંજ બે વિધવાઓને જન્મેલાં છોકરાં મારી નાખવા બદલ જન્મ સુધી દેશનિકાલની સજા થઇ છે અને હાઇકોર્ટે તે બહાલ રાખી

છે. ઓ જંગલી માબાપો ! શું હવે આન્દામાનના ટાપુમાં જઇને એ બિચારીઓ તમારાં નાત, જાત, ધર્મ અને બ્રહ્મચર્ય સાચવી શકશે કેમ ? પથરા પડો તમારી અક્કલ ઉપર ! શું તમારી મૂર્ખતાને લીધેજ તેમને આ સજા નથી ખમવી પડી ? સરકારના કાયદાઓ-થી ભલે તમે છટકી જાઓ અને નિર્દોષ અબળાની આવી દુર્દશા થવા દો, પણ પરમાત્માનો અચૂક કાયદો તમારા પર ડોળા ધુરકાવી ઊભો છે, તે યાદ રાખજો. અમે તો સમજીએ છીએ કે, એ બાળ-કોને જન્મતાં મારી નાખનાર કદાચ એ વિધવાઓનાં વડીલોજ હશે અને તે વડીલોને બચાવવા તેમજ પોતાના ઘોર નારકીય જીવનમાંથી છૂટવાને માટેજ એ કર્મ પોતાને માથે તેમણે આવવા દીધું હશે ! હાય ભારત ! ગારત થઈ જા ! હે દીનાનાથ ! આવી અનેક ઘોર દુર્દશાઓ વચ્ચે અમને હિંદુજાતિને જિવાડીને–અમારાં આવાં ઘોર પાતકો ચાલુ રહેવા દઇને–તેના ફળરૂપે આગળ ઉપર અમને હજી આથીએ અનેકગણી કેવીક અતિ ઘોર યાતનાઓમાં ડુબાવવા છે ? હે નાથ ! તે કરતાં તો અત્યારથીજ અમને પ્રલયમાં ડુબાવી દો !

ઓ બીજાઓની પાસે ઉન્નતિને માગનારા અગ્રેસરો ! તમે તમારા ઘરમાંની, પડોશમાંની, જ્ઞાતિમાંની, તમારાથી માંહોમાંહેજ બની શકે એવી કેટલી ખરાબ રૂઢિઓ અને બીજી બાબતો દૂર કરી ? તમારા શ્રમથીજ સિદ્ધ થઇ શકે એવી લોકહિતની કેટલી ઉન્નતિઓ સિદ્ધ કરી ? "હિમ્મતે મરદા, તો મદદે ખુદા" અથવા તો "મનુ-ષ્યયત્ન અને ઈશ્વરકૃપા" અર્થાત્ પોતાથી બનતું સર્વ કર્યા વિના અખૂટ ઐશ્વર્યસંપન્ન પરમાત્માની પણ કૃપા મેળવી શકાતી નથી, તો પછી રાજાની કે અન્ય મનુષ્યોની કૃપા તો ક્યાંથીજ મેળવી શકાય ? ભલે માગ્યા કરો અને વાયદા સાંભળ્યાજ કરો. એમાં દોષ બીજાને દેવાનો નથી. તમારો અનેક પ્રકારનો અનધિકારજ અન્યોનાં હૃદય-માં પ્રવેશીને તમને 'ઇન્દ્રાસનને બદલે નિદ્રાસન' અપાવી રહ્યો છે.

ખંભાતનિવાસી પરીખ પુરુષોત્તમદાસ મથુરાંદાસે આ વાર્તાઓ-નો અનુવાદ પૂર્ણ ઉત્સાહ અને નિષ્કામતાપૂર્વક તેમજ બને તેટલો વિશેષ સમય રોકાને યોગ્ય સમય પર કરી મોકલેલો હોવાથી આ સંસ્થા તરફથી તેમજ વાચકવર્ગ તરફથી તેમને અમારો અત્યંત પ્રેમ-પૂર્વક ધન્યવાદ છે.

આ વાર્તાઓ જુદાં જુદાં હિંદી માસિક તથા પુસ્તકો ઉપરથી સંગ્રહ કરવામાં આવી છે અને તેના મૂળ લેખકનું નામ બનતાં સુધી તે તે વાર્તાની નીચેજ આપવામાં આવ્યું છે. એમાંની એક વાર્તા પ્રસિદ્ધ હિંદીકવિ પંડિત કાન્તાપ્રસાદ ગુરુને હાથે લખાઇને અલાહાબાદના ઇન્ડિયન પ્રેસદ્વારા પ્રસિદ્ધ થયેલા પુસ્તક ઉપરથી

સારરૂપે લીધી છે. તેર વાર્તાઓ અલાહાબાદમાં પંડિત સુદર્શનાચાર્ય બી. એ. તથા શ્રીમતી ગોપાલદેવીના સંપાદકપણા નીચે નીકળતા 'ગૃહલક્ષ્મી' માસિક ઉપરથી લેવામાં આવી છે; ત્રણ વાર્તાઓ હિંદી 'શારદાવિનોદ'ના અંકોમાંથી, ત્રણ વાર્તાઓ હિંદી 'સ્ત્રીદર્પણ'માંથી અને બે વાર્તાઓ હિંદી 'ભારતમહિલા'માંથી લેવામાં આવી છે. એક વાર્તા આ કાર્યાલયના વ્યવસ્થાપક બંધુ વેણીશંકર વહાલજીની લખેલી છે તથા એક વાર્તા 'હિંદુસ્તાન' સાપ્તાહિકમાંથી અને એક વાર્તા 'બ્રહ્મક્ષત્રિય'માંથી ઉપયોગી લાગવાથી સંગ્રહિત કરવામાં આવી છે. એ સર્વ વાર્તાઓના વિદ્વાન લેખકો, સંપાદકો, તેમજ પ્રકાશક સજ્જનોનો અત્રે હૃદયપૂર્વક આભાર માનવામાં આવે છે.

અનુવાદ તૈયાર થઇ આવ્યા પછી યોગ્ય લાગ્યું ત્યાં ત્યાં ભાષાની સરલતા ઇત્યાદિ બાબતમાં સુધારણા તથા વધઘટ કરવા સંપાદકે યથામતિ યત્ન કર્યો છે. વાર્તાઓની છેવટનાં વાક્યો કેટલેક સ્થળે નવેસરથી લખવામાં આવ્યાં છે.

વિજયાદશમી–વિ. સં. ૧૯૭૨ —મંત્રી

---

## 'કથાગુચ્છ'ના લેખકના બે બોલમાંથી

અન્ય ભાષાઓમાંથી અનુવાદ કરેલી મારી વાર્તાઓ લગભગ નવ વર્ષ થયાં 'સુંદરીસુબોધ', 'સ્ત્રીબોધ', 'ભારતજીવન', 'જ્ઞાનસુધા' તથા 'ગુજરાતી પંચ' ના દીવાળીના અંક આદિ સામયિક પત્રોમાં વખતોવખત પ્રગટ થતી આવી છે. એમાંની કેટલીક વાર્તાઓ આજે પુસ્તકાકારમાં વાચકવર્ગ સમક્ષ રજૂ થતી જોઇ મને વિશેષ આનંદ થાય છે. આમાંની વાર્તાઓ શ્રીયુત રવીન્દ્રનાથ ઠાકુર, શ્રીપ્રભાતકુમાર મુખોપાધ્યાય, શ્રીસુબોધચંદ્ર મજુમદાર, શ્રીચારુચંદ્ર બંદોપાધ્યાય, શ્રીસુધીન્દ્રનાથ ઠાકુર તથા શ્રીમતી બંગમહિલા આદિ સુવિખ્યાત બંગાળી લેખકો અને લેખિકાની લોકપ્રિય થઇ પડેલી વાર્તાઓના અનુવાદરૂપ છે.

× × × ×

તા. ૨૭–૧૧–૧૨ શિવપ્રસાદ દલપતરામ પંડિત

---

## 'કથાગુચ્છ' ભાગ પહેલાની પ્રસ્તાવોક્તિમાંથી

જેમ વાસ્તવિક નવલકથાની ઉત્પત્તિ આંગ્લસાહિત્યના પરિચયમાં આવ્યા પછી ઉદ્ભવી છે, તેમ ટૂંકી વાર્તા–નાની વાર્તાનો જન્મ પણ પાશ્ચાત્ય વાઙ્મયના સંબંધમાં આવ્યા પછી અને નવલકથાની પછીના કાળમાં થયો છે.

ટૂંકી વાર્તા અને નવલકથામાં ભેદ છે. એ ભેદ પાત્ર, બનાવ

અને વસ્તુસંકલનાને અંગે છે. આપણા દેશના સાહિત્ય તરફ દષ્ટિપાત કરીએ તો ટૂંકી વાર્તાની શરૂઆત પ્રથમ બંગાળી સાહિત્યમાં થયેલ છે. એ વિકાસ પામેલા ભાષાભંડારમાંથી કેટલીક ઉત્તમ વાર્તાનો અનુવાદ સ્વ૦ શ્રી. નારાયણ હેમચંદ્રે આપણી ભાષામાં કર્યો છે. ભાષાના આ અંગને પરિપુષ્ટ કરવા કેટલાક સાહિત્ય–ઉપાસકોએ સ્તુત્ય પ્રયત્ન આદર્યો છે અને કેટલાકે એ માર્ગે વિચરણ કર્યું છે. રા. પંડિતના એજ દિશામાં પ્રશંસનીય પ્રયત્નનું પરિણામ આ કથા-ગુચ્છ છે. એમાંની વાર્તાઓ બહુધા ભાષાંતર છે.

માનવપ્રકૃતિના કેટલાક ભાવ કુસુમ સમાન કોમળ અને કમનીય છે. તેનું ચિંતન કરતાં હૃદય દ્રવીભૂત થાય છે. કેટલાક ભાવ કઠોર અને તીવ્ર છે. એવા ભાવોનું પરિચિંતન કરતાં હૃદયમાં ભયનો સંચાર થાય છે. આ ભાવો મનુષ્યહૃદયને ક્રીડાભૂમિ બનાવી તેમાં ખેલે છે વા સમરાંગણ બનાવી તુમુલ યુદ્ધ મચાવે છે. આ ભાવોથી મનુષ્યજીવન વિવિધ રીતે રંગાય છે. આવા ભાવોનું યથાર્થ આલેખન અને ભાવાવેશપ્રેરિત મનુષ્યહૃદયનું પ્રતિબિંબ ટૂંકી વાર્તામાં મનોહારી રીતે આલેખી શકાય છે. આવા સૂક્ષ્મતર ભાવો નવલકથામાં તેની જટિલતાને લીધે ઉત્તમ રીતે અંકિત થઈ શકતા નથી; માટેજ ટૂંકી વાર્તામાં ઉત્તમ કલાવિધાનની આવશ્યકતા છે. ચિત્રકળામાં જેને 'એરિયલ' (ક્ષણસ્થાયી તરલભાવ) કહે છે, તે જેમ ઉતારવા કઠિન છે, તેમ આવા ભાવો નવલકથામાં ઉત્તમ રીતે આલેખાવા મુશ્કેલ છે. ટૂંકી વાર્તામાં આવા ભાવોનું ચિત્ર યથાર્થતાથી દાખવી શકાય. ટૂંકી વાર્તાનું ટૂંકું સ્વરૂપ 'લાફ્ કાડિયો હીર્ન' ના શબ્દોમાં કહીએ, તો મનુજભાવોમાં રહેલી ચારુતાનું સૌંદર્ય દાખવવાનું છે.

× × × ×

ચંપો, ગુલાબ, જાઇ આદિ પુષ્પોની ગૂંથણીનું પરિણામ આ "કથાગુચ્છ" છે, એમાં કોઇની નિર્મળ પરિમળ, કોઇની તીવ્ર–ઉત્કટ સુવાસ, કોઇનો નયનરંજક વર્ણ, કોઇની મનોહારી મૃદુતા જેમ તૃપ્તિપદ થાય છે, તેમ આ કથાગુચ્છ કુસુમસદૃશ હૃદયરંજક નીવડે એજ.

રમણીક અ. મહેતા

# अनुक्रमणिका

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૨૬ | સગાંસંધીઓનું | સગાંસંબંધીઓનું |
| ૨૩ | ૨૫ | સૌદર્ય | સૌંદર્ય |
| ૫૬ | ૨૮ | રહ્યા. | રહ્યો. |
| ૭૦ | ૨૫ | કાંઇક | કાંઇજ |
| ૮૩ | ૭ | કે જે જેનું | કે જેનું |
| ૮૫ | ૧૦ | બચાવાની | બચવાની |
| ૯૧ | ૨૨ | નિવિઘ્ને | નિર્વિઘ્ને |
| ૧૭૧ | ૪ | રણુણિક | રમણીક |
| ૧૭૮ | ૮ | ઊડી, ગઇ | ઊડી ગઇ, |
| ૧૭૯ | ૩૨ | જીવને | જીવનને |
| ૧૮૭ | ૩૨ | એઠાં. | એઠા. |
| ૧૮૯ | ૭ | તમારો | તમારે |
| ૧૮૯ | ૧૮ | કોઇએ ભરી | ભરી |
| ૧૯૨ | ૧૬ | મળસકે | મળસ્કે |
| ૧૯૭ | ૧૧ | પ્રસાર | પસાર |
| ૨૦૧ | ૮ | કપાડાથી | કપડાથી |
| ૨૦૩ | ૫ | રનાન | સ્નાન |
| ૨૧૪ | ૧૪ | લાગ્યા ગયા. | લાગ્યા. |
| ૨૧૫ | ૧૩ | ફાંટ્ય | ફાટ્યાં |
| ૨૨૦ | ૨૩ | પડીને | પાડીને |
| ૨૨૧ | ૫ | હાથમાં | હાથ-મોં |
| ૨૩૨ | ૧૯ | બીકપણાનાં | બીકણુપણાનાં |
| ૨૩૨ | ૨૪ | અને અને | અને |
| ૨૩૩ | ૨ | આમો | અમો |
| ૨૩૭ | ૧૭ | લઈ | થઈ |
| ૨૬૭ | ૩ | અલિંગજ | અલિ ગંજ |
| ૨૬૭ | ૫ | એટલમાં | એટલામાં |
| ૨૭૦ | ૩૩ | માંડ્યાં. | માંડ્યા. |
| ૨૮૪ | ૨૧ | વસરની | વરસની |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૮૯ | ૩૦ | મેં | એ |
| ૨૯૯ | ૧૯ | વહાલાં | વહાલા |
| ૩૨૪ | ૫ | રામનથના | રામનાથના |
| ૩૨૯ | ૧૩ | પાસે પાસે | પાસે |
| ૩૩૪ | ૧૫ | ધમકીને | ધમકી |
| ૩૪૩ | ૫ | સમજાવીશ | સમજાવી |
| ૩૪૫ | ૨૪ | જઇ પાસે | પાસે જઇ |
| ૩૫૮ | ૨૯ | ઊંધી | ઊંઘી |
| ૩૫૮ | ૩૪ | ઊંધ | ઊંઘ |
| ૩૭૩ | ૧૩ | દીવાનખાનમાં | દીવાનખાનામાં |
| ૩૭૬ | ૧૭-૧૮ | પોલીસ | પાલીસ |
| ૩૮૭ | ૧૧ | પાડી ?" | પડી ?" |
| •૪૦૧ | ૩૧ | ઓવા | આવા |
| ૪૦૩ | ૩ | અશ્ચર્યથી | આશ્ચર્યથી |
| ૪૧૫ | ૬ | રઘુવરદયાલ | રઘુવરદયાલ |
| ૪૩૨ | ૨ | આરી તેથી | આથી તે |
| ૪૪૪ | ૩૨ | ગ્રહને | ગૃહને |
| ૪૪૯ | ૧૩ | દિસસ | દિવસ |
| ૪૫૨ | ૧૫ | વહઓ | વહુઓ |
| ૪૫૬ | ૯ | ધણાને | દાણાને |
| ૪૭૪ | ૩૧ | જદ્દી | જિદ્દી |
| ૪૭૬ | ૯ | ઇને | જઇને |
| ૪૮૧ | ૨૧ | ડૉટરને | ડૉક્ટરને |
| ૪૮૩ | ૭ | સ્વીમી | સ્વામી |
| ૫૩૦ | ૨૨ | પાસરલ | પારસલ |
| ૫૩૭ | ૧૮ | રિપયા | રૂપિયા |
| ૫૪૨ | ૧૬ | તામારા | તમારા |
| ૫૫૧ | ૨૨ | સહેલાઉથી | સહેલાઇથી |

# आ संस्थाना तैयार ग्रंथो

૧–પોસ્ટેજ ઉપરાંત રજિસ્ટર તથા વી. પી. ખર્ચ રૂ. ૧૦) સુધીનું પાંચ આના જુદું લાગે છે. ૨–મંગાવેલામાંનાં જે પુસ્તકો ન આવે તે ખલાસ સમજવાં. ૩–પૂરું મૂલ્ય પ્રથમ મોકલીને કમમાં કમ ૮–૧૦ રૂપિયાનાં પુસ્તકો રેલરસ્તે મંગાવવાથી વધારાના પેકિંગ વગેરે બદલ ૦।ન્ર ચડવા છતાં કુલ ખર્ચ બહુ ઓછું આવશે. ૪–અમદાવાદના કાર્યાલય માટે કિંમત ઘટાડેલી, તે ઘણાંખરાં પુસ્તકો માટે નીચે મુજબ જારી છે; અને કમમાં કમ રૂા. ૫૦)નાં એકસાથે લેવાથી એમાં પણ ૬। ટકા કપાશે. ૫–મુંબઇના કાર્યાલયમાં વધારાના ખર્ચ બદલ જે જે પુસ્તકોની કિંમત છાપ્યા મુજબની અથવા બહારગામ મુજબની રખાઇ છે, તે પણ આ સૂચિપત્રમાં છાપેલી જણાશે; અને કમમાં કમ રૂા. ૨૫)નાં લેવાથી તેમાંથી બે આના મુજબ કપાશે. ૬–જે પુસ્તકની તરત માટે અથવા અમુક મુદત માટે કિંમત અરધી, પોણી કે કાંઇ પણ ઓછી રખાય, તેમાં કમિશન કપાશે નહિ તથા મુંબઇના કાર્યાલયમાં ખર્ચ જોગી વધુ કિંમત રહેશે. ૭–આ સંસ્થામાં મળતી આંખની દવાના લાભ અને વાપરવાની વિધિ વગેરે જુદું છાપેલું મળશે.

| <u>ઉત્તમ ધાર્મિક ગ્રંથો</u> | પૃષ્ઠ | અમદાવાદમાં | મુંબઇમાં મૂલ્ય |
|---|---|---|---|
| **શ્રીશાંતિપર્વ** (આવૃત્તિ ૬ ઠ્ઠી) ... | ૯૪૪ | ૬) | ૬) |
| **શ્રીભગવતી ભાગવત** (આવૃત્તિ ૪ થી) | ૯૨૮ | ૫) | ૫॥ |
| **શ્રીજ્ઞાનેશ્વર ભગવદ્ગીતા** (આવૃત્તિ ૬ ઠ્ઠી) | ૮૪૦ | ૨॥ | ૨॥। |
| **શ્રીમાનસ રામાયણ**–૩૦ ચિત્રો સાથે આ. ૧લી | ૧૪૦૦ | ૪॥। | ૫। |
| ,, ,, બે ગ્રંથમાં | ,, ૧૫૨૮ | ૫। | ૫॥। |
| **શ્રીતુલસીકૃત રામાયણ**–નવી આઠમી આવૃત્તિ છપાય છે. | | | |
| **વાલ્મીકિ રામાયણ**–(આવૃત્તિ ૨ જી) | ૧૩૭૬ | ૫॥ | ૬) |
| ,, ,, બે ગ્રંથમાં ,, | ,, | ૬) | ૬॥ |
| **શ્રીમદ્ભાગવત**–૯મી આવૃત્તિ (બે ગ્રંથમાં) | ૧૩૯૬ | ૫॥। | ૬। |
| **શ્રીદાસબોધ**–(આવૃત્તિ ૩જી) ... | ૬૪૮ | ૨) | ૨। |
| **શ્રીતુકારામ ગાથા**–ગ્રંથ ૧ લો (આ. ૧લી) | ૮૯૬ | ૨। | ૨। |
| **તુકારામ ગાથા**–ગ્રંથ ૨ જો ... | ૯૪૪ | ૨॥ | ૨॥ |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો (આ. ૧ લી) | ૭૦૮ | ૨। | ૨। |
| ,, ગ્રંથ ૨ જો ,, | ૭૨૦ | ૨) | ૨) |
| **વૈદિક વિનય**–ખંડ ૧–૨–૩ (આ. ૧લી) | ૮૪૦ | ૨॥। | ૨॥। |
| **મહાભારત મંજરી**–(આવૃત્તિ ૧ લી) | ૭૪૪ | ૨) | ૨) |

**શ્રીરામકૃષ્ણકથામૃત**–બે ભાગમાં (આ. ૨જી)૬૨૮ ... ૨) ... ૨ા
**શ્રીરામકૃષ્ણ પરમહંસનું ચરિત્ર**(આવૃત્તિ ૨જી)૬૦૮ ··· ૧ાા ... ૧ાાા
**સ્વામી રામતીર્થ**–ગ્રંથ ૧ લો (આ. ૪થી) ૫૧૬ ... ૧ાાા··· ૨)
,, ,, –ગ્રંથ ૩ જો (આ. ૧લી) ૫૨૮ ··· ૧ાાા... ૨)
**સ્વામી વિવેકાનંદ**–ગ્રંથ પહેલો(આ. ૨જી)···૫૭૫ ... ૧ાાા... ૨)
,, ,, –ગ્રંથ ૨ જો ,, ···૬૦૦ ... ૧ાાા··· ૨)
,, ,, –ભાગ ૮ મો (આ. ૨જી)...૩૮૪ ... ૧ાા ... ૧ાાા
,, ,, –ભાગ ૯ મો (આ. ૨જી) ૭૮૪ ... ૨ાાા... ૩)
,, ,, –ભાગ ૧૦ તથા ભા. ૧૧મો ૫૬૦ ... ૧ાાા... ૨)
,, ,, –ભાગ ૧૨–૧૩ મો પત્રો ૫૧૬ ... ૧ાા ... ૧ાાા
**સુબોધરત્નાકર**–(આવૃત્તિ ત્રીજી)... ... ૩૦૦ ... ૦ાાા... ૦ાાા=
**ઉપદેશસારસંગ્રહ** ( આવૃત્તિ ૨જી ) ... ૩૮૪ ... ૧) ... ૧)=
**હૃદયતરંગ** અને **બ્રાહ્મણની ગૌ** (આ. ૧ લી)૩૨૪ ... ૧) ... ૧)
**પ્રભુમય જીવન** (આવૃત્તિ ૭ મી ) ... ૧૯૨ ... ૦ા ... ૦ા૦ાા
**આર્યધર્મનીતિ અને ચાણક્યનીતિસાર** ૨૦૮ ... ૦ાד... ૦ાના
**વિભુની વાટે** અને **રામાયણની રત્નપ્રભા** ૧૬૪ ... ૦ા ... ૦ા
**શ્રીવિષ્ણુસહસ્રનામાવલિ–દર્શન**(આ. ૨જી)૨૨૦ ... ૦ા=... ૦ા=
**છોટમની વાણી**–ગ્રંથ ૩ જો ,, (આવૃત્તિ ૧લી)૨૭૦ ...૦ાાા=... ૧)
**સ્વર્ગનું વિમાન** ( આવૃત્તિ ૫ મી ) ... ૩૭૨ ··· ૧ા ··· ૧ા=
**સ્વર્ગની કૂંચી** ( આવૃત્તિ ૫ મી ) ... ૩૭૨ ... ૧ા ... ૧ા=
**સત્યાગ્રહ અને અસહકાર** ... ... ૪૯૬ ... ૧ા ··· ૧ા

## શ્રીમદ્ભગવદ્ગીતાઓ

**શ્રીમદ્ભગવદ્ગીતા**–{ શ્લોક ને સામેના પાનામાં સરલાર્થ–૧૪મી આ૦ } ૦ા૦ાા...૦ાד
,, ,, ,, ,, –પૂઠું પટ્ટી ૦ા ···૦ા૦ાા
**શ્રીમદ્ભગવદ્ગીતા**–ગુ૦ સરલાર્થ સાથે (આ૦૧૫મી) ૦ા ···૦ા૦ાા
,, ,, ,, ,, પૂઠું પટ્ટી ,, ૦)≡ા ...૦ા
**શ્રીમદ્ભગવદ્ગીતા**–માત્ર ગુ૦ સરલાર્થ (આ૦૧૬મી)૦)=ા ...૦)≡
,, ,, ,, ,, –પૂઠું પટ્ટી ,, ૦)= ...૦)=ા
**શ્રીમદ્ભગવદ્ગીતા**–ગુ૦ સરલાર્થ સાથે, **મોટાઅક્ષર** ૦ા= ...૦ા≡
**શ્રીપંચરત્નગીતા**–ગુ૦ સરલાર્થ સાથે, **મોટા અક્ષર** ૦ાાા=...૧)

### ઉત્સાહ અને ચેતનાપ્રેરક પુસ્તકો

**આદર્શ દૃષ્ટાંતમાળા** ભાગ ૧લો (આ. બીજી) ૪૩૨ ··· ૧ા ... ૧ાા
,, ભા. ૨જો ,, ... ૪૯૨ ... ૧ા= ···૧ાા=

કતલખાનું-(આવૃત્તિ ૧ લી) ... ... ૬૯૬ ...૨ા ... ૨ા
ભારતધર્મ-અંધારા રંગમહેલનો રાજા ૫૦૪ ...૧ાા ... ૧ાા
ગામડિયા નરદેવો (આવૃત્તિ ૧ લી) ... ૪૦૮ ...૧ા= ... ૧ા=
આગળ ધસો (આવૃત્તિ ૩ જી) ... ૪૬૮ ...૧ાા ... ૧ાાા
સુખી જીવનનાં સાધન(માર્ડન કૃત)આ.૧લી ૩૧૨ ...૦ાાા=... ૦ાાા=
સુખ સામર્થ્ય સમૃદ્ધિ (આવૃત્તિ ૨જી) ૪૦૦ ...૧) ... ૧ા
ભાગ્યના સ્રષ્ટાઓ (આવૃત્તિ ૨જી) ... ૫૬૪ ...૧ાા ... ૧ાાા
બંકિમ નિબંધમાળા-બંકિમ બાબુકૃત ૫૯૨ ...૧ાા ... ૧ાાા
સોનેરી સૂચનો-(આવૃત્તિ ૭મી) ... ૨૦૮ ...૦ા ... ૦ા૦ાા
શુભસંગ્રહ-ભાગ ૧ લો (આવૃત્તિ ૫મી) ૧૯૨ ...૦ા ... ૦ા૦ાા
વસિયતનામું ... ... ... ... ૬૪ ...૦)૦ાા... ૦)૦ાા

## ઇતિહાસ અને વૈદક સંબંધી પુસ્તકો

આર્યભિષક્-(નવમી આવૃત્તિ) ... ... ૮૨૪ ...૩) ... ૩ાા
વૈદક સંબંધી વિચારો-ભાગ૧લો-(આ. ૨જી)૬૭૨ ...૧ાા ... ૧ાાા
" " " -ભાગ૨જો (આ. ૧લી)૪૩૨ ...૧ા= ... ૧ા=
(ઉપરના ત્રણે ગ્રંથ સાથે ખરીદનારને ... ... ...૩)- ... ૩ા=
આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન-(આ. ૫મી)૧૩૬ ...૦ા ... ૦ા૦ાા
રાજસ્થાનનો ઈતિહાસ-ભાગ ૨જો (આ.૧લી)૭૬૪ ...૪ા ... ૪ાાા

## બોધદાયક ઉત્તમ જીવનચરિત્રો

ભારતની દેવીઓ-ત્રણ ગ્રંથમાં (ત્રીજી આવૃત્તિ) ...૬) ... ૬ાાા
(ત્રણે ગ્રંથનાં પૃષ્ઠ ૨૨૬૮; છૂટક દરેક ગ્રંથની કિંમત રૂા.... ... ૨ાા)
સંત તુકારામ-જીવનચરિત્ર (આવૃત્તિ ૧ લી) ૬૬૬ ...૨) ... ૨)
શ્રીજ્ઞાનેશ્વર મહારાજ અને મહાત્મા શ્રીએકનાથ (આવૃત્તિ ૧ લી)૫૦૪ ...૧ાા ... ૧ાા
શ્રીચૈતન્ય મહાપ્રભુ-ખંડ ૧થી૫ ત્રણગ્રંથમાં ૧૫૯૬...૫) ... ૫)
આદર્શ ચરિત્રસંગ્રહ-ઉત્તમ ૫૨ જીવનચરિત્રો ૬૩૬...૧ાાા ... ૧ાાા
સ્વામી ભાસ્કરાનંદ તથા વિજયકૃષ્ણ ગોસ્વામી } (આવૃત્તિ ૧લી) ૪૩૨...૧ાા ... ૧ાા
ભક્તચરિત્ર (આવૃત્તિ ૨જી) ... ... ... ...૧ાા ... ૧ાાા
મુસ્લિમ મહાત્માઓ-(આવૃત્તિ ૧ લી) ...૫૯૨...૧ા ... ૧ા
વીર દુર્ગાદાસ-(આવૃત્તિ ત્રીજી) ... ...૩૦૪...૦ાા ... ૦ાા-
શ્રી શિવાજી છત્રપતિ-(આવૃત્તિ બીજી) ૬૧૨...૨) ... ૨ા
ભારતના વીરપુરુષો (આવૃત્તિ ત્રીજી)...... ૩૨૮... ૧) ... ૧)=



# सामाजिक टूंकी वार्ताओ

## ग्रंथ १ लो

## १–देराणीनो कलह

મિ૦ મોતીલાલ એમ. એ., યુક્તપ્રદેશની એક કોલેજમાં ફિલસૂફીના પ્રોફેસર છે. ગરમીની રજાઓ પડી છે. આ રજાઓનો આનંદ લેવાને તેમજ કુટુંબનું સુખ ભોગવવાને તેઓ પોતાને ઘેર આવ્યા હતા. મોતીલાલનો ભાઇ શ્યામલાલ ઘણોજ સીધો અને સાદો માણસ છે. તે કાપડની દુકાન વડેજ પોતાનો નિર્વાહ ચલાવે છે. પોતાના વડીલ બંધુ પ્રત્યે તે પિતાના જેવાંજ સ્નેહ અને સન્માન રાખે છે. મોતીલાલ પણ પોતાના કનિષ્ઠ બંધુ શ્યામલાલને પુત્ર સમાન સમજે છે તથા પોતે અન્ય નગરમાં રહેતા હોવાથી પોતાના માસિક પગારમાંથી પોતે જે કાંઈ બચાવે છે, તે પોતાના નાના ભાઇને મોકલી આપે છે. સર્વ ગૃહ–વ્યવહારમાં માત્ર શ્યામલાલજ કર્તાહર્તા છે.

શ્યામલાલની સ્ત્રી ચમેલી, પોતાની જેઠાણી હરિદાસી સાથે ઉદાસીનભાવથી વર્તતી હતી. એક સમયે કોઈ આવશ્યક કારણને લીધે ચમેલીને કેટલાક માસ પોતાના પિયેરમાં પોતાની ભાભીની સંગતમાં રહેવું પડયું. તે સમય દરમિયાન ચમેલીનો સ્વભાવ ઘણોજ બદલાઈ ગયો. તે દ્વેષી બની ગઇ અને પોતાના મનથી એવો વિચાર નક્કી કર્યો કે, "હવેને વખતે સાસરે જઇને, હરેક પ્રકારે મારા પતિને હરિદાસીથી જુદો પડાવી જુદી રહીશ અને મારા દિવસો આનંદમાં ગાળીશ." કહેવત છે કે, 'સોબતે અસર અને તોખમે તાસીર !' ચમેલીના સ્વભાવમાં આ પ્રમાણે જે કાંઇ

પરિવર્તન થયું હતું, તેનું મુખ્ય કારણ તેની ભાભીની સંગત હતી. તેની જેઠાણી ઉપર તેના હૃદયમાં દ્વેષ ઉત્પન્ન કરાવનાર એ ભાભીજ હતી. એ સ્ત્રી ઘણીજ કર્કશા હતી અને પોતાની જેઠાણી સાથે લડીને જુદી પડેલી હતી.

હરિદાસીનો સ્વભાવ ઘણોજ કોમળ અને સરળ હતો. તે શ્યામલાલને પોતાના પુત્રવત્ લેખતી હતી. બાલ્યાવસ્થામાંથી તેણેજ તેનું પાલન કરીને તેને મોટો કર્યો હતો. પોતાની પ્રેમમયી માતાના પરલોકવાસ સમયે શ્યામલાલની ઉંમર ફક્ત પાંચજ વર્ષની હતી. વડીલ ભાઈ તથા ભાભીએ માતા–પિતા જેવો સ્નેહ રાખી તેને કોઇ પણ પ્રકારે ઓછું આવવા દીધું નહોતું. ભાઈ તથા ભાભી ઉભયે તેને ભણાવવાને માટે બહુ મહેનત કરી હતી; પરંતુ પૂર્વદત્ત સંસ્કાર નહિ હોવાથી તે ફક્ત પાંચજ ધોરણ ભણ્યો. પછી તે ઉંમરલાયક થતાં વડીલ બંધુ મોતીલાલે તેને પાંચ હજાર રૂપિયા આપી સ્વદેશી કાપડની દુકાન ઉઘાડી આપી હતી તથા સાધારણ નફો લઇ એકજ ભાવથી રોકડે પૈસે વેચાણ કરવાની સૂચના કરી હતી. ઘણાખરા સ્વદેશાભિમાની લોકો આ દુકાનમાંથીજ સ્વદેશી વસ્ત્રો ખરીદ કરવા લાગ્યા. આથી કરીને ત્રણ વર્ષ જેટલા ટૂંક સમયમાં દુકાનની ઘણી ઉન્નતિ થઇ તથા વીસથી ત્રીસ હજાર રૂપિયા સુધીનો માલ દુકાનમાં રહેવા લાગ્યો.

ગરમીની રજાઓ પડે, તેની એક માસ અગાઉથીજ ચમેલી સાસરે આવી પહોંચી હતી અને પોતાના પ્રપંચની શરુઆત કરી દીધી હતી. અગાઉની પેઠે હવે ચમેલી તથા હરિદાસીને બનતું નહોતું. ચમેલીને બે પુત્રો હતા. મોટો પુત્ર સાત વર્ષનો ને નાનો ચાર વર્ષનો હતો. હરિદાસી ઇચ્છતી કે, મોટો બાળક નિયમિત રીતે નિશાળે જાય તો સારું; પરંતુ ચમેલી હરિદાસી સાથે દ્વેષ રાખતી હોવાથી પોતાના પુત્રને ઘરમાંજ રાખી મૂકવાનો યત્ન કરતી. ચમેલી હરિદાસીને કહ્યા કરતી કે, "મારે કાંઇ મારા છોકરાને માસ્તરફાસ્તર બનાવવો નથી! નહિ ભણે તોયે એના નસીબમાં હશે તો ચાર પૈસા રળી ખાશેજ."

આવું વ્યંગવાક્ય શા ઉદ્દેશથી બોલવામાં આવતું હતું, તે હરિદાસી સારી રીતે સમજતી હતી; છતાં પોતે કેળવાયલી અને ઉદાર હોવાથી એ બન્ને બાળકોને પોતાના પુત્રતુલ્ય સમજતી હતી.

એક દિવસે ચમેલીનો મોટો પુત્ર રામલાલ કેટલાક દિવસની પડેલી રજાઓ પૂરી થઇ ગયા પછી પણ નિશાળમાં ગયો નહિ. હરિદાસીની એવી માન્યતા હતી કે, ભણ્યાગણ્યા સિવાયનો પુત્ર પશુ સમાન જીવન ગુજારી મહાદુઃખી થાય છે; છતાં ચમેલીનો વિચાર તે જાણી ગયેલી હોવાથી, ઘરમાં કલેશ થવાના ભયથી તે રામલાલને ભણાવવા તરફ લક્ષ્ય આપવાનું વારંવાર કહેતી નહોતી.

એક દિવસે હરિદાસીએ રામલાલને પોતાની પાસે બોલાવીને કહ્યું: "ભાઇ! આજે ભણવા જાઓ. સાતઆઠ દિવસ પછી રજાઓ પડવાની છે. ત્યારે તારા કાકા અહીં આવનાર છે. જેથી તારે માટે એક સરસ વાજું લઇ આવવાનું હું તેમને લખીશ. માટે જાઓ ભાઈ! ભણવાને જાઓ."

ઘણું સમજાવ્યા પછી જ્યારે રામલાલ નિશાળે જવા તૈયાર થયો, ત્યારે ચમેલીએ ઘરની બહાર નીકળી તેનો હાથ પકડી ગુસ્સાથી કહ્યું: "ખબરદાર, જો નિશાળે ગયો તો! અમારે નોકરીનો ટુકડો ખાવો નથી. જા, ઉપર જા." રામલાલ પોતાની માતાનાં વાક્યો સાંભળી ગભરાતો ગભરાતો ઘરમાં પાછો ગયો. આ બનાવની હરિદાસીને કશી ખબર પડી નહિ; જેથી થોડા સમય પછી રામલાલ જ્યારે તેની દૃષ્ટિએ પડ્યો, ત્યારે તે તેના ઉપર ક્રોધે ભરાઇ બોલી ઊઠી કે, "કેમ રામલાલ! તું ભણવાને કેમ ન ગયો?" આમ કહી તેણે તેને એક થપ્પડ મારી. રામલાલ થપ્પડ વાગવાથી રડવા લાગ્યો. જો કે હરિદાસીએ તેના હિતને માટેજ તેને શિક્ષા કરી હતી; પરંતુ આ નજીવી શિક્ષાને લીધે ઘરમાં ભયંકર કલહ ઊભો થયો. હરિદાસીએ રામલાલને થપ્પડ મારી તે ઉપરાંત વળી ચમેલી તેને વિશેષ માર મારવા લાગી તથા તેના માથામાંથી લોહી કાઢીને હરિદાસી સાથે ગમે તેવાં વેણ બોલી તકરાર કરવા લાગી.

ચમેલી આ તકરારમાં હરિદાસી કરતાં ચડી ગઇ. આખો દિવસ તેણે કલહજ કર્યા કર્યો અને ભોજન પણ બનાવ્યું નહિ, તેમજ ખાધું પણ નહિ. હરિદાસીએ ચમેલીની ગાળોનો એવો ઉત્તર આપ્યો કે, "રામલાલ લુચ્ચાઇ કરી નિશાળે ગયો નહિ, તેથીજ મેં તો માત્ર સાધારણ શિક્ષા તેને કરી હતી."

ચમેલીએ કહ્યું: "એમ નથી, પણ તું વાંઝણી હોવાથી મને તેમજ મારા પુત્રને જોઈ શકતી નથી અને તેથીજ રાત્રિદિવસ અ-

મારી અદેખાઇ કર્યા કરે છે; પણ એમાં અમે શું કરીએ? તારા નસીબનોજ વાંક છે, તો તારા નસીબનેજ શા માટે નથી મારતી?"

રાત્રે જ્યારે શ્યામલાલ ઘેર આવ્યો, ત્યારે તેણે સર્વ હકીકત જાણી. આવો પ્રસંગ જોવાનું તેને માટે આ પ્રથમ વારજ હતું. ચમેલીએ પતિને પુત્રનું શિર દેખાડયું તથા અનેક સાચીજૂઠી વાતો કરીને પતિનું મન ભાભી ઉપરથી બહુજ ઉદાસ કરી દીધું.

એજ રાત્રે મોતીલાલ પણ ઘેર આવી પહોંચ્યા તથા હરિદાસીદ્વારા જાણ્યું કે, પોતે જે આનંદ અર્થે ઘેર આવ્યા છે તે આનંદ મળી શકે તેમ નથી. પોતાનો ભાઇ તથા ભોજાઇ હવે જુદાં રહેવાનો વિચાર કરે છે. એ હકીકત પણ પત્નીદ્વારા મોતીલાલના જાણવામાં આવી. આ સર્વ હકીકત જાણતાંજ તેમણે એક ગાઢ નિશ્વાસ મૂક્યો અને કહ્યું: "ભારત! તારાં સ્ત્રીપુરુષોને જોઈ મને ઘણુંજ દુઃખ થાય છે. અરેરે! અમે ઉભય સહોદર હોવા છતાં પણ સલાહસંપથી એકત્ર નહિ રહી શકીએ ? નહિ, નહિ. કાલે પ્રાતઃકાળેજ હું શ્યામલાલનું સમાધાન કરીશ. બાલ્યાવસ્થાથીજ મેં એનું પાલન કર્યું છે, તો હવે એનો ત્યાગ કરવો ઉચિત નથી."

હરિદાસીએ પણ ઉત્તર આપ્યો કે, "આપણે માત્ર ચારજ મનુષ્યો છીએ, છતાં જો આપણે સર્વે સલાહસંપથી એકત્ર ન રહી શકીએ, તો તે ઘણાજ શોકની વાત કહેવાય."

પ્રાતઃકાળ થતાંજ શ્યામલાલ વડીલ બંધુની પાસે આવ્યો. પ્રણામ કર્યા પછી તે અગાઉની પેઠે નવાજૂના સમાચાર ન કહેતાં બેસીજ રહ્યો. છેવટે મોતીલાલે પ્રશ્ન કર્યો: "કેમ, સર્વ ખુશીઆનંદમાં તો છો ને? હું કોંગ્રેસમાં જવાને માટે મુંબઇ થઇ સુરત જનાર છું. જો કાંઇ મુંબઈનું કામકાજ હોય તો કહો."

શ્યામલાલે ઉતર આપ્યો: "ભાઈ સાહેબ! સુરતની કોંગ્રેસમાં જઇને શું કરશો ? પ્રથમ આપણા ઘરનીજ કોંગ્રેસનાં દર્શન કરો ને! (રામલાલનું માથું બતાવી) આ જુઓ તો ખરા કે, ભાભી સાહેબની અમારા ઉપર કેટલી બધી કૃપા છે!!"

મોતીલાલે કહ્યું: "તમે મારા સહોદર હોવા છતાં સ્ત્રીજાતિના કહેવાથી આ પ્રમાણે કેમ ચડી જાઓ છો? આવી વાત કરવી એ શું તમને યોગ્ય છે? રામલાલ! જા ભાઈ, તારી કાકી પાસેથી દ્રાક્ષની પેટી લઈ આવ."

મોતીલાલે ચમેલી તથા શ્યામલાલને ત્રણચાર દિવસ સુધી ઘણુંએ સમજાવ્યાં તથા કહ્યું: "સર્વે એકત્ર રહો. એકનાં બે ગૃહ કરવાં સારાં નથી. જુઓ, બંગાળાના બે ભાગ થઇ જવાથી બંગાળીઓ કેટલા બધા દુઃખી થયા હતા! ભાઈભાઇનો ધર્મ એવો નથી કે, એકબીજાથી લડી પોતાના ઘરને નરકવાસ જેવું બનાવી દેવું."

મોતીલાલે આ પ્રમાણે ઘણાં બોધવચનો કહ્યાં, પણ શ્યામલાલ તથા ચમેલી ઉપર તેની લેશ પણ અસર થઇ નહિ. ચમેલીએ શ્યામલાલના મનમાં એવું તો ઊંધુંછતું ભરાવી રાખ્યું હતું કે, જેથી પ્રોફેસર સાહેબ તેને પોતાનો પાઠ શીખવી શક્યા નહિ.

આવી રીતે કલહકંકાસમાં એક પખવાડિયું વીતી ગયું. મોતીલાલે ચમેલીને પણ ઘણું સમજાવ્યું કે, "અમારાથી જુદું રહેવું એ તમારો ધર્મ નથી. તમે મોટા ઘરનાં સંતાન છો, તમારાં માતાપિતા પણ સારા સ્વભાવનાં માણસ છે. માટે જુદાં રહેવાના વિચારનો ત્યાગ કરો. તમારાથી તમારી જેઠાણીની શોભા છે અને તમારી જેઠાણીથી તમારી શોભા છે. જુદાં રહેવાથી આગળ જતાં બન્નેને પસ્તાવું પડશે. તમે ફક્ત તમારા લાભનો વિચાર કરી જુઓ; તોપણ તમારે જુદાં થવું એ સારું નથી. રામલાલને હું મારી પાસે રાખીને ભણાવીશ તથા તેના ભવિષ્યના ભલાને માટે શિક્ષા પણ કરીશ. તમે જાણોજ છો કે, મારે કાંઇ સંતાન નથી. હું જે કમાઉં છું, તે બધું તમારે તથા તમારી પ્રજાને માટેજ છે. રામલાલ અને મનહરલાલ એ બન્નેને હું મારા પુત્રો ગણું છું અને તેથી જુદા થવાનો વિચાર સુધ્ધાં તમારે તમારા મનમાં લાવવો જોઇએ નહિ."

મોતીલાલનાં આવાં બોધપૂર્ણ વચનોનો પ્રભાવ પણ શ્યામલાલ તથા ચમેલી ઉપર પડ્યો નહિ. કદાચ શ્યામલાલ કાંઈ સમજતો, તો પાછી ચમેલી તેની સમજણને દૂર કરી દેતી હતી. આમ થતાં થતાં મોતીલાલની રજાઓ પણ આ કલહકંકાસમાંજ પૂરી થઈ ગઇ. શ્યામલાલ, મોતીલાલથી જુદા રહેવાની સર્વ તૈયારીઓ કરી ચૂક્યો. જ્યારે તેણે ઘરની સકળ સંપત્તિ વહેંચી નાખવાનું ભાઇને કહ્યું, ત્યારે તેમણે પ્રત્યુત્તર આપ્યો કે, "તમારે જુદા રહેવાની ઇચ્છા છે, તો ભલે જુદા રહો. જે કાંઇ સંપત્તિ તમારી યા તો મારી હાલ તમારી પાસે છે, એ સર્વ ઉપરથી હું મારો અધિકાર ઉઠાવી લઉં છું. ભલે તમે જુદાં થઇ જાઓ; પરંતુ મારા હૃદયથી તો હું તમને જુદાં થયેલાં નહિજ માનું."

હરિદાસીએ ચમેલીને કહ્યું: “ બહેન ! તમે ભલે આજ ઘરમાં રહો. મારે તેમાં કાંઇ લેવુંદેવું નથી. હું તો એમની સાથેજ જાઉં છું. શ્યામલાલ, રામલાલ, મનહરલાલ તથા તમે સર્વે અમારાંજ છો. હું ત્યાં જઇશ, તોપણ તમારા પ્રત્યેની મારી પ્રેમભાવનામાં કાંઈ પણ ફેરફાર થનાર નથી. ”

આ પ્રમાણે પોતાના સ્વાર્થને તિલાંજલિ આપી પતિપત્ની ચાલ્યાં ગયાં. જવા સમયે પ્રોફેસર સાહેબે કહ્યું કે, “ ભારતવાસીઓનો સંસાર કલહકંકાસથીજ પરિપૂર્ણ છે, સ્રીઓને શિક્ષણ આપ્યા સિવાય અને તેમને ગુણિયલ તથા મોટા મનની બનાવ્યા સિવાય કદી પણ ભારતસંતાનો પોતાનો સંસાર સુખી બનાવી શકનાર નથી. ”

હરિદાસીએ વિદાય થતી વખતે ચમેલીને કહ્યું: “ જુઓ બહેન ! મારો કાંઇ અપરાધ જણાયો હોય તો ક્ષમા કરજો; પરંતુ રામલાલને ભણાવવા તરફ દુર્લક્ષ્ય કરશો નહિ. ”

પ્રોફેસર મોતીલાલે રેલવે સ્ટેશન પર જઇને કોંગ્રેસના સમાચાર જાણુવાને માટે એક અંગ્રેજી દૈનિક પત્ર ખરીદ્યું, તો તેમાંથી માલૂમ પડયું કે, એમના ગૃહની પેઠેજ એ સમયની સુરતની કોંગ્રેસમાં પણ ગરમ તથા નરમ એવા બે વિભાગો પડયા હતા, અર્થાત્ દેરાણીજેઠાણી જેવું થયું હતું. આથી કરીને મોતીલાલે પોતાના મનનાં વિચાર્યું કે, “ નારાયણ કરે ને અમારા ઘરના કલહ પ્રમાણે આ કલહનો પણ અંત આવે ! ”





# २—कर्कशा सासु

સરસ્વતી પોતાનાં માતાપિતાની વહાલી પુત્રી છે. એનાં માતાપિતાએ અત્યાર સુધી એનું પુત્રવત્ પાલન કર્યું છે. એવાં માતાપિતાને પેટ જન્મ થયો, એ પણ મોટા ભાગ્યનીજ વાત કહેવાય; નહિ તો આજકાલ અનેક ગૃહોમાં એવું જોવામાં આવે છે કે, પુત્રીનું પુત્રની પેઠે હેતપ્રેમથી લાલનપાલન કરવામાં આવતું નથી. પુત્રને લોકો 'ગૃહની દોલત' તથા પુત્રીને 'પારકું ધન' સમજે છે. સરસ્વતીની માતાની પ્રબળ ઇચ્છા હતી કે, પોતાની પુત્રી ગુણવાન, નીતિવાન તેમજ સુશીલ બને. તેનું માનવું એવું હતું કે, સુપુત્રથી તો એકજ કુળમાં પ્રકાશ થાય છે, પરંતુ સુપુત્રી તો બન્ને કુળોની કીર્તિને વધારે છે. જેથી સરસ્વતીને તેણે લખવાવાંચવાનું અને સદ્ગુણોનું શિક્ષણ આપવામાં કશી ન્યૂનતા રાખી નહોતી. પુત્રી પણ ચપળ હોવાથી, બાર વર્ષની અવસ્થામાંજ તેણે ઉત્તમ યોગ્યતા પ્રાપ્ત કરી લીધી.

સરસ્વતીનો પતિ રેલવે ઑફિસમાં નોકરી રહી ગયો હતો. તેનો પિતા એક સજ્જન પુરુષ હતો તથા લેવડદેવડનો ધંધો કરી પોતાના કુટુંબની આજીવિકા ચલાવતો હતો.

સરસ્વતીનાં માતાપિતા પણ ગુણવાન હતાં. તેમણે રામલાલને યોગ્ય વર તરીકે જોઇ પોતાની વહાલી પુત્રી તેને અર્પણ કરી હતી. સરસ્વતીને માટે રામલાલ યોગ્ય પતિ મળ્યો; પરંતુ દુઃખની કથા એ હતી કે, તેની સાસુ ઘણી કર્કશા હતી. બે વખત પછી ત્રીજી વખત જ્યારે સરસ્વતી પોતાને સાસરે ગઈ, ત્યારથી તેની સાસુએ પોતાના અવનવા રંગઢંગ દર્શાવવા શરૂ કર્યા. રામલાલ આજ્ઞાધારી પુત્ર હતો, તેથી માતાપિતાની આજ્ઞા સિવાય પોતાની યુવાન ધર્મપત્નીને પોતાની સાથે લઇ જઇ શકચો નહિ. સરસ્વતીની ઉંમર તે સમયે સોળ વર્ષની હતી. તેણે પોતાની યોગ્યતા અને પવિત્રતાથી સસરાના ગૃહને આનંદમય બનાવવા ઇચ્છયું; પરંતુ તેની સાસુનો સ્વભાવ એવો તો ક્રૂર હતો, કે તેની તે ઇચ્છા ધૂળધાણી

થઇ ગઇ. તેની સાસુ વાતવાતમાં તેને વઢતી હતી. સરસ્વતીનાં માતાપિતા ઉપર તે વિનાકારણ જ્યારેત્યારે ખરાબ શબ્દોનો વરસાદ વરસાવ્યા કરતી હતી. જો કોઇ સમયે ગૃહકાર્યાદિથી મુક્ત થયા પછી સરસ્વતી કાંઈ વાંચતી કરતી, તો તે ક્રોધમાં આવી જઇને કહેતી કે, "તારે શું ભણી ભણીને કચેરીમાં નોકરી કરવા જવું છે? ખબરદાર, જો મારા ઘરમાં ચોપડી ઉઘાડી છે તો!"

સરસ્વતી શાંતિ ધારણ કરીને આ બધું સહન કરતી હતી. પોતાની સાસુને પોતાના વિદ્યાભ્યાસની આડે આવતી જોઇને તેનો આત્મા ઘણોજ દુઃખી થતો; કારણ કે એને સ્ત્રીઉપયોગી પુસ્તકો વાંચવાનો ઘણો શોખ હતો તથા તેનો પતિ રામલાલ પણ ઉત્તમ પ્રકારનાં સ્ત્રીઉપયોગી પુસ્તકો મોકલી આપતો.

સરસ્વતીની સાસુની બહેનનું નામ લલિતા હતું. લલિતા વિધવા હતી તથા પોતાના ઘરની દરિદ્રતાને લીધે તે પોતાની બહેનના ગૃહમાં કામધંધો કરવામાં મદદ કરી દિવસો કાઢતી હતી. આ લલિતાનો સ્વભાવ પણ દ્વેષી હોવાને લીધે તે પણ સરસ્વતીને દુઃખ દેવામાં કચાશ રાખતી નહિ. સરસ્વતીનો સસરો ઘણોજ ભલો હતો. પોતાની પત્ની તેમજ સાળીની અયોગ્ય વર્તણુંકથી એ ઘણો વ્યાકુળ રહેતો હતો, પુત્રવધુને તે હોશિયાર તેમજ ગુણવાન સમજતો હતો; પરંતુ પોતાની પત્ની કલહ કરશે, એવા ભયથી તેની હિંમત નહોતી ચાલતી કે, તે કોઇ પ્રકારે સરસ્વતીનો પક્ષ કરી તેને દુઃખમાંથી છોડાવી શકે.

એક દિવસે સરસ્વતીની સાસુએ સ્નાન કરતાં કરતાં પોતાના કાનનું એક લવિંગિયું ખોઇ નાખ્યું. તેની બહેનના હાથમાં એ લાવંગિયું આવી ચડવાથી તેણે તેને પોતાની પાસે છુપાવી રાખ્યું તથા વિચાર્યું કે, હવે સરસ્વતીને અપરાધી ઠરાવવાનું ઠીક ફાવશે. સરસ્વતીની સાસુને જ્યારે લવિંગિયું યાદ આવ્યું, ત્યારે તેણે પ્રથમ તો કોઇને કાંઇ પણ કહ્યા સિવાય સર્વત્ર તપાસ કરી. ત્યાર પછી તેણે એ સંબંધી પોતાની બહેનને પૂછ્યું, તો તેણે પ્રથમ આમતેમ તપાસ કરવાનો ડોળ કરી પછી ખરુંખોટું સમજાવી સરસ્વતીને અપરાધી ઠરાવી. તે બિચારીને જ્યારે લવિંગિયા સંબંધી પૂછવામાં આવ્યું, ત્યારે તેણે ઉત્તર આપ્યો કે, "મને તે જડયું નથી."

સરસ્વતીનો ઉત્તર સાંભળીને એની સાસુએ ક્રોધથી પૂછ્યું:

"ત્યારે લવિંગિયું ગયું ક્યાં?"

છેવટે ઘરમાં ભયંકર કલહ ઊભો થયો. સરસ્વતીની સાસુ તથા લલિતા એ બન્નેએ સરસ્વતી પર કડવાં વેણુના પ્રહાર કરવામાં જરાયે કચાશ રાખી નહિ.

ઘરમાં આ પ્રમાણે કંકાસ ચાલતો હતો, એવામાં એકાએક રામલાલ ઘેર આવી પહોંચ્યો. તે અઠવાડિયાની રજા લઇને વિશ્રાંતિ અર્થે આવ્યો હતો; પરંતુ ઘરમાં પેસતાંજ ઉપલો બનાવ જોઇને તે મનમાં ગભરાઇ ગયો. પુત્રને આમ એકાએક આવેલો જોઇને તેની માતાએ ક્રોધી સ્વરે કહ્યું: "તેંજ આવી ચોટ્ટી સ્ત્રીને મોંએ ચડાવી છે!"

માતાનું આ મર્મભેદક વાક્ય સાંભળી રામલાલ વ્યાકુળ બની ગયો. ચોરીની કશીજ વાત તે સમજી શક્યો નહિ.

સરસ્વતીની સાસુએ આખો દિવસ વચનરૂપી બાણો વરસાવ્યા કરી સર્વેનાં હૃદય દુઃખી કરી મૂક્યાં.

જ્યારે સરસ્વતીને પતિનો મેળાપ થયો, કે તરતજ તે બિચારી રોઇ પડી. અંતે સાહસને એકત્ર કરી ગદ્ગદ કંઠે તેણે કહ્યું: "પ્રભુ! હવે મને આપની ચરણસેવાથી વિમુખ કરશો નહિ. હું હવે માજીની સેવા કરવાને અસમર્થ છું."

બીજે દિવસે રામલાલના પિતાએ પણ પોતાની સ્ત્રીની શિખવણી ઉપર વધુ વિચાર નહિ કરતાં કહ્યું: "ભાઇ રામલાલ! સાસુના લવિંગિયાને ચોરી લે એવી વહુ તો જોવામાં તો શું, પણ સાંભળવામાં પણ આવી નથી! એ શું સારું કહેવાય કે?"

રામલાલે ઉત્તર આપ્યો: "પિતાજી! મારી ધારણા તો એવી છે કે, કદાચ લવિંગિયું કોઇ સ્થળે પડી ગયું હશે."

રામલાલનો ઉત્તર શ્રવણે પડતાંજ તેની માતા વાઘણના જેવા જુસ્સાથી બોલી ઊઠી: "હવે તું ચાલીસ રૂપિયાનો નોકર થયો એટલે અમને જૂઠાં ઠરાવી તારી પત્નીનો પક્ષ કરવા આવ્યો હશે કેમ? તમારાં જેવાં અયોગ્ય વહુદીકરાનું અમારા ઘરમાં કામ નથી."

રામલાલના હૃદય પર આ વાક્યોએ સખ્ત આઘાત કર્યો, જેથી તેણે પત્નીને પોતાની સાથે તેડી જવાનો નિશ્ચય કર્યો.

કલહકંકાસમાં એક અઠવાડિયું વીતી ગયું. રામલાલે ઘેર જઇ કુટુંબસુખ ભોગવવાનો વિચાર કરી રજા મેળવી હતી; પરંતુ તે બિચારાને તો આ પ્રમાણે સુખને બદલે દુઃખનીજ પ્રાપ્તિ થઇ!

રામલાલે પત્નીને સાથે લઇ જવાની વાત કાઢી, ત્યારે પણ તેની માતા બોલી ઊઠીઃ "શું મેં તારું એટલા માટે પાલન કર્યું હતું કે, અમારી વૃદ્ધાવસ્થામાં તું તારી સ્ત્રીને લઇ ચાલ્યો જાય ?"

રામલાલે ઉત્તર આપ્યો કે, "મેં તો આપણા ઘરનો કંકાસ દૂર કરવાને માટેજ આવો વિચાર રાખ્યો છે."

છેવટે પિતાની અનુમતિ મેળવી રામલાલ સરસ્વતીને લઇ નોકરી ઉપર ચાલ્યો ગયો.

સરસ્વતીને પતિ સાથે ગયાને ફક્ત ચારજ દિવસ થયા હશે, એવામાં એક દિવસે તેની સાસુને લલિતાની પેટીમાંથી ગુમ થયેલું લવિંગિયું મળી આવ્યું. તરતજ તેણે પોતાની બહેનને કહ્યું કે, "સરસ્વતી જતી વખતે તને આ લવિંગિયું આપી ગઇ હશે, નહિ ?"

લલિતાએ ઠાવકે મુખે ઉત્તર આપ્યોઃ "હા, એમજ છે."

રામલાલના પિતાએ જ્યારે આ ઉત્તર શ્રવણ કર્યો, ત્યારે તેમને એવો વિચાર આવ્યો કે, "આમાં કાંઇ પણ ભેદ હોવો જોઇએ. જો સરસ્વતીએ લવિંગિયું લીધુંજ હોય, તો જતી વખતે એ કદાપિ પાછું આપી જાય નહિ." આ વિચાર આવતાંજ તેણે નિશ્ચય કર્યો કે, મારી પુત્રવધૂ સરસ્વતી નિષ્કલંક અને સદ્ગુણીજ છે."

ઉપર પ્રમાણે નિશ્ચય થતાં તરતજ તેમણે પુત્ર ઉપર એક પ્રેમપૂર્ણ પત્ર લખી, પોતાનાં કઠોર વચનો માટે પશ્ચાત્તાપ દર્શાવ્યો.

પિતા તરફથી પ્રેમપૂર્ણ પત્ર પ્રાપ્ત થતાં રામલાલ તથા સરસ્વતીને અપૂર્વ આનંદ થયો. તેમણે તે પત્ર વારંવાર વાંચ્યો. પત્રને અંતે લખ્યું હતું કે, "ભાઈ! અભણ અને કર્કશા સ્ત્રીઓએ સરસ્વતીને માટે મારા મનમાં જે ક્રોધ અને અભાવ ઉત્પન્ન કર્યો હતો, એ માટે હવે મને ઘણોજ પશ્ચાત્તાપ થાય છે. તમે બન્ને મારાં અયોગ્ય વચનોને ભૂલી જજો."

રામલાલ પોતાના મનમાં પિતાની ઘણી પ્રશંસા કરવા લાગ્યો. તેણે હર્ષના આવેશમાં સરસ્વતી તરફ દૃષ્ટિ કરી ઠાવકા મુખે પ્રશ્ન કર્યોઃ "કેમ હવે ફરીથી લવિંગિયાની ચોરી કરશો કે ?"

સરસ્વતીએ ગંભીર સ્વરે ઉત્તર આપ્યો કે, "જ્યાંસુધી સ્ત્રીઓને વિદ્યા તથા સદ્ગુણના શિક્ષણથી દૂર રાખવામાં આવશે, ત્યાંસુધી દરેક હિંદુના ગૃહસ્થાશ્રમમાં આવા કલહકંકાસો ચાલ્યાજ કરવાના."





# ૩–ભલી ભાભી અને ભૂંડી ભાભી

(૧)

કહેવાય છે કે, સંસારમાં ભાઇની સમાન કોઇ સગું નથી; પરંતુ હું એમ કહું છું કે, ભાભીના સમાન સ્વજન પણ આ સંસારમાં કોઈ નથી. જ્યારે મારા ભાઇનો વિવાહ થયો હતો, ત્યારે મારી ઉંમર બે વર્ષની હતી. મારા દુર્ભાગ્યને લીધે મારી માતા મારું ફક્ત ત્રણચાર માસ સુધી પ્રતિપાલન કરી પરલોકવાસ કરી ગઇ હતી. ભાઇના લગ્ન સમયે મારી ઉંમર પાંચ વર્ષની હતી. એ પછી થોડાજ સમયમાં દેવનો મારા ઉપર સંપૂર્ણ ક્રોધ ઊતર્યો. મારા પિતાને એકાએક પ્લેગ થઈ આવ્યો. ભાઈ તથા ભાભીએ અનેક પ્રકારે સેવાચાકરી કરવા છતાં નિર્દય કાળને દયા આવી નહિ. આ પ્રમાણે પિતાનો એકાએક પરલોકવાસ થવાથી લોકો મારા ભાઇને કહ્યા કરતા કે,"માધવલાલ ભાઇ! આપના ભાઇ કૃષ્ણલાલને સારી રીતે રાખજો. હવે તેના પિતા તથા રક્ષક તમેજ છો."

હું ઘણી વખત પિતાને યાદ કરી રુદન કર્યાં કરતો હતો. નાનપણમાં માતાનું મૃત્યુ થયા પછી પિતાએ મારું ઘણાજ પ્રેમથી લાલનપાલન કર્યું હતું. તેઓ સવારે મારી પાસે બેસીને મને દાતણપાણી કરાવતા તેમજ નવરાવતાધોવરાવતા હતા; નાસ્તો કરાવી નિશાળે પહોંચાડી જતા હતા. પરમાત્માની કૃપાથી તેમની પાસે થોડીઘણી જમીન હતી. વળી મારો ભાઇ પણ સારી રીતે વેપાર કરતો હોવાથી પિતાશ્રીને માથે ગૃહસંસાર ચલાવવાની ચિંતા નહોતી. આમ હોવાથી તેઓ રાત્રિદિવસ મારામાંજ લક્ષ રાખી મારું લાલનપાલન કર્યાં કરતા હતા.

પિતાના મૃત્યુ પછી કેટલાક માસ વીત્યા બાદ દિવાળી આવી પહોંચી, તોપણ મારો શોક દૂર થયો નહિ. હું રાત્રિદિવસ ચિંતામાં અને દુઃખમાં રહ્યા કરતો હતો. મારાં ભાઈ તથા ભાભી પણ

મારી એવી અવસ્થા જોઈ બહુ ઉદાસ રહેતાં. આડોશીપાડોશી પણ તેમને કહ્યા કરતાં કે, "કૃષ્ણલાલને એવી રીતે રાખો કે જેથી તે પિતૃવિયોગનો શોક ભૂલી જાય."

મારા ભાઇ જ્યારે મને રુદન કરતાં જોતા, ત્યારે પોતે પણ રડી પડતા. આવા સમયે મારી ભાભી અમને બન્નેને સમજાવતી તથા પ્રેમથી મને થોડી મીઠાઈ આપીને કહેતી કે, "કૃષ્ણલાલ-ભાઈ! જુઓ, હવે થોડા સમયમાં તમારો વિવાહ કરીશું અને એક નાનીસરખી સુંદર વહુ આવશે." આવી આવી વાતો કરીને તે મારો શોક ભુલાવ્યા કરતી હતી.

ગમે તેમ હો, પણ ભાભીના પ્રેમપૂર્ણ વ્યવહારથી મારા મનને કાંઇક પણ સંતોષ થતો હતો. ભાભી જ્યારે મને એમ કહેતી કે, "કૃષ્ણલાલ ભાઇ! જ્યારે તમે ખૂબ અભ્યાસ કરી મોટા માણસ થશો, ત્યારે સર્વે તમને 'મહેરબાન, જી સાહેબ,' એમ કહ્યા કર-શે. જુઓ! આપણી પાડોશમાં જે ડેપ્યુટી સાહેબ રહે છે, તે પણ એક વખતે તમારી માફક નિશાળે ભણતા હતા."

ભાભીની આવી આવી વાતોથી મારા મનમાં ઉત્સાહ ઉત્પન્ન થતો ગયો અને મારું મન ભણવામાં એટલું બધું જોડાતું ગયું, કે હું માતાપિતાના વિયોગનો શોક ભૂલી ગયો. છેવટે હું મેટ્રિક ક્લાસમાં જઇ પહોંચ્યો. મારા મોટાભાઇ પણ વિદ્યાની કિંમત સમજતા હતા અને તેથી તેમણે મારા અભ્યાસ પાછળ ખર્ચ કરવામાં ન્યૂનતા રાખી ન હતી. હું પણ અભ્યાસમાં કચાશ રાખતો નહિ. આડોશીપાડોશી સર્વ અમારા ગૃહનો વ્યવહાર જોઈ ખુશી થતાં હતાં. મારી ભાભી પણ સદા મને ઉત્સાહ આપ્યા કરતાં, તેમજ મને પણ મારી ભાભીના સમાન કોઇ પ્રિય નહોતું.

મારી પાડોશમાં બે ભાઇઓ રહેતા હતા. તેમની સ્ત્રીઓ એટ-લે કે દેરાણીજેઠાણી માંહોમાંહે ઘણોજ કલહકંકાસ કર્યા કરતી; અને મારી ભાભી તેમને કાંઈ સમજાવવા જતી, તો તેઓ તેની સાથે પણ લડી પડતી હતી; પરંતુ મારી ભાભી રાત્રિદિવસ મારા લગ્નનીજ વાત કાઢ્યા કરતી હતી. આ વિષય ઉપર કેટલીક વખત ભાઈ તથા ભાભી વચ્ચે લાંબો વિવાદ ચાલતો અને અંતે અન્ય કાંઇ બોલવાની બારી ન રહે, ત્યારે મારી ભાભી કહેતી કે, "જો કૃષ્ણલાલ મારા કરતાં પણ તમને વિશેષ પ્રિય છે, તો પછી તમને

જેમ યોગ્ય લાગે તેમ કરો.”

મારી ભાભીનું મારા તરફનું સર્વ વર્તન એક પ્રેમાળ માતાના જેવુંજ હતું. તે મારા ભોજનાદિને માટે પણ ઘણી ફિકર રાખ્યા કરતી. મને નવાં નવાં કપડાં પહેરાવવાની તેને ઘણી હોંશ હતી. રાત્રે ભોજન લીધા પછી તે મારી આગળ અનેક પ્રકારની સારી સારી બોધપ્રદ કથાઓ કહેતી અને રામાયણ તેમજ મહાભારત-નાં અનેક દૃષ્ટાંતો તો તેણે મને કંઠે કરાવી દીધાં હતાં. આ પ્રમાણે કેટલોક સમય ગયા પછી હું ઉપલે નંબરે પાસ થયો. આ પરિ-ણામ મારી ભાભીનાંજ પ્રોત્સાહન અને વાત્સલ્ય–ભાવનાં છે, એમ મને લાગતું હતું.

પરીક્ષા પાસ કર્યા પછી મારા ભાઇએ પણ વિચાર્યું કે, હવે કૃષ્ણલાલનો વિવાહ કરી દેવો જોઇએ. વિવાહનું સર્વ કાર્ય શાસ્ત્રા-નુસાર કરવામાં આવ્યું. અમારી જ્ઞાતિમાં પહેરામણી બહુ ભારે આપવી પડતી; પરંતુ કન્યાના પિતા પ્રત્યે તે માટે મારા ભાઈએ કાંઈ પણ હઠ કરી નહિ. જે કાંઇ કન્યાના પિતાએ પ્રેમથી આપ્યું, તેનો આદરપૂર્વક સ્વીકાર કરી લીધો. સ્ત્રીમંડળને મારી ભાભીએ આ પ્રસંગે અશ્લીલ ગીતો ગાવા દીધાં નહિ અને એવા પ્રસંગે લોકોમાં ચાલતી આવેલી કુરીતિઓનો બને ત્યાંસુધી ત્યાગ કરીને એ મંગળકાર્ય પૂર્ણ કરવામાં આવ્યું. આ સમયે મારે અવશ્ય કહેવું જોઇએ કે, મારું લગ્ન તો થયું, પણ જે કન્યા સાથે મારું લગ્ન થયું હતું, તે એક અજ્ઞાન માતાની અભણ પુત્રી હતી.

પાસ થયા પછી હું કૉલેજમાં ભણવા લાગ્યો અને બે વર્ષમાં બી. એ. ની પરીક્ષા પણ પસાર કરી દીધી. મારા ભાઇનો મત હવે મને દુકાનના વ્યવસાયમાં રોકવાનો હતો; પરંતુ ભાભીનો વિચાર એવો હતો કે, મારે કોઇ ઉત્તમ નોકરી ગ્રહણ કરવી. આ સંબંધ-માં પણ મારા ભાઈ તથા ભાભી વચ્ચે કેટલાક દિવસ સુધી આનં-દમય વાદવિવાદ થયા કર્યો. છેવટે બન્નેની સંમતિથી એવો નિશ્ચય થયો કે, મારે દુકાનના વ્યવસાયમાંજ પડવું. મારા કેટલાક મિત્રો આ વાત સાંભળીને આશ્ચર્ય પામ્યા તથા પરસ્પર વાતો કરવા લાગ્યા કે, “ જુઓ તો ખરા ! અંગ્રેજી અભ્યાસ કર્યા છતાં પણ આ તો દુકાનદારીજ કરશે!”

મારા મિત્રોનો આ ઉપહાસ ફક્ત થોડાજ દિવસને માટે રહ્યો.

ભાઇની સાથે મળી જઇને મેં વેપાર કરવા માંડ્યો, તેથી અમારો વેપાર બહુ વધી પડી બે વર્ષમાં તો તેથી અમને ઘણોજ ફાયદો થયો અને મને પણ ખાતરી થઈ કે, વ્યાપારે વસતિ લક્ષ્મીઃ એ વાક્ય સત્યજ છે. મારા મિત્રો કે જેઓ પ્રથમ મારી મશ્કરી કરતા હતા, તેઓ તો હજુ પણ ઑફિસોમાં ઉમેદવારીજ કર્યા કરતા હતા. જ્યારે જ્યારે તેઓ મને મળતા અને એકબીજાના ધંધા સંબંધી વાતો નીકળતી, ત્યારે ત્યારે તેઓ કહેતા કે, "ભાઇ! તારે તો ઠીક ફાવી ગયું. મજાનો ધંધો જામી ગયો!"

મારા ઉદાહરણથી મારા એકબે મિત્રોએ પણ પોતાના બાપદાદાના ઉદ્યમો કરવાનો દૃઢ નિશ્ચય કર્યો.

મારી ભાભીને હવે મોટી ચિંતા મારી પત્નીને શિક્ષણ આપવાની હતી. ભાભીની એવી ધારણા હતી કે, જો એ અભણુજ રહી જશે, તો પછી કદાચ અમારા ગૃહમાં પણ પાડોશણોની માફક કલહકંકાસ જાગશે.

મારી ભાભીએ મારી પત્નીને ફક્ત આઠજ દિવસમાં કક્કોબારાક્ષરીનો પરિચય કરાવી દીધો અને ગૃહકાર્ય કેમ કરવું તે પણ સાથે સાથે કાળજી તથા પ્રેમપૂર્વક શીખવવા માંડ્યું. એક વર્ષમાં તો મારી સ્ત્રી રામાયણ વાંચવા લાગી તથા ગૃહકાર્યમાં પણ કુશળ થઈ ગઇ. નાનાંમોટાં સાથે કેમ વર્તવું, એ પણ હવે તે શીખી ગઈ. આ સર્વ વિષયોમાં મારી પત્નીની એક સમયે પરીક્ષા પણ થઈ. એક દિવસે મારી ભાભી અમારા એક સંબંધીને ત્યાં વિવાહમાં ગયાં હતાં, તે તકનો લાભ લઇને બેત્રણ પાડોશણો જે ગૃહમાં આવજા કરતી હતી, તેઓ મારી સ્ત્રીને કહેવા લાગીઃ "હવે તો કૃષ્ણલાલ ભણીગણીને કમાતાં શીખી ગયો છે, છતાં તમે જેઠજેઠાણીનાં જૂતાં નીચે કેમ પડી રહ્યાં છો?"

પાડોશણોની આવી વાત સાંભળી પ્રથમ તો મારી પત્નીને તેમના ઉપર અભાવ આવ્યો, છતાં તે મનમાંજ દબાવી રાખીને તેણે કહ્યુંઃ "આપણા પૂર્વજો તથા ધર્મગ્રંથોનો એ ઉદ્દેશ છે કે, આપણાં પૂજનીય વડીલોના આશ્રયમાં રહેવું જોઇએ." પાડોશણો આ ઉત્તરથી લજ્જિત થઇને પોતપોતાને ઘેર ચાલી ગઇ.

ભાભી ઘેર આવતાં મારી પત્નીએ ઉપલી ઘટના તેમને કહી સંભળાવી. મારી સ્ત્રીએ આપેલા રૂડા ઉત્તરથી ભાભી ઘણાંજ પ્ર-

સજ્જ થયાં. મારી ભાભીએ ધીમે ધીમે પ્રેમપૂર્વક મારી પત્નીને ગૃહસ્થાશ્રમની સર્વ ફરજો તથા રીતભાતોનું શિક્ષણ આપ્યું. એક દિવસે અમે બન્ને ભાઇ ભોજન કરવા બેઠા હતા, ત્યારે મારી ભાભીએ ઉપલી સર્વ હકીકત અમારી પાસે બેસીને હસતાં હસતાં કહી સંભળાવી હતી. આ સમયે મારાથી બોલ્યા સિવાય રહી શકાયું નહોતું કે, "ભાભિ! એ બધો તમારી અને મારા મોટા ભાઇની કૃપાનોજ પ્રતાપ છે. તમારા જેવી ગુણવાન સ્ત્રીઓ ભારતની અંદર ઘેર ઘેર હોય, તો આપણા દરેક દેશબંધુઓનો ગૃહસ્થાશ્રમ કેવો સુખપૂર્ણ અને આનંદદાયક નીવડે!"

મારા ભાઇ પણ મારા આ કથનથી આનંદ પામી સ્મિત કરવા લાગ્યા, તેમણે ધીમેથી મને કહ્યું: "બસ, બસ, ભાઈ! હવે તારી ભાભીની વિશેષ પ્રશંસા ન કર."

મેં કહ્યું: "હું મારી ભાભીની જેટલી પ્રશંસા કરું તેટલી થોડીજ છે, ભગવાન મારા જેવી ભાભી સૌને આપો.

न जाने जानकीनाथ प्रभाते किं भविष्यति ।

મતલબ કે એક વર્ષ પછી, એક દિવસમાં કે માત્ર એકાદ કલાકમાં પણ શું બનશે, તે કોઇ જાણતું નથી. દૈવની ગતિ અકળ છે! ભાભીને સખ્ત તાવ આવ્યો અને તેઓ પરલોક સિધાવ્યાં. અમારા ગૃહનો સ્તંભ તૂટી પડ્યો. મરતી વેળા મારી ભાભીએ મારા ભાઇને પોતાની પાસે બોલાવીને કહ્યું હતું કે, "હવે હું આપનાં ચરણોની સેવા અધિક કાળ કરી શકું એમ મને લાગતું નથી. જુઓ, દુનિયામાં ભાઇના જેવું અન્ય કોઈ સગું નથી. માટે તમે કૃષ્ણલાલની સાથે હમેશાં આવો ને આવોજ પ્રેમ રાખજો."

એ પછી મારા તરફ મોં ફેરવીને તેમણે કહ્યું: "ભાઈ! તમને વિશેષ શું કહું? આ તમારા વડીલ બંધુને સર્વે પ્રકારથી રાજી રાખી તેમની આજ્ઞામાં રહેજો અને એમની બને તેટલી સેવાચાકરી કર્યા કરજો."

છેવટે મારી સ્ત્રીને ઘરની સર્વે નાનીમોટી બાબતો સમજાવીને આ દેવીસ્વરૂપ ભાભીએ પોતાના પ્રાણનો ત્યાગ કર્યો. મારી માતાના મરણ કરતાં પણ ભાભીના મરણનો આઘાત મારા આત્મા ઉપર વિશેષ લાગ્યો.

ભાભીના ગુણોનું વર્ણન હું ક્યાં સુધી કરું? આવી સદ્ગુણસંપન્ન નારીઓ હિંદુસંસારમાં અતિ દુર્લભ છે. આજકાલની

સ્ત્રીઓ પોતાની મૂર્ખતાથી બે સગા ભાઈઓ વચ્ચે પણ કલહકંકાસ ઊભો કરાવી દે છે; પરંતુ મારી ભાભીએ અમારી સાથે પણ ભિન્નભાવ રાખ્યો નહોતો. તેમને કશું સંતાન નહોતું. મારાં બન્ને બાળકો ઉપર મારી પત્ની કરતાં પણ તેઓ વિશેષ પ્રેમ રાખતાં હતાં. બાલ્યાવસ્થામાં પણ મારાં બાળકો આખો દિવસ મારી ભાભીની પાસેજ રહેતાં અને તેમની સાથેજ આમોદપ્રમોદ કરી પોતાના દિવસો આનંદમાં વિતાડતાં; તથા માજી માજી કરીને તેમની સાથેજ ગેલ કર્યા કરતાં હતાં. ભાભીના એકાએક પરલોકવાસથી મારાં અજ્ઞાન બાળકો પણ થોડા દિવસ સુધી ‘માજી,’ ‘માજી’ કરતાં રુદન કર્યા કરતાં. મારાં ભાભીમાં બે ગુણો ઘણાજ ઉત્તમ હતા. એક તો તે કોઈની કદાપિ નિંદા કરતાં નહિ તથા અન્ય કોઈની નિંદા શ્રવણ કરતાં નહિ. આથી ખરાબ તેમજ કલહકંકાસ ઉત્પન્ન કરાવનારી સ્ત્રીઓના પગજ અમારે ત્યાં આવતાં ઊપડતા નહિ. બીજો ગુણ તેમનામાં એ હતો કે, જો કોઈ અધિક બુદ્ધિવાન સ્ત્રી મારાં ભાભી પાસે આવતી, તો તેની પાસે બેસીને તેઓ કંઈ ને કંઈ શિક્ષણ મેળવતાં હતાં તથા પોતાનાથી ઓછી બુદ્ધિવાળી સ્ત્રીઓનો સમાગમ થતાં તેમને કંઈ ને કંઈ શીખવતાં હતાં.

ઈશ્વરના અનુગ્રહથી અમારું ઘર ધનવાન ગણાતું હતું; જેથી ભાભીનું તેરમું થઈ જતાં એક પછી એક ગોર મહારાજો માગાં લઇ અમારી પાસે આવવા લાગ્યા. ભાઈ તેમને સર્વેને વિવાહ કરવાની ના પાડતા હતા. તેઓ પોતાનાં સ્નેહીઓને કહેતા કે, “જો મારા ભાગ્યમાં સંસારસુખ વિશેષ હોત, તો મારી પહેલી સ્ત્રીનોજ વિયોગ શા માટે થાત?”

મારાં ભાભીના પરલોકવાસને એક વર્ષ થઇ ગયું. ધીમે ધીમે ભાઈનો શોક પણ ઓછો થઈ ગયો અને સગાંસંબંધીઓનું દબાણ દિવસે દિવસે વધતું ગયું, જેને પરિણામે ભાઇ પુનર્વિવાહ કરવાને તૈયાર થયા. વિવાહ કરવાના આગ્રહમાં હું પણ જોડાયેલોજ હતો. એક પ્રસંગે તો એ પ્રકારની વાત નીકળતાં, તેમણે ઉત્તર આપ્યો હતો કે, “ભાઈ! તું મને કહે છે એ ખરું, પણ તારી ભાભી જેવી સ્ત્રી મળવી કઠિન છે અને પછી નાહક આપણાં એક ઘરનાં બે ઘર થઈ જશે, એવો મને ભય રહે છે.”

ભાઇના આવા કથનનો મેં ઉત્તર આપ્યો હતો કે, “આપના પ્રેમ આગળ આપણી એકતાનો ભંગ થવો અસંભવિત છે,”

છેવટે મારી માસીના એક સંબંધીની કન્યા સાથે મારા બંધુનો વિવાહ થવાનું નક્કી થયું. જો કે આ કન્યા ગરીબ માબાપની પુત્રી હતી; એટલુંજ નહિ પરંતુ બીજી બધી કન્યાઓ કરતાં મોટી હતી; પણ તે છતાં મારાં માસીએ એ કન્યાના રૂપગુણની વિશેષ પ્રશંસા મારા બંધુ આગળ કરતાં કહ્યું હતું કે, "ભાઈ, તારી પરલોકવાસી પત્ની કરતાં પણ તે સારી છે અને તેની સાથે વિવાહ થવાથી તું તારી પ્રથમની સ્ત્રીનો શોક ભૂલી જઇશ. ઘરમાં આવતાંની સાથેજ તે તારા ઘરનો સર્વ કારભાર પોતાને શિરે ઉપાડી લેશે."

માસીના આવા કથન ઉપર વિશ્વાસ મૂકી ભાઇએ તરતજ લગ્ન કર્યું. મારી નવી ભાભી અમારા ઘરમાં આવી તે દિવસે મારી સ્ત્રીને પણ અત્યંત હર્ષ થયો. તેણે વિચાર્યું કે, હવે મને ઘરમાં ઘણો આનંદ થશે. એ આખો દિવસ હું તો મારી પરલોકવાસી ભાભીને યાદ કરીને રોયાજ કર્યો. છેવટે મેં પોતેજ ધૈર્ય ધારણ કરી ઈશ્વરને પ્રાર્થના કરી કે, "મારી નવી ભાભી પણ અમારા સંસારમાં સુખદાયિની થઇ પડે."

વિવાહ થઈ ગયા પછી ત્રણ દિવસે જાણ્યું કે, મારી નવી ભાભીમાં દુર્ગુણો સિવાય બીજા ગુણોજ નહોતા! મારા જાણવામાં આ વાત પણ આવી ચૂકી કે, નવી ભાભીની માતા પોતાના લડાઇખોર સ્વભાવને માટે પ્રખ્યાત છે. તેની માતાનો સ્વભાવ એવો તો તામસી હતો કે, એના પતિ સુધ્ધાં તેનાથી બીતા હતા. મારી નવી ભાભી વિવાહ થયા પછી અમારે ત્યાં થોડા દિવસ રહીને પિયેર ગઇ હતી; પરંતુ થોડા દિવસો પછી તે જ્યારે ફરીથી અમારે ત્યાં આવી, ત્યારે તેણે પોતાની માતાની શિક્ષાનો પૂર્ણ પ્રભાવ દેખાડવાની શરુઆત કરી દીધી! મારી નવોઢા ભાભીને અમારે ત્યાં આવવા અગાઉ એની માતાએ સમજાવી દીધું હતું કે, "બેટા! સદા પોતાના હાથમાંનો પૈસોજ સંકટસમયે કામમાં આવે છે. સંસારમાં સંકટસમયે કોઈ કોઇનું સગું થતું નથી."

બસ, મારી નવી ભાભીએ આવતાં વારજ એ ઉપદેશનું પાલન કરવા માંડ્યું! તેમનું પ્રથમ કર્તવ્ય એ નક્કી થયું હતું, કે દિયેર-દેરાણીથી જુદાં થઇ જવું; એટલે તેમણે હવે નવી નવી લીલાઓ કરવા માંડી. પહેલીજ તકે "દેરાણીને લીધે પોતાને ખાવાપીવાનું સુખ નથી." એવી ફરિયાદ મોટા ભાઇના કાને પહોંચી ગઇ. તેની

સાથે વળી આ વાત પણ પહોંચી ગઇ કે, "દેરાણી એમ કહ્યા કરે છે કે, મારાં બાળકોને રમાડીશ તોજ રોટલો પામીશ; અને નહિ તો અમારાથી જુદી થઇ જા. તારા ધણી એવડું શું રળી રળીને ઊંધા વળી જાય છે? બધોએ ધંધો તો મારો ધણીજ કરે છે."

આવી આવી અનેક બનાવટી બાબતો કહીને મારા બંધુને તે રોજ ભંભેરવા લાગી. ભાઇ આવી વાતો શ્રવણ કરીને મનમાં બહુ દુઃખી થતા હતા. એક દિવસે ભાઇએ મને એકાંતમાં કહ્યું: "જો ભાઇ! મેં કહ્યું હતું તેવુંજ થવા બેઠું! હવે અમારું ને તમારું એકજ ઘરમાં રહેવું........." આમ કહેતાં કહેતાંમાં તો ભાઇનો કંઠ અટકી ગયો, તેઓ ગળગળા થઈ ગયા અને વિશેષ કાંઈ ન બોલી શકતાં તેઓની આંખોમાંથી દડ દડ આંસુ ટપકવા લાગ્યાં. મેં ભાઇના ચરણકમળમાં ઢળી પડી ગદ્ગદ કંઠે કહ્યું: "કાંઈ ફિકર નહિ. આપ ફક્ત આપના આ કનિષ્ઠ બંધુને હૃદયથી વિસારશો નહિ, એટલીજ મારી પ્રાર્થના છે. તમે જુદા રહેશો તેથી શું થઈ ગયું? આપની પ્રીતિ કાંઇ એથી કરીને જુદી પડનાર નથી." મારા ભાઈ મારું કથન સાંભળી બહુ ખુશી થયા; પરંતુ તેમણે મારી નવી ભાભી સાથે બીજા ઘરમાં રહેવાનું સ્વીકાર્યું નહિ. તેમણે કહ્યું કે: "વિવાહ થતાંની સાથેજ હું તમારાથી છૂટો પડી જઇશ, તો એથી સમાજમાં મારી ઘણી નિંદા થશે, માટે હું એ પ્રમાણે તો કદાપિ નહિ કરું."

હવે નવી ભાભીના પ્રતાપથી અમારા ઘરમાં નવા નવા તમાશા થવા લાગ્યા. ભાભી સાહેબનો સ્વભાવ ઘણોજ વિચિત્ર હતો તથા વારંવાર બદલાઈ જતો હતો. થોડા સમય ઉપર આનંદથી વાતચીત કરી રહી હોય, તો વળી થોડા સમય પછી કાંઇ કાર્ય કરવાનું આવે ત્યારે પલંગ ઉપર જઇને મોં ચડાવીને પડેલી હોય! આવી અવસ્થામાં તેની પાસે જઇને કાંઇ પણ કહેવાની કોઇની હિંમત ચાલતી નહોતી. જો મારી સ્ત્રી તેની પાસે જઇ નમ્રતાથી કાંઈ કહેતી, તો ઉત્તર મળતો કે, "તું મને કહેવાવાળી કોણ? મારી તબિયત સારી હોત, તો હું મારી મેળેજ સર્વ કામકાજ ન કરી નાખત?" જો કોઇ વખત રાજી થઇને એ કાંઇ કાર્ય કરતી તો એવું કરતી, કે જેથી ફરીથી તેને કાર્ય સોંપવાની મારી સ્ત્રીની ઇચ્છા થતીજ નહિ! જો તે કોઇ સમયે ભોજન બનાવતી તો એવું બનાવતી કે, ફરીથી તેને બીજી વખત રાંધવાનું કોઈ સોં-

પેજ નહિ ! કોઈ સમયે દાળ કે શાકમાં મીઠું વધારે નાખી દેતી, તો કોઇ સમયે બાળી મૂકતી અને કોઇ સમયે પાણીજ પાણી કરી મૂકતી. એક તો ભોજન બનાવતાં એને આવડતું નહોતું અને બીજું એવા કારણથી તે રસોઈ બગાડી નાખતી હતી, કે જેથી તેને કોઈ ભોજન બનાવવાનું કહેજ નહિ.

વળી આ ભાભી સાહેબનો સ્વભાવ એટલો તો કલહપ્રિય હતો કે, દિવસમાં બેચાર કડવાં વેણ કહ્યા સિવાય તેમને ચેનજ પડતું નહિ. વાણીનું યુદ્ધ કરવા માટે એમનો જીવ સદાએ બહુ આતુર રહેતો હતો; પરંતુ મારી પત્ની તેનાં સર્વ વચનો ચુપચુપ સાંભળી રહેતી. એક દિવસે મારી પત્નીને પૂરીઓ બનાવતાં જોઇ ભાભીએ કહ્યું કે, "તને પૂરીઓ બનાવતાંજ ક્યાં આવડે છે ? લોટ બાંધવા જેટલીએ આવડત ક્યાં છે ? કોઇ દહાડો પિયેરમાં જોયું હોય ત્યારે ને !" મારી પ્રથમ ભાભીએ આપેલી શિખામણને લીધે તેમજ કલહ થવાના ભયને લીધે મારી પત્ની આ સમયે પણ કાંઇ બોલી નહિ; પણ તેની આંખોમાંથી દડ દડ આંસુઓ પડવા લાગ્યાં.મારી નવી ભાભી જૂઠું બોલતાં સહજ પણ શરમાતી નહોતી; કારણ કે એને જૂઠું બોલવાનો અભ્યાસજ હતો. દરિદ્ર બાપની બેટી છતાં પણ પિતાનાં કુળગૌરવ, પ્રતિષ્ઠા તથા ધનવાનપણાની ડંફાસ તે માર્યા કરતી હતી. જો કોઇ સમય તે જૂઠી પડતી, તોપણ તે પોતાની વાતને સાચીજ કહ્યા કરતી; જો તેને કોઇ વચમાં જૂઠું બોલતાં અટકાવતું–તો તે પોતાની અસત્ય વાતને સત્ય ઠરાવવાંને માટે બીજી અનેક અસત્ય વાતો જોડી કાઢતી હતી. કોઇ કોઇ સમયે તો મારા ભાઈ આગળ મારા તથા મારી પત્ની સંબંધી એવી અસત્ય વાતો કહેતી તથા તે કહેતાં કહેતાં રડી પડીને એવા તો રંગઢંગ કરતી કે જેથી ભાઈને એમાં લેશ પણ સંદેહ રહે નહિ. પરિણામે અમે બન્ને ભાઇઓ વચ્ચે ભેદભાવ ઊભો થયો.

બીજાને દુઃખ દેવામાં તથા લડાઇ કરાવવામાં ભાભી સાહેબને અપાર આનંદ થતો હતો. અગાસીમાં જઇ તે કેટલીક વખત પોતાથી અલગ રહેનાર પાડોશણોનાં ઘરો ઉપર ઇંટનળિયાં ફેંકી ઘરની અંદર જઇને સૂઈ જવાનો ઢોંગ કરતી. કોઇ કોઈ વખત એકની વાત મીઠુંમરચું ભભરાવીને બીજાને કહી કલહકંકાસ ઉપસ્થિત કરાવતી. મારી પત્ની ઉપર તેને અપાર દ્વેષ હોવાથી બીજી સ્ત્રીઓ આગળ તે તેની નિંદા કર્યા કરતી હતી.

પડોશની સ્ત્રીઓ હજુ સુધી મારી સ્ત્રીને સારા સ્વભાવવાળી જાણતી હતી, તોપણ એક દિવસ એક બાળકના માથામાં એક ઈંટનો કટકો વાગવાથી તેની મા અમારા ઘર નજીક આવી મારા પુત્રોને ગાળો ભાંડવા લાગી. મારી સ્ત્રી માટે પણ અપશબ્દો વાપરતાં તે અટકી નહિ. મારી સ્ત્રી સમજી ગઇ કે, આ કલહને ઊભો કરાવનાર જેઠાણી સિવાય બીજું કોઇ હોવું જોઇએ નહિ. આથી કરીને તે બિચારી કાંઈ પણ બોલ્યા વિના પથ્થર જેવું હૃદય કરી તેનાં સર્વ કડવાં વચનો સહન કરી રહી. પછી જ્યારે તે સ્ત્રી પોતાને ઘેર ચાલી ગઇ, ત્યારે મેં ભોજનને માટે ઘરમાં પ્રવેશ કર્યો, તો આગલા ઓરડામાંથી મારી ભાભી તેમજ મારી પત્નીનો નીચે પ્રમાણેનો વાર્તાલાપ મારે શ્રવણે પડ્યોઃ

જેઠાણી–હવે કોઇ વાર મને સામો ઉત્તર આપીશ કે? તું મને ઓળખે છે? હું એવી માતાની પુત્રી છું કે, જેણે એક પુરુષને છ માસને માટે જેલમાં મોકલ્યો હતો!

દેરાણી–પણ મેં તમારી સાથે શી બૂરાઈ કરી છે કે જેથી તમે મને આમ કહો છો?

જેઠાણી–જો આ વખતે કેવો તમાશો બતાવ્યો? હજુ પણ ઇચ્છા હોય તો ચાર ઘડીમાંજ બીજો તમાશો બતાવું.

દેરાણી–તમારી જેમ ઇચ્છા હોય તેમ કરો. મારો બેલી ઈશ્વર છે.

આ વાતો શ્રવણ કરીને હું શાંત રહી શક્યો નહિ. તરતજ હું તે ઓરડામાં ગયો અને ભાભી સાહેબના તરફ દૃષ્ટિ કરી કહ્યું કે, "ખરેખર, ભાભી સાહેબ! તમે સર્વ તમાશા તથા રંગઢંગ બતાવી શકો તેમ છો. તમારા જેવી સ્ત્રી પાસે આવી અયોગ્ય સ્ત્રીનું શું કામ છે?"

ઉપલા બનાવ પરથી હું સમજી ગયો કે, હવે એકજ ગૃહમાં અમારે નિવાસ કરવો સારો નથી. આથી કરીને મારા ભાઇને સર્વ હકીકત સમજાવી, હું એક બીજા ઘરમાં મારી પત્ની તથા બાળબચ્ચાંને લઇ રહેવા લાગ્યો. આવી રીતે મારી નવી ભાભીની અંતઃકરણની કામના પૂર્ણ થઈ.

પાઠકો! મારી નવી ભાભી જેવીજ સ્ત્રીઓ આજે બહુધા હિંદુ કુટુંબોમાં નજરે પડે છે; કારણ કે શુભ શિક્ષણનો આપણાં કુટુંબોમાં અતિશય અભાવ છે.





# ૪–વૃદ્ધ પતિ અને બાળક પત્ની

ભગવાનદાસ એક પ્રખ્યાત શરાફ છે. પોતાના બુદ્ધિ–બળ વડે તેમણે સારો પૈસો મેળવ્યો છે, તેથી તેમની ગણના બેચાર પ્રખ્યાત લક્ષાધિપતિઓની સાથે થાય છે. ભગવાનદાસને દોલતરામ કરીને એક વીસ વર્ષનો પુત્ર છે તથા દોલતરામને પણ એક નાનો બાળક છે. આ પ્રમાણે કુટુંબનું સુખ હોવાથી ભગવાનદાસ પોતાને પૂર્ણ ભાગ્યશાળી સમજતા હતા; પરંતુ દૈવની ગતિ વિચિત્ર છે! ભગવાનદાસને સાઠમું વર્ષ બેઠું, એવામાં એમનાં પત્નીએ ત્રણ દિવસ સુધી સખ્ત તાવની બીમારી ભોગવી પરલોકવાસ કર્યો. આ બનાવે ભગવાનદાસના હૃદય ઉપર સખ્ત આઘાત પહોંચાડ્યો. હવે તેમને આ સંસાર નિઃસાર જણાવા લાગ્યો.

તેઓ પોતાની પત્નીને યાદ કરીને રુદન કર્યા કરતા હતા. ભગવાનદાસનો પુત્ર દોલતરામ ઘણોજ સમજુ હતો અને દુકાનનું સર્વ કાર્ય કર્યા કરતો હતો. તે શરમને લીધે પિતાજીને કાંઇ સમજાવી શકે તેમ નહોતો; પરંતુ બેત્રણ વિદ્વાન પુરુષોએ અનેક પ્રકારે તેમને ઉપદેશ આપ્યો, છતાં તેમના હૃદય ઉપર તેની કશી અસર થઈ નહિ.

ભગવાનદાસ શેઠની પત્નીના પરલોક પહોંચ્યાની અને તેમને શોકાતુર રહેવાની વાત ધીમે ધીમે બેચાર વિવાહ કરાવનાર ગોર બાપલિયા–કમિશન એજન્ટોને કાને પહોંચી ગઈ અને તેઓ એક પછી એક અનેક કારણો દર્શાવતા દુકાન ઉપર આવવા લાગ્યા. ભગવાનદાસને એ લોકો સમજાવવા લાગ્યા કે, “ ગૃહિણી સિવાય ગૃહમાં કાંઇ સુખ મળતું નથી. જેમ દીપક વિના ઘરમાં અંધારું રહે છે, તેમ ગૃહિણી વિના ઘરમાં પણ અંધારુંજ રહે છે; જો કે તમારે પુત્ર છે; તોપણ શું થઇ ગયું ? વૃદ્ધાવસ્થામાં પતિની જેવી સેવા પોતાની પત્ની કરી શકે છે, તેવી સેવા અન્ય કોઇ કરી શકતું નથી. ”

આવી આવી વાતો શ્રવણ કરતી વેળાએ ભગવાનદાસનાં નેત્રો-

માંથી પ્રબળ અશ્રુપ્રવાહ વહેતો હતો અને ગમે તેવા કાર્ય કે વિચારને બાજુએ મૂકીને તેઓ પોતાની પત્નીનાં ગુણગાન કરવા મંડી પડતા. એક દિવસે તેમણે પોતાની પત્નીની વિયોગ-કથા કહેવા માંડી, કે તરતજ એક દલાલ, પોતાને વાત છેડવાનો અવસર મળ્યો છે, એમ સમજી બોલી ઊઠ્યો કે, "શેઠજી ! તમારા ઉપર નારાયણની સંપૂર્ણ કૃપા છે. જો આપ આજ્ઞા આપો તો સર્વ પ્રકારની વ્યવસ્થા તૈયાર છે. પેલા ગોકળદાસ ફક્ત પંદર સો રૂપિયા લઈ પોતાની પુત્રી આપવા તૈયાર છે; જો કે એ તો ઘણી મોટી રકમની માગણી કરતો હતો, પરંતુ મેં જ્યારે એને ઘણું સમજાવ્યો, ત્યારે તેણે એટલા રૂપિયા લઈ પુત્રી આપવાનું કબૂલ કર્યું છે, આપની ઉંમરનો એમાં કાંઇ હિસાબ નથી." આવી આવી વાતો જ્યારે ભગવાનદાસની આગળ વારંવાર થવા લાગી, ત્યારે ભગવાનદાસનું મન કંઇક પીગળ્યું. હવે તેઓ ધીમે ધીમે પોતાની પ્રથમ પત્નીના વિયોગનો શોક ભૂલવા લાગ્યા તથા નવા વિવાહની આશાએ તેમના મુખ ઉપર પુનઃ કંઇક આનંદ દેખાવા લાગ્યો. ધીમે ધીમે તેઓ વિવાહ કરવાને તૈયાર થઇ ગયા. ભગવાનદાસ પુનર્વિવાહ કરનાર છે, એવી વાત સર્વ સ્થળે ફેલાઈ ગઇ. બેચાર કન્યાને વેચી પોતાના પેટનું પોષણ કરવા તૈયાર થયેલા પૈસાના લોભી પિતાઓ પોતાની પુત્રીને ભગવાનદાસ શેઠને વેચવાની ઇચ્છા પ્રકટ કરવા લાગ્યા. વિવાહ કરવાથી ભગવાનદાસને પોતાનું ભવિષ્ય જેમ સુખપૂર્ણ જણાતું હતું, તેમ દોલતરામને પોતાનું ભવિષ્ય દુઃખપૂર્ણ જણાતું હતું. તે પોતાના મનમાં એમજ વિચાર કર્યા કરતો કે, પિતાને વૃદ્ધાવસ્થામાં આ શું સૂઝ્યું છે? દોલતરામની સંમતિથી કુટુંબના બેચાર સજ્જનોએ ભગવાનદાસને અતિશય સમજાવ્યા,પણ તેમણે પોતાનો વિચાર ફેરવ્યો નહિ. દોલતરામની પત્નીએ એક દિવસ પોતાની દાસી સાથે કહેવરાવ્યું કે, "વડીલશ્રી ! હવે પુનર્વિવાહ કરી શું કરશો ? હું આપની સર્વ પ્રકારે સેવાચાકરી કરવા તૈયાર છું. જીવવું અને મરવું એ તો સકળ સંસારનો નિયમ છે. આપ વિવાહ કરશો તો આપને, તેમને તથા અમને બધાંને સર્વ લોક હસશે. વળી આ વૃદ્ધ દેહનું કાલે ઉઠીને શું થશે, એની પણ કોને ખબર છે ?"

ભગવાનદાસે આ વાક્યોથી ગુસ્સે થઇ જઇને કહ્યું: "મેં બધું જોઇ લીધું છે. વહુ ને પુત્ર સૌ સ્વાર્થનાંજ સગાં છે.ઈશ્વરે મને હજુ

પરણવાને માટે લાયક રાખ્યો છે, ત્યારે તમે સર્વ હું સ્વધામ પહોંચી જાઉં એવી ઇચ્છા રાખો છો; પણ હું તો અવશ્ય પુનર્વિવાહ કરીશજ. કાર્તિક માસની દેવઊઠી એકાદશીનું મુહૂર્ત નક્કી કરવામાં આવ્યું છે. હવે મને તો આ ગૃહ પણ ગમતું નથી, દોલતરામ અને તમે ભલે આ ગૃહમાં રહો અને જેમ ફાવે તેમ કરો.”

સ્વજનો તથા શુભેચ્છકોનો વિરોધ હોવા છતાં ભગવાનદાસે કાર્તિક સુદિ એકાદશીને દિવસે પુનર્વિવાહ કર્યો.જે દિવસથી તેમના વિવાહની વાત નક્કી થઇ હતી; તેજ દિવસથી ભગવાનદાસ શેઠ પોતાના વાળોની સફેદી છુપાવવા માટે કલપ લગાડ્યા કરતા હતા અને પુષ્ટિની દવાનો ઉપયોગ કરતા હતા. આમ છતાં સૌ કોઇ જાણતું હતુંજ કે, આ બધો ઉપરનોજ આડંબર છે.

દોલતરામ પોતાના પિતાએ પુનર્વિવાહ કર્યાથી ઘણોજ ચિંતામગ્ન રહેતો હતો. પિતાની સાથે હવે વાતચીત કરવાનું પણ તેણે બંધ કર્યું હતું અને પિતાના અર્થલોભી સસરા ઉપર તો તેને ઘણોજ તિરસ્કાર પેદા થયો હતો; કારણ કે અર્થલોભી પિતાએ પોતાની આઠ વર્ષની નાદાન બાળકીનો સંબંધ સાઠ વર્ષના વૃદ્ધ સાથે કરતાં કશોજ વિચાર કર્યો નહોતો. તે પોતાના મન સાથે કહ્યા કરતો હતો કે, “હાય! ભારતવર્ષ! તારી કેવી દુર્દશા છે! તારી પુણ્યભૂમિમાં કુલાંગાર પુરુષોએ પોતાની ભોળી અને નિરપરાધિની કન્યાઓને વેચીને પોતાનાં પેટ ભરવાનું શરુ કરી, તારા ઉપર કલંક લગાડ્યું છે!”

લગ્નનો વરઘોડો ચડ્યો, તે સમયે ભગવાનદાસની અવસ્થા, રૂપ તથા વેશ જોઇને લોકો પોતાનું હસવું બંધ રાખી શકતા નહોતા. કેટલાંક નાનાં પણ અટકચાળાં બાળકો વરરાજાનું સૌંદર્ય (!) જોઇ તેમના તરફ નાની નાની કાંકરીઓ ફેંકતાં હતાં.

ભગવાનદાસ પરણી રહ્યા પછી પૌત્રવધૂ સમાન નવવધૂને સાથે લઇ ઘેર આવી પહોંચ્યા. દોલતરામ તથા તેની પત્નીએ હવે વિચાર કર્યો કે, થવાનું હતું તે થઇ ચૂક્યું છે. હવે આપણા વડીલનું મન દુખાય એવું કશું આપણે કરવું જોઇએ નહિ; જેથી દોલતરામ તથા તેની સ્રી તેમની પ્રથમ કરતાં પણ વિશેષ ભક્તિભાવથી સેવાચાકરી કરવા લાગ્યાં. આમ છતાં તેમણે પોતાની વૃદ્ધાવસ્થામાં પુનર્વિવાહ કર્યો, એ મોટી ભૂલજ કરી હતી. ભવિષ્યમાં આ ભૂલનું પરિણામ તેમને ઘણુંજ દુઃખદાયી થઈ પડ્યું.

ભગવાનદાસે માન્યું હતું કે, વિવાહ થયા પછી સુખમાં દિવસો નિર્ગમન કરીશું; પરંતુ તેમની આશા વિવાહ થતાંની સાથેજ ધૂળમાં મળી ગઇ! નવવધૂએ પતિને ઘેર આવી પોતાના મુખનું દર્શન કરાવ્યું, ત્યારે તો તેની ઉંમર વિવાહપૂર્વે કમિશન એજન્ટોએ બાર વર્ષની બતાવી હતી, તેને બદલે આઠજ વર્ષની નીકળી! વળી શરીર ઉપર શીળીનાં ચાઠાંનો પણ પાર નહોતો. બાલિકાનાં માતપિતાને કન્યાવિક્રયના આઠસો રૂપિયા મળેલા હોવાથીજ તેમણે પોતાની પુત્રી ભગવાનદાસ જેવા ઘરડા ઘુવડને આપી હતી. ભગવાનદાસે જ્યારે કન્યાને આઠજ વર્ષની ઉંમરની જોઇ, ત્યારે તો તે ઘણા શોકાતુર બની ગયા; પરંતુ પછીથી તેમણે નિરુપાયે પોતાના મનને શાંત કર્યું. તેમણે પોતાના મન સાથે વિચાર્યું કે, "કન્યા નાની છે તેથી શું વાંધો છે? મારા ઘરમાં ખાઇપીને હોશિયાર બની જશે. ચહેરા ઉપર ચાઠાં છે તેથી શું થઇ ગયું? હાથપગ તો સારા છે ને? બનવાનું હતું તે બની ગયું!" આ પ્રમાણે ભગવાનદાસે પોતાના મનને તરતને માટે તો સમજાવ્યું.

એક દિવસે ગૃહમાં એક નવાઈ જેવો બનાવ બન્યો. દોલતરામનો પુત્ર લક્ષ્મણરામ, કે જે આ સમયે લગભગ ચારેક વર્ષનો હતો, તે પોતાનાં રમકડાં લઇ રમી રહ્યો હતો. તેની સાથે તેની નવી દાદી પણ રમવામાં સામેલ થઇ! લક્ષ્મણરામનો સ્વભાવ ઉચ્છૃંખલ હતો, તેથી એકાએક નારાજ થઇ જઈ પોતાના બન્ને હાથ વડે પોતાની નવી દાદીને તે મારવા લાગ્યો. તેની નવી દાદીએ પણ તેને બેચાર થપ્પડ લગાવી દીધી. હવે શું બાકી રહ્યું? એક તો અજ્ઞાન બાળક અને વળી લાડકોડમાં ઊછરેલો! બન્ને એકબીજા સાથે લડવા લાગ્યાં અને ગાળો દેવા લાગ્યાં. આ ગડબડાટ થતો જાણી દોલતરામની પત્ની લક્ષ્મી ત્યાં આવી પહોંચી. એણે બન્નેને લડતાં અટકાવી શાંત કર્યાં. ભગવાનદાસ શેઠ ભોજન લઇ બપોરે સૂતા હતા, તે પણ આ ગડબડથી જાગી બોલી ઊઠ્યા કે, "છોકરાંએ આ શું તોફાન મચાવ્યું છે?"

ભગવાનદાસ શેઠ પોતાની બાળક સ્ત્રીની આવી આવી અનેક બાળલીલાઓ જોઇ–સાંભળીને જરા પણ ગભરાતા નહિ. ફક્ત તેમને *એટલીજ ચિંતા હતી કે,* દોલતરામની નવી માતા કેવી રીતે *જલદીથી* પોતાનું ગૃહ સંભાળવાને લાયક થાય. એક દિવસે તેઓ આજ વિચાર કર્યા કરતા હતા, એવામાં એકાએક સખ્ત તાવે

તેમના શરીર ઉપર હુમલો કર્યો. ધીમે ધીમે તાવનું જોર બહુ વધી પડ્યું. આ સમયે તેમને મોટી ચિંતા પોતાની નવીન વધૂનીજ હતી; પરંતુ શરમના માર્યા તેઓ તે વિષે કોઈને કાંઇ કહી શક્યા નહિ. દોલતરામ તથા તેમની પત્ની લક્ષ્મી–બન્ને જણાંએ તેમની અનેક પ્રકારે સેવાચાકરી કરી તથા એક નિપુણ વૈદ્યદ્વારા ચિકિત્સા કરાવી. પરિણામે બાળક વહુના સૌભાગ્યથી તેઓ એક માસમાં સાજા થઇ ગયા; પરંતુ કેટલાક માસ સુધી તેમના શરીરની દુર્બળતા દૂર થઇ નહિ. બેચાર ડગલાં ચાલવું પડે તોપણ તેમને લાકડીની મદદ લેવી પડતી. આ દુર્બળતા દૂર કરવાને વૈદ્ય પાસે તેમણે પુષ્ટિની દવા તૈયાર કરાવી હતી. આ દવાથી તેમને ઠીક લાભ થયો. એક દિવસે ભગવાનદાસે નિર્લજ્જતાથી વૈદ્યને પ્રશ્ન કર્યો કે, "દોલતરામની માતાને પણ આ દવા ખવડાવવામાં આવે તો કેમ ?"

વૈદ્ય બહારગામના રહેવાસી હતા, તેથી તેમણે વિચાર્યું કે, ભગવાનદાસની પત્ની પણ તેમના જેટલીજ ઉંમરની હશે. આથી વૈદ્યે એકાએક ઉત્તર આપ્યો કે, " કાંઇ ફિકર નહિ. કોઇ પણ વૃદ્ધાવસ્થાવાળાં સ્ત્રીપુરુષ એનું સેવન કરી શકે છે." શરમાઈ જવાથી ભગવાનદાસ તે સમયે કાંઇ બોલી શક્યા નહિ. તેઓ કેવી રીતે કહી શકે કે, "મારી ધર્મપત્ની તો ફક્ત આઠજ વર્ષની છે!" આ કરતાં વિશેષ નિર્લજ્જતાની વાત બીજી કયી હોઇ શકે? લાચાર બનેલા ભગવાનદાસ ચૂપ થઈ ગયા; કિંતુ થોડા દિવસ પછી એક પાડોશી ડૉકટરને પોતાની સ્ત્રીને માટે કોઇ પૌષ્ટિક દવા સંબંધી તેમણે પૂછ્યું. ડૉકટરે દૂધની સાથે સ્કૉટનું ઇમલ્શન સેવન કરવાનું સૂચવ્યું. ભગવાનદાસે તુરતજ એક અંગ્રેજી દવાવાળાને ત્યાંથી તે દવાની એક શીશી મંગાવી. ડૉકટરે કહ્યા પ્રમાણે દૂધના ભરેલા પ્યાલામાં આ દવાનાં કેટલાંક ટીપાં નાખી રાત્રે પોતાની બાળકવધૂને તે પ્યાલો પીવાને માટે આપ્યો. જેવો તેણે એ પ્યાલો પીવાને પોતાના મોં આગળ લીધો, કે અંદરથી એવી તો દુર્ગંધ આવી કે, તેણે ક્રોધવશ થઈ એ દૂધથી ભરેલો દવામિશ્રિત પ્યાલો ફેંકી દીધો. ભગવાનદાસે આશ્ચર્યચકિત થઈ પ્રશ્ન કર્યો: "શું થયું ?"

બાળવધૂએ ભોળપણમાં જવાબ આપ્યો કે, "થયું તમારું કપાળ!" આમ કહી તે સૂઈ ગઇ. આખી રાત્રિ ભગવાનદાસે વિચાર્યા કર્યું કે, "તેણે આમ કેમ કર્યું ? ડૉકટરે કહ્યું હતું કે, તાકાતને માટે આના કરતાં કોઇ પણ ઉત્તમ દવા અમારી ડૉકટરી-

માં નથી. જો એ સત્ય હતું, તો પછી એણે પ્યાલો મોંએ અડકાડતાંની સાથેજ કેમ ફેંકી દીધો ? વળી દવા આવી છે પણ ઘણીજ મોંઘી !" આવા આવા અનેક વિચારો સાથે યુદ્ધ કરતાં કરતાં તેમણે રાત્રિ પસાર કરી. સવારે ઊઠતાંની સાથેજ ડોકટર પાસે જઈ તેમણે રાત્રિનો બનાવ નિવેદન કર્યો. ડોકટરે ઉત્તર આપ્યોઃ "પહેલે દિવસે દવા પીતાં તેની વાસને લીધે કંઈક કંટાળો આવે છે ખરો, પરંતુ બેચાર દિવસમાં તો ટેવ પડી જશે, એટલે એ પ્રમાણે નહિ કરે."

ભગવાનદાસે પ્રશ્ન કર્યો: "ત્યારે એ દવામાં એવી તે શાની દુર્ગંધ આવે છે ?"

ડોકટરે ઉત્તર આપ્યોઃ "એ દવા માછલીમાંથી બને છે, તેથી ઘણી મહેનત કરવા છતાં અંદર તેની વાસ રહી જાય છે."

"ત્યારે શું એ દવા માછલીમાંથી બને છે એમ ?"

"હા."

ડોકટરે હા પાડી કે ભગવાનદાસ શેઠ ઘણાજ ગભરાયા તથા વ્યાકુળ થઈને કહેવા લાગ્યાઃ "અરે ! આવી નિષિદ્ધ વસ્તુ મોંએ અડાડવી એ તો અમારા વૈષ્ણવધર્મથી પ્રતિકૂળ કહેવાય !"

ડોકટરે કહ્યું: "ઓહ ! માછલીના તેલની દવામાં તે શું વાંધો ? બંગાળીઓ વૈષ્ણવ હોવા છતાં પણ પુષ્કળ માછલાં ખાય છે, તો પછી આ તો માછલીનું સત્ત્વ છે. વળી માછલી જળમાં રહેતી હોવાથી પવિત્ર પણ છે."

ભગવાનદાસે વિચાર્યું કે, હવે વધારે કહેવા–સાંભળવામાં આપણીજ ફજેતી છે. તેઓ લાચાર થઈ વીલે મોંએ ઘેર આવ્યા તથા કોઈ ન જાણે તેમ છૂપી રીતે દવાની શીશી ફેંકી દીધી અને જે સ્થળે આ શીશી મૂકી હતી, તે જગા લીંપી નાખી તેના ઉપર ગંગાજળ છાંટયું. વળી પોતાના હાથ પણ ગંગાજળથી પવિત્ર કર્યા, પત્નીને સુધ્ધાં ગંગાજળ પાયું; એટલુંજ નહિ પણ ભગવાનદાસે ફરીથી કોઈ પણ સમયે અંગ્રેજી દવાનું સેવન નહિ કરવાની દૃઢ પ્રતિજ્ઞા કરી.

થોડા દિવસ પછી ગામમાં રામલીલાના ખેલો ધામધૂમથી થવા લાગ્યા. નાનાં બાળકો પોતાનાં વડીલોની સાથે એ ખેલ જોવા જતાં હતાં. દશેરાને દિવસે ભગવાનદાસ પણ પોતાના પૌત્રને લઈ એ ખેલ જોવા જવાને તૈયાર થયા. આ પ્રમાણે જોઈને તેમની બા-

બાળપત્ની પણ હઠ કર્યા સિવાય રહી શકી નહિ. તેણે દોલતરામની પત્નીને કહ્યું: "હું પણ ડોસાની સાથે ખેલ જોવા જઇશ. મારા પિતાની સાથે પણ હું દર વર્ષે એ ખેલ જોવા જતી હતી."

લક્ષ્મીએ ઉત્તર આપ્યો: "એવી વાત ન કર. હવે તું વહુ થઇ છે, હવે ખેલઍલનું નામ લઇશ નહિ."

લક્ષ્મીનો ઉત્તર સાંભળી એ બિચારી તો રડવાજ મંડી પડી. ભગવાનદાસ આ પ્રકાર જોઇને પુનઃ ઘરમાં આવ્યા અને દાસીને પૂછ્યું: "શું છે?"

દાસીએ સર્વ હકીકત તેમને કહી, તે સાંભળી રહ્યા પછી તેમણે કહ્યું: "લક્ષ્મીને કહો કે, એનું સમાધાન કરે."

દાસીએ કહ્યું: "એમણે તો ઘણુંએ સમજાવ્યું, પણ માને છે કોણ?"

"ત્યારે તો એને એમ કહો કે, એને ખાવાને માટે મીઠાઇ જરૂર લેતા આવીશું." ભગવાનદાસ આ પ્રમાણે કહી મનમાં ને મનમાં વિચાર કરતા ચાલ્યા ગયા.

ભગવાનદાસ કોઇ કોઇ સમયે તો પોતાની બાલવધૂની લીલાથી ઘણાજ ગભરાઇ જતા; પરંતુ તેઓ ઘણા ધૈર્યવાન હતા. પ્રતિકૂળ પ્રસંગ આવી પડતાં તેઓ ગભરાઈ જતા નહિ. જેથી બહારનું કોઈ એમ નહોતું જાણવા પામ્યું કે, વિવાહ થયા પછી તેમને સુખ ને બદલે દુઃખની પ્રાપ્તિ થઇ છે. બાળકોનો અતિશય લાડપ્યારથી બગડી જવાનો સ્વભાવ હોય છે, જેથી ભગવાનદાસની બાળપત્ની પણ તેમના વિશેષ લાડપ્યારના કારણથી હઠીલી થઈ ગઇ હતી. તે જો કોઇ વાતને માટે હઠ કરતી, તો તેને પૂર્ણ કર્યા સિવાય શાંત પડતી નહિ. લક્ષ્મીબાઈ પોતાની બાળસાસુની અપ્રસન્નતાના ભયથી તેને વિશેષ બગડતી જોવા છતાં પણ કાંઇ કહી શકતી નહિ.

એક દિવસે ભગવાનદાસની બાળપત્નીએ પોતાની માતાને મળવા જવાની ઇચ્છા કરી. લક્ષ્મીએ પ્રથમ તો તેને બહુ પ્રેમપૂર્વક સમજાવી; પરંતુ તેનું કહેવું જરાએ ન માનતાં ઊલટી એ તો તેને ગાળો દેવા લાગી. ગૃહમાં આવા પ્રકારની લીલા ચાલતી જોઇને ભગવાનદાસે પૂછ્યું કે, "શું તોફાન ચાલી રહ્યું છે? લક્ષ્મી! તું સમજુ હોવા છતાં એને શા માટે સતાવે છે?"

લક્ષ્મી શાંત થઇ ગઇ. ભગવાનદાસની પત્નીએ પોતાના વૃદ્ધ

પતિ પાસે જઇ પોતાની ઇચ્છા કહી સંભળાવી. ભગવાનદાસે કહ્યું: " કાંઇ ફિકર નહિ; તારી માતાને આજેજ બોલાવી મંગાવીશું."

આમ કહીને તેમણે તરતજ સાસુને તેડી લાવવા પોતાની ગાડી મોકલી. ભગવાનદાસના સસરાની ઘણા દિવસની આશા આજે પૂર્ણ થઇ. જે વિચારથી તેણે વૃદ્ધ પુરુષ સાથે પોતાની કન્યાનો વિવાહ કર્યો હતો, તે વિચાર સફળ થવાનો અવસર પોતાને પ્રાપ્ત થયો સમજી તેને આનંદ થયો. તેણે પોતાની સ્ત્રીને મોકલવા સમયે અનેક ગુપ્ત વાતો તેના કાનમાં સમજાવીને કહી.

વૃદ્ધ ભગવાનદાસનાં યુવાન સાસુ આવી પહોંચતાં તેમને અપાર આનંદ થયો. તેઓ પોતાની દુર્બળતાને લીધે હજી સારી રીતે હરીફરી શકતા નહોતા, તોપણ જેષ્ટિકાની સહાયથી ધીમે ધીમે દરવાજા આગળ ગયા અને ઘણાજ માનથી પોતાનાં સાસુને તેમણે ગાડીમાંથી ઉતાર્યાં. પછી ગૃહમાં આવીને લક્ષ્મીને કહ્યું: "જો એમની બરાબર સંભાળ રાખજે. એમને કોઇ જાતની અડચણ પડવા દઇશ નહિ. એમણે આજે મારા સંદેશાને માન આપી અત્રે પધારીને મને કૃતાર્થ કર્યો છે અને આપણા ગૃહને પાવન કર્યું છે."

ભગવાનદાસની બાળવધૂ પણ પોતાની માતાને જોઇ હર્ષથી ભેટી પડી. માતાના ખોળામાં બેસી તેણે પ્રશ્ન કર્યો: " બા ! મારી ઢીંગલીઓની પોટલી કેમ લાવી નહિ ? હવે તો હું તારી સાથે ઘેરજ આવવાની છું. આ ઘરમાં રહેવાનું મને તો ગમતું નથી. કોઇ મને દવા પિવડાવે છે, કોઈ મને મારે છે. જો આ સામે જે લક્ષ્મી બેઠી છે, તે મને ઢીંગલીઓ સાથે રમવા દેતી નથી. હું એનું શું બગાડું છું કે, તે મને તેના છોકરા પાસે માર મરાવે છે?"

આ શબ્દો તેણે એટલા બધા જોરથી ઉચ્ચાર્યા કે, પલંગ પર પડેલા ભગવાનદાસ પણ તે શબ્દો સ્પષ્ટ રીતે સાંભળી શકયા.

ભગવાનદાસ પોતાની બાળવધૂની, તેની માતા સાથેની વાતચીત સાંભળી ઘણું આશ્ચર્ય પામ્યા. તેમના મનમાં લાગણી પણ વિશેષ થઇ આવી. તે મનમાં વિચારવા લાગ્યા કે, " પોતાની પુત્રીની વાતચીત સાંભળી આ મારી સાસુ શું કહેતી હશે ? મેં તેને અહીં ઘણા હેત–પ્રેમમાં ઉછેરી છે, છતાં તે પોતાને ઘણી દુઃખી જણાવે છે ! કર્મની ગતિજ ન્યારી છે, નહિ તો દોલતરામની માતાજ શા માટે મરી જાય ! હવે તો જે બને તે જોવું અને સહેવું એજ રસ્તો છે. સ્ત્રી વિનાનું જીવન વૃથા તો છેજ, પણ હજુ તે બાળક છે. ધીમે

ધીમે તે બધું સમજી જશે.”

ભગવાનદાસ શેઠની સાસુ પોતાના જમાઇને ત્યાં એક અઠવાડિયુંજ રહી. આ સમય દરમિયાન તેણે પોતાની પુત્રીને અનેક પ્રકારનો છળકપટભરેલો ઉપદેશ આપ્યો. જતી વખતે તે સમજાવી ગઇ કે, “બે દિવસ પછી હું મંગળિયાને મોકલીશ, તેને તું તારી ચંપાકળી આપી દેજે. હું તેનાથી તારે માટે સારી સારી ઢીંગલીઓ મંગાવીશ.” આમ કહી તે જમાઇરાજની રજા લઈ, તેમનીજ ગાડીમાં બેસી પોતાને ઘેર ચાલી ગઇ.

બીજે દિવસે ભગવાનદાસ દુકાને ગયા, ત્યારે તેમની સાસુએ પોતાની પાડોશમાં રહેતા એક મંગળિયા નામના માણસને પોતાની પુત્રી પાસે મોકલ્યો. મંગળિયો કાંઇ બહાનું કાઢી ભગવાનદાસના ઘરમાં આવ્યો તથા તેમની બાળપત્નીની ચંપાકળી લઇ ગયો. ભગવાનદાસ શેઠ પોતાની બાળવધૂના શરીરની વિશેષ સંભાળ રાખતા હતા. એક દિવસ પત્નીના ગળામાં સોનાની ચંપાકળી જણાઈ નહિ. ભગવાનદાસે ઘણી તપાસ કરી, પરંતુ કાંઇ મળ્યું નહિ. લક્ષ્મીએ ઘણી વખત પોતાની બાળકસાસુને પૂછ્યું; પરંતુ તે એમજ કહ્યા કરતી કે, “હું નથી જાણતી કે, કેવી રીતે ખોવાઇ ગઇ.” ભગવાનદાસ પ્રથમ તો આ માટે ચિંતાતુર રહ્યા, પરંતુ બેચાર દિવસ પછી પોતે તેમજ ઘરનાં સર્વ મનુષ્યો નિરુપાયે શાંત થઇ ગયાં.

ભગવાનદાસના મનમાંથી આ ચંપાકળીની કથા દૂર નહોતી થઇ, એટલામાં તો એક દહાડો એક ચાલાક સ્ત્રી થોડું પકવાન્ન લઇને આવી અને કહેવા લાગી કે, “આ તમારી સાસુએ મોકલ્યું છે.”

ભગવાનદાસ આ વાતથી બહુ પ્રસન્ન થયા તથા મિષ્ટાન્ન જોયા બાદ લક્ષ્મી પાસે મોકલી આપ્યું. જ્યારે એ આવનાર ચાલાક સ્ત્રી ભગવાનદાસની બાળવધૂને એકાંતમાં મળી, ત્યારે તેણે કહ્યું કે, “તારી માતાએ એમ કહ્યું છે કે, હું તને જલદીથી બોલાવીશ; પરંતુ આજકાલ ઘરમાં નાણાંની ઘણીજ અડચણ હોવાથી જો તારી પાસે થોડાઘણા રૂપિયા હોય તો આપ.”

તેણે ઉત્તર આપ્યોઃ “રૂપિયા તો નથી, પરંતુ આ મારાં સોનાનાં કર્ણફૂલ લઇ જાઓ.”

આમ કહી તેણે પોતાના કાનમાંથી સોનાનાં કર્ણફૂલ કાઢી આપ્યાં. પેલી સ્ત્રી તે લઇને ગુપચુપ ચાલી ગઇ. ભગવાનદાસ રાત્રે

સૂતા સૂતા મનમાં ને મનમાંજ પોતાના સાસુસસરાની તારીફ કરવા લાગ્યા: "બિચારાં પોતાનાથી જે કાંઇ થોડુંઘણું બને છે, તે પોતાની પુત્રીને માટે મોકલતાં રહે છે. ગરીબ છે તેથી શું થઇ ગયું? ઘણાંજ સજ્જન છે."

દિવાળીને દિવસે લક્ષ્મીએ પોતાની સાસુને કહ્યું: "તમે તમારાં સઘળાં આભૂષણો પહેરી લો." તેના કાનોમાં કર્ણફૂલ ન જણાયાથીજ લક્ષ્મીએ તેને ઉપર પ્રમાણે કહ્યું હતું. છતાં તેણે કર્ણફૂલ ન પહેર્યાંથી લક્ષ્મીએ પ્રથમ તો ઘણાજ પ્રેમપૂર્વક તેને પ્રશ્નો કર્યા; પરંતુ તેની બાળકસાસુએ કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ. ત્યારે નિરુપાય બનેલી લક્ષ્મીએ પોતાના શ્વસુરને ખબર આપી. ભગવાનદાસ આ ખબર જાણતાંજ આશ્ચર્યચકિત બની ગયા. તેમના મોં ઉપર પરસેવાનાં ટીપાં આવી ગયાં અને દિવાળીને રૂડે દિવસેજ તેઓ શોકસાગરમાં ડૂબી ગયા. તેઓ વિચારવા લાગ્યા કે, "આ બધું કેવી રીતે ગુમ થાય છે? સુવર્ણની ચોરી થવી તથા દીપોત્સવીને દિવસે લક્ષ્મીનું જવું, એ તો બહુજ ખરાબ." ભગવાનદાસે એ દિવસે ચિંતામાં ડૂબી જઇ કાંઇ પણ ખાધુંપીધું નહિ.

દોલતરામ ઘણોજ સમજુ હતો. તે વિચારવા લાગ્યો કે, હવે પિતા શોક કરશે, તેથી શું સાર્થક થવાનું છે? હવે તો એ છોકરીને ધમકાવીને પૂછવામાં આવે ને કંઇ પત્તો લાગે તો લાગે. દોલતરામે પોતાના પિતા પાસે જઈ ઉપર પ્રમાણે અભિપ્રાય આપ્યો, ત્યારે તેમણે કહ્યું: "ભાઇ! તારી ધારણા તો બરોબર છે, પરંતુ એને ધમકાવવાનું મને પસંદ નથી. બાળકની જાત છે. જો હું ધમકાવું ને નાસી જાય, તો પછી લોકોમાં આપણી હાંસી થાય. વળી એ ચીજો ગઇ તોપણ શું થઇ ગયું? એના કરતાં કાંઈ આભૂષણ વધારે છે? લક્ષ્મીએ એ ચીજો લીધી છે કે નહિ, તેની બરાબર તપાસ કરવી જોઇએ."

પિતાને મુખે પોતાની પત્નીનું નામ સાંભળતાંજ દોલતરામને ક્રોધ આવ્યો તથા તે કહેવા લાગ્યો: "શું આપને એના ઉપર પણ સંદેહ રહે છે? લો હું જાતેજ આપનો સંદેહ દૂર કરું છું." આમ કહી દોલતરામ ક્રોધિત મુખે પોતાની પત્ની પાસે ગયો તથા તેને ધમકાવીને પ્રશ્ન કર્યો: "કેમ તેં કર્ણફૂલ લીધાં છે કે?" લક્ષ્મીએ ના કહી, એટલે તે પોતાની બાલકસ્વરૂપ વિમાતા પાસે ગયો અને તેને પ્રશ્ન કર્યો: "જુઓ, તમે સાચેસાચું કહી દેજો, નહિ

તો બહાર સિપાઇ આવ્યા છે, તે તરતજ પકડી જશે, બોલો ચંપાકળી તથા કર્ણફૂલો ક્યાં છે?" દોલતરામે ક્રોધપૂર્ણ સ્વરે દર્શાવેલા ડરથી તે ડરી ગઇ તથા રુદન કરતાં કરતાં તેણે સઘળી સત્ય વાત દોલતરામને કહી દીધી. દોલતરામને પોતાનું અનુમાન સત્ય ઠર્યાથી કાંઇક આનંદ થયો તથા વિમાતાને કહેવા લાગ્યો: "રડશો નહિ, જે થયું તે ખરું; પણ હવેથી કોઇને કાંઈ ચીજ આપશો નહિ."

આ પ્રમાણે સૂચના કરી દોલતરામે પોતાના પિતાની પાસે જઇ સર્વ ઘટના કહી સંભળાવી. આથી કરીને તેમને ક્રોધ તો ઉત્પન્ન થયો; પરંતુ તેઓ પોતાની નવવધૂને માત્ર એટલુંજ કહી શક્યા કે, "તું ઘણીજ ભોળી છે. ખેર! હવે જે થયું તે ખરું, પણ ફરીથી એમ કરીશ નહિ. એટલી બે રકમો નવી કરાવીશું."

દોલતરામે પોતાના પિતાના મુનીમને આ સર્વ વાતો કહીને પોતાની વિમાતાના પિયેરમાં મોકલ્યો; પરંતુ ત્યાં કોઇએ કશુંજ કબૂલ કર્યું નહિ. ભગવાનદાસને આ અસત્ય ઉત્તરની ખબર પડી, ત્યારે તેમણે ભવિષ્યમાં સર્વેને સાવધાન રહેવાનું સૂચવ્યું.

કેટલાક દિવસ પછી ભગવાનદાસની નવી સાસુ એક વખત પાછી પોતાની બાળકપુત્રીને મળી આવી તથા તેને ખૂબ ભણાવી આવી. ભગવાનદાસ તથા લક્ષ્મીને દેખાડો કરવા માટે તેણે બહારથી પોતાની પુત્રીને કહ્યું કે, "જો બહેન! આ લક્ષ્મી તારી સાસુ બરોબર છે. શેઠ તો ઘણો સમય દુકાન ઉપરજ રહે છે, માટે એના કહ્યા પ્રમાણે તારે ચાલવું."

ભગવાનદાસે પોતાની સાસુને કહ્યું: "તમારું કહેવું સર્વથા સત્ય છે. દોલતરામ તથા લક્ષ્મી એ બન્ને ઘણાં સમજુ છે. તમારી પુત્રીની તે સારી રીતે સંભાળ રાખે છે."

ભગવાનદાસની સાસુ એક દિવસ રહીને પોતાને ઘેર ગઇ. ભગવાનદાસે ઘણો આગ્રહ કર્યો, પણ તે નજ રહી. તે પોતાની નિઃસ્વાર્થતા પ્રકટ કરવાને માટે કહેવા લાગી: "પ્રભુ મને પુત્રીને ત્યાં વિશેષ ન રાખે એજ સારું."

થોડા દિવસ પછી ભગવાનદાસના એકના એક સાળાનો લગ્નપ્રસંગ આવી પહોંચ્યો. અર્થદાસ તથા તેની પત્નીએ પ્રથમ તો એમ વિચાર્યું કે, પોતાના વૃદ્ધ જમાઇ પાસેથી થોડા રૂપિયા માગવા; પરંતુ પછીથી એવો નિશ્ચય થયો કે, જ્યારે પોતાની પુત્રી કીમતી ઘરેણાં પહેરીને પોતાને ત્યાં આવશે, ત્યારેજ સર્વ થઇ

રહેશે. અર્થદાસે પોતાની પુત્રીને બોલાવી લાવવાને એક માણસ મોકલ્યું. જમાઇરાજે પણ પોતાની બાળવધૂને તેના ભાઈના લગ્નમાં મોકલવાનો નિશ્ચય કરી લક્ષ્મી આગળ જઇ કહ્યું: "એને સારાં સારાં કપડાં તથા ઘરેણાં પહેરાવીને મોકલો; કારણ કે સઘળાં સગાંસંબંધીઓ ત્યાં એકત્ર થશે, તે જુએ તો ખરાં કે, છોકરી આપણે ત્યાં કેવા સુખમાં છે !"

લક્ષ્મીએ પોતાના શ્વસુરની આજ્ઞાનુસાર પોતાની બાળકસાસુને વસ્ત્રાલંકાર પહેરાવીને વિદાય કરી. પુત્રીના આગમનથી અર્થદાસ તથા તેની પત્નીને અપાર આનંદ થયો તથા ઘણીજ ધામધૂમથી વિવાહ કર્યો. વિવાહપ્રસંગે ભગવાનદાસને પણ આમંત્રણ કરવામાં આવ્યું તથા વિવાહમાં તેમને અનેક પ્રકારે પ્રસન્ન રાખવામાં આવ્યા. આ સ્થળે એટલું દર્શાવી દેવું આવશ્યક છે કે, વિવાહપ્રસંગ ભગવાનદાસની બાળપત્નીના એકબે સુવર્ણાલંકાર ગીરો મૂકવાથીજ પૂર્ણ થયો હતો. વિવાહ થઇ ગયાને બે ચાર દિવસ વીતી ગયા હશે, એવામાં એકાએક ભગવાનદાસને પોતાની નવવધૂને તેડાવી લેવાની ઇચ્છા થઈ. કોઈ કોઇ સમયે શ્વાસરોગથી તે એવા તો ગભરાઇ જતા હતા કે, તેમને પોતાનો જીવ નીકળી જવાની ધાસ્તી લાગતી હતી. હાલ એકબે દિવસથી તેમને એ રોગ ઉપડ્યો હતો, તેથી પોતાની બાળવધૂને બોલાવવાને ત્રણચાર વખત માણસ મોકલ્યું; પણ વાયદો કરીને અર્થદાસે એક મહિનો કાઢી નાખ્યો. ભગવાનદાસની તબિયત હવે વિશેષ બગડતી જતી હતી, જેથી એક દિવસે તેઓ પોતેજ ઘણા ક્રોધમાં આવી જઈ સસરાને ત્યાં જઇ પહોંચ્યા!

ક્રોધવશ થઈ તેમણે અનેક શબ્દો કહેવાને ધારેલું, પરંતુ સાસરિયાંની માયામમતા જોઇને તેમનો ક્રોધ શાંત થઇ ગયો. તેમની સાસુએ અતિશય પ્રેમપૂર્વક તેમનું સન્માન કર્યું. અર્થદાસને પણ પોતાના જમાઇના આગમનથી સારું તો ન લાગ્યું, છતાં ઉપર ઉપરથી તેણે પણ ઘણોજ પ્રેમ દર્શાવ્યો. ખાનપાન થઇ ગયા પછી વિદાય થવાની વાત નીકળી, ત્યારે તેમની સાસુએ કહ્યું કે, "મને મારી પુત્રીને વિદાય કરવાને શું હરકત છે? પરંતુ તે પહેલાં હું તમને મારા પોતાના જાણી એક વાત કહી દઉં છું. તમારાથી છૂપું રાખવાની કાંઇ જરૂર નથી. તમારે ત્યાંનાં એકબે ઘરેણાં મારા હરિદાસની પત્ની પહેરી ગઈ છે, તે પાછી આવશે એટલે અમે

તમારી વસ્તુઓ મોકલી આપીશું."

ભગવાનદાસે પોતાની સાસુની વાત સાંભળીને ક્યાં ક્યાં આભૂષણો પહેરી ગઇ છે, એમ પ્રશ્ન કરતાં જણાયું કે, રૂપિયા બેએક હજારની રકમો નથી. આથી ભગવાનદાસને ઘણોજ શોક થયો. તેમને બહુજ શોકાતુર જોઇને તેમનાં સાસુસસરાએ થોડાજ દિવસોમાં પુત્રવધૂ ઘેર આવ્યેથી તે જણસો મોકલી આપવાનું જણાવ્યું. છેવટે નિરુપાયે ભગવાનદાસ પોતાને ઘેર ગયા.

ઘેર જઇને તેમણે સકળ ઘટના લક્ષ્મીને કહી સંભળાવી તથા છેવટે કહ્યું કે, "જો તારી સાસુને કાંઈ કહીશ નહિ, એમાં એનો શું દોષ ? એ તો બાળક છે."

લક્ષ્મી તથા દોલતરામને તપાસ કરતાં જણાયું કે, ત્રણેક હજારનું નુકસાન થયું છે. હજાર રૂપિયાનો તો એકલો ચંદ્રહારજ હતો. લક્ષ્મી તથા દોલતરામને આથી ઘણો શોક થયો. દોલતરામે પત્નીને કહ્યું: "આ બધાનું મૂળ કારણ 'વૃદ્ધ પિતાના વિવાહ' સિવાય બીજું કાંઇજ નથી. આવા વિવાહથી એમને શું લાભ થયો ? ઊલટું ત્રણચાર હજારની વસ્તુઓનું પાણી થયું."

દોલતરામની વાત તેની બાળક વિમાતાની જાણમાં આવતાં તેણે એમાં થોડુંઘણું પોતાના તરફથી ઉમેરી ભગવાનદાસને ઉશ્કેર્યા. ભગવાનદાસે રાત્રિના સમયનો પણ વિચાર ન કરતાં પુત્ર તેમજ પુત્રવધૂ આગળ જઇ ક્રોધથી કહ્યું: "તમે શા માટે જેમ ફાવે તેમ બોલો છો ? પૈસા તો હાથનો મેલ છે. મેં મારો પસીનો ઉતારીનેજ એ પૈસા પેદા કર્યા છે. ધંધામાં ખોટ જાય છે તો કેમ ચૂપ થઇને બેસી રહીએ છીએ ? પરંતુ આ તો આપણા પૈસા આપણા સંબંધીનાજ ઉપયોગમાં વપરાયા છે !"

દોલતરામે નમ્રતાથી કહ્યું: "પિતાશ્રી ! અપરાધ ક્ષમા કરો, હવેથી એવું બનશે નહિ."

આવી આવી અનેક બાબતો ભગવાનદાસની બાળકપત્ની દિવસે દિવસે પોતાના વૃદ્ધ પતિને કહ્યા કરતી હતી. તેનાં વચનોનો શેઠ ઉપર બહુ પ્રભાવ પડતો ગયો. છેવટે પોતાની બાળવધૂના અતિશય આગ્રહથી તેમણે એક દિવસે પુત્ર તથા પુત્રવધૂને કહ્યું કે, "હવે આપણે જુદા રહેવું એજ ઉત્તમ છે."

દોલતરામ તથા લક્ષ્મી બન્ને આ કથન સાંભળી આશ્ચર્ય પામ્યાં. લક્ષ્મી પોતાનું હૈયું ભરાઈ આવવાથી રુદન કરવા લાગી;

પણ છેવટે તેમને જુદું થવુંજ પડ્યું.

આ સમયે ફરી પણ એક વખત ભગવાનદાસની સાસુએ પ્રસંગ જોઇ લાગ સાધ્યો. એક દિવસે તે પોતાના જમાઇરાજને મળવા ગઇ. ભગવાનદાસે વિચાર્યું કે, "એક બે વર્ષ મારે ત્યાં સાસુજી રહે, તો મારી પત્ની સર્વ કામકાજ શીખી જાય."

તેમણે પોતાની આ ઇચ્છા અત્યંત પ્રેમપૂર્વક પોતાની સાસુને કહી સંભળાવી. આ વાત શ્રવણ કરી તેણે નિઃસ્વાર્થતા દર્શાવવાને કહ્યું: "પ્રભુ મને પુત્રીને ત્યાં ન રાખે." આમ કહી તે ચાલી ગઇ તથા જતાં પૂર્વે પોતાની પુત્રીને ગુપ્ત રીતે સમજાવી દીધી કે, તે પોતાના વૃદ્ધ પતિને સમજાવીને પોતાની સંપત્તિ પણ તદ્દન જુદી કરાવી લે.

એક રાત્રે તેણે પોતાના પતિને કહ્યું કે, "તમે નથી હોતા ત્યારે લક્ષ્મી મને હમેશાં એમ કહ્યા કરે છે કે, જુદી થઇ ગઈ તેથી શું થઇ ગયું ? કમાઈ તો અમારીજ ખાય છે ને ? તારો બુઢ્ઢો કાંઈ ઓછો કમાવા જાય છે ?"

ભગવાનદાસે પત્નીના આ કથન ઉપર પૂર્ણ વિશ્વાસ મૂક્યો તથા બે માસ પછીથી પાંચ પંચોની આગળ પોતાની સંપત્તિના બે ભાગ કરી એક ભાગ દોલતરામને આપી, બીજો ભાગ પોતાની પાસે રાખ્યો; તથા એ ભાગ પોતાના મૃત્યુ પછી પોતાની પત્નીને મળે એવું વિલ (વસિયતનામું) કરી દીધું. ભગવાનદાસની આવા પ્રકારની વર્તણુંકથી સર્વે લોકોમાં તેમની ઘણી નિંદા થઇ.

ઉપલા સર્વ પ્રકાર બની ગયા પછી ભગવાનદાસ શેઠ ઘણા સમય સુધી આ સંસારમાં રહ્યા નહિ. એક માસમાંજ તેમનો શ્વાસરોગ વધી પડ્યો. ઊઠવાબેસવાની તાકાત પણ રહી નહિ. દોલતરામને પ્રથમ બેચાર દિવસ સુધી તો પિતાના મંદવાડની ખબર પણ પડી નહિ; પરંતુ ખબર પડી ત્યારથી તેણે પિતાની તનમનથી સેવા કરવા માંડી. હવે ભગવાનદાસનો એ સમય આવી પહોંચ્યો, કે જે સમય આવવાના સંભવને લીધે તેમના સર્વે શુભચિંતકો તેમને વિવાહ કરવાની ના પાડતા હતા, લક્ષ્મીએ પણ પોતાના પતિ સાથે પોતાના શ્વસુરની સેવા-ચાકરી કરવા માંડી. અનેક વૈદ્યો અને ડોકટરોને બોલાવવામાં આવ્યા. હકીમોની હિકમતો પણ ચલાવવામાં આવી; પણ ભગવાનદાસનો રોગ મટવાને બદલે વધતોજ ચાલ્યો. છેવટે તેઓ પોતાની બાળકપત્નીને આ

અસાર સંસારમાં એકલી મૂકી પરલોકપ્રયાણ કરી ગયા. પિતાના મૃત્યુથી દોલતરામ તથા લક્ષ્મીને ઘણો શોક થયો. ભગવાનદાસના દ્વેષી લોકો હવે ઠઠ્ઠામશ્કરી કરી હસતા હતા. પિતાની અંત્યેષ્ટિક્રિયા અને કારજ દોલતરામે પોતાની પાસેના પૈસા ખરચીને કર્યાં. અર્થદાસનાં પત્ની તો જમાઈનું મૃત્યુ થતાંજ પુત્રી પાસે આવી પહોંચ્યાં હતાં. કોર્ટના વ્યવસ્થાપકની માફક સર્વે મિલકત તેણે પોતાની સત્તામાં લીધી. ઘણા લોકોએ શેઠના રૂપિયામાંથી તેમની ઉત્તરક્રિયા કરવાનું કહ્યું; પરંતુ શેઠની સાસુએ એક પાઈ પણ ખરચવાની ના પાડી. તેણે કહ્યું કે, "જો એ રૂપિયા એમ ઉત્તરક્રિયામાં ખરચવામાં આવે, તો મારી પુત્રીનો નિર્વાહ કેમ ચાલે?"

દોલતરામ તથા લક્ષ્મીના ગુણોની સર્વે લોક પ્રશંસા કરવા લાગ્યા તથા એવું ઇચ્છવા લાગ્યા કે, "ઇશ્વર! પુત્ર અને વહુ આપે તો આવાંજ આપજે."

તેરમું વીતી ગયા પછી અર્થદાસ પણ જમાઇને ત્યાંજ રહ્યો. જે ઇચ્છાથી અર્થદાસે તેમજ તેની પત્નીએ પુત્રીનો વિવાહ કર્યો હતો, તે ઇચ્છા હવે ફળીભૂત થઈ. દોલતરામને પિતાની બાકી રહેલી ધનસંપત્તિ માટે અનેક લોકોએ સમજાવ્યો તથા કોર્ટમાં ફરિયાદ કરવાની સૂચના કરી; પરંતુ તે બહુ સમજુ યુવક હતો. તેણે એમ કરવું પોતાને ઉચિત નથી, એવો સર્વેને ઉત્તર આપ્યો. તે કહેવા લાગ્યો કે, "મારી માતાને હું શા માટે દુઃખી કરું? ઈશ્વરે મને જે જોઇએ તે સઘળું આપ્યું છે. આપકમાઇજ માણસને સુખદાયી થઈ પડે છે."

યુવાવસ્થામાં પ્રવેશ કરતી ભગવાનદાસની પત્નીના ગૃહ આગળ થઇને હવે વ્યભિચારી પુરુષો ખોંખારા કરતા તથા હસ્તનેત્રાદિથી ઇશારત કરતા વારંવાર જવા–આવવા લાગ્યા. ભગવાનદાસના મૃત્યુ પછી એકબે વર્ષમાંજ તેમની બાળવિધવાનું વર્તન કેવું ખરાબ થઇ ગયું, તે સંબંધી કાંઇ લખવું ઉચિત નથી.

અનેક દિવસો સુધી તેણે પોતાની પાપલીલા છુપાવી, છતાં છેવટે 'પાપનો ઘડો ભરાય છે ત્યારે ફૂટે છે.' એ કહેવત પ્રમાણે તેનાં સર્વ કુકર્મ પ્રસિદ્ધ થઇ ગયાં. અનેક સજ્જન લોકો ભગવાનદાસના પૈસાને લૂંટાતા જોઈ તથા તેમની પત્નીને કુલટા નીવડેલી જોઇ કહેતા કે, "જોયું, આ ઘરડે ઘડપણ નાનકડી બાળકી સાથે વિવાહ કર્યાનું ફળ!"

---



# ૫-મોહિનીનો વિવાહ

પ્રીતમલાલ એક ગામમાં નિશાળનો શિક્ષક છે. તેને નિશાળમાંથી માસિક બાર રૂપિયા મળે છે. પોતાની પ્રથમ પત્નીથી તેને ત્રણ પુત્ર અને ત્રણ પુત્રીઓ થઈ હતી; પરંતુ તે બધાં એક પછી એક પરલોકવાસી થયાં હતાં. પ્રીતમલાલની પત્ની પોતાના ત્રણ વર્ષના બાળક કિશોરના મરણનો છેલ્લો આઘાત સહન કરી શકી નહિ. તે રાત્રિદિવસ રુદન કર્યા કરતી હતી. ખાવુંપીવું પણ તેણે મૂકી દીધું હતું. પ્રીતમલાલ તેને ઘણું સમજાવતો; પરંતુ તે પુત્રવિયોગનો શોક દૂર કરી શકી નહિ અને છેવટે પરલોકવાસી થઈ. પ્રીતમલાલ કુલીન બ્રાહ્મણ હતો; તેથી આ બનાવ બન્યા પછી એક પછી એક એમ અનેક પુરુષો માગાં લઈ તેની પાસે આવવા લાગ્યા અને એકબીજાના કરતાં વિશેષ રૂપિયા આપવાનું કહેવા લાગ્યા. છેવટે ગોપાળલાલ દ્વિવેદીએ રૂપિયા પાંચસો આપવાનો ઠરાવ કરી પોતાની ભગિનીનો વિવાહ પ્રીતમલાલ સાથે નક્કી કર્યો.

ગોપાળલાલ દ્વિવેદી કલેકટરની ઑફિસમાં પટાવાળો છે. તેની માસિક આવક વીસેક રૂપિયાની છે. તેને એક બહેન તથા એક વૃદ્ધ માતા છે. કુળમાં કોઈએ કાંઇક કલંક લગાડેલું હોવાથી હજુ સુધી તેનો વિવાહ થયો નથી. તેની બહેન રમાબાઇ સોળ વર્ષની યુવતી છે. નિર્ધનતા તેમજ કુળના નીચાપણાને લીધે તેનો વિવાહ આટલી ઉંમર સુધી થઈ શક્યો નહોતો.

ઉપર જણાવ્યા પ્રમાણે રમાનો વિવાહ પ્રીતમલાલની સાથે નક્કી થયો. રમાએ એક કન્યાશાળામાં ગુજરાતી અભ્યાસ કર્યો હતો. સીવવાગૂંથવાના તથા ભોજન બનાવવાના કાર્યમાં એ ઘણીજ નિપુણ હતી, કારણ કે તેની માતા વીસ વર્ષની ઉંમરમાં વિધવા થવાથી એક સારા કુટુંબમાં રસોઈ બનાવવાના કામ પર રહી હતી. ભોજન તૈયાર કરવાના કાર્યમાં તે ઘણી ચતુર હોવાથી રમા પણ

તેની પાસેથી અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજન બનાવવાનું શીખી ગઇ હતી. જે કુટુંબમાં તેની માતા રસોઇનું કાર્ય કરતી હતી, તે કુટુંબની બાળકીઓ તથા સ્ત્રીઓદ્વારા તેણે સ્વચ્છતાનું શિક્ષણ પણ ઠીક મેળવ્યું હતું.

આવી ગુણવતી અને રૂપવતી ભાર્યા મળી, એ પ્રીતમલાલનું સૌભાગ્યજ કહી શકાય. રમામાં ઉપલા સર્વ ગુણો ઉપરાંત એક પ્રશંસનીય ગુણ એ હતો કે, તે રૂડા સ્વભાવવાળી તેમજ સુશીલા હતી. વળી તે રૂપવતી પણ હતી. આવી સુયોગ્ય પત્ની પ્રાપ્ત થવાથી પ્રીતમલાલ પોતાના ભાગ્યને ધન્યવાદ આપતો હતો. બન્ને પતિપત્ની આનંદપૂર્વક જીવન ગાળવા લાગ્યાં. એક વર્ષ પછી તેમને એક કન્યા પ્રાપ્ત થઇ. તેનું નામ મોહિની રાખવામાં આવ્યું. બન્ને જણ પુત્રીનું બહુ હેતથી લાલનપાલન કરવા લાગ્યાં. પ્રીતમલાલ નિશાળેથી આવીને કલાકોના કલાકો સુધી મોહિનીને રમાડી, તેના જીવને આનંદ આપી પોતે પણ આનંદ મેળવતો. મોહિનીની ઉંમર પાંચ વર્ષની થઇ, એટલે રમાએ તેને શિક્ષણ આપવું શરૂ કર્યું. સાત વર્ષની ઉંમર થતાંમાં તો મોહિની લખવાવાંચવાનું પણ શીખી ગઈ. તેને સાતમું વર્ષ પૂર્ણ થતાંજ રમાના મનમાં પુત્રીના વિવાહ માટે ચિંતા થવા લાગી. પુત્રીના લગ્ન માટે રમા પોતાના પતિને વારંવાર પૈસા એકત્ર કરવાની સૂચના કરવા લાગી. તે કહેતી કે, "માસિક પગારમાંથી બબ્બે ચારચાર રૂપિયા બચાવતા રહો; નહિ તો વિવાહસમયે એક સામટી બધી રકમ ક્યાંથી કાઢી શકીશું?"

પ્રીતમલાલે પત્નીના કહેવા તરફ બેએક વર્ષ સુધી તો ધ્યાન ન આપ્યું; પરંતુ મોહિની નવ વર્ષની થઇ એટલે તેને પણ ચિંતા પેઠી. તેણે વિચાર્યું કે, મહિને બબ્બે રૂપિયા બચાવ્યાથી પણ કેવી રીતે પુત્રીનો વિવાહ કરી શકાશે? પતિપત્ની બન્ને પુત્રીના વિવાહ માટે અનેક પ્રકારના વિચારો કરવા લાગ્યાં. રમાએ મોહિનીને પણ પોતાના જેવીજ ગુણવાન બનાવી હતી. વાંચવાલખવામાં તો તે પોતાની માતા કરતાં પણ વિશેષ હોશિયાર હતી. ત્રણ વર્ષમાં તો તેણે ગુજરાતી સાહિત્યનાં ઉત્તમોત્તમ પુસ્તકો વાંચી લીધાં હતાં. હિસાબ ગણવામાં પણ તે ચતુર હતી, રૂપસૌંદર્યમાં તો પોતાની માતા કરતાં પણ ચડી જતી હતી; છતાં શોકની વાત એટલીજ હતી કે, પ્રીતમલાલને તેને યોગ્ય ઉત્તમ પતિ મળવાની

આશા રહેતી નહિ. પરિણામ પણ એવુંજ આવ્યું. મોહિનીની ઉંમર બાર વર્ષની થઇ, ત્યારે મહામુસીબતથી તથા અનેક ભલામણોથી કાનપુરમાં રૂપિયા પાંચસો આપવાના નક્કી કરી મોહિનીનો સંબંધ નક્કી કરવામાં આવ્યો. અઢીસો રૂપિયા પ્રથમ અને અઢીસો વિવાહ વખતે આપવાના ઠર્યા; પરંતુ અનેક અડચણો વેઠવા છતાં વિવાહ સમયે પ્રીતમલાલ માત્ર ત્રણસોજ રૂપિયા એકત્ર કરી શક્યો. એમાંથી સો રૂપિયા તો વિવાહના પરચુરણ ખરચોમાં વપરાઇ ગયા. આથી વરપક્ષને તે બસોજ આપી શક્યો. પચાસ રૂપિયા ઓછા મળવાથી વરના પિતાએ સાફ કહી દીધું કે, "બાકીના પચાસ રૂપિયા નહિ મળે ત્યાંસુધી અમે વિવાહ થવા દઇશું નહિ." છેવટે પ્રીતમલાલે વારંવાર હાથપગ જોડ્યાથી અને એક પ્રતિષ્ઠિત પુરુષ વચમાં પડવાથી એમ ઠર્યું કે, "વિવાહ તો કરી નાખવો; પરંતુ બાકીના પચાસ ન આપવામાં આવે ત્યાંસુધી કન્યાને તેના પિતાને ત્યાં જવા દેવી નહિ." વરપક્ષનાં સગાંઓને પ્રીતમલાલ તેમની ઇચ્છાનુસાર પહેરામણી ન આપી શકવાથી, તેઓ સર્વ તેમના તરફ તિરસ્કારથી જોઈ કહેવા લાગ્યાં કે, "અમે કન્યાવાળાને ત્યાં જમવા જઈશું નહિ."

છેવટે એવાં બેચાર કજિયાખોર મનુષ્યોને પાંચ પાંચ રૂપિયા મળ્યા, ત્યારેજ તેમણે જમવાનું કબૂલ્યું. વરના પિતાએ પણ જમવા જવા પહેલાં, પૂર્વે ઠરેલા દ્રવ્ય ઉપરાંત થોડી વધારે રકમ મેળવવાને ઘણો ઝઘડો કર્યો. ઇચ્છિત રકમ નહિ મળવાથી આખી જાન એક દિવસ તો ભૂખીજ પડી રહી. છેવટે રૂપિયા પચીસ વરના પિતાએ લેવા કબૂલ્યું. આ પચીસ રૂપિયા પ્રીતમલાલના ગામના એક જમીનદારે તેને દાનરૂપે આપી તેને સહાય કરી. જેમતેમ કરીને વિવાહ સમાપ્ત થયો.હવે મોહિનીને સાસરે વિદાય કરવાનો સમય આવી પહોંચ્યો. આ સમયે મોહિની પોતાનાં માતાપિતાના વિયોગને લીધે ઘણુંજ રુદન કરી રહી હતી. રમા પોતાની વહાલી પુત્રીના થનારા વિયોગને લીધે તથા કઠોર હૃદયનાં સાસુસસરો તેને કેટલી બધી દુ:ખી કરશે, એ વિચારોને લીધે ઘણીજ ચિંતાતુર હતી. છેવટે વજ્રનું હૃદય કરીને નેત્રોમાંથી આંસુઓ સારતાં સારતાં પુત્રીને સાંત્વન આપીને માતા-પિતાએ દુ:ખી હૃદયે વિદાય કરી. વિદાય કરતી વખતે પ્રીતમલાલે ધનલોલુપ વેવાઈની આગળ બે હાથ જોડી નિવેદન કર્યું કે, "મોહિ-

ની અત્યારસુધી મારી પુત્રી હતી, તે હવે આપની પુત્રીતુલ્ય થઇ છે. તે મારી એકની એક પુત્રી હોવાથી મેં તેને લાડથી ઉછેરી છે. એ ઘણીજ ગરીબ સ્વભાવની છે. હું પૈસાટકાથી આપ જેવા કુલીન સંબંધીને સંતોષ નથી આપી શકયો, એ માટે આપ મને ક્ષમા કરી હમેશાં મારા પ્રત્યે દયાભાવ રાખજો. આપ સમજુ છો."

આ કરુણા ઉપજાવનાર ગરીબાઇભરેલાં વચનોની નિષ્ઠુર વર-પક્ષવાળાઓ ઉપર કાંઇ પણ અસર થઇ નહિ. પ્રીતમલાલની વાત સાંભળી ન સાંભળી કરીને વરના પિતાએ ઊલટું એમ કહ્યું કે, "જેમ બને તેમ બાકી રહેલા પચાસ રૂપિયા જલદીથી મોકલી આપજો. તે સિવાય અમે તમારી પુત્રીને પાછી તમારે ત્યાં મોકલીશું નહિ."

વેવાઇની આવી કઠોરતાથી પ્રીતમલાલને ઘણી લાગણી થઈ આવી અને પોતાની કોમળ પુત્રીને આવા નિષ્ઠુર માણસોને સોંપતાં સોંપતાં તેનું હૃદય ભરાઇ આવ્યું.

હૈયું કઠણ કરીને માતાપિતાએ પુત્રીને તેના ભાગ્યના ભરોસા ઉપર વિદાય કરી. સાસરીમાં ગયા પછી તેની સાસુએ પણ તેના રૂપગુણ તરફ ધ્યાન ન આપતાં, એજ પ્રશ્ન કર્યો કે, "મારે માટે કેટલી પહેરામણી લાવી છે?"

તેને જ્યારે માલૂમ પડયું કે, હજી તો ઠરાવનાજ પચાસ રૂપિયા બાકી છે; ત્યારે તો તેણે મોહિનીનાં માતપિતાને ઘણીજ ગાળો દીધી. ક્રોધથી તેણે પતિને પણ બેચાર સખ્ત શબ્દો સંભળાવી દીધા. પતિએ તે ક્રોધી પત્નીને સમજાવ્યું કે, "મોહિની તેના માબાપને ઘણીજ વહાલી છે, તેથી તેનો પિતા તેને તેડવા ઘણોજ સત્વર આવશે અને તે સમયે જો તે આપણી શરત મુજબ બાકીની રકમ નહિ આપે, તો આપણે મોહિનીને વિદાય કરીશું નહિ!"

આ વાકયોથી મોહિનીની સાસુને કાંઈક સંતોષ થયો. તે ઘણી-જ કર્કશ સ્વભાવવાળી હતી. બેચાર દિવસ સુધી તો રોષમાં ને રોષમાં તે પુત્રવધૂ સાથે બોલી પણ નહિ. ત્યાર પછી તે વારંવાર મોહિનીને મેણાંટોણાં મારી દુઃખ દેવા લાગી; તેને વખતસર ભોજન પણ આપવામાં આવતું નહિ, સૂવાને માટે પણ યોગ્ય સગવડ ન મળે! તે બિચારી ધરતી ઉપરજ શયન કરતી; સાસુનાં ચરણ ચાંપ-તાં ચાંપતાં કેટલીક વખત તેને નિદ્રા આવતી તથા તે ઝોકાં ખાતી; તોપણ તેની સાસુ તેને સૂવા દેતી નહિ. એક દિવસે પગ ચાંપતાં

ચાંપતાં મોહિનીને એટલી બધી નિદ્રા આવી ગઇ, કે તેનું શિર સાસુનાં ચરણો પર ઢળી પડયું. તે તરતજ ઝબકી ઊઠી અને મોહિની પોતાનું શિર ઉપાડવા જતી હતી, એવામાંજ એકાએક તેની ક્રૂર સાસુએ તેને નિર્દયતાથી એટલા બધા જોરથી લાત મારી કે, તે બિચારી બેચાર હાથને છેટે જઇ પડી. તેના માથામાં સખ્ત વાગવાથી તેમાંથી લોહી વહેવા લાગ્યું. આટલું બધું વાગવા છતાં પણ તે ધીમે ધીમે મહામુસીબતે બેઠી થઇ અને જેમતેમ કરીને પોતાના સૂવાના ઓરડામાં ગઇ. લોહી બહુજ વહી જવાથી ઓરડામાં ગયા પછી ધીમે ધીમે તે અચેતન બની ગઇ. સવાર થયું ત્યારે તેને કાંઇક ભાન આવ્યું.

તેની સાસુ સવારમાં જાગતાં પોતાના પલંગના બે પાયાને લોહીથી ભીંજાયલા જોઈ આભીજ થઇ ગઇ. અનેક સ્થળે લોહીના ડાઘા પડયા હતા, તેમજ લોહીની સેડ ઊડીને પલંગના પાયા છંટાઈગયા હતા. તેણે વિચાર્યું કે, "મોહિનીના શિરમાં લાત વાગતાં તેનું શિર પલંગના પાયા સાથે અફળાયું હશે અને તેથી કદાચ આ પ્રમાણે બન્યું હશે."

પોતાના ક્રૂર કૃત્યનું આવું ભયંકર પરિણામ આવેલું જોવા છતાં પણ તેને તે માટે કશો પસ્તાવો થયો નહિ. તેણે ઊઠીને તરતજ લોહીના ડાઘને પાણીથી ધોઈ સાફ કરી નાખ્યા અને પછી પોતાના ઓરડામાંથી બહાર નીકળી 'મોહિની, મોહિની' કરીને મોહિનીને હાંકો મારી.

મોહિનીને હજુ જોઇએ એવું ભાન આવ્યું નહોતું. એવામાં તેણે સાસુની બૂમ સાંભળીને ધીમે સાદે ઉત્તર આપ્યો: "કેમ બા, શું કહો છો?"

મોહિનીનો ઉત્તર સાંભળવાની રાહ ન જોતાં તેની સાસુ તેની શય્યા સમીપ આવી પહોંચી અને જાણે પોતે કંઇ જાણતી ન હોય તેમ બોલી ઊઠી: "આજે વળી આ શું ઢોંગ લઈને બેઠી છે? તારા સસરાને આવવા દે, પછી જોજે કે, તેનો તને કેવો બદલો મળે છે! ગરીબ માબાપની છોકરી ને વળી આટલી બધી લુચ્ચાઈ! પાસે પૈસો તો મળે નહિ ને મોટા કુળમાં દીકરી આપવી; પણ એમાં કાંઇ હું છેતરાઉં તેવી નથી! જો પંદર દિવસમાં તારો બાપ બાકીના પચાસ રૂપિયા નહિ મોકલી આપે, તો હું મારા પુત્રને, બીજી પરણાવીશ!"

મોહિની કાંઇક ચેતનામાં આવતી હતી. એવામાં એકાએક સાસુના આવા વજ્રબાણ જેવા શબ્દોથી તેનું હૃદય વીંધાઇ ગયું, શિર ભમવા લાગ્યું અને નેત્રોએ અંધારાં આવવા લાગ્યાં તથા તરતજ પાછી તે બેભાન થઇ ગઇ.

પુત્રવધૂને અચેતન થઇને પડેલી જોતાંજ સાસુ ગભરાઇ ગઈ અને તરતજ પોતાના સ્વામી ગોવિંદ શુકલને બોલાવ્યા. તેમણે આવીને વહુને અચેતન જોઇને તેના મુખ પર પાણી છાંટયું. નાડી તપાસી તો તે ઘણીજ મંદ ગતિથી ચાલતી જણાઈ. શુકલજીએ પત્નીને પૂછ્યું, તો તેણે કહ્યું કે, "રાત્રિની સૂતી છે, ત્યારની ઊઠીજ નથી. સવારમાં અહીં આવીને જોયું તો અચેતન પડેલી જોઇ, એટલે તરતજ તમને બોલાવ્યા. કેવી રીતે વાગ્યું ને શું થયું એ તો હું બિલકુલ જાણતી નથી!"

પલંગ પર સુવાડી મહામહેનતે મોહિનીને સચેત કરવાના ઉપચારો કરવામાં આવ્યા; પરંતુ તેને ભાન આવ્યું નહિ. છેવટે તેમને એવો વિચાર આવ્યો કે, "જો વૈદ્ય કે ડૉકટરને નહિ બોલાવીએ અને મોહિનીના જીવનનો અંત આવી જશે, તો જગતમાં મોં બતાવવું ભારે થઈ પડશે." આ વિચારને લીધે ગોવિંદ શુકલે એક ડૉકટરને એક રૂપિયો ફી ઠરાવી ઘેર બોલાવ્યો. ડૉકટરે તપાસ કરી તો તેને માથા ઉપર સખ્ત આઘાત થયેલો જણાયો. તેણે કહ્યું: "ઘામાંથી ઘણુંજ લોહી વહી ગયું હોવાથી જલદી મટવાનો સંભવ નથી. પખવાડિયા સુધી તો નિયમિત તેની દવા કરવી પડશે. વળી શરીરમાં નબળાઇ પણ પુષ્કળ છે, તેથી કૌવત આપનાર દવા અને પુષ્ટિકારક ભોજન આપવાની પણ બહુ આવશ્યકતા છે. દવાની યાદી પણ ડૉકટરે ત્રણ રૂપિયાની લખી આપી. આથી શુકલનો તો પ્રાણુજ સુકાઇ જવા લાગ્યો! છેવટે ડૉકટર ઘા ઉપર મલમપટ્ટી મારી ચાલ્યો ગયો. તેના ગયા પછી પતિપત્ની વિચારવા લાગ્યાં કે, "હવે કરવું શું?"

અનેક વિચારોને અંતે બન્નેનો એવો નિશ્ચય થયો કે, "વહુના પિતાને તાર કરવો કે, તમારી પુત્રી બીમાર છે; માટે પચાસ રૂપિયા લઇને આવો અને તેને લઇ જાઓ."

તાર મળતાંજ પ્રીતમલાલ અને તેની પત્નીના શોકની સીમા રહી નહિ. એક તરફ પોતાની એકની એક પુત્રીનું મુખ જોવાની ઉત્કટ આતુરતા અને બીજી બાજુ રૂપિયા પચાસની સગવડ કર-

વાની મુશ્કેલી. વિવાહપ્રસંગે ઉછીની રકમો લીધી હતી, તે પણ હજી આપી શકાઈ નહોતી. બીજો ઉપાય નહિ હોવાથી છેવટે એક સજ્જન પુરુષ આગળ જઈ પંડિત પ્રીતમલાલે પોતાની દુઃખદાયક કહાણી કહી સંભળાવી. એ સજ્જને તરતજ તેના ઉપર દયા લાવી રૂપિયા પચાસ આપ્યા અને બીજા પાંચ રૂપિયા મુસાફરીખર્ચ માટે આપી પ્રીતમલાલને કાનપુર મોકલ્યો. પ્રીતમલાલ રેલવેરસ્તે કાનપુર પહોંચી જઇ સીધો પોતાના વેવાઇની દુકાને ગયો અને જતાંની સાથેજ વેવાઇને તેમના બાકી રહેલા પચાસ રૂપિયા આપીને પુત્રીના સમાચાર પૂછ્યા. ઉત્તરમાં શુકલજીએ કહ્યું કે, "સવારમાં પૂંજો કાઢતાં કોણ જાણે શું કારણથી એકાએક તેનો પગ લપસી પડ્યો અને માથામાં વાગ્યું. ડૉક્ટરની દવા ચાલે છે તથા તે કહે તે પ્રમાણે ચાકરી કરીએ છીએ."

પછી વેવાઇ પ્રીતમલાલને મોહિનીના ખાટલા પાસે લઇ ગયા. પ્રીતમલાલ પુત્રીને ઓળખી પણ શક્યો નહિ. ધ્યાનપૂર્વક જોવાથી માલૂમ પડ્યું કે, મોહિનીનું હાડપિંજરજ બાકી રહ્યું છે. પ્રીતમલાલ અશ્રુપાત કરવા લાગ્યો. પછી હૈયું કઠિન કરી તેના નિર્બળ દેહ ઉપર પ્રેમપૂર્વક હાથ ફેરવી ક્ષીણ કંઠે કહ્યું: "મોહિનિ! બેટા મોહિનિ! મોહિનિ!"

સંજ્ઞાહીન મોહિનીએ થોડા સમય પછી પોતાની આંખો ઉઘાડી અને પિતાને ઓળખ્યા. તેની આંખોમાં જળ ભરાઇ આવ્યું. મોહિનીએ કહ્યું: "પિતા! તમે પધાર્યા? મારી માતા ક્યાં છે? મને મારી માતા પાસે લઇ જાઓ."

મોહિનીના સસરાએ પણ તેને લઇ જવાનું કહ્યું, જેથી પ્રીતમલાલે પુત્રીને લઇ જવાનો નિશ્ચય કર્યો.

મોહિનીને એક ડોળીમાં ઉપડાવી તેનો પિતા તેને સ્ટેશને લઈ આવ્યો અને રેલવેદ્વારા પોતાના સ્ટેશન પર ઊતર્યો. સ્ટેશનેથી ડોળી ભાડે કરી ગામમાં લઇ ગયો. મોહિનીની માતા ડોળીનો પડદો ઊંચો કરીને જોતાં આભીજ બની ગઈ. પોતાની પુત્રીની અવસ્થા જોઈ તેના કોમળ હૃદય ઉપર સખ્ત આઘાત થયો. તે સમજી ગઇ કે, હવે તેની મોહિની આ દુનિયામાં ફક્ત થોડા સમયને માટેજ મહેમાન છે!

પ્રીતમલાલે પોતાની પત્નીને શાંત કરતાં કહ્યું: "હવે શા માટે ચિંતા કરે છે? આપણાં પૂર્વજન્મનાં પાપોનું ફળ આપણે સહન

કરવુંજ પડશે. જે વિવાહ માટે સેંકડો રૂપિયાનું ખર્ચ કર્યું, તેનું પરિણામ છેવટે આવુંજ આવ્યું! મોહિનીને સાવધાનતાથી ડોળીમાંથી કાઢી ખાટલા પર સુવાડી દો."

મોહિની ખાટલામાં સૂતી છે. માતા તરફ જોતાં તેનાં નેત્રોમાંથી ચોધારાં અશ્રુ વહે છે. તે સ્પષ્ટ બોલી પણ શકતી નથી. મોહિનીના ખાટલા પાસે અનેક સગાંસંબંધીઓ બેઠાં છે. તેની કરુણાજનક જીવનકહાણીથી સર્વેનાં હૃદયમાં તેને માટે સહાનુભૂતિ ઉત્પન્ન થઈ છે; અનેક ભલી સ્ત્રીઓ મોહિનીનાં માતાપિતા સાથે સંબંધ નહિ છતાં તેની ખબર કાઢવા આવે છે; કારણ કે તે તથા તેની માતા રમા આખા ગામમાં પોતાના ગુણોને લીધે સર્વને પ્રિય થયેલાં હતાં. મોહિનીને આવ્યાને ફક્ત બેજ કલાક થયા છે. હમણાં તેનાં નેત્રો સહેજ મીંચાયાં હતાં, એવામાં એકાએક કાંઈ સ્વપ્ન આવતાં તે મોટેથી બોલી ઊઠીઃ "માતા! મારું રક્ષણ કર. હવે હું સાસુના મારથી બચી નહિ શકું. જો, જો, તે ડોળા કાઢી મારા તરફ આવે છે. કહે છે કે, પચાસ રૂપિયા નહિ આપે, તો જીવ લઇશ. મેં મારા પુત્રનો બીજે સ્થળે વિવાહ નક્કી કર્યો છે. મને પાંચસો રૂપિયા રોકડા મળનાર છે અને તારા કરતાં પણ સવાઈ વહુ આવનાર છે." આમ કહીને મોહિનીએ દુઃખી અવાજે બેચાર ચીસો પાડી. તે બિચારીનો અંતસમય હવે પાસે આવી પહોંચ્યો હતો. અલ્પ સમયમાંજ તેનો શ્વાસ બંધ થઇ ગયો. રમાએ રુદન કરતાં કરતાં ગામની બેત્રણ સ્ત્રીઓની સહાયથી પુત્રીને જમીન ઉપર લીધી. રમા અને પ્રીતમલાલ મોટેથી રુદન કરવા લાગ્યાં. સમગ્ર ગામમાં શોક ફેલાઇ ગયો. પ્રભુ! આવો દિવસ કોઈ પણ કન્યાનાં માબાપને ન બતાવે. સર્વ માતાપિતા દુષ્ટ સાસરિયાંના હાથમાં પોતાની નિર્દોષ કન્યાઓને સોંપતાં વિચાર કરે તથા જગતમાં જ્યાં જ્યાં એવાં સાસરિયાં હોય, તેમના મનમાં પ્રભુ દયાના અંકુર ઉગાડે, એવી પ્રાર્થના સાથે આ વાર્તા સમાપ્ત કરીએ છીએ.





# ૬—મૂર્ખ પતિ અને રાંક પત્ની

(૧)

રમણિકરાયે પોતાની પુત્રીનું નામ જ્યોત્સ્ના રાખ્યું હતું. તેને એ એકજ સંતાન હતું.

જ્યોત્સ્ના બે વર્ષની થઇ. હવે તે બોબડું પણ કાલું ને મીઠું મીઠું બોલવા લાગી. હવે તે રડતી નહિ અને સદા આનંદી રહેતી.

જ્યોત્સ્નાની ઉંમર હવે વધવા લાગી. રસોડામાં માતા રસોઈ બનાવે તે ઉપર પણ તે ધ્યાન આપતી અને માતાને મદદ કરતી. વય નાની છતાં સ્વભાવે તે બહુ શાંત હતી. તેનું હૃદય પણ ઘણું કોમળ હતું. ઘરમાંના નોકર–ચાકર, આડોશી–પાડોશીનાં બાળકો અને ભિખારીઓ ઉપર પણ તે પ્રેમ રાખતી. તે પોતાની બહેનપણીઓ સાથે આનંદથી રમતી.

જ્યોત્સ્ના હવે દશ વર્ષની થઇ. વયની સાથે તેના સદ્‌ગુણો પણ વધ્યા. હવે તે શાળામાં જવા લાગી. ગલપટ્ટા ભરવા, રાંધવું, સીવવું વગેરે કાર્યોમાં પણ તે હવે કુશળ થઇ. તેનાં માતાપિતા હવે સાધારણ ઊંચી, શરીરે પુષ્ટ અને સુંદર એવી પોતાની બાલિકાને જોઇ હૃદયમાં તેના વિવાહની ચિંતા કરવા લાગ્યાં.

(૨)

રમણિકરાયને દોઢસો રૂપિયા પગાર મળે છે.

પોતાની એકની એક સદ્‌ગુણી કન્યાને સારુ હવે તે વર શોધવાની ખટપટમાં પડયા. સગુણાને પણ હવે પોતાની સુંદર પુત્રીના વિવાહ માટે વિશેષ ચિંતા થવા લાગી. યોગ્ય વર ન મળ્યાથી રમણિકરાય હતાશ થઈ ગયો. સગુણા પણ બિચારી એજ ચિંતામાં ઘણીજ ઉદાસ રહેવા લાગી.

વયને લઇને હવે જ્યોત્સ્નાને રજોદર્શન પ્રાપ્ત થયું. લોકો હવે રમણિકરાય, સગુણા અને જ્યોત્સ્ના તરફ તિરસ્કાર દર્શાવવા લાગ્યાં.

જ્યોત્સ્ના હવે યુવતી જેવી દેખાતી હતી. રમણિકરાય લાયક માણસની તપાસમાંજ રહેતો. આગળનું વર્ષ સિંહસ્થ આવનાર હોવાથી હવે માત્ર બેજ મુહૂર્ત રહ્યાં હતાં, એટલા વખતમાં જો કોઈ સ્થળ મળ્યું નહિ, તો બીજાં બે વર્ષ લગ્નનો યોગ નહોતો.

છેવટે નજીકના કસ્બામાં એક સ્થળ મળી આવ્યું. સ્થળ સાધારણ સ્થિતિનું હતું. જેની સાથે જ્યોત્સ્નાનો વિવાહ થનાર હતો, તે યુવક ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધી ભણેલો હતો; પણ મૂર્ખ હતો. રમણિકરાયને આ સ્થળે પોતાની દેવાંગના જેવી પુત્રી આપવાનો વિચાર નહોતો; પરંતુ સમાજનો તિરસ્કાર અસહ્ય હોવાથી તે હવે ધીરજ રાખી શકે તેમ નહોતું. છોકરાના બાપને આઠસો રૂપિયા આપવાના ઠરાવી તેણે સંબંધ નક્કી કર્યો અને મુહૂર્ત જોવડાવી કન્યાદાન આપ્યું! અરેરે! સમાજની દુષ્ટતાથી આજે નિર્દોષ જ્યોત્સ્ના અપાત્રના હાથમાં જઇ પડી!!

વિવાહ પૂર્ણ થયો. જ્યોત્સ્ના આજે સાસરે જનાર છે. માતાને આનાથી વિશેષ દુઃખ બીજું કયું હશે? રમણિકરાયે પુત્રીને બોધ આપ્યો કે, "બહેન! પતિ અને તેના સંબંધીઓને સુખરૂપ થઇ પડજે. સાસરિયામાં ભારરૂપ ન થતાં ઘરની વ્યવસ્થા યોગ્ય રીતે રાખજે. બેટા! જેમ પિયેરમાં માબાપ તેમ સાસુસસરાને પણ માબાપતુલ્યજ ગણવા. પતિને ઈશ્વરતુલ્ય સમજી તેની સેવા કરવી. બધાંની આજ્ઞા પાળવી. ઘરનું સઘળું કામ પોતે કરવું." રમણિકરાયનું કથન પૂર્ણ થયું. સર્વ શોકમાં ડૂબી ગયાં. નેત્રો સજળ થયાં, પ્રેમાળ માતાએ પુત્રીને છાતી સરસી ચાંપી, પણ આશ્વાસન આપવા જતાં તેનું પોતાનુંજ હૃદય દ્રવી ગયું!

થોડો વખત ગયા પછી અંતે સર્વેને શાંત થવુંજ પડયું. પારકી થવાને સરજાયલી પુત્રી પારકીજ થઇ!

જ્યોત્સ્નાને સાસરામાં કેટલું સુખ મળ્યું, તે હવે પછી વાચકોને સમજાશે. જે વખતે તે પાછી પિયરમાં આવી, તે વખતે સગુણાએ શ્વસુરપક્ષની ખબર પૂછતાં સર્વ માણસો સારાં છે, એવો જ્યોત્સ્નાએ માતાને ઉત્તર આપ્યો; પરંતુ જે જ્યોત્સ્ના શાંત અને આનંદી હતી, તે હવે સાસરે જઈ આવ્યા પછી ઉદાસીન કેમ દેખાય છે? જ્યોત્સ્ના આમ છતાં પોતાનો આંતરભાવ કોઇને દર્શાવતી નહોતી. પોતાનો ઘણોખરો વખત તે એકાંતમાંજ ગાળતી. સંધ્યાસમયે જ્યારે તે તુલસીક્યારામાં પાણી રેડવા જતી,

ત્યારે ત્યાં આગળ પથ્થર ઉપર બેસી થોડો વખત એકાગ્ર દૃષ્ટિથી તેના તરફ જોઇ રહેતી. તે સમયે તેની નીચલી પાંપણો ઉપર ઝાકળ જેવાં પાણીનાં ટીપાં દેખાતાં હતાં! સગુણા હાંક મારે ત્યારે તરતજ હાથમાં ઘડો લઇ આંખો લૂછી ચાલી જતી. જ્યોત્સ્નાની વૃત્તિનો ફેરફાર તેનાં માતાપિતા સમજી શકયાં ન હતાં.

જ્યોત્સ્નાને સાસરેથી આવ્યાને બે મહિના થયા છે. તેની પ્રિય સખી વીણા પણ હાલ પિયેરમાં આવેલી છે. આજે વીણા જ્યોત્સ્નાને ત્યાં આવી હતી, ત્રીજા પ્રહરનો સુમાર હતો. સગુણા કથા સાંભળવા ગઇ હતી. રમણિકરાય ગામમાં ફરવા માટે ગયા હતા. ઘરમાં ફક્ત આ બન્ને સખીઓજ હતી. વાત ચાલતાં ચાલતાં વીણાએ પૂછયું: "ખરેખર, જ્યોત્સ્ના! તેં તારા સાસરાની હકીકત કેમ કંઇ કહી નહિ?"

જ્યોત્સ્ના વીણાની સામું જોઇને નિરાશાથી હસી અને બોલી: "બહેન વીણા! તારાથી તો થાકી ગઈ. એક વખત તો તને કહ્યું છે કે, સર્વે માણસો સારાં છે!"

"અહા! બધાંય માણસો સારાં છે?" વીણા સાશ્ચર્ય બોલી.

"વારુ, ત્યારે બધાં ખોટાં છે, પછી તો થયું ને?"

"જ્યોત્સ્ના, હું તને સર્વ વાત કહું છું ને તું તો વાતજ ઉડાવી દે છે."

"પણ તને તારી હકીકત કોણે પૂછી હતી?" જ્યોત્સ્નાએ વીણાને ચિડવવાના હેતુથી કહ્યું.

"એમ કે? વારુ, ત્યારે હું હવેથી તને કશું કહેનાર નથી." વીણા ગુસ્સાથી બોલી અને પછી તે પોતાનું મોં ફેરવી બેઠી.

"વાહ, ગાંડી! આમ ગુસ્સે થઈશ નહિ." જ્યોત્સ્નાએ કહ્યું. વીણાએ પછી તેના સામું મુખ કરી કહ્યું: "ત્યારે કહે, નહિ તો–" જ્યોત્સ્નાએ વીણાની પાસે આવી તેના ખભા ઉપર પોતાના બન્ને હાથ મૂકયા. તે દુઃખી સ્વરે બોલી: "વીણા! હું તને શું કહું?" જ્યોત્સ્નાના ચહેરા પર દુઃખની છાયા જોતાંજ વીણા ચમકી. તે કાંઈ બોલવાનું કરતી હતી, એટલામાં તો "રમણિકરાય × × × નું ઘર આજ કે?" એવો પ્રશ્ન તે બન્નેને કાને પડયો. બન્નેએ આશ્ચર્યથી આગળ જોયું, તો એક તરુણ ગૃહસ્થ જણાયો.

વીણાએ તેને કહ્યું: "હા, આજ. શું કામ છે?"

"રમણિકરાય ઘેર છે?"

"નથી." વીણાએ ઉત્તર આપ્યો.

"વારુ, તેમની સ્ત્રી છે?"

"નથી."

"વારુ, ત્યારે તેમની પુત્રી છે?" તરુણ ગૃહસ્થનો તે પ્રશ્ન સાંભળતાંજ બન્નેને આશ્ચર્ય લાગ્યું. વીણા બોલી: "તેનું શું કામ છે?"

"રમણિકરાયનો જમાઈ આ ગામમાં આવ્યો છે. તે આ પાસેના દેવળમાં ઊતર્યો છે. તેણે મને રમણિકરાયને અથવા તો તેના ઘરના કોઈ પણ માણસને આ સમાચાર કહેવાનું કહ્યું છે. હવે તમે જાણો ને તે જાણે." એમ કહી તે માણસ ચાલ્યો ગયો. તેના ગયા પછી વીણાએ જ્યોત્સ્ના તરફ જોયું અને આશ્ચર્યથી બોલી: "જ્યોત્સ્ના! આ શું વારુ?"

"મારું નસીબ!" એમ કહી જ્યોત્સ્ના ત્યાંથી ચાલી નીકળી. વીણા ઘણા વખત સુધી વિચાર કરતી ત્યાંજ બેસી રહી. તે ચતુર હતી. તે સગુણાને બોલાવી લાવી અને તેને સર્વ હકીકત કહી. તેણે રમણિકરાયનો એક સ્નેહી હતો, તેને બોલાવી સર્વ હકીકત કહી જમાઇ પાસે મોકલ્યો; થોડા વખતમાંજ તે ઉદાસ મુદ્રાએ પાછો આવ્યો અને બોલ્યો: "બહેન! તમારો જમાઇ તો બહુ વિલક્ષણ દેખાય છે. તે કહે છે કે, 'હું તો અહીં દેવળમાંજ રહીશ. સીધું મોકલી આપો અને મારે મારી સ્ત્રીના હાથનુંજ ખાવું છે, માટે તેને પણ મોકલી આપો.'"

શું કરે? જ્યોત્સ્ના અને વીણા બન્ને દેવળમાં ગયાં. નોકર મારફત સીધું પણ મોકલી આપ્યું. પોતાની સખીની મદદથી જ્યોત્સ્ના પોતાના લહેરી પતિરાજ માટે સ્વયંપાક કરવાની તૈયારી કરવા લાગી! એટલું સારું હતું કે, તે દેવળ એક બાજુએ હોવાથી ત્યાં લોકોની આવજા વિશેષ નહોતી. જ્યોત્સ્ના ઉદાસ ચિત્તે પણ લક્ષપૂર્વક સ્વયંપાક કરતી હતી. પતિરાજ બીડીનો ધુમાડો હવામાં છોડી પોતાના પરાક્રમના રોફમાંજ બેઠા હતા.

સ્વયંપાક તૈયાર થયો. જ્યોત્સ્નાએ જમવાની સર્વ વ્યવસ્થા ઉત્તમ પ્રકારે કરી. ટાટમાં રસોઇ પીરસી વીણાએ જમાઈરાજને ઊઠીને પગ ધોવાનું કહ્યું. જમાઇરાજ આંખો ચડાવી બોલ્યા: "હું પગ ધોઉં કે નહિ તેની તમારે શું જરૂર? તમે કોણ હુકમ કરનાર?" બિચારી વીણા આ સાંભળી ઘણીજ શોકાતુર થઈ; છતાં જ્યોત્સ્નાના

અપૂર્વ પ્રેમને લીધે તે કાંઈ બોલી નહિ. જમાઈરાજ જમવા બેઠા. જ્યોત્સ્ના સામેજ પીરસવા બેઠી હતી. દાળમાં હાથ નાખી સબડકો ભરતાંજ ગુસ્સાથી લાલચોળ–વિક્રાળ સિંહ જેવા થઈ જમાઈરાજ બોલી ઊઠચાઃ "તને ખબર નહોતી કે, હું મીઠું થોડું ખાઉં છું, છતાં વિશેષ ધબકાવી દીધું ! કેટલી બધી નિષ્કાળજી !" એમ કહી તેણે ટાટને જ્યોત્સ્ના તરફ ખસેડી મૂકચો.

"અહીં તે આમ શોભે ? લોક જાણશે તો કહેશે કે, જમાઇ મૂર્ખ હશે !" વીણાના મોંમાંથી આ ઉદ્ગાર સહેજ બહાર પડચા.

"હું મૂર્ખો ! મારું આવું અપમાન ! ઠીક, ઠીક." તે હોઠ પીસતો જ્યોત્સ્ના પ્રત્યે બોલ્યોઃ "જા ! હવેથી મારે તારી જરૂર નથી." એમ કહી તે ત્યાંથી ઊઠચો અને પોતાનાં કપડાં પહેરવા લાગ્યો. દેવળમાં કોઇ બહારનું બીજું મનુષ્ય નહોતું. જ્યોત્સ્ના સર્વ લજ્જા છોડી દઇ દોડતી પોતાના નિષ્ઠુર પતિ પાસે ગઇ અને તેનાં ચરણોમાં પોતાનું શીશ નમાવ્યું. "આમ શું કરો છો વારુ ! ક્ષમા કરો." તે નરરૂપ રાક્ષસે યત્કિંચિત્ પણ દયાદૃષ્ટિ ન કરતાં તેના માથા ઉપર પગની ઠેસ મારી ! તેના અંગૂઠાના નખ વધી ગયેલા હોવાને લીધે જ્યોત્સ્નાના કપાળમાં જખમ થયો. રક્ત વહેવા લાગ્યું. વીણા તો સ્તબ્ધજ થઇને ત્યાંથી ધ્રૂજતી ધ્રૂજતી બહાર ચાલી ગઇ !

જ્યોત્સ્ના થોડા વખત પછી ઊઠી વીણા પાસે આવી અને બોલીઃ "વીણા ! પ્રભુને યાદ કરી મને એક વાતનું વચન આપ." વીણા આશ્ચર્યથી તેના મોં તરફ જોવા લાગી. જ્યોત્સ્ના બોલીઃ "આજની હકીકત કોઇને પણ–મારી માતાને સુધ્ધાં બિલકુલ કહીશ નહિ. મારા માટે મારાં માતપિતાને ત્રાસ આપવો યોગ્ય નથી. ઈશ્વર કૃપા કરશે, તો તેમને સુબુદ્ધિ આપશેજ ! વારુ આપ વચન–"

* * * *

"જ્યોત્સ્નાની હકીકત જો કોઇને અસત્ય ભાસે, તો તેમણે સમાજનું સંપૂર્ણપણે આંખો ઉઘાડી નિરીક્ષણ કરવું ! સુશીલ જ્યોત્સ્ના સમાજની ઉતાવળનો અસહ્ય ભાર સહન કરે છે. વાર્તા પૂર્ણ કરવા પહેલાં અમે એટલુંજ ઇચ્છીએ છીએ કે, જ્યોત્સ્નાનો પતિ તેની ખરી યોગ્યતા સમજે અને તેને સુખી કરે !"





# ૭–ઓરમાન માતા તરફનાં દુઃખ

મદનગોપાળ બી. એ. એલ. એલ. બી.ની પરીક્ષા પાસ કર્યા પછી ત્રણ વર્ષ વકીલાત કરી મુનસફ થયો છે. તેના પિતા એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ હોવા ઉપરાંત મોટા જમીનદાર હોવાથી, તેમની ઇચ્છા એવી હતી કે, મદનગોપાળ પોતાના નગરમાં રહીને વકીલાત પણ કરે અને પોતાની જમીનજાગીરની વ્યવસ્થા પણ કરતો રહે; પરંતુ મદનગોપાળને નોકરી કરવાનો શોખ વધારે હતો. આથી કરીનેજ તેણે ત્રણ વર્ષ સુધી વકીલાત કરી નોકરીનો સ્વીકાર કર્યો. મદનગોપાળની માતા ગુજરી ગઈ હતી. મદનગોપાળને પચીસ વર્ષની ઉંમરે પુત્રપ્રાપ્તિ થઇ. એ પછી તેના પિતા પણ ગુજરી ગયા. અદ્યાપિપર્યંત મદનગોપાળ ભણવા, વકીલાત કરવા તથા મુનસફી કરવા સિવાય વધારે કાંઇ સમજતો નહોતો. દુનિયાદારીની ઊંડી વાતોથી તે અજ્ઞાત હતો. તેની પત્ની સુશીલાની પણ એવીજ અવસ્થા હતી. સુશીલા પોતાના નામ પ્રમાણેજ ગુણવાળી સ્ત્રી હતી. તે કેળવણી પામેલી હતી અને ભોજન તથા સીવવાગૂંથવાના કાર્યમાં પણ ચતુર હતી. તેને પોતાના પતિની મોટાઇનું લેશમાત્ર અભિમાન નહોતું. સાસુસસરાની સેવા પણ તેણે ખૂબ બજાવી હતી. રાત્રે દરરોજ મદનગોપાળ પોતાની પ્રિય પત્નીના મુખે રામાયણ શ્રવણ કરતો હતો.

સુશીલાના પુત્રની ઉંમર પાંચેક વર્ષની થઇ હશે, એવામાં તે એકાએક માંદી થઇ. કેટલાક દિવસ સુધી તેનો રોગ પારખી શકાયો નહિ; કિંતુ છેવટે વૈદ્યોએ ક્ષયરોગ લાગુ પડયાનું જણાવ્યું. આ અસાધ્ય રોગે સુશીલાના સુકોમળ શરીર ઉપર પોતાની પૂર્ણ સત્તા બેસાડી અને બાવીસ વર્ષની યુવાવસ્થામાં સુશીલાનો પ્રાણ શ્રીહરિના પાદારવિંદમાં જઇ પહોંચ્યો. મૃત્યુપૂર્વે સુશીલાના ખાટલા પાસે અઢી વર્ષની બાલિકા શ્યામા, પાંચ વર્ષનો બાળક રતનલાલ તથા મદનગોપાળ બેઠાં હતાં, તે સમયે સુશીલાએ કહ્યું હતું કે, "હું હવે બેચાર દિવસનીજ મહેમાન છું. આપના આ-

શ્રયમાં મને ઘણું સુખ પ્રાપ્ત થયું છે. દુ:ખ એટલુંજ કે, હું વધારે સમય આપની સેવા કરી શકી નહિ તથા નાનાં બાળકોને મૂકીને અકાળે જવાની તૈયારી ઉપર છું. મારે આપને હવે બેજ વિનતિઓ કરવાની છે. એક તો એ કે, આપ મારાં લાડકવાયાં બાળકોનું સ્નેહપૂર્વક પાલન કરજો તથા એ બન્નેને રૂડી રીતે વિદ્યા ભણાવજો. બીજી વિનતિ એ છે કે, જો આપનાથી બની શકે તો મારી પાછળ એક કન્યાશાળા સ્થાપિત કરજો."

સુશીલાના મૃત્યુથી મદનગોપાળના હૃદયને ઘણીજ વેદના થઇ. સકળ જગત તેને નિ:સાર જણાવા લાગ્યું. તે એક વર્ષની રજા લઇને ઘેર આવ્યો; પરંતુ તેના આત્માને શાંતિ મળી નહિ. શ્યામા તથા રતનલાલ માતાને યાદ કરી વારંવાર રડયા કરતાં હતાં. તેમને જોઈ મદનગોપાળ પણ ધીરજ રાખી શકતો નહિ.

એકાદ વર્ષ પછી તેનો શોક કાંઇક દૂર થયો, ત્યારે કુટુંબના વૃદ્ધોએ તેને પુનર્વિવાહ કરવા કહ્યું. મદનગોપાળે કહ્યું કે, "ઈશ્વરકૃપાથી મારે બે સંતાન છે. પછી વિવાહ શા માટે કરું?"

આમ છતાં પણ સગાંવહાલાં વારંવાર મદનગોપાળને પુનર્વિવાહ કરવા માટે આગ્રહ કરવા લાગ્યાં; આથી છેવટે મદનગોપાળે પુનર્વિવાહ કરવાનો નિશ્ચય કર્યો. એક વર્ષની રજા પણ પૂરી થવા આવી હતી, આથી ઘેર રહેવાને માટે તથા જમીનજાગીરની વ્યવસ્થા કરવાને તેણે નોકરીનું રાજીનામું લખી મોકલ્યું.

મદનગોપાળનો પુનર્વિવાહ થઇ ગયો. ચૌદ વર્ષની પત્ની મળી ખરી, પણ હજુ તે સંસારની વાતોમાં બરાબર સમજતી નહોતી. શ્યામા તથા રતનલાલ તરફ તે પ્રેમ રાખતી હતી. તે એક ગરીબ પણ ઉચ્ચ કુળની કન્યા હોવા છતાં, સ્થિર વૃત્તિવાળી નહોતી; પણ દ્વેષી આડોશીપાડોશીઓએ તેને અનેક પ્રકારે ઊંધુંચતું સમજાવવાથી ધીમે ધીમે તેના વર્તનમાં ફેરફાર થવા લાગ્યો.

ઈશ્વરકૃપાથી મદનગોપાળની બીજી પત્નીને પુત્ર જન્મ્યાથી તેને ત્યાં ઘણોજ આનંદોત્સવ થયો. બેચાર માસ સુધી તો મદનગોપાળનું ઘર આનંદમાં રહ્યું; પરંતુ બાળક મોટો થતો ગયો તેમ તેમ નવવધૂનો શ્યામા તથા રતનલાલ પ્રત્યેનો પ્રેમ ઓછો થતો ગયો. આમ છતાં મદનગોપાળ પત્ની ઉપર ઘણોજ પ્રેમ રાખતો હતો.

રતનલાલ દશ વર્ષનો થયો હતો. તે હવે નિશાળમાં અભ્યાસ કરતો હતો, છતાં બાળકજ હતો, જેથી નજીવી વસ્તુઓ માટે પણ

હઠ કરતો હતો. આથી તેની ઓરમાન મા વારંવાર લડતી, ગાળો દેતી અને કોઇ કોઇ સમયે શિક્ષા પણ કરતી. રતનલાલ ઘણોખરો સમય ઘરમાં નહોતો રહેતો, પરંતુ શ્યામાની સ્થિતિ ઘણી શોકજનક હતી. તેની સાથે તેની ઓરમાન માનું વર્તન ઘણુંજ ખરાબ હતું. તે કોઇ સમયે ખાવાનું માગતી, તો ઓરમાન મા બોલી ઊઠતી કે, "આખો દિવસ બસ ખા ખાજ કર્યા કરે છે." આ ઉપરાંત તે મદનગોપાળ આગળ શ્યામા સંબંધી જૂઠી ફરિયાદો પણ કરતી હતી. મદનગોપાળ બુદ્ધિમાન હોવા છતાં નવવધૂ ઉપર એટલો બધો મોહિત હતો કે, તે હવે પોતાનાં વહાલાં સંતાનોની બિલકુલ કાળજી રાખતો નહિ. શ્યામા તથા રતનલાલ એકાંતમાં બેસી વારંવાર રુદન કર્યા કરતાં. ઘરમાં એક વૃદ્ધ ચાકરડી હતી, તેજ માત્ર આવા દુઃખના સમયમાં તેમની શુભેચ્છક હતી; પરંતુ તે પણ શ્યામાની ઓરમાન માનો ખરાબ સ્વભાવ જાણી ગયા પછી કશું કહી શકતી નહોતી. એક દિવસ એવો હતો કે, એ વૃદ્ધ સ્ત્રી પોતાની માતાના વખતથી ઘરમાં હોવાને લીધે, મદનગોપાળ તેના તરફ પૂજ્યબુદ્ધિથી જોતો હતો; પરંતુ હવે પોતાની નવી પત્નીની ભંભેરણીથી તેનો તે ભાવ પણ બદલાઇ ગયો હતો.

એક દિવસ શ્યામા ઓરડામાં ઢીંગલીઓ સાથે રમતી હતી તથા રતનલાલ બેઠો બેઠો કાંઇક લખતો હતો. એવામાં રેવડી વેચનારનો અવાજ આવ્યો. શ્યામાએ રેવડી લેવા માટે રતનલાલ પાસે પૈસો માગ્યો. રતનલાલે કહ્યું: "બહેન! બાપા હવે ક્યાં પૈસો આપે છે? જા બા પાસેથી લઈ આવ."

તરતજ અજ્ઞાન શ્યામાએ ઓરમાન મા પાસે જઈ પૈસો માગ્યો, તો તેણે ક્રોધથી કહ્યું: "આજકાલ દુકાળ જેવા સમયમાં મનુષ્યોને અન્ન સુધ્ધાં તો મળતું નથી ને તું 'પારકા ઘરની પૂંજી' રેવડી ખાવાની? શું તારો દાદો પૈસા મોકલે છે કે, હું તને આપું?"

શ્યામાનાં નેત્રોમાંથી દડદડ અશ્રુઓ ટપકવા લાગ્યાં. શ્યામાના બોલાવવાથી રેવડીવાળો આવીને ઓટલા ઉપર બેઠો હતો; તેથી શ્યામાએ પિતાના કોટમાં હાથ નાખ્યો તો તેમાંથી પણ પૈસો ન મળ્યો, એટલે તે જાકીટમાંથી પૈસો કાઢવા લાગી; પણ પૈસો કાઢવા જતાં એકદમ ખીંટી ઉપરનાં સર્વે લૂગડાં જમીન ઉપર પડી ગયાં અને જાકીટમાંની એક સોનાની ઘડિયાળ ભાગી ગઈ.

આ જોતાંજ શ્યામાને તેની ઓરમાન માએ પુષ્કળ શિક્ષા કરી. રતનલાલ નિર્દોષ છતાં તેને પણ થોડોઘણો માર પડ્યો.

શ્યામાની ઓરમાન માને સૌથી વિશેષ ચિંતા એ હતી કે, શ્યામાનો વિવાહ કરવામાં ઘણા પૈસા ખરચવા પડશે. તે તો એમજ ઇચ્છતી કે, બન્ને ભાઇબહેન મોસાળ જાય તો સારું.

શ્યામાની ઓરમાન મા જ્યારે તેમને મારપીટ કરતી હતી, તે સમયે મદનગોપાળના બૂટનો અવાજ તેના કાન ઉપર પડ્યો. મદનગોપાળ ઘરમાં પેઠો કે તુરત ઘડિયાળ ફૂટ્યાના સમાચાર મળ્યા; જેથી બન્ને સંતાનો ઉપર તે ઘણોજ નારાજ થયો તથા સોટી લઇને બન્નેને શિક્ષા કરવા લાગ્યો. વૃદ્ધ ચાકરડીએ આવી પહોંચી મહામુસીબતે તેના હાથમાંથી બાળકોને બચાવ્યાં. આજના બનાવથી આ વૃદ્ધ માયાળુ સ્ત્રી સમજી ગઇ કે, આ બાળકોનો હવે આ ગૃહમાં સુખપૂર્વક નિર્વાહ થવો અસંભવિત છે; આથી તેણે પોતાના પુત્રને રતનલાલના મોસાળમાં મોકલી તેના દાદાને કહેવડાવ્યું કે, "રતનલાલ અને શ્યામા ઘણાં દુઃખી છે. કોઇ રીતે જલદીથી તેમને બોલાવી લો."

રતનલાલના દાદા તથા દાદીએ સંદેશો મળતાં તુરતજ પોતાના પુત્ર કેશવલાલને, 'પિતાશ્રી તથા માતાજી બાળકોને જોવા ઘણા વખતથી ચહાય છે' એમ કહાવીને બાળકોને તેડી લાવવા મોકલ્યો. કેશવલાલ પિતાના કહેવા પ્રમાણે રતનલાલ અને શ્યામાને તેડી આવ્યો. પછી દાદીના પૂછવાથી બન્ને બાળકોએ પોતાનો હેવાલ રુદન કરતાં કરતાં કહી સંભળાવ્યો. બન્નેની કહાણી સાંભળતાંજ બન્ને વડીલોનાં નેત્રો અશ્રુપૂર્ણ થઇ ગયાં. તેમણે વિચાર્યું કે, "જો અમારી પુત્રી હયાત હોત, તો શ્યામા અને રતનલાલની આવી સ્થિતિ કદાપિ થાત નહિ."

છેવટે રતનલાલ તથા શ્યામાને તેમણે પોતાને ત્યાંજ રાખવાનો તથા ભણાવવાનો નિશ્ચય કર્યો. તેઓ પાસે દ્રવ્ય પુષ્કળ હતું. રતનલાલને માટે એક બી. એ. સુધી ભણેલો શિક્ષક રાખવામાં આવ્યો અને શ્યામા તથા બીજા લોકોની કન્યાઓ શિક્ષણ મેળવે એ હેતુથી તેમણે પોતાની સ્વર્ગસ્થ પુત્રીના સ્મારક અર્થે "સુશીલા કન્યાશાળા" એ નામથી એક શાળા સ્થાપિત કરી અને આ પ્રમાણે સુશીલાના મૃત્યુસમયની એક ઉત્કટ ઇચ્છા શ્રીનારાયણની કૃપાથી પૂર્ણ થઈ! સ્ત્રીઓને શિક્ષણ અપાશે નહિ, ત્યાંસુધી હિંદુસંસારમાંથી આવાં દુઃખ કમી થનાર નથી.



# ૮–दियरदेराणीनी भलाई

(૧)

રાધાનાથે પોતાની પત્નીને કહ્યું: "રમાનાથ પોતાની પરીક્ષામાં આજે પાસ થયો. આજનો દિવસ અપૂર્વ આનંદજનક છે. પિતાશ્રીનો પરલોકવાસ થયો ત્યારથી રમાનાથે ભણવાગણવામાં એવું ધ્યાન આપ્યું છે કે, હવે તે કમાણી પણ કરી શકે એવી સ્થિતિમાં આવી ગયો છે. આપણા સકળ કુટુંબમાં એ રત્નસમાન નીવડ્યો છે. હજુ તેને બે વર્ષ સુધી કાયદાનો અભ્યાસ કરાવીશું; પછી તે સ્વતંત્રતાથી કમાઈ કરી ખાતોપીતો થશે."

પતિને મુખે આ વાત સાંભળવા છતાં રાધાનાથની પત્નીએ જરાએ પ્રસન્નતા પ્રગટ કરી નહિ. ઊલટી તે ચિંતાતુર વદને પ્રશ્ન કરવા લાગી કે, "રમાનાથ અત્યારે નોકરી કરવા જાય, તો તેને કેટલો પગાર મળે?"

રાધાનાથે કહ્યું: "માસિક સો રૂપિયા તો હાલ પણ તેને મળી શકે અને બીજાં બે વર્ષ વધારે અભ્યાસ કરે, તો સારી કમાણી કરી શકે, એમાં કાંઈજ શક નથી. સોબસો રૂપિયા તો એ સહજમાં કમાઇ શકે."

પોતાનો પતિ માસિક સાઠ રૂપિયા કમાય છે અને દિયર સો રૂપિયા પ્રાપ્ત કરવાને યોગ્ય થઈ ગયો છે, એ વાત જાણીને રાધાનાથ શાસ્ત્રીની ધર્મપત્ની મનમાં ઘણીજ દુઃખી થઈ. તેણે નિશ્ચય કર્યો કે, "હવે રમાનાથને અધિક અભ્યાસ કરવા દઇશ નહિ." તેના મનમાં એમ ચિંતા થવા લાગી કે, "અત્યારે રમાનાથ તથા તેની પત્ની જેવી મારી સેવા–ચાકરી કરે છે, તેવી ભવિષ્યમાં મોટાઈ મળેથી કરશે નહિ."

હિંદુસ્ત્રીઓના આ કેવા તુચ્છ વિચાર! જે ભારતભૂમિએ સુકન્યા, સાવિત્રી, સીતા, અહલ્યા, દ્રૌપદી વગેરે પવિત્ર તેમજ

ઉદારહૃદયા સ્ત્રીઓને જન્મ આપ્યો હતો, તેજ ભારતમાતાની પુત્રીઓની આ કેવી સંકુચિત વૃત્તિઓ ?

તેણે પતિને કહ્યું: "શું હજુ પણ રમાનાથને ભણાવ્યાજ કરશો ? હવે તો તેને ચાળીસપચાસ રૂપિયાની નોકરી મળતી હોય તોપણ કરવા દો."

રાધાનાથે પત્નીને ઉત્તર આપ્યો કે, "રમાનાથની ઉંમર હજી નોકરી કરવાને યોગ્ય નથી. હજુ તો તે ફક્ત અઢાર વર્ષનો નવયુવક છે, બે વર્ષમાં હવે તે યોગ્ય થઇ જશે. ઇશ્વરકૃપાથી આપણી એવી સ્થિતિ છે કે, તેને બે વર્ષ ભણાવવો આપણને કઠિન પડશે નહિ. તે એવો તો તીવ્ર બુદ્ધિનો છે કે, અભ્યાસ કરી રહ્યા પછી તે પોતાની જાતેજ પોતાની ઉન્નતિ કરી લેશે."

રાધાનાથનાં આ વચનો તેની કર્કશા પત્નીની સમજમાં આવ્યાં નહિ. રાધાનાથે જ્યારે જોયું કે, આ મૂર્ખ સ્ત્રીને સમજાવવી એ પથ્થર ઉપર પાણી રેડવા સમાન છે, ત્યારે તે નિરાશ થઇને આખરે સૂવાને માટે ચાલ્યો ગયો.

( ૨ )

આજે ગરમીની રજાઓ પૂર્ણ થઈ છે. કોલેજ ખૂલી ગઇ છે. રાધાનાથ શાસ્ત્રી તેના કનિષ્ઠ બંધુને કાયદાનો અભ્યાસ કરાવવાનો નિશ્ચય કરી તેને સાથે લઇને કોલેજ તરફ જવા તૈયાર થયો અને પોતાની સ્ત્રી પાસે ફી તેમજ કાયદાનાં પુસ્તકો માટે પચાસ રૂપિયા માગ્યા. રૂપિયાનું નામ સાંભળતાંજ તેની કર્કશા સ્ત્રીએ ક્રોધપૂર્વક કહ્યું કે, "સાપને દૂધ શા માટે પાઓ છો ? મોટો થયા પછી એ તમનેજ દંશ દેશે. કમાતાં કમાતાં વૃદ્ધાવસ્થા પણ આવી પહોંચી. તમારા કમાયલા બધા રૂપિયા રમાનાથને ભણાવ્યા સિવાય બીજે કયાં ગયા ? મારી પાસે તો રાતી પાઈ પણ નથી !"

પત્નીનાં આ વાકયોથી રાધાનાથના મનમાં ઘણી લાગણી થઇ આવી. તેણે વિચાર્યું કે, "મૂર્ખ સ્ત્રીને સકળ વ્યવસ્થા સોંપી પુરુષે તેને સ્વાધીન થઇ રહેવું, એ પણ એક પ્રકારની મૂર્ખતાજ છે. કોઇની પાસેથી ઉછીના માગતાં પણ શરમ આવે છે." છેવટે મન મારીને રાધાનાથે પોતાની પાડોશમાં રહેતા પ્રાણનાથ દ્વિવેદી પાસેથી પચાસ રૂપિયા ઉછીના લીધા; કેમકે તેને જે માસિક સાઠ રૂપિયા મળતા, તે તરતજ પોતાની શ્રીમતીના હાથમાં આપી દેતો

અને તેની શ્રીમતીજ સર્વેનો હિસાબ ચૂકવતાં હતાં.

( ૩ )

આજે બીજી તારીખ છે. રાધાનાથને આજે પગાર મળતાં પ્રાણુનાથ દ્વિવેદીને તેના રૂપિયા આપી બાકી રહેલા દશ રૂપિયા તેણે પોતાની શ્રીમતીને આપ્યા. શ્રીમતીએ પોતાના હાથમાં એટલાજ રૂપિયા આવતાં પ્રશ્ન કર્યો: "બાકીના રૂપિયા કયાં છે?" તેનો સ્વર આ સમયે કોઇ મહાવિદ્યાલયની મહેતીજીના જેવો હતો. રાધાનાથ સરળ સ્વભાવનો મનુષ્ય હતો. તે કદાપિ અસત્ય બોલતો નહિ; આથી તેણે જે સત્ય વાત હતી, તે કહી દીધી. શ્રીમતીએ ગુસ્સે થઈને કહ્યું: "હું જાણુતીજ હતી કે, આ રમાનાથ અભ્યાસ કરી કરીને મારા સર્વસ્વનો નાશ કરી નાખશે."

રાધાનાથે પત્નીને શાંત કરવા અનેક યત્નો કર્યા; પરંતુ તેનો એકેએક શબ્દ ક્રોધાગ્નિમાં ઊલટો ઘૃતનુંજ કામ કરતો હતો. છેવટે રાધાનાથ લાચાર થઇ દીવાનખાનામાં ચાલ્યો ગયો. હવે શ્રીમતીની કુદૃષ્ટિ તેની દેરાણી સરલાદેવી તરફ ગઈ. તેણે સરલાને વચનબાણોથી વીંધી નાખવા માંડી, એટલામાં રમાનાથ પણ આવી પહોંચ્યો; પરંતુ બન્નેમાંથી કોઇએ મોટાં ભાભીને એક પણ કઠોર શબ્દ કહ્યો નહિ. ઊલટું પોતાની ભાર્યાને શાંત રહેવાનું કહીને રમાનાથ પોતાના વડીલ બંધુ પાસે દીવાનખાનામાં જઇને બેઠો. પોતાના વડીલ બંધુને ચિંતાતુર જોઈ તેનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. અશ્રુજળને છુપાવવાને માટે થોડો સમય સુધી તો તેણે પુસ્તકને પોતાના મોં આડું ધરી રાખ્યું; પણ પછી ઊઠીને તે બહાર ચાલ્યો ગયો. રાધાનાથની પત્નીએ આજે ઘરમાં રસોઇપાણીની કાંઈ પણ વ્યવસ્થા થવા દીધી નહિ. રાત્રે બધાં ભૂખેપેટે શયન કરી ગયાં.

બીજે દિવસે રમાનાથ પોતાના વર્ગમાં જઇને બેઠો. તે દિવસે તેનું મુખ ચિંતાતુર જોઈ તેના એક મિત્રે તેને પ્રશ્ન કર્યો: "કેમ રમાનાથ! આજે તમારા ચહેરા ઉપર ઉદાસીનતા જણાય છે?"

રમાનાથે પોતાનો મનોભાવ છુપાવતાં કહ્યું: "કાંઈ નથી. સુસ્તીને લીધે એવો ભાસ થતો હશે."

"ના, ના, એમ તો કાંઇ નથી; પરંતુ તારે તારો મનોગત હેતુ ગુપ્ત રાખવો હોય તો ભલે. જેવી તારી ઇચ્છા." તેના મિત્રે કહ્યું.

રમાનાથનો સ્વભાવ એવો તો માયાળુ હતો કે, જેથી તેના

ઉપર તેના વર્ગના સકળ વિદ્યાર્થીઓની મમતા હતી. આ સકળ વિદ્યાર્થીઓ પૈકી એક વકીલનો પુત્ર શ્યામસુંદર, રમાનાથ ઉપર વિશેષ પ્રેમ રાખતો હતો. રમાનાથની પણ શ્યામસુંદર પ્રતિ એવીજ મમતા હતી. બેત્રણ વર્ષથી સાથેજ અભ્યાસ કરતા હોવાથી તેમની વચ્ચે અપૂર્વ પ્રેમ જામ્યો હતો. ઉભય એકબીજાને પોતાની ગુપ્તમાં ગુપ્ત વાત કહેવાને પણ સંકોચાતા નહિ. આજે શ્યામસુંદરે રમાનાથનું ચિંતાતુર મુખ જોઈ તેના મુખેથી બનેલી સકળ ઘટના જાણી લીધી અને ત્યાર પછી તેણે પોતાના ખાનગી ખર્ચ માટે એકઠા કરેલા રૂપિયામાંથી પચાસ રૂપિયા લાવીને રમાનાથને ઘણાજ આગ્રહપૂર્વક આપ્યા.

(૪)

પત્નીના ક્રોધનો ભોગ થઈ પડેલો રાધાનાથ પોતાના દીવાનખાનામાં મ્લાન વદને બેઠો હતો. રમાનાથે વડીલ બંધુ આગળ જઇ તેને પ્રણામ કરી તેના ચરણોમાં પચાસ રૂપિયા મૂકી નમ્રતાથી સકળ હકીકત નિવેદન કરી. કનિષ્ઠ બંધુની હકીકત શ્રવણ કરતાં કરતાં તેનાં નેત્રોમાં પ્રેમાશ્રુ ભરાઇ આવ્યાં. રમાનાથનો કંઠ પણ રુંધાઇ ગયો. અહા! કેવો આદર્શમય બંધુસ્નેહ!

પછી રાધાનાથે કહ્યું: "રમાનાથ! આ રૂપિયા તું જાતેજ જઈને તારી ભાભીને આપી આવ. તારા ભાગ્યથી ગૃહમાં શાંતિ થશે. તને આવો નિઃસ્વાર્થી સ્નેહી મળ્યો છે, એ ઘણા સૌભાગ્યની વાત છે. ભાઇ! આપણા દેશની સ્ત્રીઓ સુશિક્ષાને અભાવે બહુજ સંકુચિત વૃત્તિઓવાળી થઇ ગઇ છે; માટે એમના બોલવા તરફ લક્ષ આપવા જેવું નથી."

રમાનાથની ભાભી રૂપિયા મળવાથી ખુશી થઇ. એ પછી રમાનાથ ખાનગી ભણાવવાનું રાખીને તેમાંથી પોતાની ફી ભરવા ઉપરાંત વધારાના પચીસ રૂપિયા દર માસે પોતાની ભાભીને આપતો રહ્યો. આથી કરીને તે રમાનાથ ઉપર હવે સંતુષ્ટ રહેવા લાગી.

(૫)

દિવસો પર દિવસ જતાં રમાનાથ એલ. એલ. બી.માં પાસ થઇ ગયાને પણ હવે એક વર્ષ થઇ ગયું છે. હવે તેને માસિક સો-દોઢસોની આવક પણ થવા લાગી. જે જે વાદીપ્રતિવાદીઓ એક વખત રમાનાથની પાસે આવતા, તે તે તેની યોગ્યતા, બુદ્ધિની તીવ્રતા, સદ્‌વ્યવહાર તથા મિષ્ટ ભાષાથી એવા તો સંતુષ્ટ થઈ જતા

કે, તેઓ રમાનાથનેજ પોતાનો વકીલ કરતા હતા. એક પ્રખ્યાત વકીલ પોતાની વૃદ્ધાવસ્થા હોવાને લીધે અધિક શ્રમ કરી શકતો નહોતો. તેણે રમાનાથની યોગ્યતા સમજી જઇ પોતાના નાના નાના કેસ તેને સોંપવા માંડયા તથા તે સાથે પોતાનાં અતિ કીમતી કાયદાનાં પુસ્તકો તથા કાયદાના રિપોર્ટો ઉપયોગમાં લેવાની પણ તેને રજા આપી. આ સહાયતાથી રમાનાથની વકીલાત વધવા લાગી ને માસિક ત્રણસો કરતાં પણ વધારે પેદા કરવા લાગ્યો. જો કોઈ ગરીબ મનુષ્ય તેને વકીલ કરવા આવતો, તો તેની વકીલાત તે વગરફીએ કરતો હતો. ફોજદારી કેસોમાં પણ તેણે એટલી બધી નિપુણતા દર્શાવી કે, મોટા મોટા કેસો તેની પાસે આવવા લાગ્યા. એક મોટા માણસને તેણે ફોજદારી કેસમાંથી મુક્ત કરાવ્યો, તે બદલ તેને પોતાની ફીની રકમ ઉપરાંત ઇનામ તરીકે રૂપિયા પાંચ હજાર પ્રાપ્ત થયા. તે પોતે જે કાંઇ રૂપિયા પેદા કરતો હતો, તે સઘળા પોતાની ભાભીનેજ સોંપતો હતો. તેનો ભાઈ તો સાધુ પ્રકૃતિનો હતો. તેણે તો પોતાની જિંદગીભરમાં પૈસા જેવી ચીજ પોતાની પાસે રાખીજ નહોતી. રમાનાથે પોતાને પુરસ્કારમાં પ્રાપ્ત થયેલી પાંચ હજાર રૂપિયાની ગીનીઓ પૂજ્ય મોટા ભાઇ જે પ્રાતઃકાળની પૂજા કરી ઊઠ્યા હતા, તેના ચરણ સમીપ મૂકી, હાથ જોડી નિવેદન કર્યું કે, “હું આપને એક વર્ષથી નિવેદન કરી રહ્યો છું કે, હવે આપને નોકરી કરવાની કાંઈ આવશ્યકતા નથી, છતાં આપ ‘મારી શારીરિક સ્થિતિ સારી છે તથા નોકરી કરવામાં મને કાંઇ કષ્ટ પડતું નથી’ એમ કહીને મારી વાત ઉપર ધ્યાન આપતા નથી; પરંતુ આપના ખર્ચ–ખૂટણ માટે હું આ રકમ આપના નામ ઉપર આજથી કોઇ બૅન્કમાં જમા કરાવી દઉં છું આ રકમના વ્યાજમાંથી આપ આપનું ખર્ચ–ખૂટણ જીવનપર્યંત ચલાવી શકશો. હવે આપની દૃષ્ટિ પણ મંદ પડી ગઇ છે. વળી હવે હું આપની સેવા–ચાકરી કરવા જેવી સ્થિતિમાં હોવા છતાં આપને કષ્ટ વેઠતા જોઉં એ અયોગ્ય છે.”

ઘણા સમય સુધી વાદવિવાદ ચાલ્યા પછી રાધાનાથે નોકરી છોડવાનું સ્વીકાર્યું; પરંતુ જ્યારે તેમની પત્નીએ તે ખબર જાણી, ત્યારે તે ઘણીજ ઉદાસ બની ગઇ. તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે, “હજી પતિ નોકરી કરી શકવાને સમર્થ છે, તો પછી ઘરમાં હાથે કરીને શા માટે સાઠ રૂપિયાનું નુકસાન કરવું? વળી આ વાત

લોકોના જાણુવામાં આવશે તો તેઓ એમજ વાતો કરવાના કે, જે દિયરને કાયદાનો અભ્યાસ કરાવવા માટે ફક્ત પચાસ રૂપિયા જેવી નજીવી રકમ આપવા બદલમાં ભાભીએ કલહ કર્યો હતો, તેજ ભાભી પોતાના ધણી સાથે આજે દિયરની કમાઇ ઉપર પોતાના દિવસો કાઢે છે." એ પછી રાધાનાથે જ્યારે પોતાનો નિશ્ચય પત્નીને જણાવ્યો, ત્યારે તે બોલી: "નોકરી છોડવાનું મને તો યોગ્ય જણાતું નથી. આપણા કુટુંબનો ભાર આપણાજ ઉપર છે; વળી કમળાકાન્ત તથા વિમળાના વિવાહ પ્રસંગે થોડાં વર્ષ પછી ઘણું ખર્ચ કરવું પડશે......."

એકાએક રમાનાથ આજ સમયે ત્યાં આગળ આવી પહોંચ્યો. ભાભીનું છેલ્લું વાક્ય તેને કાને પડ્યું હતું, તેથી તેણે કહ્યું: "ભાભિ ! એ બન્નેને માટે લેશ પણ ચિંતા કરશો નહિ. આજ સુધીમાં હું જે કાંઈ કમાયો છું, તે સર્વ તમારી પાસે રાખો. છોકરાંના વિવાહને માટે પણ મારા ઉપર વિશ્વાસ રાખી મારા મોટાભાઇને નોકરીથી મુક્ત થવાની રજા આપો."

રમાનાથનું કહેવું સાંભળીને તેની ભાભી લજ્જિત થઇ અને છેવટે રમાનાથના કહેવા પ્રમાણે તેના વડીલ ભ્રાતા રાધાનાથે નોકરી છોડી દીધી. સત્તાવીશ વર્ષ સુધી નોકરી કરવાના કારણને લીધે તેના માસિક પચીસ રૂપિયા સુધીનું પેન્શન પણ થઇ ગયું હતું; પરંતુ તેને હવે પેન્શન લેવાની આવશ્યકતા નહિ રહેવાને લીધે, તેણે મહિને પાંચ પાંચ રૂપિયાની પાંચ શિષ્યવૃત્તિઓ નિયત કરીને તે જેની બીજી ભાષા સંસ્કૃત હોય એવા પાંચ ગરીબ વિદ્યાર્થીઓને એ પેન્શનમાંથી આપવાનો નિયમ કર્યો.

રમાનાથની સ્ત્રી ભણેલીગણેલી તેમજ સદ્ગુણી હતી. રમાનાથે વકીલાતની સઘળી આવક પોતાની ભાભીને આપી દેવા માંડી; તોપણ તેની પત્નીએ કોઇ પણ દિવસ ના પાડી નહિ. કોઇ આડોશપાડોશમાં રહેતી દ્વેષી સ્વભાવવાળી સ્ત્રી તેને કહેતી કે, "તું હવે દાસીની માફક શા માટે કામ કરે છે ? તારો ધણી પણ કેવો વિચિત્ર છે કે, તે કમાઇ કમાઇને બધું ભાભીનેજ આપે છે !" ત્યારે રમાનાથની ગૃહલક્ષ્મી સરલાદેવી એવો ઉત્તર આપતી કે, "જેઠાણીનો સ્વભાવ સહજ કડવો હોય તેથી શું અમારે તેમના ઉપકારોને ભૂલી જવા ? મારા સ્વામીએ મોટા ભાઈ તથા ભાભીને લીધેજ આટલી યોગ્યતા પ્રાપ્ત કરી છે. તેમની માતા તો તેમને

ત્રણ વર્ષના મૂકી પરલોકવાસી થયાં હતાં. મારાં જેઠાણીજીએજ અત્યાર સુધી તેમનું પાલન કર્યું છે અને હજુ પણ તેમના ઉપર ઘણો પ્રેમ રાખે છે. ઘરકામમાં પણ તેઓ પોતાનાથી બનતી મદદ કરે છે, ઘરનો બધો ભાર તેમણેજ ઉઠાવી લીધો છે. અમારી બન્નેની ફરજ છે કે, બની શકે તેટલી અમારે તેમની તાબેદારી ઉઠાવવી. ”

એકાદ વખત આવી બુદ્ધિમત્તાનાં વચનો શ્રવણ કરવાનું સૌભાગ્ય રમાનાથને પણ પ્રાપ્ત થયું. તે પોતાની પ્રાણપ્રિયાની બુદ્ધિ જોઇ મુગ્ધ બની ગયો તથા પોતાના ભાગ્યને ધન્યવાદ આપવા લાગ્યો. એચાર વખત સરલાદેવીનાં આ વચનો તેની જેઠાણીના સાંભળવામાં પણ આવ્યાં હતાં. રમાનાથ તથા સરલાદેવી પોતાનાં માતાપિતાની પેઠે પોતાનાં વડીલોની સેવાચાકરી કરતાં હતાં. જે ઘરોમાં વડીલોની આવી સેવાચાકરી થાય તે ઘરોને ધન્ય છે!

આવાં ભાઇભોજાઇ પ્રભુ સર્વેને આપે એવી પ્રાર્થના સાથે આ વાર્તા સમાપ્ત કરીએ છીએ.





# ૯–ભલી નિર્મળા

( ૧ )

પિતાએ ક્રોધપૂર્વક કહ્યું: "અમારાં વચનો સહન કરી શકાતાં નથી, તો ઘરમાંથી ચાલ્યો જા. આવો મિજાજ અમારાથી સાંખી શકાશે નહિ."

માતા પાસે ઊભી હતી, તે પણ પતિની વાતમાં વાત મેળવી બોલી ઊઠી: "વહુએ આવતાંની સાથેજ કોણ જાણે કેવો મંત્ર મૂકી દીધો છે કે, બસ તેનાજ કહ્યા પ્રમાણે કર્યા કરે છે. જે છોકરાના મોંમાંથી પૂર્વે એક અક્ષર પણ નહોતો નીકળી શકતો, તે આજે પત્નીનો પક્ષ લઇ લડવાને તૈયાર થયો છે! કેમ ન થાય? કળિયુગ આવ્યો છે ને?!"

ઉપલાં વચનો સાંભળી મસ્તક નીચું નમાવી શશિકાંત ચાલ્યો ગયો. તેણે વિચાર્યું કે, "વિશેષ ઊભો રહીશ, તો માતાપિતા હજી કોણ જાણે કેવાંએ કઠોર વચનો કહેશે અને જો એ વચનો બીમાર સ્ત્રીને કાને પડશે, તો તેને વિશેષ કષ્ટ થશે."

પોતાના ઓરડામાં જઇને શશિકાંતે જોયું, તો નિર્મળા બિછાના ઉપરથી ઊઠી દ્વારની પાસે બેસી બહાર દૃષ્ટિ કરી રહી હતી. તેનાં નેત્રોમાં પાણી ભરાઈ આવ્યું હતું. સ્વામીનો પગરવ સાંભળીને તરતજ તેણે પોતાનું મુખ ફેરવી લીધું. શશિકાંતે કહ્યું: "નિર્મળા! દ્વાર પાસે બેસવાથી શરીરને ઠંડી લાગશે."

મહામુસીબતે નેત્રો તેમજ મુખ ઉપર હાસ્યનો દેખાવ લાવીને નિર્મળાએ કહ્યું: "હવે હું પ્રથમના જેટલી બીમાર નથી. રાત્રિદિવસ ખાટલામાં પડી રહેવાથી મારો જીવ કંટાળી જાય છે, તેથી અહીં આવીને બેઠી છું."

શશિકાંત પત્નીનું અંતર સમજી ગયો. તેને ખાતરી થઈ ગઈ કે, નિર્મળાએ માતાપિતાનાં કઠોર વચનો સાંભળ્યાં છે. એક દીર્ઘ શ્વાસ નાખીને તેણે કહ્યું: "શું ડૉક્ટરે કહ્યું છે, તે તારી ધ્યાન

બહાર ગયું કે ?"

નિર્મળાએ હાસ્ય કરી કહ્યું: "ડૉકટરોની સઘળી વાતો માન્ય કરવી જોઇએ નહિ. એ લોકો રોગ થોડો હોય, તોપણ વધારે સૂચવે છે; ઘરમાં ને ઘરમાંજ રહીને એવા નિયમોને કેવી રીતે પાળી શકાય ?"

આવા સમયે પણ નિર્મળાના મુખ ઉપર હાસ્યની રેખાઓ જોઇને શશિકાંતનું હૃદય ટુકડે ટુકડા થઇ ગયું. તે સમજી ગયો કે, પત્નીનું હાસ્ય પોતાને ભુલાવવાને માટે છે. તેના મુખમાંથી એક અક્ષર સુધ્ધાં નીકળી શકયો નહિ. તે નિર્મળાના મુખ તરફજ તાકીને જોઈ રહ્યો.

સ્વામીના હૃદયના ભાવને જાણી જવાથી નિર્મળાને પણ દુઃખ થયું. તેણે મંદહાસ્ય કરી કહ્યું: "શું વિચાર કરો છો ? શું તમે એમ ધારો છો કે હું મરી જઇશ ?"

શશિકાંત એજ બાબતનો વિચાર ચલાવી રહ્યો હતો. નિર્મળાની એવી દશા થઇ હતી કે, પથ્થર જેવું હૃદય પણ દ્રવીભૂત થઇ એક વખત પોતાની સહાનુભૂતિ પ્રકટ કર્યા સિવાય રહે નહિ. વળી ડૉકટરે પણ કહ્યું છે કે, "કોઈ સ્થળે હવાફેર માટે ગયા સિવાય બચાવ થવો અસંભવિત છે."

જ્યારથી શશિકાંતે ડૉકટરનાં એ વચનો સાંભળ્યાં છે, ત્યારથી તે જ્યારે પણ પત્નીના તરફ જુએ છે, ત્યારે આકુળવ્યાકુળ બની જાય છે. એજ નિર્મળા વિવાહને દિવસે બ્રહ્માની સૃષ્ટિના એક સુંદર નમૂનાસ્વરૂપ હતી ! કમનસીબ વિધવાની તે એકની એકજ કન્યા હતી. સ્વામી તથા ચારપાંચ પુત્રીઓના પરલોક પહોંચી જવાથી તેની દુઃખી માતાએ અત્યંત દુઃખથી પોતાનો પ્રાણ ધારણ કરી રાખ્યો હતો. લગ્નને બીજે દિવસે જ્યારે કન્યાને વિદાય કરવાનો સમય આવ્યો, ત્યારે નિર્મળાની માતાએ દુઃખપૂર્વક જે વચનો કહ્યાં હતાં તે શશિકાંતને આ સમયે યાદ આવ્યાં. તેણે કહ્યું હતું કે, "સર્વે સ્વજનોને તો મેં યમના હાથમાં સોંપી દીધાં. હવે મારા નિરાધારના આધારસ્વરૂપ આ એકની એક કન્યા છે, તે હું તમને સોંપું છું. એ મારી આંખોની કીકી સમાન છે; માટે આ અભાગિની સાસુ ઉપર કૃપા કરીને અનાથ નિર્મળાનું પ્રેમપૂર્વક પાલન કરજો."

આ સર્વ યાદ આવતાં શશિકાંતનું રોમેરોમ કાંપી ઊઠયું.

છેવટે તેણે બીજો ઉપાય નહિ જોવાથી પત્નીને પોતાની સાથે હવા-ફેર કરવા માટે લઈ જવાની પિતા પાસે સંમતિ માગી. પુત્રની વાત સાંભળીને પિતાએ કહ્યું: " શું મારી પાસે એટલા બધા પૈસા છે કે, તું માગે છે ? "

માતાએ કહ્યું: " રોગ થયો છે તો મટી જશે. તેને માટે આવી રીતે આકાશપાતાળને એક કરી નાખવાની શી જરૂર છે ? અમે પણ બીમાર નથી થતાં ? અમારે તો જરાએ હવાફેર કરવા માટે જવું પડતું નથી ! "

માતાપિતાના મુખથી આવાં નિર્દય વચનો સાંભળતાંજ શશિકાંત ઉપર સખ્ત આઘાત થયો અને તેની બન્ને આંખો જળ-પૂર્ણ થઈ ગઇ. એ સાફ કરીને તે પત્ની પાસે ગયો. નિર્મળાએ પ-તિની અવસ્થા સમજી જઇ કહ્યું: " મારે માટે આટલી બધી ફિકર રાખવા જેવું શું છે ? શું હું મરી જઇશ એમ તમે ધારો છો ? નહિ, નહિ. જુઓ હવે તો મારી પ્રકૃતિ સુધરતી જાય છે. આ પ્રાણ કાંઇ સહજમાં ચાલ્યો જાય એમ નથી. તમે નીડર રહો. "

સ્વામીનાં નેત્રામાં ભરાઈ આવેલાં આંસુ જોઇને નિર્મળાની છાતી ફાટી જતી હતી; છતાં તે પોતાના અધીર મનને મહામહે-નતે રોકીને સ્વામીને સમજાવવાનો યત્ન કરવા લાગી. તેણે કહ્યું: " હવે હું સારી થતી જાઉં છું. નિર્બળતા જણાય છે, તે તો ખાનપાન શરૂ કર્યાથી દૂર થઇ જશે. હવે અભ્યાસમાં લક્ષ પરોવો તો જલદી પાસ થવાય. "

શશિકાંતનાં નેત્રોની વિકળતા નિર્મળાનાં ઉપલાં વચનોથી બદલાઈ નહિ. તે વિચારી રહ્યો હતો કે, " ન કરે નારાયણ ને નિર્મળા હતી ન હતી થઇ જાય, તો મારે તેની માતાને શું કહીને સમજાવવી ? એ વિધવાનો જીવન–આધાર ફક્ત આ તેની એકની એક પુત્રી સિવાય અન્ય કોઈ નથી. અરેરે ! નિર્મળાના જીવન-સંરક્ષણ માટે હવે શો ઉપાય ? હરિ ! હરિ ! "

( ૨ )

નિર્મળાની સાસુ એક સમયે શાક સુધારી રહ્યાં હતાં, ત્યારે મહામુસીબતે ભીંતની સહાયતાથી નિર્મળાએ સાસુ પાસે જઇને કહ્યું: " મા—"

સાસુનું મુખ જોતાંજ નિર્મળા સમજી ગઈ હતી કે, આજે કાંઇ રંગ સારો જણાતો નથી. તેણે સાસુજીની પાસેથી છરી લઇને શાક

સુધારવા ઇચ્છયું; પરંતુ સાસુએ ભયંકર મુદ્રા ધારણ કરી વ્યંગ વચનો કહ્યાં કે, "રહેવા દે, તું હમણાં કામ કરવા જેવી નથી."

નિર્મળાની છાતી કંપવા લાગી; તેણે કહ્યું: "માતા! શા માટે ચિંતા રાખો છો? હવે તો મને આરામ છે, લાવો; બાકી રહેલું શાક હું સુધારી આપું!"

"ના, તું તારે જઇને સૂઈ જા. શ્રમ કરવા જઇશ તો પ્રકૃતિ વિશેષ બગડશે."

"ના બા! એટલામાં શાની પ્રકૃતિ બગડી જવાની છે?"

"જો પાછો દુરાગ્રહ કરવા માંડ્યો! જા અહીંથી જતી રહે. શશિ જોશે તો ક્રોધે ભરાશે."

નિર્મળા સમજી ગઈ કે, આ નકાર પ્રેમભર્યો નથી, પરંતુ પતિના ઉપર ચડેલા ક્રોધનો છે, તે શાંતિથી બેસીજ રહી.

સાસુના શરીરમાંથી એક પ્રકારની જ્વાળા નીકળી રહી હતી. તેમણે કહ્યું: "કેમ નથી સાંભળતી કે? આટલી બધી ઠંડીમાં અહીં શા માટે બેઠી છે? તારા ઓરડામાં જઇને તું શા માટે સૂઈ જતી નથી?"

કરુણસ્વરે નિર્મળાએ કહ્યું: "મને થોડા સમય સુધી અહીં બેસવા દો. ઠંડીથી કશું થનાર નથી. ઓરડામાં સૂઇ રહીને મારો જીવ કંટાળી ગયો છે."

સાસુએ પુનઃ કહ્યું: "કેમ શશિ કયાં ગયો? તે વહુની પાસે શા માટે નથી બેસી રહેતો?"

જો હૃદયભેદક વચનોથી મનુષ્યોનું મૃત્યુ થતું હોત, તો આ સમયેજ નિર્મળાનો પ્રાણ પ્રયાણ કરી ગયો હોત. તેના હૃદયમાં અત્યંત દુઃખ થવા લાગ્યું. તેનો શ્વાસ અટકી જવા લાગ્યો. સ્વામીના ઉપર તેને કાંઇક ક્રોધ આવ્યો; કારણ કે તેનો સ્વામી ખાવાપીવાનું પણ ભૂલી જઇને તથા લેખનવાચનને તિલાંજલિ આપીને પત્નીની પાસેજ બેસી રહી સેવાચાકરી કર્યા કરતો હતો.

નિર્મળાને સાસુનાં વચનોથી ઘણું લાગી આવ્યું. તેને પોતાને હવે મૂર્છા આવશે, એમ ધારીને તે ઊભી થઈ તથા દીવાલની સહાયથી પોતાના ઓરડામાં જઇને સૂતી. પલંગ પર પડી પડી તે અનેક પ્રકારના વિચારો કરવા લાગી. તેને પોતાના સ્વામીનો સ્નેહ યાદ આવ્યો કે, "અહા, કેવો સ્નેહ! કેટલી સેવા!"

એટલામાં કોઇનો પગરવ સંભળાયો. સ્વામી આવતા હશે,

એવા વિચારથી તેણે પોતાનાં આંસુને સાફ કરી, તકિયા પર પોતાનું માથું નમાવી સ્વામીના આવવાની રાહ જોવા માંડી. એટલામાંજ શશિકાંતે ઓરડામાં આવીને રૂમાલમાં બાંધેલો મેવો ટેબલ ઉપર મૂકવા માંડ્યો. બેચાર દિવસથી શશિકાંતની મુખમુદ્રા બદલાઈ ગઈ હતી. તેની ગૌર કાંતિ મલિન થઈ ગઈ હતી.

મેવાને ટેબલ ઉપર મૂકીને શશિ ઘડિયાળ તરફ જોઇને બોલી ઊઠ્યો: “અરે! આઠ તો વાગી ગયા! શું હજીસુધી તેં દવા પણ પીધી નથી?”

“રહેવા દો—હવે હું દવા પી.......” નેત્રોમાંના જળને સાફ કરવા છતાં નિર્મળા પોતાના સ્વરને સ્પષ્ટ કરી શકી નહિ.

એક નાના કાચના પ્યાલામાં દવા નાખીને શશિકાંતે નિર્મળાને તે પી જવા કહ્યું.

નિર્મળાએ થોડી વાર અનિમેષ નેત્રે સ્વામીનું મુખદર્શન કરી રહ્યા પછી કહ્યું: “કૃપા કરીને હવે મને દવા ન પાઓ. દવાથી હું છેકજ કંટાળી ગઈ છું. વળી હવે હું દિવસે દિવસે સારી થતી જાઉં છું, તો પછી દવાઓના શીશા ગળામાં રેડવાની શી જરૂર છે? જો જરૂર જેવું હોત તો હું પોતેજ શા માટે ન પી લેત?”

આ સાંભળીને સ્વામીના મલિન મુખ ઉપર એકાએક અધિક મલિનતા છવાઇ ગઇ. તેનું મુખ એટલું બધું લેવાઇ ગયું કે નિર્મળા પતિની ઇચ્છા વિરુદ્ધ વર્તી શકી નહિ. તેણે દવા પીધી.

(૩)

બીજે દિવસે ડૉકટરે આવી નિર્મળાને માટે એક નવિન દવા તૈયાર કરી શશિકાંતને કહ્યું: “હવાફેર કરવા જવાનું નક્કી કર્યું? હું તમને વારંવાર કહ્યા કરું છું કે, એકલી દવાથીજ આરામ થવો અશક્ય છે. હવે વિલંબ કરશો તો અનિષ્ટ પરિણામ આવશે.”

ડૉકટરનાં આ વચનોથી શશિકાંતનું કાળજું ફાટી ગયું. તે બિચારાનું મોં લેવાઈ ગયું. પત્નીને હવાફેર માટે લઇ જવાને એ અશક્ત હતો. માતાપિતા તરફથી તેના કહેવા પર લક્ષ અપાતું નહિ. તેના હાથમાં રૂપિયા પણ નહોતા. તે એકે ઉપાય કરી શકતો નહિ. તેને પોતાના ભાગ્ય ઉપર ઘણું લાગી આવતું; પરંતુ લાચાર.

ઇચ્છાઅનિચ્છાએ નહિ જેવો આહાર કરી, પુસ્તક હાથમાં લઈ શશિકાંત બહાર નીકળી પડ્યો. બહાર જતી વખતે તેણે આતુરતાથી પત્ની પ્રતિ દૃષ્ટિ કરી. આ સમયે નિર્મળાને ગાઢ નિદ્રા

આવી નહોતી; પરંતુ અત્યંત દુર્બળતાથી તે શિથિલ થઈ ગઈ હતી. અર્ધ જાગ્રદવસ્થામાંજ તેનો સકળ સમય જતો હતો.

સસરા બહારના ઓરડામાં ભોજન કરવા બેઠા હતા અને સાસુ પાસે બેઠી બેઠી વિષપૂર્ણ વચનો ઉચ્ચારી રહી હતીઃ " જુઓ, વહુના ફંદામાં ફસાઇ જઇ શશિએ પોતાના અભ્યાસનો પણ ત્યાગ કર્યો છે. રાત્રિદિવસ વહુજીનુંજ મોં જોઇને બેસી રહે છે."

શ્વસુરે કહ્યું: " અરે ! એ વાતનું તો જાણે ઠીક; પરંતુ રાત્રિદિવસ એ ડૉકટરને બોલાવ્યા કરે છે! એટલા બધા રૂપિયા તે ક્યાંથી કાઢવા ? આવું ખર્ચ તો નવાબના ઘરમાં પણ ન ચાલી શકે."

સાસુએ કહ્યું: "પ્રથમથીજ મેં તો તમને કહ્યું હતું કે, જોઇ વિચારીને વિવાહ કરજો."

આ સર્વ વચનો નિર્મળાએ સાંભળ્યાં. આ વચનોએ તેના ઉપર એવો આઘાત કર્યો કે, તેનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. રુદન કરતાં કરતાં તેણે પરમાત્માને પ્રાર્થના કરી કે, " હે પ્રભુ! મને આપ સારી કરો યા તો આપના ચરણમાં સ્થાન આપો."

સંધ્યાસમયે સ્વામીએ આવી નિર્મળાના માથા ઉપર હાથ મૂકી કહ્યું: "નિર્મળા !"

નિર્મળાએ સ્વામીના દુઃખી વદન પ્રતિ નજર કરી. શશિકાંતને પત્નીનાં નેત્રો સૂજી આવેલાં જણાયાં, છતાં તેણે ધૈર્ય ધારણ કરી કહ્યું:-" નિર્મળા ! આજે હું તારે માટે નવી દવા લાવ્યો છું. અનેક દુકાનોએ ફર્યો ત્યારેજ તે મળી છે. આ દવા ઘણીજ ઉત્તમ છે. માટે લે આ પી."

નિર્મળાએ એક દીર્ઘ નિશ્વાસની સાથે કહ્યું: " ના."

શશિકાંતે કહ્યું: "કેમ નહિ પીએ ? શું મારા ઉપર રીસાઈ છે?"

નિર્મળાએ ગદ્ગદ કંઠે કહ્યું: " પ્રભુ ! હવે મને દવા પાઇ પાઇને શા માટે અકળાવો છો ? મારી પ્રકૃતિ સુધરતી જાય છે, છતાં તમે આખો દિવસ દવા ને ડૉકટરનીજ ધમાલ કર્યા કરો છો. ડૉકટરને ફી ભરવામાં તથા દવાઓ ખરીદવામાં કેટલાય બધા રૂપિયા પાણીની માફક ચાલ્યા જાય છે ! હવે જો દવા પાઈ પાઇને મને દુઃખી કરશો તો........" પોતાનું વાક્ય પૂર્ણ ન કરતાં નિર્મળા રડી પડી.

શશિકાંતે નિર્મળાની શય્યા ઉપર બેસીને તેનું શિર પોતાના ખોળામાં લીધું તથા અત્યંત સ્નેહપૂર્વક તેણે પોતાનો હાથ

પત્નીના મ્લાન મુખ પર ફેરવતાં કહ્યું: "નિર્મળા...........!"

નિર્મળા પોતાની બગલમાંના તકિયાને પકડી દીવાલ તરફ દૃષ્ટિ કરી બોલી: "નહિ, હું નહિ સાંભળું. હવે તમારી એક પણ વાત હું સાંભળનાર નથી. આટલું આટલું મેં તમને કહ્યું........"

તૂટક સ્વરે શશિકાંતે પ્રશ્ન કર્યો: "તેં શું કહ્યું છે? નિર્મળા!"

નિર્મળાએ ઉત્તર આપ્યો: "રાત્રિદિવસ-ચોવીસે કલાક તમે મારી પાસે બેસી ન રહો. તમારે શું અભ્યાસ પણ નથી કરવો? શા માટે કૉલેજમાં જતા નથી?"

શશિકાંત નિર્મળાનાં વચનોનું કારણ અનુમાનથી સમજી ગયો. તેને ખાતરી થઈ ગઇ કે, "બેચાર દિવસથી ગૃહમાં જે વાતાવરણ ફેલાઇ રહ્યું છે, તેજ વાતાવરણનો પ્રભાવ નિર્મળા ઉપર પણ જામી ગયો છે. આથી કરીનેજ તે ડૉકટરની, દવાની, રૂપિયાની તથા અભ્યાસની વાત કાઢે છે.

શશિકાંતે કહ્યું: "બહુ સારું, પ્રથમ તું આ દવા પી જા. ત્યાર પછી તું જોજે કે, હું તારું કહેવું માનું છું કે નહિ."

"મને ક્ષમા કરો. દવા પીવાથી તો ઊલટો મારો જીવ વહેલો જશે."

તુરતજ શશિ નિર્મળાના મસ્તકને ખોળામાંથી શય્યા ઉપર મૂકી ઊભો થઇને બોલ્યો: "ઠીક છે, ના પીશ; પરંતુ તું જાણે છે કે તું દવા નહિ પીએ તો હું કેટલો બધો નિરાશ થઇશ? મને એમ દુઃખી કરીનેજ તું પ્રસન્ન થઈશ ને?"

નિર્મળાએ જોયું કે પતિનું મુખ લાલ બની ગયું છે, બન્ને નેત્રો પણ લાલચોળ થઈ ગયાં છે. તે જાણતી હતી કે, પતિને નારાજ કરવાથી એ બહુજ દુઃખી થશે.

છેવટે નિર્મળા મહામુસીબતે મંદસ્મિત કરતી બોલી: "હા, હું અવશ્ય પ્રસન્ન થઇશ; પરંતુ એ તો કહો કે તમે આટલા દિવસથી એ વાતને કેમ નહોતા સમજતા કે તમારા દુઃખી થવાથી હું પ્રસન્ન થઇશ?"

નિર્મળાનાં આ વચનોનો શશિકાંતે કાંઇ ઉત્તર આપ્યો નહિ. તે અનિમેષ નયને પત્ની પ્રતિ જોઇ રહ્યો.

નિર્મળાએ પુનઃ કહ્યું "કેમ, નારાજ થાઓ ને! મને પ્રસન્ન પણ કરો ને!"

શશિકાંતને પોતાના મુખમાંથી બહાર પડેલાં વાક્યો માટે

પશ્ચાત્તાપ થવા લાગ્યો. તેણે વિચાર્યું કે, "આવી નિર્બળ અવસ્થામાં આવાં વચનો તેની નિર્બળતામાં વૃદ્ધિ કરશે; તેથી તેણે કહ્યું: "લે, દવા પી જા."

નિર્મળાએ દવા પીધી. પી રહ્યા પછી કહ્યું: "આ દવા તો પીવામાં એટલી બધી મીઠી છે કે તે પીતાંની સાથેજ ગળું બળે છે."

નિર્મળાએ વિચાર્યું કે, "પોતાનાં એકબે વચનોથીજ પતિનો ક્રોધ જતો રહ્યો છે. અહા! આવા સરળ સ્વામીની સેવા કરવાની તો દૂર રહી, પણ ઊલટી હું તેમની પાસે મારી સેવા કરાવી રહી છું. મારે માટેજ સ્વામી અનેક કઠોર વચનો તથા અનાદર સહન કરે છે. શું મારા આ પાપનું પ્રાયશ્ચિત્ત નહિજ હોય?"

શશિકાંતે પ્રશ્ન કર્યો: "શું વિચાર કરે છે નિર્મળા?"

નિર્મળાએ ઉત્તર આપ્યો: "વિનાકારણ ડૉકટરને અત્રે બોલાવી શા માટે પૈસાનું પાણી કરો છો? ફક્ત ડૉકટરને પ્રકૃતિના સમાચાર જણાવી દવા મંગાવતા હો તો શું ખોટું?

માતાપિતાના કરતાં તમે કાંઈ અધિક બુદ્ધિમાન નથી. ડૉકટરને બોલાવવાની જરૂર જણાશે, ત્યારે એ લોકોજ બોલાવીને ચિકિત્સા કરાવશે. તમે એ લોકો હયાત છતાં શા માટે આવી સ્વતંત્રતા ચલાવો છો? આથી કરીનેજ મેં દવા પીવાની ના પાડી હતી."

શશિકાંત હવેજ સર્વ સ્પષ્ટ સમજી શક્યો. તેણે નિર્મળાને પ્રશ્ન કર્યો: "મારા બહાર ગયા પછી માતાપિતા કાંઇ બોલ્યાં હતાં કે?"

નિર્મળાએ ઉત્તર આપ્યો: "એ સંબંધી તેમને શા માટે કાંઈ કહેવું પડે?"

"નહિ, નહિ; નિર્મળા! તું અસત્ય વચન શા માટે ઉચ્ચારે છે?" આમ કહી શશિકાંતે પ્રેમપૂર્વક તેના કપાળ પર હાથ ફેરવી તેના કિંચિત્ ખસેલા વાળ સરખા કર્યા.

(૪)

આજ બપોરના સમયે શશિકાંત ઘેર નહોતો. નિર્મળા બિછાના ઉપર પડી પડી "ભારતનાં સ્ત્રીરત્નો" વાંચતી હતી. પુસ્તક વાંચવા માટે ડૉકટરે મના કરી હતી; પરંતુ આખો દિવસ શાંતિથી પસાર કરી શકતી નહોતી. પાસે વાતચીત કરનાર પણ કોઇ નહોતું—આથી કરીને તેણે બહુ સમજાવીને શશિકાંત પાસેથી પુસ્તક વાંચવાની રજા લીધી હતી. શશિકાંતે એ શરત ઉપર

વાંચવાની રજા આપી હતી કે, બે પૃષ્ઠો વાંચી રહ્યા પછી દશ મિનિટ આરામ લીધા પછીજ આગળ વાંચવું.

આજે નિર્મળાની સાસુની પાસે સ્ત્રૈરકમંડળ એકત્ર થયું હતું તથા અનેક વાચાળ સ્ત્રીઓ આવીને અનેક લોકોની ટીકા કરતી હતી. એક સ્ત્રીએ પાડોશમાં રહેતી લક્ષ્મીની બ્હેન નર્મદાના પતિની ક્રૂરતા સંબંધી વાત કાઢી. આ વાત ઉપર અનેક સ્ત્રીઓ પોતપોતાનો મત પ્રકટ કરવા લાગી. એટલામાં જગન્નાથની સ્ત્રીએ નિર્મળાની સાસુને પૂછયુંઃ "કેમ હજુ સુધી તમારી વહુની પ્રકૃતિ સુધરી નથી કે શું? ડૉકટર તો વારંવાર જતા આવતા જણાય છે. એવી તે કેવા પ્રકારની બીમારી છે?"

નિર્મળાની સાસુએ તે સ્ત્રીને સંબોધીને કહ્યુંઃ "અરે બહેન! રોગની તે શું વાત કરવી? વહુની બીમારીને લીધે તો અમારા જીવમાં જીવ રહ્યો નથી. સકળ ધન ડૉકટરને ફી આપવામાંજ સ્વાહા થઈ ગયું ને પેટે જન્મેલો પુત્ર પણ પારકો થઇ ગયો!"

રુક્મિણીબાઇ બોલ્યાંઃ "હાસ્તો! ડૉકટરને તે કેટલા રૂપિયા અપાય? નસીબમાં સારું થવાનું હોય, તો આટલી આટલી દવાઓ કરતાં સારું ન થઇ જાય?"

આ ઉપરથી પુનઃ નિર્મળાની સાસુએ કહ્યુંઃ "શું કહીએ બહેન! છોકરો તો વહુને લઇને હવાફેર કરવા જવાનું કહે છે. અમે કહ્યું કે, શું દરેક લોકો પોતાની બૈરીની તબિયત બગડતાં હવાફેર કરવા જતા હશે?"

કિશોરીની માતા કહેવા લાગીઃ "આજકાલના ભણેલાગણેલા છોકરાઓ આવા નિર્લજ્જ ન હોય, તો પછી તેમનું ભણતર ક્યાંથી જાણી શકાય?"

બિછાનામાં પડી પડી નિર્મળા આ સર્વ વાતો સાંભળી રોઇ રહી હતી.

(૫)

સંધ્યા સમયે શશિકાંતે આવી કહ્યુંઃ "નિર્મળા! મેં સઘળી વ્યવસ્થા કરી નાખી છે. નોકર-ચાકરનો પણ બંદોબસ્ત કરી નાખ્યો છે. આપણે જ્યાં હવાફેર માટે જવાનું છે, ત્યાં મારો એક મિત્ર રહે છે. તેણે પોતાનું ઘર આપવાનું લખી જણાવ્યું છે. આપણને એ મકાનનું ભાડું ભરવું પડે એમ નથી. ખર્ચને માટે મેં સોનાનો અછોડો, વીંટી વગેરે જે વસ્તુઓ મને તારા પિયેરથી

મળી છે, એ સર્વે વેચી દેવાનો નિશ્ચય કર્યો છે. એટલે આપણો નિર્વાહ બેત્રણ માસ સુધી સારી રીતે ચાલી શકશે. કાલે કે પરમ દિવસે અત્રેથી ઊપડી જવાનો મારો વિચાર છે. તારો શું મત છે?"

આજે નિર્મળા મહાપરિશ્રમથી પોતાના મન ઉપર સંયમ રાખી શકી હતી. આજે તેણે પ્રતિજ્ઞા કરી હતી કે, "ગમે તેમ હોય તોપણ આજે હું ક્રોધ કરીશ નહિ. શાંતિથી હું સ્વામીને સમજાવીશ." આમ હોવાથી તેણે પતિને પ્રશ્ન કર્યો: "આ સંબંધમાં માતાપિતાનો મત લીધો છે?"

શશિકાંતે કહ્યું: "એમનો મત લેવાની જરૂર નથી. તેઓ આ બાબતમાં કદી પણ સંમતિ આપનાર નથી. વળી આ બાબત માટે હું એમની પાસેથી પૈસાની ઇચ્છા પણ રાખતો નથી. તો પછી વિનાકારણ શા માટે તેમની આગળ વાત કાઢી કલહ ઉપસ્થિત કરવો?"

નિર્મળાના મનમાં પતિદેવતા માતાપિતાની ઇચ્છાવિરુદ્ધ વર્તે એવું જોવાની ઇચ્છા નહોતી; તેથી તેણે કહ્યું: "જુઓ! માતાપિતાની અનુમતિ સિવાય કોઇ પણ કાર્ય કરવું ઉચિત નથી. એમ કરવાથી તેમનો આત્મા દુ:ખી થશે. આ સંસારમાં માતાપિતા તો સાકાર દેવતા છે......................"

નિર્મળાને બોલતી અટકાવી શશિકાંતે કહ્યું: "અને જ્યારે એ દેવતાજ અજ્ઞાની હોય, તો પછી તેમને આધીન કેવી રીતે રહેવું?"

નિર્મળાએ કહ્યું: "નાથ! માતાપિતાને અજ્ઞાની કહીને શા માટે પાપ બાંધવું? એમનો એવોજ મત હોય કે, હવાફેર કરવા જવાથી કાંઇ વિશેષ આરામ થાય તેમ નથી તો પછી...."

આ વાક્ય શ્રવણ કરતાંજ શશિકાંતનું શરીર કંપી ઊઠયું. તેનાં નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. આમ છતાં તેણે ધીરજ રાખીને કહ્યું: "તોપણ મનુષ્યે બનતો પ્રયત્ન તો કરવોજ જોઇએ અને તેમ છતાં પણ જો કાંઇ અનિષ્ટ પરીણામ આવે, તો મનુષ્યના આત્માને એટલો પણ સંતોષ થાય છે કે, મેં બનતો પ્રયત્ન કર્યો હતો." આટલું બોલતાં બોલતાં શશિકાંતનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી.

નિર્મળાએ સ્મિત કરી કહ્યું: "શા માટે આવા અમંગળ વિચારોને તમારા મનમાં સ્થાન આપો છો? જો માતાપિતાની એવીજ ઇચ્છા છે કે, હવાફેર કરવા જવાની જરૂર નથી, તો પછી નાહક ચારસો પાંચસો રૂપિયા ઉપર પાણી ફેરવી દેવાની જરૂર નથી."

શશિકાંતે કહ્યું: "નહિ નિર્મળા! આવી ગાંડી વાતો મારી

આગળ કરીશ નહિ. મારી વાત ઉપર ધ્યાન આપ અને હવાફેર કરવા જવાને તૈયાર થા. તારી પ્રકૃતિ સુધરી જવાથી તારી સાથે મને પણ લાભ થનાર છે. તું નીરોગી થતાંની સાથે હું પણ નીરોગી બની જઇશ અને અભ્યાસમાં ચિત્ત પરોવી શકીશ."

નિર્મળાનું મન વેદનાથી દુઃખી થવા લાગ્યું. પતિ પ્રતિ દૃષ્ટિ કરી તેણે કહ્યું: "ઊભા શા માટે રહ્યા છો? આવો, મારી પાસે બેસો! શાંત થઇ મારું કહેવું સાંભળો!"

શશિકાંતે કહ્યું: "નિર્મળા! હું તારાં વચનો સમજી શકતો નથી. ડૉક્ટરના કહેવા પ્રમાણે મારે કરવુંજ જોઇએ."

નિર્મળા બોલી ઊઠી: "હું એમ ધારું છું કે, ડૉક્ટરનાં વચનોએ તમારા ઉપર વેદવાક્યોના જેવી અસર કરી દીધી છે."

નિર્મળા સમજી ગઈ કે, ખરી વાર્તા કહ્યા સિવાય હવે બીજો ઉપાય રહ્યો નથી; પરંતુ તે બિચારી કેવી રીતે કહી શકે કે, "જો તમે મને હવાફેર માટે લઈ જશો, તો માતાપિતા તમારા ઉપર અધિક ગુસ્સે થઇ તમારો ત્યાગ કરશે!"

છેવટે નિર્મળાએ પતિને કહ્યું: "જુઓ! માતાપિતાની ઇચ્છા વિરુદ્ધ આપણે હવાફેર કરવા જઇશું, તો લોકો તમારી નિંદા કરશે. સર્વે એમજ કહેશે કે, સ્ત્રીને માટે ભાઇસાહેબે માબાપનું પણ અપમાન કર્યું. શું તમને લોકનિંદાનો ભય નથી?"

શશિકાંતે બેપરવાઇથી ઉત્તર આપ્યો: "લોકો તો જેમ ફાવે તેમ કહે, તેથી શું? જો સર્વ અંશે લોકલજ્જા રાખવા જઇએ, તો પછી એક પણ શુભ કામ કરી શકાય નહિ."

નિર્મળાએ પુનઃ સ્વામીને આગ્રહ કર્યો; પરંતુ જ્યારે તેણે જોયું કે, પોતાનાં વચનોનું કાંઇક સાર્થક થતું નથી, ત્યારે તે શાંત રહી.

( ૬ )

ગૃહમાં સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. શશિકાંત સૂઈ રહ્યો હતો. એકાએક નિર્મળાએ તેને જાગૃત કર્યો: "નાથ!"

સહસા જાગૃત થઈ શશિકાંતે પૂછ્યું: "કેમ શું છે નિર્મળા?"

હાંફતાં હાંફતાં નિર્મળાએ કહ્યું: "બારી-બારણું ઉઘાડી નાખો મને ઘણી ગરમી લાગે છે."

શશિકાંતે ઊઠીને એકબે બારીઓ ઉઘાડી નાખી. બહારથી સવારનાં સોનેરી કિરણોએ વાયુના તરંગ સાથે ઓરડામાં પ્રવેશ કર્યો. નિર્મળાએ કહ્યું: "આહ!"

તુરતજ શશિકાંત પત્નીના ઉશીકા સમીપ જઇને બેઠો તથા જોયું તો નિર્મળાના મુખ ઉપર એક પ્રકારની જ્યોતિ પ્રકાશી રહી હતી. બધું શરીર પરસેવાથી ભીંજાઈ ગયું હતું.

શશિકાંતે પ્રશ્ન કર્યો: "શું રાત્રે નિદ્રા નહોતી આવી ?"

મંદસ્વરે નિર્મળાએ ઉત્તર આપ્યો: "ના, સમગ્ર રાત્રિ આમ-તેમ પાસું ફેરવવામાંજ વીતી ગઇ છે. કોણ જાણે કે, છાતીમાં એક પ્રકારનું અસહ્ય દુ:ખ થાય છે."

"નિર્મળા ! તેં મને શા માટે પ્રથમથીજ જાગૃત કર્યો નહિ ?" આમ કહી તે રૂમાલ લઈ નિર્મળાનું શરીર લૂછીને સાફ કરવા લાગ્યો. ત્યાર પછી તેને દ્વાર ઉઘાડતો જોઇ નિર્મળાએ પ્રશ્ન કર્યો: "ક્યાં જાઓ છો ?"

"ડૉકટરને ત્યાં"

"ના, ના, ડૉકટરને ત્યાં ન જશો. ત્યાં જવાની કાંઈ જરૂર નથી."

પત્નીના નકાર તરફ દુર્લક્ષ્ય કરી શશિકાંત ડૉકટરને ત્યાં ચાલ્યો ગયો. રસ્તે જતાં જતાં તે એકાગ્રચિત્તે પ્રાર્થના કરવા લાગ્યો કે, "હે ભગવન્ ! મારી નિર્મળાના દુ:ખને દૂર કરો, તેના રોગને પરહરો; પ્રભુ ! અનાથના નાથ ! રંકના બેલી ! તમારા સિવાય હું રાંકના રત્નનું રક્ષણ કોણ કરી શકે તેમ છે ?"

× × × ×

ડૉકટરને લઇને શશિકાંત આવી પહોંચ્યો, ત્યારે ઘરની ચાકરડી પૂંજો વાળતી હતી. અન્ય સર્વે હજી ઊઠ્યાં ન હતાં.

મેડા ઉપર ચડતાં ચડતાંજ શશિકાંતનું શરીર કંપી ઊઠયું. ભારે પગે તે ઉપર ચડવા લાગ્યો.

નિર્મળાની શય્યા પાસે પહોંચતાંજ ડૉકટર આશ્ચર્ય પામી પૂતળાની પેઠે ઊભો રહ્યો. પાછળથી મોં લંબાવી શશિકાંતે જોયું તો નિર્મળા પોતાનું મોં છુપાવી સૂતી હતી, તેનું મસ્તક તકિયાની આગળથી ખસી ગયું હતું, બન્ને હાથ પલંગની બન્ને બાજુએ લાકડા જેવા થઇને પડી રહ્યા હતા !

"નિર્મળા !" એવી બૂમ પાડી શશિકાંત પત્નીના પ્રાણહીન શરીરની પાસે ઢળી પડયો. હરિ ! હરિ ! સાસુસસરાના ત્રાસમાંથી દુ:ખી નિર્મળા સદાને માટે મુક્ત થઇ !

વાચક બહેન અને બંધુ ! સાસુસસરો બનવાના પ્રસંગે ભૂલેચૂકે તમે પણ આવાં નિર્દય ન બની જાઓ એ ધ્યાન રાખજો.



# १०–आदर्श भाईभोजाई

## (૧) બંધુનો ઉપદેશ

એક દિવસ મારા બંધુએ મને બોલાવીને કહ્યું: " હીનુ ! હવે તું નાનો નથી. ગૃહની કોઇ પણ વાત તારાથી છૂપી નથી. કોણ જાણે કેવી રીતે કોના પુણ્યના ઉદયને લીધે કાચુંપાકું બે મૂઠી અન્ન મળે જાય છે. જો માતાપિતાના કહેવા પ્રમાણે હું સારી રીતે ભણ્યો હોત તો આજે ફક્ત વીસ રૂપિયાને માટે હમેશાં બે ગાઉ સુધી જવુંઆવવું પડત નહિ; છતાં તેમની મારપીટથી હું જે કાંઈ ભણ્યો, તે ભણુતરનાજ પ્રતાપે આજે કાચુંપાકું ખાઇને તથા જાડુંપાતળું પહેરીને આપણા દિવસો વ્યતીત કરીએ છીએ. જો એ સમયે હું આટલું પણ ન ભણ્યો હોત, તો કોણ જાણે આજે શીએ દશા થઇ હોત ! "

આટલું કહેતાં કહેતાં બંધુનાં નેત્રામાં જળ ભરાઇ આવ્યું. આજ સુધીમાં મેં માસ્તરનો ઘણો માર સહન કર્યો હતો અને આડોશીપાડોશીઓનો ઉપદેશ પણ સાંભળ્યો હતો; પરંતુ મારા ઉપર તેની કશી અસર થઈ ન હતી; પણ કોણ જાણે શાથી આજે મને વડીલ ભ્રાતાનું કથન એવું લાગ્યું કે, તે મારા ચિત્તમાં પ્રવેશ કરી ગયું. મેં નીચું મોં રાખી ભાઇનો સકળ સદુપદેશ શ્રવણ કર્યો. પછી કેટલીક ક્ષણ સુધી ત્યાં આગળ બેસી રહ્યા પછી હું ઊઠીને ચાલ્યો ગયો. બીજેજ દિવસથી મેં ભણવામાં એટલું બધું લક્ષ આપવા માંડ્યું કે, મારા ગુરુ તથા મારી સાથે અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓ આશ્ચર્ય પામ્યા. સોળ વર્ષની ઉંમરે મેં મિડલ-પરીક્ષા આપી તથા તેમાં હું પસાર થયો.

## (૨) મારો પરિચય

મારા કમનસીબને લીધે મારી બાલ્યાવસ્થામાંજ મારા પિતાનો પરલોકવાસ થયો હતો. એ પછીથી મારી સ્નેહમયી માતા-

એજ મારું પાલન કર્યું; પરંતુ મારી બાર વર્ષની ઉંમર થતાં માતા પણ દેવલોક પામી. એ સમયે મને સમગ્ર જગત અંધકારમય દેખાવા લાગ્યું; પરંતુ ઈશ્વરની વિચિત્ર લીલા પ્રમાણે જેમ જેમ દિવસો વીતવા લાગ્યા, તેમ તેમ માતૃવિયોગનો શોક પણ ધીમે ધીમે હલકો થવા લાગ્યો.

હવે રહ્યા હું અને મારા વડીલ બંધુ. મારી ઉંમર તે સમયે બાર વર્ષની હતી, ત્યારે મારા વડીલ બંધુની ઓગણીસ વર્ષની હતી. માતાની હયાતીમાંજ મારા મોટા ભાઇનો વિવાહ થઇ ગયો હતો. મારાં ભાભી પણ અમારે ત્યાંજ રહેતાં હતાં. તેમની ઉંમર એ સમયે પંદર વર્ષની હતી. હવે સંસાર સંભાળવાનો સઘળો ભાર તેમના શિર ઉપર આવી પડયો. મારાં ભાભીને મારી માતાએ પોતાની હયાતીમાંજ સંસારનાં સકળ કાર્યોનું ઉત્તમ પ્રકારે શિક્ષણ આપ્યું હતું, તેથી કરીને તેમણે ગૃહને એવી તો નિપુણતાથી સંભાળી લીધું કે અમને માતાના મૃત્યુનો શોક વિશેષ સમય સુધી લાગ્યા કર્યો નહિ. માતાનો મારા ઉપર જેવા પ્રકારનો સ્નેહ હતો તથા તેમણે જેવા હેતપ્રેમથી મારું પાલન કર્યું હતું, તે કરતાં પણ વિશેષ સ્નેહથી મારાં ભાભી મારું પાલન કરતાં હતાં.

મારા પિતા પોતાની પાછળ કાંઇ વિશેષ ધનદોલત મૂકી ગયા નહોતા. તેઓ જે થોડુંઘણું મૂકી ગયા હતા, તેમાંથી માતાજીએ અમારું પાલન કર્યું તથા મારા વડીલ ભ્રાતાને શિક્ષણ આપ્યું. મારા વડીલ ભ્રાતાને તેમણે એફ. એ. સુધી ભણાવ્યા હતા, પરંતુ આગળ અભ્યાસ કરાવવાની વ્યવસ્થા નહિ કરી શકવાથી મારી માતાએ તેમને આગળ ભણાવવાનું માંડી વાળ્યું હતું. છેવટે અનેક યત્નો કરવાથી મારા ભ્રાતાને અમારા ગામની સ્કૂલમાં હેડમાસ્તરની જગ્યા મળી હતી. આ હેડમાસ્તરની જગ્યા ઉપર તેમને વીસ રૂપિયા પગાર મળતો હતો. આ પગારમાંથી અમારી માતા અમારો ગૃહસંસાર ચલાવતી હતી. માતાના મૃત્યુ પછી જે કંઇ રકમ એકઠી થઇ હતી, તે સઘળી તેમના ક્રિયાકર્મમાં ખરચાઈ ગઈ. ત્યાર પછી ફક્ત માસિક રૂપિયા વીસનોજ અમને આશ્રય રહ્યો. હું પણ જે નિશાળમાં ભાઇ હેડમાસ્તર હતા, તેજ નિશાળમાં ભણવા જતો હતો; છતાં મારું ધ્યાન તે સમયે રમવાકૂદવા સિવાય અન્ય બાબતમાં નહોતું. મને માસ્તરનો પણ ભય નહોતો; કારણ કે મારા વડીલ ભ્રાતાજ એ નિશાળમાં હેડમાસ્તર હતા. લોકનિંદાના ભયને

લીધે તેઓ મને કાંઇજ કહેતા નહિ; તેથી મારી બાર વર્ષની ઉંમર તો રમવાકૂદવામાંજ ચાલી ગઈ.

## (૩) અધ્યયનનો વિચાર

મિડલપરીક્ષા તો પાસ કરી, પરંતુ પછીથી એ ફિકર પેઠી કે, પ્રવેશકનો અભ્યાસ ક્યાં કરવો તથા તેનું ખર્ચ ક્યાંથી આવશે? ભ્રાતાને જે વીસ રૂપિયા મળે છે, એટલામાં તો ઘરખર્ચ પણ પૂરું થતું નહોતું, તેમજ બીજી કોઈ પ્રકારની આવક પણ નહોતી.

મને અધ્યયન કરાવવા સંબંધી ભ્રાતાને ઘણી ચિંતા થવા લાગી. જ્યારે જોઇએ ત્યારે તેમના મુખ ઉપર ઉદાસીનતા જણાતી હતી. મારી ઉંમર પણ સોળ વર્ષની થઇ ગઇ હતી, માટે વિશેષ સમય વ્યતીત કરવો પણ વાજબી નહોતો. એક દિવસે હું મારા ભાઈની સાથે ભોજન કરવા બેઠો હતો, ત્યારે ભાભીએ કહ્યું: "હવે દીનુભાઇને આગળ અભ્યાસ કરાવવા સંબંધી શું નિશ્ચય કર્યો?"

ભાઇએ ઉત્તર આપ્યો: "હું પણ રાત્રિદિવસ એજ ચિંતા કર્યા કરું છું. અત્યાર સુધી તો જેમતેમ કરીને તેમને અહીં શિક્ષણ આપ્યું, પરંતુ હવે તો પ્રવેશકનો અભ્યાસ મુંબઈ કે વડોદરા ગયા સિવાય કરાવી શકાય તેમ નથી. વળી બીજે સ્થળે મોકલવાને માટે રૂપિયાની આવશ્યકતા પણ પડવાનીજ; તો પછી રૂપિયા લાવવા ક્યાંથી?"

ભાભીએ કહ્યું: "ત્યારે શું હવે રૂપિયાની આવશ્યકતાને લીધે અભ્યાસ કરાવવાનું છોડાવી દેશો? એ તો ઊલટું 'ધોબીનો કૂતરો નહિ ઘરનો કે નહિ ઘાટનો' એવું થવાનું. ગમે તેમ પણ આગળ અભ્યાસ તો કરાવવોજ જોઇએ. અરેરે! પણ દીનુભાઇને હું પરદેશ કેવી રીતે મોકલી શકીશ? વળી તે એકલા પરદેશમાં કેવી રીતે રહી શકશે? તેમને ભોજન કરી આપી જમાડશે કોણ? કોની સંભાળમાં રહેશે? હવે આગળનો અભ્યાસ અહીં કેમ નથી કરાવતા?"

ભાઇએ કહ્યું: "અહીં જ્યાંસુધી ભણાવવામાં આવે છે, ત્યાંસુધી દીનુ ભણી ચૂક્યો છે. હવે આગળ અભ્યાસ કરાવવાની વ્યવસ્થા અહીં બની શકે તેમ નથી."

"ત્યારે શું અહીંના માસ્તર જેટલું એ ભણી ચૂક્યા?"

"અરે! હું તે તને ક્યાંસુધી સમજાવું? અહીંનો અભ્યાસ

સંપૂર્ણ થઇ ગયો. અહીંયાં એટલે સુધીજ શીખવવાનો સરકારનો હુકમ છે."

ભાભીએ ગુસ્સામાં આવી જઇ કહ્યું: "પણ એ સરકારે એટલો તો વિચાર કરવો હતો કે, જેઓ પોતાનાં બાળબચ્ચાંને વિશેષ અભ્યાસ માટે બહારગામ મોકલી શકે તેમ ન હોય, તેમણે શું કરવું?" તેણે છેવટે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી કહ્યું: "ત્યારે હવે શું થશે?"

"જો રૂપિયા હોય તો બધું બની જાય."

"ત્યારે જો એમજ હોય, તો મારા બેચાર અલંકારો છે, તે વેચી નાખો અને દીનુભાઇના અભ્યાસનો પ્રબંધ કરો!"

ભાઇભોજાઇ વચ્ચે આટલી વાતચીત થઇ ત્યાંસુધી તો હું શાંતિથી બેસી રહ્યો હતો; પરંતુ ભાભીનું અંતિમ વાક્ય સાંભળી મેં મૌનનો ભંગ કરી કહ્યું: "નહિ ભાભિ! તમારા અલંકારો હું વેચવા દઇશ નહિ. તેને વેચી દેશો તો પુનઃ કેવી રીતે બનશે?"

ભાભીએ સ્મિતહાસ્ય કરી ઉત્તર આપ્યો: "કેમ? તમે કમાતા થઈને કરાવી આપજો. શું કમાઇને મને નહિ આપો? હજુ તો વહુ પણ આવી નથી!"

હું બોલીને પસ્તાયો તથા લજ્જિત થઈ જઇ ચૂપ રહ્યો.

ભાઇએ મારી ભાભીને કહ્યું: "તું તારા અલંકારો વેચવાની વાત શા માટે કાઢે છે? શું કાંઇ બેચાર હજારની માલમતા તો તારી પાસે નથી? વડીલોના પુણ્યપ્રતાપથીજ આ બેચાર અલંકારો તને પ્રાપ્ત થયા છે, તે વેચી દેવા યોગ્ય નથી."

ભાભીએ ગંભીરતાથી કહ્યું: "અરે અલંકારોમાં તે શું વધારે છે? તમે બન્ને ભાઇઓ કુશળ રહો, એટલે મારે કોઈ પણ વસ્તુની ન્યૂનતા નથી. વળી દશાનું ચક્ર ફરતાં વિલંબ લાગતો નથી. મનુષ્યના નસીબ આડું પાંદડું હોય છે. ઈશ્વરકૃપા હશે તો દીનુભાઈ ભણીગણીને કમાતા થઇ જશે અને પુનઃ મને બેચારને બદલે અનેક અલંકારોની પ્રાપ્તિ થશે."

ભાઈએ અલ્પ સમય સુધી વિચાર કરી કહ્યું: "ઠીક છે. જોઇશું; કોઇ પણ પ્રકારે પૈસાની વ્યવસ્થા તો કરવીજ પડશે."

આમ કહીને ભાઈ ભોજન પરથી ઊઠી હાથમોં ધોઇ કપડાં પહેરી નિશાળે ગયા. હું પણ ભાઇના દીવાનખાનામાં જઇને બેઠો. સંધ્યાસમયે જ્યારે ભાઈ પુનઃ ગૃહે આવ્યા, ત્યારે તેમણે મને

તથા મારી ભાભીને બોલાવી કહ્યું કે, "ઈશ્વરની કૃપાથી દીનુ એવો ભાગ્યવાન છે કે પ્રભુ તેને ચિરંજીવી રાખે. તે આપણું દારિદ્રય દૂર કરી આપણા નામને ઉજ્જવળ કરશે."

ભાઈની કથા શ્રવણ કરી હું તો શાંતિથી બેસી રહ્યો; પરંતુ મારી ભાભીએ પૂછ્યું: "કેમ આજે કાંઇ આમ બોલો છો? શું કોઇ સારી નોકરી મળી છે કે શું?"

"અરે! નોકરીની ક્યાં વાત છે?"

"ત્યારે છે શું?"

"દીનુભાઇના અભ્યાસની સર્વ વ્યવસ્થા થઇ ગઈ છે."

"કેવી રીતે?"

"રામપ્રસાદ શેઠનો છોકરો મારી પાસેજ અભ્યાસ કરે છે; તથા હું પણ અન્ય છોકરાઓ કરતાં એના ઉપર વિશેષ દેખરેખ રાખું છું. આથી કરીને તેના સંબંધમાં કાંઇક વાતચીત કરવાને આજે મને રામપ્રસાદ શેઠે પોતાને ત્યાં બોલાવ્યો હતો. ગાડી આવેલી હતી, તેમાં બેસીને હું તેમને બંગલે ગયો. કેટલીક આમ-તેમ વાતો થયા પછી તેમણે મને દીનુની હકીકત પૂછી. મેં કહ્યું કે, "એ મિડલમાં તો પાસ થઈ ગયો છે, પરંતુ હવે નિરુપાયે તેનો અભ્યાસ બંધ પડતો જોઇ મને ઘણી ચિંતા થાય છે."

તેમણે પ્રશ્ન કર્યો: "શા માટે અભ્યાસ બંધ કરવો પડે છે?"

મેં ઉત્તર આપ્યો કે, "હવે મુંબઇ યા તો વડોદરા જાય તોજ એ આગળ અભ્યાસ કરે; પરંતુ મારી એવી સ્થિતિ નથી કે, હું મારા વીસ રૂપિયાના પગારમાંથી ગૃહખર્ચ ચલાવી તેના અભ્યાસનો ખર્ચ કાઢી શકું."

રામપ્રસાદ શેઠના નાના ભાઈ કૃષ્ણપ્રસાદે મારાં વચનો શ્રવણ કરી કહ્યું કે, "મારી તો એવી સલાહ છે કે, તેને પ્રવેશકનો અભ્યાસ ન કરાવતાં ડૉકટરીનો અભ્યાસ કરાવો તો વધારે સારું. તેને મુંબઇ મોકલો અને જો તે ત્યાંથી પાસ થઈ આવ્યો, તો તેનું નસીબ સુધરી જશે; કારણ કે ડૉકટરનો ધંધો બીજા ધંધા કરતાં સારો છે."

મેં કહ્યું: "શેઠજી! આપની સલાહ અક્ષરશઃ સત્ય છે; પરંતુ મારે તેને મુંબઇ કેવી રીતે મોકલવો? વળી મારી અવસ્થા અત્યારે એવી નથી કે, મને કોઇ પાંચસો કે હજાર રૂપિયા ઉછીના આપે."

કૃષ્ણપ્રસાદ શેઠે કહ્યું: "માસ્તર! સુખેથી દીનાનાથને મુંબઇ મોકલી આપો. ત્યાં આપણી પેઢી છે, ત્યાં રહેવા વગેરેનો સર્વ

બંદોબસ્ત થઇ જશે."

ભાઈનું કહેવું સાંભળી રહ્યા પછી મારી ભાભીએ હર્ષનાં આંસુઓ વરસાવતાં કહ્યું: "સત્ય છે, પ્રભુએ આપણા ઉપર કૃપા કરી કૃષ્ણપ્રસાદ શેઠના અંતરમાં વાસ કર્યો! એ નારાયણ દરેકના ઉપર ખરે વખતે કૃપા કરે છેજ. ધન્ય છે પ્રભુ!"

## (૪) મુંબઇની મુસાફરી

આજે બપોરના મારે મુંબઇની મુસાફરી કરવાની હતી. સવારથીજ ભાભી અનેક પ્રકારના સામાનને બાંધતાં તેમજ છોડતાં હતાં. પ્રભાતકાળે તેમણે મને જાગૃત કરી નિત્યકર્માદિથી નિવૃત્ત થવાનું સૂચવ્યું. હું સ્નાનસંધ્યાદિ કરી રહી ભાભીની પાસે ગયો, ત્યારે ભાભીએ આંખોમાંથી આંસુ સારતાં ગદ્‌ગદકંઠે કહ્યું: "ત્યારે દીનુભાઇ! શું તમે જશોજ કે? જુઓ, શરીરની સંભાળ રાખજો અને રાજીખુશીનો કાગળ તો રોજ લખજો."

ધીમે ધીમે ભોજનનો સમય થયો. જે જે ચીજો મને પસંદ હતી, તે તે સર્વ ચીજો આજે ભાભીએ થોડી થોડી બનાવી હતી; અર્થાત્ આજનું ભોજન અન્નકૂટ સમાન હતું. ભોજન કરી રહ્યા પછી તેમણે મારે માટે જે જે સામાન તૈયાર કર્યો હતો, તે ધીમે ધીમે મને સોંપવા માંડ્યો. ભાભીનો અપૂર્વ પ્રેમ જોઇ મારા હૃદયમાં ઘણુંજ લાગી આવ્યું કે, આવાં ભાભીથી મારે દૂર રહેવું પડશે.

થોડા સમયમાંજ મારા ભાઇએ કહ્યું: "સમય થઇ ગયો છે, માટે હવે વિશેષ વિલંબ ન કરો."

ભાભીએ તરતજ ગણેશપૂજાની તૈયારી કરી. પાડોશમાંથી કુમારિકાઓને બોલાવી લાવ્યાં તથા મારા હાથે ગૌરીગણેશની પૂજા કરાવી. ત્યાર પછી કપાળે તિલક કરી મારા હાથમાં શ્રીફળ તથા એક રૂપિયો આપી મને આશિષ દીધી. હું તેમને પ્રણામ કરીને ઊઠ્યો. ભ્રાતાની આગળ જઈ તેમને પણ મેં પ્રણામ કર્યાં. ભાઇએ પણ મને આશીર્વાદ દઇ મારા હાથમાં દશ રૂપિયા મૂકતાં કહ્યું: "ત્યાં જઇને કપડાં સિવડાવી લેજે."

અમે બન્ને બંધુઓ બળદગાડીમાં બેઠા. ભાભીએ અશ્રુભર્યાં નેત્રોએ મને રજા આપી. મારાં નેત્રોમાં પણ જળ ભરાઇ આવ્યું. ધીમે ધીમે ગાડી ચાલવા લાગી. ગામથી સ્ટેશન બે ગાઉ દૂર થતું હતું. રસ્તે જતાં જતાં ભાઇએ મને જે જે ઉપદેશ આપ્યો, તે મેં

ધ્યાનપૂર્વક શ્રવણ કર્યો. છેવટે અમે સ્ટેશન ઉપર જઇ પહોંચ્યા. ભાઇ જઇને મુંબઇની ટિકિટ કરાવી લાવ્યા અને ગાડી પણ આવી પહોંચી. ગાડી તરતજ ઉપડી, એટલે ભાઇની સાથે કાંઇ વાતચીત થઇ શકી નહિ.

## (૫) ડૉકટરી શિક્ષણ

મુંબઇ જઇને હું કૃષ્ણપ્રસાદ શેઠની પેઢી ઉપર ગયો. મુનીમ ભારે અનુભવી હતો તથા જાતિનો પણ બ્રાહ્મણ હતો. તેણે મને ઘણું આશ્વાસન તેમજ ઉપદેશ આપ્યો. હું નારાયણનું ધ્યાન ધરી તેને ધન્યવાદ આપતો આપતો ભોજન કરવા ગયો. બીજે દિવસે પ્રાતઃકાળે આવશ્યક કાર્યોથી પરવારી હરિનામનું સ્મરણ કરતો કરતો હું કૉલેજમાં ગયો. ત્યાં દાખલ થઇ જવામાં કાંઇ વિશેષ હરકત પડી નહિ. એક વિદ્યાર્થી દ્વારા મેં વર્ગમાં ચાલતાં પુસ્તકોની નોંધ કરી લીધી અને મુકામ પર આવ્યા પછી પુસ્તકો એકત્ર કરવાની ચિંતા કરવા લાગ્યો.

જ્યારે પ્રભુ સાનુકૂળ થાય છે, ત્યારે એક રીતે થતા નથી, પરંતુ અનેક રીતે થાય છે. મેં મુનીમ આગળ જઇને કહ્યું કે, "કૉલેજમાં મારું નામ તો દાખલ કરી દીધું છે; પરંતુ હવે આટલાં પુસ્તકો ખરીદવાં પડશે." મુનીમે ઉત્તર આપ્યો: "અહીં એક મારા સ્નેહી છે. તેમનો પુત્ર હમણાંજ ડૉકટરનો અભ્યાસ કરી રહ્યો છે, માટે જો તેની પાસે તેણે પોતે અભ્યાસ કરેલાં પુસ્તકો હજુ હશે તો હું તે સઘળાં તમને મંગાવી આપીશ, એકાદ પુસ્તક ન મળે તો પછીથી ખરીદી લેજો."

બે દિવસમાંજ મુનીમે મને ઘણાંખરાં પુસ્તકો મંગાવી આપ્યાં, બેચાર ખરીદવાં પણ પડ્યાં. રાત્રે હું મુનીમજીનાં બે બાળકોને તથા તેમના પરિચયવાળા બેત્રણ ગૃહસ્થોનાં બાળકોને એકત્ર કરી ભણાવવા લાગ્યો, એટલે એ આવકમાંથી કૉલેજની ફી મળી આવતી હતી. ભોજન, પેઢીમાં કરતો ખરો, પરંતુ ત્યાંનું એટલું બધું કામ કરતો હતો કે, મારા ભોજનખર્ચ કરતાં પણ વિશેષ લાભ પેઢીને થતો હતો. ધીમે ધીમે મારા સંબંધી સર્વ સમાચાર મુનીમે કૃષ્ણપ્રસાદ તથા રામપ્રસાદ શેઠને લખી મોકલ્યા તથા મેં પણ આ સઘળી હકીકતનો એક વિસ્તૃત પત્ર ભાઇના ઉપર લખ્યો, જે પત્ર વાંચતાં ભાઇ તથા ભાભીને મહા હર્ષ થયો હતો. આમ છતાં ભાભીના જે જે પત્રો આવતા હતા, તેમાં પ્રત્યેક વખતે

એમ લખાઇ આવતું હતું કે, "તમારા વિના ઘર સૂનું સૂનું લાગે છે. જો બની શકે તેમ હોય તો થોડા દિવસની રજા મેળવી ઘેર આવી જજો."

## (૬) સ્વગૃહે ગમન

મુંબઈમાં મને ત્રણ વર્ષ પૂર્ણ થઇ જવા આવ્યાં. નારાયણની કૃપાથી હું પ્રતિવર્ષે પરીક્ષામાં પસારજ થયા કરતો. ત્રીજે વર્ષે છેવટની પરીક્ષા આપી સર્ટિફિકેટ લઇ મારે ગામ ગયો. મને જોતાંની સાથેજ ભાભીનાં નેત્રોમાંથી હર્ષાશ્રુ ઊભરાઇ જવા લાગ્યાં. હું તેમના ચરણમાં ઢળી પડયો. અનેક આશિષો આપી મારો હાથ પકડી તેમણે મને ઉઠાડયો. ત્યાર પછી સંક્ષિપ્તમાં મારા પાસ થયાના સમાચાર શ્રવણ કરી તે ભોજન બનાવવાના કાર્યમાં રોકાયાં. થોડા સમયમાં ભાઇ પણ આવી પહોંચ્યા. મેં ભાઇને સવિનય પ્રણામ કર્યા. તેમણે મને અત્યંત પ્રેમપૂર્વક પોતાની છાતીસરસો ચાંપ્યો. આજે ત્રણ વર્ષ પછી પુનઃ અમે બન્ને ભાઇઓ સાથે ભોજન કરવા બેઠા. ભોજન કરતાં કરતાં ત્રણ વર્ષમાં શું શું બન્યું તે સકળ કથા ભાભી પૂછતાં ગયાં અને હું પણ તેમને યથોચિત ઉત્તર આપતો ગયો.

ભોજન કરી રહ્યા પછીથી હું ભ્રાતાની સાથે રામપ્રસાદ શેઠ તથા કૃષ્ણપ્રસાદ શેઠને મળવા ગયો. અમે ગયા ત્યારે ઉભય બંધુઓ ભોજનથી નિવૃત્ત થઇ દીવાનખાનમાં બેઠા હતા. મેં જઇ બન્નેને પ્રણામ કર્યા તથા નમ્રતાપૂર્વક કહ્યું કે, "આપની દયાના પરિણામેજ હું પાસ થઇ શકયો છું." આમ કહી મેં તેમની આગળ મારું સર્ટિફિકેટ મૂકયું. કૃષ્ણપ્રસાદ અંગ્રેજી જાણતા હોવાથી તેમણે તે લઈ વાંચ્યું તથા તેનો ભાવાર્થ પોતાના વડીલ ભ્રાતા રામપ્રસાદને સમજાવ્યો. ત્યાર પછી રામદાસ શેઠે મારા તરફ દૃષ્ટિ કરી કહ્યું: "ચાલો, ઘણું સારું થયું."

બીજી કેટલીક વાતચીત કર્યા પછી અમે તેમની પાસેથી વિદાયગીરી લઈ ઘેર આવ્યા. એ પછી મેં ભાભી સાથે વાતચીત કરવા માંડી. મેં કહ્યું: "પૂનામાં મને સો રૂપિયાની નોકરી મળે છે, જો તમે રજા આપતાં હો તો હું જાઉં."

ભાભીએ પ્રશ્ન કર્યો: "પૂના અહીંથી કેટલું દૂર છે?"

મેં ઉત્તર આપ્યો: "મુંબઇથી થોડેજ દૂર છે."

ભાભીએ આશ્ચર્ય પામી કહ્યું: "ના ભાઇ, આપણે તો એટલે

દૂર જવાની કાંઇ જરૂર નથી. ઈશ્વરની મહેરબાની હશે, તો અહીં પણ કોઇ રસ્તો મળી રહેશે."

મેં કહ્યું "ઠીક, જેવી તમારી તેમજ મારા ભ્રાતાની ઇચ્છા. તમારી આજ્ઞા પ્રમાણે વર્તવું એજ મારી ફરજ છે."

## (૭) મારી ડૉક્ટરી

મારા ભ્રાતા તથા અન્ય લોકો તરફથી છેવટે એવી સલાહ મળી કે, આપણા ગામમાં કોઈ ડૉક્ટર નથી, માટે તમે અત્રેજ દવાખાનું ઉઘાડો."

મેં પણ તેમ કરવાનું નક્કી કર્યું; પરંતુ દવાખાનું ઉઘાડવાને માટે દુકાનનો સામાન તથા રૂપિયા જોઇએ, તે ક્યાંથી લાવવા એ બાબતની ચિંતાએ મારા મનમાં પ્રવેશ કર્યો.

આ સંસારમાં ઉપદેશકોની ખોટ નથી. પરંતુ જે ઉપદેશ આપણું મન આપે છે, તેજ વાસ્તવિક હોય છે; કારણકે બહારના લોકો આપણી સ્થિતિરીતિ જાણ્યા સિવાય જેવી ફાવે તેવી સલાહ આપે છે. આથી કરીને છેવટે હું, મારા ભાઈ તથા મારાં ભાભી, ત્રણે મળી વિચાર કરવા લાગ્યાં. છેવટે જ્યારે અન્ય કોઈ માર્ગ નજ સૂઝ્યો, ત્યારે ભાભીએ પોતાના સર્વ અલંકારો આપી દીધા. ધન્ય છે મારાં ભાભીને કે જેના મનમાં લેશ પણ દુઃખની છાયાએ પ્રવેશ કર્યો નહિ! નહિ તો સ્ત્રીઓને પોતાના પ્રાણ કરતાં પણ પોતાના અલંકારો અધિક પ્રિય હોય છે.

મુંબઈ જઈ મેં એ અલંકારો વેચીને જે જે વસ્તુઓની જરૂર હતી, તે સઘળી વસ્તુઓ ખરીદ કરી અને ગામમાં આવી દવાખાનું ચાલુ કર્યું.

ઈશ્વરની કૃપાથી દવાખાનું સારું જામવા લાગ્યું અને પ્રથમ હું દીનુ હતો તે પછીથી ડૉક્ટર દીનાનાથ થયો.

પ્રથમ માસમાં મને પચીસ રૂપિયાની પ્રાપ્તિ થઇ, બીજા માસમાં ત્રીસ રૂપિયાની પ્રાપ્તિ થઇ તથા એ પ્રમાણે દિનપ્રતિદિન લક્ષ્મીની મારા પ્રતિ દયાદૃષ્ટિ થતી ગઇ. હું જે કાંઇ પેદા કરતો તે સર્વ ભાભીને આપી દેતો અને જરૂર પડતી ત્યારે તેમની પાસેથી માગી લેતો. ચોથે મહિને અમારા ગામનોજ એક શેઠ તથા તેનો પુત્ર બન્ને ઘણા બીમાર થઇ ગયા. ઈશ્વરકૃપાથી મારી સારવાર વડે એઓ બન્ને સાજા થયા. આથી કરીને એ શેઠે ઔષધખર્ચ તથા મારી હમેશની ફી ઉપરાંત મને ઇનામ તરીકે ત્રણસો

રૂપિયા તથા કેટલાંક ઉત્તમ કપડાં આપ્યાં. હવે મેં ભાભી સાથે કપટ કર્યું. મને પુરસ્કાર તરીકે પ્રાપ્ત થયેલી રકમની વાત મેં તેમને કહી નહિ. મારી પાસે દવાઓના વેચાણમાંથી જે સો રૂપિયાની રકમ એકત્ર થઈ હતી, તે રકમમાં આ ત્રણસો રૂપિયા ઉમેરી મેં ચારસો રૂપિયાનું સોનું ખરીદ કર્યું અને તેમાંથી એક મોહનમાળા, હાથનાં કડાં તથા બંગડીઓ વગેરે અલંકારો તૈયાર કરાવી હું ભાભી પાસે ગયો તથા તેમનાં ચરણો સમીપ એ અલંકારો મૂકી મેં તેમને પ્રણામ કર્યા.

ભાભીએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો: "આ શું?"

મેં જે હકીકત સત્ય હતી તે કહી દીધી. આથી કરીને મારાં ભાભીને મારા ઉપર એટલો બધો ક્રોધ ચડી આવ્યો કે તેવો ક્રોધ કદાપિ તેમને ચડ્યો નહોતો.

તેમણે કહ્યું: "દીનુભાઇ! તમે મને પૂછ્યા વિના આ પ્રમાણે કર્યું છે, તે વાસ્તવિક નથી કર્યું. હમણાં તમારો વિવાહ કરવા સંબંધની ગોઠવણ ચાલે છે, તો પછી જો એ ગોઠવણ નક્કી થઇ જશે, તો બીજા અલંકારો ક્યાંથી કરાવીશું?"

મેં ઉત્તર આપ્યો: "ભાભિ! વિવાહની એટલી બધી શું ઉતાવળ છે? સમયાનુસાર બધું થઇ રહેશે; પરંતુ આ તૈયાર કરાવેલા અલંકારો તો તમારે પહેરવાજ પડશે."

છેવટે કેટલોક વાદવિવાદ થયા પછી મારાં ભાભીએ એ અલંકારો પહેર્યા. અમારા ઉભયમાં આ વાતચીત ચાલતી હતી, એવામાંજ મારા ભાઈ આવી પહોંચ્યા. આવતાંની સાથેજ તેમણે પ્રશ્ન કર્યો: "આ શું દિયરભોજાઇની લડાઇ ચાલી રહી છે?"

મેં તો કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ; પરંતુ મારાં ભાભીએ તેમને પ્રણામ કરી કહ્યું: "આ જુઓ! દીનુભાઈ મારે માટે ચારસો રૂપિયાના અલંકારો બનાવરાવી લાવ્યા છે!"

ભાઈએ કહ્યું: "ઠીક, ત્યારે હવે તો અમારી પરવા નહિ રાખો."

ભાભી સ્મિત કરી બોલ્યાં: "થવાનું હતું તે થયું. પરમેશ્વર તેમનું આયુષ માર્કંડેયના જેટલું કરે. હવે તો તેમની વહુ આવી જશે, ત્યારે મારો આત્મા શાંત થશે."

આજે અનેક બાળવિધવાઓ બાળલગ્ન જેવા ઝેરી રિવાજને લીધેજ પોતાનું જીવન અતિ દુઃખમાં વ્યતીત કરે છે. એવી વિધ-

વાઓનો સંતાપ, તેમનું રુદન તથા તેમનાં પાપોથી દેશની દિવસે દિવસે અધોગતિ થતી જાય છે.

બીજી તરફ ભાઈ પણ કેટલાંક વર્ષથી કાયદાનો અભ્યાસ કરતા હતા. તેમની પરીક્ષાનો સમય પાસેજ આવી પહોંચેલો હોવાથી, તેમને મુંબઇની મુસાફરી માટે થોડા રૂપિયાની જરૂર આવી પડી. મેં ભાઇને પ્રશ્ન કર્યોઃ “હવે પરીક્ષાને થોડાજ દિવસ રહ્યા છે, તો પછી તમે ક્યારે જશો?”

ભાઇએ ઉત્તર આપ્યોઃ “હું તો એમજ વિચારું છું કે, આ-જેજ ચાલ્યો જાઉં; પરંતુ ખર્ચાદિની કાંઇ વ્યવસ્થા થાય, ત્યારે જવાય ને?”

મેં કહ્યુંઃ “ખર્ચાદિ માટે તમે કોઇ પણ પ્રકારની ચિંતા રાખશો નહિ. એકબે દિવસમાં મને પચાસ રૂપિયાની પ્રાપ્તિ થ-નાર છે, તે લઇને તમે બેલાશક મુંબઇ જજો.”

મારો ઉત્તર શ્રવણ કરતાંજ ભાભી બોલી ઊઠયાંઃ “જો ઉતા-વળ જેવું હોય, તો પચાસસાઠ રૂપિયા હું આપું. પુનઃ લાવો ત્યારે મનેજ આપજો; કારણ કે હું જે રૂપિયા આપું તે વિવાહની તૈયારીના છે.”

મેં ભાભીનાં વચનોથી હાસ્ય કરી કહ્યુંઃ “વાહ વાહ! આ તો આપણા ઘરમાંજ નાણાવટી વસે છે ને શું! હવે રૂપિયાની શું ખોટ?”

તરતજ મારાં ભાભીએ રૂપિયા કાઢી આપ્યા, જે લઇને મારા ભ્રાતાએ મુંબઇ પ્રતિ પ્રયાણ કર્યું. થોડાજ દિવસમાં ઇશ્વરના અ-નુગ્રહથી તેઓ પાસ થઇ આવ્યા. ભાઇના પાસ થવાથી મને તથા ભાભીને ઘણોજ આનંદ થયો.

પ્રથમ તો ભાઇએ સબડિવિઝનની કચેરીમાંજ પોતાની વકી-લાત શરૂ કરી. ધીમે ધીમે કેસો પણ મળતા ગયા. છ માસમાં તો ભાઈ ફોજદારી કચેરીના મુખ્ય વકીલ બની ગયા. આવક પણ સારી થવા લાગી. લોકો અમારા સંસારનું ઉદાહરણ આપવા લા-ગ્યા. બે માસ પછી ભાઇએ અનેક હિતૈષીઓની સલાહથી જિલ્લા કચેરીમાં જવાનું નક્કી કર્યું.ભાભીએ કહ્યું કે,“દીનુભાઇનો વિવાહ થઈ ગયા પછી ગયા હોત તો ઘણું સારું થાત.” પરંતુ મારો તથા મારા ભાઇનો વિચાર એવો થયો કે, છ માસ સુધી વિવાહ મુલતવી રા-ખવો અને ભાઇને જિલ્લા કચેરીમાં જવા દેવા.

## (૮) દિવસો ફર્યા

ધીમે ધીમે મારો વિવાહપ્રસંગ પણ આવી પહોંચ્યો. ગૃહમાં અનેક પ્રકારની ધામધૂમ ચાલી રહી. મારાં ભાભી તો વિવાહકાર્યમાં એટલાં બધાં ગૂંથાઇ ગયાં હતાં કે, ખાવાપીવાનું તથા સૂવાબેસવાનું પણ ભૂલી ગયાં હતાં. વિવાહને અંગે અનેક પ્રકારની લૌકિક ક્રિયાઓ પણ કરવી પડી કે જે જેનું વર્ણન કરી વાચકોનો સમય વૃથા ગુમાવવાની જરૂર નથી.

ધીમે ધીમે ઈશ્વરની કૃપાથી અમારું ઘર પણ નવું થઇ ગયું. ગૃહની આસપાસ પચીસત્રીસ વીઘાં જેટલી જમીનમાં એક બગીચો બનાવવામાં આવ્યો. અમારા દિવસો પણ હવે પૂર્વ કરતાં વિશેષ આનંદમાં વીતવા લાગ્યા.

ત્રણ વર્ષમાંજ મને ઈશ્વરે બે પુત્રો આપ્યા; પરંતુ ભાભીને એક પણ સંતાન થયું નહિ. તેઓ મારાં બાળકોનેજ પોતાનાં સમજી હમેશાં પ્રસન્ન રહેતાં હતાં. મારાં ભાભીથી મારી પત્ની જેટલી સુખી રહેતી, તેટલી તો મારી માતા જો જીવતી હોત તો તેમનાથી સુખી રહેત કે નહિ એ શંકાસ્પદ હતું. લોકોને અમારા ઘરનો સલાહસંપ જોઇ ઘણુંજ આશ્ચર્ય લાગતું હતું; તથા તેઓ એમજ કહેતા કે, "અમુક ઘરમાં તો સત્યયુગ ચાલી રહ્યો છે!"

દિનપ્રતિદિન ભાઇની આવક વધતી જતી હતી અને મારી સંતતિ વધતી જતી હતી, ત્યારે આવક ઘટતી જતી હતી; કારણ કે પ્રથમ તો હું એકલો ડૉક્ટર હતો; પરંતુ હવે તો અમારા ગામમાં છસાત ડૉક્ટરો થઇ ગયા.

હવે આખા દિવસનું મારું કામ બાળકોને લઇને દીવાનખાનામાં બેસી રહ્યા સિવાય અન્ય એક પણ નહોતું. કોઈ સમયે બગીચામાં માળીઓની સરદારી કરતો હતો, તો કોઇ સમયે અમારા એક ખેતરમાં બાળબચ્ચાંને લઇ એકાદ કલાક ફરવા જતો હતો. સવારના સમયે જે લોકો ઘેર આવતા, તેમને દવા આપતો. મોટાભાઇ પરગામમાંથી કમાણી કરી ઘેર ખરચની રકમ મોકલી આપતા હતા અને હું ઘરનો વૃદ્ધ બની સંસાર સંભાળતો હતો! મારાં ભાભી એવાં ઉદાર તથા ગુણવાન હતાં કે, મારી આવક ઓછી થયેલી હોવાથી, હું ભાઇનીજ કમાણીમાંથી ખાતોપીતો તથા મારાં બાળબચ્ચાંનું તેમનીજ કમાણીમાંથી પોષણ કરતો હતો, છતાં તેમના મનમાં કોઇ પણ પ્રકારની જુદાઇ આવતી નહિ.

## (૯) પ્રેમમયી ભાભીનો પરલોકવાસ

મારા મોટા પુત્રનાવાળ ઉતરાવવાનો વખત આવી પહોંચ્યો હતો. આ પ્રસંગે ભાઈ પણ ઘેર આવ્યા. કેટલાંક સ્વજનોને પણ આ મંગળસમયે આમંત્રિત કરવામાં આવ્યાં. કેટલાક દિવસ સુધી આ ભીડ રહી અને એ ભીડની સકળ વેઠ ભાભીને ઉઠાવવી પડી; કારણ કે જે ઘરમાં ઉત્સવ યા તો કોઇ મંગળ પ્રસંગ થાય છે, ત્યારે તે ઘરનાં મનુષ્યોને પરિશ્રમ સહન કરવો પડે છે; તથા આનંદપ્રાપ્તિ અન્ય મનુષ્યોને થાય છે. ફક્ત માન મેળવવા સિવાયનું અન્ય એક પણ શારીરિક સુખ એવા પ્રસંગો ઊજવનારને મળતું નથી.

ધીમે ધીમે વાળ પણ ઊતરી ગયા. સકળ જનો પોતપોતાને ઘેર ચાલ્યાં ગયાં. બીજે દિવસે રાત્રે હું અને મારા ભાઇ અમારા દીવાનખાનામાંજ સૂતા હતા. આગલે દિવસે સતત પરિશ્રમ કરેલો હોવાથી એવી ગાઢ નિદ્રા આવી કે, રાત્રિ કેવી રીતે પસાર થઇ ગઈ તેની બિલકુલ ખબર પડી નહિ. સવારે ઊઠતાંની સાથેજ માલૂમ પડ્યું કે મારાં ભાભીને રાત્રિના બાર વાગ્યા પછી ઊલટી ઉપર ઊલટી થતી હતી; તથા જ્વર પણ સખ્ત આવ્યો હતો. હું તુરતજ ભાભીની પાસે ગયો તો તેમણે જળપૂર્ણ નેત્રોએ મારા પ્રતિ દૃષ્ટિ કરી ગદ્ગદ કંઠે કહ્યું: "મારો જીવ ઘણોજ ગભરાય છે, ઊઠવાબેસવાનું સામર્થ્ય પણ મારામાં રહ્યું નથી."

ભાભીની અવસ્થા જોતાંજ મારો આત્મા ઊડી ગયો; તથા હું એવો તો ગભરાઈ ગયો કે, મારી ડોકટરીનું તો થોડા સમય સુધી મને કાંઈ ભાન પણ રહ્યું નહિ. ત્યાર પછી મેં ભાઇને બોલાવ્યા. મારી તથા મારાં ભાભીની અવસ્થા જોઈ તેમણે અતિશય ગભરાઈ જઇને કહ્યું: "દીનુ! આ શું થઈ ગયું છે? તારે આવા સમયે ગભરાઈ જવું ઉચિત નથી. જ્યારે આ વિકટ પ્રસંગે તુંજ આ પ્રમાણે ગભરાઈ જઇશ, તો પછી આ પ્રસંગ વખત જતાં વધુ વિકટ બનતો જશે. અતિશય કામકાજ કરવાના કારણથી તથા ગરમીશરદીથી આમ થઇ ગયું હશે. કાંઇક સ્વસ્થ થઇને ચિકિત્સા તો કરી જો."

ભાઈનાં વાક્યોથી મને કાંઈક જ્ઞાન આવ્યું. હું મારાં ભાભીની ચિકિત્સા કરવા લાગ્યો તથા ભાઇને મેં એક મારા ડોકટરમિત્રને બોલાવવા મોકલ્યા. એ ડોકટર પણ ચિકિત્સાશક્તિમાં ઘણો નિપુણ હતો.

ભાઇ તો ડૉકટરને બોલાવવા ગયા અને હું મારાથી બની શકે તેટલી ઔષધિનો પ્રયોગ કરવા લાગ્યો. આમ છતાં હું જે જે ઔષધિ આપતો હતો, તે સઘળી પાણીની માફક વૃથા જતી હતી. અલ્પ સમયમાંજ ભાઈ મારા ડૉકટરમિત્રને પોતાની સાથે તેડી લાવ્યા. આવતાંની સાથેજ મારા મિત્રે મારાં ભાભીની ચિકિત્સા કરી ને ત્યાર પછીથી મને પ્રશ્ન કર્યો: "શું કાંઇ ચિકિત્સા કરી છે?"

મેં જે જે કર્યું હતું તથા જે જે ઔષધિ આપી હતી, તે સઘળી કહી સંભળાવી. ત્યાર પછી તેણે અન્ય લોકોને આશ્વાસન આપ્યું; પરંતુ ખાનગી રીતે મને કહ્યું કે, "બચાવાની ઘણીજ થોડી આશા રહે છે."

જોતજોતામાં તો ભાભીની અવસ્થા વિશેષ બગડવા લાગી.

અલ્પ સમયમાંજ ભાભીનું તેજસ્વી મોં સફેદ પૂણી જેવું બની ગયું. કાન તેમજ હોઠો ઉપર લીલાશ આવી ગઈ, આંખો ઊંડી ઊતરી ગઇ, નેત્રોની નીચેની પલકો ઝૂકી ગઇ, શરીર ઉપર ચીકણો પરસેવો થઈ આવ્યો, સમગ્ર શરીર ઠંડું પડતું ચાલ્યું, નાડીની ગતિનું કાંઈ ઠેકાણું રહ્યું નહિ. આવાં અનેક અમંગળસૂચક લક્ષણો દેખાવા લાગ્યાં. છેવટે તૂટક સ્વરે તેમણે પ્રશ્ન કર્યો: "દી....નુ....ભા ....ઈ!....ત....મારા....ત....મા....રા....ભા....ઈ....કયાં....છે?"

મારા ભાઈ જે મારી ભાભીના ઓશીકા પાછળ બેઠા હતા, તે આગળ આવીને બેઠા. તેમને જોતાંજ ભાભીનાં નેત્રોમાં જળ ભરાઈ આવ્યું. તેમણે ભાઇના ચરણો પ્રતિ પોતાનો હાથ લંબાવ્યો. ભાઈએ પોતાનો પગ આગળ ધર્યો. ભાભીએ મારા ભાઈની ચરણરજ લઇ પોતાના શિર ઉપર મૂકી તથા તે કાંઇ કહેવા ઇચ્છતાં હતાં; પરંતુ તેમનો કંઠ ભરાઇ આવ્યો. કેટલાક સમય પછી પુનઃ તેમણે ક્ષીણકંઠે મને ઉદ્દેશીને કહ્યું: "વ....હુ....ત....થા....બા....ળ....કો ....ને....બો....લા....વો"

તે સર્વના આવ્યા પછી તેમના પતિનો હાથ પોતાના દુર્બળ હાથથી મહામુસીબતે પકડી તેમના પ્રતિ દૃષ્ટિ કરી પતિને એવો સંકેત સૂચવ્યો કે જાણે 'હું આ સર્વેને તમને સોંપું છું.' ત્યાર પછી મારા શિર ઉપર હસ્ત મૂકતાંજ તેમને મૂર્છા આવી ગઈ. બેત્રણ વાર સમગ્ર શરીર કંપી ઊઠયું અને તે સાથેજ તેમનું પ્રાણ-પંખી ઊડી ગયું. સર્વેના રુદનધ્વનિથી આકાશ ભેદાઇ જવા લાગ્યું. અમારા આનંદમય ઘરમાં મહાશોક વ્યાપી રહ્યો.

---

## (૧૦) ભ્રાતા કાર્ય ઉપર ગયા

શ્રાદ્ધાદિ ક્રિયા થઇ ગયા પછી ભાઇએ ભાભીના નામ ઉપર અમારા બગીચાની પાસેજ એક તળાવ ખોદાવ્યું અને તે તળાવનું નામ પણ મારાં ભાભીના નામ પ્રમાણે 'સરયૂતળાવ' રાખ્યું હતું. આ તળાવમાં જળ પુષ્કળ નીકળ્યું; તેમજ તે જળ ઘણુંજ મિષ્ટ હતું. આ તળાવ તૈયાર થવાથી આસપાસના લોકોને અતિશય સુખ થયું. કારણ કે ગામમાં એકે એવું તળાવ નહોતું. બીજું એ એવા તો ઉત્તમ સ્થાન પર બનાવવામાં આવ્યું હતું કે, આવતા-જતા મુસાફરોને તેનાથી અસીમ સુખ થાય. કેટલાક દિવસો રહીને ભાઈ ચાલ્યા ગયા; પરંતુ તળાવ તૈયાર થઈ ગયા પછી તેની પ્રતિષ્ઠાને માટે તેમને પાછું ઘેર આવવું પડયું. તળાવની પ્રતિષ્ઠા થઈ ગયા પછી ભાઈ ગયા તે પાછા આવ્યાજ નહિ. ચારપાંચ માસ જેટલી મુદત વીતી ગઈ. મેં ભાઇને ગૃહે આવી જવાને માટે અનેક પત્રો લખ્યા, તોપણ તેઓ કાર્યપ્રવૃત્તિનું બહાનું દર્શાવી નજ આવ્યા. આથી કરીને છેવટે હુંજ તેમની પાસે ગયો; મને જોતાંની સાથેજ ભાઈના મુખ ઉપર આનંદ ફેલાઈ રહ્યો. તેમણે અમારા સર્વેના કુશળવર્તમાન પૂછચા તથા કુશળવર્તમાન પૂછતાં પૂછતાં તેમનાં નેત્રોમાં અશ્રુજળ ભરાઈ આવ્યું. કેટલાક દિવસ સુધી હું ભાઇના સહવાસમાં રહ્યો. નવદસ દિવસ વીતી ગયા પછી ભાઇએ કહ્યું: "ભાઈ! તારાથી જુદા પડવાની મારી ઇચ્છા તો નથીજ, પરંતુ ઘેર બાળબચ્ચાંને એકલાં મૂકી તું અહીં બેસી રહે, એ યોગ્ય નથી. હવે તો તારે જેમ બને તેમ ત્વરાથી ઘેર જવું જોઇએ."

છેવટે મેં ભાઇ પાસેથી ઘેર જવાની રજા લીધી. રજા લેતી વખતે ભાઇએ મારી પત્નીને માટે તથા મારાં બાળબચ્ચાંને માટે અનેક ચીજો ભેટ આપી. સર્વ ચીજો લઇ વિદાય થવા સમયે મેં ભ્રાતાને નમ્રસ્વરે એકાદ માસ ઘેર આવી જવાની પ્રાર્થના કરી; તે તેમણે સ્વીકારી. જેટલા દિવસ સુધી હું ભાઇની પાસે રહ્યો તે દરેક દિવસે ભાઇને ત્યાં સ્નેહીસંબંધીઓનું મંડળ એકઠું થઇ ભાઇને પુનર્લગ્ન કરવા માટે આગ્રહ કર્યા કરતું હતું. આ મંડળમાં કેટલાક એવા પુરુષોનું આગમન પણ થતું હતું કે, જેઓ પોતાની પુત્રી તથા ભત્રીજી યા તો કોઈ નિકટના સગાની કન્યા સાથે સગાઇ કરવાને મારા ભાઇને આગ્રહ કરતા હતા. આ સર્વેના અત્યાગ્રહથી ધીમે ધીમે ભાઇનું મન પણ ચલિત થતું હોય એમ મને લાગ્યું.

## (૧૧) ભ્રાતાની કાકીસાસુ

ભ્રાતાને સ્વગૃહે આવી પહોંચ્યાને એક સપ્તાહ વીતી ગયું હતું. એક દિવસ બપોરના સમયે ભોજન કરી રહ્યા પછી દીવાનખાનામાં ભાઈ તથા અન્ય બેચાર સંબંધીઓ બેઠા બેઠા શેતરંજ રમતા હતા. એવામાં એકાએક કોઈનો એક્કો આવ્યાનો અવાજ સંભળાયો. એક્કામાં કોઈ સ્ત્રી બેઠી હતી. ભાઇએ નોકરને પ્રશ્ન કર્યો: "જા જોઇએ કોણ આવ્યું છે?"

નોકરે જઈ આવીને ઉત્તર આપ્યો: "આપની કાકીસાસુ આવ્યાં છે."

ભાઇએ કહ્યું: "ઠીક ત્યારે તેમને ઉતારીને માનસહ અહીં બોલાવી લાવ તથા તેમને પૂછીને એક્કાવાળાનું ભાડું ચૂકવી દે."

કેટલાક સમય પછી ભાઈ પણ અંદર ગયા; એમને જોતાંજ તેમનાં કાકીસાસુ કે જેનું નામ યમુના હતું, તે ઘણુંજ રુદન કરવા લાગ્યાં. કેટલાક સમય સુધી રુદન કર્યા પછી અંતે તેમણે કહ્યું: "જુઓ! મારી નજરમાં તો તમે જેવા પ્રથમ હતા, તેવાજ અત્યારે પણ છો. પ્રભુ! તમને ચિરાયુ કરો. સરયૂનું સુખ વિધાતાએ મારા નસીબમાં નહિ નિર્માણ કર્યું હોય, બીજું શું? પરંતુ તમારું શરીર આવું કેમ થઇ ગયું છે? તમારું શરીર સુકાઈ ગયેલા કંટકસમાન થઇ ગયું છે. અરેરે! આ બધાનું કારણ મારી સરયૂજ છે. હું તમને કેવી રીતે કહી શકું કે, તમે મારી સરયૂને ભૂલી જાઓ. અરેરે! એના જેવી સુશીલ પુત્રીઓ આ સમગ્ર સંસારમાં ભાગ્યેજ હયાત હશે; પરંતુ તમે પણ અમને છેકજ વિસારી દીધાં. અમારી પુત્રીના પરલોકવાસ પછી તમે એક પત્ર સુધ્ધાં ન લખ્યો, એ શું વાજબી કહેવાય? તમારો એક પણ પત્ર નહિ આવવાથી છેવટે તમારી કુશળસ્થિતિ જોવાને માટે મારે પંડેજ આવવું પડયું."

ભાઇએ સંક્ષિપ્તમાં આ સકળ વચનોનો ઉત્તર આપી કુશળ સમાચાર પૂછી પ્રશ્ન કર્યો કે, "બીજું કોણ આવ્યું છે?"

યમુનાબાઇએ ઉત્તર આપ્યો: "આ તમારી સાળી કિશોરીને હું મારી સાથે લાવી છું. જો કે મારે તેને સાથે લઈ આવવાની ઇચ્છા નહોતી; પરંતુ તેણે એવી હઠ લીધી કે, "હું તો મારા બનેવીનાં દર્શન કરવાને આવવાનીજ."

ભ્રાતાએ પ્રશ્ન કર્યો: "એનો વિવાહ થઈ ગયો છે?"

તેમણે એક દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું: "અરે! જો એમ થઇ ગયું હોત, તો પછી મારે ચિંતાજ શી રહેત? તમે ક્યાં નથી જાણતા કે, હવે અમારા માથા ઉપર કોઈ છત્ર રહ્યું નથી. હવે તો કોઈ પણ પ્રકારે એના હાથ પીળા થઈ જાય અને તમારા જેવા ચાર સંબંધીઓ મને પહોંચાડી આવે એટલે ગંગા નાહ્યાં. (મારી સ્ત્રીના પ્રતિ સંકેત કરીને) તમારે ત્યાં નાની વહુ પણ સાક્ષાત્ દેવીસ્વરૂપ છે. જ્યારથી હું આવી છું ત્યારથી તે મારા પ્રતિ સ્નેહદૃષ્ટિથી જોઇ રહી છે. પ્રભુ તેને અખંડ સૌભાગ્યવતી કરો. તેનાં બાળબચ્ચાંઓને ચિરાયુ કરો. મારે મન તો એ મારી સરયૂના સમાન છે. એ બિચારી આજકાલની છોકરીઓ જેવી ઉચ્છૃંખલ નથી. તેનાં નેત્રોમાં કેટલી બધી શરમ અને પવિત્રતા સમાયલી છે! તમે પોતે તો હવે પરદેશમાંજ રહેતા હશો?"

ભ્રાતાએ ઉત્તર આપ્યો: "એક વર્ષ પછી આજે પંદર દિવસ થયાં અત્રે આવ્યો છું. મારી તો હમણાં પણ આવવાની ઇચ્છા નહોતી, પણ દીનુએ ઘણોજ આગ્રહ કર્યો એટલે મારે આવવું પડયું."

"ત્યારે અહીંનું ખરચ વગેરે તો ત્યાંથીજ મોકલતા હશો."

"હા, મારાથી જે કંઇ થોડુંઘણું બની શકે છે, તે હું મોકલી આપું છું. હવે ભાઈ ગણું કે પુત્ર ગણું તોપણ એમના સિવાય અન્ય કોણ છે? હવે મારે સંપત્તિને શું કરવી છે? હવે તો જો ઈશ્વરની કૃપા હોય, તો સકળ પ્રવૃત્તિનો ત્યાગ કરી તેનાજ ભજનમાં દિવસો ગાળવાની અભિલાષા છે."

યમુનાબાઇ બોલી ઊઠયાં: "ના, ના, હજુ તમારે એવું કરવું તો શું પણ બોલવું સુધ્ધાં ઉચિત નથી. મારી દૃષ્ટિમાં તો તમે હજુ બાળક જેવા છો. બિચારાં તમારાં માતા જ્યારે સુખના દિવસો આવ્યા, ત્યારે ન રહ્યાં. અરેરે! તેમણે કેટલું બધું કષ્ટ સહન કરી તમારુ લાલનપાલન કર્યું હતું! જો તેઓ જીવતાં હોત તો આજ સુધી તમને આવી રીતે પત્ની વિનાના રાખત કે? મારી ભત્રીજીના નસીબમાં મૃત્યુજ નિર્માણ થયું હશે અથવા તો તે મને દુઃખાગારમાં ડુબાવી મૂકવાને માટેજ જન્મી હશે. આમ છતાં હું મારા આત્મા ઉપર પથ્થર મૂકીને પણ તમારો વિવાહ કરીશ."

આ વાતો ચાલી રહી હતી, એવામાં નોકરે આવી કહ્યું: "રામપ્રસાદ શેઠ તથા કૃષ્ણપ્રસાદ શેઠ પધાર્યા છે. તે બહાર ઊભા છે." નોકરનું વાક્ય શ્રવણ કરતાંની સાથેજ ભાઇ બહાર ચાલ્યા ગયા.

## (૧૨) સંબંધ

એક અંગ્રેજી કહેવત છે કે, "ગુજરી ગયેલાં પ્રત્યે વફાદાર રહેવું એ જનસ્વભાવ નથી."

જે દિવસે યમુનાબાઇ આવ્યાં તેના બીજા દિવસથીજ તેમણે બન્ને સમય ભોજન તૈયાર કરવા માંડયું. ભોજન બનાવવા ઉપરાંત પણ અનેક ગૃહકાર્યાદિ તેઓએ જાણે પોતાનુંજ ઘર હોય એમ દર્શાવી કરવા માંડયાં; એટલુંજ નહિ પણ તેઓ મારી અર્ધાંગના તથા બાળબચ્ચાંઓના ઉપર પણ એટલું બધું હેત રાખવા લાગ્યાં કે, તેમણે ફક્ત એકજ સપ્તાહમાં અમારા પ્રત્યેકના મનને વશ કરી લીધું. મેં પણ એમજ વિચાર્યું કે, એમનો સ્વભાવ ઘણોજ મળતાવડો છે. ભાભીના મૃત્યુથી હૃદય ઉપર થયેલો સખ્ત આઘાત કે જે રુઝાતો નહોતો, તે યમુનાબાઇના મળતાવડા સ્વભાવથી ધીમે ધીમે રુઝાતો ચાલ્યો. એક દિવસે મારી પત્નીએ મને કહ્યું: "યમુનાબાઇનો વિચાર પોતાની પુત્રી કિશોરીનું તમારા બંધુને દાન કરવાનો છે."

મેં મારી પત્નીને પ્રશ્ન કર્યો: "એ સંબંધે તારો શું મત છે?"

મારી પત્નીએ નિખાલસ હૃદયે ઉત્તર આપ્યો: "મારો તો એવો મત છે કે, વિવાહ થઇ જાય તો ઘણું સારું. પાત્ર જે પ્રમાણમાં સુંદર છે, તે કરતાં અધિક ગરીબ છે. વળી મોટા ભાઇનું ઘર મંડાય તો તેમના આત્માને પણ શાંતિ થાય. જે દિવસથી તમારી ભાભીનો પરલોકવાસ થયો છે, તે દિવસથી તો તેમને સંસાર ઉપરથી ધીમે ધીમે માયા છૂટવા લાગી છે અને અંતે આવા વૈરાગ્યસૂચક વિચારોનું શું પરિણામ આવશે, તે કાંઇ કલ્પી શકાતું નથી! માટે વિવાહ થઇ જાય, તો એના જેવી સારી વાર્તા બીજી નથી."

મેં ઠાવકું મોં રાખી કહ્યું: "તારા વિચારો તો યથાર્થ છે; પરંતુ કોઇ પણ કાર્ય કરતાં પહેલાં તેના પરિણામનો પણ વિચાર કરવો આવશ્યક છે. કદાચિત્ ભાઇને સંસારી બનાવવા જતાં તારેજ વૈરાગ્ય લેવાનો વખત ન આવે!"

"તમે આમ કેમ બોલો છો? મોટાભાઇ સંસારી થાય એથી તો ઊલટો મને આનંદ થાય."

"તું હજુ ઘણીજ ભોળી છે. આજકાલ અનેક ગૃહોમાં દેરાણી જેઠાણી વચ્ચે કલહકંકાસ જોવામાં આવે છે."

"અરે નારાયણ નારાયણ કરો! જે બાલિકા આટલી બધી

સરલહૃદયા, સુશીલ તેમજ સુંદર જણાય છે, તે ભવિષ્યમાં એવી કલહકારિણી બને એ સર્વથા અસંભવિત છે."

"ત્યારે શું યમુનાબાઇએ આ સંબંધી કાંઇ વાતચીત કરી છે?"

"ના, સ્પષ્ટતાથી કાંઇ પણ કહ્યું નથી; પરંતુ પડદા પાછળ કહે છે ખરી."

"ત્યારે હવે તેમને સ્પષ્ટ પૂછી જોજે; હું પણ મોટા ભાઇનો વિચાર જાણી લઇશ."

એ દિવસે આટલીજ વાતચીત થઇ; પરંતુ બીજા બેત્રણ દિવસો પસાર થયા પછી પ્રસંગવશાત્ મેં ભાઇને પુનર્વિવાહ માટે પૂછ્યું તો તેમણે કહ્યું કે, "હવે આ જન્મમાં વિવાહ કરીને મારે શું કરવું છે? ઈશ્વરે તમને જે બાળબચ્ચાં આપેલાં છે તેમને હું મારાં પોતાનાંજ સમજું છું."

ભાઇનાં આ વચનો પ્રતિ લક્ષ નહિ આપતાં, પુનર્વિવાહ કરવાને માટે મેં તેમને ઘણું કહ્યું. મારા મતને અન્ય કેટલાક સંબંધીઓએ પણ પુષ્ટિ આપી. બે દિવસ પૂર્વે રામપ્રસાદ શેઠ તથા કૃષ્ણપ્રસાદ શેઠ આવ્યા હતા, તેમણે પણ જ્યારે મારા ભાઈનાં કાકીસાસુ તથા સાળી આવ્યાના સમાચાર જાણ્યા, ત્યારે ભ્રાતાને એવી સલાહ આપી કે, "તમારી સાળી કુમારિકા છે, તો પછી તમે શા માટે તેની સાથે પુનર્વિવાહ નથી કરતા? ઘેર બેઠાં લક્ષ્મી ચાંલ્લો કરવા આવે અને મોં ધોવા જવું એ યોગ્ય નથી. કુમારિકા ઘણીજ સુંદર જણાય છે."

બીજી બાજુએ મારી પત્નીએ યમુનાબાઈ આગળ જ્યારે પ્રથમ વિવાહ સંબંધીની વાત કાઢી, ત્યારે તો તેઓ પુષ્કળ રુદન કરવા લાગ્યાં; પરંતુ થોડા સમય પછી ઉભયની અરસપરસ અનેક પ્રકારની વાતચીતો થઇ ગયા પછી તે પણ કાંઈક રાજી થયાં. અર્થાત્ આ તરફ ભ્રાતા અને પેલી તરફ યમુનાબાઇ બન્ને રાજી થઈ ગયાં. અમને પણ ઉભયના રાજી થવાથી અપૂર્વ આનંદ થયો તથા મારી પત્નીને તો લહાવો લેવાનો અવસર પ્રાપ્ત થયેલો જણાવાથી તેના આનંદની સીમાજ રહી નહિ.

સત્યજ છે કે, સ્ત્રીઓ વિવાહમાં અનેક પ્રકારનું કષ્ટ સહન કરે છે; છતાં તેમના મનમાં ઘણોજ આનંદ તથા ઉત્સાહ હોય છે.

આ સ્થળે મારે જણાવવું જોઇએ કે, અમારા ગૃહમાં એક વૃદ્ધ ચાકરડી હતી. તેને આ વાત ન રુચી. તેણે મારી પત્નીને

કહ્યું: "બહેન! જેઠને વિવાહ કરવાને આટલાં બધાં ઉત્સુક તે થઇ રહ્યાં છે, પરંતુ વિવાહ થઇ ગયા પછી ખબર પડશે. વહુરાણીજી આવીને ગૃહને સંભાળશે, ત્યારેજ તમને મારાં વચને બરાબર યાદ આવશે; બધીજ સ્ત્રીઓ કાંઇ તમારી જેઠાણીના જેવી ગુણવાન હોતી નથી. હું તે અનેક દેરાણીજેઠાણીઓને જોતી જોતી વૃદ્ધ થઈ છું."

## (૧૩) વિવાહ તથા વિવાદ

એક અંગ્રેજ ગ્રંથકાર કહે છે કે, "લગ્ન થયું કે ફાંસી મળી એ તે ભાગ્ય ઉપરજ છે. યોગ્ય જોડાં તે ખાસ કરીને સ્વર્ગમાંજ મળી આવે તેમ છે."

ભાઈની ઇચ્છા એવી હતી કે, અમારે ત્યાંજ વિવાહ થઇ જાય, ત્યારે યમુનાબાઇની ઇચ્છા એથી વિરુદ્ધ અર્થાત્ પોતાને ઘેર વિવાહ કરવાની હતી. આમ હોવાથી સર્વ પ્રકારની વાતચીત નક્કી થયા પછી તેઓ સ્વગૃહે ગયાં; પરંતુ ઉછીના કહીને કેટલાક રૂપિયા લઇ ગયાં. મુહૂર્ત પ્રમાણે વિવાહ પણ થઇ ગયો. અમારી સર્વેની ઇચ્છા એવી હતી કે, વહુને વિદાય કરાવી લાવવી; પરંતુ એ સંબંધી યમુનાબાઇએ નાખુશી દર્શાવ્યાથી અમે કોઇએ વિશેષ આગ્રહ કર્યો નહિ.

વિવાહ થઈ ગયા પછી ભાઈ પણ પોતાના કામ ઉપર ચાલ્યા ગયા; તથા બીજેત્રીજે મહિને સાસરીમાં પણ જવાઆવવા માંડયું. ત્રણ વર્ષ નિર્વિઘ્ને પસાર થઇ ગયાં. ત્યાર પછી ભાઇને એક પુત્રની પ્રાપ્તિ થઈ. અમે સર્વે જઇને ભાઇભત્રીજાને ઘેર તેડી લાવ્યાં તથા મારાં નવાં ભાભી પણ સાથે સાથે આવ્યાં. કેટલાક દિવસો આનંદમાં વીતી ગયા. ત્યાર પછી ભાઈ પણ ચાલ્યા જવાની ઉતાવળ કરવા લાગ્યા. છતાં અમારા કહેવાથી અને વિશેષતઃ એમની સાસુના આગ્રહથી એક સપ્તાહ વધારે રહીને તેઓ ચાલ્યા ગયા. બીજી બાજુએ એમની સાસુએ પણ જવાની તૈયારી કરી. જતી વખતે તેમણે મને તથા મારી પત્નીને કહ્યું: "જુઓ, આ મારી પુત્રી હવે તમારાજ ભરોસા ઉપર છે. કોઈ પણ પ્રકારની જુદાઈ ગણશો નહિ! મારે મન તો કિશોરી ને તમારી પત્ની ઉભય સરખાંજ છે. હજી ગમે તેમ પણ એ બાળક છે. સાંસારિક કાર્યોથી અજ્ઞાત છે, માટે તેનાથી કાંઈ ભૂલચૂક થાય, તો ક્રોધ નહિ કરતાં તેને સમજાવજો. તમે બન્ને સમજુ અને શાણાં

છો, એટલે મારે અધિક કહેવું ઉચિત નથી.”

ઇત્યાદિ અનેક શિષ્ટાચારની વાતચીત કરી તેઓ પોતાને ગામ ચાલ્યાં ગયાં. આ તરફ મારાં નવાં ભાભીજીએ પણ પૂર્વની પોતાની સુશીલતાને દેશવટો આપી, લજ્જાને ઊંચે મૂકી દઈ, દિવસે દિવસે નવા નવા રંગઢંગ દર્શાવવાની શરુઆત કરી. મારી સાથે વાતચીત સુધ્ધાં કરવી તેમણે બંધ કરી. ગૃહમાંનું કામકાજ કરવાનું બિલકુલ બંધ કરી દીધું. મારી સ્ત્રીજ બંને સમયે રસોઇ બનાવતી, બાળબચ્ચાંની સંભાળ રાખતી અને મારાં નવાં ભાભીસાહેબ ગૃહભંડારનાં ધણિયાણીપણાનું કામ કરતાં હતાં. રસોઇ બનાવતી વખતે તે પોતાનેજ હાથે મારી પત્નીને ઘી, તેલ, મીઠું મરચું, લોટ, દાળ, ચોખા વગેરે સામાન કાઢી આપતાં હતાં.

કેટલાક દિવસો આ પ્રમાણે ચાલ્યા ગયા. ધીમે ધીમે મારાં નવાં ભાભી પોતાની સત્તા અધિક જમાવતાં જઇ, અમને તુચ્છ સમજવા લાગ્યાં. કોઈ કોઇ સમયે તેલ તથા શાકના ખર્ચ ઉપર તકરાર ચલાવતાં, તો કોઇ વખત અન્ય કોઇ ખર્ચ ઉપર તકરાર ચલાવતાં. આ તકરાર કરતી વખતે તેમના મુખમાંથી જે જે મહાવાક્યો નીકળતાં હતાં, તે આ જગ્યાએ દર્શાવવાની મારી ઇચ્છા નથી. મારી પત્ની જો કોઇ ભિખારી યા તો સાધુસંન્યાસીને એકાદ મૂઠી દાળચોખા આપતી તો એટલું સુધ્ધાં તેમનાથી સહન કરી શકાતું નહોતું. એક દિવસે મારી પત્નીએ એક સંન્યાસિનીને કે જે ખાસ કરીને એકાદશી દ્વાદશીને દિવસેજ આવતી હતી, તેને બે મૂઠી અન્ન આપ્યું. આ બાબતની મારાં નવાં ભાભીસાહેબને ખબર પડતાંજ તેઓ ક્રોધપૂર્ણ સ્વરે બોલી ઊઠ્યાં: “જ્યારે જોઇએ ત્યારે બસ આપવા ને આપવાનીજ વાત! કમાવું એક પૈસો પણ નહિ અને આપી દેવું હોય, તો આખું ઘર આપી દેવાને તૈયાર!”

આવાં આવાં અનેક પ્રકારનાં વાક્યો વારંવાર તેમના મુખમાંથી બહાર પડતાં હતાં. હવે એવો એક દિવસ ભાગ્યેજ પસાર થતો, કે જે દિવસે મારી પત્નીનાં નેત્રોમાં પાણી આવ્યા સિવાય રહે. હું તો એમના ગૃહકલહ પ્રત્યે ધ્યાનજ આપતો નહોતો.

એક દિવસ મેં એક મજૂર કે જે બગીચામાં કામ કરતો હતો, તેને કહ્યું કે, “આજે તારે વિશેષ કામ કરવાનું હોવાથી જમવાને માટે તું ઘેર જઇશ નહિ. આપણે ત્યાં ભોજન કરી આવ.”

મારા કહેવાથી તે બિચારો ઘેર ગયો તથા મારું નામ દઇ

તેણે પોતાને ભોજન કરાવવાની પ્રાર્થના કરી. અન્નભંડારનાં સત્તાધિકારિણી તો મારાં નવાં ભાભીસાહેબ હતાં. તેમણે હાથ તથા મોંને આશ્ચર્ય પમાડે તેવી રીતે મરડી, આંખો લાલચોળ કરીને કહ્યુઃ "ભાઇ! તમારે ઘેર જબરી લૂંટ ચાલી રહી છે. વળી બગીચામાં એવા નોકરો રખાતા હશે કે જેને ઘરધણી ખવરાવે? એમને શું લેવાદેવા છે? 'પારકો ખડિયો, પારકી શાહી, મતુ કરે મારા માવજીભાઇ!' એ વાળો ઘાટ છે."

મારી પત્ની ઉપર્યુક્ત વાક્યો સહન કરી શકી નહિ; કારણકે દિવસે દિવસે થતા કલહકંકાસોથી ધીમે ધીમે તેની સહનશીલતા દૂર થતી જતી હતી; છતાં તે કોઇ પણ દિવસે પોતાના મુખમાંથી અપશબ્દ કાઢતી નહિ. જેઠાણીજીની ક્રોધરૂપી આગનો ભોગ બિચારો મજૂર થઇ પડવાથી મારી પત્ની બોલી ઊઠીઃ "કેમ, તમે આમ શા માટે બોલો છો? શું જે કોઇ મજૂર મજૂરી કરવા આવશે તેને ખાવાનું આપ્યા સિવાય ચાલી શકશે કે? અને વળી આ બિચારો કંઇ પોતાની જાતે ઓછોજ આવ્યો છે? તેને મોકલ્યો ત્યારે તે આવ્યો. તમારે લડવું હોય, તો તમારા દિયરજી આવે તેમની સાથે લડજો. બિચારા મજૂરને શું કહો છો?"

મારી પત્નીનાં આ વચનોથી તો ઊલટું મારાં નવાં ભાભીના ક્રોધરૂપી અગ્નિમાં ઘૃતનું સિંચન થયું. તે ભયંકર સ્વરે બોલી ઊઠ્યાંઃ "મેં કહ્યું તે તમને ખોટું લાગ્યું કેમ? હું શું અસત્ય કહું છું? અને જો કહું તોપણ તમારે તે સાંભળવુંજ પડશે. તમારે નાના મુખે આવાં વચનો ઉચ્ચારવાં એ ઠીક ન કહેવાય."

મારી પત્નીએ ગંભીરતાપૂર્વક કહ્યુંઃ "બસ કરો; અમારાથી તમારાં એવાં અયોગ્ય વચનો સહન કરી શકાશે નહિ. આખો દિવસ મજૂરી કરી કરીને મરી જઇએ, તોપણ અંતે તેનો બદલો આજ કે?"

"મજૂરી કરો છો તે કાંઇ મારે માટે તો નથી કરતાંને? તમારા પોતાના પેટને માટે કરો છો. અહીં કાંઇ અન્નના ભંડાર નથી ભરી મૂક્યા કે, તમને બેઠે બેઠે ખવરાવીએ! બહુ બોલશો તો પછી પસ્તાશો અને ઘરમાં રહેવું પણ મુશ્કેલ થઇ પડશે."

"વારુ, ત્યારે તમે આવ્યાં છો તો પછી અમને કાઢી મૂકવાનું પરાક્રમ નહિ કરો, તો બીજું શું કરવાનાં છો?"

આટલું કહીને મારી સ્ત્રી ત્યાંથી અન્ય કામે ચાલી ગઇ; પરંતુ ભાભીનો ક્રોધ શાંત થયો નહિ. ઊલટું ઉપલા પ્રસંગ પછી દિ-

વસે દિવસે તેમનો કંકાસ વધતોજ ચાલ્યો. આમ છતાં મેં મારી પત્નીને કહી રાખ્યું હતું કે, "ભાઇના આવી પહોંચ્યા અગાઉ તું કાંઇ પણ બોલીશ નહિ."

## (૧૪) જુદાં થયાં

ત્રણચાર દિવસથી ભાઈ ઘેર આવ્યા છે, પરંતુ તેમના પૂર્વના સ્વભાવમાં ફેરફાર જણાતો હતો. તેમના મુખ ઉપર ઉદાસીનતા છવાઈ રહેલી જણાતી હતી અને વાતવાતમાં અકળાઇ જતા હતા. આવાં લક્ષણો જોઇ મને ઘણું આશ્ચર્ય લાગ્યું. છેવટે મને સમજાયું કે, નવાં ભાભીએ તેમના કાન ભંભેર્યા છે.

એક દિવસ ભાઇએ મને કહ્યું: "હવે મારી ઇચ્છા કુટુંબને સાથે લઇ જવાની છે; કારણ કે હવે દિવસે દિવસે મારી પ્રકૃતિ બગડતી જાય છે. આ સિવાય ભોજનાદિની પણ મને ઘણી હરકત પડે છે.

મેં ઉત્તર આપ્યો: "આપની ઇચ્છામાં આવે તેમ કરો. હું તો આપની આજ્ઞાને આધીન છું. ફક્ત મારે પૂછવા જેવું એટલુંજ છે કે, આપ અમારા કોઈ પણ પ્રકારના દોષને લીધે તો આમ કરતા નથી ને?"

ભાઇએ કહ્યું: "દોષબોષ તો શું હોય? તું તારા પોતાના જેવી કોની કોની બુદ્ધિ કરીશ? તારી સ્ત્રી સર્વને આજ્ઞાધીન બનાવવા ઇચ્છે છે. સમય એવો છે કે, કોઈ કોઇનાથી દબાઇને રહેવા ઇચ્છતું નથી. આજ સુધી મેં તમારાથી જુદાઈ જાણી નથી, તમારી આગળ પૈસાનો સ્વાર્થ પણ રાખ્યો નથી. જો કાંઇ સમજવા જેવું હોય, તો તે તમારે પોતાનેજ છે."

ભાઇનાં હૃદયભેદક વચનો શ્રવણ કરતાં મારાં નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. હું શાંતિથી નીચી ગરદન કરી બેસીજ રહ્યો. મારી અવસ્થા જોઈ ભાઇએ કહ્યું: "તું આમ ઉદાસ શા માટે થઇ જાય છે? મેં એમ તો નથી કહ્યું કે, એ લોકોને સાથે લઈ જઈ હું તમારો ત્યાગ કરીશ. જ્યાંસુધી બની શકશે ત્યાંસુધી હું તમને તમારું ખર્ચ મોકલતો રહીશ."

## (૧૫) હું ભાઇને ત્યાં ગયો

ખરાબ દિવસો આવે છે, ત્યારે એક સાથેજ આવે છે.

ભાઇ બાળબચ્ચાંને લઇને ચાલ્યા ગયા તેથી મને તથા મારી પત્નીને ઘણુંજ દુઃખ થયું; કારણ કે જે દિવસથી હું સમજુ થયો,

ત્યારથી તે આજસુધી કદાપિ એ પ્રમાણે બન્યું નહોતું. અમે સદાસર્વદા મોટા ભાઈ તથા પરલોકગત ભોજાઇનાજ હેતપ્રેમમાં પ્રતિપાલિત થયાં હતાં. જ્યારે જે કોઈ કાંઈ કમાઈ લાવતા, તે ભાભીના હાથમાંજ મૂકતા અને જ્યારે કોઈ વસ્તુની આવશ્યકતા આવી પડતી, તો ભાભી પાસેથીજ માગી લેતા. ભાભીના પરલોકવાસ પછી પણ ગૃહસંસારનો કારભાર હુંજ કરતો હતો; પરંતુ મને તે સંબંધી કોઇ પણ પ્રકારની ચિંતા નહોતી. જે કાંઇ થતું તે ભાઈ સંભાળી લેતા હતા; પરંતુ હવે હું નિરાશ્રય થઈ ગયો. આવા સમયે રોગે પણ એકાએક મારા ઉપર આક્રમણ કર્યું. દસ્તદ્વારા લોહી વહી જવા લાગ્યું અને જ્વરે પણ પોતાની સત્તા પૂર્ણ જોસમાં જમાવી. દિનપ્રતિદિન મારું શરીર વિશેષ દુર્બળ થતું ચાલ્યું. છેવટે અનેક પ્રકારના ઔષધોપચારથી બેઅઢી મહિને રોગે મને મુક્ત કર્યો. બીજી બાજુએ ભાઇએ રૂપિયા મોકલવાનું તો શું, પરંતુ પત્ર લખવાનું સુધ્ધાં બંધજ કરી દીધું હતું. અમારા એક ખેતરમાં જે કાંઇ અન્ન પાકયું હતું, તે પણ ભાઇએ મંગાવ્યું. લોકો મને એમ સલાહ આપવા લાગ્યા કે, "એ અનાજ તમે મોકલી આપશો નહિ; કારણ કે તેમાંથી યોગ્ય રીતે તમારો અર્ધો ભાગ તમને મળવો જોઇએ." આમ છતાં મેં, ભાઈ સાથે વિરોધ કરવો એ મહાપાપ કરવા સમાન વિચારી ક્ષેત્રમાં જે કાંઇ અન્ન ઉત્પન્ન થયું હતું, તે સઘળું તેમને પહોંચાડી દીધું તથા જે માણસ સાથે અન્ન પહોંચાડી દીધું, તેની સાથે એક પત્ર લખી મોકલી મારી બીમારીના સમાચાર પણ મોકલ્યા. છેવટે ઉત્તરમાં ભાઇએ અન્ન પહોંચ્યાનો ઉત્તર લખ્યો તથા મારી બીમારી સંબંધે લખ્યું કે, "તું જાતેજ ડૉકટર છે, એટલે પછી હું વિશેષ શું લખું? જ્યાંસુધી બને ત્યાંસુધી પરહેજી પર રહેજે તથા દવાનું સેવન કરવા ચૂકીશ નહિ."

ભાઇનું ગમે તેવું મન હોય, તોપણ તેમને જોયાને ઘણા દિવસ થઈ ગયાથી મારો આત્મા આકુળવ્યાકુળ બની ગયો હતો. આમ હોવાથી મારી તેમને જઇને મળી આવવાની ઉત્કટ ઇચ્છા થઈ. મારી પત્ની તથા અન્ય લોકોને મેં એવું કહ્યું કે, મારી પ્રકૃતિ ઘણી અસ્વસ્થ થઈ ગઇ છે, તેટલા માટે થોડા દિવસ હું હવાફેર કરી આવું. આથી કરીને સર્વેએ મને જવાને માટે સંમતિ આપી.

હું ઘેરથી નીકળી વડીલબંધુને ત્યાં ગયો. જે સમયે હું ત્યાં

જઇ પહોંચ્યો, તે સમયે ભાઇ કચેરીથી ઘેર આવીને કપડાં ઉતારતા હતા. તરતજ મેં ભાઇ પાસે જઇ તેમના ચરણોમાં ઢળી પડી નમસ્કાર કર્યા. તેમણે મારી પ્રત્યે દૃષ્ટિ કરી કહ્યું: "દીનુ! તું ઘણોજ દુર્બળ થઇ ગયો છે! હવે પ્રકૃતિ કેવી છે?"

કોણ જાણે શાથી ભાઇનાં દર્શન થતાંજ મારું હૃદય ભરાઇ આવ્યું; તોપણ મેં મહામુસીબતે હૃદયના આવેગને રોકી રાખી એટલુંજ કહ્યું કે, "હમણાં તો આપની કૃપાથી સ્વસ્થ છું; બાકી જીવન ટકવાની આશા નહોતી."

કપડાં કાઢતાં કાઢતાં ભાઇએ કહ્યું: "ત્યારે તેં તારી એવી ભયંકર અવસ્થાના સમાચાર મને કેમ જણાવ્યા નહિ?"

મેં ઉત્તર આપ્યો: "જ્યાંસુધી મારામાં લખવાનું સામર્થ્ય હતું, ત્યાંસુધી તો મેં મારી સ્થિતિના સમાચાર લખી જણાવ્યા હતા."

આ પ્રમાણે અમારી ઉભયની વાતચીત ચાલતી હતી, તે સમયે બેચાર ગૃહસ્થો ભાઈના દીવાનખાનામાં બેઠા બેઠા વાતચીત કરતા હતા. થોડા સમય પછી અન્ય પણ બેએક ગૃહસ્થો આવી પહોંચ્યા. આથી કરીને ભાઇ દીવાનખાનામાં ગયા અને હું શાંતિથી બેસી રહ્યો.

કેટલોક સમય પસાર થઇ ગયા પછી ભાઇ ઘરમાં મોં ધોવા ગયા. આ અરસામાં એક દાસીએ રકાબીમાં બેચાર જલેબી તથા એકબે કળીના લાડુ લઇ આવીને તે રકાબી નોકરના હાથમાં મૂકીને તે ચાલી ગઇ.

તરતજ નોકર મને એક ઓરડીમાં બોલાવી ગયો. જ્યાં આગળ એક ટેબલ, એક બે બેંચો તથા ત્રણચાર ખુરસીઓ પડી હતી. નોકરે ટેબલ ઉપર રકાબી મૂકીને મને કહ્યું: "ભાઇ! મોં ધોઇ નાસ્તો કરી લો."

ઇચ્છા તો નહોતી છતાં હું નાસ્તો કરવા બેઠો; કારણ કે મેં વિચાર્યું કે, જો નાસ્તો કરવા નહિ બેસું, તો ભાઇને ખોટું લાગશે. છતાં મારા મનમાં એટલું તો ઓછું લાગ્યા સિવાય રહ્યું નહિ કે શું મારા ભાઈજ મને પારકો ગણવા લાગ્યા છે, કે નાસ્તો પણ બહાર મોકલી આપ્યો!

નાસ્તો કરી, હાથમોં ધોઇ ભાઇ ને હું પાસેના દીવાનખાનામાં જઇને બેઠા. ભાઈ તો પોતાના અસીલોની સાથે વાતચીત કરવામાંજ નિમગ્ન હતા.

સંધ્યા થતાંજ બહારવાળા ગૃહસ્થો એક પછી એક વેરાવા લાગ્યા. નોકરે આવીને ભાઇને ભોજન કરવાને માટે પૂછ્યું, તો ઉત્તરમાં તેમણે કહ્યું કે, "આજે અમે અંદર જમવા બેસવાના નથી. બે થાળીઓ બહાર લઇ આવ."

ભાઈનાં આ વાક્યોથી તો મને અતિ આશ્ચર્ય લાગ્યું. મેં વિચાર્યું કે, "શું નવાં ભાભી મારું મોં જોવાને પણ ઇચ્છતાં નથી? મારાથી આટલો બધો પડદો રાખવાનું કાંઇ પ્રયોજન?"

ભોજન કરતી વખતે મેં ભાઇને મારાં નવાં ભાભીના તથા ભત્રીજાના કુશળવર્તમાન પૂછ્યા, તો ઉત્તરમાં ભાઇએ કહ્યું કે, "હરિહર (મારો ભત્રીજો) તો કુશળ છે; પરંતુ તેની માતા હમેશાં બીમારજ રહ્યા કરે છે. વળી બીમાર તે એટલી બધી છે કે, એનાથી રસોઇ પણ તૈયાર કરી શકાતી નથી. આમ હોવાથી સાસુજીને બોલાવ્યાં હતાં, પરંતુ બે દિવસથી તેઓ પણ ચાલ્યાં ગયાં છે. હમણાં એક બ્રાહ્મણીને રાખી છે. હવે સંસારસુખ ભોગવવાનું લલાટે લખેલું લાગતું નથી. સંસારનું સુખ તો તારી પૂર્વની ભાભીની સાથેજ ચાલ્યું ગયું."

ભોજન કરી રહ્યા પછી કેટલાક સમય સુધી અમે દીવાનખાનામાં બેસી રહ્યા તથા મળવા આવેલા મનુષ્યોની સાથે વાતચીત કર્યા કરી. ત્યાર પછી ભાઇએ કહ્યું: "ચાલો હવે અંદર જઇને આપણે શયન કરીએ."

હું ભાઇની સાથે મેડે ચડવા લાગ્યો, પરંતુ જાણીજોઇને તેમનાથી ઘણો પાછળ રહ્યો.

ભાઇએ ગૃહમાં પ્રવેશ કરતાંની સાથેજ ભાભીએ પ્રશ્ન કર્યો:

"બીજું કોણ છે?"

"દીનુ છે."

ભાભીએ પ્રશ્ન કર્યો: "શું એ પણ અહીંજ સૂઈ રહેનાર છે?"

"અહીં નહિ તો બીજે ક્યાં સૂઈ રહેશે?"

"દીવાનખાનામાં જગ્યા નથી?"

"યોગ્ય જગ્યા નથી."

"ઠીક, ત્યારે તમે બન્ને અહીં સૂઈ રહો અને હું મારા બાળકને લઇને ચોકમાં જઈ પડી રહીશ!"

એટલામાં ભાઇએ મને બોલાવ્યો. હું તેમની પાસે ગયો. અંદર જઈ મેં મારાં ભાભીને પ્રણામ કર્યા. તેમણે શું આશિષ

આપી, તે હું સાંભળી શકયો નહિ. મેં એક પોટલી કે જે ઘેરથી નીકળતી વખતે મારી પત્નીએ મને આપી હતી તથા જેમાં થોડાઘણો મેવોમીઠાઈ અને બાળકનાં કપડાં હતાં તે ભાભીના હાથમાં મૂકી. પોટલી પોતાના હાથમાં લીધા પછી ભાભીએ પ્રશ્ન કર્યો: "આ શું છે ?"

મેં ઉત્તર આપ્યો: "તમારી દેરાણીએ જે કાંઇ બાંધ્યું હોય તે ખરું, હું કાંઇ જાણુતો નથી."

ભાભીએ ઠાવકું મોં કરી વ્યંગવચનોએ કહ્યું: "અહો ! ધનભાગ્ય અમારાં !"

આમ કહી હાથમાંની પોટલી બાળકના મોં આગળ લઈ જઇ બોલ્યાં: "લે, આ તારી કાકીએ મોકલ્યું છે, આજે તો તું કોઈ સારા-નું મોં જોઇને ઊઠયો હોઇશ." આ પ્રમાણે બોલી બાળકને લઇ તેઓ ત્યાંથી ચાલ્યાં ગયાં. હું અને ભાઈ જઇને સૂઈ રહ્યા. અનેક પ્રકારની વાતોચીતો થયા પછી ભાઇએ કહ્યું: "આજકાલ હું એક મોટા કેસમાં ફસાયો છું. રાત્રિદિવસ એ કેસનીજ ચિંતા થયા કરે છે."

મેં પ્રશ્ન કર્યો: "શી બાબતનો કેસ છે ? મને કહેવામાં કાંઇ હરકત છે ?"

ભાઇએ કહ્યું: "તું ક્યાં બહારનો માણસ છે કે તને કહેવાને હરકત હોય ? અહીંના એક અસીલનો કેસ લડું છું."

મેં પુનઃ પ્રશ્ન કર્યો: "પણ એ કેસ છે શી બાબતનો ?"

"એક વસિયતનો કેસ છે. હાલમાં સકળ ખર્ચ હુંજ કરું છું. જો જીતીશ તો થયેલા ખર્ચ કરતાં ત્રણગણી યા તો ચારગણી રકમ મળે તેમ છે; પરંતુ ન કરે નારાયણ ને જો નાસિપાસ થવાનો પ્રસંગ આવે, તો તો મહાદુર્ભાગ્યજ સમજવું."

"એમ કેમ બને ? હજીસુધીમાં કેટલું ખર્ચ થયું છે?"

"લગભગ પચીસ હજાર રૂપિયા."

"ખર્ચ થયેલા રૂપિયા તો આપણા પોતાનાજ છે ને ?"

"એટલા બધા રૂપિયા આપણા પોતાના કયાંથી હોઈ શકે ? ઉછીના લીધા છે. ઘરમાં તો તારી ભોજાઇના અલંકારો સિવાય બીજું કાંઈ સિલકે નથી."

ભાઇની કથા સાંભળી મને ઘણું લાગી આવ્યું. આ સંબંધી વાતચીત કરતાં કરતાં અર્ધરાત્રિ વીતી ગયા પછી, અમે ઉભય નિદ્રાદેવીને આધીન થયા.

## (૧૬) હું પુનઃ સ્વગૃહે આવ્યો

મને ભાઈને ત્યાં આવ્યાને ફક્ત પાંચસાત દિવસજ થયા હતા, પરંતુ એ સમય દરમિયાન હું સ્પષ્ટ સમજી ગયો કે, મારાં ભાભીને મારા આગમનથી ઘણુંજ દુઃખ લાગ્યું છે. હરહમેશાં બેચાર એવાં વચનો મારા સાંભળવામાં આવતાં કે જેથી કરીને મને એમ થઈ આવતું કે, હમણાંને હમણાં અહીંથી વિદાય થઈ જાઉં ! આમ છતાં ભાઈની ઇચ્છાને લીધેજ મારે રોકાઇ રહેવું પડ્યું. પરિણામ એ આવ્યું કે ભાઈના કહેવાથી હું ભોજન કરવા માટે એક દિવસ ગૃહમાં ગયો. એ ગુના બદલ ભાભી મારા ભાઇ સાથે તકરાર કરતાં હતાં. જો કે રસોઇ તો બ્રાહ્મણી બનાવતી હતી; પરંતુ મારા માટે ભાભીને વિશેષ શાક સુધારવું પડતું હતું ! એ દિવસે ભોજન કરતી વખતે રસોઇયણે કહ્યું કે, " અથાણું કાઢી આપો."

આના ઉત્તરમાં ભાભીએ કહ્યું: " હું ડાકણ છું તે વખત છે ને કદાચિત્ એમના ભાઈ ઉપર જાદુબાદુ કરી નાખીશ. હું તો કાંઈ કાઢી આપતી નથી, જોઇતું હોય તો લઇ લે-"

આ શબ્દો સાંભળતાંજ મારો નિશ્ચય થઇ ગયો કે, મારે માટેજ કાંઇક તકરાર ઊભી થઇ છે. ભોજન કરતી વખતે ભાઇના ક્રોધની પણ સીમા રહી નહિ, છતાં ક્રોધને રોકી થોડુંઘણું ખાઇને તેઓ ઊઠી ઊભા થયા. મારે પણ ભાઈની સાથે ઊઠી જવું પડ્યું. એ દિવસે રવિવાર હોવાથી ભાઇને કચેરીમાં જવાનું નહોતું.

ભોજન કરીને નીચે ઊતરતાં મારા કાન ઉપર નીચેનાં વાક્યો પડ્યાં: " જો સુભદ્રા ! એમના ભાઈ આવ્યા છે, તેમને જોતાંજ હું તો બળી જઉં છું. તેમની સાથે રહીને મેં જે જે દુઃખો સહન કર્યાં છે, તે હજુ સુધી હું ભૂલી નથી. એમાંથી મુક્ત થવાને તો હું અત્રે આવી; તોપણ હજુ મારો પીછો ક્યાં મૂકે છે ?"

મારી ભાભીનાં એવાં વચનોથી મને ઘણું દુઃખ થયું. આમછતાં મેં કોઇને જણાવ્યું નહિ. દિવસ તો જેમ તેમ પૂરો કર્યો. રાત્રે ભાઇને કહ્યું કે, " ઘેર કોઇ નથી, હું ફક્ત બેજ દિવસનો વાયદો કરીને આવ્યો હતો; તેથી જો હવે ઘેર નહિ જાઉં, તો તેમનો જીવ ગભરાશે. વળી સમય એવો છે કે ઘર સૂનું રાખવું ઠીક નથી. "

આ પ્રમાણે કહી મેં ભાઇની પાસે રજા માગી. ભાઈ મનમાં તો બધું સમજી ગયા; પરંતુ તેમણે પણ મારાં ભાભીના ભયથી વિશેષ આગ્રહ ન કર્યો; મળસ્કે મારે વિદાય થવાનું નક્કી થયું.

પ્રાતઃકાળે ઊઠીને મેં ઊપડી જવાની તૈયારી કરી. ભાભી પાસે જઈને હાથ જોડી મેં રજા માગી તથા વિશેષમાં કહ્યું કે, "મારાથી કાંઈ અપરાધ થયો હોય તો ક્ષમા કરજો. તમારાં સર્વેનાં દર્શન કરવાની ઇચ્છા થવાથીજ હું અહીં આવ્યો હતો."

ભાભીએ ઠાવકું મોં કરી ઉત્તર આપ્યો: "આવ્યા તો ભલે આવ્યા; કયાં કોઇ પારકાને ઘેર આવ્યા છો? તમે જવાની તૈયારી તો કરી, પરંતુ હજુ સુધી બાળબચ્ચાંનાં કપડાં સીવવા આપ્યાં છે, તે તૈયાર થઈને આવ્યાં નથી!"

મેં કહ્યું: "ભાભિ! કપડાંથી શું વધારે છે? એ જે કાંઈ પહેરે છે, ખાય છે, પીએ છે, એ બધું તમારુંજ છે ને!"

આમ કહી હું ભાભી પાસેથી ચાલ્યો આવ્યો. વિદાય થતી વખતે ભાઇએ નેત્રોમાં આંસુ લાવી કહ્યું: "ભાઇ, મેં તને જે કેસ સંબંધી વાત કરી હતી, તેનું પરિણામ તો હવે ઈશ્વર જાણે. કદાચિત્ કાંઈ અનિષ્ટ પ્રસંગ આવી પહોંચે, તો કોઇ પણ પ્રકારનો ભિન્નભાવ તારા મનમાં રાખીશ નહિ. કોઈ ગમે તેમ ધારે, પરંતુ મારે મન તો તું પૂર્વે જેવો હતો, તેવોજ અત્યારે પણ છે. તારા સિવાય આ સમગ્ર સંસારમાં મારું કોઈ સ્વજન નથી."

ઉત્તરમાં મેં કહ્યું: "ભાઈ! આપ ઉદાસ શા માટે થાઓ છો? જો આપ હયાત છો, તો મારે મન સંસારમાં સઘળુંજ છે."

આટલું બોલતાં બોલતાં તો મારો કંઠ ભરાઇ આવ્યો. હું વિશેષ કાંઇ બોલી શકયો નહિ. હું ભાઇને નમસ્કાર કરી ચાલી નીકળ્યો.

---

## (૧૭) મારી નોકરી

ઈશ્વરની લીલા વિચિત્રજ છે. તેને લૂંટી લેતાંએ વાર લાગતી નથી અને આપી દેતાં પણ વાર લાગતી નથી. તે પરમ કૃપાળુનો મહિમા આપણે તુચ્છ પ્રાણીઓ કેવી રીતે સમજી શકીએ?

જે સમયે હું સ્ટેશન ઉપર જઇ પહોંચ્યો, તે સમયે ગાડી આવવાને થોડો વિલંબ હતો; આથી કરીને મારે સ્ટેશન ઉપર બેસી રહેવું પડયું. રેલવે સ્ટેશન પણ એક વિચિત્રજ સ્થાન છે!

આજકાલના અંગ્રેજી ભણેલા ડૉકટરો જેવા પ્રકારના ઠાઠમાં રહે છે, તેવાજ પ્રકારના ઠાઠમાં હું રહેતો હતો. ટિકિટ લેવાનો વખત થતાંજ મેં સેકંડ કલાસની ટિકિટ લીધી. ટિકિટ લીધા પછી હું ફરતો ફરતો વેઈટિંગ રૂમ આગળ જઇ પહોંચ્યો; તો અંદર એક ઠાકોરને તથા તેમની સાથે બીજાં દશબાર મનુષ્યોને બેઠેલાં જોયાં.

સ્વાભાવિક રીતેજ મને નવીન માણસોના પરિચયમાં આવવાની એક પ્રકારની ટેવ પડી ગઇ હતી. આથી તરતજ મેં વેઇટિંગ રૂમમાં પ્રવેશ કરી ઠાકોરની સાથે હસ્તધૂનન કર્યું. તરતજ તેમણે મને પોતાની પાસે બેસવાને માટે સ્થાન આપ્યું. "ક્યાં જાઓ છો?" "ક્યાંથી આવો છો?" ઇત્યાદિ અનેક પ્રશ્નો પરસ્પર પુછાઇ ગયા પછી જ્યારે તેમને એમ માલૂમ પડયું કે, હું અમુક વકીલનો ભાઇ છું તથા ડૉકટરની પરીક્ષામાં પસાર થયેલો છું, ત્યારે તેમણે પોતાના અભિપ્રાયને અનેક અલંકારોથી વિભૂષિત કરીને એમ દર્શાવ્યું કે, જો હું કદાચિત્ તેમની સાથે જાઉં, તો મને મહિને પચાસ રૂપિયાના પગારની પ્રાપ્તિ થાય. તદુપરાંત નગરમાંના અન્ય લોકોની ચિકિત્સા કરવામાં પણ થોડીઘણી પ્રાપ્તિ થાય. છેવટે આ સંબંધી મેં મારા મન સાથે વિચાર કરી જોયો, તો હાથમાં આવેલા પ્રસંગનો લાભ ગુમાવી દેવાનું મને યોગ્ય લાગ્યું નહિ. વળી મને એમ પણ લાગી આવ્યું કે, નવાં ભાભીનું અભિમાન ઉતારવા માટેજ આ પ્રસંગ નારાયણે ઉપસ્થિત કરી આપ્યો છે. આમ વિચારી છેવટે મેં નમ્રતાપૂર્વક ઠાકોર સાહેબને કહ્યું: "હાલ તો હું ઘેર જાઉં છું. ત્યાં ગયા પછી જો આપશ્રી યાદ કરશો, તો હું અવશ્ય આપની સેવામાં ઉપસ્થિત થઇશ."

ઠાકોર સાહેબે મારી વિનતિ સ્વીકારી. તેમણે મારું સરનામું લખી લીધું; તથા મને પોતાનું લખી આપ્યું. એટલામાં ગાડી પણ આવી પહોંચી. હું ઠાકોર સાહેબની રજા લઈ ગાડીમાં બેઠો.

---

## (૧૮) ઈશ્વરની કૃપા

ઘેર પહોંચ્યા પછી લગભગ પંદરેક દિવસ પછી મારી નોકરીસંબંધીનો પત્ર આવી પહોંચ્યો. ઈશ્વરને ધન્યવાદ આપી બાળબચ્ચાંની વિદાય લઈ હું મારી નવી નોકરી ઉપર જઇ પહોંચ્યો. ઠાકોર ઘણાજ સજ્જન, મિલનસાર, ગુણગ્રાહી તથા ઉદાર હતા. દિનપ્રતિદિન તેમનો મારા ઉપરનો પ્રેમ વૃદ્ધિંગત થતો ચાલ્યો. વળી તે સાથે ઈશ્વરના અનુગ્રહથી આખા ગામમાં મારા ધંધાસંબંધી મારી પ્રશંસા થવા લાગી. આથી મારી આવક પણ વધી પડી. લગભગ માસિક સો રૂપિયા મને મળવા લાગ્યા.

પગારના પચાસ રૂપિયા તો હું ઘેરજ મોકલી આપતો; તથા ખાનગી આવકમાંથી હું માનમર્યાદાપૂર્વક મારા ખર્ચનો નિર્વાહ

કરી બચતી રકમ એકઠી કરી રાખતો. હું ડૉકટરી પરીક્ષામાં પાસ થયો, તે સમયે લક્ષ્મીજીએ જે કૃપાદૃષ્ટિ મારા ઉપર કરી હતી, તેથી અધિકતર કૃપાદૃષ્ટિ હમણાં કરી. ધીમે ધીમે એવો સમય પણ આવી પહોંચ્યો કે, મારી આવક ત્રણસોથી ચારસોની હદે પહોંચી ગઈ. મારા ભાઈની તેમજ ઘરની સ્થિતિનો વિચાર કરી મેં કેટલીક જમીન વેચાણ રાખી લીધી. ધીમે ધીમે મેં એક સુંદર પાકું મકાન પણ બંધાવ્યું તથા મારાં બાળબચ્ચાંને મેં મારી પાસે બોલાવી લીધાં. મારા ભાઇ સાથેનો મારો સર્વ સંબંધ હવે છૂટી ગયા જેવુંજ થયું. આમ થવા છતાં હું મારા હૃદયમાંથી એક ક્ષણને માટે પણ ભાઈને ભૂલી શકતો નહોતો! ઈશ્વરની કૃપાથી આ સમયે હું સર્વે પ્રકારે સુખી હતો; પરંતુ ભાઇની યાદ આવતાં મારું હૃદય વ્યાકુળ બની જતું હતું. ભાઇને મળ્યાને આજકાલ કરતાં નવ માસ થઈ ગયા હતા. આ સમય દરમિયાન ભાઈના ચારપાંચજ પત્રો આવ્યા હતા. તે ઉપરથી એમજ માલૂમ પડી આવતું હતું કે, ભાઇએ મારી સાથે જે કેસ સંબંધી વાતચીત કરી હતી, તે કેસનું ભવિષ્ય સારું નીવડે એવાં લક્ષણો જણાતાં નહોતાં. વળી હવે એમાંથી છૂટી પણ શકાય તેમ નહોતું. મારા મનમાં એકબે વખત ભાઇને મળી આવવાનો વિચાર થયો, પરંતુ ભાભીનાં કઠોર વચનો યાદ આવતાં તે દૂર થઇ જતો; અર્થાત્ ભાભી પાસે જવાનું સાહસ મારાથી બની શકયું નહિ.

---

## (૧૯) ભાઈ કારાગૃહમાં

એક દિવસે સાંજરે ત્રણચાર સ્નેહીઓ સાથે હું વાતચીત કરતો હતો, એવામાં ઘરમાંના નોકરે એક સરકારી તાર લાવીને મારા હાથમાં મૂકયો. સહી કરી આપીને તાર વાંચતાંજ મારાં નેત્રોએ અંધારાં આવ્યાં. મનમાં એમ થયું કે, રડીને હૃદયનો ભાર ઓછો કરું; પરંતુ મસ્તક ભમવા લાગ્યું. જે સ્નેહીઓ મારી પાસે બેઠા હતા, તેઓ મારી આવી દશા જોઈ ગભરાઈ ગયા તથા પૂછવા લાગ્યા કે, "શું બન્યું છે?" જેમતેમ કરીને મેં તેમને સર્વ વાત કહી સંભળાવી.

મારા મોટા ભાઈના એક પરિચિત શ્યામચંદ્રે લખ્યું હતું કે, "તમારા ભાઈ પ્રિયનાથને આજે કારાગૃહમાં લઇ ગયા છે. જેમ બને તેમ જલદીથી આવો."

જેમતેમ કરીને રાત પૂરી કરી, સવાર થતાંજ હું ઠાકોર સા-

હેબની રજા લઈને સ્ટેશને પહોંચી ગયો અને ગાડી આવતાં તેમાં બેસીને ભાઈને ત્યાં જઇ પહોંચ્યો. પહોંચતાંજ માલૂમ પડયું કે, નવાં ભાભીસાહેબ ભાઈની સાથે તુમુલ યુદ્ધ કરી પોતાનાં અલંકાર–આભૂષણો લઇ પોતાની માતાની પાસે ચાલ્યાં ગયાં છે. ભાઇ પણ પોતાનો કેસ હાઈકોર્ટમાં હારી ગયા હતા. બીજી બાજુએ જે જે લોકોએ ઉછીના રૂપિયા આપ્યા હતા, તેમણે અરજી કરીને પોતાના રૂપિયાને માટે ભાઇને કેદ કરાવ્યા હતા. ત્રણ દિવસથી ભાઈ કેદખાનામાં પડ્યા હતા. સમય આવ્યે કોઇ પણ તેમની સંભાળ લેવા આવ્યું નહિ. આ સમયે કોઈ કદાચ એવો પ્રશ્ન કરશે કે, શું મારા ભાઇને જામીન ઉપર છોડાવવાને માટે પણ કોઇ આવ્યું નહિ? તો આના ઉત્તરમાં સત્યતા સાથે મારે જણાવવું જોઇએ કે, જ્યારથી મારા ભાઈએ પુનર્વિવાહ કર્યો અને મારાં કુળતારિણી ભાભીસાહેબ અમારા ઘરમાં આવ્યાં, ત્યારથી ભાઇનો સ્વભાવ પણ કાંઈક બદલાઈ ગયો હતો. જો કોઇ બેચાર ગૃહસ્થો આવી ભાઈને ત્યાં ફક્ત પાનતમાકુ ખાતા, તોપણ તે મારાં નવાં ભાભીથી સહન થઈ શકતું નહોતું. જો કોઈએ દિવસ અતિથિ તરીકે જાય, તો તેના તો પૂરેપૂરા ભોગજ મળ્યા સમજવા. આ સંબંધી ઉદાહરણ લેવા જવાની જરૂર હોય એમ તો છેજ નહિ; કારણકે મને વીતેલી વિડંબના હજુ સુધી પાઠકોના લક્ષ બહાર તો નહિજ ગઇ હોય. વળી આ જગતમાં એવા મિત્રો તો વિરલજ હોય છે, કે જેઓ નિઃસ્વાર્થપણે મિત્રતાને ટકાવી રાખે. આજકાલ તો જ્યાં જોઇએ ત્યાં સ્વાર્થી સ્નેહીઓજ જણાય છે; અર્થાત્ ભાઇનો કોઇ પણ સ્નેહીસંબંધી એવો નહોતો, કે જે આ સંકટસમયે તેમને માટે લેશમાત્ર પણ ચિંતાતુર થાય. આમ છતાં મારા ભાઇ જે ગૃહસ્થના મકાનમાં રહેતા હતા, તે ગૃહસ્થ ઘણા દયાળુ હતા. ભાઈને મુક્ત કરાવવાની તેમને ઉત્કટ ઇચ્છા હતી. તેમણેજ મને તારદ્વારા સમાચાર પહોંચાડ્યા હતા. પ્રથમ મેં તેમને મળી સર્વ હકીકત પૂછી લીધી. ત્યાર પછી મેં શ્યામચંદ્રને પ્રશ્ન કર્યો કે, "આ સમયે મારાં ભાભી પણ ભાઈનો ત્યાગ કરી કેમ ચાલ્યાં ગયાં?"

શ્યામચંદ્રે ઉત્તર આપ્યો: "મને નોકર તથા તેમને ત્યાં કામ કરનારી દાસી મારફત એવા સમાચાર મળ્યા છે કે, તમારા બંધુએ પોતાની વિપત્તિ તમારાં ભાભીને જણાવીને કહ્યું: "આ સમયે મારી પાસે એક કોડી પણ નથી; તથા હોય પણ ક્યાંથી? જે દિવસથી

તું અહીં આવી છે, તે દિવસથી હું જે કાંઇ કમાઇને લાવું છું, તે સર્વ તુંજ લઇ લે છે અને તે એટલે સુધી કે હજામ, ધોબી, તેલી અને તંબોળીને આપવાના પૈસા પણ તું મારી પાસે રહેવા દેતી નથી. હવે જ્યારે આવા સંકટ સમયે તું મને સહાય નહિ કરે, તો હું પૈસાની વ્યવસ્થા ક્યાંથી કરીશ ?"

આના ઉત્તરમાં તમારાં ભાભીએ એવું કહ્યું કે, "જેમ થવાનું હોય તેમ થાઓ. હું તો એક પૈસો પણ આપનાર નથી. ભાઇલો-જાઇને જન્મપર્યંત ખવડાવ્યું છે, તો પછી તેમનીજ પાસે શા માટે નથી માગતા ?"

તમારા ભાઇએ અનેક રીતે તેને સમજાવવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે સઘળું નકામું ગયું. ઘણા દિવસ સુધી વિવાદ ચાલ્યા પછી તે પોતાના જે કાંઈ અલંકારો, આભૂષણો વગેરે હતું, તે લઈને તેની મા પાસે ચાલી ગઇ. તેના ચાલ્યા ગયા પછી ચોથેજ દિવસે તમારા ભાઇને વૉરંટ ઉપરથી પકડવામાં આવ્યા અને તેજ દિવસે મેં તમને તારદ્વારા આ સમાચાર પહોંચાડ્યા." આ સર્વ શ્રવણ કરી રહ્યા પછી મેં શ્યામચંદ્રને પ્રશ્ન કર્યો: "ડિક્રિ કેટલાક માણસોની છે તથા તેમના કેટકેટલા રૂપિયા છે ?"

શ્યામચંદ્રે ઉત્તર આપ્યો: "બે મનુષ્યોની ડિક્રિ છે તથા બન્નેના મળી દશ હજાર રૂપિયા છે."

"ઠીક, ત્યારે મને કોઇ સારા વકીલ પાસે લઇ ચાલો."

"હમણાં આપ સ્નાન કરી થોડું ભોજન કરી લો. પછીથી આપણે બન્ને જઇશું."

"મારે હમણાં કાંઇ ખાવુંપીવું નથી. જ્યાંસુધી ભાઇનું મુખ જોઈશ નહિ, ત્યાંસુધી હું અન્નજળ લઈશ નહિ."

શ્યામચંદ્રે અતિશય આગ્રહ કર્યાથી મેં સ્નાન કરી થોડું દૂધ પી લીધું તથા તેમની સાથે સાથે હું કચેરી પ્રતિ જવા લાગ્યો. ત્યાં જઈને એક પ્રખ્યાત વકીલ કર્યો.

મેં તે વકીલને કહ્યું: "દશ હજારનું દેવું એકદમ મારાથી આપી શકાય તેમ નથી. આપ, જેણે ભાઇના ઉપર દાવો માંડ્યો છે, તેમને સમજાવીને જો હાલ અર્ધી રકમ લેવાને માટે રાજી કરતા હો, તો હું તેમને તેટલી રકમ આપીશ; તેમજ આપનો પ્રયત્ન પણ વૃથા નહિજ જવા દઉં."

વકીલે ગંભીરતાથી કહ્યું: "તમે ગભરાશો નહિ. હું આપના

બંધુને મુક્ત કરવા માટે મારાથી બનતા પ્રત્યેક પ્રયત્ન કરીશ. આજેજ હું બન્ને લેણદારોને બોલાવું છું, આપ નિશ્ચિંત રહો. હવે તમે મને પરમ દિવસે મળજો.”

## (૨૦) કર્મનું ફળ

મારાં ભાભી પોતાના પુત્રને સાથે લઈ, મારા ભાઈનો આવા દુઃખપૂર્ણ પ્રસંગે ત્યાગ કરી પોતાનાં અલંકાર–આભૂષણોને સાથે લઈ પોતાની માતાને ત્યાં ચાલ્યાં ગયાં. તેમની સાથે જવા સમયે એક દાસી તથા એક નોકર હતો. તેમની માતાને ત્યાં જવાને માટે બે પ્રકારના માર્ગ હતા. એક જમીનમાર્ગ અને બીજો જળમાર્ગ. મારાં ભાભીએ એક હોડી ભાડે કરી પોતાનો સઘળો સરસામાન તેમાં ગોઠવી જળમાર્ગે પ્રયાણ કરવા માંડયું.

સંધ્યાના લગભગ છ વાગ્યા હતા. હવે ફક્ત છસાત ગાઉનો રસ્તોજ બાકી રહ્યો હતો. આકાશ ધીમે ધીમે વાદળાંઓથી છવાઇ ગયું. રાત્રી પણ અંધારી હોવાથી માછી લોકોએ આગળ વધવાનું ઉચિત ધાર્યું નહિ. થોડે દૂર જતાં માછીઓએ બીજી બે હોડીઓને લંગર નાખેલી જોઇ. આથી તેમણે પણ એ હોડીઓ આગળ જઈ લંગર નાખ્યું. માછીઓએ લંગર નાખ્યું તે સમયે મારી ભાભીએ તેમને કહ્યું હતું કે, “આવા વેરાન સ્થળે અટકવું યોગ્ય નથી. આના કરતાં તો થોડેક દૂર જઈ કોઇ વસ્તીવાળી જગા પાસે રાત્રિ કાઢવાનો નિશ્ચય કર્યો હોત તો વધારે સારું.” પરંતુ આકાશનાં તથા વાયુનાં ચિહ્નો સારાં નહિ જણાવાથી માછીઓએ તે વાત તરફ લક્ષ આપ્યું નહિ.

હોડીને લંગર નાખી માછી લોકો પોતાનો આહાર તૈયાર કરવાની ખટપટમાં પડ્યા તથા મારાં ભાભીને કહેવા લાગ્યા: “આ જગ્યા સારી છે. તમે પણ તમારા ભોજનાદિની તૈયારી કરો.”

આઠનવ વાગતાં સુધીમાં તેઓ સર્વ ખાઇપીને નિશ્ચિંત થયા તથા હોડી ઉપર જઈને વિશ્રામ કર્યો.

એકાએક મધ્યરાત્રિના સમયે મહાકોલાહલ થઇ ઊઠ્યો. મારાં ભાભીએ જાગૃત થઇને જોયું, તો પંદરવીસ લૂંટારાઓને પોતાની હોડી ઉપર ચડી આવેલા તેમણે જોયા. તેઓ પૈકી ચાર જણના હાથમાં સળગતી મસાલો હતી. હોડીના માછીઓ પણ પોતાનું રક્ષણ કરવાને માટે પલાયન કરી ગયા હતા. મારાં ભાભીએ અનેક બૂમો પાડી; પરંતુ નિર્જન પ્રદેશમાં કોણ સાંભળે?

સંધ્યાસમયે જે બે હોડીઓ જોઇને માછી લોકોએ એ સ્થળે મુકામ કર્યો હતો, તે બન્ને હોડીઓ લૂંટારાઓનીજ હતી.

લૂંટ કર્યા પછી લૂંટારુ લોકો અલ્પ સમયમાંજ અદૃશ્ય થઈ ગયા. સવારે માછી લોકો રુદન કરતા કરતા હોડી પાસે આવી પહોંચ્યા અને હોડીને આગળ ચલાવી. બપોરે ભાભીજી ઘેર પહોંચી ગયાં.

શ્યામચંદ્રે જે દિવસે મને તાર કર્યો, તેજ દિવસે તેમણે મારા ભાઇની સાસુને પણ તાર કર્યો હતો; પરંતુ ગામથી સ્ટેશન ઘણે દૂર હોવાના કારણે ત્રીજે દિવસે તેમને ખબર મળી; અર્થાત્ પ્રથમ તારની ખબર પહોંચી અને ત્યાર પછી રસ્તે લૂંટાયેલી પુત્રી પહોંચી. એ સમયની માતાપુત્રીની અવસ્થા જોતાં કઠોર જનોનું હૃદય પણ દ્રવિભૂત થઈ જાય.

---

## (૨૧) સૌ સારું જેનું છેવટ સારું

વકીલ તથા નગરના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોના કહેવાથી લેણદારોએ પાંચ હજાર રૂપિયા પ્રથમ લેવાની હા પાડી અને કોર્ટમાં રાજીનામું આપી દીધું. બીજેજ દિવસે ભાઈ કારાગૃહમાંથી મુક્ત થઈ ગયા. તેમને જોતાંજ હું તેમને ભેટી પડયો. અમારાં ઉભયનાં નેત્રોમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી. કેટલાક સમય સુધી કોઇના મુખમાંથી એક અક્ષર સુધ્ધાં નીકળ્યો નહિ. છેવટે ભાઇએ કહ્યું: "દીનુ! મારા જેવા દુષ્ટ સ્વભાવવાળા બંધુ સાથે તેં જે ભલાઇ કરી છે, તેનો બદલો હું તને આ ક્ષુદ્ર જીવનમાં કેવી રીતે આપી શકું? હુંજ એવો નિર્લજ્જ છું કે, મારું કાળું મોં તને બતાવું છું! હાય! એ દુષ્ટા રાક્ષસીની મોહજાળમાં ફસાઇ જઈ તારાથી અલગ થઇ ગયો! અરેરે! ભાઈ! એ સમયે એ દુષ્ટાએ કોણ જાણે મારાં નેત્રોમાં એવી મોહિનીનું અંજન કર્યું હતું કે જેથી કરીને હું તદ્દન અંધ બની ગયો હતો. મારી વિચારશક્તિ ચાલી ગઈ હતી. ભાઇ! મને આશા છે કે તું આ પાપાત્માને ક્ષમા આપીશ."

મેં કહ્યું: "ભાઈ! આવાં વચનો ઉચ્ચારી મને પાપમાં ન નાખો. હું આપનો કનિષ્ઠ ભ્રાતા આપને ક્ષમા આપવા જેવી યોગ્યતાવાળો કયાંથી હોઇ શકું? આ સંસારમાં ઊભા રહેવાને માટે મને શક્તિમાન બનાવનાર આપજ છો. મારું લાલન પાલન કરનાર પણ આપજ છો. આપના મારા ઉપર અનેક ઉપકારો થયેલા છે. બાકી મારાં ભાભીના કટુ સ્વભાવને લીધે તમને દોષ દેવો એ

ઉચિત નથી. આજકાલ આપણા હિંદવાસીઓના ગૃહે ગૃહે સ્ત્રીઓના એવાજ કલહકંકાસો થયા કરે છે; અને તેથીજ આપણા દેશની આટલી બધી અધોગતિ થઈ છે. જે થવાનું હતું તે થઇ ગયું. હવે થોડા દિવસ ઘેર ચાલો. પાછા કોઇ શુભ મુહૂર્ત જોઇને આવજો.”

મારાં આ વચનોથી ભાઇનો આત્મા કાંઈક શાંત થયો તથા અમે બન્ને ભાઈ ઘેર આવી પહોંચ્યા. મારું કુટુંબ પણ અગાઉથી સૂચના આપ્યા પ્રમાણે બે દિવસથીજ અમારા જૂના ગૃહે આવી પહોંચ્યું હતું. જે દિવસે અમે બન્ને ભાઇઓ સ્વગૃહે પહોંચ્યા, તેજ દિવસે ભાઈના શ્વસુરપક્ષમાંથી એક મનુષ્ય આવ્યો; તેણે મારાં ભાભીના લૂંટાયાના સર્વ સમાચાર કહી સંભળાવ્યા. વિશેષમાં તેણે કહ્યું કે, “આપની સાસુ ઘણાં બીમાર છે, તેમના જીવનની બિલકુલ આશા નથી. તમારાં બાળબચ્ચાંની પણ એવી અવસ્થા થઈ ગઈ છે કે, ખાનપાનનું પણ ઠેકાણું નથી. એ લોકોની કરુણાજનક સ્થિતિ જોઇનેજ હું અત્રે આવ્યો છું; માટે આપને જેમ યોગ્ય લાગે તેમ કરો.”

આ સમાચારથી અમને સર્વને બહુ સંતાપ થયો. સત્યજ છે કે, ‘धर्मे जय अने पापे क्षय.’

જો કે ભાઇની તો પુનઃ મારાં ભાભીને બોલાવવાની બિલકુલ ઇચ્છાજ નહોતી; પરંતુ જ્યારે મેં તેમને ઘણું સમજાવ્યા, ત્યારે છેવટે તેમણે મારાં ભાભીભત્રીજા વગેરેને બોલાવી મંગાવવાની અનુમતિ આપી. તરતજ આવેલા માણસ સાથે એક બીજું માણસ મોકલી તેમને બોલાવી લીધાં.

જે દિવસથી ભાઈ ઘેર આવ્યા છે, તેજ દિવસથી તેમની ગતિમતિમાં પરિવર્તન થઈ ગયું છે. હવે કોણ જાણે સંસાર ઉપર તેમને એવો કંટાળો આવ્યો છે કે, સાધુસંતની સોબત, હરિભજન અને તીર્થપર્યટન સિવાય તે અન્ય કાર્યમાં પ્રવૃત્ત થતા નથી; ભાભીસાહેબ પૂર્વે પૃથ્વી ઉપર પગ પણ નહોતાં મૂકતાં, તે પણ હવે ઘણાં શાંત અને સુશીલ થઇ ગયાં છે. તેમને પોતાના પતિની સેવા કરવાની હવે ઉત્કટ ઇચ્છા થઈ આવી છે; પરંતુ મારા ભાઇને હવે તેમની સેવાની ઇચ્છા નથી. ભાઇભાભીના પુણ્યપ્રતાપે હું જે કાંઇ ઉપાર્જન કરું છું, તેમાંથી સર્વ પ્રકારના ખર્ચનો નિભાવ થાય છે અને અમારા સર્વેના દિવસો આનંદમાં જાય છે.



# ११–गरीब बिचारी पार्वती

પાર્વતી કપાળ ઉપર પાટો બાંધીને રુદન કરતી બેઠી હતી. આજે બે દિવસ થયાં તે ભૂખી હતી; તેનાં બાળબચ્ચાં પણ 'ખાવું છે, ખાવું છે,' એવી કિકિયારીઓ પાડતાં હતાં. તેમને જોઇને પાર્વતીના દુઃખની સીમા રહેતી નહિ; પણ તે બિચારી શું કરે ? આડોશીપાડોશીનું દળવાખાંડવાનું લઈ આવવાની પણ હવે તેનામાં શક્તિ નહોતી. બીજી તરફ હમણાં સ્વામી ઘેર આવીને પોતાને શું કહેશે, તે વાતની પણ તેને બહુ ચિંતા રહ્યા કરતી હતી. એટલામાંજ રતિલાલ આવી પહોંચ્યો. તેનાં પગલાં સાંભળતાંજ બન્ને બાળકો બીકનાં માર્યાં ઘરના એક ખૂણામાં ભરાઈ ગયાં. રતિલાલ આવતાંની સાથેજ બોલ્યો: "કેમ કાંઈ ભોજન તૈયાર છે કે નહિ ? ચાલ જે થયું હોય તે મૂક; એટલે બે કોળિયા ખાઇને ચાલ્યો જાઉં, ચાલ જલદી કર."

"શું જલદી કરું ? ઘરમાં અનાજનો એક પણ દાણો રહ્યો હોય તો કરું ને ?"

"ગમે તેમ કર. રોટલા નહિ તો ખીચડી. ખીચડી નહિ તો જે કાંઈ બની આવે તે મને કરી આપ. મારે આજે પેલી નવીન 'નીતિદર્શક મંડળી'ના નવા ખેલની તૈયારી કરાવવા વખતસર જવુંજ જોઇએ. હું આવ્યો ત્યારે મેનેજરે મને કહ્યું છે કે, 'મિ૦ રતિલાલ ! તમારા આવ્યા સિવાય કાંઈ બની શકે તેમ નથી.' ચાલ હવે જલદી કર."

"પણ ઘરમાં કાંઇજ નથી." પાર્વતીએ એમ કહી એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો.

"વિનાકારણ મને દુઃખી કરીશ નહિ. ગમે તેમ કરીને ખાવાનું આપ; તું તારે ગમે તેમ ફોડી લેજે, નહિ તો જઇને કૂવોહવાડો પૂરજે. લાવ, ચાલ જલદી લાવ." રતિલાલ ક્રોધમાં બોલ્યો.

"પ્રભુ ! વિનાકારણ શા માટે મને વધારે દુઃખી કરો છો ?

ઘરમાં કાંઈ પણ હોત તો તમને બધાંને ભૂખ્યાં રાખી હું પણ શા માટે ભૂખે મરવા પડત ? આજે તો ઊઠીને બેઠું પણ થવાતું નથી. જો બજારમાંથી કાંઈક લઈ આવો, તો હું રાંધી આપું. તે સિવાય લાચાર છું, બીજું શું કરી શકું ?"

પત્નીનાં નમ્ર વાકયોથી તો ઊલટો રતિલાલનો ક્રોધ વિશેષ સળગી ઊઠ્યો. પત્નીના શરીર ઉપર હુમલો કરવા જતાં તે બોલ્યોઃ "સવારથી બેસી રહીને તેં શું કર્યું ? ઘરમાં કાંઇજ નથી, તો આડોશીપાડોશીને ત્યાંથી કાંઈ ઉછીનું કેમ લઈ આવી નહિ ?"

"આજસુધીમાં તેમને ત્યાંથી પાંચ શેર બાજરી ઉછીની લાવી છું, તે હજુ સુધી પાછી આપી નથી, તે પહેલાં ફરીથી ઉછીનું કેવી રીતે માગી લાવું ? મને તો હવે તેમને મોં બતાવતાં પણ શરમ આવે છે. બાળકો પણ બિચારાં બેઠાં બેઠાં ભૂખથી સવારનાં રડયા કરે છે !"

"બસ કર, બહુ થયું. તારી અક્કલ કળી ગયો છું. મારા ઉપર વિધાતાએ આવો પથ્થર તે કયાંથી મૂકયો ? ત્રણચાર દિવસ પર બાજરી લાવ્યો હતો, તે શું પૂરી થઈ ગઇ ?"

"અરે ! તે લાવ્યાને તો કેટલા બધા દિવસ થયા અને આજ સુધી તમે તથા બાળબચ્ચાંએ ખાધું શું ? આજે બે દિવસથી મેં બે ગ્રાસ પણ લીધા હોય તો મને ઈશ્વરના સોગન છે. મારાથી ઊભું પણ થવાતું નથી."

"હમેશાં તારી તકરાર ! ગૃહમાં પગ મૂકયો કે, તું આ પ્રમાણે રોદણાં રડવાનીજ. કયાં ગયાં પેલાં છોકરાં ! શું એમનો બાપ બાપ મરી ગયો છે, તે આમ કિકિયારીઓ પાડે છે ? કેમ અલ્યા મનુ ! તું રડે છે કેમ ? ઊઠ ખૂણામાંથી, નહિ તો મારીશ એક લાત, તો બેવડોજ કરી નાખીશ. નહિ ભણવું, નહિ ગણવું અને આખો દિવસ આમ પોકો મૂકયા કરો છો કેમ ?"

બિચારી પાર્વતીનાં નેત્રોમાંથી ચોધાર અશ્રુ વહેવા લાગ્યાં. બન્ને બાળકો ઉપર તેનો અપાર સ્નેહ હતો; પરંતુ તે બિચારી નિરુપાય હતી. રુદન કરવા સિવાય તેના ભાગ્યમાં બીજું કાંઈ નહોતું. આમ છતાં તે પતિપ્રતિ કરુણાજનક દૃષ્ટિ કરી બોલીઃ "તેમને બિચારાંને શા માટે કઠોર વચનો કહો છો ? તેમનો શું અપરાધ છે ? આવાં સોના જેવાં છોકરાં ઈશ્વરે આપ્યાં છે, તેને પણ તમે જોઈ શકતા નથી ?"

સ્ત્રીનાં આ વચનોથી ઊલટો રતિલાલનો ક્રોધ વિશેષ સળગી

ઊઠ્યો. તે લાલચોળ આંખો કરી પત્નીને મારવા ધસ્યો. એવામાં તેની પાડોશમાં રહેતો કૃષ્ણુદાસ ત્યાં આગળ આવી પહોંચ્યો. તે પોતાની નજર આગળનો દેખાવ જોઇ ચકિત બની ગયો. થોડી વાર ઊભા રહ્યા પછી તેણે રતિલાલને પૂછ્યું: "તમે અમારી પેઢી ઉપર નોકરી કરશો ? મેં ખાસ તમારે માટે એ જગ્યા શોધી કાઢી છે."

કૃષ્ણુદાસ રતિલાલની સ્થિતિ સારી રીતે જાણતો હતો તથા રતિલાલની પત્નીની દશા જોઇને તેના હૃદયમાં ઘણીજ દયા ઉત્પન્ન થતી હતી. અદ્યાપિપર્યંત તેણે પોતાની પત્નીદ્વારા ગરીબ બિચારી પાર્વતીને બનતી મદદ કરી હતી; પરંતુ તે સંબંધી રતિલાલ કાંઇ પણ જાણતો નહોતો. અસ્તુ !

જો કે કૃષ્ણુદાસે નોકરીસંબંધી વાત હસતાં હસતાંજ કરી હતી, તોપણ તેથી રતિલાલને ઘણું ખોટું લાગ્યું. તે કૃષ્ણુદાસ તરફ તિરસ્કારથી જોવા લાગ્યો. કૃષ્ણુદાસ તેને તેના આળસુપણા માટે તથા વ્યર્થ વખત ગુમાવવા માટે ઘણું કહેતો હતો; પરંતુ એ કહેવું રતિલાલને બિલકુલ ગમતું નહોતું. ઊલટું તે વારંવાર આવી પોતાની સ્ત્રી સાથે વાતચીત કરે છે તથા પોતાનાં બાળકો તેને ત્યાં જાય-આવે છે, તે માટે એને ઘણો ગુસ્સો આવતો હતો; પણ પોતાના ઉપર રતિલાલનો ગુસ્સો છે, એવું કૃષ્ણુદાસ સ્વપ્ને પણ ધારતો નહોતો. ખૂણામાં ગુપચુપ ભરાઈ બેઠેલાં છોકરાં પ્રતિ ક્રોધદર્શક દૃષ્ટિ કરી રતિલાલે કહ્યું: "મનુ ! અહીં આવ. મણિ ! તું પણ ત્યાં શા માટે બેસી રહી છે ? તમે શા માટે રુદન કરો છો ?"

બાળકોએ કાંઈ ઉત્તર આપ્યો નહિ; તેમજ તેઓમાંનું કોઈ પોતાના નિષ્ઠુર પિતા પાસે ગયું પણ નહિ. જો કે પોતાનો પિતા બોલાવે ત્યારે તેમની પાસે જવું જોઇએ, એવું એમના મનમાં વારંવાર આવતું હતું, પરંતુ પિતાનો ક્રૂર ચહેરો જોઇને તેમના મનનો વિચાર મનમાંજ સમાઇ જતો હતો. તેમને પોતાના પિતા તરફ આવા ભયભીત ચહેરે જોતાં જોઇને કૃષ્ણુદાસના હૃદયમાં તેમને માટે ઘણીજ દયા ઉત્પન્ન થઇ. તેણે તુરતજ એ બન્ને બાળકોની પાસે જઈ પૂછ્યું: "શા માટે રડો છો ? શું છે ?"

મનુએ ઉત્તર આપ્યો: "કાંઇ નહિ, એમજ."

મણી રડતી રડતી બોલી ઊઠી: "અમને ભૂખ લાગી છે, ખાવાનું જોઇએ છીએ."

મણી આ વાક્ય એવું તો ધીમેથી બોલી હતી કે, તે વાક્ય

કૃષ્ણદાસ અને મનુ સિવાય અન્ય કોઈ સાંભળી શક્યું નહિ. મણી હજુ નાની હોવાથી તેનામાં પોતાના મોટા ભાઇ જેટલું જ્ઞાન આવ્યું નહોતું. તેણે જે સત્ય વાત હતી, તે કહી દીધી. તે ભયથી ધ્રૂજતી પિતાની ભયાનક મૂર્તિ જોઇ રહી હતી. બિચારીને ભય હતો કે, જો તેનો ક્રૂર પિતા સાંભળે, તો તેની દુર્દશા કર્યા સિવાય રહેજ નહિ.

બિચારી પાર્વતી, કૃષ્ણદાસ આવ્યો કે તુરતજ મર્યાદાથી ઊઠી ઊભી થઇ પોતાનાં નેત્રોમાંનાં આંસુ સાફ કરી બીજી બાજુએ જોવા લાગી. પોતાની નિર્ધનતા કોઇના પણ જાણવામાં ન આવે એજ તેની ઇચ્છા હતી. પોતાના પતિદ્વારા થતું પોતાનું અપમાન અન્ય કોઇના જાણવામાં આવે, તો તેના જેવી શરમની વાત બીજી એક પણ નથી, એમ તેનું ધારવું હતું. આમ છતાં કૃષ્ણદાસ આવ્યો, ત્યારથી તેની એવી ધારણા હતી કે, તે સઘળો પ્રકાર જાણી ગયો હશે.

કૃષ્ણદાસ સમજુ માણસ હતો. તેણે બિચારી પાર્વતીના ઘરની સઘળી સ્થિતિ જાણી લીધી અને તેથી તેના હૃદયમાં દયા ઊભરાવા લાગી. રતિલાલની પાસે જઇને તેણે પૂછ્યું: "મેં જે જગ્યા શોધી કાઢી છે, તે જગ્યા ઉપર કામ કરશો ? પગાર પણ સારો મળે તેમ છે."

રતિલાલે કટાણું મોં કરી ઉત્તર આપ્યો: "નહિ, મને એવી નોકરીની બિલકુલ જરૂર નથી. મને બીજી જગ્યા જલદીથી મળનાર છે."

રતિલાલના ઉત્તરથી કૃષ્ણદાસને તેના ઉપર કાંઇક ક્રોધ તો આવ્યો; પરંતુ તેને દબાવીને તે બોલ્યો: "ઠીક છે, જો બીજી સારી નોકરી તમને મળતી હોય તો ઘણું સારું. મને તો એમ લાગ્યું હતું કે, તમે હાલની સ્થિતિમાં આ નોકરી સ્વીકારી લેશો."

પતિએ આપેલો ઉત્તર સાંભળતાં પાર્વતીને ઘણું ખોટું લાગ્યું. તેને આશા હતી કે, આ નોકરીને પતિ નહિજ જવા દે તથા તેમાંથી સાધારણ રીતે નિર્વાહ ચલાવવામાં હરકત પડશે નહિ; પરંતુ એ સર્વ તે બિચારીનું મનોરાજ્ય હતું. આ સમયે તેનાથી બોલ્યા સિવાય રહેવાયું નહિ. તે એકદમ પોતાના પતિના તરફ ફરીને બોલી: "નાથ ! હું તમારે પગે પડીને વિનતિ કરું છું કે, આવી તક ગુમાવશો નહિ. તે મૂઆ નાટકવાળાનું શું જાય છે ? તમે તેની વિનાકારણે મહેનત કરી કરીને મરી જાઓ છો; છતાં તે

તમને એક પૈસો પણ આપનાર નથી! માટે કૃષ્ણદાસભાઇ જે નોકરી માટે કહે છે, તેનોજ સ્વીકાર કરો!"

પત્નીનાં વાક્યોથી રતિલાલનો ક્રોધાગ્નિ પગથી મસ્તક સુધી સળગી ઊઠ્યો. તે ભયંકર સ્વરે બોલ્યોઃ "જા, જા; મારે તારી બુદ્ધિની કાંઇ જરૂર નથી. હું તો મારે નાટકમંડળીનુંજ કામ કરવાનો. મને કોણ શિખામણ આપવા આવે એમ છે, જોઉં! પારકા ઘરમાં બીજાઓએ શા માટે ધણીની રજા વિના પ્રવેશ કરવો પડે? જાઓ, મારે તમારું કોઇનું કંઇ કામ નથી. તું તથા તારાં છોકરાં જેમ ઇચ્છામાં આવે તેમ કરો. હું તો જાઉં છું."

આ પ્રમાણે કહી રતિલાલ દ્વાર તરફ દોડ્યો. પાર્વતીને એમ થવા લાગ્યું કે, "હું તે વળી શું ભોગ લાગ્યા હતા કે, બોલવા ગઈ!"

કૃષ્ણદાસે સમયનો વિચાર કરી પુનઃ પોતાના ક્રોધને દબાવીને કહ્યું: "રતિલાલ! ગૃહની સ્થિતિનો વિચાર કરો. કુટુંબનો વિચાર કરો. નાટકકંપની તરફથી તમને શું પ્રાપ્તિ થાય છે કે, તમે ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીથી મુખ છુપાવો છો? કેટલાક હલકા નાટકવાળાઓ અનેકોને ફસાવે છે. તે તમને એક રાતી પાઈ પણ આપનાર નથી! તમારું કર્તવ્ય શું છે, તેનો તમને વિચાર નથી? વળી ........"

કૃષ્ણદાસનાં વચનો સાંભળતાંજ રતિલાલ છંછેડાયલા સર્પ પ્રમાણે કૃષ્ણદાસના શરીર ઉપર ધસ્યો અને મોટે સ્વરે કહેવા લાગ્યોઃ "તમે મને કહેનાર કોણ? મારા ગૃહની બાબતમાં તમે ડહાપણ કરવા આવ્યા તો નવાજૂની થશે. કાંઇ કામધંધો છે કે નહિ?"

કૃષ્ણદાસ પણ કાંઇ સાધારણ પુરુષ નહોતો. રતિલાલ જેવા ચાર મનુષ્યોને તે પહોંચી વળે એમ હતું; પરંતુ પોતે જો આ સમયે મારામારી કરશે, તો વાત વધી જશે; એમ સમજીને તે શાંત રહ્યો. રતિલાલ પોતાની જીભમાં જેટલું જોર હતું તે સઘળું દર્શાવીને તુરતજ પોતાની પત્ની તથા બાળકોને રડતાં કકળતાં મૂકી ચાલ્યો ગયો. કૃષ્ણદાસને બિચારી પાર્વતી તથા તેનાં બાળકો ઉપર પ્રથમથીજ દયા હતી, તેથી આવી અવસ્થામાં તેમનો ત્યાગ કરી જવાનું તેણે ઉચિત ધાર્યું નહિ. તેણે તરતજ બન્ને બાળકોને પોતાની પાસે બોલાવ્યાં. બાળકો પોતાની પાસે આવી પહોંચતાંજ તેણે પાર્વતીને કહ્યું: "આ બન્નેને હું મારે ત્યાં લઇ જાઉં છું; તથા તમારી ભાભી સાથે તમને થોડું ઘણું ધાન્ય

મોકલી આપુ છું. ચોખા તથા દાળ આવતાંજ તમે ત્વરાથી ખીચડી કરી જમી લેજો."

પાર્વતી કાંઇ બોલી નહિ. તેણે પોતાનાં બન્ને બાળકોને કૃષ્ણદાસ સાથે જવા દીધાં.

કૃષ્ણદાસે ઘેર જઇને પોતાની પત્નીને રતિલાલના ઘરની સર્વ બિના કહી સંભળાવી. તે સાંભળીને રતિલાલની પત્ની માટે તેના હૃદયમાં પણ દયા ઊપજી. તેણે બન્ને બાળકોને સ્નાન કરાવી ભોજન કરાવ્યું. ત્યાર પછી તે સીધું તૈયાર કરી, નોકર સાથે પાર્વતી પાસે જવા નીકળી. રસ્તે જતાં તેને એમ લાગ્યું કે, "પાર્વતી કુળવાન સ્ત્રી છે, મોભાવાળી છે, તે આવું લેશે નહિ; માટે હું જાતે જઈનેજ તેને આગ્રહપૂર્વક સ્નાન કરાવી જમાડીશ."

કૃષ્ણદાસની પત્નીએ પાર્વતીના ઘરમાં પેસતાંજ તેને રુદન કરતી જોઈ. કૃષ્ણદાસની પત્નીએ તેનું સાંત્વન કરી તેને સ્નાન તથા ભોજન કરવા માટે આગ્રહ કર્યો. પાર્વતીએ ગદ્‌ગદ કંઠે કહ્યું કે, "તેઓ જમ્યા સિવાય ગયા છે, એટલે હું જમવાની નથી."

આખરે કૃષ્ણદાસની પત્નીના અત્યંત આગ્રહથી પાર્વતીએ નેત્રોમાંનાં આંસુ સાફ કરતાં કરતાં કહ્યું: "હું સ્નાન કરીને રાંધું છું, તમે જાઓ."

કૃષ્ણદાસની પત્ની રાજી થઈ પોતાને ઘેર ગઈ. પાર્વતી બે દિવસથી ભૂખી હોવા છતાં તેનો પતિ કલહ કરી ભૂખેપેટે ગયેલો હોવાથી તેના મનમાં એમ આવ્યું કે, "હું ખીચડી તૈયાર કરી મૂકીશ અને તે આવશે ત્યારે તૈયાર થયેલી ખીચડી તેમને જમાડીને પછી બનેલા પ્રકાર માટે તેમની પાસે ક્ષમા મેળવવા પ્રાર્થના કરીશ."

આ પ્રમાણે પતિને પુનઃ પ્રસન્ન કરવાની આશાથી તેણે ત્વરાથી શીતળ જળથી સ્નાન કરી ચૂલા ઉપર ખીચડી મૂકી.

રતિલાલ તો નિર્લજ્જપણાની પ્રતિમા જેવો હતો. તે ચાલ્યો ગયો હતો ખરો, પરંતુ બેચાર ઘડીમાંજ પાછો આવ્યો. પાર્વતી કેટલાક સમય સુધી તેની રાહ જોઇને છેવટે તેના આવવાની આશા તજીને ભોજન કરવાને બેસતી હતી, એવામાંજ પતિનાં પગલાંનો અવાજ દૂરથી કાને પડતાં તેને આનંદ થયો. આર્ય અબળાઓનું હૃદય કેટલું પ્રેમાળ અને દયાપૂર્ણ હોય છે, તે વર્ણવવાની જરૂર નથી. પોતાનો પતિ પોતાના ઉપર જુલમ વરસાવતો

હોવા છતાં પતિનાં પગલાંનો અવાજ સાંભળતાંજ તે દ્વાર આગળ જઈ નમ્રતાથી બોલીઃ "ઠીક આવી પહોંચ્યા. ખીચડી તૈયાર કરી રાખી છે. ભોજન કરવા પધારો."

રતિલાલ ઘણોજ સ્વાર્થી હતો. "તું બે દિવસથી ભૂખી છે, માટે ભોજન કરી લે," એમ કહેવાની દયા તેના હૃદયમાં ઉત્પન્ન થઈ નહિ. તેણે ચાર કોળિયા ભર્યા હશે, એટલામાંજ કૃષ્ણદાસ ત્યાં આગળ આવી પહોંચ્યા.

જેનું તેણે અલ્પ સમય પૂર્વે મહાઅપમાન કર્યું હતું, તેજ કૃષ્ણદાસના ઘરની ખીચડી રતિલાલ આનંદથી આરોગી રહ્યો હતો; છતાં આ વખતે તે કાંઈક શરમાઈ ગયો. કૃષ્ણદાસે વિચિત્ર પ્રકાર જોઇ પ્રશ્ન કર્યોઃ "કેમ પાર્વતી બહેન! તમે હજુ જમ્યાં નથી? બીજી ખીચડી પણ વધી નથી કે શું?"

આ પ્રશ્નોથી રતિલાલની શરમ ક્રોધના રૂપમાં ફેરવાઈ ગઈ. ક્રોધની આગથી સળગી ઊઠતો તે બોલ્યોઃ "અરે! તમારે અમારા ઘરની આટલી બધી ચિંતા રાખવાનું કાંઈ પ્રયોજન? એક વખત ના પાડયા છતાંએ તમે શા માટે આવો છો? કાંઈ તમારું મારું....."

તેનાથી આગળ બોલી શકાયું નહિ. ચારપાંચ કોળિયા ખીચડી થાળીમાં પડી રહી હશે, એટલામાં તે ઊઠયો તથા પોતાનો ક્રોધ થાળી તેમજ અન્ન ઉપર ઉતારવાને તેણે થાળીને એક લાત મારી દૂર કરતાં કહ્યુંઃ "આ ચાંડાળણીએ તારા ઘરમાંના ચોખાદાળ આણ્યાં હોય એમ લાગે છે."

રતિલાલના મુખમાંથી આગળ જે કાંઇ શબ્દો નીકળ્યા, તે અત્રે લખીને પાઠકોનું મન દુખવવાની ઇચ્છા નથી; પાછો તે ક્રોધે ભરાઇને પ્રથમની પેઠે ચાલ્યો ગયો. સંધ્યાકાળ સમયે પતિ અન્નને લાત મારી ચાલ્યો ગયો, એથી બિચારી પાર્વતીનો આત્મા અધિક દુઃખી થવા લાગ્યો. સ્ત્રીઓનાં મન ઘણાં શંકાશીલ હોય છે. પાર્વતી પણ પતિથી થયેલા અપશુકનથી અનેક સંકટો પોતાના ઉપર આવશે, એવો સંદેહ લાવી તે સંબંધી ચિંતા કરવા લાગી. આવી અવસ્થામાં થાળીમાં પડી રહેલી બેચાર કોળિયા ખીચડી ખાવાનું પણ તેને સૂઝયું નહિ. તે બિચારી શું કરે? પતિના ચાલ્યા ગયા પછી કૃષ્ણદાસ પણ થોડા સમય સુધી ત્યાં ઊભા રહ્યા. પોતાના પતિએ કૃષ્ણદાસને જે અપમાનસૂચક વચનો કહ્યાં, તે માટે તેણે બન્ને હાથ જોડી કૃષ્ણદાસને કહ્યુંઃ "ભાઇ! તેઓ જે વચનો બોલ્યા

છે, તે મનમાં લાવશો નહિ. શું બોલવું અને શું ન બોલવું, તેનું તેમને ભાન નથી. તેમનો સ્વભાવ તામસી થઇ ગયો છે."

આ પ્રમાણે કહી તેણે પોતાના તરફથી પતિનાં વચનો માટે ઘણો શોક પ્રકટ કર્યો. પાર્વતીને રુદન કરતી જોઇ નહિ શકાવાથી કૃષ્ણદાસ ત્યાંથી ચાલ્યો ગયો. વળી પરગૃહમાં એક નિર્ધન સ્ત્રી આગળ ઊભા રહેવું એ પણ તેને યોગ્ય લાગ્યું નહિ.

તે રાત્રે પાર્વતીએ કાંઇ ખાધું નહિ. તેનો પુત્ર કૃષ્ણદાસને ત્યાં-થી ઘેર આવ્યો હતો, તેને લઇ પોતે સૂઈ ગઇ. તેની પુત્રી હજુ સુધી કૃષ્ણદાસને ત્યાંથી આવી નહોતી.

પાર્વતી બિચારી ક્ષુધાની વેદનાથી પડી રહી હતી. એવામાં તેનો પુત્ર કોઇ કારણને લીધે ઊંઘમાંજ બૂમ પાડી ઊઠ્યો. અનેક પ્રશ્નો કર્યા પછી પાર્વતીને માલૂમ પડ્યું કે, તેના પેટમાં દુખે છે. તે આકુળવ્યાકુળ બની જઇ આમતેમ આળોટવા લાગ્યો. પેટમાં થતું દુઃખ તેનાથી સહન કરી શકાતું નહોતું. પાર્વતીએ ઊઠીને સૂંઠ વાટીને ખવડાવી, હિંગનું પાણી કરી તેના પેટ ઉપર ચોપડ્યું, ચણાનો ખાર શીશીમાં પડ્યો હતો તે પાયો, આમ છતાં મનુ આળોટતો તથા બૂમો પાડતો બંધ રહ્યોજ નહિ. તેને કાંઇ સૂઝ્યું નહિ. પોતાનો પતિ ઘરમાં નહિ હોવાથી તેને ઘણું લાગી આવ્યું. પતિ જ્યાં હોય ત્યાંથી એક વખત તેને બોલાવી લાવવો એમ તેને વિચાર થઈ આવ્યો. પાડોશમાં રહેતી સુલોચના નામની એક વિધવા સ્ત્રીને પોતાના પુત્ર પાસે બેસાડી તે પતિને બોલા-વવા ચાલી નીકળી.

પાર્વતી નાટકમંડળીના દરવાજા પાસે ગઇ, ત્યારે નાટકની તાલીમ પૂર્ણ થઇ ગઈ હતી અને કેટલાક મુખ્ય ગણાતા માણસો મદ્યપાન કરવામાં પ્રવૃત્ત થયા હતા. એટલામાં એક મનુષ્ય બહાર આવ્યો. તેની મારફત પતિને બોલાવવાનો પાર્વતીના મનમાં વિચાર આવ્યો; પરંતુ બોલાવે કેવી રીતે? તેનાથી પતિના નામનો ઉચ્ચાર કેવી રીતે થઈ શકે? તે બિચારીને કાંઇજ સૂઝ્યું નહિ. છેવટે તેણે એ મનુષ્યને પોતાની પાસે બોલાવી કહ્યું: "ભાઈ! તમે અંદર જઇને કહેશો કે, મનુની તબિયત ઘણી બગડી ગઇ છે, તેથી તમારી પત્ની તમને બોલાવવા આવી છે."

આ મનુષ્ય પશુ જેવો હતો. તેણે કહ્યું: "બા! અંદર પચાસ માણસો બેઠા છે, તે સર્વેને આ સમાચાર કહું કે?"

આમ કહી ઉત્તરની રાહ જોયા સિવાય હા! હા! હા! કરતો હસતો હસતો તે અંદર ગયો અને ઉપર્યુક્ત શબ્દો એણે સર્વે જણને કહી સંભળાવ્યા. તે સર્વે મનુષ્યો પૈકી આ સમાચાર સાંભળી ના હસ્યા હોય એવા ભાગ્યે બેચારજ હશે. બાકી બીજા સર્વ, જેઓ પશુ કરતાં પણ અધમ હતા તેઓ હસી પડચા. રતિલાલને લાગ્યું કે, પોતાનીજ પત્ની કોઈ પણ પ્રકારનું નિમિત્ત કાઢીને આવી હશે. આથી તે ઊઠીને બહાર ગયો.

પાર્વતીને મહામુસીબતે નાટકશાળા આગળ પતિનો મેળાપ થયો. પુત્રની પીડાની ખબર કહી ઘેર આવવા વિનતિ કરતાં રતિલાલ બોલ્યો: "તું મારી ફજેતી કરાવવાજ આવી છે. ચાલી જા! તારે ને મારે કાંઈ સંબંધ નથી. છોકરાને મરવું હોય તો મરી જવા દે. છોકરાની પાછળ તું મરી જા અને તારી પાછળ પેલી છોકરી પણ સ્વર્ગે સિધાવે; એટલે આપણે આ ત્રાસમાંથી મુક્તિ પામીએ! ચાલી જા, અહીં દરવાજા આગળ ઊભી રહીશ નહિ. હું અત્યારે આવી શકું તેમ નથી." આમ કહી તે પત્નીની સ્થિતિની પરવા કર્યા સિવાય ઝડપથી અંદર ચાલ્યો ગયો.

આ સમયે પાર્વતીની કેવી સ્થિતિ થઈ હશે! તેના હૃદય ઉપર નિરાશાની છાયા છવાતાં તે કેટલી બધી આકુળવ્યાકુળ બની ગઈ હશે! એની કલ્પના કરાવવાને માટે અમારી પાસે જોઈએ તેવા શબ્દો નથી. તે બિચારી કીડી પ્રમાણે ધીમે ધીમે ઘેર પાછી જવા લાગી. નિરુપાયે કૃષ્ણદાસની સહાય મેળવવાનો તેને વિચાર થઈ આવ્યો; પરંતુ તે સાથે એમ પણ લાગ્યું કે, તેની સહાય ક્યાં સુધી લેવી? આમ છતાં અન્ય એક પણ માર્ગ રહ્યો નહોતો. ધીમે ધીમે પાર્વતી કૃષ્ણદાસ પાસે જઈ પહોંચી તથા પુત્રની ભયંકર સ્થિતિના સમાચાર કહી સંભળાવ્યા. કૃષ્ણદાસ પરહિતના કાર્યમાં હમેશાં તત્પર રહેતો. તે તરત જઈને એક હોશિયાર ડૉક્ટરને બોલાવી લાવ્યો. ડૉક્ટરે દવા આપી તોપણ મનુના પેટનું દરદ દૂર થયું નહિ. છેવટે ડૉક્ટરે નિરાશા દર્શાવતાં કહ્યું: "આરામ થશે કે કેમ એ શંકાભરેલું છે." વૈદ્યને બોલાવવામાં આવ્યો, તો તેણે પણ કાંઈ આશા આપી નહિ. પાર્વતી બિચારી પુત્રના દુઃખે તથા પોતાના નિરાહાર વ્રતને લીધે ગાંડા જેવી બની ગઈ હતી. અંતે એકબે જણે એવી સલાહ આપી કે, ભૂત કાઢનારને બોલાવો. પાર્વતી પણ દીવાની બની ગયેલી સ્ત્રી પ્રમાણે ભૂત કા-

ઉતારનારની શોધ કરવા માટે આમતેમ દોડાદોડ કરવા લાગી. ભૂત કાઢનાર પૈસા મળ્યા સિવાય આવવાની ના પાડતો હતો, તે બે રૂપિયા માગતો હતો. પાર્વતી બિચારી બે રૂપિયા ક્યાંથી લાવે? કોની પાસે માગે? છેવટે તેને પોતાના ગળામાંનું ફક્ત એકનું એક માદળિયું યાદ આવ્યું. આ માદળિયા ઉપર રૂપિયા લઇ આવવાનો તેણે વિચાર કર્યો અને તેના ઘર પાસે રહેતી નર્મદા નામની એક વૃદ્ધ સ્ત્રી ઉછીના પૈસાની લેવડદેવડ કરતી હતી, તેની પાસે જઇ માદળિયું ગીરો મૂકી તે બે રૂપિયા લઇ આવી. રૂપિયા લઇને જેવી પાર્વતી ઘેર આવતી હતી કે, તેને રસ્તે રતિલાલ સામો મળ્યો. તેણે પત્નીને ઉપરાઉપરી પ્રશ્નો પૂછ્યા: "કેમ, શું છે? ક્યાં ગઇ હતી? અત્યાર સુધી ક્યાં હતી?"

પાર્વતી પોતાના હાથમાં જે રૂપિયા હતા, તે કદાચિત ખખડશે અને સ્વામીના જાણવામાં આવશે, એવા ભયથી જેવી તે રૂપિયા છુપાવવા જતી હતી કે, તુરત તેનો અવાજ થયો અને રતિલાલના કાને પડ્યો. એટલે તેણે પત્નીના પ્રતિ સાશંકમુદ્રાએ દૃષ્ટિ કરી પ્રશ્ન કર્યો: "શું તું કૃષ્ણદાસને ત્યાં ગઈ હતી? ત્યાંથી રૂપિયા લાવી છે કે શું? મારા દુશ્મન પાસેથી તું રૂપિયા લઇ આવી કેમ? લાવ તે રૂપિયા મારી પાસે." આમ કહી રતિલાલે પત્નીનો હાથ પકડી મરડ્યો તથા રૂપિયા ખૂંચવી લઇ ચાલ્યો ગયો. રતિલાલ પૈસા મેળવવાનોજ લાગ શોધતો હતો અને એવામાં તેની પત્ની પાસેથીજ રૂપિયા મળી ગયા, તેથી તેણે એમજ માન્યું કે, "ઇશ્વરેજ આ રૂપિયા મારા ભાગ્યમાં નિર્માણ કર્યા હશે." પોતાની પત્નીએ બે રૂપિયાની શું વ્યવસ્થા કરવાની હતી; તથા પોતાના પુત્રની શું દશા હતી, તેનો તેને વિચાર સુદ્ધાં આવ્યો નહિ. પાર્વતી બિચારી તદ્દન નિરાશ થઈ ગઇ. તે ચિંતાતુર વદને પોતાના પુત્રની પાસે આવીને બેઠી. મનુની તબિયત વિશેષ બગડતી જતી હતી. પ્રથમ તો એકબે દિવસ સુધી આડોશીપાડોશીએ આવીને પાર્વતીને સાંત્વન આપવા માંડ્યું; પરંતુ હમેશાં કોણ આવ્યા કરે? પાર્વતી અને તેની પુત્રી સિવાય ગૃહમાં અન્ય કોઈ મનુષ્ય નહોતું. કૃષ્ણદાસની પત્ની વારંવાર આહાર કરવાની વસ્તુઓ લઇ આવતી હતી તથા પાર્વતીને દિલાસો આપતી; પરંતુ દિલાસાથી શું થાય? પાર્વતીને પોતાના પતિના આચારવિચાર માટે ઘણી લાગણી થઇ આવી. તે બિચારી પોતાના પુત્રનું દુઃખ સ્થિરતાથી જોઇ રહી; ઇશ્વરની

પ્રાર્થના સિવાય અન્ય એક પણ માર્ગ તેને માટે રહ્યો નહિ. આડોશી-પાડોશી જે કાંઈ અન્ન લાવી આપતાં હતાં, તે અન્નમાંથી પોતાની પુત્રીને ખવરાવી જે કાંઇ અવશેષ રહેતું, તે પોતે જમી લેતી હતી. આવી અવસ્થામાં છ દિવસ વીતી ગયા, પરંતુ રતિલાલ એક પણ દિવસ ઘેર આવ્યો નહિ. લોકો તેને ફિટકાર કરતા તેમજ કંપનીના માણસો તેનું અપમાન કરતા, છતાં તે નાટકમંડળીમાંના રોટલાના કકડાજ ખાતો રહ્યો!

આવતા શનિવારે તે નાટકમંડળીનો નવો ખેલ ભજવવાનું નક્કી થયું, જેથી કરીને વિનાકારણ રતિલાલના માથા ઉપર કામનો ઘણો બોજો આવી પડ્યો. તે નાટકમંડળીમાં જમતો હોવાથી તેની પાસેથી ગમે તે પ્રકારે તેના આહારાદિના ખર્ચના પૈસા વ્યાજ સાથે વસૂલ કરવાને માટે મંડળીનો મેનેજર મોતીલાલ, રતિલાલને અનેક પ્રકારનાં કામો કે જે મજૂરને સોંપતાં પણ સંકોચ થાય તે સોંપવા લાગ્યો.

આવતા શનિવારે નવો પ્રયોગ ભજવવાનો હોવાથી તે પ્રયોગ માટે કેટલીક નવી સીનસીનેરી તૈયાર કરવાની હતી તથા નવા પડદાઓ ચડાવવાના હતા, તેથી તે કામ કરવાનું મેનેજરે રતિલાલને સોંપ્યું. તે પોતાને માથે આવી પડેલું કાર્ય ઘણીજ ઉતાવળથી કરવા લાગ્યો. એક પ્રસંગે તે પડદો ચડાવવાને ઊંચે ચડ્યો, તેવામાં તેનો પગ સરકી ગયો અને તે રંગભૂમિ ઉપર પટકાઈ પડી બેશુદ્ધ થઇ ગયો. આ સમયે નાટકમંડળીના મેનેજરે આવી રતિલાલની કાંઇ પણ ચિકિત્સા નહિ કરાવતાં તેને, તેને ઘેર મોકલાવી આપ્યો તથા પોતે થોડા સમયમાં ડૉકટરને મોકલી આપશે, એવું ગરીબ બિચારી પાર્વતીને કહેવડાવ્યું! પરંતુ પછી કોઇ તેની સ્થિતિના સમાચાર જોવા સુધ્ધાં ગયું નહિ! પોતાના સ્વામીની ભયંકર સ્થિતિ જોઈ પાર્વતીના દુઃખની સીમાજ રહી નહિ. તે પોતાના પુત્રનો મંદવાડ ભૂલી જઈ પતિની સેવા કરવામાં પ્રવૃત્ત થઇ. કૃષ્ણદાસે પાર્વતીને આવા દુઃખદ પ્રસંગે ઘણી સહાય કરી. આમ છતાં મનુ તો પોતાના આ લોકના દિવસો પૂર્ણ કરી પરલોકે પ્રયાણ કરી ગયો. તેને આંતરડાંનો રોગ થયેલો હોવાથી મટવો મુશ્કેલ હતો. આમ હોવાથી પુત્રના શોકને મહામુસીબતે શમાવી રાખી પાર્વતી તથા કૃષ્ણદાસે રતિલાલને આરામ થાય એ હેતુથી અનેક પ્રકારના ઉપચારો કર્યા. રતિલાલને તે કાંઇ માલૂ-

મ પડયું નહિ; કારણ કે તે સાતઆઠ દિવસ સુધી બેશુદ્ધ રહ્યો હતો. એ પછી કાંઈક જ્ઞાન આવ્યું, ત્યારે પુત્રના પરલોકવાસના સમાચાર મળતાં તેના આત્મા ઉપર સખત આઘાત થયો તથા પોતે કરેલાં કૃત્યો માટે તેને અપાર પશ્ચાત્તાપ થયો. છેવટે પાર્વતી તથા કૃષ્ણદાસે બે માસ સુધી તેની પુષ્કળ સેવા–ચાકરી કરી ત્યારે તેનું જીવન બચી શકયું. આમ છતાં તેનો એક પગ તો લંગડોજ રહ્યો. કૃષ્ણદાસ જેવા સજ્જન મનુષ્યની કિંમત રતિલાલ પોતાના મંદવાડ સમયે કાંઇક કરી શકયો. સાજો થયા પછી હવે તે કૃષ્ણદાસની કૃપાને લીધે પોતાના દિવસો ગરીબ બિચારી પાર્વતી તથા પોતાની પુત્રી સાથે આમોદપ્રમોદમાં વ્યતીત કરે છે. આમ છતાં આ ગરીબ દંપતીને કેટલીક વખત પોતાના પુત્રના પરલોકપ્રયાણની સ્મૃતિ થઇ આવે છે, ત્યારે ઘણું દુઃખ થાય છે.

પોતાની નિર્દોષ પત્ની અને બાળકો પ્રત્યે નિષ્ઠુર વર્તન ચલાવનાર મનુષ્યો આ રતિલાલની પેઠે અત્યંત દુઃખનો અનુભવ ન મેળવતાં સ્વતઃ સમજણથીજ તેના જેવા સુધરી જાય એવી ઇચ્છા સાથે આ વાર્તા છેવટનાં આ થોડાં વચનો સાથે પૂરી કરીશું કે, “ આ વાર્તામાંના કૃષ્ણદાસની પેઠે ગરીબ પવિત્ર આત્માઓ પ્રત્યે ઉપકાર કરવાનું સૌભાગ્ય અને શુભેચ્છા પ્રત્યેક વાચક સજ્જનને પ્રાપ્ત થાઓ.” આવાં ગરીબો પ્રત્યેક સ્થળમાં ખૂણેખાંચરે પડેલાંજ હોય છે. જેમના પર પ્રભુની પૂર્ણ કૃપા હોય, તેઓજ પરોપકારની આવી ઉત્તમ બાબતોમાં તન, મન કે ધનનો વ્યય કરવાને ભાગ્યશાળી બને છે.





# १२–गरीबाईनो संसार

અમારી પાડોશમાં એક ઘણું જૂનું ઘર હતું. તે ઘરની પાછ-લી બાજુની પડી ગયેલા જેવી ઓરડીમાં એક વિધવા સ્ત્રી રહેવા આવી હતી. તેને છ બાળકો હતાં, તે પૈકી સૌથી નાનાની ઉંમર છ માસની હતી. તેના પતિની હયાતીમાં પણ તે જૂજ પગાર કમાઇ શકતો હોવાથી તેમનો સંસાર મહામુશ્કેલીથી ચાલતો હતો; પણ ક્રૂર કાળે તેને પણ પોતાના મુખમાં લઈ લીધો. આવો દુઃખદ પ્રસંગ આવી પડવાથી બિચારી રાધાગોરીની કેવી શોચનીય અવસ્થા થઈ પડી હશે, એનો ખ્યાલ વાચકોએજ કરી લેવો. તે બિચારીને આ સંસારમાં એ એકજ આધાર હતો, તે હમેશાંને માટે ગયો અને તેની સાથે દશ રૂપિયાની આવક પણ ગઈ. જો કે આ દશરૂપિ-યાની ખોટ શ્રીમંતોથી તો કદી પણ સમજીજ નહિ શકાય, પરંતુ આ નિરાધાર વિધવાને—આ છ બાળકોની માતાને તો તે કુબેરની સંપત્તિ કરતાં પણ વધારે લાગે એમાં શું આશ્ચર્ય ? વળી રાધા-ગોરીને પિયરમાં પણ હવે કોઈ રહ્યું નહોતું. આ બિચારી આશ્ર-ય વિનાની અબળા પોતાનાં છ બાળકોનો ઉદરનિર્વાહ કેવી રીતે કરી શકે ? પરંતુ આવી અવસ્થામાં આવી પડેલાં સદ્ગુણી મનુ-ષ્યોને પરમેશ્વર વિશેષ ધીરજ આપે છે. રાધાગોરીએ પણ તે પ્ર-માણે ધીરજ ધારણ કરી.

પતિની ઉત્તરક્રિયા વગેરે થઇ ગયા પછી તેણે માસિક એક રૂપિયાના ભાડાની જગ્યા પડી મૂકી અને તે ઉપર દર્શાવેલા અમારી પાડોશના ઘરમાં છેકજ પડી ગયેલા જેવી છ આનાના ભાડાવાળી ઓરડીમાં પોતાનાં બાળબચ્ચાં સાથે આવીને રહી. એ આ સ્થળે રહેવા આવવાથી મેં તેનું સકળ ચારિત્ર્ય જોયું. તે રાત્રિદિવસ અનેક પ્રકારનો શ્રમ સહન કરી પોતાનો તેમજ બાળકોનો નિર્વાહ મહા-મુસીબતે ચલાવતી હતી. રાત્રિનો ઘણોખરો સમય તે દળવાનું કામ કર્યા કરતી હતી. તે ક્યારે વિશ્રાંતિ લેતી હશે, તે તો તેજ જાણે.

મારા ઘરનું દળવાનું તેને ત્યાંજ આપવામાં આવતું હોવાથી, હમેશાં અમારો લોટ આપવા આવતી હતી; પરંતુ આશ્ચર્ય એ હતું કે, તે લોટ આપવા આવતી, ત્યારે મારી પત્ની જે કાંઇ કાર્ય કરી આપવાનું તેને સૂચવતી તે, તે બહુ ખુશીથી કરી આપતી અને મારી પત્ની તેને જે કાંઇ આપતી, તે લઇ સંતોષ દર્શાવી તે ચાલી જતી. વિનાપ્રયોજન ગામગપાટા હાંકવામાં કે કોઇની નિંદા કરવામાં તે પોતાની એક ક્ષણ પણ ગુમાવતી નહિ. એક દિવસે મારી પત્નીએ તેને થોડો સમય બેસવાને માટે બોલાવી, તો તેણે નિર્ભયતાથી ઉત્તર આપ્યો કે, "કોઇ કાર્ય પ્રસંગે બોલાવશો તો હું ખુશીથી આવીશ; પરંતુ પ્રયોજન વિના વૃથા સમય ગુમાવવાનું મને ગમતું નથી."

એ સાંભળી મારી પત્ની તેના ઉપર ક્રોધે ભરાઈ તથા તેની એ એક પ્રકારની ઉદ્ધતાઈ છે, એમ મને કહ્યું. આથી સહજ હસીને મેં કહ્યું: "તું તારી સ્થિતિ સાથે રાધાની સ્થિતિ સરખાવી જો. તું એટલું પણ સમજતી નથી કે, છ બાળકોનો તથા તેનો પોતાનો નિર્વાહ તેની અખંડ મહેનત ઉપરજ રહેલો છે ! તે પોતાનો સમય નિષ્પ્રયોજન ગુમાવે તો તેની શી દશા થાય, એની કાંઈ તને કલ્પના છે ?"

મારાં વચનો શ્રવણ કરી મારી પત્નીએ અજ્ઞાનતાથી કહ્યું કે, "છતાં શું તેને અર્ધો કલાક પણ વખત ન મળી શકે ?"

મેં વિચાર્યું કે, સ્ત્રીસ્વભાવ પ્રમાણે તેણે એક વખત જે કહ્યું છે, તેને ફેરવીને 'તમે કહો છો તે સત્ય છે' એમ તો હવે તે અત્યારે નહિજ કહે.

ત્યાર પછી મારી પત્ની રાધાને વિનાકારણ બેસવાને બોલાવતી નહોતી. ઘરમાં કાંઇ કામ પડે, ત્યારેજ તે તેને બોલાવતી અને રાધાને સોંપેલા કાર્યમાં પણ પોતાથી બનતી મદદ કરતી.

રાધાગોરીમાં બીજો એક ગુણ એ હતો કે, તે કોઈનું કાંઈ પણ મફત લેતી નહિ; તથા 'મારી પાસે અમુક વસ્તુ નથી, મારા બાળક પાસે ફલાણી વસ્તુ નથી, મને અમુક આપશો ?' આવા શબ્દો તેના મુખમાંથી કદાપિ નીકળતા નહિ. તે તથા તેનાં બાળબચ્ચાં ઘરમાં શું કરે છે, તે પણ કોઇ ભાગ્યેજ જાણવા પામતું. તેના બે મોટા પુત્રોમાં એકની ઉંમર બાર વર્ષની અને બીજાની નવ વર્ષની હતી. એક પુત્રીની ઉંમર સાત તથા બીજીની પાંચ વર્ષની હતી. સૌથી નાનો પુત્ર ચાર વર્ષનો અને સૌથી નાની પુત્રી બે વર્ષની હતી. તેનાં બાળકો કદાપિ કોઇની આગળ કાંઇ પણ વસ્તુ

માટે પ્રાર્થના કરતાં જોવામાં આવતાં નહોતાં. તેઓ સર્વે સરળ અને ગરીબ સ્વભાવનાં હતાં. તેઓ ઘણી વખત મારાં બાળકો પાસે રમવા આવતાં હતાં અને અવકાશ હોય ત્યારે મારાં બાળકો પાસે અભ્યાસ પણ કરતાં હતાં; પરંતુ મારાં બાળકોને જમવાનો સમય થતો, ત્યારે તરતજ તેઓ ચાલ્યાં જતાં હતાં.

એક દિવસે રવિવારે હું ઘેર હતો. રાધાગૌરીના બે પુત્રો અને ચાર વર્ષની પુત્રી મારાં બાળકોની સાથે રમતાં હતાં. હું ત્યાં આગળ આરામ ખુરશી ઉપર પડ્યો પડ્યો એક પુસ્તક વાંચતો હતો. એવામાં મારી સ્ત્રીએ એક થાળી લાવીને મારા હાથમાં મૂકી. મારા હાથમાં થાળી જોઈને મારી પુત્રી તુરત મારી પાસે આવી. રાધાગૌરીનાં સંતાનો તો જ્યાં આગળ બેઠાં હતાં, ત્યાંજ બેસી રહ્યાં. તુરતજ મને તેમની યાદ આવવાથી મેં સર્વેથી નાના છોકરાને હાંક મારી. જો કે તે છોકરો આશાપૂર્ણ દૃષ્ટિથી થાળી તરફ જોઈ રહ્યો હતો, પરંતુ મારા બોલાવવા છતાં તે પોતાની જગ્યાએથી આવ્યો નહિ. છેવટે હું જાતેજ તેની પાસે ગયો અને પ્રેમથી કહ્યું: "લે, કાંઇ હરકત નહિ."

તે છોકરાએ આતુરતાથી પરંતુ ભયથી ધ્રૂજતાં ધ્રૂજતાં પોતાનો હાથ લંબાવ્યો; પણ જેવો હું તેના હાથમાં મીઠાઈ આપવા ગયો કે તુરતજ તેણે પોતાનો હાથ પાછો ખેંચી લીધો અને બોલ્યો: "ના, મારે નથી જોઈતી."

તેના આ શબ્દોથી તેમજ તેના વિલક્ષણ વર્તનથી મારા મનમાં આશ્ચર્ય, આનંદ અને પ્રેમ ઉત્પન્ન થયો તથા તેની માતા માટે પણ મારા મનમાં માન પેદા થયું. તે છોકરાને મીઠાઇ લેવા માટે હું વારંવાર કહેવા લાગ્યો; પરંતુ તે લેતોજ નહોતો. છેવટે નિરુપાયથી જ્યારે હું તેના હાથ પકડી તેને મીઠાઈ આપવા ગયો કે તુરતજ તે દૂર ખસી જઈ દ્વાર પાસે જઇ ઊભો. તેની આવી વર્તણુંક જોઈ હું તેની નાની બહેન યશોદા આગળ ગયો અને તેની આગળ મીઠાઈ ધરીને મેં કહ્યું: "તે નથી લેતો તો ભલે, તું તો લે યશોદા!"

તે બોલી ઊઠી: "ના, ના, મારી માતાએ કહેલું છે કે, બીજા કોઇને ત્યાં કાંઇ પણ ખાવું નહિ."

આ પ્રમાણે કહી રહ્યા પછી તે પણ ચાલી જવા લાગી; પરંતુ મેં તેને પકડીને કહ્યું: "ગાંડી છોકરી! તું તારે ભય રાખ્યા સિવાય લે. હું તારી માતાને કાંઇ કહેવાનો નથી."

આ પ્રમાણે કહી હું જેવો એક પેંડાનો કકડો તેના મુખમાં મૂકવા ગયો કે, તેણે પોતાનું મુખ ફેરવી નાખી કહ્યું: "ના, હું તો નહિ લઉં. જો મારી માતા જાણે તો મારી સાથે બોલે પણ નહિ."

તેનો આવો ઉત્તર શ્રવણ કરી મેં તેની પરીક્ષા લેવાને માટે પુનઃ કહ્યું: "તું તો ગાંડી છે, તારી માતાને કોણ કહેવા જનાર છે?"

તેણે તુરતજ ઉત્તર આપ્યો: "બીજું કોણ કહે? મારેજ મારી માને બધું કહેવું પડે."

તેના આવા ઉત્તરથી મેં તેને જવા દીધી. તેની મોટી બહેન તથા નાનો ભાઇ તો ક્યારનાંય ચાલ્યાં ગયાં હતાં. મારા હાથમાંથી છૂટી એટલે જાણે કોઇ મહાસંકટમાંથી છૂટી હોય તે પ્રમાણે એ છોકરી ત્વરાથી ચાલી ગઇ. છ વર્ષ તો હજી થયાં નથી, એવી આ અજ્ઞાન બાલિકામાં આટલું બધું શાણપણ, સત્યપ્રીતિ તથા ઉત્તમ ગુણો જોઇ મને જે લાગણી થઈ, તેનું વર્ણન હું કરી શકું તેમ નથી. જો અન્ય કોઇએ મારી આગળ આવી વાત કહી હોત, તો હું એકાએક તે માની શકત પણ નહિ.

તે બાલિકા તેમજ બાળકોનાં કપડાં જાડાં હોવા છતાં એક પણ દિવસ મેં તે અસ્વચ્છ જોયાં નહોતાં. ઉપરનો પ્રકાર બન્યા પછી હું રાધાગૌરી તથા તેના કુટુંબ પ્રતિ માયાની દૃષ્ટિથી જોવા લાગ્યો. એક દિવસે મેં સૌથી મોટી બાલિકાને પાસે બોલાવી તેની સાથે વાતચીત કરતાં કરતાં તેઓ કેવા પ્રકારે રહે છે, એ હકીકત જાણી લીધી. પોતાના બંધુઓની પોતડીઓ તથા બહેનની અને પોતાની ચોળી તે બાલિકાજ ધોઇને સૂકવતી હતી! બબ્બે દિવસના અંતરે આજ બાલિકા પોતાની માતાને આખા કુટુંબનાં પહેરવાનાં કપડાં ધોવામાં સહાય કરતી હતી. રાધાગૌરી કદાપિ ધોબીને કપડાં ધોવા આપતી નહિ કે ફાટેલાં લૂગડાં સીવવા દરજીને આપતી નહોતી. એ બધું કાર્ય તે પોતેજ પોતાની નાની પુત્રીની સહાયથી કર્યા કરતી હતી. તેનાં બાળકોનાં અંગરખાંની કસો કે બટનો કદાપિ તૂટેલાં માલૂમ પડતાં નહોતાં. પોતાનાં બાળકોના હાથે જો કાંઇ અપરાધ થતો, તો રાધાગૌરી અન્ય મૂર્ખ માબાપો પ્રમાણે તેમને ગાળો દેતી નહોતી કે શિક્ષા કરતી નહોતી; પરંતુ કલાક બે કલાક સુધી તેમની સાથે માત્ર વાતચીત કરવાનુંજ તે બંધ કરતી. માતા તરફની આ શિક્ષા બાળકોને બીજી સકળ શિક્ષાઓ કરતાં વિશેષ અસહ્ય થઇ પડતી હતી. તે બાલિકાનાં વચનો ઉપરથી હું સ્પષ્ટ

રીતે સમજી શકયો કે, આવી માતા તે એક દેવીજ હોવી જોઇએ; કારણ કે આવી સ્થિતિમાં પોતાનાં બાળકોને આવા ઉત્કૃષ્ટ પ્રકારનું શિક્ષણ આપીને તેમનામાં આટલી બધી યોગ્યતા તથા અભિમાન જાગૃત કરવાનું કાર્ય જેણે સફળ કર્યું છે, તેને દેવીજ કહેવી જોઇએ. મેં મારી સ્ત્રીને તેનું આ ઉદાહરણ કહી સંભળાવ્યું અને કહ્યું: "જોયું ને ! આનુંજ નામ શાણપણ અને શિક્ષણ !"

મારી પત્ની શાંતિથી મારાં વચનો સાંભળી રહી અને તે ઉપરથી તેના મનમાં આ વાત ઊતરી શકી છે એમ મને લાગ્યું. તે દિવસથી અમે બન્ને રાધાગૌરી તથા તેનાં બાળબચ્ચાંની વિશેષ સંભાળ રાખવા લાગ્યાં.

એક દિવસ રાત્રે દસ વાગી ગયા હતા. એવામાં મારી અર્ધાંગનાના પેટમાં ઘણું દુઃખ થઇ આવ્યું. રાત્રે દસ વાગે બોલાવવું પણ કોને ? બાળકો સર્વે નિદ્રાધીન થઇ ગયેલાં હોવાથી આવી રાત્રે રાધાગૌરી પણ કેવી રીતે આવી શકે ? મારા ગૃહમાં કોઇ અન્ય સ્ત્રી નહોતી; મારી પત્નીને ગર્ભ રહ્યો હતો, પરંતુ હજુ દિવસ પૂર્ણ થયા નહોતા; તેથી હું ઘણીજ ચિંતામાં પડ્યો. છેવટે અન્ય કોઇ ઉપાય ન જડી શકવાથી મેં રાધાગૌરીનેજ બોલાવવાનો નિશ્ચય કર્યો. હું મારી પાડોશના ઘરમાં ગયો. આજ સુધીમાં હું કદાપિ રાધાગૌરીને ત્યાં ગયો નહોતો. તેના ઘરનું આગળનું દ્વાર ઉઘાડું હોવાથી મેં બહારથી હાંક મારી. રાધાગૌરીએ 'આવો ભાઇ' એવો ઉત્તર આપવાથી હું અંદર ગયો, તો તેના હાથમાં એક ચોપડી હતી તથા તેનાં ત્રણ મોટાં બાળકો એક દીવીની આસપાસ બેસી પોતપોતાનો અભ્યાસ કરતાં હતાં અને નાનાં ત્રણ નિદ્રાધીન થઇ ગયાં હતાં. આ સમયે આવો પ્રકાર જોઇને મને આશ્ચર્ય દર્શાવવાનો સમય ન હોવાથી મેં મારી સ્ત્રીની સ્થિતિના સમાચાર રાધાગૌરીને કહી તેને મારી સાથે આવવાને કહ્યું. તેણે એક ક્ષણનો પણ વિલંબ ન કરતાં પોતાની મોટી પુત્રીને દ્વાર બંધ કરવાનું સૂચવી તે મારી પાછળ પાછળ મારે ત્યાં આવી પહોંચી.

મારી સ્ત્રીને પેટમાં દુઃખ થતું હતું, તેથી કરીને કાંઇ વિશેષ ભય રાખવા જેવું નહોતું. સહજ ચોળ્યા પછી તેલ ઘસીને શેક કરવાથી તેને આરામ થઇ ગયો. ત્યાર પછી રાધાગૌરી ચાલી ગઇ અને મારું મન પણ સ્થિર થયું. રાધાગૌરીને ત્યાં રાત્રે જોવામાં આવેલો પ્રકાર મારા સ્મરણમાં આવતાં મને મારા જીવનવ્યવહાર માટે

બહુ લજ્જા આવી; કારણ કે હું મારાં બાળકોના અભ્યાસસમયે એ પ્રમાણે કદાપિ બેઠો હોઉં એમ મને યાદ નથી.

એ પછી રાધાગૌરીને ત્યાં મેં બીજા પણ કેટલાક ઉત્તમ પ્રકારો જોયા. જે છોકરાંને બાલ્યાવસ્થાથી પોતાની માતા તરફથી આવા પ્રકારે શિક્ષણ મળ્યું હતું, તે છોકરાંઓએ પોતાની યોગ્ય ઉંમર થતાંજ પોતાની માતાને ઘણી સુખી કરી. જે છોકરો સર્વથી મોટો હતો, તેણે સૌથી પ્રથમ અભ્યાસ પૂર્ણ કરી એક ઉત્તમ નોકરીનો સ્વીકાર કર્યો. રાધાગૌરી પાસે પૈસા નહિ હોવાથી તેને પોતાની પુત્રીના લગ્ન માટે ઘણી ચિંતા થયા કરતી હતી, તેમાંથી પણ તે હવે જલદી મુક્ત થઇ; કારણ કે મને એ કુટુંબને માટે એટલી બધી લાગણી થઇ હતી કે, મેંજ મારા પુત્રનો એ કન્યા સાથે વિવાહ કર્યો. મારી સ્ત્રીએ અનેક પ્રકારના વાંધાઓ ઉઠાવ્યા; પરંતુ મેં તે સર્વેનું યોગ્ય સમાધાન કરી લગ્ન કરી નાખ્યું. આજે મારી પત્નીને પોતાની પુત્રવધૂ ઉપર એટલો બધો પ્રેમ છે કે, જેની તુલના આજકાલની કોઇ પણ સાસુ કરી શકે એમ નથી!

રાધાગૌરીનો મોટો પુત્ર તેની ચાલાકીથી તેમજ તેની વિદ્યાના પ્રભાવથી એકદમ ત્રીસ રૂપિયાની નોકરી ઉપર ચડી ગયો. આ નોકરી ઉપરથી ઊંચે ચડતાં ચડતાં અત્યારે તેને માસિક સવાસોનો પગાર મળે છે. તેણે પોતાના બન્ને બંધુઓને અભ્યાસ કરાવી, એકને એન્જિનિયર અને બીજાને ડૉકટર બનાવ્યો છે. રાધાગૌરી હવે પોતાના અવકાશનો સમય પરોપકાર કરવામાં તથા ધાર્મિક ગ્રંથોનું મનન કરવામાં ગાળે છે. જ્યારે અમે બે સાથે બેસીને વાતચીત કરીએ છીએ, ત્યારે તેની 'ગરીબાઇના સંસાર' સંબંધી વાત નીકળ્યા સિવાય રહેતી નથી. એ સંબંધી વાત નીકળતાં રાધાગૌરી મને કહે છે કે, "આજે તમે અમારી જે કાંઈ ઉન્નતિ જુઓ છો તે સઘળું તમારી કૃપાનુંજ પરિણામ છે."

રાધાગૌરીનાં આ વચનોનો હું એવોજ ઉત્તર આપું છું કે, "આ કોઇની કૃપાનું પરિણામ નથી, પરંતુ તમારી સુશીલતાનુંજ પરિણામ છે. જો આર્યાવર્તની સકળ સ્ત્રીઓનું ચારિત્ર્ય તમારા જેવું બને, તો આર્યજાતિની આજે જે અધોગતિ જોવામાં આવે છે, તેને બદલે ઉન્નતિ થઈ જતાં વાર લાગે નહિ."

મારાં આવાં વચનો શ્રવણ કરતાંજ તેનો ઉત્તર આપવાને બદલે રાધાગૌરીનાં નેત્રોમાં જળ ભરાઈ આવે છે.



# ૧૩–પત્નીના પ્રેમની કસોટી

**अथ भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा।–મહાભારત**

(૧)

આ જગતમાં કેટલીક વખત એવું બને છે કે, કોઇ મોટા દુઃખદાયક પ્રસંગે પુરુષનું ધૈર્ય બિલકુલ જતું રહી શું કરવું તેનો તે નિશ્ચય કરી શકતો નથી અને સ્વાભાવિક રીતે અબળા કહેવાતી સ્ત્રી આવે સમયે પુરુષને ધૈર્ય આપે છે. વસંતઋતુના વાવાઝોડામાં વેલી જેમ વૃક્ષને નહિ છોડી દેતાં વળગી રહે છે, તેજ પ્રમાણે સ્ત્રીરૂપી વેલી પણ દુઃખરૂપી વાવાઝોડા સમયે પતિરૂપી વૃક્ષનો ત્યાગ નહિ કરતાં ઊલટું પતિને બને તેટલી સહાય કરે છે. આવી પત્નીઓજ ગૃહિણીના રૂપમાં દેવીઓ સમાન છે; પણ આવી દેવીઓ સકળ ગૃહોમાં હોય એમ જણાતું નથી. મારા મિત્ર નારાયણની પત્ની ઘણી સુશીલ, નમ્ર તેમજ શાણી હોઇ તેના આચારવિચારો પ્રત્યેક અબળાને આદર્શસમાન હોવાથી, તે સંબંધે હું કેટલીક હકીકત અત્રે આપું છું.

નારાયણના પિતા પોતાના મૃત્યુસમયે ઘણી લક્ષ્મી મૂકી ગયા હતા. વળી તેમનો ધંધો વ્યાજવટાનો હોવાથી તેમની પાસે જમીન તથા રોકડા પૈસા પણ વિશેષ હતા. નારાયણ તેમનો એકનો એક છોકરો હતો. તેની માતા તેને બાલ્યાવસ્થામાંજ મૂકી સ્વર્ગવાસી થઈ હતી. પિતાના મૃત્યુ સમયે નારાયણ મુંબઈમાં અભ્યાસ કરતો હતો. પિતાના પરલોકવાસ પછી પોતાનું કોઈ સ્વજન નહિ હોવાથી તેણે અભ્યાસનો ત્યાગ કરી ઘરની વ્યવસ્થા સંભાળી લીધી. કામધંધો ચલાવતાં કેટલાંક વરસો વીતી ગયા પછી તેણે લગ્ન કર્યું. તેની પત્ની લક્ષ્મી એક પૈસાદાર ગૃહસ્થની પુત્રી હોઇ તેને ઉત્તમ શિક્ષણ મળેલું હતું. લગ્ન પછી નારાયણના સસરાએ પણ પરલોકવાસ કર્યાથી તે તરફથી પણ તેને અપાર દ્રવ્યની પ્રાપ્તિ થઇ. હવે તેણે બધું દ્રવ્ય રૂના વ્યાપારમાં રોકયું અને વ્યાપારની

સઘળી વ્યવસ્થા પોતાના ભાગીદારને સોંપી તે નિશ્ચિંત મને ઘરમાં બેસી રહેવા લાગ્યો. પોતાની હવેલી ઉત્તમ હતી તેમજ નોકર-ચાકરોની પણ ખોટ નહોતી. પત્નીની દરેક ઇચ્છા પરિપૂર્ણ કરવાને નારાયણદાસ સદા તૈયાર રહેતો. લક્ષ્મીનો સ્વભાવ પણ સારો હોઈ તેનો પતિ પ્રત્યે બહુજ સ્નેહ હતો. લોકો કહેતા કે, નારાયણ અને લક્ષ્મીના જેવાં ઉત્તમ યુગલ આ સંસારમાં થોડાંજ હશે. આ પ્રમાણે એક વર્ષ ચાલ્યું ગયું.

(૨)

હું એક દિવસ સંધ્યાસમયે શાંતિથી ઘરમાં બેઠો હતો. ઘણા દિવસથી નારાયણ મારે ત્યાં આવ્યો નહોતો, તેથી હું તેની રાહ જોતો હતો. એવામાં મેં તેને મારી પાસે આવતાં જોયો. તેનો ચહેરો ઘણો ફિક્કો જણાતો હતો, તેના મુખ ઉપર દુઃખની છાયા જણાતી હતી, મેં તેને પૂર્વે કદાપિ આ પ્રમાણે ચિંતાતુર જોયો નહોતો; કારણ કે તે સદા આનંદી, હસમુખો તેમજ મળતાવડો હતો. હું તેને જોતાંજ અનેક પ્રકારના વિચારો કરતો બેસી રહ્યો. તે મારી પાસે આવીને એક આરામખુરશી ઉપર બેઠો. થોડા સમય શાંત બેઠા પછી મેં પ્રશ્ન કર્યો: " કેમ ભાઇ ! તું આજે ઉદાસ છે ? લક્ષ્મી બહેન સુખી તો છે ને ?"

તેણે એક દીર્ઘ નિશ્વાસ મૂકીને કહ્યું: "ભાઇ! શું કહું ? મારા સઘળા પાસા ઊંધા પડ્યા છે, હું ચિંતાની ચિતામાં સળગી ઊઠ્યો છું. મારું રક્ષણ કેવી રીતે થશે, તે મારાથી સમજી શકાતું નથી."

"કેમ, એવું તે શું બન્યું છે ?" મેં પ્રશ્ન કર્યો.

"તું ક્યાં નથી જાણતો કે, મેં મારી સઘળી લક્ષ્મી રૂના વ્યાપારમાં રોકી દીધી છે. અદ્યાપિપર્યંત એ કાર્ય સારી રીતે ચાલતું હતું, પરંતુ આઠ દિવસથી મને મારા ભાગીદાર મારફત એવી ખબર મળે છે કે, હવે દેવાળું નીકળવાનો વખત ઘણો પાસે આવી પહોંચ્યો છે. જો આ સંબંધી કાંઇ જલદીથી વ્યવસ્થા કરવામાં નહિ આવે, તો પ્રાપ્ત કરેલી કીર્તિ પર પાણી ફરી વળશે. હવે પાસે રોકડમાં એક પાઈ પણ રહી નથી. ભૂલનું ભોપાળું હવે જલદીથી ફૂટશે. શું કરવું તે બિલકુલ સમજાતું નથી. ભાગીદારનાં વચનો મારા જાણવામાં આવ્યાં, ત્યારથી હૃદયમાં ભાવી દુઃખના વિચાર અતિશય આવ્યા કરે છે. હવે તો છેવટે તારો મત શું છે, તે જાણવાને હું તારી પાસે આવ્યો છું. કહે હવે મારે શું કરવું ?"

મેં કહ્યું: "નારાયણ! થયું ન થયું બની શકે એમ નથી. માટે વિનાકારણ શોક શા માટે કરવો? તેં આ સબંધી મારાં લક્ષ્મી બહેનને કાંઈ વાત કરી હતી કે?"

નારાયણે ઉત્તર આપ્યો: "અરે! મને તે બિચારીનીજ ચિંતા થયા કરે છે. અદ્યાપિપર્યંત હું તેને કેવી સુખી અવસ્થામાં રાખી શકયો છું, તે તમે સારી રીતે જાણો છો. તે બિચારીના જાણવામાં આ ભાવી દુઃખની વાત આવે, તો પછી તેની કેવી ભયંકર સ્થિતિ થાય? વળી હું શું મોં લઈ તેને આવી દુઃખજનક વાત કહી શકું? તે મને પ્રથમથીજ કહ્યા કરતી હતી કે, "બધી રકમ વ્યાપારમાં રોકતા નહિ." છતાં મેં મારુંજ ધાર્યું કર્યું અને તે સાથે મારા નસીબનું ચક્કર પણ ફર્યું. જે સ્ત્રી શ્રીમંતાઈમાં રહી છે, જેણે અનેક પ્રકારનાં સુખોના લહાવા લીધા છે, તે સ્ત્રી હવે પોતાનું ભાવીજીવન કેવી રીતે દુઃખમાં પસાર કરશે? ગરીબાઈનાં દુઃખો કેવાં હોય છે, તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ નથી. વળી જો તે એમ જાણશે કે, મારી મૂર્ખાઇને લીધેજ પોતાને દુઃખની પ્રાપ્તિ થઈ છે, તો પછી તેનો મારા પ્રત્યેનો સ્નેહ કેવી રીતે રહેશે? થયું ભાઇ! મારા સંસારસુખની પૂર્ણાહુતિ થવાનો સમય આવી પહોંચ્યો."

આ પ્રમાણે કહી નારાયણ શાંત થયા પછી મેં કહ્યું: "નારાયણ! આવી રીતે નિરાશ થઇશ ના. તે સ્ત્રીને તું સાધારણ સમજે છે, તે યોગ્ય નથી. પૈસાની ઉપરજ પ્રેમનો આધાર હોતો નથી; જો કે કેટલીક સ્ત્રીઓ માયા તથા પૈસાને લીધેજ પ્રેમ દર્શાવે છે, પરંતુ એ તો એક પ્રકારનો સ્વાર્થજ કહી શકાય. ઘણી સ્ત્રીઓ એવી પણ હોય છે, કે જેઓ પોતાના પતિને સુખના સમય કરતાં દુઃખના સમયમાં વિશેષ સહાયકારી થાય છે. હજુ તેં 'પત્નીના પ્રેમની પરીક્ષા' કરી નથી. જો તેં આ વાત તારી પત્નીને કરી હોત, તો તેણે તારા મનનું મારા કરતાં વિશેષ સમાધાન કર્યું હોત તથા તારા હૃદય ઉપરનો બોજો ઘણોખરો ઓછો થઈ ગયો હોત."

નારાયણ બોલી ઊઠ્યો: "એ વાતને પડતી મૂકો. બધી લક્ષ્મી ચાલી ગઈ એમ તેના જાણવામાં આવતાં તે મારા ઉપર ક્રોધે ભરાયા સિવાય રહેશે નહિ. ભાઈ! આ સંસારમાં ગરીબાઈના જેવું બીજું દુઃખ નથી. ભાઈ! અમારી પ્રીતિ પૂર્ણ થઈ જવા આવી!"

"તું આ પ્રમાણે દીવાના મનુષ્યના જેવી વાતો કરીશ નહિ.

જેને અર્ધાંગના માનવામાં આવે છે, જે સુખદુઃખના સાથી સમાન છે, તેનાથી આવી વાત છુપાવાયજ કેમ? જ્યાં નિષ્કપટ પ્રેમ હોય ત્યાં આ પ્રમાણે કરવું યોગ્ય નથી. સ્ત્રીઓનાં હૃદય પ્રેમથી પરિપૂર્ણ હોય છે. તે પ્રેમની પરીક્ષા યોગ્ય પ્રસંગ આવ્યા સિવાય પુરુષ કરી શકતો નથી. હવેજ તું તારી પત્નીના પ્રેમની પરીક્ષા કરી શકીશ તથા તારા હૃદયના ભેદને દૂર કરી શકીશ. જા ઘેર જઇને સર્વ પ્રકાર તારી પત્નીને કહી સંભળાવ, જેથી તને પોતાને શાંતિ મળશે."

નારાયણ મારું કહેવું કબૂલ કરી, પોતાને ઘેર ગયો.

(૩)

ઉપર્યુક્ત બનાવને ચારપાંચ દિવસ થયા. જો કે મેં મારા મિત્રને ખાતરીપૂર્વક કહ્યું હતું, તોપણ મારું મન સંદેહજનક હતું; કેમકે ઘણે સ્થળે એમ બનતું જોવામાં આવે છે કે, પતિની પાસે જ્યારે પૈસા હોય છે, ત્યારે પત્ની તેને અધીન થઇ રહે છે અને પછીથી તે તેના પ્રતિ બેદરકારી બતાવી તેનો તિરસ્કાર કરે છે. હું પણ નારાયણદાસની પત્ની આ પરીક્ષામાં કેવી ઊતરે છે, તે જાણવાની રાહ જોતો હતો. છેવટે નારાયણ આવી પહોંચ્યો. આજે તેની મુખમુદ્રા કાંઇક પ્રફુલ્લિત જણાતી હતી. તેના આવ્યા પછી મેં આતુરતાથી પ્રશ્ન કર્યો: "કેમ ભાઇ! ઠીક છે ને?"

"ભાઇ! તમે તો સાક્ષાત્ ભવિષ્યવેત્તા જણાઓ છો. તમે જે પ્રમાણે કહ્યું હતું, તે પ્રમાણે કરવાથી મારો જીવ કાંઇક શાંતિ પામ્યો છે."

"શું થયું તે મને વિસ્તારપૂર્વક કહી સંભળાવ."

"હું તમારી પાસેથી ગયો તેજ દિવસે મેં એ વાત મારી પત્ની આગળ કાઢવાનું ધાર્યું હતું; પણ મોઢેથી કાંઇજ બોલી શકાતું નહોતું. તેવામાં તેણેજ મને પ્રશ્ન કર્યો કે, "આજકાલ તમે કેમ ચિંતાતુર જણાઓ છો?" આવો પ્રશ્ન તે પૂર્વે પણ વારંવાર પૂછતી હતી; પરંતુ હું તેને 'કાંઈ નહિ, સહજજ' આટલોજ ઉત્તર આપતો; પરંતુ તે દિવસે મેં તેને સત્ય વાત કહી સંભળાવી. મારી વાત શ્રવણ કરી રહ્યા પછી તેણે કહ્યું: "બસ, એજ કે? ત્યારે તેને માટે આટલી બધી ચિંતા શા માટે? ભાગ્યમાં નિર્માણ થયું હોય છે, તે પ્રમાણે બન્યા સિવાય રહેતું નથી. હું તો ધારતી હતી કે, કોણ જાણે શું એ ભયંકર પ્રસંગ આવ્યો હશે." આમ કહીને તેણે

ઊલટી મને ધીરજ આપી. એ પછી શું કરવું તેનો અમે બન્ને વિચાર કરવા લાગ્યાં. છેવટે હવેલી તથા બીજી કેટલીક કીમતી વસ્તુઓ વેચી દઇને દેવું આપી દેવાનો અમે નિશ્ચય કર્યો. આ સમયે તેણે મને પોતાનાં ઘરેણાં વેચી દેવાનો અતિશય આગ્રહ કર્યો. તેણે કહ્યું: "મારે ઘરેણાંને શું કરવાં છે? તેનો ઉપયોગ જ્યારે તમારા આવા દુઃખના પ્રસંગે નહિ થાય, ત્યારે ક્યારે થશે? મને તે પહેરવાનો ઉમંગ પણ નથી. મને તો આપનો સ્નેહ છે એજ અનેક અલંકારોથી અધિક છે. મને અન્ય કોઈ પણ વસ્તુની આવશ્યકતા નથી." મારી પત્નીનાં વચનો શ્રવણ કરતાંજ હું આશ્ચર્યમાં નિમગ્ન થઇ ગયો. તેને શું કહેવું તે પણ મને સૂઝયું નહિ; કારણ લક્ષ્મીના મુખમાંથી આવાં વચનો નીકળશે, એવું હું સ્વપ્નમાં પણ ધારતો નહોતો."

મેં કહ્યું: "હવે આ કરતાં વિશેષ તારે શું જોઇએ? હું કહેતો હતો, તે હવે તારા અનુભવથી સત્ય ઠર્યું ને? હવે તારા જીવને કેટલી બધી શાંતિ મળેલી જણાય છે?"

"હા, એ તો સત્ય છે; પરંતુ હજુ પ્રત્યક્ષ અનુભવ લીધા પછીજ હું તેના સંબંધી કાંઈક નિર્ણય કરી શકું. આવતી કાલે હવેલીનો ત્યાગ કરવો પડશે. નોકર, ચાકર, ભટ, ભટાણી વગેરેને રજા આપી દેવી પડશે અને સંસારનું સઘળું કાર્ય તેને પોતાને કરવું પડશે. એવા પ્રસંગે જ્યારે તેની આવી વૃત્તિ કાયમ રહે ત્યારેજ ખરું."

"જે પ્રમાણે હમણાં અનુભવમાં આવ્યું છે, તે પ્રમાણે આવતી કાલે પણ આવશેજ. વળી ભૂલનું ભોપાળું લાંબા સમય સુધી છુપાવવું સારું પણ નથી. તું તારી ખરી સ્થિતિ લોકોને જલદીથી દર્શાવીશ તેમ વધારે સારું છે. કાલેજ તું આ વ્યવસ્થા કરી નાખવાનું ભૂલીશ નહિ."

(૪)

ઉપરનો બનાવ બન્યાને ઘણા દિવસ થઇ ગયા. કાર્યની પ્રવૃત્તિ વિશેષ હોવાને લીધે મને હજુ સુધી નારાયણને ત્યાં જવાનો અથવા તેના તરફના કાંઈ પણ સમાચાર જાણવાનો સમય મળ્યો નહોતો. એક દિવસ રવિવારે હું મારી ઓરડીમાં બેઠો હતો તથા સંધ્યાસમયે ક્યાં ફરવા જવું તે સંબંધી વિચાર કરતો હતો, એવામાં નારાયણ આવી પહોંચ્યો. તેને જોતાંજ મારા મનમાં ઘણું

લાગી આવ્યું. પૂર્વના તેના શ્રીમંતાઇના પોષાકમાં અને અત્યારના નિર્ધનતાના પોષાકમાં ઘણો ફેરફાર થઈ ગયો હતો. આમ છતાં મેં તેનું મોં આજના જેવું આનંદમય પૂર્વે કદાપિ જોયું નહોતું. હું તેને પ્રશ્ન કરવા જતો હતો, તે પહેલાંજ તેણે મારા કુશળવર્તમાન પૂછ્યા. ત્યારપછી મેં તેને પ્રશ્ન કર્યો: "હવે તમે તમારી વ્યવસ્થા કરી હશે ?"

તેણે ઉત્તર આપ્યો: "હું અહીંથી ગયો તેને બીજેજ દિવસે એક સારો ગ્રાહક મળવાથી મેં તેને હવેલી વેચી દીધી અને ખાસ આવશ્યક વસ્તુઓ સિવાયની બીજી વસ્તુઓ પણ વેચી દીધી. આ પ્રમાણે કરતાં અમારા મનને કેટલું બધું લાગી આવ્યું હતું, તેમજ તે સમયની મારી સ્થિતિ કેવી હતી, તેનું દર્શન હું તમને શબ્દોદ્વારા કરાવી શકું તેમ નથી. નિરુપાયે નોકરચાકરોને પણ રજા આપવી પડી; પરંતુ આમ છતાં પણ જે રૂપિયા મારી પાસે એકત્ર થયા, તેટલાથી મારી આબરૂનું સંરક્ષણ થાય એમ નહિ હોવાથી કોઇકની પાસેથી હું કરજ લેવાનો વિચાર કરતો હતો. આ સમયે મારી ગૃહલક્ષ્મીએ પોતાનાં ઘરેણાં વેચી દેવાનો મને ઘણો આગ્રહ કર્યો; પણ મેં તેના આગ્રહ પ્રતિ લક્ષ આપ્યું નહિ; છતાં તેણે પોતાનો આગ્રહ ચાલુજ રાખ્યો. તેણે કહ્યું: "તમને સંકટમાંથી મુક્ત કરવાને માટેજ જો આ ઘરેણાંનો ઉપયોગ થતો હોય, તો પછી એના જેવા સૌભાગ્યની વાત બીજી શી હોઇ શકે? વળી દેવું કરવા કરતાં અલંકારો વેચી, દેવામાંથી મુક્ત થવું એજ વધારે ઉત્તમ છે. તમારી આબરૂ જળવાશે, તો મારે મન ઘરેણાં કરતાં પણ તે વધુ શોભાભરેલું અને આનંદદાયક છે." છેવટે મારી ઇચ્છા નહિ હોવા છતાં તેના આગ્રહને લીધે મારે કેટલાંક ઘરેણાં વેચી દેવાં પડ્યાં. ત્યાર પછી સઘળું દેવું ચૂકવી દઇ, અમે અમારી વિશાળ હવેલીનો ત્યાગ કરી શહેરમાં એક સાધારણ નાનું મકાન ભાડે રાખી તેમાં રહેવા ગયાં તથા અમારો ગરીબાઇનો સંસાર ચલાવવાની શરૂઆત કરી. તે દિવસે અમારા આત્માને જે દુ:ખ થયું હતું, તેની સીમાજ નહોતી. મારી પત્નીને સંસારનાં કાર્યોનો અનુભવ નહોતો; છતાં શાંતિથી તેણે ધીમે ધીમે સકળ કાર્યો કરવા માંડ્યાં. હું તેને કષ્ટ પામતી જોઇ પ્રશ્ન કરતો કે, "તને કાંઈ કષ્ટ થાય છે?" ત્યારે તે હસતે મોંએ ઉત્તર આપતી કે, "સ્ત્રી માણસને સંસારનાં કાર્યો કરવાં એમાં તે વળી કષ્ટ શાનું

હોય?" દિવસે દિવસે અમારું દુઃખ અનુભવના પ્રતાપે દૂર થતું ચાલ્યું અને અમે અમારી ગરીબાઈમાં પણ હવે સુખ સમજવા લાગ્યાં. મારી સ્ત્રી આવી સુશીલ તથા આટલી બધી ઉમંગી હશે, એવો મને પ્રથમ વિચાર સુધ્ધાં નહોતો. તેના નિષ્કામ સ્નેહની મને હવેજ ખાતરી થઈ છે."

મેં કહ્યું: "ભાઇ! પ્રસંગ પડયા વિના મનુષ્યની ખરી પરીક્ષા થતી નથી, પણ તને હવે તારી ગરીબાઇથી દુઃખ તો થતું નથી ને?"

મને હવે જ્યાં પ્રેમનો મહાસાગર મળ્યો છે, ત્યાં પછી દુઃખ ક્યાંથી થાય? હવે તો હું એમજ ધારું છું કે, મારા જેવો ભાગ્યશાળી આ સંસારમાં ભાગ્યેજ કોઇ હશે."

મારા મિત્રે તે દિવસે રાત્રે પોતાને ત્યાં ભોજન લેવા આવવાનો મને આગ્રહ કર્યો. તેણે કહ્યું: "અમારી શ્રીમંતાઈના સમયે તું આવતો હતો, તો પછી અમારી નિર્ધનતામાં પણ અમને કેટલું સુખ છે, તે જોવા તું શા માટે નથી આવતો? વળી તારી ભાભીએ પણ અમારો નવો સંસાર જોવાને માટે તને બોલાવી લાવવા આગ્રહ કર્યો છે."

તે દિવસે મારે વિશેષ કામ નહોતું, જેથી કરીને હું જવાને કબૂલ થયો. મેં નારાયણને ત્યાં જઇને તેના ગરીબાઇના સંસારની જે સ્થિતિ જોઇ, તેથી મને અપૂર્વ આનંદ થયો. જમતાં જમતાં અમે ઘણી વાતો કર્યા કરી. મારા જીવનમાં એમના જેવું સ્નેહી જોડું મેં ભાગ્યેજ જોયું હશે, એમ મને લાગ્યું.

× × × ×

સત્યજ છે કે, પ્રમાણિકતાપૂર્વકની ગરીબાઇ પણ સુખકરજ હોય છે; પણ તે લક્ષ્મીના જેવી ઉત્તમ પત્નીઓ જેમને મળી હોય તેઓનેજ. બીજાની હાલત તો, શ્રીમંતાઈ હો કે ગરીબાઇ હો, પણ દુઃખીજ રહેવાની. ભારતમાં ગૃહે ગૃહે એવી સુશીલ, પતિપરાયણ અને શુદ્ધ સ્નેહવાળી પત્નીઓ વસી તેને સ્વર્ગમય બનાવો!





# १४–सरस्वतीनी पतिभक्ति

(૧)

સમર્થલાલ સોળમે વર્ષે મેટ્રિકયુલેશનની પરીક્ષામાં પાસ થઇ આગળ અભ્યાસ કરવાને મુંબઇની એલ્ફિન્સ્ટન કોલેજમાં દાખલ થયો. આ નગરમાં તેને કોઇ સાથે પરિચય નહિ હોવાથી તેને છાત્રાલયમાંજ નિવાસ કરવો પડયો. તે સ્વભાવે ચપળ હોઇ પોતાનો અભ્યાસ નિયમાનુસાર કર્યા કરતો હતો; પરંતુ પોતાની નાની અવસ્થામાં એવો અભ્યાસ કરતા બીજા વિદ્યાર્થીઓ કરતાં સમર્થલાલ શરીરસ્થિતિમાં કાંઇ ચડે તેવો નહોતો. કહ્યું છે કે:

મેટ્રિક માંદા ના મટે, બી. એ.ના બેહાલ;
એમ. એ. મરણપથારીએ, એ વિદ્યાના હાલ.

છાત્રાલયમાં સર્વે વિદ્યાર્થીઓનો સમર્થલાલ ઉપર અને સમર્થલાલનો તેમના ઉપર અપૂર્વ પ્રેમ થઈ ગયો હતો. સમર્થલાલ બીજા કેટલાક વિદ્યાર્થીઓની માફક ગપ્પાં હાંકવા કોઇની પણ સાથે ખોટી થતો નહિ. તે પોતાનો અભ્યાસ કરવામાંજ આનંદ માનતો હતો.

પ્રિવિયસની પરીક્ષા આપ્યા પછી રજાઓના દિવસમાં તે ઘેર ગયો. તેનો પિતા ગોવિંદલાલ ખાધેપીધે સુખી હતો. પોતાનો એકનો એક પુત્ર અભ્યાસમાં આગળ વધેલો હોવાથી હવે તેનું લગ્ન કરી નાખવાનું તેણે વિચાર્યું. તેનો વિચાર બીજા લોકોની જાણમાં આવતાંજ કેટલાકો મોં માગ્યું ગજવું આપી પોતાની દીકરી આપવાનું જણાવવા લાગ્યા. છેવટે હજાર રૂપિયા લેવાના ઠરાવી ગોવિંદલાલે મુંબઇના એક વણિકની સ્વરૂપવતી બહેન સાથે સમર્થલાલની સગાઇ કરી. મુહૂર્ત પ્રમાણે લગ્ન થવાનો સમય આવી પહોંચ્યો. લગ્ન થવા માંડયું, એવામાં વેવાઇ તથા વેવાણો વચ્ચે એટલો બધો તો કલહ ઊભો થયો કે, બેચાર દિવસ સુધી તો સર્વેએ અબોલાવ્રત લીધું. આ કલહ થવાનું કારણ ગોવિંદલાલ

તથા લક્ષ્મીનો લોભ હતો. ગોવિંદલાલને, એક હજાર રૂપિયા ઠરેલા તે ઉપરાંત પણ વેવાઈ પાસેથી બીજા એક હજાર રૂપિયા કઢાવવા હતા. બિચારો વેવાઇ એટલી વધુ રકમ આપી શકે એવી શક્તિવાળો નહોતો. તેણે ઘણા કાલાવાલા કર્યા, પરંતુ તે નિષ્ફળ ગયા. છેવટે ગોવિંદલાલે વેવાઈને કહ્યું કે, "નહિ આપો તો પાછળથી પસ્તાવો કરવો પડશે."

પરંતુ આ પસ્તાવાના ભયથી નિર્ધન વેવાઇ બિચારો શું કરી શકે? લગ્ન કરી સર્વ મંડળી ઘેર આવ્યા પછી સમર્થલાલને અભ્યાસ માટે પાછો મુંબઇ મોકલ્યો, ત્યારે ગોવિંદલાલે સૂચના આપી કે, "જો તું તારા સસરાને ત્યાં જઇશ, તો હું ફરીથી તારું મુખ જોઈશ નહિ."

થોડા દિવસ સાસરીમાં રહ્યા પછી સમર્થલાલની પત્ની સરસ્વતી પણ પિયર (મુંબઇ) ગઇ. ગોવિંદલાલે હવે તેને પાછી નહિ તેડાવવાનો દૃઢ નિશ્ચય કર્યો.

સમર્થલાલ છાત્રાલયમાં જઇ પહોંચ્યો. તેના મિત્રોએ તેની પાસેથી મિજબાની પણ લીધી. તે હમેશાં પ્રફુલ્લ વદન રાખતો હતો; છતાં તેના અંતઃકરણમાં અનેક પ્રકારના વિચારો આવી તેના જીવને ચગડોળે ચડાવતા હતા. તેને પોતાને પોતાની પત્નીસંબંધી ઘણી ચિંતા થતી હતી. તે પોતાના મનમાં ને મનમાં મૂંઝાયા કરતો હતો. ચોપાટી ઉપર જઈ બેત્રણ કલાક બેસી મનના દુઃખને દૂર કરવા તે યત્ન કરતો હતો; પરંતુ એમ કરવા જતાં તો ઊલટું અધિક દુઃખ તે અનુભવતો હતો.

આવી સ્થિતિમાં એક વર્ષ વીતી ગયું. તે પરીક્ષામાં નાપાસ થયો, પણ લક્ષ્મીએ તથા ગોવિંદલાલે તો તે નાપાસ થયો તેનું કારણ પણ વહુનાં અમંગળ પગલાં પોતાના ઘરમાં થયાં એજ દર્શાવ્યું. હરકોઈ અનિષ્ટ બાબત બનતી, તો તેનું કારણ ગરીબ બિચારી નવવધૂનાં અમંગળ પગલાંનુંજ જાહેર થતું. છેવટે પુત્રનું પુનર્લગ્ન કરવાથી ગૃહદશા સુધરી જશે, એમ વિચારી ગોવિંદલાલે એકદમ પોતાના પુત્રને ત્વરાથી સ્વગૃહે આવવાનો કાગળ લખ્યો.

બીજી બાજુએ સમર્થલાલ પોતાની પત્નીના દુઃખે ચિંતાની ચિતામાં રાત્રિદિવસ બળ્યા કરતો હતો. તેનું શરીર મૂળથીજ સુકોમળ હતું, એટલે તેને આ ચિંતાને લીધે અનેક પ્રકારના રોગોએ

ઘેરી લીધો. આવી સ્થિતિમાં એક દિવસે તેને પોતાના પિતાનો પત્ર મળ્યો. પત્ર વાંચી જોતાંજ પિતાએ શું ઉદ્દેશથી પત્ર લખ્યો હશે, એ તે સારી રીતે સમજી શક્યો. તેણે વિચાર્યું: "હે કૃપાસિંધુ! હજુ આ પાપી જીવદ્વારા કેટલાં અન્યાયી કાર્યો થવાનાં બાકી રહ્યાં છે? તે બિચારીનું મોં પણ જોયું નથી, તો પછી તેણે મારો અગર તો મારા પિતાનો એવો શો અપરાધ કર્યો છે કે, તેને માટે પિતાશ્રી આવું ભયંકર પ્રાયશ્ચિત્ત આપવા તૈયાર થયા છે? લોભ! આ સર્વનાશનું કારણમાત્ર લોભજ છે."

આવા અનેક વિચારોથી સમર્થલાલની તબિયત ઘણી બગડી આવી. પોતાને સાધારણ દુઃખ હોય, તો તે અન્ય કોઇ વિદ્યાર્થીમિત્રને માલૂમ પડવા દેતો નહિ; પરંતુ આજે તેની પ્રકૃતિ એટલી બધી બગડી આવી કે, તેના મુખ ઉપરથી તેનું સ્નેહીમંડળ તેની સ્થિતિ સમજી ગયું. સમર્થલાલને સખ્ત તાવ આવવા લાગ્યો. તેના કેટલાક મિત્રોએ ડૉકટરને બોલાવ્યો. સમર્થલાલનો સાળો ગિરગામમાં રહેતો હતો, તેને પત્રદ્વારા આ વર્તમાન પહોંચાડવામાં આવ્યા. ગોવિંદલાલને પણ તાર કરવામાં આવ્યો.

(૨)

ગિરગામમાં એક નાનું મકાન હતું. આ મકાનની આગળ એક સુંદર બગીચો હતો. એકંદરે આ ગૃહમાં ચાર મનુષ્યો રહેતાં હતાં. ભોગીલાલ, તેની પત્ની પાર્વતી, તેની ભગિની સરસ્વતી અને એક નોકર. ભોગીલાલ એક સ્કૂલમાં શિક્ષકનું કામ કરતો હતો. હમણાં સરસ્વતીની ઉંમર ચૌદ વર્ષની હતી. તેના ઉપર તેના વડીલ બંધુનો તથા ભાભીનો બહુજ સ્નેહ હતો. સરસ્વતી પણ પોતાના વડીલ ભ્રાતાને પિતાસમાન અને પોતાની ભાભીને માતાસમાન સમજી તેમનું યોગ્ય માન જાળવતી હતી. તે સ્વરૂપવાન, સુશીલ, નમ્ર અને શાણી હતી. સ્વચ્છતા ઉપર તેને વિશેષ પ્રેમ હતો. સરસ્વતીને લીધે આખું મકાન એવું તો સ્વચ્છ રહેતું હતું કે, અજાણ્યા મનુષ્યની આંખો તો એ મકાનને જોતાંજ અંજાઇ જતી હતી. તેનું હૃદય દયાર્દ્ર હોવાથી પરોપકાર કરવામાં પણ તે સદા તત્પર રહેતી હતી. સરસ્વતી પોતાના ભાઇની કૃપાને લીધે ઉત્તમ પ્રકારનું શિક્ષણ પ્રાપ્ત કરી શકી હતી. નાનપણથીજ તેને ધર્મકથાઓ વાંચવા પ્રત્યે અતિ પ્રેમ હતો અને તેના પરિણામે તેને ઇશ્વર ઉપર અપાર આસ્થા હતી. આમ છતાં લગભગ બે વર્ષથી

સરસ્વતીના દુઃખનો પાર નહોતો. તેને જ્યારે જ્યારે એકાંત મળતી, ત્યારે ત્યારે તે આંસુઓ પાડતી જોવામાં આવતી હતી. તેની આવી સ્થિતિ જોઇ ભોગીલાલને તેમજ પાવર્તીને ઘણું લાગી આવતું હતું; તથા તેઓ બન્ને એના આત્માને શાંત કરવાનો યત્ન કર્યા કરતાં હતાં.

એક દિવસે બપોરે સરસ્વતીનો જીવ ગભરાઇ જવા લાગ્યો. તેને ઘર ખાવા ધાતું હોય એમ દેખાવા લાગ્યું તથા કોઇ પ્રકારનું મહાન સંકટ આવી પડશે, એવી તેને કલ્પના થઇ. ભોગીલાલ પોતાની ભગિનીની અવસ્થા કળી શક્યો નહિ, એટલે તેણે પ્રશ્ન કર્યો: "સરસ્વતિ! આજે આમ કેમ કરે છે?"

એવામાં ચાકર એક પત્ર લઇને ત્યાં આગળ આવી પહોંચ્યો. જે વાંચતાંજ ભોગીલાલનું ચિત્ત ચિંતાતુર થઇ ગયું. તેણે મોટે સ્વરેથી એ પત્રને ફરી વાંચ્યો, જેથી સરસ્વતીની ગભરામણ વધી પડી. પોતાના ઉપર કોઈ મહાન સંકટ આવી પડનાર છે, એવો તેણે જે વિચાર કર્યો હતો તે આજ સંકટ છે, એમ તેને ખાતરી થઈ; જેથી તે રુદન કરવા લાગી. આ સમયે ભોગીલાલે સરસ્વતીને સંબોધીને કહ્યું: "સરસ્વતિ! ભય શા માટે રાખે છે? આપણે ક્યાં કોઇનું બગાડ્યું છે કે, ઈશ્વર આપણું બગાડશે? હું હમણાંજ જઇને સમર્થલાલને અહીં લાવું છું. ગોવિંદલાલનો ગુસ્સો હમણાં નહિ તો થોડા કાળ પછી પણ શાંત થઇ જશે. ઈશ્વર આપણા ઉપર અવશ્ય કૃપા કરશેજ. બહેન! તું કોઇ પણ પ્રકારનો ભય રાખીશ નહિ. હવે વખત ગુમાવવો વાજબી નથી; હું જઇને સમર્થલાલને અત્રે તેડી લાવું છું. તું અત્રેની સર્વ વ્યવસ્થા કરી રાખજે."

ભોગીલાલના ગયા પછી સરસ્વતી પોતાનું દુઃખ વીસરી જઇ પોતાની ભાભી પાર્વતીને મદદ કરવા લાગી. આવશ્યક વસ્તુઓને વ્યવસ્થાસર ગોઠવી રહ્યા પછી નણંદભોજાઈ બન્ને ભોગીલાલના આગમનની રાહ જોવા લાગ્યાં.

કેટલોક સમય વીતી ગયા પછી ભોગીલાલ સમર્થલાલને ગાડીમાં સુવાડી પોતાને ત્યાં લઈ આવ્યો તથા નણંદભોજાઇએ તૈયાર કરેલા બિછાના ઉપર તેને ધીમેથી સુવાડ્યો. પતિની ભયંકર અવસ્થા જોઈ સરસ્વતીનું દુઃખ પાછું તાજું થઈ આવ્યું. તે બેભાન થઇ પૃથ્વી ઉપર પડી. ભોગીલાલે તેના માથા ઉપર ઠંડું પાણી વગેરે છાંટી, વાયુ ઢાળી તેને શુદ્ધિમાં આણી અને તેને એક

બાજુએ લઈ જઈને કહ્યું: "સરસ્વતિ ! આવા પ્રસંગે ધૈર્ય ધારણ કરવું એજ તારા જેવી સમજુ બાળાનું કર્તવ્ય છે. તું આ પ્રમાણે કરે એટલે સામાના દુઃખમાં વધારો થયા સિવાય રહે નહિ. ડૉક્ટરે પણ કહ્યું છે કે, ફિકર કરવા જેવું કાંઈ નથી. બરોબર સેવા-ચાકરી કરવામાં આવશે, એટલે આરામ થઇ જશે. આ સમયે તો તારે ધીરજથી ચાકરી કરવી જોઇએ. તું સમજુ છે એટલે મારે તને વિશેષ શું કહેવું ?"

સરસ્વતી એટલી બધી દુર્બળ થઇ ગયેલી હોવા છતાં, તેના મનમાં આશાના અંકુરો ઉત્પન્ન થઇ આવ્યા. તેની મુખમુદ્રા ઉપર પ્રફુલ્લતા છવાઇ ગઇ. ડૉક્ટરે ફરીથી આવીને ચિકિત્સા કરી રહ્યા પછી જણાવ્યું કે, "ચારપાંચ દિવસમાં આરામ થઇ જશે. સેવા-ચાકરીમાં કસર રાખશો નહિ."

સરસ્વતી રાત્રિદિવસ પતિના ખાટલા પાસેજ રહેતી. સમર્થ-લાલ બેશુદ્ધ અવસ્થામાંજ રહેતો હતો. તેની છાતી ઉપર શેક કરવાનું, તેને નિયમ પ્રમાણે દવા આપવાનું, માથા ઉપર બરફ મૂકવાનું, તેમજ બીજાં કાર્યો પણ તે પોતાનાથી બની શકે તે પ્રમાણે કરતી હતી અને રાત્રિના સમયે તે પોતાના પતિને આરામ કરવાને માટે ઇશ્વરને પ્રાર્થના કરતી હતી;

ચોથે દિવસે રાત્રે ડૉક્ટરે પ્રકૃતિ તપાસીને કહ્યું: "પ્રકૃતિ પાછી વિશેષ બગડી આવી છે; હવે એકએ કલાકમાંજ કાંઇ નવાજૂની થશે. કોઈ અહીંથી દૂર જશો નહિ. હું પણ અત્રેજ બેસી રહીશ."

ડૉક્ટર આ પ્રમાણે બોલી રહ્યા હશે, એટલામાંજ સમર્થલા-લને ઉધરસ આવી. આ ઉધરસથી સરસ્વતીને ઘણો ભય લાગ્યો. શરમ તથા ભયનો ત્યાગ કરી તેણે પતિદેવના મસ્તકને પોતાના ખોળામાં લીધું; તથા પોતાની બે આંગળીઓ પતિના મુખમાં નાખી તેમાંથી કફ બહાર કાઢયો. સરસ્વતીએ ડૉક્ટરનું કહેવું સાંભળ્યું હતું; જેથી તેના મનની દુઃખદ સ્થિતિનું વર્ણન કરી શકવાનું અમારી શક્તિની બહાર છે. તે વારંવાર દીવાનીની માફક ડૉક્ટર તરફ, વડીલ બંધુ તરફ તથા સમર્થલાલની તરફ વ્યાકુળતાથી જોવા લાગી. તેના મનમાં અનેક પ્રકારના અનિષ્ટ વિચારો ઉત્પન્ન થઇ આવતા હતા. એવામાં એકાએક તેની દૃષ્ટિ ભીંત ઉપર લટકાવેલા રવિવર્માના એક ચિત્ર પ્રતિ ગઇ. આ ચિત્રમાં સાવિત્રી પોતાના પરલોકવાસી સ્વામીનું મસ્તક પોતાના ખોળા ઉપર

મૂકીને તેને પુનઃ સજીવન કરવાને માટે યમરાજાને પ્રાર્થના કરતી હતી. સાવિત્રીની કથાનાં ગીતો સરસ્વતીને કંઠેજ હતાં. અત્યારે પોતાની તેમજ સાવિત્રીની સ્થિતિમાં કેટલું સામ્ય છે, તે સંબંધીનો તે વિચાર કરવા લાગી. તે પોતાના મનથી પોતાનેજ સાવિત્રી કલ્પી યમરાજાની પ્રાર્થના કરવા લાગી. તે પ્રેમથી તથા એકાગ્રદૃષ્ટિથી ચિત્રમાં અંકિત કરવામાં આવેલી યમની પ્રતિમૂર્તિ તરફ જોઈ રહી. એવામાં તેને ચક્કર આવતાં હોય એમ લાગ્યું. તેની આંખોએ અંધારાં આવ્યાં. બેચાર દિવસ સુધી જાગૃતજ રહેલી હોવાથી કદાચિત તેને નિદ્રાનાં ઝોકાં આવતાં હશે, એમ ધારી કોઇએ તેના પ્રતિ વિશેષ લક્ષ આપ્યું નહિ. સરસ્વતીનાં નેત્રો બંધ હતાં. તે કાંઇક અંશે બેશુદ્ધ થઈ સ્વપ્નનું દર્શન કરી રહી હતી. આ સ્વપ્નમાં તેને યમનો ચહેરો પ્રસન્ન જણાયો તથા પોતાની પ્રાર્થના ઉપર ધ્યાન દઈ યમરાજાએ પતિને સજીવન કર્યો હોય, એવો તેને ભાસ થયો. પછી જ્યારે સરસ્વતી કાંઇક શુદ્ધિમાં આવી અને પતિની સ્થિતિ જોઈ ત્યારે પ્રથમ કરતાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા સારી રીતે ચાલતી જણાઈ. ડૉકટરે પણ કહ્યું કે, "હવે સારું છે, ઇશ્વરકૃપાથી અનિષ્ટ પ્રસંગ દૂર થયો છે. હવે ધીમે ધીમે સ્થિતિ સુધરતી જશે; પરંતુ સરસ્વતીને અહીં વિશેષ બેસવા દેશો નહિ. એને ઓળખવાથી સમર્થલાલની સ્થિતિ બગડે એવો ભય છે."

સરસ્વતી પણ ડૉકટરનું કહેવું સત્ય સમજી બીજા ઓરડામાં જઈ બેઠી અને ઇશ્વરસ્મરણ કરવા લાગી.

ગોવિંદલાલ તેજ દિવસે સવારે પોતાને તાર મળવાથી ગભરાતો ગભરાતો, પુત્રને શોધતો શોધતો ભોગીલાલને ત્યાં આવી પહોંચ્યો હતો; પરંતુ ડૉકટરે તેને તેના પુત્રની સાથે મુલાકાત કરવા દીધી નહોતી. બીજે દિવસે ડૉકટરે ગોવિંદલાલને કહ્યું: "તમારા પુત્રને બચાવવાનું કાર્ય મારા કરતાં તમારી પુત્રવધૂએજ વિશેષ કર્યું છે; કારણકે તેના અપાર પરિશ્રમ વિના મારી દવાની અસર થવી મુશ્કેલ હતી."

ડૉકટરનાં આ વચનો સાંભળી ગોવિંદલાલને પૂર્વકૃત્યો માટે પશ્ચાત્તાપ થવા લાગ્યો. સાક્ષાત્ લક્ષ્મીરૂપ પુત્રવધૂને અપમાન કરી ઘરમાંથી કાઢી મૂકી એ માટે તો તેને હવે ઘણુંજ લાગી આવ્યું. તેણે સરસ્વતીને પોતાની પાસે બોલાવીને કહ્યું: "બેટા! મેં સમર્થલાલને જન્મ આપ્યો, પણ તેના જીવનનું રક્ષણ કરનાર તો તુંજ છે."

સરસ્વતીનાં નેત્રોમાં અશ્રુ ભરાઇ આવ્યાં. તેણે પોતાના શ્વસુરને પ્રણામ કર્યા. ગોવિંદલાલે તેને આશીર્વાદ આપતાં કહ્યું: "જગન્નિયંતા નારાયણ તારું કલ્યાણ કરો અને તને અખંડ સૌભાગ્યવતી રાખો."

આ બનાવ જોઇને ભોગીલાલ તેમજ પાર્વતીને પણ બહુજ આનંદ થયો.

સમર્થલાલની પ્રકૃતિ દિનપ્રતિદિન સુધરતી ચાલી. પોતે ક્યાં છે એ જાણવાની જિજ્ઞાસા હવે તેને ઉત્પન્ન થઇ. દરેક મનુષ્ય તેને પોતાનું પરિચિત હોય એમ જણાતું હતું; પરંતુ પોતે ક્યાં છે, તે તે સમજી શક્યો નહિ. એક દિવસે તેણે ભોગીલાલને પ્રશ્ન કર્યો: "આપે મારા ઉપર મોટો ઉપકાર કર્યો છે. મેં તમને કોઈ સ્થળે જોયા હોય એમ લાગે છે. મને અહીં કોણ લઈ આવ્યું ?"

ભોગીલાલે ઉત્તર આપ્યો: "તમારા મિત્રો તમને અહીં લઈ આવ્યા છે; પરંતુ હમણાં તે સંબંધી વિશેષ વિચારો લાવી મનને ત્રાસ આપતા નહિ."

સમર્થલાલે પ્રશ્ન કર્યો: "પરંતુ મારા પિતાને પત્ર લખ્યો છે કે ? ઘણો સમય થઇ ગયા છતાં મારા તરફનો એક પણ પત્ર નહિ મળવાથી તે ચિંતા કર્યા કરતા હશે. વળી તેમણે મને ઘેર બોલાવ્યો હતો; પરંતુ મારાથી જઈ શકાયું નહિ, તેથી કરીને તેમને કદાચિત્ મારા ઉપર ક્રોધ પણ આવ્યો હશે. હું નાસી ગયો હોઇશ, એવું પણ કદાચ તેમને લાગ્યું હશે."

એટલામાં દ્વાર ઉઘાડી ગોવિંદલાલ ત્યાં આગળ જઇ પહોંચ્યા તથા પુત્રને વળગી પડી કહેવા લાગ્યા: "ભાઈ! ફિકર કરીશ નહિ. હું તારા ઉપર બિલકુલ ગુસ્સે થયો નથી. આ સર્વ જનોની કૃપાથીજ તારા જીવનનું રક્ષણ થયું છે."

સમર્થલાલ ક્ષીણકંઠે બોલ્યો: "પરંતુ પિતાશ્રી ! તમારા પત્રમાં............ ..."

ગોવિંદલાલે પુત્રને બોલતો અટકાવી કહ્યું: "મેં મારો તે વિચાર હવે માંડી વાળ્યો છે. હવે તે સંબંધીનો એક અક્ષર પણ ઉચ્ચારીશ નહિ."

સમર્થલાલે પુનઃ પૂછ્યું: "પિતાશ્રી! આ ગૃહસ્થ કોણ છે? મેં તેમને પૂર્વે કોઇ સ્થળે જોયા હોય એમ જણાય છે. જ્યારે હું

અસ્વસ્થ હતો, ત્યારે એક છોકરી મારી પાસે બેસી રહી રાત્રિદિવસ મારી સેવાચાકરી કર્યા કરતી હતી. જ્યારે એક સમયે મને કાંઇક ભાન આવ્યું, ત્યારે મારું મસ્તક તેના ખોળામાં હતું, એવું મને સાધારણ યાદ આવે છે. હશે, જેમ હોય તેમ ખરું; પરંતુ મને તૃષા ઘણી લાગી છે, થોડું જળ પાઓ."

ગોવિંદલાલે કહ્યું: "ભાઇ! જળ કરતાં જો થોડું દૂધ પીએ તો વધારે સારું. ચાલો ભોગીલાલ શેઠ! થોડું દૂધ મોકલીએ."

થોડો સમય વીતી ગયા પછી, ધીમેથી ઓરડાનું મુખ્ય દ્વાર ઉઘાડીને સરસ્વતી શરમાતી શરમાતી હાથમાં દૂધનો પ્યાલો લઈ ત્યાં આગળ આવી. તેનું દર્શન થતાંજ સમર્થલાલને એક પ્રકારનું સ્મરણ થઇ આવ્યું. તેની છાતી વિશેષ ધડકવા લાગી. તે અનિમેષ નયને સરસ્વતી પ્રતિ જોઇ રહ્યો. પોતાનું મન તે સ્ત્રીએ મેળવી લીધું હોય એમ તેને થોડા સમય સુધી લાગ્યું. તે એકાએક શય્યા ઉપર બેઠો થયો. પતિને મૂર્છા આવી જશે, એવા ભયથી તે એકદમ તેની પાસે ગઈ અને દૂધનો પ્યાલો તેના મુખ આગળ ધર્યો.

સમર્થલાલનું અંગ પસીનાથી ભીંજાઇ ગયું હતું. તેના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળી શક્યો નહિ. તે દીવાના મનુષ્ય પ્રમાણે સરસ્વતીના તરફજ જોઇ રહ્યો.

સરસ્વતી ડરતી ડરતી પરંતુ સ્મિત કરતી બોલી: "આપને તૃષા લાગી છે, તે આ થોડું દૂધ પીવાથી મટી જશે."

સમર્થલાલે પ્યાલાને પોતાના હાથમાં નહિ લેતાં સઘળું દૂધ પીધું. દૂધ પીતાંજ તેનામાં હોશિયારી આવી; પરંતુ તેનાથી ફરી ઊંચું મસ્તક કરી સરસ્વતી તરફ જોઈ શકાયું નહિ. તે વિચારવા લાગ્યો કે, "આ બાળાને મેં કોઈ સ્થળે જોઇ છે ખરી; પણ ક્યાં જોઇ હશે વારુ?"

એવામાં સમર્થલાલના મનમાં એકાએક સર્વ પ્રકાશ પડ્યો. તેનાં નેત્રોમાં આનંદાશ્રુ ભરાઈ આવ્યાં. પોતાને ઈશ્વર આવા પ્રસંગનું દર્શન કરાવશે, એવો તેને સ્વપ્નામાં પણ વિચાર નહોતો આવ્યો. ગદ્ગદ કંઠે તેણે સરસ્વતીને કહ્યું: "પ્રિય સરસ્વતિ! હું હવે કદાપિ તને દૂર રાખીશ નહિ, તેમજ હું હવે તારાથી દૂર રહીશ નહિ. ઈશ્વરે મને આવું અમૂલ્ય રત્ન આપ્યા છતાં હું તેની કિંમત કરી શક્યો નહિ. હું કેટલો બધો નિષ્ઠુર છું! સરસ્વતિ! મેં તારો મહાઅપરાધ કર્યો છે, હજી પણ પિતાની મરજીને આધીન થઇ બીજું

લગ્ન કરીને વધુ ઘોર અપરાધ થવાનો હતો; પરંતુ એવામાં દૈવની લીલાથી જે થયું તે સારુંજ થયું; નહિ તો મારા પાપની સીમા રહેવાની નહોતી."

સરસ્વતીએ કહ્યું: "નાથ ! આપ ક્યાં નથી જાણતા કે,કર્મમાં લખેલું ભોગવવુંજ પડે છે! હુંજ ભાગ્યહીન છું કે,મારે માટે આપને આટલું સહન કરવું પડ્યું."

આનંદના ઉભરાને લીધે સરસ્વતી કાંઇ વિશેષ બોલી શકી નહિ. હવે ફક્ત મુખ્ય વાત કહેવાની એજ રહી કે ગોવિંદલાલને સરસ્વતીના લગ્ન સમયે તેના વડીલ બંધુ તરફથી જો કે હજાર રૂપિયાથી વધારે મળ્યા નહિ, તોપણ હમણાં ગોવિંદલાલ તેને બદલે તેના પતિ પાસેથી પ્રત્યેક માસે બસો રૂપિયા પ્રાપ્ત કરે છે; પરંતુ પહેલી તારીખે તે રૂપિયા ગણતી વખતે તેનાં બાળબચ્ચાં ગોવિંદલાલને શાંતિથી રૂપિયા ગણવા દેતાં નથી ! સત્ય કહ્યું છે કે:

या सौन्दर्यगुणान्विता पतिरता सा कामिनी कामिनी ।

વાચક ! દ્રવ્યના લોભે પોતાના પુત્ર અને પવિત્ર કુળવધૂ પ્રત્યે જુલ્મી બનનાર ગોવિંદલાલ જેવા અનેક માણસો ભારતમાં પડેલા છે ! પણ ઉપર લખ્યા તેવા પ્રસંગો બનીને તે દરેકના વિચારો સુધરવાનો યોગ આવવો કઠિન છે !

જેમ પવિત્ર સ્નેહલતાએ પોતાનાં સાસરિયાંના લોભમાં પોતાના પિતાનું સર્વસ્વ તણાઇ જતું જાણીને 'તેમ થાય તેના કરતાં પોતાના જીવનોજ ત્યાગ કરવાનું ઉત્તમ માન્યું અને 'ગજવા' ના રિવાજની ક્રૂરતા એવા લોભિયાઓ સમજે ને તે રિવાજનો ત્યાગ કરે એટલા માટે પોતાના સૌંદર્યપૂર્ણ શરીરની અગ્નિદેવના મુખમાં આહુતિ આપી; તેમ બંગાળામાં તેની પાછળ એવા બીજા પણ કેટલાય હૃદયદ્રાવક બનાવ બની ચૂક્યા છે. વાચકબંધુ ! વધુ નહિ તો તારા કુટુંબમાં, પાડોશમાં કે જ્ઞાતિમાં આવો કોઇ પ્રસંગ તારી જાણમાં આવતાં તેના સાંત્વનને માટે તારાથી બનતું કરવાને ચૂકતો નહિ. પિતૃવત્સલ પવિત્ર કુમારી 'સ્નેહલતા'નો હૃદયદ્રાવક પત્ર કે જે પોતે લૂગડાં સળગાવી બળી મરવા પૂર્વે તેણે લોકોની જાણ માટે લખી મૂક્યો હતો, તે 'ગુજરાતી' પત્ર ઉપરથી–તે સંબંધી તે પત્રમાં અપાયલી ટીકા સહિત વાચકોની જાણ માટે અહીં આપવામાં આવે છે.

## સ્નેહલતાનો હૃદયદ્રાવક પત્ર

કલકત્તા ખાતે શ્રીમતી સ્નેહલતા દેવી (આ કન્યાનું નામ અગાઉ નવબાલા જણાવવામાં આવ્યું હતું, પણ હાલ તે સ્નેહલતા જણાવવામાં આવે છે,) નામની ફક્ત પંદર વર્ષની કોમળ વયની એક બ્રાહ્મણપુત્રીએ પોતાના લગ્નની પહેરામણી માટે, પિતાને ઘર ગીરવી મૂકવાની પડેલી ફરજમાંથી બચાવવા ખાતર થોડાકજ દિન ઉપર આત્મઘાત કર્યો છે. આ કોમળ કન્યાનું સાહસિક પગલું માનવહૃદયમાં રહેલી અપૂર્વ લાગણીઓ ઉશ્કેરે એવું છે અને એ પગલું સહૃદય માણસોને એવા પાઠ શીખવે છે કે, પહેરામણી લઇને પરણવાનો જે ખરાબ રિવાજ અમુક હિંદુ તેમજ કેટલીક કોમોમાં પ્રચલિત છે, તેથી ગરીબ પિતાઓને અનેક વિટંબણાઓ પડે છે, એટલે એ રિવાજ તદ્દન નાબૂદ થવો જોઇએ. આ કન્યાના મૃત્યુ પછી અનેક ઉત્સાહી બંગાળી યુવકોએ પહેરામણી નહિ લેવાની દૃઢ પ્રતિજ્ઞાઓ કરી છે અને જેમ તેઓએ અન્ય પ્રતિજ્ઞાઓનું પાલન કર્યું છે, તેમ આ પ્રતિજ્ઞા પણ પાળશે અને બીજા પ્રાંતોના લોકો તેમનું અનુકરણ કરશે, એમ દરેક રીતે ઇચ્છવાજોગ છે. સ્નેહલતાએ પોતાના મૃત્યુ પૂર્વે એક પત્ર પોતાના પિતાના નામનો લખી મૂકયો હતો, જે તે દુર્ભાગી પિતાએ પાછળથી જોયા પછી બંગાળી છાપાંઓમાં પ્રગટ કરાવ્યો છે. એ પત્ર ઘણો હૃદયવિદારક છે. તે નીચે મુજબ છેઃ—

"અત્યંત માનવંત પિતા ! મારા લગ્નને ખાતર આપણું ઘર ગીરવી મૂકવું, એ વિચાર હું સહન કરી શકતી નથી. તમે તેમ ન કરશો. તમારે તેમ કરવાની જરૂર પડશે નહિ; કારણ આવતી કાલે સવારે સૂર્યોદય થશે તે પહેલાં તો તમારી અશુભ ચોઘડિયામાં જન્મેલી આ પુત્રીનો દુઃખી આત્મા એવી જગ્યાએ ઊડી ગયો હશે કે જ્યાં ચિરશાંતિ રહેલી છે. મારા ઉપર તમારો અત્યંત પ્રેમ હતો અને તમે તથા મારાં માતાએ મને એક રાજકુમારીના જેવું દરેક પ્રકારનું સુખ આપ્યું હતું. શું આખું કુટુંબ રસ્તામાં રખડતું બને અને તમે મારા વહાલા પિતા, આખી જિંદગીપર્યંત દુઃખમાં સબડ્યા કરો એના કારણરૂપ બનવા માટે મેં એ પ્રેમરૂપી ધન એકઠું કર્યું છે?

"ગયે પરમદિવસે સવારના પહોરથી બહાર ફર્યા પછી બપોરે તમે આવ્યા—થાકેલી સ્થિતિમાં ઘેર પાછા ફર્યા, ત્યારે મને તમારું

મોં જગતની જંજાળ, ચિંતા અને નિરાશાથી છવાયલું લાગ્યું અને તમારાજ શ્રીમુખે 'બધું વ્યર્થ ગયું છે' એ અભાગી શબ્દો મેં સાંભળ્યા હતા. તમારો એ વખતનો ચહેરો ત્યાર પછી હું વીસરી શકીજ નથી. એ શબ્દો હજી પણ મારા મનમાં રણકી રહ્યા છે અને તમારી શક્તિ વડે તમે ગીરોને લગતું જે મોટું સાટું મારા લગ્ન માટે જોઈતાં નાણાં મેળવવા માટે કરનાર હતા, તે કેવી રીતે રદ થયું અને ફક્ત નાણાં મેળવવાનો આધાર આપણું ઘર ગીરવી મૂકવા ઉપરજ રહ્યા, એ હૃદય પિગળાવનારી બાકીની બિના મેં પાછળથી જાણી છે.

"પિતાજી! હું એ વિચાર સહન કરી શકતીજ નથી. મારી ખાતર તમારી છાતી ઉપર ચિંતારૂપી જે ભાર પડ્યો છે, તે ઉપાડી લેવાના સાધનરૂપ જો મારું લગ્ન ન બને તો એ લગ્નની મને શી દરકાર છે? મને અદ્યાપિ કુમારી રાખવા માટે લોકો તરફથી થતી નિંદા તમે કેટલી બધી શાંતિથી સહન કરી છે? મારે માટે એક યોગ્ય વર શોધી કાઢવા માટે તમે અત્યાર સુધી કેટકેટલા વીર-પ્રયાસ સેવ્યા છે? અને તે છતાં હાલમાં કેટલી બધી નિરાશા મળી છે? મારા પૂર્વજોના મંદિરમાં અજાણ્યાઓ કદી પણ પોતાના પગ મૂકી શકશે નહિ અથવા તો અપરિચિત અવાજો એ મકાનમાં કદી પણ પ્રવેશી શકશે નહિ. પૂજ્ય પિતા! તમારે ભોગ આપવાનો નથી, પરંતુ મારે આપવાનો છે.

"પિતાજી! મેં સાંભળ્યું છે કે, અનેક ઉદાર હૃદયવાળા અને કેળવાયલા યુવકો, બર્દવાનના પાણીના પૂરમાં તણાતાં અનેક માણસોને બચાવવાનાં અને તેમનાં દુઃખ નિવારવાનાં પારમાર્થિક કામો કરવા સ્વયંસેવકો તરીકે બહાર પડ્યા હતા. દુઃખી મનુષ્યો માટે દયાથી ભરપૂર અંતઃકરણ ધરાવવા માટે ઈશ્વર તેમને સુખી રાખો! વળી મેં સાંભળ્યું છે કે, અનેક યુવકોએ વિદેશી વસ્તુઓ વેચાતી નહિ લેવાની પ્રતિજ્ઞાઓ લીધેલી છે. થોડાકજ દિન ઉપર મેં સાંભળ્યું હતું કે, ઉદારચિત્ત જુવાનિયાઓની ટોળીઓ દક્ષિણઆફ્રિકા જેવા દૂર ભાગમાં ગયેલા આપણા લોકોને સહાય આપવા માટે ઘેર ઘેર ફરીને નાણાં ઉઘરાવતી હતી; પરંતુ પોતાનાજ દેશીઓ માટે શું તેમનામાંથી કોઈ પણ યુવક લાગણી ધરાવતો નહિ હોય?

"પિતાજી! ગઈ રાત્રે મને સ્વપ્ન આવ્યું હતું, જેને પરિણામે

મેં પણ પ્રતિજ્ઞા લીધી છે. અપૂર્વ સંગીતનાદ વચ્ચે અને અદ્ભુત પ્રકાશમાં મેં પવિત્ર દુર્ગામાતાની દિવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં. તેમણે મને ઊંચે આવવા કહ્યું અને એ વખતે પિતાજી! મને તમારો તથા મારી સદાની દુઃખિયારી વહાલી માતાનો અને આપણું ઘર ગજાવી મૂકતાં વહાલાં બાલુડાંઓનો વિચાર આવ્યો. મેં તમને સર્વને બચાવવાનો નિશ્ચય કર્યો અને એ પવિત્ર માતાને નમન કરી, તેની આજ્ઞાને આધીન થવાનું મેં કબૂલ કર્યું.

"પિતાજી! હું જાણું છું કે, મારા જવા પછી તમે બધાં મારી ઉપર આંસુ સારશો. હું તો ગયેલી હોઇશજ, પરંતુ એથી કરીને આપણું ઘર બચી જશે. મારી સાંસારિક યાત્રાનો અંત આગ, પાણી કે ઝેરથી લાવવો, એ સંબંધમાં મેં પૂર્ણ વિચાર કરી લીધો છે. મેં સૌથી પ્રથમ માર્ગ પસંદ કર્યો છે અને હું જે અગ્નિ ચેતાવું છું, તેનો ભડકો ભલે આખા દેશને પ્રજ્વલિત કરે!

"અને હવે, વહાલા પિતાજી! પ્રણામ છે. આત્મભોગની ઘડી આવી પહોંચી છે. આખું જગત શાંતિમય નિદ્રામાં પોઢયું છે અને થોડાક વખતમાં હું એવી નિદ્રામાં પોઢવા માગું છું, કે જેમાંથી જાગૃત થવાનુંજ નથી. એક અજબ અને મધુર ઉત્સાહ મારી રગોમાં ફેલાયો છે. જેવી રીતે હું તમારી વહાલી છાતી ઉપર આનંદથી પડી રહેતી, તેવી રીતે હવે હું ઊંચે, મારા નવા ગૃહમાં, દિવ્ય માતાના ચરણકમળમાં અને અપૂર્વ કિરણોના પ્રકાશમાં પડીશ અને તમે તથા મારી માતા આવી પહોંચશો ત્યાંસુધી થોડી વાર થોભીશ.

લી. તમારી હીણભાગી પુત્રી-**સ્નેહલતા**"





# ૧૫–કલેશની પૂર્ણાહુતિ

માણેક ગુસ્સાથી બોલી ઊઠી: " હું તેની સ્ત્રી છું, કાંઇ ગુલામડી તો નથી ને? લગ્ન કર્યું તે કાંઇ દાસીપણું કરવાને માટે તો નથી કર્યું ?"

" માણેક ! એવું ગાંડું બોલીશ નહિ. જો ! મારું કહેવું તો કાંઈક સાંભળ."

" પરંતુ દાદિ ! તમે કહો, હું શું ઘરની ગુલામડી છું ?"

" નહિ, નહિ, તું તેની પરણેલી સ્ત્રી તથા ઘરની ધણિયાણી છે."

" ત્યારે પછી તે મને ઘરધણિયાણી પેઠે શા માટે માન આપતા નથી? સ્ત્રીનું સન્માન કરીને તથા તેના તરફ માન રાખીનેજ પતિએ વર્તવું જોઇએ. દાસીની માફક ગમે તેવો હુકમ કરે, તે કાંઇ હું સાંભળવાની નથી."

" તારાં આવાં વચનો તે સાંભળે, તો પછી તેનો તારા ઉપર કેવી રીતે પ્રેમ રહે?"

" તેથી શું ? ઊલટું જો મારાં વચનો તેમને કાને પડશે, તો તેઓ હવેથી મારું અપમાન કરવાનું ભૂલી જઈ મને માન આપવાનું શીખશે. આપણાથી તો કોઇનું એવું ઉપરીપણું ખમી શકાશે નહિ. સ્વતંત્રતા વિનાનું જીવન એ તે કાંઇ જીવન છે?"

" માણેક ! તું તો છેકજ ગાંડી છે. આ ગાંડપણનું ફળ પણ તારે ભોગવવુંજ પડશે. શું બધો દોષ જમાઇનોજ છે, એમ તારું કહેવું છે? તું જે પ્રમાણે તારો હક આવો ને તેવો કહે છે, તે સાથે તું તારી પતિ પ્રત્યેની ફરજ પણ સમજી હોત, તો આવાં ન બોલવાનાં વચનો કદાપિ બોલત નહિ. આમાં તારો એકલીનો દોષ છે, એમ પણ મારું કહેવું નથી. તારા પતિનો પણ કાંઈક અપરાધ હશે; પરંતુ જો પ્રથમથીજ તેં તેમને નમ્ર વચનો કહ્યાં હોત, તો કલેશ ઊભો થાત નહિ; માટે પ્રથમ દોષ તો તારોજ છે."

"આજે મારો તમારી પાસે આવવાનો વિચાર હતો; છતાં તેઓ શા માટે મને પોતાની સાથે લઈ જવાનો આગ્રહ કરે? હું મારો વિચાર કદાપિ ફેરવતી નથી, એ તેઓ જાણે છે; છતાં વિનાકારણ તેમણે આગ્રહ કર્યો, ત્યારેજ આવું પરિણામ આવ્યું ને?"

"પરંતુ તું જાણે છે કે તારે પણ તેમનો સ્વભાવ સાચવીને રહેવું જોઇએ. જો તું એ પ્રમાણે ન કરે તો કલહકંકાસ થયા કરે અને તેને લીધે તમારા બન્નેમાંથી કોઇને સુખ મળે નહિ. આજ સુધી જમાઇએ શાંતિજ ધારણ કરી હતી. તેઓ તારી વિરુદ્ધ કાંઈ પણ બોલતા નહોતા, બધું સાંભળીજ રહેતા હતા."

"ઠીક, તું પણ એમનુંજ ખેંચ. હું જાણું છું કે, મારું અંતરનું કોઇ રહ્યું નથી." આમ કહી માણેક રુદન કરવા લાગી.

બીજી બાજુએ જયકૃષ્ણ ખેલ જોવા ગયો. તે ગેલરીની ટિકિટ લઇને બેઠો હતો; પરંતુ ખેલ જોવામાં તેનું ચિત્ત બિલકુલ નહોતું. તેની પત્ની બે માસ થયાં ઘરમાં આવી હતી. જયકૃષ્ણ થોડા સમય ઉપરજ મુંબઈમાં નોકરીએ લાગ્યો હતો. પત્ની સાથે સુખેથી રહેવાના હેતુથી તેણે તેને પોતાની પાસે બોલાવી જુદો સંસાર માંડ્યો હતો. મૂળથીજ તે સુખી અવસ્થાનો હોવાથી માત્ર નોકરી વડેજ તેનો નિર્વાહ ચાલતો નહોતો. સ્વતંત્ર નાનો બંગલો, નોકર તથા રસોઇયો વગેરે પણ રાખવામાં આવ્યા હતા. તેના કેટલાક મિત્રોએ પ્રોફેસર રામમૂર્તિના અંગબળના અદ્ભુત ખેલોની તેની આગળ ઘણી પ્રશંસા કરી હતી તથા તે ખેલ સ્ત્રીઓને પણ દેખાડવા જેવા છે, એવું જણાવ્યું હતું. આથી કરીને એક દિવસે રાત્રે જયકૃષ્ણે સારી જગ્યાની બે ટિકિટ લીધી. પત્નીને પોતાને પણ ખેલ જોવા જવાનું છે, એવી તેને ખબર પડશે, ત્યારે તેને કેટલો બધો આનંદ થશે? તે સંબંધીના વિચારો કરતાં કરતાં પ્રસન્નવદને ઘેર જઇ સ્મિત કરતા કરતાં તેણે કહ્યું: "આજે આપણે રામમૂર્તિના ખેલ જોવા જવાનું છે, માટે ભોજનની વ્યવસ્થા જલદીથી કરો."

"ખેલ જોવા જવાનું છે?" માણેકે આવો પ્રશ્ન એટલા કંટાળાથી તથા ગુસ્સાથી કર્યો કે, જયકૃષ્ણનું હસવું નાસી ગયું અને તે પણ તદ્દન બદલાઇ ગયેલા અવાજથી બોલ્યો: "મેં ફક્ત મારેજ માટે નક્કી કર્યું છે!"

"તેવુંજ કહેવું જોઇતું હતું. તમારે પોતાને માટે હોય

તો ઠીક, નહિ તો હું તો કાંઈ આવવાની નથી.” માણેકે રોકડું-માંજ ઉત્તર આપ્યો.

“તમે આવો તો સારું. આજે હું બન્નેને માટે ટિકિટ લાવ્યો છું.”

“પણ ટિકિટ લીધી ત્યારે તો મને પૂછ્યુંજ નહોતું! મારાથી આજે અવાશે નહિ. મારે બીજે એક સ્થળે જવાનું છે.”

“પરંતુ આજે ટિકિટ લીધી છે, તો બીજે આવતી કાલે જજો.”

“નહિ, મારે આજેજ જવાનું છે અને હું જઈશજ.”

“આ બધું બોલવું એ મૂર્ખાઈભરેલું છે.” જયકૃષ્ણે ગુસ્સામાં આવી જઇ કહ્યું.

“બહુ સારું. હું મૂર્ખી હોઈશ, તો મારી જાતને ભારે, તેમાં તમારે શું લેવાદેવા?”

પુનઃ જયકૃષ્ણે શાંત થઈ જઇ કહ્યું: “જો, મેં આમ કર્યું છે, તે ફક્ત તને આનંદ થશે એમ સમજીનેજ કર્યું છે. વળી મારી સાથે આવીશ, તો મને પણ એથી ઘણો આનંદ થશે.”

“મારો વિચાર ફેરવીને હું તમને આનંદ આપી શકું તેમ નથી. હું કાંઈ ગુલામડી નથી કે, તમારી ઇચ્છા પ્રમાણે ચાલ્યા કરું” માણેકનાં વચનો એવાં તો તીવ્ર હતાં, કે જે શ્રવણ કરતાંજ જયકૃષ્ણના હૃદય ઉપર સખ્ત આઘાત થયો. તે એકદમ ઊઠ્યો તથા પોતાની પાઘડી માથા ઉપર ઘાલીને બહાર ચાલ્યો ગયો. તે ગયો એટલે માણેક પણ ત્યાંથી ઊઠી અને મુંબઇમાં તેની દાદી રહેતી હતી, ત્યાં જઇ તેણે પોતાને ત્યાં બનેલો સકળ બનાવ પોતાની દાદીને કહી સંભળાવ્યો. આ વાર્તાના પ્રારંભમાં આપેલો વાદવિવાદ તે સમયે થયો હતો. તે પછી શું બન્યું તે હવે જોઇએ.

દાદીનાં છેવટનાં વચનો સાંભળીને માણેક રુદન કરવા લાગી. જ્યારે તે કાંઇક શાંત થઇ, ત્યારે તેની દાદીએ પાછું ગંભીરતાથી કહ્યું: “છોકરી! આજે જે બનાવ બન્યો છે, તે તને ઘણો નજીવો લાગશે; પરંતુ તેનું પરિણામ એ આવશે કે, તમારા પરસ્પરના પ્રેમનો નાશ થશે અને જ્યારે પ્રેમનો નાશ થયો, તો પછી સુખ ક્યાંથી? ‘પ્રેમ સિવાય સુખ નથી,’ એવો સર્વસાધારણ નિયમ છે. કેટલાંક સ્થળે આવા નહિ જેવા કલહોનાં પણ શું શું પરિણામો આવ્યાં છે, તે તું જાણે છે? એથી તો અનેક પ્રેમી જોડાંઓના સંસારસુખનું સત્યાનાશ વળી ગયું છે.”

આ પ્રમાણે બોલતાં બોલતાં દાદીનો કંઠ ભરાઇ આવ્યો. તેનાં નેત્રોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તે બોલીઃ "માણેક ! જો સાંભળ ! તારા જેવીજ એક હઠીલી છોકરી હતી. તેના નસીબે તેને એક સારો પરંતુ અભિમાની તથા દુરાગ્રહી પતિ મળ્યો હતો. પ્રથમ તો તે બન્નેના કેટલાક દિવસો સુખ-શાંતિમાં ગયા અને પતિના મુખમાંથી જે શબ્દ નીકળતો તે પત્ની ઝીલી લેતી હતી; પરંતુ પછીથી કોઇની શિખવણીથી તે સ્ત્રી પોતાના પતિનાં વચનો પ્રત્યે દુર્લક્ષ્ય કરવા લાગી અને પ્રત્યેક વાતમાં એકબીજાનો વિરુદ્ધ મત પડવા લાગ્યો. આવી સ્થિતિમાં કેટલા દિવસો કાઢી શકાય? એક દિવસે નજીવી બાબત માટે પતિપત્ની વચ્ચે કલહ થયો અને બન્ને જણ પરસ્પર તીખાં વચનો બોલવા લાગ્યાં. પછી તેનું પરિણામ...."

ડોશીથી આગળ બોલી શકાયું નહિ, તેથી થોડા સમય સુધી શાંત રહીને તે બોલીઃ "તેનું પરિણામ અંતે એવું આવ્યું કે, પતિ ઘરમાંથી ચાલ્યો ગયો અને પુનઃ કદાપિ પાછો આવ્યોજ નહિ. પતિના વિયોગથી પત્નીનું જીવન પણ ધૂળધાણી થઇ ગયું."

માણેકે આશ્ચર્યથી પ્રશ્ન કર્યોઃ "શું કદાપિ પાછો આવ્યોજ નહિ?" તેના મનમાં જુદોજ ભય ઉત્પન્ન થયો. તે ઘણીજ ગંભીર બની ગઇ.

"નહિ, આ લોકમાં તો તેમનો મેળાપ નજ થયો. તે કાશી તરફ ચાલ્યો ગયો ! આમ થવાથી તેની સ્ત્રીને પાછળથી ઘણો પશ્ચાત્તાપ થયો. તે બિચારી શું કરે ? તેણે ઘણીએ શોધ કરાવી, પરંતુ કાંઇ વળ્યું નહિ. છેવટે ચાર મહિના પછી કાશીથી એક કાગળ આવ્યો. તેમાં લખેલું હતું કે, તેનો દેહ છૂટી ગયો છે!" બોલતાં બોલતાં ડોશી પોતાનાં નેત્રોમાં ઊભરાઈ જતાં અશ્રુઓને રોકી શકયાં નહિ.

આ વાત સાંભળી માણેક કંપી ઊઠી. તેનું મુખ ચિંતાતુર થઇ ગયું. ગભરાતી ગભરાતી તે પોતાની દાદીને પૂછવા લાગીઃ "દાદિ! દાદિ! શું તમે આ સત્ય કહો છો? આ શું ખરી બનેલી વાત છે?"

"છોકરી! મારે અસત્ય બોલવાનું કારણ શું? તને ખાતરી થાય એટલા માટે મારે તને કહી દેવું પડે છે કે, એ અભાગિણી સ્ત્રી તે હુંજ છું. નસીબમાં એક છોકરી હતી, તેના પેટે તારો જન્મ થયો. બહેન ! મારે પણ આવા નાનાસરખા કારણથીજ કલેશ ઊભો

થયો હતો; માટે કાંઇ શિખામણ લે અને આ નજીવા કલહનો અંત લાવ. તે ઘેર આવે, ત્યારે તેમની પાસે ક્ષમા માગજે તથા હવેથી કલહ ન કરવાનો દૃઢ નિશ્ચય કરી રાખજે. મારાં વચનો લક્ષમાં રાખીશ, તો ભવિષ્યમાં બહુ સુખી થઇશ. પતિના પ્રેમથી સ્ત્રીના આત્માને જેટલું સુખ મળે છે, તેટલું બીજા કશાથી મળતું નથી."

"પરંતુ દાદિ! મારા દુર્દૈવે કદાચ તેઓ પાછા નહિ આવે તો?"

"ના, ના, તે માટે તું બિલકુલ ચિંતા કરીશ નહિ. પ્રથમ વખતનાજ કલહથી કંટાળી નાસી જનાર મનુષ્યો ઘણાં થોડાં હોય છે. એ તો જ્યારે હરહમેશાં કલહકંકાસો થયા કરે, ત્યારેજ કોઇ સમયે મનુષ્ય કંટાળી જઇ ઘરનો ત્યાગ કરે છે; માટે હવે જો તું તારી ભૂલ નહિ સુધારે તો તારે પણ કદાચ ભવિષ્યમાં પસ્તાવું પડશે. વળી આ કલહ થવાના કારણરૂપ તો તુંજ છે. શું મારે ત્યાં ન આવતાં પતિને આનંદ આપવા માટે તેની સાથે ગઈ હોત તો કાંઈ બગડી જાત? તેઓ ટિકિટના પૈસા ખરચી આવ્યા હતા છતાં તું તેમની સાથે ગઇ નહિ, એ તારીજ મૂર્ખતા નથી?"

માણેક ગદ્ગદ કંઠે અશ્રુપૂર્ણ નેત્રોએ બોલી: "સત્ય છે, દાદિ! મેંજ રાંડે ભૂલ કરી છે. અરેરે! તેઓ ચાલ્યા જશે તો પછી મારી શી ગતિ થશે?"

માણેક ગભરાઇ ગઇ. તેની દાદીએ તેને ઘણું સાંત્વન આપ્યું; છતાં તેના આત્માનું સમાધાન થયું નહિ. પોતાની દાદી ઉપર પૂર્વે આવી પડેલો વિપદ્પ્રસંગ યાદ કરી તે રુદન કરવા લાગી. તેને રુદન કરવા સિવાય બીજું કાંઇ સૂઝતુંજ નહોતું. રાત્રે દશ વાગે તે સ્વગૃહે જઇને પતિની રાહ જોતી બેઠી. પ્રત્યેક ક્ષણ તેને એક વર્ષ સમાન જણાવા લાગી. તે ઘરમાં આમતેમ આંટા મારતી મારતી દ્વારમાંથી રસ્તા ઉપર વારંવાર દૃષ્ટિ ફેંકવા લાગી. આજે તેનો વખત બિલકુલ જતો નહોતો.

પેલી તરફ જયકૃષ્ણ થોડો સમય ખેલ જોવા બેઠો; પરંતુ તેને જોવાનું ગમ્યું નહિ. ઘેરથી કંટાળીને નીકળેલો હોવાથી તેનો આત્મા અસ્થિર હતો. પત્નીના સ્વભાવ માટે તેને ઘણો સંતાપ થવા લાગ્યો. છેવટે શરીર સારું નથી, એવું બહાનું કાઢી મિત્રોની રજા લઇને તે સમુદ્ર તરફ ફરવાને ચાલ્યો ગયો; પરંતુ ત્યાં સમુદ્રની શીતળ હવા પણ જયકૃષ્ણના તપેલા જીવને શીતળ કરી શકી નહિ.

બીજી બાજુએ માણેક છેકજ અધીરી બની ગઈ. પતિની શોધ ખેલના મંડપ આગળ જઈનેજ કરવી, એવો નિશ્ચય કરી તેણે ઘરબહાર જવાનો વિચાર કર્યો; પરંતુ મધ્યરાત્રિના સમયે તે એકલી જાય કેવી રીતે ? પતિને યાદ કરી તેણે ઘણા સમય સુધી રુદન કર્યા કર્યું તથા પોતાના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો કે, જો ઈશ્વરની કૃપાથી તેઓ પાછા ઘેર આવશે, તો હું મારા અપરાધ માટે તેમની ક્ષમા માગી પુનઃ કદાપિ કલહ ઉત્પન્ન કરીશ નહિ. ઘાટીને તથા રસોઇયાને તેણે પતિની શોધ કરવા માટે મોકલ્યા; પરંતુ ઘણા સમય સુધી તેઓ પણ શોધ કરીને પાછા આવ્યા નહિ. છેવટે તે મેડા ઉપર સૂવાના ઓરડામાં જઈને ત્યાં પડેલા કોચ ઉપર બેઠી. થોડાજ સમયમાં તેનાં નેત્રોમાં નિદ્રા આવી. તેને સ્વપ્ન આવ્યું. સ્વપ્નમાં તેને પોતાનો પતિ ચાલ્યો ગયો હોય તથા પોતે તેની શોધ કરતી હોય એમ જણાયું. એવામાં પતિની ભયંકર સ્થિતિનો તાર આવ્યો અને તે તેણે કોઇને વંચાવ્યો. એક કલાક સુધી તેને આવું સ્વપ્નું રહ્યું. તેમાંથી જાગી પડતાં તે ગભરાતી ગભરાતી ઊઠી. પોતે ક્યાં છે, તેનું તેને બિલકુલ ભાન નહોતું. તેને સર્વત્ર અંધકાર અને અંધકારજ જણાવા લાગ્યો, દીપક પણ ઓલવાઈ ગયો હતો. થોડા સમય સુધી તેણે આસપાસ જોયા કર્યું. પોતે જે જોયું છે તે સ્વપ્નજ છે, એમ વિચારી શાંતિ મેળવતાં તેને પંદર મિનિટ જેટલો સમય લાગ્યો. શાંત થયા પછી તેના મનમાં પોતાના પતિ આવેલ છે કે નહિ, તે વિચાર આવ્યો. તેનું શરીર કંપવા લાગ્યું. તે બિચારીને દીવાસળીની પેટી પણ જડી નહિ. છેવટે અથડાતાંકુટાતાં તેણે પેટી શોધી કાઢી દીવો સળગાવ્યો. ઘડિયાળમાં જોતાં તે સમયે દોઢ વાગેલો માલૂમ પડ્યો. વિચારમાં ને વિચારમાં તે નીચે આવી તો ત્યાં આગળ કોઇનો શ્વાસોચ્છ્વાસ ચાલતો તેને માલૂમ પડ્યો. ઓટલા ઉપર આવેલી ઓરડીમાં પડેલી આરામખુરસી ઉપર કોઇ સૂતેલું હોય એમ તેને લાગ્યું. દીવો ધરી તેણે આતુરદૃષ્ટિથી જોયું તો તે જયકૃષ્ણજ જણાયો ! હવે માણેકના હર્ષનું શું પૂછવું ? એકદમ તે આનંદથી પતિને વળગી પડી.

બેક બે ઉપર કેટલોક સમય ફરવાથી જયકૃષ્ણનો આત્મા કાંઇક શાંત થતાં તેને લાગ્યું કે, સ્ત્રીને ગુસ્સામાં પડી રહેવા દઇ બહાર ભટકવું એ સારું નથી. તેને તેની ભૂલ પણ સમજાવવીજ જોઇએ. આમ નિશ્ચય કરી તે ઘેર પાછો આવ્યો; પરંતુ મનમાંથી ખેદ

હજી બરાબર દૂર થયેલો નહિ હોવાથી, ઘરમાં પ્રવેશ ન કરતાં ઓટલા ઉપર આવેલી ઓરડીમાં પડેલી આરામખુરસી ઉપરજ તે સૂઇ રહ્યો. તેને એવી આશા હતી કે, "મોડે સુધી મારું જવું ન થવાથી તેને પોતાના દોષનું કંઇક પણ ભાન થશે અને તે પોતાનો સ્વભાવ સુધારશે" અને તેથીજ તેણે ઓરડી ઉઘાડી રાખી હતી. રાત્રિ બહુ ગયેલી હોવાથી તે નિદ્રાવશ થઇ ગયો હતો. પત્નીના હાથ તેના શરીર ઉપર પડતાંજ તે જાગી ઊઠ્યો. જાગીને જોતાંજ તેને પત્નીની સ્થિતિ અને તેનું મુખ બદલાઈ જુદાજ પ્રકારનું થઇ ગયેલું જણાયું ! તરતજ તેના મનમાંનો બધો ઉદ્વેગ શમી જઇ તેનું સ્થાન સ્નેહે લીધું. માણેકબાઈ પતિદેવતાની ચરણરજને મસ્તક પર ચડાવીને રુદન કરતી બોલી ઊઠીઃ "મારી થયેલી ભૂલ માટે મને ક્ષમા કરો." પતિપત્નીના કલેશની આ પ્રકારે પૂર્ણાહુતિ થઇ.

સ્ત્રીઓ અથવા પુરુષોના વગરસમજણના આવા કંઇ કંઇ દોષોને લીધે કેટલા પતિઓ અને પત્નીઓ દુઃખી થતાં હશે ? પ્રભુકૃપાએ તેઓ સર્વને માણેકબાઈની દાદીમાના જેવાં શુભેચ્છક અને શુભ સલાહ આપનાર મળી આવે અને પોતાના દોષને તરત સમજી જઈ પશ્ચાત્તાપ કરી માણેકબાઇના જેવું ક્ષમા માગનારું, કોમળ અને ઉમદા હૃદય તેમને પ્રાપ્ત થાય !





# ૧૬—નવવધૂનાં દુઃખ

પ્રમથ હું 'નવવધૂ' સંબંધી કેટલીક વાત પ્રકટ કરીશ. આ લેખ મારા અનુભવનુંજ ફળ છે. આ નાના લેખમાં હું એજ દર્શાવવાને ઇચ્છું છું કે, વિવાહ થઈ ગયા પછી ભારતીય કન્યાઓની કેવી અવસ્થા થાય છે !

વિવાહ પછીથી પ્રથમ વાર જે કન્યાઓને સાસરે વળાવવામાં આવે છે, તે બિચારીઓ પોતાનાં માતાપિતાના વિયોગથી, સખી-સાહેલીઓના વિરહથી તથા ભાઇભાંડુથી અલગ થવાના દુઃખથી દુઃખી થઇને અપાર રુદન કરે છે.

વિદાયસમયે કન્યાઓના ઘરનું દશ્ય કેવું હૃદયવિદારક થઈ પડે છે, એ વાત ભાગ્યેજ કોઈ પણ પાઠકથી અજ્ઞાત હશે. કન્યા બિચારી તે સમયે રુદન કરતી કરતી માતા, પિતા, સખી, ભાઈ, ભોજાઇ ઇત્યાદિ સર્વેની પાસે જાય છે. સર્વેજનો માત્ર તેને સાંત્વન આપે છે અને થોડાજ દિવસમાં પાછી તેને પિયેર બોલાવી લેવાનાં તેમજ એવાં એવાં અનેક પ્રકારનાં વચનો કહે છે; છતાં કન્યા તો બિચારી રુદનજ કર્યા કરે છે.

સમય આવી પહોંચતાં કન્યા નાની ઉંમરની પણ સમજુ હોવાથી રાજીખુશીથી વિદાય થતી નથી, તો કેટલીક સ્ત્રીઓ તેને પકડીને વાહનમાં પરાણે બેસાડી દે છે અને તે બિચારી નિરાધાર કન્યા રુદન કરતી કરતી, સ્નેહીસ્વજનો ઉપર ખીજવાતી ખીજવાતી, તેમને નિર્દય અને કઠોર સમજીને વિદાય થાય છે.

જ્યારે એ રુદન કરતી કરતી થાકી જાય છે, ત્યારે તેના વિયોગનો પ્રથમ ઉચ્છ્વાસ કંઇક અંશે ઓછો થઇ જાય છે. તે સમયે સ્વાભાવિક રીતેજ એના મનમાં પ્રશ્ન ઊઠે છે કે, "હું કયાં જાઉં છું ? મારે સાસરામાં કેવી રીતે રહેવું પડશે ? સાસરિયાંઓ મારા પ્રત્યે કેવા પ્રકારનું વર્તન ચલાવશે ?"

અત્યારસુધી તેનાં સાસરિયાંઓ કે જે તેની સાથે મર્યાદા અને મીઠાશથી બોલતાં હોય છે તથા વર્તતાં હોય છે, તે ઉપરથી સાસરીમાં જઇને આનંદથી મહાલશે અને ત્યાં સૌ કોઇ પોતાના પ્રત્યે ઘણો પ્રેમ રાખશે" એવા એવા અનેક તરંગો તેના મનમાં આવે છે. વળી તેમાં પણ જે કન્યા રૂપગુણ તથા વસ્ત્રાભૂષણયુક્ત હોય છે, તેના મનની આનંદજનક કલ્પનાઓની તો સીમાજ રહેતી નથી. તે તો આનંદિત મન વડે અનેક પ્રકારનાં સુખ અને સતકાર માનવાના વિચારો કરતી કરતી સાસરીમાં પહોંચે છે. જે કન્યા રૂપ, ગુણ અથવા ઘરેણાંથી રહિત હોય છે, તે તો ઈશ્વરને દોષ દેતી અને ઘરેણાં નહિ હોવાથી માતાપિતાને પોતાનાં વેરી અથવા કંજૂસ કહેતી, મનમાં અનેક પ્રકારની ચિંતા તથા રુદન કરતી કરતી સાસરીમાં જાય છે. આ પ્રમાણે કોઇ સુખના વિચારોમાં મહાલતી તો કોઇ દુઃખના દરિયામાં ડૂબતી સાસરે પહોંચી જાય છે.

આ સ્થળે હું એ પણ ઉલ્લેખ કરી દેવો ઉચિત સમજું છું કે, તેઓ માર્ગમાં કેવી રીતે જાય છે? વિશેષે કરીને ગાડારસ્તેજ જવાનું હોય છે, જેથી કન્યાને પાલખીમાં, માફામાં કે બેલગાડીમાં બેસાડીને તેને ચારે બાજુએથી પીંજરાની પેઠે ઢાંકી દઈને લઇ જાય છે અને કન્યાને ખુલ્લી ગાડીમાં બેસાડવાની હોય છે, ત્યારે તો બિચારીના પૂરાજ ભોગ! પોતાને માથે, મોઢે તેમજ સર્વ શરીરે એકાદ ચાદર તેને વીંટી લેવાની ફરજ પડે છે; છતાં ઉપર પણ પડદો નાખે છે, જેથી તે બિચારીને લેશ પણ પવન મળતો નથી. તેમજ રસ્તામાં આવતાં સુશોભિત ક્ષેત્રો, વૃક્ષો વગેરે જોવાનો પણ જરાસરખો લાભ કે આનંદ મેળવ્યા વિના, હવા વિના ગૂંગળાતી ગૂંગળાતી તેમજ સંબંધીઓના વિયોગથી દુઃખી થતી અત્યંત દુર્દશાપૂર્વક તે સાસરીએ પહોંચે છે.

સાસરીમાં પહોંચતાં તો ત્યાં આગળ સ્ત્રીઓની મેદની ભરાઇ રહી હોય છે. સર્વ સ્ત્રીઓ નવવધૂને જોવાને માટે ઉત્સુક થઇ રહી હોય છે. મુખ્ય મુખ્ય સ્ત્રીઓ નવવધૂને વાહનમાંથી ઉતારવાને જાય છે. પછી નવવધૂ જયારે વાહનમાંથી નીચે ઊતરે છે અને ઘરમાં પ્રવેશે છે, ત્યારે તેની ચારે દિશાએ સ્ત્રીઓની એટલી બધી મેદની ભરાઇ ગઇ હોય છે, કે જેથી કરીને તે બિચારી લાકડાના પૂતળાસમાન સ્થિર થઈ જાય છે. નવવધૂ આંગણામાં આવતાંજ એક વૃદ્ધ સ્ત્રી તેનો ઘૂમટો ઊંચો કરે છે; જેમ કરતાંની સાથેજ જો

નવવધૂ ચતુર હોય છે, તો પોતાનાં નેત્રોને મીંચી દે છે અને તેનું શાંત મુખ સર્વ સ્ત્રીઓ જોવા મંડી પડે છે અને પછીથી તરતજ સમાલોચનાની શરૂઆત થઇ જાય છે !

વહુ રૂપમાં રતિ, ધનમાં કુબેરની પુત્રી અને ગુણમાં સીતા સમાન હોય, તોપણ તેના કેટલાક અવગુણો દર્શાવ્યા સિવાય આ અજ્ઞાન સ્ત્રીઓથી રહી શકાતું નથી. સર્વે સ્ત્રીઓ એ બાબતમાં પોતપોતાની બુદ્ધિ અને જીભનો ઉપયોગ કરવા મંડી પડે છે. એક કહે છેઃ "વહુ સુંદર તો છે, પરંતુ નાક ચપટું છે !"

બીજી બોલી ઊઠે છેઃ "નાકનું તો ઠીક, પણ આ તરફ તો જુઓ ! ચોટલોય બરોબર ક્યાં બાંધેલો છે !"

ત્રીજી હામાં હા મેળવી કહેવા લાગે છેઃ "હા બહેન ! તમે ખરું કહો છો, જુઓને, આ ચાંલ્લો પણ બરાબર કરતાં ક્યાં આવડ્યો છે ? એની મા તે કેવીક ફૂવડ હશે ?"

આ પ્રમાણે ગાલીપ્રદાનનું મંગળાચરણ થતાંજ હવે એ 'ફૂવડ' શબ્દરૂપી સૂત્ર ઉપર ભાષ્ય અને મહાભાષ્ય કરવાની હરીફાઇ શરૂ થાય છે. કોઇ આંગળી ચપકાવતી કહે છેઃ "એની માતા તો ઘણી જંગલી છે."

કોઇ બોલી ઊઠે છેઃ "અરે જંગલી શું ? એ તો ભૂત કે ડાકણના જેવીજ હશે; નહિ તો પોતાની કન્યાને શણગારતાં પણ આવડે નહિ !"

ત્રીજી ઉમેરે છેઃ "ત્યારે તો સારું થયું કે આ બિચારી એ પિશાચિનીના હાથમાંથી છૂટી. હવે અનુભવી સાસુ તેને સારી રીતે કેળવશે."

વળી કોઈ વૃદ્ધ ઠચરી ઉમેરે છે કે, "માતા ઢંગ વિનાની તો બાપ પણ વાંદરા જેવોજ હશે. જુઓને, આ બંગડીઓ પણ એણે કેવી ખરાબ કરાવી છે ?"

બીજી એક બોલે છેઃ "અરે, તેના બાપની કંજૂસાઇની તે શી વાત કરવી ! જુઓને, વહુનું કડું પણ કેટલું બધું પાતળું છે ?"

કોઈ વળી માથું ધુણાવતી બોલી ઊઠે છેઃ "ખરું પૂછો તો એવાને ઘેર તો કોઇએ વિવાહજ કરવો જોઇએ નહિ !"

કોઇ ભવિષ્યવાદિણી બોલે છે કે, "હું તો પ્રથમથીજ કહેતી હતી કે, ત્યાં વિવાહ કરવાથી કાંઇ ફાયદો નથી. એ વંશની કન્યા આપણા ઘરમાં લાવવીજ નહોતી."

બિચારી નવવધૂની કુલક્ષણજી સાસુ પોતાની વેવાણુની નિંદા સાંભળી ખડખડ હસી પડે છે! તે તો એમજ સમજે છે કે, આ તો અમારા ઘરની પ્રશંસા ચાલી રહી છે!

ઠીક, હવે વહુનાં માબાપની ટીકાનો અધ્યાય પૂર્ણ થઇ ગયા પછી આ નિંદાખોર સ્ત્રીપલટણુ બિચારી સહાયરહિત વહુની નિંદા કરવાની શરૂઆત કરે છે. એક જણી બોલી ઊઠે છેઃ "જુઓને, હજી તો છેડો ખોસતાંએ વહુને ક્યાં આવડે છે?"

બીજી બોલે છેઃ "અરે એ તો ઠીક; પણુ આટલી મોટી એરંડા જેવડી થઇ છતાં ઊભું રહેતાં પણુ ક્યાં આવડે છે?"

ત્રીજી ઉમેરે છેઃ "હાય, હાય! અત્યારથીજ આવો ઘાટ છે, તો ભવિષ્યમાં તો કોણુ જાણે કેવીએ નીવડશે!"

નિંદારૂપી તોપોના આ મારથી બિચારી નવવધૂના દુઃખની તો સીમાજ રહેતી નથી. વળી જાણે હજી કાંઈ બાકી રહી ગયું હોય તેમ ડાહ્યલાં સાસુમા વધારામાં ઉમેરે છે કે, "એ તો જેવાં માબાપ તેવાંજ છોકરાં! કોણુ જાણે ક્યાં પાપે આ પથરો અમારે માથે જડાયો!"

છેવટે કેટલીક ડાહીડમરી સ્ત્રીઓ સાસુજીને શાંત કરે છે. બીજી તરફ બિચારી નવવધૂ પોતાના–હૃદય પર ઉપરાછાપરી આવી પડતાં આ વચનબાણોના પ્રહાર સહન નહિ કરી શકવાથી ઘરની અંદરના ભાગમાં જાય છે, કે જ્યાં કેટલીક મોટી વયની કન્યાઓ એકઠી થયેલી હોય છે. આ સર્વ કન્યાઓ નવવધૂની સાથે વાતચીત કરવાને ઘણીજ આતુર થઇ રહી હોય છે; પરંતુ બિચારી શરમાળ વહુ કોની સાથે અને શી બાબતની વાતચીત કરી શકે? છેવટે સર્વ વેરાઇ જાય છે.

રાત્રિ વીતી પ્રભાત થતાંજ બિચારા પતિરાજ ચોરની પેઠે ઘરની બહાર ચાલ્યા જાય છે. બીજી તરફ વહુ પણુ નિત્યકર્મથી પરવારી સાસુજીનાં દર્શન કરવાને જાય છે. તે સાસુજીને સાષ્ટાંગ પ્રણામ કરી એક જગ્યાએ જઇનેબેસે છે. આ સમયે સમય જોઇને સાસુમા પોતાના મુખરૂપી નળમાંથી ગંદાજળની પેઠે કુવચનોનો પ્રવાહ વહેતો મૂકે છે.

જો વહુ નમ્રતાથી બેઠી હોય, તો સાસુજી કહે છે કે, "અરે! આમ રાણીસાહેબ થઇને કેમ બેઠાં છો? કાંઇક રીતસર બેસો."

જો વહુ સીધી બેઠી હોય, તો કહે છે કે, "અરે! આમ અક્કડ ને અક્કડ કેમ બેઠી છે?"

મતલબ કે નવવધૂ બિચારી ગમે તેમ બેસે, તોપણ સાસુજી પોતાનો રોફ બેસાડવાને અમલદારી બતાવવા માટે પોતાની મધુરી વાણી (!) તેને સંભળાવવાનાંજ! તે બિચારીને સાસુજીનાં સર્વ વચનો સાંભળીજ રહેવાં પડે છે અને જો તે દરમિયાન વહુ કાંઇ પણ બોલવા જાય, તો તેના ઉપર 'ડાકિણી, પિશાચિણી' ઇત્યાદિ ઇલકાબોની છૂટથી વૃષ્ટિ કરવામાં આવે છે!

અહીંથી કોઇ પ્રકારે છૂટીને તે બિચારી જ્યારે ઘરના ઓરડા તરફ જાય છે, ત્યારે તેની ચાલ ઉપર પણ સમાલોચના થાય છે! અન્ય જનોની વાત તો શી કરવી, પરંતુ ઘરમાં કામ કરવા આવનારી બહારની હલકી સ્ત્રીઓ પણ આ પ્રકારની ટીકા કરવા મંડી પડે છે. કોઇ કહે: "વહુ ખૂંટાના જેવી સીધી ચાલે છે," તો કોઈ કહે: "ડાબા જેવી છે!" કોઇ કહે: "પગજ ઉપાડતાં ક્યાં આવડે છે!" તો કોઇ કહે: "મિજાજમાં ને મિજાજમાં અક્કડ ચાલે છે! અભિમાનનો તો જાણે શુમારજ નથી!"

જો તે ચાલવામાં ચપળ હોય છે તો કહે છે કે, "જુઓને જાણે હરણુાંની પેઠે ફલંગો ભરે છે!"

વહુને સહજ ઉધરસ આવી તો નણંદ પોતાની માતા પાસે જઇને કહે છે કે, "અરે બા! આ તે કેવી! આખો દિવસ જાણે ખૂં ખૂંજ કર્યા કરે છે!"

આ વાક્યની પુષ્ટિમાં સાસુજી પણ બીજાં કેટલાંક મહાવાક્યો ઉચ્ચારે છે. નણંદબાઈ તો જાણે ઇન્સ્પેક્ટર સાહેબની પેઠે વહુના દોષો શોધવાનીજ તજવીજમાં રહીને સાસુબાઇને મરચામીઠા સાથે રિપોર્ટ કરવાને નિમાયાં હોય, તેમ ઘડીએ ને પળે તેજ ધંધો કર્યા કરે છે!

જો પતિ સમજુ હોય છે અને પત્નીના ઉપર પ્રેમ રાખતો હોય છે, તો તે પત્નીને સુખી રાખવા જતાં વિપદ્‌માં આવી પડે છે! તેનાં માબાપ એમજ કહ્યા કરે છે કે, "રાંડ આવી છે, ત્યારથી છોકરાને વશજ કરી લીધો છે! ભાઈસાહેબ વહુજીને જોઇ ગાંડાઘેલાજ બની ગયા છે."

જ્યારે આમ પતિની વિરુદ્ધનાં વચનો બિચારી નવવધૂના કાને પડે છે, ત્યારે પતિની વિપદના કારણરૂપ પોતાને ધારી તે ઘણીજ દુઃખી થાય છે. ઘણા લોકો નિર્દોષ ઉત્તમ જોડાંની પણ આમ નિંદા કર્યા સિવાય રહેતાં નથી. પતિને પણ 'બૈરીનો ભડવો' ઇત્યાદિ હલકાં સંબોધનોથી વાતચીતમાં ઓળખાવે છે.

આવી રીતે 'નવવધૂ' અનેક પ્રકારનું કષ્ટ ભોગવે છે અને તેને પોતાનું સાસરું એક કેદખાના કરતાં પણ અધિક દુઃખદાયક થઇ પડે છે. તેની સ્થિતિ તરફ કોઇ લક્ષ પણ આપતું નથી, જો તે બિચારી નિરુપાયે પોતાનું દુઃખ સ્વામીને કહી સંભળાવે છે અને તે બાબત જો પ્રકટમાં આવે છે, તો તેને પતિના કાન ભંભેરનારી કહેવામાં આવે છે! કેટલીક વખત સાસુ, નણંદ કે અજ્ઞાન પતિનો માર પડવા છતાં તે બિચારીને રોવાનો કે ડસકું ભરવાનો અધિકાર પણ હોતો નથી. ખરેખર! આવે સમયે તેના દુઃખની હદજ આવી રહે છે!! બિચારી નવવધૂઓનાં હજી બીજાં પણ અનેક દુઃખો અહીં વર્ણવી શકાય તેમ છે; પણ હાલ તો એટલેથીજ અટકીશું.

પાઠકો! અજ્ઞાન ઘરોની નવવધૂઓની દુર્દશાનું આ દર્શન કરો તથા यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता। એ મહામંત્રનું સ્મરણ કરો. ગરીબ બાળાઓને આવા પ્રકારે દુઃખી કરવી એ તેમને જીવતી બાળી મૂકવા જેવું છે; એ વાત આ દેશમાં એવી મૂર્ખ સાસુઓ તથા અન્ય સ્ત્રીઓ ક્યારે સમજશે?





# १७–पति के परमात्मा?

(૧)

"ઓ બા! નિર્મળાનો વર તેને ત્યાં આવ્યો છે. મારો વર આપણે ત્યાં ક્યારે આવશે?"

આ વાક્યે માતાના મર્મસ્થળને વીંધી નાખ્યું. અભાગિની માતાનાં નેત્રોમાંથી 'ખર–ખર' આંસુઓ ખરી પડયાં. તરતજ તેણે ઘરની બહાર જઇને પોતાની આંખો લૂછી નાખી. આમ છતાં તેના મનની વેદના દૂર થઈ નહિ. પુનઃ આંસુ ભરાઇ આવ્યાં. શરીર શક્તિ વગરનું થઇ પડ્યું, ચેતના ધીમે ધીમે ઘટવા લાગી અને થોડાજ સમયમાં અભાગિની માતા બેભાન થઈ ઢળી પડી.

'શું થયું? શું થયું?' કરતાં દાસ–દાસીઓ દોડી આવ્યાં. અજ્ઞાન બાલિકા આશા ઘરમાંથી બહાર નીકળી. તેણે બહાર જતાંની સાથેજ જોયું કે, તેની સ્નેહાળ માતા જમીન ઉપર પડી રહી છે. આશા પોતાની માતા પાસે જઇ તેના શરીરને બાઝી પડીને મુખ ઉપર મુખ રાખી વ્યાકુળતાથી કહેવા લાગી: "બા! ઓ બા! બા રે!"

તેની માતાએ ઉત્તર આપ્યો નહિ. દાસીઓ શેઠાણીના મસ્તક ઉપર જળ છાંટવા લાગી, કોઈ પવન નાખવા લાગી; કોઇ દીવાનખાનામાં શેઠને ખબર આપવા દોડી ગઇ. પોતાની બા ઉત્તર નહિ આપતી હોવાથી આશા તેના શરીર ઉપરજ પડી રહી રુદન કરવા લાગી.

સમાચાર મળતાંજ કૃષ્ણલાલ પોતાની ગૃહલક્ષ્મી પાસે આવી પહોંચ્યો અને તરતજ ડૉકટરને બોલાવી લાવવા નોકરને દોડાવ્યો.

વિનાવિલંબે ડૉકટર આવી પહોંચ્યો. કૃષ્ણલાલની ગૃહિણીની ચિકિત્સા કરી દવા લખી આપી, રોગીને શાંતિમાં રાખવાની સૂચના કરી તે ચાલ્યો ગયો.

(૨)

આનંદપુરમાંના પ્રતિષ્ઠિત પુરુષોમાં કૃષ્ણલાલ સૌથી પ્રથમ છે. તે મોટા જમીનદાર છે. તેમના માયાળુ અને ઉદાર સ્વભાવને લીધે અનેક ગરીબ માણસોને અનેક પ્રકારની સહાય મળે છે. નિરાધાર વિધવાઓને અન્ન-વસ્ત્રાદિની પ્રાપ્તિ થાય છે. તેમના ઉપર ગામના સર્વ લોકોની અપાર માયા-મમતા છે.

ગયા વૈશાખ માસમાંજ એક સુપાત્ર વર શોધી કાઢીને કૃષ્ણલાલે પોતાની આશાનું લગ્ન બહુ ધામધૂમથી કર્યું છે. પોતાની એકની એક પુત્રીને તેની આઠ વર્ષની ઉંમરમાંજ ગૌરીદાન કરવાનો લહાવો તે લઇ ચૂકયા છે. જમાઈ પણ રાજપુત્રના જેવો મળ્યો છે. વર તેમજ ઘર સર્વ તેમના સુભાગ્યે સારું મળી આવ્યું છે. જમાઇની ઉંમર સોળ વર્ષની છે. તે મુંબઇની વિલ્સન કોલેજમાં બી. એ. નો અભ્યાસ કરે છે. મુંબઈમાંજ તે પોતાનાં સગાંવહાલાં સાથે નિવાસ કરે છે. કૃષ્ણલાલ વારંવાર કહે છે કે, “ મારી આશાનું ભાગ્ય ઉત્તમ પ્રકારનું છે, નહિ તો આવો દેવસમાન જમાઈ ક્યાંથી મળી આવે ? જેવી મારી આશા ગુણવાન અને ચાલાક છે, તેવોજ જમાઈ પણ મળી ગયો છે. ”

પરંતુ ભાગ્યની ગતિ ન્યારી છે. આજે જે સુખમાં ફરે છે, તેનો દિવસ કાલે કેવો જશે તે કાંઇ નક્કી નથી. જો ભાગ્યની ગતિ ન્યારી ન હોત, તો રામને વનવાસ શા માટે વેઠવો પડત ? મૂળ તો કુદરતી ધોરણજ આવું અકળ છે, તેમાં વળી આપણા પૂજ્ય મહર્ષિઓની ઉત્તમ આજ્ઞાઓ કરતાં કનિષ્ઠ રૂઢિઓને આધીન થવામાં આવે, એટલે તેનાં અનિષ્ટ ફળ ભોગવવાં પડે તેમાં નવાઇ શી ? ક્યાં પુખ્તવયે કન્યાદાન કરવાની ઋષિઆજ્ઞા અને ક્યાં બાળલગ્નની અધમ રૂઢિ ! અફસોસ !

આશાનો વિવાહ થયાને ત્રણ મારા પણ પૂરા નહિ વીત્યા હોય, એટલામાં એક દિવસે મુંબઇથી કૃષ્ણલાલના ઉપર તાર આવ્યો કે, “ જલદી આવો, મોહન બીમાર છે. ”

“ કૃષ્ણલાલ વ્યાકુળચિત્તે તરતજ મુંબઇ ગયા, તો સર્વ સમાપ્ત થઈ ગયું હતું. આશાનું કપાળ ફૂટી ગયું હતું. ગરીબ બિચારી, વિવાહનો અર્થ પણ નહિ સમજનારી બાલિકા આશા, માતાપિતાની મૂર્ખતાનો ભોગ થઇ પડી ને વિધવા (!) થઇ હતી. અધમ રૂઢિના ગુલામ બનેલા જનસમાજમાં તેનો કહેવાતો પતિ મોહન

કરાળ કાળના પંઝામાં સપડાઇ ગયો હતો.

કૃષ્ણલાલ નિરાશ ચિત્તે વૈરાગ્યવૃત્તિથી સ્વગૃહે આવ્યા. જમીનદારીની દેખરેખ ઉપરથી તેમનું મન ઊઠી ગયું. ઘરમાંથી નીકળતા રુદનના આર્તનાદ–આકાશભેદી સ્વરો તેના હૃદયને ચીરી નાખવા લાગ્યા; સર્વને રુદન કરતાં જોઇ આશા પણ રુદન કરી ઊઠતી હતી. માતા-પિતાને રુદન કરતાં જોઇનેજ તેને રુદન આવતું હતું. બાકી પોતાના ફૂટેલા નસીબની તો તેને કલ્પના પણ નહોતી!

બીજે દિવસે પોતાનાથી એક મોટી ઉંમરની સખીને આશાએ પૂછ્યું: "સૂરજ! આ બધાં કાલ રાતનાં શા માટે રડે છે?"

સૂરજે નેત્રોમાંનાં આંસુ સાફ કરતાં કરતાં ઉત્તર આપ્યો: "આશા! તારો વર—"

આશા વચમાંજ બોલી ઊઠી: "નિર્મળાનો વર આવ્યો છે અને મારો વર નથી આવ્યો તેથી?"

સૂરજે મહાકષ્ટે ધીમેથી કહ્યું: "તારો વર મરી ગયો છે."

આશાએ સૂરજની વાત માની નહિ. તેણે કહ્યું: "વર તે વળી મરી જતો હશે? નિર્મળાનો વર તો કાંઈ મરી ગયો નથી. એ તો નિર્મળાને ત્યાં રહ્યો છે."

બિચારી આશા શું જાણે કે, આ સૃષ્ટિનું પ્રત્યેક મનુષ્ય આજે નહિ તો કાલે કાળને આધીન થયા સિવાય રહેતું નથી! અજ્ઞાન બાલિકા સૃષ્ટિનો નિયમ ક્યાંથી જાણે? આશાના અંગમાં જે અલંકારો હતા તે કાઢી લેવા જેટલી નિર્દયતા તેની માતાનામાં નહોતી. આશાના હાથમાંથી ચૂડીઓ તેની કાકીએ ભાંગી નાખી, ત્યારે આશાએ ઘણું રુદન કર્યું હતું, એટલે પુત્રીને વિશેષ દુઃખ દેવાનું સામર્થ્ય તેની સ્નેહાળ માતામાં નહોતું.

ઉપર લખેલો બનાવ બન્યો, ત્યારે દીપોત્સવીને માત્ર થોડા દિવસની વાર હતી. કૃષ્ણલાલની પત્ની સુકુમારી રોગને આધીન થઇ પથારી પર પડી છે. તેને મૂળથીજ હિસ્ટીરિયાનો રોગ હતો. આજે સાત વાગ્યાની તે બેભાન બની છે. દશ વાગ્યા પરંતુ હજુ તેનામાં ચૈતન્ય આવ્યું નથી. કૃષ્ણલાલનાં નેત્રોમાંથી નિદ્રા દૂર થઇ છે. તેઓ ચિંતાતુર ચિત્તે પત્નીનું લેવાઇ ગયેલું મુખ જોઇ રહ્યા છે. છેવટે પત્નીની અવસ્થા જોઇ શકવા જેટલું તેમનું હૃદય કઠિન રહ્યું નહિ. તેઓ અગાસીમાં ગયા. આકાશમાં દૃષ્ટિ કરી. ચંદ્ર

ધીમે ધીમે વૃક્ષોની છાયામાંથી ઊંચે આવતો જણાય છે. આકાશ નિર્મળ છે.

ઘણા સમય સુધી આકાશનું દર્શન કર્યા કર્યું. છેવટે કાંઈક નિર્ણય કરી તેમણે નોકરને હાંક મારી. આજ્ઞાધારક નોકર તરતજ હાજર થયો. કૃષ્ણલાલે તેને આજ્ઞા કરી કે, "જા, કાકાજીને બોલાવી લાવ."

કાકાજીનું નામ વિષ્ણુપ્રસાદ છે. કૃષ્ણલાલના પિતાના વખતથી તેઓ તેમની જમીનદારી સંબંધી સર્વ કામકાજ કરે છે. અત્યારે તેમની વૃદ્ધાવસ્થા હોવા છતાં, તેઓ અર્થલોભને લીધે નહિ, પરંતુ માયાને લીધે કૃષ્ણલાલની જમીનદારીની દેખરેખ રાખે છે અને જે ચાર પૈસા પ્રાપ્ત થાય છે, તેમાં સુખથી પોતાનો નિર્વાહ ચલાવે છે.

વિનાવિલંબે વિષ્ણુપ્રસાદ આવી પહોંચ્યા. કૃષ્ણલાલે તેમને યોગ્ય માનપૂર્વક આસન આપી કહ્યું: "કાકાજી ! હવે હું આ ઘરમાં રહી શકીશ નહિ."

વિષ્ણુપ્રસાદે ઉત્તર આપ્યો: "શું કરીશ ભાઈ ! ભાગ્યમાં જે સહન કરવું નિર્માણ થયું હોય, તે વેઠ્યા વિના કાંઇ છૂટકો છે ?"

કૃષ્ણલાલે કહ્યું: "કાકાજી ! થોડા દિવસને માટે મને રજા આપો, થોડા દિવસ અમે બધાં ફરી આવીએ એવો મારો વિચાર છે."

વિષ્ણુપ્રસાદે કહ્યું: "ભલે ત્યારે ખુશીથી જાઓ. અહીંના કામકાજની કોઇ જાતની ફિકર રાખશો નહિ. દીપોત્સવી પછી બેલાશક જાઓ."

"ના, કાકાજી! મારો વિચાર તો અહીંથી આવતી કાલેજ કાશી તરફ ઊપડી જવાનો છે. અહીં હું રહીશ તો મારા દીપોત્સવીના દિવસો પણ ચિંતામાંજ જશે."

વિષ્ણુપ્રસાદે ઘણો આગ્રહ કર્યો, પરંતુ કૃષ્ણલાલે હા પાડી નહિ. તે તેજ વખતે પ્રવાસની સઘળી તૈયારી કરવાને માટે બહાર નીકળી પડ્યા. બીજે દિવસે પ્રભાત સમયે કૃષ્ણલાલ પોતાની પત્ની, પુત્રી તેમજ બેચાર દાસ–દાસીને સાથે લઇ કાશી તરફ ચાલી નીકળ્યા. આનંદ વગરના ઘરમાં દીપોત્સવીના દિવસો આનંદ વગરજ વીતી ગયા.

(૩)

કૃષ્ણલાલ પત્ની, પુત્રી તેમજ દાસ–દાસીઓ સાથે કાશીનિવાસી થયા છે. છ માસ કાશીમાંજ વીતી ગયા. ઘેરથી વૃદ્ધ

વિષ્ણુપ્રસાદે પત્ર લખ્યો કે, "ભાઇ! હવે ક્યાં સુધી વિદેશમાં રહેશો? જલદીથી ઘેર આવો."

કૃષ્ણુલાલે ઉત્તર લખ્યો કે, "કાકાશ્રી! બીજા પણુ છએક માસ સુધી અત્રે રહેવાનો વિચાર છે."

આ ઉત્તર લખ્યાને પણુ છ માસ વીતી ગયા અને બીજી દીપોત્સવી આવી પહોંચી, છતાં કૃષ્ણુલાલ ઘેર ગયા નહિ.

કાશી જવાથી શાંતિ મળશે એમ ધારીને તેઓ કાશી આવ્યા હતા. મનમાં ધાર્યું હતું કે, પરમકૃપાળુ વિશ્વનાથનાં દર્શનથી સઘળું દુઃખ તેમજ ચિંતા ચાલ્યાં જશે; પરંતુ તેમ કશું થયું નહિ. જ્યારે જ્યારે તેઓ પોતાની સુકુમાર પુત્રી આશાને જોતા, ત્યારે ત્યારે તેમના ધૈર્યનો બંધ તૂટી જતો હતો. તેમના હૃદયમાં ભયંકર ચિંતા સળગી ઊઠતી હતી. પુણ્યસલિલા ગંગાના જળમાં સ્નાન કરવાથી પણુ એ અગ્નિ શાંત થતો ન હતો. જાણે પરમકૃપાળુ વિશ્વનાથ સુધ્ધાં પોતાના ચિંતાતુર ભક્તની ચિંતા દૂર નહિ કરતાં તેની સામે ટગર ટગર જોઇજ રહેતા હોય નહિ! ગરીબ ભક્તની પ્રાર્થનાનો આર્તસ્વર વારંવાર ઊઠવા છતાં કાંઇજ પરિણામ આવતું ન હતું. હાય ભાગ્ય!

આમ કરતાં કરતાં કૃષ્ણુલાલ છ વર્ષ સુધી કાશીમાં રહ્યા. વૃદ્ધ વિષ્ણુપ્રસાદ પણુ હવે પરલોકયાત્રા કરી ગયા. ગામમાં સર્વની ધારણા હતી કે, હવે તો કૃષ્ણુલાલ અવશ્ય ઘેર આવશે; પરંતુ તેમ થયું નહિ. વિષ્ણુપ્રસાદના પુત્રના હાથમાં જમીનદારીની વ્યવસ્થા સોંપી તેઓ કાશીમાંજ રહ્યા.

કૃષ્ણુલાલ પોતે વિદ્વાન પુરુષ હતા. તેઓ અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત વગેરે સાહિત્યનું સારું જ્ઞાન ધરાવતા હતા. તેમણે આશાને જ્ઞાનસાગરમાં ડુબાવી રાખવાનો પોતાના મન સાથે નિશ્ચય કર્યો. એ સિવાય આશાનું દુઃખ દૂર કરવાનો બીજો એક પણુ માર્ગ તેમને જણાયો નહિ. તેઓ ધીમે ધીમે આશાને તેજ પ્રકારનું શિક્ષણુ આપવા લાગ્યા. તેમણે પુત્રીને અંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત વગેરે સાહિત્યનો અભ્યાસ કરાવવાની શરૂઆત કરી. કેટલાંક વર્ષ આવી રીતે પસાર થઇ ગયાં.

ઘર છોડયાને લગભગ છ વર્ષ વીતી ગયાં છે. હમણાં આશાની ઉંમર ચૌદ વર્ષની છે. તે ઉંમરમાં જો કે તેને બાલિકા કહી શકાય, પરંતુ જ્ઞાનથી તે ઘણી ઉન્નત બની ગઇ છે. કૃષ્ણુલાલે જેટલા

શાસ્ત્રગ્રંથોનો મનનથી અભ્યાસ કર્યો હતો, તે સઘળા તેમણે આશાને સમજાવી દીધા હતા; પરંતુ આશાના જ્ઞાનની તૃષા આટલાથી પૂર્ણ થઇ નથી; એમ તેમને સ્પષ્ટ રીતે માલૂમ પડી આવ્યું. શું કરવું તેનો તેઓ કાંઈ નિશ્ચય કરી શક્યા નહિ.

એક દિવસ સંધ્યા સમયે કૃષ્ણલાલ દશાશ્વમેધના ઘાટ ઉપર બેઠા હતા, એવામાં એક સંન્યાસી મહાત્મા આવીને તેમનાથી થોડે દૂર બેઠા. મહાત્માની વય ૭૦ વર્ષની લાગતી હતી; પરંતુ આવી ઉત્તરાવસ્થામાં પણ તેમનાં નયનોનું તેજ, હૃદયનું બળ અને શરીરની શક્તિ અપાર હોય એમ તેમની આકૃતિ સ્પષ્ટ રીતે કહી આપતી હતી. કૃષ્ણલાલ પોતાની પાસે બેઠેલા એ સંન્યાસીના મુખ તરફ થોડા સમય સુધી જોઇ રહ્યા. તેમના મનમાં એમ થવા લાગ્યું કે, પરમકૃપાળુ વિશ્વનાથ પોતેજ જાણે સંન્યાસીનો વેશ ધારણ કરીને આવ્યા છે. કાશીમાં આવ્યા પછી કૃષ્ણલાલે અનેક સંન્યાસીઓનાં દર્શન કર્યાં હતાં; પરંતુ આવા એક પણ સંન્યાસી મહાત્મા તેમણે હજી સુધી જોયા નહોતા.

કૃષ્ણલાલને પોતાના તરફ ટગર ટગર નિહાળતા જોઈ તે મહાત્મા ધીમે ધીમે ઊભા થયા તથા તેમની છેક પાસે આવીને હિંદી ભાષામાં પ્રશ્ન કર્યો: "ભાઈ! તમારું નામ શું છે?"

કૃષ્ણલાલે મહાત્માશ્રીને પ્રેમથી પ્રણામ કરી પોતાની ઓળખાણ આપી. મહાત્માએ કહ્યું: "ભાઈ! તમારા વંશને હું જાણી શક્યો; પરંતુ તમારા દુઃખને હજુ સુધી હું જાણી શક્યો નથી, તો તે જણાવશો?"

કૃષ્ણલાલે આવા શબ્દો કોઇના પણ મુખે સાંભળ્યા નહોતા. સંન્યાસી મહાત્માના શબ્દોથી તેમનાં નેત્રોમાં જળ ભરાઇ આવ્યું. તેમનો સ્વર બંધ થઇ ગયો.

કૃષ્ણલાલની સ્થિતિ જાણી જઇ મહાત્મા તેમની પાસે બેઠા અને તેમણે તેમનો હાથ પોતાના હાથમાં લીધો; પછી કહ્યું: "તમે ઘણા દુઃખી હો એમ જણાય છે. ભાઇ! મને તમારા દુઃખનો ભાગ આપો ને! એમ કરવાથી તમારી છાતી ઉપરનો ભાર કાંઇક અંશે ઓછો થશે. તમારી ચિંતારૂપી ચિતા કાંઇક ઠંડી પડશે."

કૃષ્ણલાલે વિચાર્યું કે, ખરેખર પરમકૃપાળુ પિતા વિશ્વનાથજ પોતાના ઉપર પ્રસન્ન થયા છે, તેથી કરીનેજ તેમણે આ સંન્યાસીસ્વરુપે પોતાને દર્શન આપ્યાં છે. તેઓ હવે સ્થિર રહી શક્યા

નહિ, બાળકની માફક રુદન કરવા લાગ્યા. સંન્યાસીએ કૃષ્ણુલાલનું અશ્રુજળ પોતાના હાથથી લૂછવા માંડયું. અહા ! કેવો તે શીતળ સ્પર્શ ! કૃષ્ણુલાલનું શરીર એક વખત કંપી ઊઠયું. આજ સુધી તેઓ જે અગ્નિમાં બળી મરતા હતા, તે અગ્નિ જાણે કે એક ક્ષણુને માટે હોલવાઇ ગયો. તેઓ નેત્રો બંધ કરી જેની તુલના થઇ શકે નહિ, એવી શાંતિનો ઉપભોગ કરવા લાગ્યા.

કેટલાક સમય પછી કૃષ્ણુલાલ શાંત થયા, તે સમયે અંધારું થઈ ચૂકયું હતું. ઘાટ ઉપર વિશેષ માણસો નહોતાં. સંન્યાસી મહાત્મા શાંત ચિત્તે કૃષ્ણુલાલની કર્મકથા સાંભળવા લાગ્યા. તેમની કર્મકથા પૂર્ણ થતાંની સાથેજ સંન્યાસીએ કહ્યું: "ભાઇ ! ગભરાશો નહિ, હવે રુદન કરશો નહિ. હું તમારા દુઃખને દૂર કરવાનું ઔષધ આપીશ. ચાલો, આપણે તમારે ઘેર જઈએ."

(૪)

કૃષ્ણુલાલની સાથે તેના નિવાસસ્થાને જઈ પહોંચ્યા પછી સંન્યાસીએ તેમને કહ્યું: "ભાઇ ! તમારી પુત્રીને અહીં લઇ આવો, હું પ્રથમ તેને નજરે જોઇશ પછીજ આસન ગ્રહણુ કરીશ."

સંન્યાસી ઊભા રહ્યા. કૃષ્ણુલાલે ત્વરાથી ઘરમાં જઈ આશાને કહ્યું: "બહેન ! સહજ બહાર આવો તો ! એક સંન્યાસી મહાત્મા આવ્યા છે,તેઓ આપણું દુઃખ દૂર કરવાનું ઉત્તમ ઔષધ લાવ્યા છે."

તરતજ આશા જે સ્થિતિમાં હતી, તે સ્થિતિમાંજ પિતાની પાસે જવા દોડી. તેણે ધાર્યું હતું કે, સંન્યાસી બહાર ઊભા હશે; તેથી તે વીખરાયલા કેશકલાપ સાથે ઉઘાડા મસ્તકે કોઇ પણ પ્રકારની કૃત્રિમતા સિવાય દીવાનખાનામાં થઈ બહાર જવા લાગી, તો એકાએક દીવાનખાનામાંજ સફેદ દાઢીમૂછવાળા ભગવાં વસ્ત્રધારી તેજસ્વી લલાટવાળા મહાત્માનાં તેને દર્શન થયાં. આશાએ એક વખત મહાત્માના તરફ દૃષ્ટિ કરી; પરંતુ તે ફરીથી તેમના તરફ નજર કરી શકીજ નહિ. મહાત્માને પ્રણામ કરવાનું પણ તે ભૂલી ગઈ અને હાલ્યાચાલ્યા વિના-સ્થિરતાથી ઊભી રહી.

મહાત્મા અત્યાર સુધી અનિમેષનયને આશા તરફ જોઈ રહ્યા હતા. તેમની દૃષ્ટિ જાણે કે આશાના હૃદયના ગંભીર પ્રદેશ સુધી પહોંચી ગઇ હતી.

લગભગ બે મિનિટ આમ ગયા પછી સંન્યાસીએ કૃષ્ણુલાલ તરફ નજર કરી પ્રશ્ન કર્યો: "કૃષ્ણુલાલ ! આજ તમારી કન્યા કે?"

કૃષ્ણુલાલે માથું હલાવી સંન્યાસીને ઉત્તર આપ્યો. ત્યાર પછી સંન્યાસીએ આવેગભર્યા સ્વરે પરંતુ ગંભીરતાથી ઉત્તર આપ્યો કે, "કૃષ્ણુલાલ! હું તમારી વાત માનતો નથી. કોણ કહે છે કે, તમારી પુત્રી વિધવા છે? હું તો એનામાં વિધવાનું કોઇ પણ ચિહ્ન જોઇ શકતો નથી. આ કન્યા વિધવા હોઈ શકેજ નહિ અને જો એ વિધવા હોય, તો શાસ્ત્રો ખોટાં છે, સાધના ખોટી છે, જગત ખોટું છે, તમે ખોટા છો અને હું પણ ખોટો છું! લક્ષ્મી! બહેન! એક વખત મારી પાસે આવ જોઇએ. કૃષ્ણુલાલ તમે એક દીવો લઈ આવો. હું તમારી પુત્રીને ફરીથી એક વખત સારી રીતે જોવાની ઇચ્છા રાખું છું."

કૃષ્ણુલાલ દીવો લઇ આવ્યા. સંન્યાસીએ આશાને કહ્યું: "લક્ષ્મી! દયામયી! તારો હાથ જોઉં?"

આશાએ બીતાં બીતાં પોતાનો જમણો હાથ આગળ ધર્યો. સંન્યાસીએ હસી પડી કહ્યું: "ના બહેન! જમણો હાથ નહિ. હું તારો ડાબો હાથ જોવા ઇચ્છું છું. તું શક્તિસ્વરૂપિણી છે. તારો હાથ જમણો નહિ, પરંતુ ડાબોજ જોવાય."

આશાએ તરતજ ડાબો હાથ લાંબો કર્યો. દીવાની પાસે હાથ રખાવી સંન્યાસીએ ઘણા સમય સુધી આશાના હાથનું નિરીક્ષણ કર્યું. ત્યાર પછી કૃષ્ણુલાલ તરફ નજર કરી કહ્યું: "કૃષ્ણુલાલ! હું તમારી વાત માનતો નથી. આશાના નસીબમાં તેના જીવનપર્યંત સ્વામીસુખ ભોગવવાનું લખેલુંજ છે. એના જીવનમાં વૈધવ્યનો લેખજ નથી!"

કૃષ્ણુલાલે કહ્યું: "આપ શું કહો છો, તે હું સમજી શકતો નથી. લગભગ છ વર્ષથી મારી આશા વિધવા થઇ છે. તેના સર્વસ્વનો નાશ થયો છે! આથી કરીનેજ હું મારી એ કનકપ્રતિમાને સાથે લઈને શાંતિ મેળવવા માટે પરમ કૃપાળુ વિશ્વનાથના પાદપદ્મમાં આશ્રય મેળવવાને આવ્યો છું."

સંન્યાસીએ કૃષ્ણુલાલની વાતને વચ્ચેથીજ અટકાવીને કહ્યું: "અરે! અરે! પણ હું કહું છું કે, તમારી પુત્રી જીવનપર્યંત સ્વામીસુખ ભોગવશે. તમે મારી વાતને ખોટી માનો છો! ભલે! તમે તમારી ઇચ્છા પ્રમાણે માનો. આશા! બહેન તું ઘરમાં જતી રહે. હું વિશ્રામ લેવા ઇચ્છું છું."

આશા તરતજ સંન્યાસીને પ્રણામ કરી ચાલી ગઈ. સંન્યા-

સીએ હસીને કહ્યું: "કોણ જાણે કે, કોણ કોને ક્યારે પ્રણામ કરે છે, તે સમજી શકાતું નથી."

કૃષ્ણલાલે કહ્યું: "આપ ભોંય ઉપર કેમ બિરાજ્યા છો? આ આસન ઉપર બિરાજો."

સંન્યાસીએ કહ્યું: "આસનની કાંઈ જરૂર નથી. આસન ઉપર બેસવાનો વખત વીતી ગયો છે. હવે તો સોનાની માટીનું આસનજ ઉત્તમ છે."

આ સમયે આશાએ ત્યાં આગળ આવી પોતાના પિતાને પ્રશ્ન કર્યો: "પિતાશ્રી! મારી બા પુછાવે છે કે, સંન્યાસી મહાત્માની ભિક્ષાસંબંધી શી વ્યવસ્થા કરવાની છે?"

સંન્યાસીએ આશા તરફ નજર કરી કહ્યું: "બહેન! હવે આજે આહારની કાંઇ જરૂર નથી. બહેન! આજે તેં જે આશા આપી છે, તેથીજ આહાર થઈ ગયો છે. હવે કોઇ પણ પદાર્થની આવશ્યકતા નથી."

આશા બોલી ઊઠી: "એમ કેમ બને? આપ જો કાંઇ પણ નહિ ખાઓ, તો અમારે બધાંને ઉપવાસ કરવો પડશે."

સંન્યાસીએ હસી પડીને કહ્યું: "ભલે, ત્યારે બહેન! આજ તમારે ઉપવાસ."

મારે માટે માત્ર એક ગંગાજળભરેલું પાત્રજ અત્યારે બસ છે. હમણાં હું સૂઇ જવાને ઇચ્છું છું. બહેન! તું સૂતી વખતે એક વખત મારી પાસે આવી જજે." આમ કહી સંન્યાસી સૂઈ રહ્યા.

રાત્રે સૂતી વખતે આશા પોતાના પિતાની સાથે સંન્યાસી પાસે આવી. સંન્યાસી એ સમયે જાગતા હતા. તેમણે કહ્યું: "કૃષ્ણલાલ! તમે માત્ર થોડા સમયને માટે બીજા ઓરડામાં જાઓ. હું તમારી કન્યાને કેટલીક હકીકત પૂછવાની ઇચ્છા રાખું છું."

તરતજ કૃષ્ણલાલ ચાલ્યા ગયા. સંન્યાસીએ કહ્યું: "બહેન! હું તને માત્ર એકજ વાત પૂછવા ઇચ્છું છું; તેનો સત્ય ઉત્તર આપજે. મારી આગળ કાંઈ છુપાવીશ નહિ. કહે જોઇએ, આ જીવનમાં તારી શી ઇચ્છા છે?"

આશાએ થોડા સમય સુધી તો કાંઈ ઉત્તર આપ્યો નહિ. લજ્જાએ તેના અવાજને રોકી રાખ્યો. સંન્યાસી આશાની સ્થિતિ સમજી ગયા. તેમણે કહ્યું "કહે, છુપાવીશ નહિ. તારી જે ઇચ્છા હોય તે સંકોચ રાખ્યા સિવાય મને કહે."

રાત્રિનો વખત અને ઠંડી પડતી હોવા છતાં આશાના આખા શરીરે પસીનો થઇ આવ્યો. તેણે ધીમેથી અસ્પષ્ટ સ્વરે કહ્યું: " પ્રભુ! હું એક વખત મારા પતિદેવનાં દર્શન કરવાની અભિલાષા રાખું છું!"

સંન્યાસીએ આશાને કહ્યું: " ઠીક બહેન! હવે તું તારી માતા પાસે જતી રહે."

આશા ઊઠીને ચાલી ગઈ. ત્યારપછી કૃષ્ણલાલને બોલાવી સંન્યાસીએ કહ્યું: " કૃષ્ણલાલ! કાલે આખો દિવસ તમારી પુત્રીને ઉપવાસ કરવો પડશે. સંધ્યાસમયે તેને તેના પતિનાં દર્શન કરાવવા લઈ જઇશું."

કૃષ્ણલાલ આશ્ચર્યથી પથ્થરના પૂતળાની પેઠે સંન્યાસી તરફ દૃષ્ટિ કરી સ્થિર ઊભા રહ્યા. છેવટે તેમને પ્રશ્ન કર્યો: " શું પતિનાં દર્શન કરાવવા?"

સંન્યાસીએ આવેગપૂર્ણ ઉત્તર આપ્યો: " અલબત!"

(૫)

બીજે દિવસે પણ મહાત્મા કૃષ્ણલાલને ત્યાંજ રહ્યા. તેમણે કાંઇ આહાર કર્યો નહિ, તેમજ બીજી કાંઈ વાતચીત પણ કરી નહિ. તે દિવસે કૃષ્ણલાલના ઘરનાં સર્વ માણસોએ પણ ઉપવાસ કર્યો હતો. સંન્યાસીએજ સર્વને નિરાહાર રહેવાનો આદેશ કર્યો હતો.

સંધ્યાસમયને લગભગ એક કલાકનો વિલંબ હતો. તેવે સમયે સંન્યાસીએ કહ્યું: " ચાલો, ગંગાતીરે જઇએ. કૃષ્ણલાલ! તમે તમારી પત્ની તથા પુત્રીસહ ગંગાતીરે આવી પહોંચો, હું જાઉં છું." આમ કહી સંન્યાસી પોતાનું કમંડલુ હાથમાં લઇ ગંગાતીર તરફ ચાલી નીકળ્યા.

થોડા સમયમાં કૃષ્ણલાલ પોતાની પત્ની તથા પુત્રીને લઇ મણિકર્ણિકાના ઘાટ ઉપર જઇ પહોંચ્યા. ત્યાં જતાંની સાથેજ તેમણે જોયું કે, સંન્યાસી મહાત્મા કમર સુધીના જળમાં ઊભા રહ્યા છે. તેમનું કમંડલુ તેઓએ જમણા હાથમાં પકડી રાખ્યું છે. કૃષ્ણલાલને પોતાની પત્ની તેમજ પુત્રી સાથે આવેલા જોઇ તેમણે કહ્યું: " કૃષ્ણલાલ! તમારી પત્ની સાથે તમે પગથિયા ઉપર ઊભા રહો અને આશા! તું અહીં મારી પાસે આવ."

આશા જળમાં પડી સંન્યાસી મહાત્મા પાસે ગઇ. તરતજ પોતાના કમંડલુમાંનું જળ આશાના મસ્તક ઉપર રેડી સંન્યાસીએ કહ્યું: " આશા! બહેન! નેત્રો બંધ કર."

આશાએ ભયભીતચિત્તે આંખો મીંચી દીધી.

મસ્તક ઉપર શરદના ચંદ્રનો પ્રકાશ પડી રહ્યો હતો. શરીરની આસપાસ થઇને પુણ્યમયી સરિતા ગંગાનું જળ વહેતું ચાલ્યું જતું હતું. થોડે દૂર કોઇનો શબ-દેહ ચિતામાં ભસ્મીભૂત થતો હતો. જગત નિઃસ્તબ્ધ હતું-પ્રકૃતિ શાંત હતી.કાશી યોગમગ્ન હતું!

એકાએક સંન્યાસીએ કહ્યું: "આશા! તું કાંઈ જોઇ શકે છે કે?" આશાએ ઉત્તર આપ્યો: "નહિ." સંન્યાસી સમજી ગયા કે, હવે આશામાં ઉત્તર આપવાની શક્તિ નથી.એ પતિદેવતાના રૂપસાગરમાં મગ્ન બની ગઈ છે. તરતજ સંન્યાસીએ આશાના મસ્તક ઉપર પોતાનો હાથ મૂકયો. આશા કંપી ઊઠી. સ્વપ્નમાંથી જાણે જાગી ઊઠી હોય તેમ તે બોલી ઊઠી: "સંન્યાસી મહાત્મા! ફરીથી એક વખત દર્શન કરાવો."

સંન્યાસીએ કોમળકંઠે કહ્યું: "આશા! આ તો શરૂઆત છે. સાંભળ, આ પુણ્યમયી ગંગામાં ઊભો રહી હું તને કહું છું કે, જો દેવતા સાચા હોય, જો સાધના સાચી હોય, જો તું અને હું સાચાં હોઇએ, તો હું કહું છું કે, આજથી જ્યારે પણ તારા સ્વામીનાં દર્શન કરવાની તને ઇચ્છા થશે, ત્યારે તેઓ તારા હૃદયમાં ઉપસ્થિત થશે. ત્યારે આશા! તારી આશા પૂર્ણ થશે. ચિરંજીવિનિ! તું સ્વામીસુખ ભોગવી શકીશ. પાર્થિવસ્નેહ તુચ્છ છે. તેમાં સ્વર્ગીય સ્નેહનું બિંદુમાત્ર પણ નથી. તને આજે મેં જે સ્વામીસુખની અધિકારિણી થવાનો ઉપદેશ આપ્યો છે, તે અતુલ્ય-અપ્રમેય, અવિનશ્વર, અપાર્થિવ છે. તેની સાથે બાહ્યેન્દ્રિયનો કાંઈ સંબંધ નથી. સ્થૂલ-ક્ષણિક લાલસાનો પ્રવાહ તેને સ્પર્શ પણ કરી શકતો નથી. આ સંબંધ એજ પતિપત્નીનો પવિત્ર સંબંધ છે. આશા! આજથી તું સધવા સ્ત્રીઓમાં શિરોમણિ થઇ છે. જા, તારાં માતપિતા તારી રાહ જુએ છે. મારો ઉપદેશ મનમાં રાખજે. તેનાથી તું અતુલ સુખ ભોગવી શકીશ. જા, હવે હું સ્નાન કરીશ."

આશા જળમાંથી બહાર નીકળી. તેની માતાએ જિજ્ઞાસાથી પ્રશ્ન કર્યો: "બહેન, તારો હેતુ સિદ્ધ થયો?"

આશાએ ભક્તિપૂર્ણ સ્વરે ઉત્તર આપ્યો:"હા, મા! સિદ્ધ થયો."

( ૬ )

દીપોત્સવીને ત્રણ દિવસ બાકી રહ્યા છે. સંન્યાસી મહાત્માએ કૃષ્ણલાલને ત્યાં આવીને કહ્યું: "કૃષ્ણલાલ! તમે લગભગ સાત

વર્ષથી દેશમાં ગયા નથી. હવે દેશમાં જાઓ. ઘેર સમાચાર મોકલો. કાલેજ પ્રયાણ કરો. જે માટે તમે અત્રે આવ્યા હતા, તે હેતુ સફળ થયો છે. તમારો દુઃખદાવાનળ દૂર થયો છે. હવે તમે તમારી પ્રાણાધિક પુત્રીના મુખ ઉપર ચિંતાની રેખા દેખશોજ નહિ. તે હવે આજથી આનંદમયી બની છે. હવે હું આ સ્થળે વધારે વખત રોકાઇ શકું તેમ નથી. હમણાંજ પ્રયાણ કરીશ.''

તરતજ કૃષ્ણલાલ, તેમની પત્ની તથા આશાએ સંન્યાસી મહાત્માને પ્રણામ કર્યા. સંન્યાસી સર્વને આશીર્વાદ આપી ચાલ્યા ગયા.

દીપોત્સવીને દિવસેજ સંધ્યાસમયે સાત વર્ષ પછી કૃષ્ણલાલ પોતાને ઘેર આવી પહોંચ્યા. આગળથીજ ઘેર સમાચાર મોકલાવેલા હતા, તેથી સર્વ તેમની રાહ જોતા હતા. ઘેર આજે દીપોત્સવીની ઘણી ધામધૂમ ચાલી રહી હતી.

ઘેર આવતાંની સાથેજ આશાએ જોયું કે તેની બાલ્યાવસ્થાની સહચરી નિર્મળા તેની રાહ જોઇ રહી છે. બીજી પણ અનેક સ્ત્રીઓ ત્યાં એકત્ર થઇ છે. આશા નિર્મળા પાસે જઇ તેને ભેટી પડી. તેના હૃદયનો આનંદ આજે તે રોકી શકતી નથી. તેનું રૂપ આજે જાણે ઊછળી પડવા લાગ્યું.

આશા નિર્મળાના ગળામાં પોતાના બન્ને હાથ વીંટાળી બોલીઃ "નિર્મળા ! ચાલ, આપણે પહેલાં દેવનાં દર્શન કરી આવીએ, પછી આપણે બીજી બધી વાતો કરીશું.''

બન્ને સખીઓ દેવાલયમાં જઇ પહોંચી અને તેમણે આસન ઉપર પ્રતિષ્ઠિત થયેલી દેવની મૂર્તિનાં પ્રેમપૂર્વક દર્શન કર્યાં.

દર્શન કરી રહ્યા પછી આશાએ નિર્મળાને પ્રશ્ન કર્યોઃ "બહેન નિર્મળા ! તારા પતિ આવ્યા છે કે ?''

નિર્મળાએ ઉત્તર આપ્યોઃ "હા, મારા પતિ ગઇ કાલેજ આવ્યા છે.'' આમ કહી તે શાંત રહી. આશાએ કહ્યું: "ત્યારે જો બહેન, આ મારા પતિ કેવા સુંદર છે ? તેઓ સદાસર્વદા મારા અંતઃકરણમાંજ બિરાજી મને અપૂર્વ સુખનો ઉપભોગ કરાવે છે.'' આમ કહી આશાએ દેવની સુંદર પ્રતિમા તરફ પોતાની આંગળી કરી. તેનાં નેત્રોમાં હર્ષાશ્રુ ભરાઇ આવ્યાં.

નિર્મળાથી બોલાઇ જવાયું કે, "આ તે પતિ કે પરમેશ્વર ?''





# १८–अंगना के देवांगना ?

(૧)

રમણિકે પત્નીના મુખ તરફ દૃષ્ટિ કરી નમ્રસ્વરે કહ્યું: "નિર્મળા!"

નિર્મળાએ ઉત્તર આપ્યો નહિ. તેના હાથમાં સીવવાનું એક કામ હતું. વ્યાકુળતાથી તે પોતાના હાથમાંના કામને આઘું પાછું કરીને વારંવાર જોવા લાગી.

રમણિકે સહજ પાસે આવી તેના ગળામાં હાથ નાખીને ફરીથી વિશેષ નમ્રસ્વરે કહ્યું: "નિર્મળા! ઉત્તર કેમ નથી આપતી ?"

નિર્મળાએ પોતાના પ્રશાંત નેત્રો સ્વામીના મુખ તરફ ફેરવી ધીમેથી કહ્યું: "જાઓ, જાઓ. વારંવાર કહ્યા છતાં પણ તમે ક્યાં માનો છો ?"

"કેમ તારું શું કહેવું છે? ફરીથી કહે જોઇએ."

"હું એકલીજ સઘળું સ્વામીસુખ ભોગવવા ઇચ્છતી નથી–તમે શા માટે પતિસુખનું સર્વસ્વ મને આપી દેવાને ચાહો છો ?"

"એજ વાત પાછી કરવા માંડી કે ?" આ સમયે રમણિકનો કંઠસ્વર એક અપરાધીના સ્વર જેવો હતો.

"તમે ગુસ્સે ભરાશો નહિ. થોડો વિચાર કરી જુઓ !" આ પ્રમાણે કહીને નિર્મળાએ પતિના ખભા પર પોતાનું તેજસ્વી મુખ મૂક્યું.

રમણિકે થોડો સમય વિચાર કર્યા પછી કહ્યું: "હું માત્ર એક પ્રકારની તૃપ્તિને માટે તારી પાસે આવું છું, ત્યારે તું મને આ પ્રમાણે આઘાત કરે છે, તો પછી હું હવે તારી પાસે આવીશ નહિ."

નિર્મળા પતિનાં વચનો સાંભળી ધ્રૂજી ઊઠી. તેણે ગદ્‌ગદ કંઠે કહ્યું: "ક્ષમા કરો, ક્ષમા કરો; તમે મને જે કાંઇ સમર્પણ કર્યું છે, તેનો અમુક અંશ મારી ભગિની (શોક્ય)ને પણ આપો, એટલે પછી મારે તમને કાંઈ કહેવાનું રહેશે નહિ."

નિર્મળાના કંઠમાંથી પોતાના બન્ને હાથ પાછા ખેંચી લઈને સહજ રોષપૂર્ણ સ્વરે રમણિકે કહ્યું: "તું મને કર્તવ્ય શીખવે છે?"

નિર્મળાએ જોયું કે, રમણિક ધીમે ધીમે ક્રોધે ભરાતો જાય છે. આથી તેણે નમ્રતાથી કહ્યું: "હું તો તમારા ચરણની રજ છું. મારા પર આટલો બધો સ્નેહ રાખો છો, તેથીજ હું મારું કર્તવ્ય માનીને આપને એ શબ્દ કહું છું. નાથ! મને માફ કરો." આ પ્રમાણે કહીને નિર્મળાએ વ્યાકુળતાથી રમણિકના ચરણોનો સ્પર્શ કર્યો. રમણિકને એમ લાગ્યું કે તે અન્યાય કરે છે, પરંતુ જે નિર્બળ પુરુષ હોય છે, તે જેના તરફ અન્યાય કરે છે, તેનેજ આઘાત કરીને પોતાના મનને એમ સમજાવવાની ઇચ્છા રાખે છે કે, તે જે કાંઇ કરે છે, તે વાજબીજ કરે છે.

રમણિકે પણ નિર્મળાના અંતરને આઘાત કરીને પોતાના દુઃખને છુપાવવાનો વિચાર કર્યો.

ઉત્તર નહિ મળવાથી નિર્મળાએ મહામુસીબતે અસ્પષ્ટ સ્વરે કહ્યું: "કહો, મને ક્ષમા આપી?"

રમણિકે નિર્મળાની પાસે જઈ તેને ભેટી પડીને કહ્યું: "નિર્મળા! સાંભળ, આજે હું તને કહી દઇશ! હું એવો હૃદયશૂન્ય નથી કે, તારા નિઃસ્વાર્થ સ્નેહને સમજી ન શકું! હું સઘળું સમજી શકું છું; પરંતુ હવે નિરુપાય છું. યૌવનની શરૂઆતમાં મારાથી જે થઈ ગયું છે, તેને ફેરવવાને આજે કાંઈ ઉપાય નથી. જે પ્રેમ પોતાના હૃદયમાંથી ગળી જઇને બહાર નથી આવતો, તે કૃત્રિમ છે. તેમનો દેખાવ કરવાની શક્તિ મારામાં નહિ હોવાથી, એ સુખી થઈ શકશે નહિ અને હું પણ સુખી થઇ શકીશ નહિ." આમ કહીને રમણિકે નિર્મળાના મુખ તરફ દૃષ્ટિ કરી, તો તેને જણાયું કે, તેના મુખ પર એક પ્રકારની ચિંતાની છાયા છવાઈ ગઈ છે અને બન્ને કપોલને ભીંજવતી અશ્રુધારા વહી રહી છે.

નિર્મળાએ મૃદુસ્વરે કહ્યું: "તે પોતાનું શુષ્ક નારીજીવન કેમ કરીને ગાળી શકેશે? જો તમે તેના પર પ્રેમ ન રાખો–તેને તમારા હૃદયમાં સ્થાન ન આપો તો...."

નિર્મળાના હૃદયવેગથી કંપતા કંઠનો આ મૃદુ આક્ષેપ સાંભળી રમણિક વિસ્મિત તેમજ સ્તબ્ધ બની ગયો.

રમણિકે વિચાર્યું કે, આ નારી કોણ છે? દેવી કે માનવી? અંગના કે દેવાંગના? જે આવી રીતે પોતાના સુખનો અંશ અન્યને આપવાની ઇચ્છા રાખે છે, એવી આ મહામહિમામયી નારી તે

કોણુ હોવી જોઇએ ?

રમણિકનાં વચનોમાં જે એક પ્રકારની કઠોરતા જણાતી હતી, તે હવે દૂર થઇ ગઈ. તેના હૃદયને કોઇએ જાણે કે પરાણે દબાવી રાખ્યું હોય, તેમ તેની ચિંતા તેમજ કલ્પનાનો પ્રવાહ એકાએક અટકી ગયો. માણુસને આ સ્થિતિમાં કોઇ પણુ માર્ગ સૂઝી શકતો નથી.

નિર્મળાની વાતનો તે શો ઉત્તર આપે? શ્રદ્ધાથી તેમજ માનથી તેનું મન પરિપૂર્ણ બની ગયું ! આ દેવાંગનાસ્વરૂપ નિર્મળાને થોડા સમય પૂર્વેજ તે આઘાત કરીને શાંત કરવાને તૈયાર થયો હતો !

રમણિકે ફરીથી નિર્મળાની પાસે આવી તેના ગળામાં હાથ વીંટીને કહ્યું: "નિર્મળા ! તું શું કરવાનું કહે છે ?"

નિર્મળાએ પોતાની આંસુથી ભરેલી આંખો પતિના મુખ તરફ ફેરવી અને તરતજ તેમના ખભા પર પોતાનું મુખ છુપાવીને નેત્રોમાં વહી રહેલા અશ્રુપ્રવાહને રોકવાનો વ્યર્થ યત્ન કરવા લાગી.

રમણિકે નિર્મળાને પોતાની છાતીસરસી ચાંપી. એ કુસુમ સમાન દેવીના, એ પ્રેમની પ્રતિમાના પ્રેમમય કોમળ સ્પર્શથી રમણિક આત્મભાન ભૂલી ગયો.

શું આ સુખ છે ? શું આ દુઃખ છે ? શું આ તૃપ્તિ છે ?

રમણિક એમાંનું કાંઇજ સમજી શકયો નહિ. તે એકીટસે પત્નીના મુખ તરફજ જોઇ રહ્યો. પછી તેનાં નેત્રો એકાએક પોતાની મેળેજ મીંચાઈ ગયાં.

( ૨ )

બીજા માળના એક નાના ઓરડામાં બે રમણીઓ બેઠી છે. એક નિર્મળા અને બીજી તેની બહેન (શોકય) લીલા !

હાથમાંનું સીવણુકામ બંધ કરીને લીલાએ કહ્યું: "નિર્મળા ! શું તું મને શાંતિમાં રહેવા દઇશ નહિ કે ?"

"કેમ મેં શું કર્યું છે ?" નિર્મળાના મુખ પર એક પ્રકારનું સ્મિતહાસ્ય પ્રકાશી રહ્યું હતું. તેણે પોતાના હાસ્યને દબાવી રાખવાનો વ્યર્થ યત્ન કરતાં કહ્યું: "કેમ, હું તારું સર્વસ્વ ધન અગર તો તારા નયનમણિને કાઢી લઉં છું કે શું ?"

"જે દિવસે મને એમ લાગતું હતું કે, તું મારા સર્વસ્વ ધનને–મારા નયનમણિને કાઢી લે છે, તે દિવસે આ જીવને જેવી શાંતિ હતી, તેવી હમણાં જણાતી નથી."

નિર્મળાએ જોયું કે, લીલાનાં નેત્રોમાંથી આંસુઓ સરી પડે છે,

તેનો સ્વર ગાઢ બની ગયો છે, છાતી જોરથી ઊછળી રહી છે.

નિર્મળા લીલાની પાસે આવીને તેનો જમણો હાથ પકડીને તેને પોતાના ઓરડામાં લઇ ગઇ. ત્યાર પછી કોમળ કંઠે તેણે કહ્યું: "બહેન!"

"કેમ શું છે?"

"મેં કાંઇ અપરાધ કર્યો છે?"

"તું મારી શોકય થાય છે, છતાં આમ કેમ કહે છે?"

"હું તારી શોકય નહિ, પરંતુ બહેન થાઉં છું!"

"શું તું ખરું કહે છે?"

"જો સાંભળ, પોતાની સર્વથી પ્રિય વસ્તુ પર જો કોઇ બીજું પ્રેમ રાખે તો તે સુખની વાત નથી? જગતમાં શોકયજ પતિના પર ઘણો પ્રેમ રાખે છે, તેથી સર્વથી વિશેષ પ્રિય તો પોતાની શોકયનેજ માનવી જોઇએ, તેને માની જણી બહેન માનવી જોઈએ."

શોકયને મોઢે લીલા આ શું સાંભળે છે? શું આ ત્યાગનો મહામંત્ર છે?

"આપણે બન્ને બહેનો મળીને જો તેમને સુખી કરી શકીએ, તો પછી આપણે બીજું શું જોઇએ બહેન?"

"ત્યારે શું તું તારી ગાંડી શોકયને ભાગ આપીશ કે?"

"કોનો ભાગ ને કોણ આપે છે બહેન?"

"તેં તો સર્વસ્વ મેળવ્યું છે. તેઓ તો મને ભૂલી ગયા છે. તું શા માટે હવે તેમને અતૃપ્ત રાખે છે? જે પ્રવાહનું મુખ સુકાઈ ગયું છે, તે પ્રવાહને તું આગળ વહેવડાવવાની ઇચ્છા શા માટે રાખે છે?"

"એ પ્રવાહ વહેતો થશે ત્યારેજ હું મારું મહાભાગ્ય માનીશ."

"ખોટી વાત. એ પ્રવાહ કાંઈ ખેંચી લાવ્યે આવતો નથી. નિર્મળા! તું મને ક્ષમા કર. મને આમ દુઃખી કરવામાં તને શો લાભ છે?"

નિર્મળા કાંઇ બોલી નહિ. એવામાં એકાએક ઓરડાના બારણા પાસે રમણિક આવી ચડ્યો તથા તે બોલી ઊઠ્યોઃ "નિ–લીલા"

લીલા જાણતી હતી કે, નિર્મળાના દૈવીત્યાગના મહિમાએ પતિના હૃદયમાં એક એવો ઝણકાર કર્યો છે, કે જેને તેઓ હમેશાં અભિનંદન આપે છે. જે પ્રેમપ્રવાહ સહેલાઇથી નિર્મળા તરફ આગળ વધતો હતો, તેને પતિ પોતાની તરફ આણવાનો નિષ્ફળ

યત્ન કરતા હતા.

જે સંબોધન નિર્મળાને માટેજ હૃદયમાં રમ્યા કરતું હતું, તેને લીલાની તરફ ફેરવી નાખવાને માટે રમણિકને જે કૃત્રિમતાનું અવલંબન કરવું પડયું, તે કૃત્રિમતાએ લીલાના હૃદયમાં દારુણ દર્દ ઉત્પન્ન કર્યું.

સ્વામીનું સંબોધન સાંભળીને લીલાના કપોલ તેમજ લલાટમાં લોહીનો એક ક્ષણિક પ્રવાહ નૃત્ય કરી ગયો અને પાછું તરતજ તેનું મુખમંડળ મલિન થઇ ગયું. નિર્મળા આ પ્રકાર સમજી ગઇ. પથારી પાસે પડેલા એક પંખાને ઊંચકી લઇને નિર્મળાએ કહ્યું: "બહેન! તું આ પંખો લઇને વાયુ નાખ અને હું ભોજનનો થાળ લઇ આવું."

નિર્મળા બહાર ચાલી ગઈ. લીલા હાથમાં પંખો લઈ રમણિકની પાસે જઇને ઊભી રહી. રમણિક કાંઇક વિચાર કરી પોતાના બન્ને હાથ લંબાવીને હૃદયના ગાઢ પ્રેમના ઉમળકાપૂર્વક તેને ભેટી પડ્યો. લીલાનું ઊછળતું હૃદય વધારે જોસથી ઊછળવા લાગ્યું.

બારણા આગળથી નિર્મળા આવતી હતી, તે આ પ્રકાર જોઇને સ્મિતહાસ્ય કરી દ્વારની પાછળ ખસી જઇને ઊભી રહી.

(૩)

પોતાના સુંદર દીવાનખાનામાં બેઠો બેઠો રમણિક વિચાર કર્યા કરે છે કે, તે આવી રીતે પોતાના જીવનને કઈ દિશામાં ખેંચી જાય છે? શું તેને આ કૃત્રિમ પ્રેમનું નાટક હમેશાંજ ભજવવું પડશે? એ નાટકનો અંત કયાં છે? સાધ્વી નિર્મળાની પાસેથી ત્યાગનો જે મહામંત્ર રમણિક શીખ્યો છે, તે મહામંત્ર તેને બાળીને ભસ્મ કરી મૂકે છે.

રમણિકના હૃદયની આકાંક્ષા નિર્મળાની સાથેજ પ્રેમનું નાટક ભજવવાને લલચાય છે. ભાગ્યનો આ કેવો વિચિત્ર મહિમા!

એક કોમલાંગી નારીના હૃદયમાં પરમાત્માએ કેટલી બધી શક્તિ ભરેલી છે! એ મહાશક્તિ પાસે પુરુષ કેવી રીતે પોતાના મનની દુર્બળતા જાહેર કરી શકે?

પરંતુ ત્યારે આમ ને આમ ચાલી શકે પણ કેટલા દિવસ? રમણિક દિનપ્રતિદિન પોતાના હૃદયના બંડને કેવી રીતે અટકાવી શકે?

પ્રેમના આ ખોટા ખેલમાં લીલાને તો શાંતિજ મળતી નથી. રમણિક તેને જે પ્રેમનો અંશ આપવાને ચાહે છે, એ કાંઇ ખરો

અંશ નથી. એ તો માત્ર એક પ્રકારનું દયાદાનજ છે. આ દાનજ લીલાને હમેશાં દુઃખી કર્યા કરે છે. એથી તો ઊલટું તેના નારીત્વનું અપમાન થાય છે. આવી રીતે નિર્દોષ લીલાને દુઃખી કરવાનો રમણિકને અધિકાર નથી.

પરંતુ હવે તેનાથી નિર્મળાનાં વચનો ભૂલી શકાય તેમ નથી. તેનાં–નિર્મળાનાં અશ્રુબિંદુઓ આવી રીતે લીલાનું વધુ અપમાન થવા દેશે નહિ—

એવામાં કોઇના હાથમાં કૂંચીઓનું ઝૂમખું ખખડતું સાંભળવામાં આવ્યું. રમણિકે પાછા ફરીને જોયું તો તેને નિર્મળા જણાઇ!

એક મહિમામયી દેવીની પ્રતિમા પ્રમાણે નિર્મળાની મૂર્તિ ભવ્ય જણાતી હતી. રમણિક એ પવિત્ર સ્વાર્થશૂન્ય મુખમંડળ તરફ ટગર ટગર જોઇ રહ્યો. અહા, કેવું અનુપમ એ સૌંદર્ય છે! વાયુ સાથે ક્રીડા કરતો કેશકલાપ નિર્મળાની પીઠ પર ઝૂલી રહ્યો છે. હોઠ પર મંદસ્મિત નૃત્ય કરી રહ્યું છે.

રમણિકે નેત્રસંકેત કરીને નિર્મળાને પાસે બોલાવી. નિર્મળાએ કહ્યું: "સામેનું દ્વાર બંધ કરો. હું આવું છું—"

રમણિકે ઊઠીને બારણાં બંધ કર્યાં, એટલે નિર્મળા તેની પાસે આવી.

કોમળ તેમજ ધ્રૂજતા સ્વરે રમણિકે કહ્યું: "નિર્મળ—"

નિર્મળા ઉત્તર આપે તે પહેલાં તો રમણિક તેને બન્ને હાથવડે ભેટી પડ્યો.

પતિના સ્નેહપાશના સુખમાં નિર્મળાનાં નેત્રો મીંચાઇ ગયાં અને પોતાનું અસ્તિત્વ મૃત્યુલોકમાં છે કે સ્વર્ગલોકમાં તે પણ એક ક્ષણને માટે તે ભૂલી ગઈ.

નિર્મળા સમજતી હતી કે, રમણિક તેના પ્રત્યેના પ્રેમને કોઇ પણ પ્રકારે લીલાની તરફ વાળી શકતો નથી. તે માત્ર તેને પોતાનેજ સુખી જોવાનો યત્ન કરે છે. રમણિકના અંતરમાં આ પ્રકારથી એક જાતનું દુઃખ થતું હતું, એ પણ નિર્મળા જાણતી હતી; પરંતુ જો આવે સમયે તે પોતેજ દુર્બળ બની જાય તો પતિપ્રેમના વેગને લીલા તરફ ફેરવવાનો માર્ગ સમૂળોજ બંધ થઇ જાય, તેમ હોવાથી પોતાના પ્રયત્નને ચાલુ રાખવો, એનેજ નિર્મળા પોતાનું કર્તવ્ય સમજતી હતી.

પરંતુ આવા સુખ તથા આવા લોભનો ત્યાગ કઇ નારી કરી

શકી છે ? એક પ્રેમપૂર્ણ હૃદયનો પ્રેમપ્રવાહ પ્રચંડ જોરથી નિર્મળા તરફ ધસ્યો આવે છે, ત્યારે તે તેને નિષ્ઠુરની માફક બીજી દિશા તરફ ફેરવવાનો યત્ન કરે છે !

હે પરમાત્મન્ ! હે નિર્મળાના અંતરના: દેવતા ! તમે નિર્મળાને શક્તિ આપો, બળ આપો. એક આર્યસન્નારી કેવી રીતે પોતાની બહેનને પતિપ્રેમના સુખથી વંચિત કરે? નહિ, નહિ; તેમ બની શકેજ નહિ. તેમની સ્નેહમયી બહેન લીલા–પતિના ઉપર તો તેનોજ પહેલો અધિકાર છે. તે સાધ્વી નારીને એ કેવી રીતે દુ:ખી જોઇ શકે?

નિર્મળા સ્વામીના સમસ્ત સ્નેહને પ્રાપ્ત કરી શકે તેમ હતી, પરંતુ એવા સ્વાર્થી સુખ–ભોગમાંજ આનંદ છે કે ત્યાગમાં ? નિર્મળા શું એવી સાધારણ સ્ત્રી છે કે, તે માત્ર એવા સ્વાર્થસુખનેજ ચાહે ?

પતિના પ્રેમપૂર્ણ સંબોધને તેના કાનમાં પ્રવેશ કર્યો કે, “ નિર્મળ !”

નિર્મળાના હૃદયમાં અપાર ચિંતા થયા કરતી હતી કે, તે આ સમયે કેવી રીતે સ્વામીના સ્નેહાવેગને પાછો હઠાવી શકશે ? આમ છતાં તેણે પોતાનું હૃદય દૃઢ કર્યું. આ કસોટીમાંથી પાર ઊતરી જવાનો તેણે નિશ્ચય કર્યો. ઘણાજ કોમળ સ્વરે સંકોચ પામીને તેણે ઉત્તરમાં કહ્યું: “ કેમ શું છે?”

રમણિક વિચારમાં પડી ગયો કે, પ્રેમપૂર્ણ સંબોધનનો માત્ર આટલોજ ઉત્તર ? જો નિર્મળા ધારત તો આ સમયે તે પતિના પ્રેમપ્રવાહમાં પોતાનાં સુમધુર વચનો વડે પોતાના પ્રેમપ્રવાહનું ઐક્ય કરી અધિક આનંદ મેળવી શકત; પણ શું ત્યારે નિર્મળા એક પથ્થરની પ્રતિમા છે ? શું ત્યારે તેના હૃદયનો પ્રેમ તેના હૃદયમાંજ માત્ર રહેશે ?

રમણિકે વેદનાપૂર્ણ સ્વરે કહ્યું: “ નિર્મળા ! શું કરવાથી હું તને સુખમાં જોઇ શકીશ ? આનંદમાં જોઇ શકીશ ?”

નિર્મળાનું હૃદય ત્વરાથી ધડકતું હતું, તેના હૃદયમાંનો પ્રેમપ્રવાહ તેના શરીરને કંપિત કરી રહ્યો હતો. આમ છતાં તેણે આત્મસંયમને દૂર કર્યો નહિ–હૃદયની દૃઢતાને મહામુસીબતે પણ તેણે સાચવી રાખી !

નિર્મળાએ કહ્યું: “ જે દિવસે મારી બહેન લીલાને આ પ્રમાણે

તમે ખરા હૃદયના પ્રેમથી ભેટશો, તે દિવસેજ હું સુખી થઈશ."

રમણિક આશ્ચર્યમાં પડી ગયો! સ્તબ્ધ બની ગયો!! તેના સર્વાંગમાં એક ભયંકર આવેગ કંપતો હતો. તેણે નિર્મળાના મુખ તરફ ઘણા સમય સુધી ટગર ટગર જોઈ રહ્યા પછી કહ્યું: "નિર્મળા! તું કોણ છે? દેવી કે રાક્ષસી? અંગના કે દેવાંગના?"

"હું તમારીજ છું." નિર્મળા આ શબ્દો બોલી રહી તે પૂર્વે તો રમણિક એ સ્થાનેથી ચાલ્યો ગયો હતો. આથી કરીને નિર્મળા આકુળ–વ્યાકુળ બની ગઈ. તેના હૃદયમાં વેદના થવા લાગી. તેના મનમાં વારંવાર એવો પ્રશ્ન થવા લાગ્યો કે, શું તે પોતે રાક્ષસીજ છે?

(૪)

એક દિવસે પ્રભાત થવાને ઘણા વખતની વાર હતી અને નિર્મળા જાગી ઊઠી. સપ્તમીનો ક્ષીણચંદ્ર તે સમયે પણ આકાશમાં હસતો હતો, ઉઘાડી બારીમાંથી પ્રવેશ કરીને બેત્રણ ચંદ્રકિરણો નિર્મળાના અંગ પર પડયાં હતાં.

નિદ્રા ઊડી ગયા પછી નિર્મળાનું હૃદય જોરથી ધડકતું હતું. તેના હૃદયમાં વ્યથા, વેદના, માન, અભિમાન કશાનું હવે સ્થાન નહોતું. ભાદ્રપદ માસમાં વહેતી સરિતાના તરંગોની માફક તેનું હૃદય અનેક તરંગોથી ઊછળી રહ્યું હતું.

નિર્મળાએ બારીમાંથી આકાશ તરફ દૃષ્ટિ કરી, ત્યાં તેને સર્વ પ્રકારની પરિપૂર્ણતા જણાઈ.

નિર્મળા ઓરડાનાં દ્વાર ઉઘાડી છજામાં આવીને ઊભી રહી.

અજવાળી રાત હતી. નિર્મળા વિચારમગ્ન સ્થિતિમાંજ એક સ્ટૂલ પર બેઠી. કઠેરાની પાસે પાસે વિવિધ પ્રકારનાં પુષ્પોનાં કૂંડાંઓ ગોઠવ્યાં હતાં. કોઇ કોઈ છોડને બેચાર પુષ્પો ફૂટયાં હતાં. મૃદુ પવનથી છોડવાઓ થોડાઘણા હાલતા હતા. ઉપર અનંત આકાશમાં કેટલાક તારાઓ પ્રકાશી રહ્યા હતા. પૃથ્વી પર અમૃત ઝરી રહ્યું હતું.

નિર્મળાએ જોયું કે, એ વિરાટ વિશ્વપ્રકૃતિમાં કોઈ પણ સ્થળે દુઃખ નથી, ભિન્નતા નથી.

મનુષ્ય પોતાની આકાંક્ષાઓથીજ દુઃખની સૃષ્ટિ ઊભી કરે છે. તે જે દુઃખ પામે છે તેનું કારણ એ છે કે, તે ત્યાગમાં આનંદ માનતું નથી. દેવતાની આ સુંદર સૃષ્ટિમાં મનુષ્ય શા માટે સ્વેચ્છાથી દુઃખને પોતાની પાસે ખેંચી લાવે છે?

હે વિશ્વરાજ ! તમેજ નિર્મળાના અંતરને શાંત કરો, આનંદિત કરો.

કોઈના મૃદુસ્પર્શથી નિર્મળા ચમકી ઊઠી. તેણે આંખો ફેરવીને જોયું તો લીલા તેની નજરે પડી.

નિર્મળાએ પૂછયું: "બ્હેન ! તું વહેલી કેમ ઊઠી ?"

લીલાએ ઉત્તર આપ્યો: "તું વહેલી ઊઠી છે માટે."

નિર્મળા: "એકાએક ઊંઘ ઊડી, ગઈ બારીમાંથી જોયું તો પ્રકૃતિ ઘણી શાંત અને સુંદર માલૂમ પડી, તેથીજ હું અહીં આવીને બેઠી છું."

થોડા સમય સુધી શાંત રહ્યા પછી નિર્મળાએ ફરીથી કહ્યું: "બ્હેન ! પતિદેવ ઊઠયા છે ?"

લીલા: "ના ! આજે તેમને ઊંઘજ આવી નથી." આ ઉત્તર લીલાએ અસ્પષ્ટસ્વરે આપ્યો.

આશ્ચર્ય પામીને નિર્મળાએ કહ્યું: "એમ કેમ ?"

લીલાએ મહામુસીબતે રુદ્ધકંઠે કહ્યું: "નિર્મળા ! બ્હેન ! તું મારું રક્ષણ કર. તેંજ મને આ પરીક્ષામાં મૂકી છે. ! હવે મારા હૃદયથી વિશેષ દુઃખ સહન કરી શકાશે નહિ. !"

નિર્મળાએ વિશેષ આશ્ચર્ય પામીને કહ્યું: "કેમ શું થયું છે, બ્હેન ?"

લીલા: "તેં શોકય તરીકેનો તારો ભાવ ભજવી બતાવ્યો છે; પરંતુ તેં આવી રીતે કેમ ભજવી બતાવ્યો ? જો નિર્મળા ! હું માત્ર સ્વામીને સુખી થયેલા જોઈનેજ સુખી થઈ શકીશ. તું શા માટે આમ કરીને તેમના હૃદયના આવેગને ફેરવવાનો યત્ન કરે છે ? એથી કરીને તેઓ સુખી થઈ શકતા નથી. નિર્મળા ! તું રમણી છે કે રાક્ષસી ? હવે હું તને આ પ્રમાણે કદાપિ વર્તવા દઈશ નહિ."

"બ્હેન,બ્હેન, મને ક્ષમા કર !" નિર્મળાનો કંઠ અટકી ગયો. તે સ્ટૂલ પરથી ઊઠીને લીલાનાં ચરણોમાં નમી પડી. એવામાં પાસેથીજ કોઇના પગનો અવાજ સંભળાયો.

નિર્મળા તથા લીલાએ સ્વામીને જોયા. બન્ને જાણીઓ તરતજ ઊઠીને ઊભી થઈ ગઈ.

ચાંદનીના પ્રકાશમાં રમણિકે નિર્મળા તથા લીલાને જોઈ. આ બન્ને રમણીઓ તેના જીવનક્ષેત્રમાં ગંગા-યમુનાના પ્રવાહની માફક વહી જાય છે. તે જો કદાચ તેના પ્રેમને આ બન્ને પ્રવાહિત ધાર-

એની સાથે મેળવી શક્યો હોત તો કેવું સારું ?

રમણિકનું હૃદય જોરથી ધડકવા લાગ્યું. તેની આંખો મીંચાઇ જવા લાગી. એક ગરમ નિઃશ્વાસ તેના હૃદયને દુઃખી કરીને બહાર નીકળી પડ્યો. એવું તે કયું દુઃખ છે કે જે તેને હમેશાં આવી રીતે અસાધારણ દુઃખી કરે છે ?

રમણિકે આંખો ઉઘાડીને જોયું, તો તેને લીલા ચાલી ગયેલી જણાઇ. હવે તેની આગળ રૂપવતી નિર્મળાજ ઊભી રહી હતી. રમણિક તરતજ નિર્મળાને ભેટી પડ્યો.

નિર્મળા મનમાં ને મનમાંજ બોલી કે, " લીલા ! બહેન ! પતિદેવ તારા છે. હું તે તનેજ સ્વાધીન કરીશ. "

(૫)

એક વર્ષ વીતી ગયું. બીજા માળના એક ઓરડામાં એ નિર્મળા સફેદ શય્યામાં સૂઈ રહી હતી. તેની પાસેજ એક નાનો સુકુમાર બાળક ઊંઘતો હતો. એ પુષ્પસમાન કોમળ, સુંદર, શિશુ તરફ ટગર ટગર જોઇ રહી હતી. બે માસ પૂર્વે બાળકે જે દિવસે પોતાના અસ્પષ્ટ સ્વરથી ' ઉં–આઉં–આ ' કરીને પોતાનું આગમન જાહેર કર્યું હતું, તે દિવસથીજ નિર્મળા રોગશય્યામાં સૂતી છે. આ બે માસમાં કેટલાક એવા પ્રસંગો વીતી ગયા છે, કે જેને લીધે અનેક વાર નિર્મળા જીવન અને મરણ વચ્ચે ઝૂલી ચૂકી છે. આ પ્રત્યેક પ્રસંગે લીલાએ અપાર સેવા–ચાકરીથી તેને બચાવી રાખી છે; પરંતુ નિર્મળા સમજી ચૂકી છે કે, હવે ઇશ્વરને ત્યાંથી તેને આમંત્રણ થઈ ચૂક્યું છે. સ્વામીના અપરાધનું પ્રાયશ્ચિત્ત કરવા માટે તેણે જે ભયંકર અગ્નિ પોતાના હૃદયમાં સળગાવી રાખ્યો હતો, તેજ અગ્નિ તેને દિવસે દિવસે વધારે બાળી મૂકતો હતો અને પ્રશાંત સુંદર મૃત્યુની દશાનો માર્ગ દર્શાવતો હતો.

નિર્મળા પોતાના અસ્તિત્વને લીલામાં મેળવી દેવાની ઇચ્છા રાખતી હતી. લીલા અને તે ગંગા તથા યમુનાની માફક એકજ પ્રવાહમાં મળી જઇને, જીવનમાર્ગમાં આગળ ન વધી શકે તો પછી તેના નારીજીવનનું સાર્થક શું ? આર્યનારીનું પ્રેમપૂર્ણ હૃદય લઇને તે વિશ્વમાં આવી છે—ત્યાગમાં પોતાના જીવનનો અંત લાવીને તે શું પોતાના જીવને સાર્થક કરી શકશે નહિ ?

ધીમે ધીમે નિર્મળાએ નેત્રો મીંચી દીધાં. સુખમાં પણ દુઃખનો એક સચેતન કોમળ સૂર તેની હૃદયવીણામાં ધીમે ધીમે વાગતો

હતો. શય્યામાં સૂઇ રહેલો સુકુમાર બાળક આજે તેનાં નેત્રો આગળ એક પ્રકાશિત દીપકની માફક તેને તેની અંતરવેદનાનો માર્ગ દેખાડતો હતો.

ધીમે પગલે લીલા એ ઓરડામાં આવી. બાળક જાગીને વ્યાકુળતાથી તેના હાથપગ હલાવી રહ્યો હતો. લીલાએ નીચી નમીને તેના લલાટમાં ચુંબન કર્યું. તેનાં નેત્રોમાંથી બે અશ્રુબિંદુઓ મુક્તાફળની માફક સરી પડયાં.

આ સમયે નિર્મળાએ આંખો ઉઘાડીને કહ્યું: "બહેન...."

"શું છે?"

"બહેન! જો આ વખતે હું મરી જાઉં તો...."

"નિર્મળા! તું ભાગ્યવતી થા. પરમાત્મા તને સુખી કરો."

નિર્મળાના હૃદયમાં ભયંકર દર્દ થતું હતું. તેણે અસ્પષ્ટ સ્વરે કહ્યું: "બહેન! હું મારે હાથે આ મારા રત્નને તારા હાથમાં તો હજુ સુધી આપી શકી નથી."

"તું એક વખત સારી થઈ જા, પછીથી બધું થશે."

"હવે હું બચવા ઇચ્છતી નથી. બહેન! આ બાળકે મારે પેટે જન્મ ધારણ કર્યો છે, તેથી શું તે મારો એકલીનોજ છે?"

"તું તારો એકલીનો ગણે, તો હું ગણવા દઉં તેમ કયાં છું?" આમ કહીને લીલા એક ક્ષણને માટે હસી પડી.

એવામાં નીચેથી રમણિકનો કંઠસ્વર સાંભળવામાં આવ્યો.

નિર્મળાએ કહ્યું: "બહેન! પતિદેવે કદાપિ આ મારા રત્નને મારી પાસેથી નથી લીધું. તેમના હાથમાં આપણા આ રત્નને જોવાની મને ઘણી ઇચ્છા થઇ છે. મારી આ ઇચ્છા મારું મૃત્યું થતાં પૂર્વે શું પૂરી નહિ થાય?"

લીલાએ નિર્મળાના મસ્તક પર પોતાનો એક હાથ ફેરવીને કહ્યું: "તું તો ગાંડી છે. હું તને મરવા દેવાની નથી, સમજી?"

ઓરડાના દ્વાર પાસે કોઇનો પગ ખખડયો. બન્નેએ જોયું કે સ્વામી આવે છે. રમણિક અતૃપ્તનયને આ અપૂર્વ દેખાવ જોવા લાગ્યો.

એક દિવસ જે મોહ, જે અંધ આવેગમાં તે બંધાઇ રહ્યો હતો, તે મોહ તેમજ તે આવેગ આજે આ નિર્મળ પવિત્ર દેખાવ જોઇને ઊડી ગયો. રમણિક બંધનમુક્ત થયો. દિનપ્રતિદિન તે આ બન્ને રમણીઓનાં અપૂર્વ આંતર-સૌંદર્યને નિહાળીને આશ્ચર્ય પામતો હતો. તેના હૃદયમાં એક પ્રકારની વેદના પણ થતી હતી;

પરંતુ આજે આ અપૂર્વ દેખાવ જોવામાં આવતાંજ તેણે પોતાને મહાભાગ્યશાળી સમજી અભિનંદન કર્યું.

જગતનો કોઈ શ્રેષ્ઠ ચિત્રકાર આવું એકે ચિત્ર ચીતરી શક્યો છે?

રમણિકે જલદીથી નિર્મળાની શય્યા પાસે જઇ પહોંચીને કહ્યું: "નિર્મળા ! પ્રિયે ! મેં ભયંકર ગુનો કર્યો છે, તું મને ક્ષમા કર." લીલાએ સહજ આગળ ખસી પોતાના હાથમાંના સુકુમાર બાળકને સ્વામીએ લંબાવેલા હાથમાં મૂક્યો.

એક ક્ષણમાત્રમાંજ સમસ્ત–અભિમાન, વ્યથા અને હરકત દૂર થઇ ગયાં ! રમણિકે આગળ વધીને નિર્મળાના લલાટ પર ચુંબન કર્યું ! લીલાએ પણ પતિ પ્રમાણે નિર્મળાના કપાળમાં ચુંબન કર્યું !

નિર્મળાએ સુખ તેમજ તૃપ્તિના આવેગથી આંખો મીંચીને કહ્યું: "બહેન ! આ વખતે તો મૃત્યુ પમાયું નહિ."

રમણિકે પોતાના ખોળામાંના બાળકને લીલાના ખોળામાં આપીને ગદ્‌ગદ કંઠે કહ્યું: "લીલા !"

અરેરે ! આજે કેટલી હકીકત, કેટલી કથા–વાર્તાઓ, કેટલી વેદના તથા અપમાન તેના મનમાં જાગી ઊઠે છે ?

રમણિક અપરાધી છે–નિર્મળાની પાસે અપરાધી છે, લીલાની પાસે પણ અપરાધી છે. ઇચ્છા નહિ હોવા છતાં પણ તે નારીહૃદયના રહસ્યનું અપમાન કરતો આવ્યો છે.

લીલાએ કાંઈ પણ બોલ્યા સિવાય સ્વામીની તરફ મસ્તક નમાવ્યું. રમણિક તેની કંપતી છાતીને પોતાની છાતી પાસે ખેંચી લાવીને ખરા સ્નેહથી ભેટી પડયો ! આજે પહેલી વારજ આ ત્રિવેણીનો સાચો સંગમ થયો !





# १९–अभिमानी स्त्री

(૧)

સુકુમારીનો પિતા જેમ ધનવાન હતો તેમ તેનો પતિ ડેપ્યુટી કલેકટર હતો. એકની એક દીકરી હોવાથી તે લાડ–કોડમાં ઉછરેલી હતી. આ સર્વ કારણોથી સાસરીમાં પોતાની સાસુ સાથે તેમજ સરળ અને ગરીબ સ્વભાવના સસરા કાળીચરણની સાથે તેનું વર્તન અભિમાનભરેલું રહેતું હતું. આમ છતાં કાળીચરણ પ્રત્યે તો તે કોઈ કોઈ સમયે કૃપાદૃષ્ટિથી વર્તતી; પરંતુ સાસુ અને નણંદો તરફ તો તે આડી નજરે પણ જોઇ શકતી નહોતી. તેમની સાથે તે છતાં કંઈક પ્રસંગ નીકળી પડે, તો તેમાં તે પોતાની હાર નહિ થવા દેતાં આખરે પોતાનો શબ્દજ ઉપર રાખતી. સાસુ બિચારી તેને પહોંચી શકતી નહિ, તોપણ તેનો જીવ સુકુમારી વિના રહી શકતો નહોતો, જેથી છેવટે લાચાર થઇને પણ તેને સલાહસંપ કરવો પડતો હતો. સુકુમારીને તો પોતાના અભિમાન આડે તેની બિલકુલ પરવાજ નહોતી. સાસુ ગુસ્સે થઇ હોય કે ભૂખી રહી હોય, તોપણ તે પોતે તો આનંદથી ખાઇપીને પતિની સાથે મોજ કરતી હતી.

સુકુમારીના સસરા કાળીચરણ ઘણાજ નમ્ર સ્વભાવના હતા. સાસુવહુના ઝઘડામાં પડવાનું તેમને ગમતું નહિ. કાળીચરણનો ગૃહસંસાર કાંઇ સુકુમારીના પિતાના ધનથી ચાલતો નહોતો. તેઓ વૃદ્ધ છતાં પોતાને મળતા પેન્શનમાંથી પોતાનો ગૃહખર્ચ ચલાવ્યા જતા હતા; જેથી તેઓ કાંઇ પોતાની પુત્રવધૂ સુકુમારીથી ડરતા નહોતા, પરંતુ કંકાસથી ડરતા હતા. બીજી તરફ સુકુમારી તો એમજ માન્યા કરતી કે, પોતે મોટા ઘરની પુત્રી અને ડેપ્યુટી સાહેબની સ્રી છે, તેથીજ સર્વે લોકો પોતાનાથી ડરે છે.

કાળીચરણની સહનશીલતા તથા તેમનું અપમાન થતું જોઇને

યોગમાયાના મનમાં ઘણું લાગી આવતું હતું; પરંતુ કલહનો પ્રસંગ આવતાં કાળીચરણ સાસુવહુના કજિયામાં પડતા નહિ.

એવે પ્રસંગે તેઓ બહારના દીવાનખાનામાં પગ ઉપર પગ ગોઠવીને અનેક નિઃશ્વાસ મૂકતા બેસી રહેતા હતા અને તેમનો પૌત્ર ગોપાળચંદ્ર દાદાની મૂછો આમળતો રમતગમત કરતો હતો. ઘરમાં શાંતિથી બેસવા જેવું બીજું સ્થળ નહિ હોવાથી બહારના નિર્જન દીવાનખાનામાં આ બન્ને—દાદો તથા પૌત્ર આનંદ કરતા હતા. સર્વે દાદાઓ પોતાના પૌત્ર ઉપર પ્રેમ રાખે છે, તથાપિ કાળીચરણની વાત તો ન્યારીજ હતી.

ગોપાળના સહવાસથી કાળીચરણ પોતાની પત્ની તથા પુત્રવધૂનો સર્વ કલહ ભૂલી જતા હતા અને ગોપાળની સાથે આખો દિવસ આનંદનો ઉપભોગ લેતા હતા. બીજી બાજુએ મોટા ઘરની પુત્રી સુકુમારી તો પોતાના મનમાં એમજ સમજતી હતી કે, "ગરીબ સસરાજી મારા ગોપાળને રમાડી કૃતાર્થ થાય છે."

ગોપાળની ચંચળતાથી કાળીચરણના નાકે શ્વાસ આવી પહોંચતો. તે વૃદ્ધ દાદાને થોડો સમય પણ શાંત બેસી રહેવા દેતો નહિ. સંધ્યાસમયે જ્યારે કાળીચરણ હિસાબની ચોપડી લઈ બેસતા હતા, ત્યારે તેઓને વ્યવસ્થિત સ્થળેથી ખડિયો મળી આવતો નહિ, એટલે તેઓ આજુબાજુની ઓરડીઓમાં તપાસ કરવા લાગતા, તો કોઈ ઓરડીમાં એ ખડિયામાંથી શાહી કાઢીને ચાદર બગાડતો ગોપાળ તેમની નજરે પડતો હતો. સ્નાન કરવાને વખતે નોકર તે સ્થળે જલ અને તેલ મૂકી જતો હતો, પરંતુ જ્યારે તેઓ સ્નાન કરવા જતા ત્યારે જોતા કે તેલની શીશીને ડોલમાં ડુબાવી ગોપાળ તેને પાણીમાંથી કાઢી રહ્યો છે તથા બધું તેલ જળ ઉપર તરી રહ્યું છે! કાળીચરણ છીંકણી સૂંઘતાં સૂંઘતાં જો કદાચ છીંકણીની ડબ્બી કોઇ સ્થળે ભૂલમાં મૂકી દઈને નિદ્રાધીન થઇ જતા, તો બરાબર ગાઢ નિદ્રા આવેલી હોય એવા સમયે ગોપાળ એ છીંકણીની ડબ્બી ઉઘાડી તેમાંથી થોડીઘણી છીંકણી દાદાના નાક આગળ મૂકી ગમ્મત્તી કરી જતો હતો! વૃદ્ધ દાદા જ્યારે ગાઢ નિદ્રામાંથી 'છીંછીં' કરતા જાગૃત થતા, ત્યારે ગોપાળ તેમની તરફ નજર કરી 'ખડખડ' હસ્યા કરતો હતો! આ પ્રમાણે તે પ્રતિદિન એક નહિ તો બીજો અને બીજો નહિ તો ત્રીજો ઉપદ્રવ કર્યાજ કરતો હતો. પૌત્ર તરફથી આવા પ્રકારનો ઉપદ્રવ થવા છતાં કાળી-

ચરણનો પૌત્ર પ્રતિનો પ્રેમ લેશમાત્ર ઓછો થતો નહિ. ઊલટું જે દિવસે ગોપાળ ઓછો ઉપદ્રવ કરતો હતો, તે દિવસે વૃદ્ધનું ચિત્ત ઉદાસ રહેતું હતું.

(૨)

ઘરની અંદર આજે બે દિવસથી સુકુમારી તથા તેની સાસુનો કલહ-કંકાસ ચાલી રહ્યો છે. ભોળા નામના નોકરને ઘરમાંથી કાઢી મૂકવાને માટે સુકુમારીની સાસુ યોગમાયાએ ઘણીજ હઠ લીધી છે. યોગમાયાને ભોળાના વ્યવહાર તથા આચરણથી સ્પષ્ટ માલૂમ પડતું હતું કે, તેના મત પ્રમાણે ઘરની ખરી ધણિયાણી યોગમાયા નહિ પરંતુ સુકુમારી છે. યોગમાયાને ગુસ્સો આવવાનું બીજું એક મુખ્ય કારણ એ છે કે, આ તરફ ભોળો બેચાર દિવસથી સુકુમારીનેજ 'શેઠાણી, શેઠાણી' કહીને બોલાવે છે. આ 'શેઠાણી' શબ્દમાં જે ગૂઢ અર્થ રહેલો છે, તેને યોગમાયા સારી રીતે સમજતી હતી. જેથી ઊઠતાં-બેસતાં, સૂતાં-જાગતાં સદાસર્વદા તેણે ભોળાને વઢવાનું શરૂ કર્યું.

પરંતુ સુકુમારીએ વિરુદ્ધ પક્ષ લીધો. તે પોતાની સાસુને ભોળાના ઉપર ગુસ્સે થયેલી જોઇને તેના ઉપર અધિક સ્નેહ કરવા લાગી.

એક દિવસે કલહ કરીને યોગમાયાએ ભોળાને ઘરમાંથી કાઢી મૂકયો. ભોળાએ પોતાનો પાઇએ પાઇનો હિસાબ ગણી લીધો તથા સુકુમારીને સાષ્ટાંગ પ્રણામ કરી તે ચાલ્યો ગયો.

પરંતુ બીજે દિવસે સવારે શય્યા ઉપરથી ઊઠતાંજ યોગમાયાએ જોયું કે, ભોળો સુકુમારીની કન્યાને પોતાના ખોળામાં બેસાડી રમાડે છે. તેને પોતાના ઘરમાં જોતાંજ યોગમાયાએ કહ્યું: "તું મારે ત્યાં કેમ આવ્યો ?"

ભોળાએ તદ્દન બેપરવાઈથી ઉત્તર આપ્યો: "મને તો મારી શેઠાણીએ બોલાવ્યો છે, તેથી હું આવ્યો છું."

"વહુ" કહીને યોગમાયાએ બૂમ પાડી. સુકુમારી તરતજ પોતાની સાસુ સમીપ આવી પહોંચી. યોગમાયાએ સુકુમારીને જોતાંજ કહ્યું: "તેં કોના હુકમથી ભોળાને આ ઘરમાં રાખ્યો છે?"

સુકુમારીએ ઠાવકે મોઢે ઉત્તર આપ્યો: "ભોળાને રાખ્યા સિવાય કામ ચાલી શકશે નહિ. તેનો પગાર તમારે નહિ આપવો પડે. મારા પિતા આપશે."

આ અપમાનથી યોગમાયાના મુખમાંથી સ્પષ્ટ વચનો નીકળી શકતાં નહોતાં. તેણે કહ્યું: "ઓહો ! શું તારી સત્તા આટલી બધી હદ સુધી પહોંચી ગઈ છે ? ઠીક છે. આજે આ સર્વ વાતો હું તેમને કહીશ. આ ઘરમાં પછીથી તું નહિ કે હું નહિ."

આ પ્રમાણે કહી યોગમાયા રુદન કરતી કરતી ત્યાંથી ચાલી ગઇ.

બપોરે કાળીચરણ બાબુ ભોજન કરીને હાથમોં સાફ કરી રહ્યા છે. આ સમયે યોગમાયા રુદન કરતી કરતી તેમની આગળ જઇને ઊભી રહી. રુદન, ક્રોધ તથા અપમાનથી તેનું સમગ્ર શરીર કંપી રહ્યું છે !

યોગમાયાએ કહ્યું: "તમે કદાપિ મારી એક પણ વાત સાંભળતા નથી; પરંતુ જો આજે મારી વાત તરફ લક્ષ નહિ આપે, તો હું ઝેર ખાઇશ. કાલે મેં ભોળાને આપણે ત્યાંથી રજા આપી કાઢી મૂક્યો હતો, પરંતુ તમારી સ્વતંત્ર પુત્રવધૂએ આજે મને ભોળાની મારફત અપમાનિત કરવાને તેને પાછો બોલાવ્યો છે. મને તેણે કહ્યું છે કે, " હું મારા પિતાની કમાણીમાંથી ભોળાને પગાર આપીશ." ભોળાએ મારી આગળ આંખો લાલ કરી એવું કહ્યું છે કે તે મારો નોકર નથી. હું તેને એક શબ્દ પણ કહી શકવાને અધિકારિણી નથી, એમ માલૂમ પડે છે. હવે તમે તમારી આ પુત્રવધૂ વગેરેને લઇ જુદા રહો અને હું પણ તમારા સર્વનાથી જુદી રહીશ."

કાળીચરણના મસ્તક પર યોગમાયાના અપમાનથી જાણે કે વજ્રનો આઘાત થયા જેવું થયું. તેમણે મોટેથી હાંક મારી કહ્યું: "ભોળા!"

ભોળાએ ત્યાં આવી પહોંચી કહ્યું: "આજ્ઞા."

આ સમયે કાળીચરણને સારાસારનું જ્ઞાન રહ્યું નહિ. તેમણે ભોળાને જોરથી બે થપ્પડ ખેંચી કાઢી અને કહ્યું: "પાજી ! હમણાં ને હમણાંજ મારા ઘરમાંથી ચાલ્યો જા !"

સુકુમારી પડદા ઓથે ચુપચાપ ઊભી હતી; પરંતુ જ્યારે ભોળાએ રુદન કરતાં કરતાં કહ્યું: "શેઠાણીજી ! હવે તમે મને રજા આપો. માર ખાઇને હું આ ઘરમાં હવે રહી શકીશ નહિ."

સુકુમારીએ ભોળાને કહ્યું: "એ માર તને પડ્યો નથી, પરંતુ મને પડ્યો છે. તારે હવે અહીં રહેવું પડશે નહિ. જા એક ગાડી બોલાવી લાવ. હું હવે આ ઘરનું પાણી સુધ્ધાં પીનાર નથી. હમણાં ને હમણાં હું મારે પિયેર ચાલી જઈશ."

(૩)

બપોરનો સમય છે. બહારના દીવાનખાનામાં દાદા અને તેમનો પૌત્ર બેસીને શરીરશાસ્ત્ર સંબંધી વાદવિવાદ ચલાવી રહ્યા છે.

ગોપાળે પૂછ્યું: "દાદા! સ્ત્રીઓને મૂછ કેમ નથી ઊગતી?"

આવા કઠિન પ્રશ્નનો કાળીચરણ શું ઉત્તર આપે? એ સંબંધી તેઓ વિચાર કરતા હતા; એ સમયે રામુની મા (દાસી) એ આવીને કહ્યું: "ગોપાળ! તને તારી માતા બોલાવે છે, ગાડી આવી ગઈ છે; તારે તારા મામાને ત્યાં જવાનું છે."

ગોપાળે તેની વાત સાંભળી ના સાંભળી કરીને કહ્યું: "દાદા! રામુની બાને મૂછ કેમ નથી ઊગી?"

આ પ્રશ્ન સાંભળતાંજ રામુની બા ગભરાઈ ગઇ. કાળીચરણ કાંઈ પણ બોલ્યા નહિ. રામુની બાના શબ્દો સાંભળી તેઓ અનુમાનથી કાંઇ પ્રકાર સમજી જઈ ઘણા ચિંતાતુર થઈ ગયા. તેમણે કેટલાક સમય પછી ધીમે સ્વરે પ્રશ્ન કર્યો: "રામુની બા! વહુ એકદમ પોતાના પિયેર કેમ જાય છે?"

રામુની બાએ ઉત્તર આપ્યો: "હું શું જાણું? આજે વહુએ ખાધું પણ નથી. તેમણે ગાડી મંગાવી છે અને હવે તેઓ જલદી પોતાને પિયેર ચાલ્યાં જશે."

ગોપાળને લઇ અતિ ઉદાસ મનથી કાળીચરણ અંદર ગયા. ઘરમાં જતાંની સાથેજ તેમણે જોયું કે, સુકુમારી ગોપાળની રાહ જોતી ઊભી રહી છે. કાળીચરણે તેની પાસે જઇને કહ્યું: "વહુજી! શું હજુ સુધી તમે ખાધું નથી?"

સુકુમારી કાળીચરણ સાથે હમેશાં વાતચીત કરતી હતી. તે બિલકુલ શરમાતી નહિ; પરંતુ આજે તેમને જોતાંજ તે ઘૂમટો ખેંચી જ્યાં હતી ત્યાંની ત્યાંજ ઊભી રહી. તેણે બિલકુલ ઉત્તર આપ્યો નહિ.

કાળીચરણે ધીમેથી કહ્યું: "ખાધાપીધા વિના શા માટે પિયેર જાઓ છો? શું મારા ઉપર ગુસ્સે થયાં છો? મેં તો તમને કશું કહ્યું નથી."

સુકુમારી ગોપાળને પોતાના શ્વસુર પાસેથી લઇ પોતાના ઓરડામાં ચાલી ગઈ. કાળીચરણ પણ તેની પાછળ પાછળ ગયા અને બોલ્યા: "વહુજી! તમારે વડીલ માણસોને દુઃખી કરવાં જોઇએ નહિ. જાઓ, પહેલાં જઇને થોડું ખાઈ લો અને પછીથી પિયેર-

માં જવું હોય તો ભલે બેચાર દિવસ જઇ આવો; પરંતુ ગોપાળને તમારી સાથે લઇ જશો નહિ. તમે જાણો છો કે ગોપાળ સિવાય હું એક ક્ષણુ પણુ રહી શકતો નથી." આટલું બોલતાં બોલતાં કાળીચરણનું હૃદય ભરાઇ આવ્યું.

સુકુમારીનું પથ્થર જેવું હૃદય સહજમાં પીગળે તેમ નહોતું. ગોપાળને સાથે લઇ તે ગાડીમાં જઇ બેઠી. મામાને ત્યાં જવાની વાત જાણુમાં આવતાં પ્રથમ તો ગોપાળ ઘણો ખુશી થયો હતો; પરંતુ જ્યારે તેને એમ માલૂમ પડયું કે, તેના દાદા પોતાની સાથે આવવાના નથી, ત્યારે તે ગાડીમાંથી માથું બહાર કાઢી કહેવા લાગ્યો: "દાદા! તમે પણુ ચાલો, દાદા! તમે પણુ ચાલો." છેવટે ગાડીમાંથી ઉતરી પડવાને માટે ગોપાળ રુદન કરવા લાગ્યો. "દાદા! હું મામાને ત્યાં નહિ જાઉં; તમારી પાસેજ રહીશ." પરંતુ સુકુમારીએ ઘણી નિર્દયતાથી ગોપાળને દબાવી રાખ્યો.

કાળીચરણુનાં નેત્રોમાં જલ ભરાઈ આવ્યું. તેઓ ગોપાળના શિર ઉપર હાથ ફેરવતા ફેરવતા કહેવા લાગ્યા: "ગોપાળ! આમ શા માટે કરે છે? મામાને ત્યાં તો હસતાં હસતાં જવું જોઈએ. તું રડે છે શા માટે?"

ગાડી ચાલી નીકળી. ગાડીના ગડગડ અવાજમાં પણુ ગોપાળનો રુદનસ્વર સંભળાતો હતો. કાળીચરણુ પોતાના કાન દઈ સાંભળવા લાગ્યા. ગોપાળ બોલ્યાજ કરે છે કે, "હું નહિ આવું, હું તો મારા દાદા સાથેજ રહીશ. મને છોડી દે." આ શબ્દો સાંભળતાંજ કાળીચરણુના હૃદયમાં જાણે કોઈ અતિ નિર્દયતાથી બાણુ ખોસતું હોય, એમ તેમને થવા લાગ્યું.

ગલીના વાંકને વટાવીને ગાડી નજરથી દૂર થઇ, તોપણુ ગોપાળના રડવાનો અવાજ કાળીચરણુને સંભળાવા લાગ્યો. છેવટે ગાડીનો અવાજ સંભળાતો બંધ થયો અને એ ગાડી ગયા પછી બીજી ચારપાંચ ગાડીઓ એ રસ્તેથી ગઈ; છતાં કાળીચરણુના કાનમાં તો એજ શબ્દોના ભણુકારા વાગી રહ્યા હતા કે, "હું મારા દાદા સાથે રહીશ. મને છોડી દે."

છેવટે એક લાંબો નિસાસો મૂકીને કાળીચરણુ પોતાના નિર્જન દીવાનખાનામાં જઇ બેઠાં. નોકર આવીને હુક્કો મૂકી ગયો હુક્કાની નળી મુખમાં લેતાંની સાથેજ કાળીચરણુનાં નેત્રોમાંથી આંસુ ટપકવા લાગ્યાં. એ સમયે પણુ તેમના કાનમાં એવા ભણુકારા થયા

કરતા હતા કે, "મને છોડી દે, મને દોડી છે...."

કાળીચરણ બાબુના મકાનમાં હવે કોઇ પ્રકારની ધામધૂમ કે ઉપદ્રવ નથી. ખડિયાની શાહી ખડિયામાંજ રહે છે, છીકણીની ડબ્બી ઉઘાડીને કોઇ છીંકણી વેરી નાખતું નથી. શરીરે મસળવાના તેલની શીશીને કોઇ ઊંધી વાળી દેતું નથી, તેમ કાળીચરણની નિદ્રાને પણ કોઈ અટકાવતું નથી; છતાં પણ કાળીચરણ અશાંતિથી ચિંતાતુર બની ગયા છે. જ્યારે તેઓ સ્નાન કરવા જાય છે, ત્યારે તેમનાં નેત્રોમાં જલ ભરાઈ આવે છે. ભોજન કરવા બેસે છે તો ખોરાક ગળે ઊતરતો નથી. મહામુસીબતે બેચાર ગ્રાસ ભરે છે. દિવસે વારંવાર તેમને એવા ભણકારા થયા કરે છે કે, જાણે કોઇ તેમને પોકારી રહ્યું છે. "દાદા" એવો ભણકારો થતાંની સાથેજ કાળીચરણ આશ્ચર્યથી ચારે દિશાએ દૃષ્ટિ કરે છે; પરંતુ કોઈ તેમની નજરે પડતું નથી. માત્ર ઉદાસ હવા બહારથી કરુણ આર્તનાદ કરતી ઘરની અંદર પ્રવેશ કરે છે.

આજકાલ કરતાં ગોપાળને ગયાને પાંચછ દિવસ થઇ ગયા છે.

જો કે પોતાનો દિવસ તો આમતેમ ફરીને તેઓ પૂરો કરે છે, પરંતુ સંધ્યાસમયે તેઓ આત્મસંયમ કરી શકતા નથી. હાથમાં લાકડી લઇને કાળીચરણ બાબુ ઘરની બહાર નીકળ્યા. ગોપાળના માત્ર પાંચ દિવસના વિયોગમાંજ શરીરનું સઘળું લોહી સુકાઈ ગયું છે. એક પ્રકારના આકર્ષણને લીધે તેઓ ગોપાળના મામાને ઘેર જઇ પહોંચ્યા. અંદર જવાને માટે વિચાર કરી રહ્યા હતા, એવામાં તેમને કાને વ્યાકુળ અવાજ પડયો કે, "દાદા!"

કોણ જાણે કે કયાંથી એકદમ ગોપાળ આવીને કાળીચરણના શરીરને બાઝી પડ્યો. કાળીચરણે ગોપાળને પોતાની છાતીસરસો ચાંપી ઘરમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી ઉભય મિત્રોમાં વાતચીત થવા લાગી.

ગોપાળે કહ્યું: "દાદા! તમે મારી સાથે કેમ આવ્યા નહિ! તમે ઘણાજ ખરાબ માણસ છો."

કાળીચરણે ગોપાળને પુનઃ પોતાની છાતીસરસો ચાંપી કહ્યું: "હા ભાઇ! હું ખરાબ માણસ છું, તુંજ સારો માણસ છે!"

ગોપાળે કાળીચરણને સાંત્વન આપવાના ઇરાદાથી કહ્યું: "તમે સારા છો! હવે અહીંથી ચાલ્યા તો નહિ જાઓ ને?"

આવા સ્નેહભર્યા પ્રશ્નનો છળકપટથી ઉત્તર આપવો એ કાળી-

ચરણને અયોગ્ય લાગ્યું. તેમણે કહ્યું: "તુંજ મારી સાથે ચાલ ને!"

તરતજ ગોપાળ કાળીચરણનો હાથ છોડી દઈ બોલ્યો: "ઠીક ત્યારે હું મારો કોટ પહેરી આવું." પણ આટલું બોલી ગયા પછી તરતજ ગોપાળનું મુખ મલિન થઈ ગયું; કારણ કે તેને તેની માનો ભય યાદ આવ્યો. તે ગદ્ગદ કંઠે બોલ્યો: "દાદા! હું તમારે ત્યાં આવીશ તો મારી માતા મને મારશે."

કાળીચરણનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં ને તેણે કહ્યું: "તો ભાઇ! આ વાત તેમને કહેવાની શી જરૂર છે?"

"દાદા! ભોળો ઘણો દુષ્ટ છે?"

"હા, ઘણોજ દુષ્ટ છે."

"હું જ્યારે મોટો થઇશ ત્યારે ભોળાને ખૂબ મારીશ."

ગોપાળના મામા વગેરે બહાર ફરવા ગયાં હતાં. દાસદાસી તથા નોકરચાકર વગેરે જે લોકો હતાં તે લોકોએ પૈસાદાર સંબંધીઓને ત્યાં ગરીબ સંબંધીઓને જેવું માન મળે છે તેવુંજ માન કાળીચરણને આપ્યું. તે લોકોએ માત્ર એટલુંજ પછ્યું કે, "કેમ છો? સારા તો છો ને? નમસ્કાર." આ સિવાય બીજો કાંઈ વિવેક કર્યો નહિ કાળીચરણને કોઇએ હુક્કો સુધ્ધાં કોઇએ ભરી આપ્યો નહિ. તેમનું એ તરફ લક્ષ પણ ન હતું. તેઓ તો ગોપાળને પોતાના ખોળામાં બેસાડી તન્મય બની ગયા હતા.

ગોપાળ તથા તેના દાદાની વચ્ચે ઘણા સમય સુધી વાતો ચાલ્યા કરી. ત્યાર પછી એક દાસીએ આવીને ગોપાળને કહ્યું: "બબલા! ચાલ, દૂધ ગરમ થઈ ગયું છે, પી લે; નહિ તો પછી ઠંડું થઇ જશે."

ગોપાળે ગુસ્સે થઇ કહ્યું: "જાઓ, આજે હું દૂધ પીવાનો નથી." દાસી કાંઇક ગુસ્સે થઇ બોલી: "કેમ, શા માટે નહિ પીએ? જલદી ચાલ, નહિ તો તારી મા જો આ પાસેનાજ ઓરડામાં ઊભાં છે!"

કાળીચરણે ઘણા પ્રેમથી કહ્યું: "જા ભાઇ! દૂધ પી લે અને પછીથી અહીં આવજે."

ગોપાળને લાગ્યું કે, દૂધ પીધા વિના ચાલનાર નથી, ત્યારે તેણે કહ્યું: "દાદા! હું દૂધ પીને તરતજ આવું છું, તમે જશો નહિ; અહીંજ બેસી રહેજો." એમ કહીને કાળીચરણ તરફ વારંવાર ફરી ફરીને નજર કરતો ગોપાળ દાસીની સાથે ચાલ્યો ગયો.

લગભગ અર્ધો કલાક બેસી રહ્યા પછી કાળીચરણને માલૂમ

પડયું કે, બીજા માળના એક ઓરડામાં ગોપાળ ઘણાજ જોરથી રડતો રડતો કહી રહ્યો છે કે, " નહિ, દાદા ગયા નથી. હું તેમની પાસે જઇશ; નહિ તો એ ચાલ્યો જશે."

કાળીચરણ ઘણાજ ચિંતાતુર થઇ ગયા. ગોપાળને એમ કોણે કહ્યું કે ચાલ્યા ગયા ? તે તો ગોપાળની રાહ જોતા જ્યાં હતા ત્યાંજ શાંતિથી બેસી રહ્યા છે.

જે દાસી ગોપાળને દૂધ પીવાનું કહેવા આવી હતી, તે એક રકાબીમાં બે પેંડા અને બેત્રણ લાડુ લઇને આવી. પાનનાં બે બીડાં પણ એ રકાબીમાં મૂકેલાં હતાં. જાણે કે એ બે પાનનાં બીડાં એમ ન કહી રહ્યાં હોય કે, " નમસ્કાર ! હવે મને આપના મોંમાં મૂકી આપ આપને રસ્તે ચાલ્યા જાઓ."

રકાબી તથા એક પાણીનો પ્યાલો મૂકી દાસીએ કહ્યું: " જળપાન કરો."

કાળીચરણે વ્યાકુળ હૃદયથી પૂછયું: " ગોપાળ હજી કેમ આવ્યો નહિ ?"

સર્વ વાત પોતાની જાણમાં આવ્યા પછી દાસી સુકુમારીના ઉપર ચિડાઇ ગઇ હતી. તે બોલી: " મને તે સંબંધી ખબર નથી. કદાચિત્ ગોપાળ દૂધ પીને સૂઇ ગયો હશે. બ્હેને કહ્યું છે કે હવે તેને ત્યાં જવાની જરૂર નથી. આપ જળપાન કરો." આમ કહીને દાસી ચાલી ગઈ.

અત્યાર સુધી ગોપાળનો રુદનધ્વનિ સંભળાતો હતો. કાળીચરણના ઉપર જાણે વિદ્યુત પડી હોય તે પ્રમાણે તેઓ જ્યાં બેઠા હતા, ત્યાંજ બેસી રહ્યા. દુઃખ અને અપમાનથી તેઓ શિથિલ થઇ ગયા. થોડા સમય પછી તેમણે જોયું કે, ભોળો સારાં કપડાં પહેરી એક સુંદર હુક્કાની નળીને પોતાના મુખમાં રાખી ગુડગુડ અવાજ કરતો એક તરફ બેઠો હતો.

કાળીચરણ બાબુથી હવે ત્યાં ક્ષણ પણ રહી શકાયું નહિ. તેઓ પોતાની લાકડી હાથમાં લઇને ઊભા થયા.

ભોળાએ પ્રશ્ન કર્યો: " આપે જળપાન કર્યું નહિ ?"

ભોળાનો પ્રશ્ન સાંભળતાંજ કાળીચરણના મનમાં ક્રોધ સળગી ઊઠયો. તેઓ મહામુસીબતે ક્રોધને રોકી કાંઇ પણ બોલ્યાચાલ્યા સિવાય ઘરની બહાર નીકળી પડયા.

ભોળો પાણીનો પ્યાલો અને રકાબી લઇને સુકુમારી પાસે ગયો

રકાબીમાંના પદાર્થો જેમના તેમ જોઇને સુકુમારીએ પૂછ્યું: "કેમ પાછું લાવ્યો ?"

ભોળાએ ઉત્તર આપ્યો: "શેઠાણીજી ! મેં તો ઘણુંએ કહ્યું, પરંતુ તેઓ એમ કહેતા કહેતા ચાલ્યા ગયા કે, 'હું આ ઘરનું પાણી પીશ નહિ, તેમજ તેનું મુખ સુધ્ધાં જોઇશ નહિ.'"

ભોળાનાં વચનો સાંભળતાંજ સુકુમારી ક્રોધથી લાલ બની ગઇ. તેણે કહ્યું: "ઠીક ત્યારે, હવે જેટલો અધિકાર મારા હાથમાં છે, તે બધો હું તેમને બતાવીશ. આટલો બધો રોફ ! મારે ઘેર આવીને મારુંજ અપમાન !"

રકાબીમાંના પેંડા તથા લાડુને કરુણાપૂર્ણ દૃષ્ટિથી જોઇ ભોળાએ પૂછ્યું: "શેઠાણીજી ! હું આને ક્યાં મૂકું ?"

સુકુમારીએ ગુસ્સાથી ઉત્તર આપ્યો: "લઇ જા, તેને ફેંકી દે."

બીજી કાંઇ વાત નહિ બોલતાં ભોળો રકાબી લઇને ત્યાંથી ચાલ્યો ગયો. રકાબીમાંની મીઠાઇ તેણે ક્યાં નાખી દીધી, એ હવે કહેવાની જરૂર નથી.

(૪)

કાળીચરણ આ અપમાનથી બહુજ દુઃખી થયા. જેના પ્રેમની ઉપર બીજા કોઇનો અધિકાર છે, તેના ઉપર પ્રેમ કરવા જવું, એ એક પ્રકારની દુર્બળતાજ છે. તેમની આગળથી ખડખડ અવાજ કરતી ઘોડાગાડી ચાલી જાય છે, સડક ઉપર આમતેમ જનાર આવનાર લોકોનો કોલાહલ થઈ રહ્યો છે; પરંતુ કાળીચરણનું એ તરફ બિલકુલ લક્ષ નથી. તેઓ એ સઘળા લોકોની વચ્ચે થઇને પોતાનું શિર નીચું રાખી ઘર તરફ ચાલ્યા જાય છે.

પાંચછ દિવસ સુધી તેમનું હૃદય અપમાનની ભયંકર આગમાં સળગી રહ્યું; પરંતુ હવે ધીમે ધીમે એ આગ હોલવાતી જાય છે. તેમના હૃદયમાંથી જે સ્નેહધારા રાત્રિદિવસ વહન કરતી હતી, તે હવે તદ્દન સુકાઇ ગઈ.

આખો દિવસ ઘેર બેસી રહેવું કાળીચરણને ગમતું નથી. દિવસનો જમાખર્ચનો હિસાબ માત્ર પાંચજ મિનિટમાં પૂરો થઇ જાય છે. ભોજન પછી બપોરે નિદ્રા પણ આવતી નથી. કોઇ પણ પ્રકારના આમોદ-પ્રમોદમાં ચિત્ત લાગતું નથી. જ્યારે કોઇ સાથે શેતરંજ રમવા બેસે છે, ત્યારે પણ વારંવાર ભૂલ કરે છે. સર્વ કરતાં વિશેષ દુઃખની વાત તો એ છે કે, તેમના પાડોશી હરનાથ

બાળુ પોતાના પૌત્રને જ્યારે જ્યારે કાળીચરણુને ત્યાં લઈ આવે છે, ત્યારે તે કાળીચરણુને 'દાદા' કહીને તેમને વ્યાકુળ કરી નાખે છે. વારંવાર તેના મુખમાંથી નીકળતો 'દાદા' શબ્દ સાંભળીને કાળીચરણુ ચિંતાતુર બની જાય છે; તથા તે પોતાનું કષ્ટ જેટલું છુપાવવાની ઇચ્છા રાખે છે, તેટલુંજ એ કષ્ટ તેમને વધારે વ્યાકુળ કરી નાખે છે. જાણે કે ભાગ્યદેવતાની ચતુરાઈજ કેમ ના હોય! તેઓ પોતાના પૌત્રને ભૂલી જવાની મહેનત કરે છે, ત્યારે કોઇ બીજાનો પુત્ર આવીને વારંવાર તેમને પૌત્રની યાદદાસ્ત તાજી કરાવે છે. કાળીચરણુ પોતાના મનને અનેક પ્રકારે ભુલાવવાને યત્ન કરે છે, પરંતુ મન સંયમમાં રહી શકતું નથી.

કાળીચરણુ સંધ્યાસમયે રાણીબાગ તરફ ફરવા નીકળ્યા. આ વખતે રસ્તે જતાં જતાં તેમની સ્ત્રી સાથે કાશી જવાની વાતનો વિચાર થઇ આવ્યો. તેમણે વિચાર્યું: "અહા! એ કેવો સુખનો દિવસ થઈ પડશે? એક નાનું મકાન રાખી પતિ–પત્ની સાથે કાશીપુરીમાં રહીશું, મળસકે ઊઠીને પવિત્ર ગંગાસ્નાન કરીશું. કોઇ દિવસે દશાશ્વમેધ, કોઇ દિવસે કેદારનાથ વગેરે પવિત્ર સ્થળોએ જઇશું. ત્યાર પછી બે પહોર સુધી પૂજા–પાઠ કરીશું, સંધ્યાસમયે ગંગાને કિનારે બેસી કુદરતી દેખાવનું દર્શન કરીશું, રાત્રે આઠ વાગે વિશ્વનાથની આરતીનાં દર્શન કરી આવીશું." આવા પ્રકારના વિચારોમાં ને વિચારોમાં મગ્ન બની જઇ તેઓ રાણીબાગમાં જઈ પહોંચ્યા, એટલામાં અવાજ આવ્યો:

"દાદા!"

અવાજ પરિચિત હતો, તેથી કાળીચરણુ ચમકી ઊઠયા. આંખ ફેરવી જોયું તો બાગમાં લોઢાના તારને પકડીને ગોપાળ ઊભો છે. તેની આંખોએથી તથા મોઢેથી આનંદનો ફુવારો ઊડી રહ્યો છે."

"દાદા! અહીં આવો."

સંસારત્યાગની ઇચ્છા રાખનાર વ્યક્તિના ગળાને જ્યારે તેનું કોઇ પ્રેમપાત્ર પકડે છે, ત્યારે તેની જેવી દશા થાય છે, તેવીજ દશા કાળીચરણુની પણ થઇ. હજી સુધી કાશીની કલ્પનાનો વિચાર તેમના મનને આનંદિત કરી રહ્યો હતો. કેટલોક સમય શાંત રહ્યા પછી કાળીચરણુ બોલ્યા: "નહિ ભાઇ! હું ઘેર જાઉં છું."

ગોપાળ વ્યાકુળ બની જઇ બોલી ઊઠ્યો: "નહિ દાદા! તમે આવો; જલદી આવો! જશો નહિ."

પેલી પહેલાંની દાસી પણ ગોપાળની સાથે હતી; તેણે કહ્યું: "બાપુજી ! એક વખત અહીં આવો, ગોપાળ આપને માટે આકુળવ્યાકુળ બની ગયો છે."

કાળીચરણના હૃદયમાં ક્ષણવાર પ્રબળ યુદ્ધ ચાલ્યું. છેવટે પ્રેમની જીત થઈ. કાળીચરણ ગોપાળ પાસે આવી ઊભા રહ્યા."

(૬)

ગોપાળે દાદાને બાઝી પડી કહ્યું: "હરિ ! હરિ ! ! દાદા ! તમે અમારે ત્યાં કેમ નથી રહેતા ?"

કાળીચરણે કહ્યું: "તું જ મારે ત્યાં કેમ નથી રહેતો ?"

ગોપાળે ખૂબજ ઉદાસ થઇ જઈ કહ્યું: "તમે મને ક્યારે તમારી સાથે લઈ ગયા છો કે, હું તમારી સાથે નથી આવ્યો ?"

આ સિવાય અનેક પ્રકારની વાતો થયા પછી નક્કી થયું કે, બન્નેમાંથી કોઈ પણ એકબીજા સાથે રહી શકે એમ નથી, તેથી સંધ્યાસમયે આ બાગમાંજ થોડો થોડો વખત આવી એકબીજાને મળવાનું ઠીક થઇ પડશે.

રામુની માએ આ બાબતમાં પોતાની સંમતિ દર્શાવી અને એવો નિશ્ચય થયો કે, આ વાત એ ત્રણ સિવાય બીજું કોઇ જાણે નહિ. ભોળો તથા સુકુમારી પોતાના દાદાથી વિરુદ્ધ છે, એ વાત ગોપાળ હવે સારી રીતે સમજી ગયો છે, તેથી બાગમાં મળવાની મસલત ભોળાથી તથા પોતાની માતાથી છૂપી રાખ્યા સિવાય દાદાની મુલાકાત માટે બીજો ઉપાય નથી, એમ સમજતાં ગોપાળને વિલંબ થયો નહિ.

સંધ્યાસમય વીતી ગયો. આકાશમાં ધીમે ધીમે બેચાર તારા પ્રકાશી નીકળ્યા. તારાઓ જોઇને ગોપાળે પ્રશ્ન કર્યો: "દાદા ! શું સર્વ પુરુષો મરી ગયા પછી તારા થાય છે ?"

કાળીચરણે ઉત્તર આપ્યો: "ના ભાઇ ! ખરાબ પુરુષ મરી ગયા પછી તારો થતો નથી; જે સદ્‌ગુણી હોય છે, તેજ મૃત્યુ પછી તારો થાય છે."

"ત્યારે ભોળો મરી ગયા પછી તારો નહિ થાય કે દાદા ?"

કાળીચરણ બોલ્યા: "ના"

"ત્યારે શું થશે ?"

"ભોળો મરી જઇને કીડો થશે."

બીજા જીવનમાં ભોળાની દુર્ગતિની વાત સાંભળીને ગોપાળ ઘણો પ્રસન્ન થયો. આ વાત રામુની માતાને પણ ખોટી લાગી નહિ.

"દાદા! મારી માતા મરી જશે તો તારો થશે?"

કાળીચરણ ઘણા ગૂંચવાડામાં પડયા. છેવટે તેઓ બોલ્યાઃ "ભાઈ! આ વાત ભૂલથી પણ બોલવી જોઇએ નહિ; તારી માતા ચિરાયુ રહે."

ગોપાળે આ વાત બીજી રીતે પૂછીઃ "દાદા! મારી માતા સારી છે કે ખરાબ?"

રામુની મા મનમાં ને મનમાં હસી પડી. કાળીચરણે ઉત્તર આપ્યોઃ "સારી છે."

ગોપાળે કહ્યુંઃ "ત્યારે મારી માતા તો તારો થશે! પરંતુ દાદા! એ મોટો તારો થશે કે નાનો?"

મૃત્યુ પછી પોતાની માતા તારો થશે. એવી ગોપાળને ખાતરી નહોતી; પરંતુ કદાચ દાદાના કહેવા પ્રમાણે તે તારો થશે, તોપણ ગોપાળની માન્યતા પ્રમાણે તો તે ગોપાળને તેના દાદા સાથે મળવા દેતી નહિ હોવાથી એ મોટો તારો તો કદાપિ નહિજ થાય!!

રામુની માતાએ કહ્યુંઃ "બાબુજી! રાત્રિ પડી ગઇ છે. જો હવે આપ રજા આપો, તો હું ગોપાળને ઘેર લઇ જાઉં."

કાળીચરણ ઉદાસ બની ઊભા થયા. બીજે દિવસે ગોપાળને આજ સ્થળે લાવવાનું કહી રામુની માતા તેને સાથે લઇને ચાલી ગઇ. કાળીચરણ ઘર તરફ વળ્યા. કાશી જવાના સંકલ્પમાં ગોપાળની મુલાકાતની ગોઠવણરૂપ એક મોટી હરકત ઊભી થઇ.

બીજે દિવસે ચાર વાગતાંજ કાળીચરણ ઘેરથી નીકળ્યા. રસ્તા પર સખ્ત તાપ છતાં વૃદ્ધને તેની દરકાર નહોતી. તેઓ પરસેવો સાફ કરતા ઝડપથી બાગ તરફ જવા લાગ્યા. તેઓ મનમાં વિચારી રહ્યા હતા કે, "ગોપાળ ત્યાં આવીને બેઠો હશે." પરંતુ ત્યાં જઇને જુએ છે, તો તેઓજ પહેલા જઇ પહોંચ્યા હતા. જ્યાંસુધી ગોપાળ ન આવ્યો, ત્યાંસુધી કાળીચરણ ઘણાજ આકુળવ્યાકુળ રહ્યા. પાંચ વાગે ગોપાળ આવનાર હતો તથા તેઓ વારંવાર ઘડિયાળ કાઢીને રસ્તા તરફ ધ્યાનથી જોયા કરતા હતા. એ રસ્તેથી કેટલાક પુરુષો, સ્ત્રીઓ, વૃદ્ધો અને બાળકો જતાં-આવતાં હતાં. થોડા સમય પછી વૃદ્ધ કાળીચરણે દૂરથી એક દાસી

સાથે એક બાળકને બાગ તરફ આવતો જોયો, ત્યારે તેમનું મુખારવિંદ એકાએક પ્રફુલ્લ બની ગયું. તેમની આંખો ખીલી ઊઠી.

લગભગ એક માસ સુધી આવી રીતે ગોપાળ તથા કાળીચરણની મુલાકાત થયા કરી. આ એક માસમાં માત્ર એકજ દિવસ મુલાકાત સિવાય ગયો હતો. તે દિવસે બપોરથીજ મુશળધાર વરસાદ વરસતો હતો, તેથી બહાર નીકળી શકાય તેમ નહોતું. આથી કરીને નિરુપાયે કાળીચરણનું શરીર ઘરમાં પડયું રહ્યું; પરંતુ તેમનું મન તો એવી વૃષ્ટિ છતાં પણ અનેક વખત એ બાગમાં જઇ આવ્યું.

(૭)

ગોપાળ ફરી આવીને ઘેર આવ્યો છે. સુકુમારી તેને માર મારે છે. માર મારતાં મારતાં સુકુમારીએ તેને પૂછયું: "ખરું કહે, આ જમરૂખ કોણે આપ્યાં?"

ગોપાળ ચુપચુપ ઊભો ઊભો રુદન કર્યા કરે છે; સુકુમારીના ક્રોધની આગ પ્રચંડ સળગી ઊઠી છે. આવો પ્રકાર જોવામાં આવતાંજ રામુની માતા ત્યાંથી ચાલી ગઇ.

"કેમ જલદીથી બોલાતું નથી કે?"

ગોપાળ કાંઇ પણ ઉત્તર આપ્યા વિના રડવાજ લાગ્યો. તેના હાથ ઠંડા થવા લાગ્યા. રૂમાલમાં જમરૂખો હતાં, તે એક પછી એક જમીન ઉપર પડવા લાગ્યાં.

એકાએક ભોળો ત્યાં આગળ આવી ચડયો. તે બોલ્યો: "શેઠાણીજી! ગોપાળને કોણે જમરૂખ આપ્યાં છે, તે હું જાણું છું. તમારા શ્વસુર હરહમેશાં ગોપાળને મળવા રાણીબાગમાં આવે છે. આ જમરૂખ પણ તેમણેજ આપ્યાં છે."

સત્ય વાત પ્રગટ થઈ જવાથી રામુની માતાને પણ આ વાતનો સ્વીકાર કરવો પડયો. સુકુમારી એ પ્રકારને સહજમાં સાંખે એવી નહોતી.

સુકુમારીના હ્રદયમાં જે આગ સળગી રહી હતી, તેની સીમા નહોતી. એ દૂબળીપાતળી સુકુમારી જ્યાંસુધી શાંત રહે છે, ત્યાંસુધી તો તે ઘણી સુંદર દેખાય છે; પરંતુ જ્યારે તેનો મિજાજ બગડે છે, ત્યારે તે ઘણીજ વિકરાળ બની રહે છે.

બસ, એકદમ હુકમ થઈ ગયો કે, કાલથી ગોપાળ રામુની

માતા સાથે ફરવા નહિ જતાં ભોળાની સાથે જશે.

બીજે દિવસે સંધ્યાસમયે કાળીચરણ બાગમાં બેઠા બેઠા ગોપાળની રાહ જોયા કરતા હતા. એ સમયે પાછળથી ગોપાળે આવી કહ્યું: "દાદા!"

કાળીચરણે પાછા ફરીને જોયું. ગોપાળની સાથે ભોળાને જોતાંજ તેઓ ચમકી ઊઠ્યા. સર્પને દોરડી સમજી મનુષ્ય જ્યારે તેને પકડવા જાય છે અને પછીથી જ્યારે તેનો ભ્રમ દૂર થતાંજ સર્પ જણાય છે, ત્યારે તે જેવી રીતે ચમકી ઊઠે છે, તેજ પ્રમાણે કાળીચરણ પણ ચમકી ઊઠ્યા.

ભોળાએ આંખો ચડાવી ગોપાળને કહ્યું: "ગોપાળ! પાછો તું એમની સાથે બોલવા લાગ્યો કે? કાલે તારી માતાએ કોઇની સાથે તને વાતચીત કરવાની મના નથી કરી?"

ઘણાજ ક્રોધથી ગોપાળે ઉત્તર આપ્યો: "ચુપ રહે, હું દાદાની સાથે શા માટે ના બોલું? હું તો તેમની સાથે બોલવાનોજ."

ભોળાએ ઘણાજ જોરથી ગોપાળનો હાથ પકડ્યો અને તે તેને ઘસડતો ઘસડતો ખેંચી જવા લાગ્યો. જતાં જતાં તેણે કહ્યું: "જોજે તો ખરો કે, આજે તારી માતા પાસે હું તારી કેવી દશા કરાવું છું!"

ગોપાળના રુદનથી આખો બાગ ચકિત થઇ ગયો. ગોપાળ ભોળાના હાથમાંથી છૂટવાનો યત્ન કરવા લાગ્યો; પરંતુ તેનો સઘળો યત્ન વ્યર્થ ગયો. ભોળો ગોપાળને પકડીને બાગની બહાર ખેંચી ગયો.

એક મુહૂર્ત સુધી કાળીચરણ વિચાર કરતા કરતા જ્યાં બેઠા હતા ત્યાંજ બેસી રહ્યા. ક્રોધ તથા અપમાનથી સમગ્ર સંસાર તેમને અંધકારમય દેખાવા લાગ્યો. થોડા સમય પછી તેઓ ઊઠ્યા અને ઝડપથી ચાલી નીકળ્યા.

(૮)

ઉપરના બનાવને લગભગ એક માસ વીતી ગયો છે. આ સમય દરમિયાન કોઇએ કાળીચરણને બાગમાં દીઠા નહિ. તેમને બાગમાં નહિ આવતા જોવાથી ભોળો એમ કહ્યા કરતો હતો કે, "બુઢ્ઢો ઠીક પિટાયો છે." પરંતુ વાસ્તવિક રીતે કોણ પિટાયું છે, તે તો શ્રીનારાયણ સિવાય અન્ય કોઇ જાણતું નથી. ક્યાંથી

વાદળાં થશે અને ક્યાં વૃષ્ટિ થશે ? કોને મારી રહ્યો છે અને કોને તે માર પડશે ? એ સર્વ જાણવાનું સામર્થ્ય પરમાત્મા સિવાય અન્ય કોઇનામાં નથી.

એક દિવસે સુકુમારીના પિયરમાં સમાચાર આવ્યા કે, શંકરદયાળ (સુકુમારીનો પતિ) ઘણોજ બીમાર થવાથી બાંકીપુર (પોતાને ઘેર) આવ્યો છે. સુકુમારીએ આ વાતની છાની તપાસ કરાવી તો તે સત્ય જણાઇ. તેની જાણમાં એટલે સુધી આવ્યું કે, તેનો પતિ માત્ર બીમારજ નથી, પરંતુ મરણશય્યા ઉપર સૂતો છે. પોતાને શ્વસુરપક્ષમાંથી કોઈ બોલાવવા આવશે, એવી આશામાંને આશામાં જેમતેમ કરીને સુકુમારીએ ત્રણ દિવસ પ્રસાર કર્યા; પરંતુ કોઇએ તેને સમાચાર પણ મોકલ્યા નહિ અને કોઇ બોલાવવા પણ આવ્યું નહિ. તેના મનને એમ થયા કરતું હતું કે, જાણે ચારે દિશાએથી વિપદ્ ઊતરી આવતી હતી. હવે અભિમાની સુકુમારીમાં પોતાનું અભિમાન કાયમ રાખવાનું સામર્થ્ય રહ્યું નથી. કોણ જાણે ક્યાંથી તેનાં નેત્રોમાં શરમ પણ ઘણી આવી પહોંચી છે. રાત્રિ–દિવસ ઇચ્છા અને સંકોચ વચ્ચે ભીષણ યુદ્ધ ચાલ્યા કર્યું. ઇચ્છા જેટલી આગળ વધતી હતી, તેટલોજ સંકોચ તેને પાછી ખેંચી લાવતો હતો.

આ ત્રણ દિવસમાં સુકુમારીનું લુપ્ત થયેલું સ્ત્રીત્વ ધીમે ધીમે સજીવન થયું, પુત્રને તેણે અપાર દુઃખ દીધું છે, બિચારા વૃદ્ધ શ્વસુરનું તેણે વિનાકારણ અપમાન કર્યું છે. સ્વામી રોગશય્યા ઉપર સૂતા છે, તે બચશે કે નહિ? દિવસમાં સેંકડો વખત સુકુમારી કંપી ઊઠતી હતી તથા તેને એમ માલૂમ પડતું હતું કે, જાણે વિધાતાની શિક્ષા તેને સહન કરવી પડે છે–કર્મફળ ભોગવવાનો સમય જાણે કે સમીપ આવી પહોંચ્યો છે.

આખી રાત બિછાના ઉપર પાસું ફેરવતાં ફેરવતાં કાઢી. પ્રભાતકાળે ઘરમાંનાં સર્વ જનો હજી નિદ્રાધીન છે, તે સમયે સુકુમારીએ ભોળાને જગાડીને એક ગાડી લઈ આવવાની સૂચના કરી. ગાડી આવતાં સુધીમાં સુકુમારી ગોપાળ તથા પોતાની પુત્રીને લઇને જવા માટે તૈયાર થઈ ગઈ.

સુકુમારીએ ભોળાને કહ્યું: "માને જઇને કહી દો કે, હું મારે સાસરે જાઉં છું."

ભોળાએ પ્રશ્ન કર્યો: "શેઠાણીજી ! હું પણ ત્યાં આવું કે?"

સુકુમારીએ તરતજ ઉત્તર આપ્યો: "ના, તારી જરૂર નથી; મહેશ આવશે."

(૯)

જે સમયે કાળીચરણના ઘરમાં એક દુઃખથી રિબાતો જીવ પોતાના છેવટના શ્વાસો ધીમે ધીમે પૂરા કરી રહ્યો હતો, જે ઘરમાં આખી રાત કોઇનાં પણ નેત્રો મીંચાયાં નહોતાં, તે ઘરમાં આ સમયે પ્રાતઃકાળના ઝાંખા પ્રકાશની ઉદાસીનતા અને સ્તબ્ધતા ફેલાઈ રહી છે! આ સમયે સુકુમારીની ગાડી દરવાજા પાસે આવી પહોંચી.

ગાડીનો અવાજ સાંભળતાંજ કાળીચરણે ગાંડાની પેઠે દોડી જઇને દ્વાર ખુલ્લું કરી કહ્યું: "ડૉકટર સાહેબ! જલદી પધારો."

પરંતુ ડૉકટર સાહેબ તો ત્યાં નહોતા. એક સ્ત્રી એક બાળકનો હાથ પકડીને દીનતાથી ગાડીની બહાર નીકળીને ઊભી રહી.

કાળીચરણ ક્રોધથી રસ્તો રોકી ઊભા રહ્યા.

"બાબુજી!"

"કોણ, વહુ?"

"હા--હુંજ અભાગિની, બાબુજી!"

કાળીચરણની આંખો લાલચોળ બની ગઇ.

"વહુ! હવે એમ બનશે નહિ. તમારે આ ગાડીમાંજ પાછું તમારે પિયર ચાલ્યા જવું પડશે. જે સમયે તમારા પુત્રને મને મળવાની તમે મના કરી હતી, તે સમયે તમે શું એ વાત ભૂલી ગયાં હતાં કે, મારે પણ એક પુત્ર છે? મારા પુત્ર સાથે હવે તમારી મુલાકાત આ લોકમાં તો નહિજ થાય. જાઓ ગાડીમાં બેસી પાછાં ચાલ્યાં જાઓ."

ઘરમાં બેઠેલાં મનુષ્યો એકાએક જોરથી રડી ઊઠ્યાં—એ રુદનનો જે સ્વર સંભળાયો, તે સાંભળતાંજ સુકુમારીનો ચેતના વિનાનો દેહ કાળીચરણનાં ચરણોમાં ઢળી પડ્યો.

પ્રભાતના સૂર્યનાં કિરણો સુકુમારીનાં સોનાનાં કંકણો ઉપર ચમકતાં ચમકતાં તેના અભિમાન ઉપર હાસ્ય કરવા લાગ્યાં.





# ૨૦–હૃદયની અશાંતિ

(૧)

પ્રાતઃકાળનો સમય છે, પૂર્વ દિશામાં અરુણની લાલાશ પ્રકટી ચૂકી છે, પંખીઓ પોતાના મધુર કલરવથી પરમાત્માનું ગાન કરી જગતના લોકોને ઉપદેશ આપી રહ્યાં છે કે, તમે સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ હોવાનો દાવો રાખનારાં મનુષ્યોએ તો તે પવિત્ર પ્રભુનું કેટલું બધું સ્મરણ કરવું જોઇએ ?

ચારે તરફથી મંદમંદ શીતળ સમીર વહી રહ્યો છે. પાછલી રાત્રિ સુધી નિદ્રાદેવીની કૃપાથી વિમુખ રહેલાં રોગપીડિત માણસો પણ અત્યારની ખુશનુમા હવાથી ગુલાબી નિદ્રાનો અનુભવ કરી ક્ષણભર દુઃખ ભૂલીને સૂતાં છે.

એવા સમયમાં એક દુઃખી સ્ત્રી વ્યાકુળચિત્તે એક ઓરડામાંથી બીજા ઓરડામાં આવ–જા કરતી, કદી કદી ઓરડાનાં બારણાં ઉઘાડી આતુરતાથી દૂર સુધી જાણે કોઇના આગમનની વાટ જોતી હોય તેમ નજર ફેંકતી અને ક્ષણવાર પછી વળી ત્યાં પણ ઊભા રહેવાની ધીરજ નહિ રાખી શકવાથી અંદર જતી અને વળી બહાર આવતી નજરે પડે છે. છેલ્લી વારે તે એક ઓરડાનાં દ્વાર બહુજ ધીમેથી ઊઘાડીને અંદર ચાલી ગઈ.

ત્યાં એક નાનીસરખી પલંગડી ઉપર સ્વચ્છ વસ્ત્રથી ઢંકાયલું એક સુંદર બાળક સૂતું છે. તેના માથા આગળ ગુપચુપ બેસી જઇને તે રમણી નેત્ર બંધ કરીને શાંતિદાતા, ભક્તવત્સલ ભગવાનની પ્રાર્થનામાં નિમગ્ન થઇ. પ્રાર્થના કરતાં કરતાં તેનો કંઠ રૂંધાઈ ગયો અને આંખોમાંથી અવિરામ અશ્રુધારા વહી રહી. એટલામાં ક્ષીણ સ્વરથી એક 'હાય'નો સ્વર સંભળાયો. તરતજ તે સ્ત્રી ધ્યાનભંગ થઈ અને સફાળી ચારે તરફ જોવા લાગી. ક્ષણભર તેને એવો ભાસ થયો કે, કોઇ દેવદૂત તો મને શાંતિ આપવા નથી આવ્યો ? પણ બીજીજ ક્ષણે તેના ધ્યાનમાં આવી ગયું અને તરતજ તે પેલા બાળક તરફ અનિમેષ નયનથી જોઈ રહી તથા હલકે હાથે તેનાં વસ્ત્ર ખસેડવા મંડી ગઇ.

વાચક! કહેવાની જરૂર છે કે, આ રમણી પેલા બાળકની માતા છે? બાળક ત્રણચાર મહિનાથી ઘણું અસ્વસ્થ રહે છે. દિનપ્રતિદિન તેનો વધતો જતો રોગ પ્રતીતિ કરાવે છે કે, હવે એ બાળક જલદીજ પોતાની વિધવા માતાનાં દુઃખોમાં પુત્રવિયોગના દુઃખનો ઉમેરો કરાવશે. પતિના અવસાન પછી દુઃખી માતાના જીવનનો આ એકલો આશાતંતુ પણ હવે તૂટી જવાની તૈયારીમાં હતો.

(૨)

દિવસ વીતી ગયો અને રાત્રિનો અંધકાર જગતમાં ફેલાવા લાગ્યો છે. એવા સમયમાં પેલી રમણી એક બળતા દીવાની સામે કપાળે હાથ દઇને બેઠી છે. તેની આંખોમાંથી બોર બોર જેવાં આંસુઓ વહી રહ્યાં છે. હાય! આજે તેના પ્રિય પતિની પ્રતિમુર્તિ, તેનું હૃદય કે આત્મા જે કહો તે એકાએક વિલીન થઈ ગયું છે! **लिखितमपि ललाटे प्रोज्झितुं कः समर्थः**!–લલાટમાં લખાયેલું ભૂંસી નાખવાને કોણ સમર્થ છે?"

તેનાં અશ્રુભર્યાં નયન ચારે તરફ ફરી રહ્યાં છે, પણ આજે તે કશું પણ દેખી શકતી નથી. એવામાં એકાએક બાલ્યાવસ્થામાં પોતાની માતાના મુખથી સાંભળેલા એક વાક્યનું તેને સ્મરણ થઇ આવ્યું કે, "જ્યારે તમે કોઇ ઘોર ચિંતામાં ડૂબી ગયાં હો, ત્યારે પરમાત્માનું સ્મરણ કરો."

આ વાતના સ્મરણમાત્રથી પણ તેનામાં કોઇ નવીન બળનો સંચાર થયો. તરતજ તે પ્રભુસ્મરણમાં લીન થઈ. પ્રાર્થના કર્યા પછી તેને કંઇક શાંતિ મળી, પરંતુ તે ક્ષણિકજ હતી. વળી તે પાછી શોક અને દુઃખથી ઘેરાઇ ગઇ! ઘડીકમાં તે બાળકના પારણા તરફ નજર નાખતી, તો ઘડીકમાં રમકડાં તરફ દૃષ્ટિ ફેંકતી; પરંતુ તેની નજર જેને શોધતી હતી, તેનું દર્શન તો આજે નજ થઈ શકયું. માતાના હૃદયદીપકની સાથે તેના ગૃહદીપકની જ્યોતિ પણ ઝાંખી થઇ ગયેલી હતી!

(૩)

દિવસ ઉપર દિવસ વીતવા લાગ્યા, છતાં માતાના શોકમાં તલમાત્ર ફેર પડ્યો નહોતો. 'દુઃખનું ઓસડ દહાડા' એ કહેવત અહીં ખોટી પડી. ખરેખરઃ—

"વિયોગે ભૂલાયે પ્રીતિ, જન વૃથા એમ વદતાં;
ભૂલાયે, ભૂંસાયે, પ્રીતિ નહિજ એ સ્વાર્થ સ્વપ્નાં!" ×

× કલાપી

આખું જગત જ્યારે શાંતિમાં ઘોરતું હોય છે, ત્યારે પણ એ માતાના હૃદયને શાંતિ ન હતી. દરરોજ અધીં અધીં રાત્રિ સુધી તે શોકમગ્ન થઈને દીવાની સામે નિઃસ્તબ્ધપણે બેસીજ રહેતી.

આજે પણ મધ્યરાત્રિએ તે એજ પ્રમાણે વ્યગ્ર ચિત્તથી બેઠી છે અને દીવાનાની પેઠે એકીનજરે વાદળ તરફ જોઇ રહી છે. એકાએક તેની સામે એક શ્વેત વાદળનો ટુકડો આવતો જણાયો. એ મેઘખંડની અંદરથી તેનો બરફ જેવા શ્વેત કપાડાથી વીંટાયલો વહાલો પુત્ર ઊતરી આવીને પોતાની નાનકડી ગોદડી ઉપર બેસી ગયો હોય અને માતાની સામે સ્નેહપૂર્ણ નજરથી એકીટશે જોઇ રહ્યો હોય એવો તેને ભાસ થયો ! આથી માતા પહેલાં તો જરા ડરી ગઇ, પણ પછી તેના મુખમાંથી નીચે પ્રમાણેના શબ્દો નીકળી પડયા, "ભાઇ ! આ મૃત શરીરમાં તું તારા શાંતિધામમાંથી નીકળીને કેવી રીતે આવ્યો ? તારા જીર્ણ અસ્થિપીંજરમાં જીવનસંચાર થવો હવે તો અસંભવિતજ છે. ત્યાં જા અને નિરાંતે આરામ લે." બાળકના સૂકા હોઠ ઉપર જરાક હાસ્યરેખા જણાઇ અને ધીમા સ્વરે તે બોલ્યો: "નહિ માતા ! જ્યાંસુધી તારો શોક ઓછો થાય નહિ, ત્યાંસુધી હું અહીંથી જઇ શકીશ નહિ. શાંતિસદનમાં શાંતિથી રહેવા ઘણોયે પ્રયત્ન કર્યો, પણ તેમ જરા પણ બની શકયું નહિ. તારાં નેત્રોમાંથી વહેતી શોકપૂર્ણ અશ્રુધારાથી મારું કફન તદ્દન ભીંજાઇ ગયું છે, તેવી શરદીમાં મને કેવી રીતે ઊંઘ આવી શકે ?"

આ સાંભળીને માતાએ ઘણા સાહસપૂર્વક બોલવાનો પ્રયત્ન કર્યો અને કહ્યું કે, "બેટા ! તારાં આ તેજસ્વી નયન અને સરળ વચનો મારા હૃદયમાં દુઃખ સહન કરવાની નવીન શક્તિ ઉપજાવે છે. જો તને મારાં આંસુઓથી કષ્ટ થાય છે, તો હું એને સૂકવી નાખું છું. જો મારાં નેત્રો તારી નિદ્રામાં વિઘ્નરૂપ થતાં હોય, તો હું તેને બહાર કાઢી નાખીશ અને જો મારું હૃદય તારી શાંતિનો ભંગ કરતું હોય, તો હું તેને ચીરી નાખીશ. હું મારી જાત ઉપર ઘણી શરમાઉં છું. બેટા ! તું જા, સુખે શાંતિ મેળવ !"

માતાનું કથન પૂર્ણ થતાંજ તે વાદળનો ટુકડો દેવદૂતના આકારમાં ફેરવાઇ જઇ અંતિમ વિદાયની નજરથી જોઇને "પરમાત્મા તારું રક્ષણ કરો" એવા માતાના આશીર્વાદ લઇને અદશ્ય થઇ ગયો !



# ૨૧–કોઈ ભૂખ્યાને ખવડાવો

## ઉચિત દાનનો મહિમા

(૧)

"પ્રિયે! જે મુર્ખ છે તેનું હૃદય શૂન્ય છે અને જે પુત્રહીન છે, તેનું ઘર સૂનું છે. જો એક કાણી દીકરી પણ આપણને હોત...."

નગરશેઠ રતનચંદે એટલું કહેતામાં તેમનાં પત્ની હીરાબાઇએ વાત ઉપાડી લીધીઃ "હા! કદાચ થઇને મરી જાય તોએ ઠીક; પણ વાંઝિયામહેણું તો ન રહે."

રતનચંદ ઊંડો નિઃશ્વાસ નાખી બોલ્યાઃ "હાય! સંતાનને માટે શું શું નથી કર્યું? કેટલો પૈસો ખરચ્યો! પરંતુ સઘળુંજ વ્યર્થ!!"

હીરા સજળનયને બોલીઃ "હજી પણ કોઇ એક પુત્ર અમને અપાવી દે, તો મોંમાગ્યા પૈસા લઈ જાય. હાય દેવ! મારું આ જીવન શા કામનું? જ્યારે હું કોઈનું બાળક હસતું–રમતું જોઉં છું, તો મારી છાતી ફાટી જાય છે અને જ્યારે કોઇ સોહાગણ મને વંધ્યા સમજીને મારો તિરસ્કાર કરે છે, ત્યારે તો મને રડવુંજ આવી જાય છે."

શેઠજીઃ "પ્રિયે! કોઇના સેંથામાં સિંદૂર દેખીને પોતાનું માથું ફોડવાથી શો લાભ?"

હીરાઃ "પ્રાણનાથ! મેં તમને કેટલીએ વાર કહ્યું કે, તમે એક દિવસ બાબા હરનામદાસ પાસે જાઓ અને તેમને હાથ બતાવો; પણ તમે માન્યું નહિ!"

રતનચંદઃ "પ્રિયે! ઘણુંએ બતાવ્યું, સંભળાવ્યું, હોમ, યજ્ઞ, દાન–પુણ્ય કર્યાં, પરંતુ કંઇ લાભ થયો નહિ."

હીરાઃ "કાલે આપણા પાડોશવાળી ગંગા બાબાજી પાસે ગઈ હતી, તેણે પોતાની જન્મપત્રી બતાવતાં બાબાજીએ કહ્યું કે,

તેં પેલા જન્મમાં કોઇનું સોનું ચોર્યું હતું, તેથી તારાં સંતાન જીવતાં નથી. સ્વામિ! હું પ્રાર્થના કરું છું કે, તમે કાલે જઈને તેમને કંઇ ઉપાય પૂછો, કે જેથી આપણે ઘેર પણ પુત્ર–પુત્રી થાય."

ધનવાન રતનચંદજી પુત્રની લાલસામાં બીજે દિવસે સ્નાનસંધ્યા કરીને એક થાળમાં મેવા–મીઠાઇ ભરીને 'સિદ્ધિદાતા ગણેશ' બોલતા બોલતા બાબા હરનામદાસજીના સ્થાનકે ગયા.

બાબા હરનામદાસ એક સાચા, નિષ્કામ, સિદ્ધ સાધુ હતા. થોડા સમયમાં શેઠ રતનચંદ તેમના આશ્રમમાં પહોંચ્યા. ત્યાં મોટી ભીડ મચી રહી હતી. શેઠજીએ ભેટનો થાળ આગળ ધર્યો; પરંતુ બાબાજીએ તેની કંઇ પરવા કરી નહિ. એક ચેલાએ થાળ ઉઠાવી લીધો અને અંદર લઈ ગયો. એટલામાં એક યુવતીએ હાથ જોડીને બાબાજીને કહ્યું "સ્વામીજી! મારી એવી મનોવાંછના છે કે, મારા પતિ મારી આજ્ઞા પ્રમાણે ચાલે. હું ઊઠ કહું તો ઊઠે અને બેસ કહું તો બેસે."

બાબાજી હસીને બોલ્યાઃ "માઇ! જો તું એવું ઇચ્છે છે તો જા, તારા પતિની નિશદિન સાચા મનથી સેવા કર, તેના પર સાચો પ્રેમ રાખ અને પતિવ્રતાના ધર્મ પાળ; એટલે તારો પતિ જરૂર તારે આધીન બની રહેશે."

કેટલાંય માણસોની વાતો પૂરી થયા પછી શેઠજીએ પોતાની મનોકામના પ્રગટ કરી અને એક પુત્રની પ્રાપ્તિ માટે ઇચ્છા બતાવી. બાબાજી બોલ્યાઃ "શેઠજી! જાઓ, કોઇ ભૂખ્યાને ખવડાવો, ઈશ્વર તમને પુત્ર આપશે."

શેઠજી બોલ્યાઃ "કોઇ ભૂખ્યાને? મહારાજ! મેં આ મનોવાંછનાની તૃપ્તિ માટે એક તો શું પણ હજારો સાધુ, બ્રાહ્મણ, ભિખારી વગેરેને ખવડાવ્યું, સદાવ્રત ચલાવ્યાં; પરંતુ મારો હેતુ પાર પડચો નહિ."

બાબાજીઃ "તમે જેમને ખવડાવ્યું હતું તેઓ ભૂખ્યા ન હતા. જાઓ, કોઇ ભૂખ્યાને ખવડાવો."

શેઠજીએ કહ્યુંઃ "મહારાજ! કોઇનું પેટ ચીરીને તો ભૂખ્યા ધરાયા જોઈ શકાય નહિ; પણ જેઓ ભોજનને માટે આવતા, તેમને મેં અનેક વાર જમાડચા છે."

પરંતુ બાબાજીએ પુનઃ એમજ કહ્યું કે, "શેઠજી! જાઓ, કોઇ ભૂખ્યાને ખવડાવો."

શેઠજી ત્યાંથી નિરાશ અને ઉદાસ થઇને પાછા ફર્યા અને મનમાંજ કહેવા લાગ્યા કે, "બાબાજીની આ બધી વાતોજ છે, કોણ જાણે કેટલાએ ભૂખ્યા ખાઇ ગયા, શું કોઇનો પણ આશીર્વાદ નહિ ફળ્યો ? શેઠજીએ જઇને બધો વૃત્તાંત શેઠાણીને કહ્યો અને ભૂખ્યાની તલાશ કરવા લાગ્યા.

(૨)

## રામલાલ અને શ્યામલાલ

શ્યામલાલ–રામલાલ ! કાલે તું બજારમાંથી એક દોઢ રૂપિયાની નવી ધોતલી લાવ્યો ?

રામલાલ–હા ભાઇ ! શું કરું ? મારી ધોતી એવી છિન્નભિન્ન થઈ ગઇ હતી કે, હવે જરા પણ પહેરવા લાયક રહી નહોતી.

શ્યામલાલ–એ સાચું છે, પરંતુ ભાન છે કે, 'ભેખથી ભીખ મળે છે ?' જો તું તારા દેશથી ભીખ માગવા આવ્યો છે. તો તને આવાં ઊજળાં કપડાં પહેરવાનું શું પ્રયોજન ? 'દેશમાં ચોરી પરદેશમાં ભીખ.' જ્યારે આપણે દેશ જઈએ, ત્યારે સારી પેઠે ખાવું પહેરવું પણ હમણાં તો માગી–તાગીને કરો એકઠું."

રામલાલ–આપ મારા મુરબ્બી છો. જે કહો તે મને માન્ય છે.

શ્યામલાલ–ભાઈ રામલાલ ! જ્યાંસુધી ભીખ માગવી છે, ત્યાંસુધી દરિદ્ર અને દુઃખી બની રહેવું. જો કોઇ સારી ચીજ ખાવાનું મન થાય, તો રાત્રે બારણાં બંધ કરીને કોઇ જાણે નહિ તેમ ચોરીથી ખાવું. હાં, ભલા એ તો કહો કે, કાલે એકઠા થયેલા રૂપિયા આપણે ગણ્યા હતા તે કેટલા હતા ?

રામલાલ–એક સો ને એક.

શ્યામલાલ–એને જમીનમાં દાટી દીધા ?

રામલાલ–હાજી.

શ્યામલાલ–તમે કાંઇ ખાધું ?

રામલાલ–હાજી; આજે તો બાસૂંદીપૂરી લાવીને સંતાઈને ભોગ લગાવ્યો.

શ્યામલાલ–અરે ! તમે તો વ્યર્થ પૈસા ઉડાવો છો. ઠીક, લો ચાલોહવે શરીરે ભભૂત લગાવી દો અને ફાટયાંતૂટયાં કપડાં પહેરી માગવા નીકળો.

બન્ને વેશધારી શિયાળ આ પ્રમાણે વાતો કરી રહ્યા હતા, એટલામાં દૂરથી શેઠ રતનચંદના માણુસને આવતો જોયો.

શ્યામલાલે તેને સંભળાવી સંભળાવીને રામલાલને કહેવું શરૂ કર્યું: "ભાઈ! બે દિવસથી એક કોડી પણ ક્યાંયથી મળી નહિ. હવે ભૂખે રહી શકાતું નથી, ચાલો કોઇ ઠેકાણે માગવા જઇએ."

શેઠના માણસે પાસે આવીને કહ્યું: "નહિ, નહિ; ક્યાંય ન જશો, મારી સાથે આવો. અમારા શેઠ તમને બોલાવે છે. તમારા જેવા ભૂખ્યાને ખવડાવવાને માટે તે આતુર થઈ રહ્યા છે."

એ સાંભળી બન્ને બોલ્યા: "ખરેખર, અમે ભૂખ્યાજ છીએ; ચાલો શેઠજીની જય થાઓ." બન્ને ભાઈ રૂપિયા દાટવા છતાં ભૂખ્યા બનીને મફતનો માલ ખાવા ગયા!

શેઠ રતનચંદે રામલાલ, શ્યામલાલ અને એના જેવા બીજા કેટલાકોને એક વરસ સુધી જમાડ્યા. સઘળા ખાઇપીને અલમસ્ત થયા; પરંતુ શેઠજીને કંઇ પણ ફળ મળ્યું નહિ. લાચાર થઇને શેઠજી બાબા હરનામદાસ પાસે ફરીથી ગયા. બધી હકીકત કહી, પરંતુ બાબાજીએ તો ફરીથી એમજ કહ્યું કે, "શેઠજી! જ્યાંસુધી તમે ભૂખ્યાને નહિ ખવડાવો, ત્યાંસુધી સંતાન પામશો નહિ." આથી શેઠજી બોલ્યા: "હું હમણાં પણ અનેક ભૂખ્યાઓને ખવડાવી ચૂક્યો છું."

બાબાજી–તેઓ ખરા ભૂખ્યા ન હતા.

શેઠજી–ત્યારે હવે હું ખરો ભૂખ્યો ક્યાંથી લાવું? શું નગરમાં ઢંઢેરો પિટાવું?

બાબાજી–એથી પણ કાંઇ વળશે નહિ, ખરો ભૂખ્યો તો શરમાશે અને તમારે ત્યાં કદી પણ ખાવા આવશે નહિ.

શેઠજી–તો પછી?

બાબાજી–આપ અક્કલથીજ તેને ઓળખો અને પ્રેમપૂર્વક સમજાવી, લઇ જઇને તેને સંતુષ્ટ કરો.

શેઠજી ત્યાંથી પાછા ફર્યા અને રસ્તામાં વિચાર કરવા લાગ્યા.

( ૩ )

## લાચાર લાલાજી

"હાય! રામ! આજે પણ કંઇ કોઇ ધંધો મળ્યો નહિ! અરે! શું મારા દુર્ભાગ્યથી આ નગર કંગાલ થઇ ગયું છે! હવે હું ક્યાં જાઉં? કોને કહું? શું હું કોઇ પાસે ભીખ માગું? કોઇની આગળ હાથ લાંબો કરું? નહિ, નહિ; એ તો મારાથી કદી પણ

બનશે નહિ. હાય! તો પછી આ પાપી પેટને કેવી રીતે પાળું? એક દહાડો એવો હતો કે જ્યારે હું ચાર જણને જમાડીને જમતો અને આજે મારેજ ખાવાનું ઠેકાણું નહિ!"

ફાટયાંતૂટયાં જૂનાં મેલાં કપડાં પહેરીને હેરાન થયેલો, ત્રાસ પામેલો, દુર્બળ અને દુઃખી લાલાજી નદીને કિનારે બેસી આ પ્રમાણે નિસાસા મૂકી રહ્યો હતો. તેના ચહેરા અને દેખાવ ઉપરથી સાફ માલૂમ પડતું હતું કે, તે સાચો નિષ્કપટી ક્ષુધાતુર છે!

લાલાજીએ દીર્ઘશ્વાસ લઈ કહ્યું: "હવે તો ભૂખના માર્યા રહી શકાતું નથી; પણ શું કરું? ખેર, ચાલ થોડું પાણી તો પી લઉં!"

એમ કહીને લાલાજી ઊઠ્યો અને નદી તટ તરફ ચાલતો હતો, એટલામાં તેને પાછળથી કોઇએ પકડી લીધો: "નહિ, નહિ, થોભો ભૂખ્યા પેટે પાણી ન પીશો."

એ કોણ? આ તેજ શેઠ રત્નચંદ હતા, જેમણે ભૂખ્યાની શોધખોળમાં આવીને પાછળ ઊભા રહી લાલાજીની સઘળી વાતો સાંભળી લીધી હતી.

શેઠજીએ કહ્યું-ખાલી પેટે પાણી ન પીઓ, ચાલો મારે ત્યાં ભોજન કરો.

લાલા-હું કોઈ બ્રાહ્મણ નથી, ભિખારી નથી!

શેઠ-પણ આપ ભૂખ્યા છો અને ભોજન ભૂખ્યાનેજ માટે છે.

લાલા-હાં. હું-હું-હું ભૂખ્યો છું, અભાગી છું. એટલું કહીને લાલાજી લજ્જિત થઈ નીચું જોઈ રહ્યો.

શેઠ-ચિંતા નહિ; આપ ચાલો. મારા ઘરને આપનું પોતાનુંજ સમજો.

લાલા-હું ચાલું ખરો, પરંતુ મને કંઇ પણ કામ સોંપો, તો મફત આપનું અનાજ નહિ ખાઉં, હું હરામખોર નથી.

શેઠ-હું આપને જમાડીને તેનો બદલો લઇ શકું એમ નથી, તેથી કંઇ કામ તો સોંપી શકીશ નહિ!

લાલા-શું આપ નોકર-ચાકર નથી રાખતા?

શેઠ-રાખું છું, પણ આમાં કંઈક ભેદ છે. આપ કેટલાક દિવસ મારા મહેમાન બનીને રહો, એવું હું હાથ જોડીને આપની પાસે માગું છું. મારી પ્રાર્થના માની આભારી કરશો.

આવા સમયમાં જ્યારે કોઈ કોઇને પાણીનો ભાવ પણ પૂછતું નથી, ત્યારે શેઠજીની આવી વાત સાંભળીને લાલાજી જરા ગભરા-

મણુમાં પડચો. તેણે સંકુચિત મને કહ્યું: "આપની સાથે મારો પરિચય નથી તોપણ...."

શેઠ—ચિંતા નહિ; આપ શરમાશો નહિ, મારી સાથે પધારો.

લાલા—ઠીક, ચાલો. કોઇનું દિલ દુભાવવું એ પણ મહાપાપ છે; પરંતુ જ્યારે હું કંઇ કામ મેળવી શકીશ, ત્યારે પછી આપને ત્યાં જમવા નહિ આવું-મંજૂર છે?

"હા, કબૂલ! કહીને શેઠજી લાલાજીને ઘેર લઇ ગયા અને આદરમાનથી કેટલાક દિવસ સુધી તેને પોતાને ત્યાં રાખ્યો. મહિના પછી વિદિત થયું કે, શેઠજીની આશા કંઇક ફળીભૂત થતી લાગે છે.

યોગ્ય સમયે શેઠજીને ત્યાં ચંદ્ર જેવો પુત્ર જન્મ્યો. શેઠજીના આનંદનો પાર રહ્યો નહિ. તે બાબા હરનામદાસ પાસે ગયા, તેમને પગે પડચા અને પુત્રજન્મની વધાઇ કહી.

બાબાજીએ હસીને કહ્યું: "જુઓ શેઠજી! છેવટે તમને એક ખરો ભૂખ્યો મળી ગયો અને તમારો અર્થ સિદ્ધ થયો. યોગ્ય દાનનું ફળ આવું છે. શેઠજી! શરીરની શોભા સ્નાનથી, મનુષ્યની શોભા જ્ઞાનથી અને હાથની શોભા દાનથી છે; પરંતુ આપણા દેશમાં ઉચિત દાન-સુપાત્રે દાન નથી થતું. માલમતાદાર પુરોહિતને કુમાર્ગે ધન ઉડાવનારા મહંતોને અને નામનાજ ગુરુજી કહેવડાવનાર દંભીઓને દાન આપવામાં આવે છે; જ્યારે વિદ્યાર્થીઓ, બિચારાં આંધળાં, લૂલાં, લંગડાં, ઘરડાં-ખોખરાં, અશક્ત, રોગી, દુઃખી અને લાચારની કોઇ પણ ખબર લેતું નથી. યાદ કરો ભગવાન શ્રીકૃષ્ણનું વચનઃ—

दरिद्रान्भर कौंतेय मा प्रयच्छेश्वरे धनम् ।
व्याधितस्यौषधं पथ्यं निरुजस्य किमौषधैः ॥

હે કૌંતેય-અર્જુન! દરિદ્રોને આપ, શક્તિવાળાને આપીશ નહિ. રોગીઓને ઔષધ હિતકારક છે, પણ તંદુરસ્તને શું?





# ૨૨–શુભાનાં લગ્ન થયાં કે?

રાવસાહેબ નારાયણરાવ બહુજ જૂના વિચારના ગૃહસ્થ હતા; પરંતુ તે સરકારી નોકરીમાં હતા, ત્યારે સાહેબ લોકોના પરિચયમાં ઘણું આવવું પડવાથી તેઓએ પોતાના દક્ષિણી વેષમાં કેટલોક સાહેબશાઇ વેષ ઉમેરી દીધો હતો અને તેઓ દર પ્રસંગે મોટી લાલ બ્રાહ્મણિયા પાઘડી, લીલો અંગરખા જેવો કોટ, પીળા સુરવાળ જેવું પાટલૂન, મેલાં, જૂનાં ને પગની પાનીઓ દેખાય તેવાં ધોળાં મોજાં ને શુદ્ધ પૂનાશાઇ દક્ષિણી જોડા ચડાવીને બહાર નીકળતા. કદી કદી પાટલૂનમાં ધોતિયું પહેરેલું હોય, તો તેનો એકાદ છેડો ઉપરથી કે નીચેથી ડોકિયાં કરતો; પરંતુ રાવસાહેબના પહેરવેશ ઉપર પ્રસ્તુત લેખ ન હોવાથી આ રસિક ને ચિત્રવિચિત્ર વિષય છોડી દઇને, તેમના એકના એક દીકરા રંગરાવનાં લગ્ન, શુભા નામની કન્યા સાથે થયાં કે કેમ, તે આપણે જોઇએ.

વાચકો સ્વાભાવિક રીતે પૂછશે કે, શુભા કોણ? શુભા એ રાવસાહેબ નારાયણરાવનાજ ગામની રહેવાશી કન્યા છે અને તેનાં માબાપ ઘણાં સાધારણ સ્થિતિનાં છે. શુભાના બાપનું નામ લક્ષ્મીરાવ છે; પરંતુ તેમને લક્ષ્મી સાથે બરોબર બનાવ નહોતો. છતાં પરમેશ્વરનો ઉપકાર એટલોજ માનવાનો હતો કે, તેમને ત્યાં સંખ્યાબંધ છોકરાં પણ નહોતાં, તેમને શુભા ને આનંદરાવ બેજ બાળક હતાં. આનંદરાવને હાલમાં સરકારી ઑફિસમાં રાવસાહેબ નારાયણરાવે ગોઠવી અપાવ્યો હતો અને દર મહિને રોકડા બાર રૂપિયાનો મહાભારત પગાર શરૂ કરાવી દીધો હતો. શુભા પણ હવે પરણવા લાયક ઉંમરની થઇ ગઇ હતી; પરંતુ માબાપની ગરીબાઇને લીધે તેનો જલદી વિવાહ થતો નહિ. છેવટે રાવસાહેબ નારાયણરાવના દીકરા સાથે જન્માક્ષર બરાબર મળ્યા, તેથી રાવસાહેબે શુભાનાં માબાપની ગરીબી પર નજર રાખીને અને પોતે આનંદરાવને માસિક બાર રૂપિયાનો મહાભારત પગાર અપાવીને

જે મહાન ઉપકારનો વરસાદ વરસાવ્યો હતો, તેના ફળરૂપ રૂપિયા બે હજારની, ન્યાતના રિવાજ કરતાં સહેજ વધારે, પણ રાવસાહેબની કીર્તિ ને લોભના પ્રમાણમાં કાંઇજ નહિ, એવી થોડીઘણી પહેરામણી નક્કી કરીને શુભાનાં લગ્ન રંગરાવ સાથે કરવાનું છેવટે નક્કી કર્યું.

રંગરાવ ને આનંદરાવ બન્ને સમાન વયના હોવાથી નાના હતા, ત્યારે એકજ શાળામાં ભણતા હતા. આનંદરાવના સુશીલ સ્વભાવને લીધે બન્ને વચ્ચે ઘાડો સંબંધ બંધાયો હતો. રંગરાવ હાલમાં બી. એ. કલાસમાં અભ્યાસ કરતો હતો ને નવી દુનિયાના રંગનો પાસ લાગવાથી તેનાં આચરણ નહિ પણ વિચાર બદલાયેલા હતા. તે તેના પિતાના જેવોજ આસ્તિક, ધાર્મિક અને ભાવિક હતો; પરંતુ તેના લગ્નસંબંધી વિચાર એવા હતા કે, પહેરામણી લેવાથી ન્યાતની ખરાબી છે. તેથી તે ન લેવી જોઇએ અને લગ્નમાં બહુ ધામધૂમ ન થતાં તે બહુજ શાંત રીતિએ થવાં જોઇએ. આનંદરાવની સ્થિતિ જોતાં તેના વિચારને પૂરતો ટેકો મળ્યો. તેથી શુભા સાથે પોતાનું લગ્ન તો કરવુંજ, પણ તેના બાપની પાસેથી પહેરામણી ન લેવી તથા તેને નાહક ખર્ચમાં ન ઊતરવું પડે એટલા માટે વરપક્ષનાં ને કન્યાપક્ષનાં માણસો ઘણાં જૂજ આવે, એવી યુક્તિઓ તેણે ગોઠવવા માંડી.

પહેલાં તો તેણે પહેરામણી ન લેવા રાવસાહેબને ઘણી નમ્ર વિનતિ કરી; પણ જમાનાના ખાધેલા રાવસાહેબ આવું સહેજે મળતું દ્રવ્ય મૂકી દે એવા હતા કે? તેમણે રોકડો જવાબ આપી દીધો કે, આજકાલનાં બાળકો તમે ન સમજો. શું ઘરડાં માણસો ગાંડાં હતાં કે, તેમણે આવા ચાલ પાડયા? વગેરે વગેરે વચન સાંભળીને રંગરાવને પોતાની તીવ્ર અક્કલનો ઉપયોગ કરવો, એટલુંજ હવે બાકી રહ્યું.

છેવટે રંગરાવે ઘણો વિચાર કર્યા પછી કોને કોને કંકોત્રીઓ મોકલવાની છે, તેમનાં નામ તથા કંકોત્રીઓનો મુસદ્દો રાવસાહેબ પાસેથી મુંબઇમાં નવી ફેશનમાં છપાવવાના બહાને લઈ લીધો. પુત્રને ખુશ રાખવા ખાતર રાવસાહેબે તે વાત કબૂલ રાખી, તેમજ આનંદરાવનાં માબાપને પણ નવી ફેશનમાં કંકોત્રીઓ છપાવીને તેઓ નામ આપે તેમને બીડવાનું કામ પોતે માથે લીધું. બારોબાર ખર્ચ નીકળશે એમ સમજી ભિક્ષુક સસરાએ વાંધો લીધો નહિ.

રંગરાવે રાવસાહેબે આપેલી કંકોત્રીના મુસદ્દામાં નીચે પ્રમાણે તાજાકલમ ઉમેરી દીધી.

"તા૦ ક૦ આ કંકોત્રી જૂના વખતથી ચાલતા આવેલા રિવાજ મુજબ લખવામાં આવી છે; પરંતુ આપણા સમાજસુધારકને જૂના વખતથી ચાલતાં આવેલાં રુઢિબંધનો બંધનકારક નથી.

લી૦ સ્નેહાંકિત...."

રાવસાહેબ સાહેબ લોકોને ખુશ કરવાની ખાતર પ્રત્યેક સમાજ સુધારણાની બેઠકમાં હાજર થતા અને પ્રસંગોપાત્ત લાંબાં લાંબાં ભાષણો આપી સમાજને, સુધારક પત્રોને તથા સાહેબ લોકોને છેતરતા, તે વાતથી રંગરાવ અજ્ઞાત નહોતો; તેથી તેણે ઉપર મુજબ કંકોત્રીમાં સુધારો કર્યો. તેમ બનવાથી ઘણા લોકો જાનમાં આવતા અટકી ગયા !

તેની સાથે સુધારકપત્રોમાં, રાવસાહેબે પહેરામણી વિરુદ્ધ ભાષણો કરેલાં, તેમાંથી ઉલ્લેખો ટાંકી ટાંકીને લેખ ઉપર લેખ રંગરાવે મોકલવા માંડ્યા અને જે રાવસાહેબ જૂના વિચારના હોવા છતાં સૌમાં નવા જમાનાના ગણાતા હતા, તેમની હાંસી થવા લાગી. છેવટે એક લેખમાં ત્યાંસુધી આવ્યું કે, "રાવસાહેબે પોતે બોલેલાં વચનોનો ભંગ કર્યો છે, તેથી તેમને ત્યાં લગ્નપ્રસંગમાં કોઇ પણ માણસે જવું નહિ."

ઉપર પ્રમાણે આક્ષેપો થતા જોઇને રાવસાહેબ ગભરાઈ ગયા. આનંદરાવના પિતાએ કંકોત્રીના આપેલા મુસદ્દામાં રંગરાવે ઘણો ફેરફાર કરી નાખ્યો હતો, તેથી તે આખી કંકોત્રી નીચે આપવાનું વાજબી લાગે છેઃ—

"સદા રા. રા. સર્વગુણસંપન્ન મહેરબાન મહાશય,—

"વિ૦ વિ૦ જે અમારી પુત્રી ચિ૦ સુભદ્રાનાં લગ્ન છેવટે રાવ સાહેબ નારાયણરાવના પુત્ર રંગરાવ સાથે માહા સુદ ૫ ને વાર રવિ તા૦ ૨૫ જાનેવારીનાં ઠર્યાં છે. તે પ્રસંગે આપને ખાસ પધારવાની વિનતિ છે; કારણ કે રાવસાહેબે ઘણાં ઘણાં ભાષણો પહેરામણી વિરુદ્ધ કર્યાં છે, છતાં તેઓએ અમારી પાસેથી રૂ. ૨૦૦૦ ) પહેરામણીના માગ્યા છે. તે બાબત હું આપ સર્વની હાજરીમાં તેમની ધૂળ ઝાટકી નાખવાનો છું; માટે અવશ્ય આવવું.

"આપ અમારી સ્થિતિ જાણો છો, માટે આપ ત્રણ દિવસ ચાલે એટલું ભાથું સાથે લાવશો અને કાંઇક વધારે પણ લાવશો, કે જેથી

વિદાયગીરી વખતે કાંઇક તમને બાંધી આપવા જોગું રહે.

"છોકરાંઓને લાવશો નહિ અને કદી લાવો તો તેમને ખા, ખા ન કરવાની ખાસ સૂચના કરશો; કારણ કે પ્રત્યેક જાજરૂ પર "અંદર જવાની મનાઇ છે" એવાં પાટિયાં ચોડી મૂકયાં છે. વધુ વિચાર કરતાં જણાય છે કે, લગ્નના વખતમાં ફાનસ લઇને આંટાફેરા ખાવા તથા વરઘોડામાં ફરવા માટે છોકરાંની જરૂર પડશે, માટે, ફાનસ તથા છોકરાંને લેતા આવશો; પણ તેમને ઉપર પ્રમાણે સૂચના આપી મૂકશો.

"બીજું આપના તરફ બટાટા ઘણા સારા થાય છે, તો આપ એક મણ લેતા આવશો; કારણ કે લગ્નપ્રસંગમાં જરૂર પડશે. આપને ખોટું લાગતું હશે, તો અર્ધી કિંમત એક વરસ પછી આપીશ. એજ....પધારશો તો ખાવા કરતાં જોવાની ઘણી મજા પડશે!

લી૦ લ. વા. ર.( શુભાના બાપ )"

આવી કંકોત્રીઓ જાય એટલે કોઇ આવે પણ નહિ અને આવ્યું પણ નહિ. છેવટે લગ્નને દિવસે વર ને વરનાં માબાપ, થોડાક ઢોલી ને સુધારકપત્રોના બે રિપોર્ટરો; એટલો વરઘોડો કન્યાને માંડવે ધીમે ધીમે ગયો. કન્યાને માંડવે પણ કન્યા, કન્યાનાં માબાપ અને આનંદરાવ સિવાય આવકાર આપવા કોઈ હતુંજ નહિ.

રંગરાવે છેવટે બે રિપોર્ટરોની ઓળખ પોતાના પિતા રાવસાહેબને કરાવી દીધી ને તે શા હેતુથી આવ્યા હશે, તે પણ સૂચવી દીધું; તેથી રાવસાહેબે પહેરામણી માંડી વાળી અને શુભાનાં લગ્ન નિર્વિઘ્નપણે થયાં. સુધારકપત્રોએ પૂરતી તજવીજ કર્યા સિવાય રાવસાહેબ પહેરામણી લેશે, એવો આરોપ તેમના પર મૂકાયો, તે માટે બે રિપોર્ટરોએ ક્ષમા માગીને લાંબા લેખોમાં રાવસાહેબની પ્રશંસા ઉદાર દિલથી છાપી નાખી.

પહેરામણી ન લેવાનું ધૈર્ય બતાવ્યા બદલ રાવસાહેબની તેમના સાહેબો તરફથી યોગ્ય કદર થઇ અને ઝટ પ્રમોશન મળ્યું; તેથી તેમણે રંગરાવનો ગુનો જાણવામાં આવતાં તે ખુલ્લા દિલથી માફ કર્યો.



# ૨૩–ગરીબ બિચારો પાંચો પટેલ

(૧)

"એ પાંચા પટે........લ, એ........પાંચા પટેલ!"

"કોણ સે વળી?"

"આજ કામદાર સાહેબ પધારે છે, માટે લાવો પાગરણ અને તમારો વેઠનો વારો છે, માટે ગાડું લઇ....ગામ સુધી સામા જાઓ. હમણાં ને હમણાં જાઓ, એમ પટેલે હુકમ કર્યો છે, સમજ્યા?"

"પણ હવાલદાર સાબ! હજી હું તો કાલેજ ફોજદાર સાબને મૂકી આવ્યો ને વળી પાછો ક્યાંથી મારો વારો આવ્યો?.... ભાઇ-સાહેબ, ઢાંઢા (બળદ)ને હજી થાક તો ઊતર્યો નથી....તમારે જોઇએ તો માપ દાણા લઇ જાજો, પણ બીજાને કહો તો ઠીક....અને પાગ-રણ તો બીજું કાંઈ નથી, પણ આ છોકરાને પાથરવાનું ગોદડું છે. તે લઈ જાઓ....હવાલદાર સા'બ! મે'રબાનો રાખવી જોઇએ." પાંચા પટેલે હવાલદારને હાથેપગે લાગી ઘરમાં એકનું એક ગો-દડું હતું, તે આપ્યું અને એક માપ દાણા ખળું તૈયાર થયે લઈ જવા કહ્યું. હવાલદાર ખુશ થતો થતો બીજે ઘેર કંઇ બીજી આશાથી ગયો.

પાંચા પટેલને ચાલુ સાલ એક ખાંડી બાજરો તથા અર્ધીક ખાંડી કઠોર અને બેત્રણ ભાર કપાસની ઊપજ થઈ હતી.

બીજે દિવસે પ્રભાતમાંજ માણસો દોડધામ કરવા લાગ્યાં. દૂધ શાક તથા પાકી રસોઇનાં સીધાં ગામમાંથી ઉઘરાવવા લાગ્યાં. કુંભાર, વાળંદ (હજામ) વગેરે પોતાનો કામધંધો છોડી કામદાર સાહેબની સેવામાં રોકાયા. કામદાર સાહેબ બિચારા ખેડૂતોથી વીંટળાઇ નાનાસરખા પણ સંપૂર્ણ સ્વતંત્ર રાજા જેવા થઇ આમ-તેમ મહાલવા લાગ્યા.

ત્યાં અચાનક નાજર (જમીદાર) સાહેબની પધરામણી થઇ

અને સાથે એક વાણિયાભાઇ હતા. તેઓની સવારી પરબારી પાંચા પટેલને ખળે ગઇ અને ખળા ઉપર જપ્તી બેસાડી દીધી.

પાંચા પટેલ પાસે આ શેઠ રૂપિયા માગતા હતા, તેથી લેણું વસૂલ કરવાની આ ખાનગી તજવીજ કરી હતી. પાંચા પટેલ ગભરાયા. તેઓ હવે શું કરવું એ વિચારમાં પડ્યા. છેવટે શેઠને એક ભાર કપાસ આપવા કબૂલ થયા; પરંતુ તેટલેથી પતે તેમ નહોતું. હજુ નાજર સાહેબ પોતાના ધક્કાનું મહેનતાણું માગતા હતા. તેમને માટે મણ બાજરો ઓછો થયો! પાંચા પટેલની બીજી વિટંબણા પસાર થઇ અને ઊપજમાંથી મોટો ભાગ ઓછો થયો.

પાંચા પટેલ કર્મને દોષ દેતા તમાચો મારી મોઢું લાલ રાખી કામદાર સાહેબની કચેરીમાં ગયા, કેમકે નહિ તો પછી ગામમાંજ ક્યાંથી રહી શકાય.?

જગલો હજામ, કામદાર અને નાજર વગેરે માટે દૂધ પડાવવા આવ્યો.

“ પાંચા પટેલ! ભેંસને કોરા ઠામ (વાસણ) માં દોવરાવજો. ”

“ જગલા! મારાં છોકરાંને દૂધ ખાવા મળતું નથી, આખો દિવસ ખેતરમાં ટાઢતડકો ખમી, ખાતરના સૂંડલા નાખી, મહેનત મજૂરી કરીને અમે પેટનું પૂરું કરીએ અને કહેવાઇએ પટેલિયા તે અમારો તે કાંઇ વાંક છે? જા, બીજેથી દૂધ લઈ લે, મારી ભેંસ વહૂકી ગઈ છે. ”

( ૨ )

જગલા હજામને આટલુંજ જોઇતું હતું. તરતજ કામદારસાહેબ પાસે દોડ્યો અને પાંચા પટેલનું રાયતું થવા રાઈમીઠું નાખી દીધું. કામદાર સાહેબે ‘ જોઇ લઇશું ’ કહી જગલાને બીજે ઘેર જવા હુકમ કર્યો.

“ હવાલદાર! જા, પાંચા હરજીને કહે કે, લેણા રૂપિયા ભરી જાય; નહિતર જપ્તી થશે. સાલાને અહીં પકડી લાવજે. ” કામદાર સાહેબે હુકમ કરી દીધો. અમલ કરવા તરતજ હવાલદાર દોડ્યો. પાંચા પટેલને કહેતાંજ તેને જગલાને કહેલા શબ્દો યાદ આવ્યા અને તેના હોશકોશ ઊડી ગયા. પાંચો પટેલ ઘસરપસર કરતા કામદાર પાસે આવ્યા અને કરગરવા લાગ્યા. કામદાર સાહેબે દૂધનો ટોણો ( મહેણું ) મારી વસૂલાત કરવા તાકીદ કરી. પાંચો પટેલ વિઘોટીનો જોગ કરવા ગામમાં ચાલ્યા ગયા.

ગામડામાં રહેતો વાણિયો (શેઠ) વખત આવે ખેડુતોને ચૂસવામાં બાકી નજ રાખે, તેમ પાંચા પટેલનો અત્યારે વખત જોઈ ઊપજનો માલ સોંઘે ભાવે માંડી લઇ રૂપિયા આપ્યા. પાંચો પટેલ ખુશી થતા થતા વિઘોટી ભરવા કામદાર સાહેબ પાસે ગયા. કામદાર સાહેબે બરાબર દાવ મળ્યો નહિ, તેથી બીજી તદબીર ઉઠાવી.

"ઠીક, પાંચા! આગલું લેણું ભરે છે કે કેમ?"

"ભાઇસાબ! પાછતરમાં ભરીશ. બધી ઊપજ માંડી દઇ વિઘોટી પૂરી કરી છે. માબાપ! દયા રાખો. હું ગરીબ માણસ છું." પાંચા પટેલે પાઘડી ઉતારી કરગરણાં શરૂ કર્યાં.

કામદાર સાહેબને કાંઈ નજરમાં ન આવ્યું અને છેવટ પોતાનું નજરાણું મળ્યું, ત્યારે પાંચા પટેલનો હાલનેજ માટે છૂટકો થયો; પરંતુ કામદાર સાહેબ છેવટ આગલા લેણા માટે ઉપરી સાહેબના નામથી તાકીદ કરવા લાગ્યા ગયા.

પાંચા પટેલની બધી ઊપજ આવી રીતે ઊડી ગઈ. ઘરમાં ખાવા માટે અનાજ પણ રહ્યું નહિ. હજુ લાંચ લઇ વેઠ માફ કરનાર હવાલદારનો ફાળો તો રહી ગયો છે!!

(૩)

"હા! મારે હવે શું કરવું? જમીન હલકી મળી છે, ઊપજ સારી આવતી નથી અને જે આવે છે, તે વેરો ભરવામાં તથા શેઠનું લેણું ભરવામાં પૂરી થાય છે. ચાલુ સાલમાં એક બળદિયો પણ મરી ગયો છે. છોકરાની વહુનું પોંખણું કરી આવ્યા, તેમાં પણ ખર્ચ થયું છે. દરબારનું આગલું લેણું હજી ઊભું છે. વળી ગામમાં મોટા પટેલ કહેવાઇએ તેથી ઝંપાખર્ચમાં પણ મોટો ભાગ આવે છે. આ સ્થિતિમાં હવે મારે કેમ નભવું?"

આવા વિચારમાં ડૂબેલો પાંચો પટેલ એક ઝોળી જેવા ખાટલામાં સૂતો હતો, ત્યાં હવાલદાર પોતાના કબૂલેલા માપ દાણા તથા બીજી બોરાટી લેવા આવ્યો ને ઉઘરાણી કરી. પાંચા પટેલે "હા–ના" કરી; પરંતુ મિયાંભાઈ સમજ્યા નહિ. પાંચો પટેલ દુઃખથી, ભૂખથી (તપી) ક્રોધી થઈ ગયા. હવાલદારને ખેડૂતની પ્રકૃતિ મુજબ એકબે કઠણ શબ્દોથી વધાવી લઇ "તારાથી થાય તે કરી લેજે" એમ સંભળાવી દીધું. હવાલદાર ગુસ્સે થઇ એકાદી જ્યેષ્ટિકાનો પ્રહાર કરી "યાદ રાખજે" કહી ચાલ્યો ગયો. પાંચો પટેલ આંખમાંથી અશ્રુ લાવી, ભૂખ્યો–દુઃખિયો સૂઇ રહ્યો! બીજે

દિવસે ઊઠી મજૂરી કરવા જવા નિશ્ચય કર્યો. પોતે સીમમાં જઈ જમીન સામું જોઈ કલાકોના કલાકો સુધી રડીરડી પાછો આવ્યો. આમ બેચાર દિવસ ચાલ્યા ગયા.

(૪)

એક દિવસે વહીવટદાર સાહેબ પધાર્યા અને પાંચાને આગલું લેણું ચૂકતું કરવા સમજાવ્યો. પાંચા પટેલે ગરીબાઇ ગાઇ રાહત માગી; પરંતુ તે નહિ આપતાં વહીવટદારે જપ્તી કરી. પાંચા પટેલની જમીન, ખોરડાં (ઘર) જપ્ત થયાં, માલમિલકત હરાજ થઇ અને પાંચો પટેલ ઘરબાર વગરનો થયો. ઘણા ઘણા કરગર્યો, પરંતુ કાંઇ કામ આવ્યું નહિ, તેથી બિચારો બાયડી–છોકરાંને લઈ ગામ છોડવા તૈયાર થયો.

આંખમાં આંસુની ધારા ચાલી જાય છે, અંગ ઉપર ફાંટ્યાતૂટ્યાં કપડાં છે, પગમાં પગરખાં (જોડા) નથી અને ચહેરા પર નૂર નથી! એવી હાલતે ગામના ઝાંપા (દરવાજા) પાસે આવી પાંચા પટેલે ઊભરાતે હૃદયે કહ્યું કે, "ભાઇઓ! મારી હાલત તો તમે નજરે જુઓ છો. તમે તેના દરેક કારણથી વાકેફગાર હશો; તોપણ હું કહું છું કે, મને આ સ્થિતિએ પહોંચાડનાર મોટા અમલદારથી તે નાના હવાલદાર સુધીના નોકરોજ છે. તેમણે મને ચૂસવામાં બાકી રાખી નથી; છતાં પણ તેમની નીચતા એવી છે કે, મને ચૂસે અને મારુંજ માથું કાપે. ભાઇઓ! આવી સ્થિતિમાં રહી પટેલિયાતરીકે નહિ પરંતુ ધકલેટિયા ખેડૂત થવું હોય તોજ રહેજો. હું તો હવે ભિખારી હાલતે જાઉં છું" આટલું કહેતાં પાંચો પટેલ–એક વખતનો પ્રતિષ્ઠિત પટેલિયો–ભિખારી હાલતે ગામ છોડી–વતન છોડી–દુઃખી હૃદયે પોતાને આ સ્થિતિએ લાવનારને શાપ દેતો, આંખમાંથી શ્રાવણભાદરવો વરસાવતો, જન્મભૂમિ તજી ચાલ્યો ગયો! એ તો ચાલ્યો ગયો પણ વાચક! એની એ ભલા અને ભોળા નિર્દોષ ખેડૂતની હાય તેના પર જુલમ કરનાર અધિકારીઓનું કેટલું અને કેવા પ્રકારનું સત્યાનાશ વાળી નાખનારી થઇ પડશે, એનો વિચાર કરતાં અમને કંપારી છૂટયા સિવાય રહેતી નથી.

તુલસી હાય ગરીબકી, કબૂ ન ખાલી જાય;
મૂએ ઢોર કે ચામસે, લોહા ભસ્મ હો જાય.



# ૨૪–લક્ષ્મીની ત્રણ ઠોકરો

કોઈ એક નગરમાં એક દરિદ્ર મુસલમાન ભીખ માગીને પોતાનો નિર્વાહ કરતો હતો. કેટલાંક વર્ષ એજ રીતે વીત્યા પછી, એક દિવસ ભીખ માગતાં માગતાં દસ્તની હાજત થવાથી, નજીકના એક ખંડેરમાં તે જઇ ચડ્યો. ત્યાં બેઠો બેઠો ઇંટો ખસેડવા લાગ્યો, તેવામાં એકાએક મહોરોથી ભરેલી એક તાંબડી તેને હાથ ચડી ગઈ! મિયાંસાહેબ લખપતિ બની ગયા અને થોડા વખતમાં તેનું ઘર દાસદાસીઓ અને ગાડીઘોડાથી શોભવા લાગ્યું! સાંજ થતાં દરરોજ નવાં નવાં કપડાં પહેરીને તેઓ ફક્કડ થઇને ફરવા નીકળી પડતા. તેનો રાજસી ઠાઠમાઠ, દોરદમામ અને અક્કડફક્કડપણું જોઈને લોકો ચકિત થઇ જતા.

એક દિવસ બજારમાં ફરતાં તેમનો એક પુરાણો ભિખારી મિત્ર અચાનક મળી ગયો. મિયાં સાહેબે તો તેના તરફ જરા પણ લક્ષ આપ્યું નહિ; પણ પેલો મિત્ર તેને છોડે એમ ક્યાં હતો ?

તેણે જરા પાસે જઇને બીતાં બીતાં પૂછ્યું: “ મિયાંસાહેબ ! આપ આટલા અક્કડ કેમ થઈ ગયા છો ? આપ મને નથી ઓળખતા ? આપને યાદ હશેજ કે આપણે સાથેજ ભીખ માગવા જતા અને ઘણીખરી વખત પેલા વડ નીચે ધૂળમાં પડી રહેતા ! ”

મિયાંસાહેબે ગુસ્સે થઇને જવાબ આપ્યો: “ બેવકૂફ ! જાણતો નથી કે એ લક્ષ્મીની ઠોકરનું ફળ છે ? ”

એટલું કહીને તેમણે ગાડી આગળ હંકારવા કોચમેનને હુકમ કર્યો.

હવે તો મિયાંસાહેબને ત્યાં નવા નવા રંગ જામવા લાગ્યા. મોટા દબદબા સાથે સહેલસપાટા અને ઉજાણીઓ ઊડવા લાગી. આ પ્રમાણે બે વરસ પસાર થઈ ગયાં. લક્ષ્મીનો સ્વભાવ ચંચળ છે. તે એક ઠેકાણે ઠરીને બેસી શકતી નથી. વારાફરતી તે અનેક જણનો સત્કાર કરીને પાછી બીજે ઠેકાણે ચાલી જાય છે. મિયાં સાહેબને

ત્યાં પણ તેને ઝાઝીવાર ગોઠ્યું નહિ અને તે ત્યાંથી એકદમ પોબારા કરી ગઇ. રહ્યું સહ્યું જે કંઇ હતું, તે એક દિવસ ચોર લોકો, ચોખ્ખું કરી ગયા અને મિયાંસાહેબ હતા તેવા ને તેવાજ ચીંથરેહાલ થઈ રહ્યા !

મિયાંસાહેબની દશા હવે ઘણીજ શોચનીય થઇ પડી. હાથપગ પર કરચલીઓ પડી ગઇ, મુખ સુકાઇ ગયું અને કમ્મર વળી ગઇ. ઉદરપૂર્તિ માટે તે બિચારાને ફરીથી ભિક્ષાવૃત્તિ કરવી પડી. એક દિવસ જે બજારમાં તે અક્કડ થઇને ફરતો હતો, ત્યાંજ આજે તે ભીખ માગતો નજરે પડે છે. એવામાં એનો પેલો જૂનો મિત્ર વળી પાછો અચાનક મળી ગયો. મિયાંસાહેબે આ સમયે તેને તરતજ ઓળખી કાઢ્યો અને તે તેની સાથે પ્રેમપૂર્વક વાતો કરવા લાગ્યા. જરા વાર પછી પેલા મિત્રે તેની આવી દશા જોઇને આશ્ચર્યથી પૂછ્યું: "મિત્ર! આજે તમને આવી હાલતમાં કેમ જોઉં છું?"

મિયાંસાહેબ–ભાઇ! એ પણ લક્ષ્મીનીજ (બીજી) ઠોકરનું ફળ છે!

મિત્ર—ભાઈ, તમે તમારી ચડતી કળામાં પણ એક દિવસ આવોજ ઉત્તર આપ્યો હતો, પરંતુ એ વખતે હું કંઈ પણ સમજી શક્યો નહોતો, તો કૃપા કરીને આજે તમારા કહેવાની મતલબ મને સમજાવો.

મિયાં–ઠીક, સાંભળો. લક્ષ્મીની બે ઠોકરો પ્રસિદ્ધ છે. જ્યારે એ કોઇના ઉપર કૃપા કરે છે, ત્યારે તેની છાતી પર એક ઠોકર લગાવે છે. આથી તે માણુસ અક્કડ બની જાય છે અને તેની નજર પણ વાંકી થઈ જાય છે. જ્યારે તે એનાં કૃત્યોથી ગુસ્સે થઇને ચાલવા માંડે છે, ત્યારે પીઠ પર એક બીજી ઠોકર મારતી જાય છે, આથી તે માણુસની કમ્મર વળી જાય છે અને તે મારા જેવો અશક્ત થઈ જાય છે.

મિત્ર—ત્યારે તો ભાઇ! એનું આવવુંએ ખરાબ અને જવુંએ ખરાબ.

મિયાં—ખરેખર, એમજ છે; પરંતુ એ મનમોહિનીમાં એવી માયા ભરેલી છે કે, એનો ભેદ જાણવા છતાં પણ મને હમેશાં એનુંજ ધ્યાન લાગી રહ્યું છે. જો સાચું પૂછો તો એમ થવું એ વળી તેની ત્રીજી ઠોકર છે, કે જે મરણપર્યંત ચેન પડવા દેતી નથી. પરમાત્મા એની આ ઠોકરમાંથી શત્રુને પણ બચાવે!



# ૨૫–મનાવવામાં માનભંગ

આજે બે દિવસ થયા કુમુદ અને ચંદ્ર વચ્ચે બોલચાલનો વ્યવહાર બંધ છે. નવવિવાહિત યુવાન દંપતીને એવા પ્રસંગ ઘણી વાર વીતી ચૂકેલા હોય છે.

અણબનાવનું કારણ ગમે તે હો, પણ હમણાં બન્નેના મનમાં ક્ષણે ક્ષણે નવા વિચારોની ઘટમાળ ફર્યા કરે છે. બન્ને જેમ જેમ અલગ રહેવા માગે છે, તેમ તેમ તે અલગપણામાં કંઇક વિચિત્રતાજ આવતી જાય છે અને મેળ થવાનું કશું પણ ચિહ્‌ન દેખાતું નથી.

એ બન્નેની વચ્ચે ટેલિફોનનું કામ તેમની એક નાની સરખી બાળકી બજાવી રહી છે. તેનાદ્વારા તેઓ એકબીજાની ખબર-અંતર જાણી લે છે. બાળકી પાંચજ વર્ષની છે, તે બિચારીને આ અણબનાવ કે પ્રણય-કલહની શી ગમ પડે ? કલહ માંડી વાળવા બન્ને પોતપોતાના મનથી ઇચ્છતાં, પણ ચંદ્ર ઇચ્છતો કે, કુમુદ પહેલાં તેની સાથે વાત કરવાની શરૂઆત કરે અને કુમુદ ચાહતી કે, ચંદ્ર શરૂઆત કરે !

આમ એક બીજા તરફની આશામાં રહીને તેઓમાંનું કોઇ પણ હોઠ સુધ્ધાં હલાવતું નહિ કે સમીપ બેસવાનો યોગ પણ લાવતું નહિ.

છોકરી સવારમાં ઊઠતાંજ પોતાની માતા પાસે જઇને હાથ-મોં ધોઇ કપડાં પહેરતી, કંઇક નાસ્તો કરતી અને પછી દીવાનખાનામાં પિતા પાસે જઇને પોતાની તોતડી બોલીથી તેને આનંદ પમાડતી.

આ અબોલાવ્રત શરૂ થયું હતું, તે દિવસે ચંદ્રે ક્રોધના આવેશમાં ઘેર ભોજન પણ ન લેતાં કોઇક મિત્રને ત્યાંજ જમી લીધું હતું. કુમુદે તો તે દિવસે ખાધુંજ ન હતું-પતિદેવને જમાડ્યા સિવાય ભારતીય યુવતી કેવી રીતે જમી શકે ?

બીજે દિવસે સવારમાં બાળકીએ વાતમાં ને વાતમાં પોતાની તોતડી વાણીમાં પિતાને કહ્યું કે, " કાલે તો બાએ માલી સાથે

લોતલીએ ના ખાધી." સરળ હૃદયની કુમુદ છેક ભૂખી રહેવાના સમાચાર સાંભળીને ચંદ્રનું હૃદય બળવા લાગ્યું. તેના મનમાં આવ્યું કે, આજ ક્ષણે જઇને તેણે પોતેજ પ્રથમ વાતચીતની શરૂઆત કરી દેવી; પરંતુ વળી તેને વિચાર આવ્યો કે, તેમ કરવાથી મારે હમેશને માટે નીચું જોવાનું થશે. આથી જો કે ચંદ્ર મનાવવા માટે તો ન ગયો, પરંતુ ઑફિસમાં જવાનો ટાઇમ થવા પહેલાં બાળકીને સાથે લઈ ગુપચુપ રસોડામાં પાટલા ઉપર જઇ બેઠો. કુમુદે મનથીજ પતિદેવનું સ્વાગત કરીને પ્રસન્નતાપૂર્વક થાળી પીરસી દીધી. ભોજન કરી કપડાં પહેરીને ચંદ્ર ઑફિસમાં જવા માટે રવાના થયો.

સાંજે પણ એજ પ્રમાણે વાળુ થયું અને કુમુદે પણ છોકરી સાથે ખાઇ લીધું.

કુમુદે એક દિવસ અબોલાવ્રત પાળ્યા પછી બીજે દિવસે પોતાના પતિને વગર બોલાવ્યેજ ભોજનને માટે આવતા જોઇને વિચાર્યું કે, માનમાં તણાઇ જઈને મેં તેમને બોલાવ્યા નહિ, તેથી તેમને કેટલું કષ્ટ થયું હશે ? મારીજ ભૂલથી તેમને આખો દિવસ ભૂખ્યા રહેવું પડશે, એ વાતનો મેં કાલે વિચાર કર્યો નહિ, એ ઘણી મોટી ભૂલ કરી અને આજે પણ હુંજ જઈને જમવા બોલાવી લાવી હોત, તો શું ઘટી જવાનું હતું ? એમાં શી માનહાનિ થઈ જવાની હતી ? આવા અનેક વિચારો તેના કોમળ હૃદયને આખો દિવસ ગૂંચવી રહ્યા હતા.

સાંજે રસોઇ તૈયાર થતાં થોડી વાર સુધી તેણે વાટ જોઇ, પછી પતિને બોલાવી લાવવાનો વિચાર તેના મનમાં આવ્યો.

એટલામાં તો બાળકી આવતી જણાઈ! કુમુદ સમજી ગઈ કે, સરકારની સવારી પણ હવે આવતીજ હશે, જેથી પાટલો માંડી દીધો અને જળપાત્ર મૂકી દીધાં. સરકાર પધાર્યા અને ગુપચુપ જમીને ચાલ્યા ગયા. કુમુદે પણ છોકરી સાથે જમી લીધું.

આજે મૌનવ્રતનો ત્રીજો દિવસ છે. કુમુદ રોટલી બનાવતી બનાવતી વિચારે છે કે, જો આજે ન આવે તો જરૂર બોલાવી લાવીશ. ગમે તે થાઓ પણ આજે બોલાવું એ વાત નક્કી ! આમ વિચારમાં ને વિચારમાં એકાદ રોટલી દાઝી પણ ગઈ; પરંતુ રોટલી તૈયાર કરી ને તે થાળી પીરસવાની તૈયારી કરી રહી હતી, એટલામાંજ સાહેબ આવી પાટલે બિરાજ્યા. કુમુદે ભોજન

કરાવ્યું અને આજે પણ મનાવવાની કે બોલાવવાની જરૂર પડી નહિ. જોઇએ, હવે કયાં સુધી આવું ચાલ્યા કરે છે! કોણ હારે છે ને કોણ જીતે છે!

કુમુદ આજે સાંજની રસોઇ જલદીજ બનાવીને બેઠી છે. "હજી સુધી આવ્યા નહિ" એમ કરતી પતિની રાહ જોઇ રહી છે. "છોકરી બોલાવવા ગઇ તેને પણ હજી ત્યાંજ બેસાડી રાખી!" ખબર કાઢતાં માલૂમ પડયું કે, કંઇક વાંચવામાં મશગૂલ થઇ રહ્યા છે. જરૂર આજે નારાજી વધી ગઇ હશે! બે દિવસથી વગર બોલાવ્યે-ચલાવ્યે આપોઆપ આવીને જમી જતા ને આજે રામ જાણે શું થઇ ગયું હશે? કદાચ એમને એમ તો નહિ લાગ્યું હોય કે, "હું આપોઆપ રસોડામાં આવું છું, છતાં એ બોલતી પણ નથી, એ તે કેટલો મિજાજ!"

ઉપલો વિચાર કરીને કુમુદે આજે બહુજ હિંમત ધારણ કરી અને રસોઇ ઢાંકીઢૂંકીને રસોડાના બારણાની સાંકળ ચડાવી તે પતિને બોલાવવા જવાને તૈયાર થઇ. માનહાનિના વિચાર આગળ એ હિંમત ટકી રહે છે કે કેમ અને એ પતિ પાસે પહોંચી શકે છે કે કેમ, એ હવે જોવાનું છે.

અનેક તર્ક-વિતર્ક કરતી કુમુદ પરસાળ સુધી જઇ પહોંચી; પરંતુ એટલામાંજ તેનો વિચાર ડગમગવા લાગ્યો. કપાળે પરસેવો થઇ આવ્યો અને પગ થંભી ગયા. મનમાં વળી પેલોજ પ્રશ્ન આવીને ખડો થયો કે, "મારી હાર થયેલી નહિ ગણાય? અને તેથી એઓ મને વારંવાર એ વાત સંભાળી ઝાંખી પડીને ચીડવ્યા નહિ કરે?" આમ છતાં છેવટે મન જરા સ્થિર કરીને તે દીવાનખાનાની બારસાખ સુધી પહોંચી તો ખરી, પણ જાણે મોં સિવાઈ ગયું હોય, તેમ તે બારસાખ સાથે પૂતળા જેવી ઊભીજ રહી. અંદર પતિએ નૂપુરનો ઝંકાર સાંભળીને વાંચવાની ધૂનમાંથી જાગૃત થઇ બારણા તરફ નજર દોડાવી. એકજ ક્ષણે ચાર આંખો મળી ગઇ અને કુમુદનું વદન જોતાંજ ચંદ્રની કળા ખીલી નીકળી. તેનો માનહાનિનો વિચાર વિદાય થઈ ગયો અને પુસ્તક બંધ કરીને તે જમવા માટે ઊભો થઈ ગયો. પતિને આમ ઊભા થતા જોઇને કુમુદ નીચી નજરે ધીમે પગલે સરી ગઇ.

ચંદ્ર આજે ઑફિસમાંથી આવતાં બજારમાંથી 'સદ્ગુણી બાળકો' ની નવી આવૃત્તિની ચોપડી ખરીદતો આવ્યો હતો અને

ઘેર આવીને તુરતજ તેમાંની એક વાર્તા પોતાની બાળકીને વાંચી સંભળાવવા બેસી ગયો હતો. માંદી માતાની સેવા માટે પોતાનો દાંત વેચવાને તૈયાર થયેલી બાળકીવાળા બોધદાયક દાખલાએ આજે જો કે તેને હાથમાં ધોવાનું વિસરાવી દીધું હતું ખરું, પરંતુ પત્નીના પગનાં નૂપુરના ઝંકારે તેની એ 'વાચનસમાધિ'ને પણ મુકાવી દીધી! જે ચંદ્ર કુમુદના મનાવ્યા સિવાય તેના તરફ આડી નજરે પણ નહિ જોવાનું પણ લઇ બેઠો હતો, તે ચંદ્ર અત્યારે કોણ જાણે કયા કારણથી પોતાની નજરને પત્નીની નજર સાથે એક થતી રોકી શક્યો નહિ!

કુમુદના જતા રહેવાથી તે તરતજ સમજી ગયો કે, શ્રીમતી-નું આગમન ભોજનના આમંત્રણ માટેજ થયું હતું.

પુસ્તક બંધ કરી, કપડાં ઉતારી હાથ–પગ ધોઇને તરતજ ચંદ્ર બાળકી સાથે રસોડામાં જઈ બેસી ગયો. તેણે શાંત રીતે ભોજન કરી લીધું, પરંતુ જ્યારે પણ પોતાની નજર એકદમ મળી જવાની વાત તેને યાદ આવી જતી, ત્યારે તેને હસવું આવી જતું. કુમુદને પણ પોતાની હિંમતનું સ્મરણ થઇ આવતાં હસવું આવ્યા વિના રહી શકતું નહિ. આ પ્રમાણે બન્ને જણ મનાવવામાં માનભંગ થવાનો વિચાર કરતાં કરતાં ગુપચુપ યંત્રવત્ કામ કર્યે જતાં હતાં અને કોઇ અનેરા આનંદનો અનુભવ બે દિવસથી લઈ રહ્યાં હતાં.

ચંદ્ર જ્યારે બપોરે ઑફિસમાં જતો, ત્યારે કુમુદ બેઠક સાફ કરતી, પુસ્તક વગેરેને બરાબર ગોઠવી દેતી અને બાકીના વખત-માં મણિને અને પાડોશીની છોકરીઓને કંઇક ભણાવતી તથા પોતે પણ વાંચતી. આ તેનો હમેશનો કાર્યક્રમ હતો.

ત્રીજે દિવસે ચંદ્ર જમીને ઑફિસમાં ગયો અને કુમુદ નિત્ય-નિયમ પ્રમાણે દીવાનખાનામાં આવી પહોંચી. બધું વ્યવસ્થિત કર્યું. ટેબલ પર પડેલી નવી 'સદ્‌ગુણી બાળકો'ની બીજી આવૃત્તિવાળી ચોપડી પર તેની નજર પડતાંજ તેણે તે સહર્ષ ઉઠાવી લીધી અને જોવા લાગી. પાનાં ફેરવતાં ફેરવતાં અંદર રાતીભૂરી પેન્સિલની લીટીઓ તેના જોવામાં આવતાં આજના બનાવનું તેને સ્મરણ થઈ આવ્યું અને હસવું આવી ગયું.

કુમુદ ચોપડી વાંચવામાં મશગૂલ હતી; એવામાં બે વાગ્યાના સુમારે એક માણુસ આવીને માસ્તર સાહેબને સાત વાગ્યે સભામાં

આવવાનું છે, એમ કહીને ચાલ્યો ગયો.

ચારેક વાગતાં કુમુદને વિચાર થઈ આવ્યો કે, મેં નિમંત્રણનો સ્વીકાર તો કર્યો, પણ એમને કહેશે કોણ? કામ કરનારી પણ આજે પોતાને ઘેર ચાલી ગઇ છે અને રાત સુધી આવવાની નથી. હવે શું કરવું? આમ તે મહા વિચારમાં પડી ગઇ. અંતે એક ઉપાય સૂઝી આવતાં તેના મનને કંઇક નિરાંત વળી.

તેણે એક કાગળ ઉપર નિમંત્રણની હકીકત અને ઠામ–ઠેકાણું વગેરે લખીને તે ટેબલ ઉપર મૂકી રાખ્યો. પેટીમાંથી ધોયેલાં કપડાં બહાર કાઢીને ખીંટી પર ભેરવી દીધાં અને આવા પ્રસંગોમાં ભાગ લેવા જતી વખતે ઉપયોગમાં લેવાતી બીજી પણ જરૂરી ચીજો બહાર કાઢીને તે રસોડામાં ચાલી ગઇ અને રસોઈની તૈયારી કરવા લાગી.

ચંદ્ર આવીને પાધરો દીવાનખાનામાં ગયો. ટેબલ ઉપરનું કાર્ડ ઉઠાવ્યું. બીજે ઠેકાણે તો કાર્ડ વહેંચાયાં ન હતાં અને અહીં કેમ મોકલ્યું હશે? વળી તે પર સરનામું કે છાપ પણ ન હતાં, એટલે જરા વિચારમાં પડ્યો. 'અક્ષર તો કંઇક પરિચિત લાગે છે' એમ વિચારીને તેણે કાર્ડ ફરીથી વાંચ્યું અને મૂકી દીધું.

બટન ખોલીને કોટ ઉતારી જેવો તે ખીંટીએ ટાંગવા જાય છે, તો તે જગ્યા પર તો નવાંજ ઇસ્તરીબંધ કપડાં વગેરેની સવારી બિરાજમાન થયેલી તેણે જોઈ! પાસેજ લાકડી પણ લટકી રહેલી જોવામાં આવી. ચંદ્ર આ બધી તૈયારી જોઇને કાગળનો ભેદ સમજી ગયો અને હસી પડ્યો! તથા મણિને બોલાવતો બોલાવતો રસોડા તરફ ગયો.

આજે ત્રણ દિવસથી વગર બોલેચાલે તે ભોજન કર્યા કરતો હતો; પણ વચમાં વચમાં બાળકી તરફ જોવાને બહાને પોતાની પ્રેમાળ પત્ની તરફ પણ જોઈ લેતો હતો. કુમુદે આજે ખડકીમાં રહીને દીવાનખાનામાંનો કાગળનો તમાસો જોઈ લીધો હતો, એટલે તે પણ જેમતેમ હાસ્યને દબાવી રાખીને ત્રાંસી નજર ફેંકી રહી હતી.

જો કે હજી સુધી આ પ્રણય–કલહનો અંત આવ્યો ન હતો, તોપણ કોણ જાણે શાથી આજે તે આટલી પ્રસન્નવદન જણાતી હતી! ચંદ્ર દીવાનખાનામાં ગયો અને કપડાં પહેરવા લાગ્યો. કુમુદને પણ આજે માથું ઓળવાનો વારો હતો. પ્રથમ મણિનું માથું

ધુપેલ નાખીને ઓળ્યા પછી તે પોતાનું મસ્તક ઓળવા લાગી. એટલામાં છોકરી રમતી રમતી પિતા પાસે જઇ પહોંચી.

આ તરફ ચંદ્ર પણ બહાર જવા માટે વાળ સાફ કરી રહ્યા હતો. મણિના ઓળેલા પણ હજી બાંધેલા નહિ હોવાથી સુંદર રીતે ખભા પર વીખરાઇ રહેલા વાળને જોઇને તેને ઊંચકી લીધી અને જરા હાથ ફેરવી તેના વાળ ઠીક કર્યા.

મણિ નવો પોષાક પહેરવાથી ઘણા આનંદમાં હતી, એટલે બાળસ્વભાવ પ્રમાણે તે ઊછળતી કૂદતી પિતાને પૂછવા લાગીઃ "બાપુજી! તમે ક્યાં જાઓ છો?"

ચંદ્ર—બહેન! તારા કાકાએ મને બોલાવ્યો છે ત્યાં.

મણિ—તો હું પણ તમારી સાથે આવું?

ચંદ્ર—આજે નહિ, પરમ દિવસે સ્ત્રીઓને નિમંત્રણ થવાનું છે, ત્યારે તું તારી બા સાથે જજે.

આ સાંભળીને બાળકી કંઇક નિરાશ થઇને પાછી રમતી રમતી પાસેના ઓરડા તરફ ચાલી ગઇ.

છોકરી અંદર જઇને ટેબલ ઉપર લટકાવેલા આયનામાં પોતાનું મોં જોવાને ખુરશી પર ઊભી રહેવાનો પ્રયત્ન કરવા લાગી. ખુરશી ગોળ અને હલકી હતી એથી બાજુ પર ભાર જતાંજ ઊથલી ગઇ અને તે બિચારી જમીન પર પડી, પડતાંજ તે રડી ઊઠી.

છોકરીની ચીસ સાંભળીને ચંદ્ર ગભરાયલો ગભરાયલો દોડ્યો. માર્ગમાં કશા સાથે તેનું માથું ભટકાયું પણ તે તરફ ધ્યાન આપ્યા સિવાયજ તે ઓરડામાં ધસી ગયો. આ તરફ કુમુદ પણ ચોટલો વાળી રહી હતી, તે પણ છોકરીની કિકિયારી સાંભળીને સફાળી ઊભી થઈ ગઈ અને ઉઘાડે માથેજ ગાંડી જેવી દોડી ગઈ.

જેઓ બહુજ ગભરાઈ જાય છે, તેમને કશું પણ ભાન રહેતું નથી અને ભ્રમમાં પડી જાય છે. કુમુદ પણ ક્યાંથી અવાજ આવ્યો તે બરાબર કળી શકી નહિ અને છોકરી દીવાનખાનામાં ગઇ હતી તે ત્યાંજ હશે, એમ ધારીને તે તરફ દોડી ગઈ; પણ છોકરી ત્યાં હતી નહિ, એટલે પાસેના ઓરડા તરફ વળી.

આમ ગભરાટમાં દોડતાં તેનું માથું પણ બારસાખ સાથે એવા જોરથી અથડાયું કે તરતજ ઢીમણું ઊઠી આવ્યું; પણ એ દુઃખના કરતાં પણ એક વધારે પ્રબળ લાગણીથી તે અંદર ખેંચાઈ ગઇ. એવી એક તો શું પણ અનેક ઠોકરો પણ આ વખતે તેને રોકવાને

સમર્થ ન હતી. માતાનો સંતાનપ્રેમ એવોજ અલૌકિક હોય છે.

અંદર પેસતાંજ પતિદેવ બાળકીને બગલમાં લઇને પંપાળીને મધુર શબ્દોથી શાંતિ આપી રહેલા જોવામાં આવ્યા.

બાળકીને કંઇ બહુ વાગ્યું ન હતું, જરા હાથ દબાયો હતો અને વાળ વીખરાઇ ગયા હતા. કુમુદે તેને પોતાની સોડમાં દાબી દીધી અને માથા પર હાથ ફેરવ્યો. માતાનો હાથ ફરતાંજ તે છાની રહી ગઇ. આમ છોકરીએ તો વિજય પિતાને નહિ પણ માતાનેજ અપાવ્યો!

આ પ્રમાણે છોકરી તો શાંત થઇ; પણ આ બન્ને જણાને મનાવી કોણ શાંત કરશે? માનભંગ થવાનો ભ્રમ હજીએ એમનો પીછો છોડશે કે નહિ?

બન્ને જણ કંઇક વિચિત્ર લાગણીઓથી એકબીજાની સામે જોઇ રહ્યાં હતાં. અંતે ગમે તેમ તોપણ "પોતે 'સ્ત્રી' છે અને 'પતિ' તે પતિજ છે" એ વાતે અને પોતાના 'પત્નીધર્મ'ની સ્મૃતિએ તેના હૃદય પર વિજય મેળવ્યો અને માનહાનિનો વિચાર પોતાને માટે અયોગ્ય માનીને કુમુદેજ વાતચીતની પહેલ કરી, કે, "પરમ દહાડે સ્ત્રીવર્ગ માટેનું નિમંત્રણ કદાચ તમનેજ કોઇ કહી લે, તો જોજો તમે પણ એમ સ્ત્રીજાતિની બરાબરી કરીને કાગળમાં લખી આપતા!" ચંદ્ર પણ બોલવાને આતુરજ થઇ રહ્યો હતો; એટલે તેણે પણ કુમુદના મુખ પર પોતાની હારની લજ્જાની કિંચિત્ છાયા આવેલી તે દૂર કરવાના હેતુપૂર્વક ઉત્તર આપ્યો કે, "અમારાથી સ્ત્રીજાતિની બરાબરી ક્યાંથી થઇ શકવાની છે? જુઓને, આ નિર્દોષ બાળકીએ પણ તમનેજ વિજય અપાવ્યો છે ને! માનહાનિ નામના વિકારને પણ તમેજ પ્રથમ જીતી શક્યાં છો! બહારથી અમારું બળ અને જીત ગણો તો ભલે ગણો, પણ અમારું સર્વ બળ અને અભિમાન તમારા વિશુદ્ધ હૃદયના પ્રેમ આગળ પાણી ભરે છે!

એટલામાં ઘડિયાળમાં ટન ટન કરતા આઠના ટકોરા થયા ને ચંદ્ર ચોંકી ઊઠ્યો. "એક કલાક લેઇટ (મોડો) થઇ ગયો, હવે સભામાં નહિ જઇ શકાય." એમ કહીને ઊઠ્યો અને એક ક્ષમા-પ્રાર્થનાનો પત્ર લખીને કોઇકની સાથે મોકલાવી દીધો.

આજે વિગ્રહનો અંત આવીને સંધિ થઇ ગઇ, તેથી અત્યારેજ મહોત્સવ માનીને આનંદ પ્રદર્શિત કરવાની કુમુદને પ્રબળ લાગ-

ણી થઇ આવી. તેઓ વાળુ કરી ચૂકયાં હતાં. ભૂખ અને લોહીને ભ્રષ્ટ કરનારી મહાકાળી 'ચા' દેવી તો એ સમજુ ઘરમાં પેસીજ શકી નહોતી. એટલે કુમુદે ઉકાળીને ઠારેલા સુંદર દૂધના બે પ્યાલા લાવીને ટેબલ પર મૂકયા. મણિ હમણાં ઊંઘી ગઇ હતી. તેને જગાડવાનું ઠીક લાગ્યું નહિ. દૂધ પીતાં પીતાં કુમુદે માથા પરથી ખસી ગયેલું લૂગડું ઠીક કરવા હાથ ઉઠાવ્યો, એટલે પેલું કપાળ પર વાગવાથી ઊઠેલું ઢીમણું ચંદ્રની નજરે પડયું. તે જોતાંજ તે હસવું રોકી શકયો નહિ. તેને લાગ્યું કે, એ બોલતી નથી, પણ સારી પેઠે પછડાયલી જણાય છે. ચંદ્રને હસતો જોઇને કુમુદ કંઇ પણ બોલી તો ન શકી, પણ તેનેએ હસવું આવી ગયું.

થોડીવાર પછી તેણે પૂછયું: "આપને હસવું શાથી આવ્યું હતું?"

ચંદ્ર: "અને આપને?"

કુમુદ: "મને તો આપને હસતા જોઇને હસવું આવી ગયું હતું."

ચંદ્ર: "ત્યારે મને તારું ઢીમણું જોઇને! પણ મારા કરતાં તને ઘણું વધારે લાગ્યું હોય એમ જણાય છે, જોઉં." એમ કહીને તેણે કુમુદના કપાળ પર હાથ ફેરવી જોયો અને કબાટમાંથી કંઇક દવા લેવા હાથ લંબાવ્યો.

કુમુદ: "અરે! આપના બોલવા પરથી તો આપને પણ વાગ્યું જણાય છે!"

ચંદ્ર: "એમાં કંઇ નવાઇ? સજા તો બન્નેને થવી જોઇએ ને! પછી ગુના પ્રમાણે તે વધતીઓછી હોય તે વાત જુદી છે."

બન્ને હસી પડયાં અને ચંદ્રે દવા કાઢીને કુમુદને ચોપડવા આપી.

કુમુદ: "આપજ પહેલાં લગાવો ને?"

ચંદ્ર જરા વ્યંગમાં બોલ્યો: "પણ આપ પહેલાં લગાડશો, તો કંઇ મારી માનહાનિ નથી થઇ જવાની!"

કુમુદ: "ત્યારે આપને મનાવવામાં કે દવા પ્રથમ લગાડવામાં મારું પણ કયું માન ઘટી જવાનું હતું?"

ચંદ્ર આ સાંભળીને ખૂબ હસી પડયો અને તેણે પોતેજ કુમુદના ઢીમણા પર દવા ચોપડી દીધી, બહુએ પ્રયત્ન કર્યો પણ તેઓ હસવું અટકાવી શકયાં નહિ. થોડીવાર પછી ચંદ્ર બોલ્યો: "માન-

ભંગના ખોટા વિચારનુંજ આ પ્રાયશ્ચિત્ત! સારું થયું કે, આ નજીવી વાતનો ન્યાય માથામાં ઢીમણાથીજ થઇ ગયો, નહિ તો અવિચારથી સાધારણ રીતે થાય છે, તેમ વાત વધી જાત અને કોણ જાણે કેવી ફજેતી થાત કે કદાચ જિંદગીપર્યંત દિલ ખાટાં થઇ જાત.”

કુમુદઃ “ આપનું કહેવું સાચુંજ છે. નાની નજીવી ઘરખૂણાની બાબતો ઉપર મમતે ચડી જવાથી પ્રેમી દંપતીને પણ સંકટો ભોગવવાં પડે છે અને કેટલીક વાર તેઓ નહિ કરવાનું કરી બેસી લોકોમાં ફજેત થાય છે. પરમ દિવસેજ જોયું હતું ને? પાડોશમાં કેવું તોફાન મચ્યું હતું ! બિચારીનો જરાય વાંક નહિ છતાં કેટલો બધો માર પડ્યો ? ”

“રામ જાણે, મારી બુદ્ધિ કેમ મારી ગઇ હતી કે, આપને આમ કષ્ટ ઉઠાવવું પડ્યું !” એટલું કહીને કુમુદ ચંદ્રના પગમાં પડવા જતી હતી, પણ તેણે તેને તેમ કરતાં અટકાવી દીધી અને કહ્યું: “ અરે પણ છે શું ? એમાં તો મારો પણ અપરાધ ક્યાં નહોતો ? ઊલટી તારેજ મને માફી આપવાની છે. તે દિવસે હું તો ચુનીભાઇને ત્યાં જમી આવ્યો હતો; પણ મને પાછળથીજ ખબર મળી કે, તું તો આખો દિવસ ભૂખીજ રહી હતી. તમારાં સ્ત્રીઓનાં હૃદય અમારા જેવા પાષાણહૃદય પતિઓ માટે કેટલાં કષ્ટ વેઠે છે ? આજથી મને ખાતરી થઇ છે કે, સાચાં પ્રેમીને મનાવવામાં પોતાનું માનભંગ થવાની સમજણ કેવળ ભૂલભરેલીજ છે.”

“ઘટે ના માન મોટાઇ, વહાલાં પ્રેમી મનાવતાં;
મળ્યાં જ્યાં ઉરથી ઉર, ટકે શું તુચ્છ પ્રશ્ન ત્યાં?” (–ભૂમિપુત્ર)

એ પછી કેટલીક વાર સુધી કુમુદની આંખમાંથી આંસુ ટપકતાંજ રહ્યાં અને ચંદ્રને પણ ઘણો પશ્ચાત્તાપ થયો; પણ એ પછી તેમની વચ્ચે અણબનાવ થવાનો પ્રસંગ કદી પણ આવ્યો નથી. પ્રભુ શત્રુના ઘરમાં પણ માનહાનિના આ દુષ્ટ વિચારરૂપી રાક્ષસને ન પેસવા દે, એવી પ્રાર્થના સાથે એ દુષ્ટના પંજામાં ફસાઇને જે દંપતી નાહકનાં દુઃખી થતાં હોય, તેમને પણ ખાસ ભલામણ કરીશું કે, તેમણે એ રાક્ષસને પોતાના મહાશત્રુરૂપે માનીને તરતજ પોતાના ઘરમાંથી વિદાય કરી દેવો.



# २६–खरी प्रभुसेवा

" તેઓએ એક મહાત્માને પ્રશ્ન કર્યો, પ્રભુપ્રાપ્તિ માટે કેટલા માર્ગ છે? તેમણે જવાબ આપ્યો: " સૃષ્ટિમાં જેટલાં અણુઓ છે, તેટલા માર્ગ છે; પણ તે સર્વમાં 'સેવા' એ સર્વોત્તમ અને ટૂંકામાં ટૂંકો માર્ગ છે." —'સરવિસ'

ચોમાસાનો દિવસ હતો, વીજળીઓ અને કડાકા સાથે મૂશળધાર વરસાદ પડી રહ્યો હતો, ચોતરફ જ્યાં જુઓ ત્યાં પાણી ઉછાળા મારતું દોડી રહ્યું હતું. અંધકાર પણ એવો વ્યાપી ગયો હતો કે, કશુંય નજરે પડી શકતું નહિ. એવે વખતે એક પગપાળો માણસ જગન્નાથજીના રસ્તા પર ચાલી રહ્યો હતો. તે એક પરમ શ્રદ્ધાળુ ભક્તજન છે અને " આજે જગન્નાથજીનાં દર્શન કરી કૃતાર્થ થવાશે " એવા વિચારમાં ને વિચારમાં બાહ્યસૃષ્ટિ તરફ જરા પણ લક્ષ્ય આપ્યા વિના પ્રેમમસ્ત થઇને જગન્નાથજીના મંદિર તરફ પ્રયાણ કરી રહ્યો છે. તેણે ઠરાવ કર્યો હતો કે, આજે સાંજની આરતી વખતે ત્યાં પહોંચીજ જવું જોઇએ.

તે અર્ધેક રસ્તે પહોંચ્યો હશે, એટલામાં બાજુ પર આવેલા એક ભાંગ્યાતૂટ્યા ઝૂંપડામાંથી દુ:ખભર્યો અવાજ સંભળાયો. એકાએક તેના પગ ત્યાંજ થંભી ગયા અને તે ઝૂંપડા તરફ વળ્યો. ત્યાં એક સંધિવાથી પીડાતો વૃદ્ધ માણસ, ટાઢથી ધ્રૂજતો એક સાદડી પર પડ્યો હતો અને વરસાદનું પાણી તેના ઉપર ચૂઇ રહ્યું હતું.

પેલા વટેમાર્ગુના હૃદયમાં તેની એવી દશા જોઇને દયા ઊભરાઇ આવી અને કોઇ પણ પ્રકારે તેને મદદ કરવાની લાગણી થઇ આવી. પ્રથમ તો તેણે આજુબાજુમાંથી ઝાડનાં એકબે ડાળાં ભાગી આણ્યાં અને રેસાની દોરડી બનાવી ઝૂંપડાને ઠીક કર્યું. પાણી ગળતું બંધ થયું એટલે તેના જીવને જરા સંતોષ થયો. હવે તે તેની વેદના મટાડવાના વિચારમાં પડ્યો.

પોતાની સાથે જગન્નાથજીની મૂર્તિને સ્નાન કરાવવા સુગંધી અત્તર અને તેલની એક એક શીશી લીધી હતી, તેનું તેને સ્મરણ થઇ

આવ્યું. તેણે તે તેલ અને અત્તરનું પેલાના શરીર ઉપર ઘણા પ્રેમપૂર્વક મર્દન કર્યું. જ્યારે તેના શરીરમાં ગરમી આવી તથા તે દુઃખી જીવ પ્રફુલ્લિત થયો, ત્યારે એ ભક્તહૃદયના આનંદનો પાર રહ્યો નહિ! પણ હવે તેના શરીરની ગરમી ટકાવી શી રીતે રાખવી? તેનાં કપડાં તો ભીંજાઇને તરબોળ થઇ ગયાં હતાં, જગન્નાથજીને પહેરાવવા પોતે એક નવુંજ શેલું લીધું હતું તે તરતજ તેને ઓઢાડી દીધું અને તેની આશિષ લઇ તે વટેમાર્ગું ચાલતો થયો.

હવે તેને યાદ આવ્યું કે, "હું શા કામે જતો હતો અને ક્યાં રોકાઈ ગયો?" વળી પેલાં તેલ, અત્તર અને શેલાંનું પણ સ્મરણ થઇ આવ્યું કે, "અરે તે તો જગન્નાથજીને માટે લીધાં હતાં, તેને મેં ક્યાં વાપરી નાખ્યાં?" પણ હવે આપ્યું કંઇ પાછું લેવાય છે, એમ ધારીને અને મોડું થયું છે, તેટલો વખત તો જરા વધારે ઉતાવળો ચાલીને પણ મેળવી લઇશ, એમ મન વાળીને તે કંઇક શોકગ્રસ્ત ચિત્તે ચાલવા માંડ્યો.

જરા વાર પછી વરસાદ બંધ પડી ગયો. હવે તે ઝપાટાબંધ આગળ વધ્યો જતો હતો; પણ વળી એટલામાં તેને એક બીજો પ્રસંગ મળી આવ્યો અને તેને રોકાવુંજ પડ્યું.

ભૂખથી અશક્ત થઈ જમીન પર ઢળી પડેલો નિરાશ જેવો દેખાતો એક માણસ તેના જોવામાં આવ્યો. હવે શું કરવું? વિચારોની કેટલીક ગડમથલ ચાલ્યા પછી અંતે હૃદયનો વિજય થયો. તેણે દેવને ભોગ ધરાવવા પોતાની પાસે કેટલીક ખાદ્યસામગ્રી લીધી હતી, તે તેને ખવડાવી દીધી! અને પછી ત્યાંથી ઝટ નીકળી નાઠો. "અરે! મેં દેવને ધરાવવાનો ભોગ કોને ધરાવી દીધો? આ વખતે પણ મને કેમ ભાન ન રહ્યું?" એવા વિચારમાં ને વિચારમાં તે આગળ ચાલવા લાગ્યો.

થોડે દૂર ગયા પછી તેને એક માણસનો સંગાથ થઇ ગયો. સાદું ધોતિયું, સફેદ ડગલો, ધોળો ફેંટો અને સાદો દુપટ્ટો એ તેનો પોશાક હતો. કેટલીક વાર સાથે સાથે ચાલ્યા પછી પેલા ભક્તજને પોતાના નવા સોબતીને પૂછ્યું: "આપ ક્યાંના રહીશ છો, શો ધંધો કરો છો અને હાલ ક્યાં જાઓ છો?"

પેલા ગૃહસ્થે જવાબ દીધો: "આખો હિંદુસ્તાન મારું ઘર છે, હું 'હિંદસેવકસમાજ' માંહેલો એક સેવક છું અને તમે કદાચ જાણતા પણ હશો કે, અહીં આટલો વરસાદ છે, પણ દેશના

કેટલાક ભાગો જેવા કે બંગાળા, રજપૂતાના અને ગુજરાત–કાઠિયાવાડમાં આખું ચોમાસું પસાર થઈ જવા છતાં કેટલાએ દહાડાથી વરસાદનો છાંટો સરખો પડયો નથી અને દુકાળના રાક્ષસી જડબામાં સપડાતાં, કચરાતાં આપણાં કરોડો ભાઈબહેનોના તથા અસંખ્ય ગાયમાતાઓના અને બીજાં પશુઓના આર્તનાદો ચોતરફથી આપણાં હૃદય ભેદી રહ્યા છે. તેમાંએ બિચારા ખેડૂતોનાં દુઃખનો તો પારજ રહ્યો નથી. અમારા સમાજનાં માણસોએ જિંદગી સુધીનું દેશસેવાનું વ્રત લીધેલું છે અને અમે તેનું યથાશક્તિ પાલન કરીએ છીએ. આવા સખ્ત દુકાળને અમે સંપૂર્ણ રીતે તો કયાંથીજ પહોંચી વળીએ? પણ તેના હજારમા કે લાખમા ભાગનો પણ ફેર ઓછો થઇ શકે તે માટે અમે પ્રયત્ન કરીએ છીએ અને તે માટેજ હું હમણાં આ તરફ કંઈક મદદને માટે આવ્યો છું.”

આ સાંભળીને પેલા માણસની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં અને તે એકદમ બોલી ઊઠયો: “ભાઇ! તમે આપણા દેશની સેવાને માટે જાત અર્પણ કરી છે! તમને ધન્ય છે! પ્રભુ તમારા પ્રયત્નમાં વિજય અપાવો અને તમો ભાઇઓના હાથે આપણા દેશનો ઉદ્ધાર કરાવો! ભાઇ! હું આજ સુધી આપણા દેશને માટે કશું પણ કરી શકયો નથી, તેથી મને ઘણું લાગી આવે છે. આજે તો મારી પાસે કેવળ આટલું એક નંગજ બાકી રહેલું છે, તેનો આપ દુષ્કાળપીડિત ભાઈબહેનો માટે સ્વીકાર કરશો, તો મારા પર આપનો ઉપકાર થયેલો માનીશ.”

પેલા દેશસેવકે તે નંગનો ધન્યવાદ સાથે સ્વીકાર કર્યો.

બન્ને જણ છૂટા પડયા પછી પેલો ભક્તાત્મા બહુજ મોડો અને તદ્દન ખાલી હાથે જગન્નાથજીના મંદિરમાં આવી પહોંચ્યો. પોતે જગન્નાથજીને માટે કશું પણ લાવી નહિ શકવાથી, સજળનયને પોતાના ખાલી હાથ લાંબા કરી તે મૂર્તિને પગે પડયો.

જગન્નાથજીની સેવામાં કાંઈ પણ ભેટ ધરી નહિ શકવાના ખેદને લીધે રાત્રે તેને બરાબર ઊંઘ પણ આવી નહિ. છેક મોડી રાત્રે તેની આંખો જરા મળી અને તે એક દિવ્ય સ્વપ્ન અનુભવવા લાગ્યો. પોતે સુધારેલી ઝૂંપડી હમણાં એની નજરે પડે છે. પેલો રોગી, પેલો ક્ષુધાતુર અને અસંખ્ય દુકાળિયાંઓ સાથે પેલો દેશસેવક–એ સઘળાં તેના તરફ આભારની લાગણીથી જોઈ રહ્યાં છે તથા પેલી ઝૂંપડીમાં તો સાક્ષાત્ જગન્નાથજીજ બિરાજમાન થઈ રહ્યા છે! જગન્નાથજીએ પેલું શેલું ઓઢેલું છે અને આંગળી-

માં પહેરેલી સુવર્ણમુદ્રામાં પેલું તેજસ્વી નંગ પણ ઝળકી રહ્યું છે! જરા બારીકીથી જોતાં તે નંગ પેલા દેશસેવકને આપેલું તેજ જણાઈ આવ્યું. હવે તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે અત્યંત ભક્તિપૂર્ણ હૃદયે જગન્નાથજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા. જગન્નાથજી તેના તરફ જોઈ પ્રસન્ન મુખથી બોલ્યાઃ "વત્સ! તારી સેવાભક્તિથી હું પરમ સંતોષ પામ્યો છું, તારી સઘળી ભેટો મને પહોંચી ચૂકી છે. જેઓ મારાં સંતાનોની સેવા માટે જે કંઇ ખરચે છે, તે મને તરતજ મળી ચૂકે છે. મારાં હજારો અને લાખો બાળકોને અન્ન અને જળ વિના ટળવળતાં જોયા—જાણ્યા છતાં પણ મારા નામ પર મેળવેલા લાખો રૂપિયાનો ઉપયોગ પોતાની મોજમજા પાછળ કરનારા અને મને ભોગ ધરાવવાને બહાને રોજના હજારો રૂપિયા ભોળા લોકો પાસે ખર્ચાવીને, તે વડે તૈયાર થયેલાં મિષ્ટાન્ન જાતે ખાઇ જનારા અથવા વેચી દેનારાઓ તો ખરેખર મને અને જગતને બન્નેને ઠગે છે! આ બિચારાઓને એટલી પણ ખબર નથી કે, ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम् અર્થાત્ જે માણસ જે પ્રકારે મને ભજે છે, તેજ પ્રકારે હું પણ તેને ભજું છું. પુત્ર! મારાં સંતાનોદ્વારા તારી જે ભેટ આજે મને મળી છે, તેથી હું તારા પર અત્યંત પ્રસન્ન થયો છું અને તેથી હવે મારા દર્શન માટે તારે આટલે દૂર આવવું નહિ પડે, તારા હૃદયમાંજ જ્યારે ઇચ્છીશ, ત્યારે હું તને દર્શન આપીશ; પરંતુ વત્સ! એ મૂર્તિ જેવોજ અને જેટલોજ કાંઇ હું નથી, એ વાત સ્મરણમાં રાખજે અને મારા સત્યસ્વરુપને પ્રાપ્ત કરવામાં તારું મન પરોવજે."

ભક્તે કહ્યુંઃ "પ્રભો! આ ઘોર કળિકાળમાં આપનામાં ચિત્ત પરોવવાનું મારાથી કેમ કરીને બનશે?"

ત્યારે જગન્નાથજીએ કહ્યું કે, "મારા સત્યસ્વરૂપની પ્રાપ્તિ સિવાયની અન્ય સર્વ કામનાઓ તજીને મારાં દીન–દુઃખી સંતાનોની સેવા સર્વભાવે અને નિરભિમાનપણે કરવાથી તું અને અન્ય જે જે પ્રાણીઓ આ પ્રકારનું અવલંબન કરશે, તેઓનાં ચિત્ત બીજાં કર્મો કર્યા સિવાય પણ અવશ્ય વિશુદ્ધ તથા વિશાળ બનીને, તેમાં જેમ શુદ્ધ જળ ભરેલા નાના કટોરામાં પણ મહાન સૂર્યદેવનાં દર્શન થાય છે, તેમ–મારું અમાપ, અલક્ષ્ય, નિરુપમ ચૈતન્યાનંદમય સત્યસ્વરૂપ પ્રકટ થઇ તેને પોતાના જેવોજ કરી મૂકશે."





# ૨૭–ચુડેલ અને ચોર

(૧)

મારું પિયર યુક્તપ્રાંતોના એક શહેરમાં આવેલું છે, જેનું નામ બતાવવું હું ઉચિત સમજતી નથી. બચપણમાં મારાં માત-પિતા સાથે હું ત્યાંજ રહેતી હતી. હું દશ–બાર વરસની થઇ ત્યાં-સુધી મારું લગ્ન થયું ન હતું. ઉંમર પ્રમાણે હું સમજદાર ગણાઉં ખરી, પણ તેની સાથે હિંમતબહાદુર (?) પણ એવી હતી કે, કદી કદી ચાંદની રાતમાં મારી છાયા પણ મને ભય ઉપજાવતી! અં-ધારામાં તો પાંચ મિનિટનો રસ્તો પણ મારે એકલીએ કાપવો એ અસંભવિત હતું! ભૂત, પ્રેત અને ચોરોથી હું એટલી બધી ડરતી કે, ભોગજોગે જો રાત્રે સૂવા આગમચ તેની વાત સાંભળવામાં આવી હોય, તો પછી આખી રાત ઊંઘનું નામજ નહિ! જો કે હમણાં તો હું એવા પતિને પાલવે પડી છું, કે જે ભૂતપ્રેતના તો શું પણ પરમ પિતા જગદીશ્વરના અસ્તિત્વ વિષે પણ કદી કદી શંકા ધરાવે છે; છતાં મારા પૂર્વના સંસ્કારોની જડ હજી પણ ગઇ નથી. કદી કદી એવા પ્રસંગો ઊભા થઈ આવે છે કે, પતિ ક્યાંય બહાર ગયા હોય, રાત્રે ઉકળાટ પુષ્કળ થતો હોય ને હું અગાસીમાં એકલી સૂતી હોઉં, એવામાં જો બિલાડીનો ખડખડાટ કે ઊંદરની દોડાદોડનો અવાજ સાંભળવામાં આવે; તોપણ લાગલીજ હું ઘરમાં દોડી જાઉં અને બારીબારણાં સઘળું બંધ કરીને અંદર સૂઇ રહું! પછી ત્યાં ભલે પરસેવાના રેબઝેબ વળતા હોય, ઉકળાટથી જીવ ગભરાઈ ઊઠતો હોય કે કાં તો મચ્છર કરડી ખાતા હોય, તોપણ બહાર પગ મૂકવાની વાત નહિ!

મારા પિયરના ગામમાં અમારા ઘરથી થોડેજ છેટે મારું મોસાળ હતું. મોસાળમાં મારા દાદા, મામા, મામી અને તેમના ચાર દીકરાઓ અને તેમના બે પરણેલા દીકરાની વહુઓ, એટલાં માણુસો હતાં. મારા મોટા મસિયાઇ ભાઇનું નામ જાનકીનંદન હતું.

તેની સ્ત્રી મારા પર ઘણું હેત રાખતી. મારા મામાનું ઘર પાકી બાંધણીનું અને વિશાળ હતું. ઘરના આંગણામાં લીમડાનું એક મોટું વૃક્ષ હતું અને આજુબાજુ બીજાં પણ ઘણાંક ઘરો આવેલાં હતાં.

(૨)

કાર્તિક મહિનાના કૃષ્ણપક્ષમાં એક દિવસે એક વિચિત્ર ઘટના બની. મારી એક ભાભી ઘણા દિવસોથી માંદી હોવાથી અને ગામના ઘણાક વૈદ્ય—ડૉકટરોથી આરામ ન થવાથી, તેને કાશી લઈ જઇને કોઇ હોશિયાર ડૉકટરની દવા કરવાનું ઠર્યું.

એક દિવસે સાંજની ગાડીએ મારાં દાદાને અને મોટાભાઇ જાનકીનંદનની સ્ત્રીને ઘર આગળ રાખીને બીજાં સર્વ કાશી તરફ ઊપડી ગયાં.

મારી ભાભી મારા કરતાં ઉંમરે કંઇક મોટી હતી, પણ તેની સાથે તે બીકણપણામાં પણ મારાથી ચઢિયાતીજ હતી; તેથી મારાં દાદીએ મારી માને કહ્યું હતું કે, “ બહેન! જાનકી વહુ ઘર આગળ એકલીજ હોવાથી બધાં કાશીથી આવે ત્યાંસુધી તેની પાસે સૂવાને કીકીને ( મારું બચપણનું નામ ) મોકલજે.”

અહીં જરા ચાલતા પ્રસંગની વચમાંજ હું મારાં, મારી ભાભીનાં અને સાથે સાથે અન્ય સ્ત્રીઓનાં પણ બીકપણાનાં કારણો કહીશ; કારણ કે, અમો બન્ને જણીઓની પેઠે ઘણીખરી સ્ત્રીઓ બીકણ રહ્યા કરે છે.

મારી સમજમાં પહેલી વાત તો એ આવે છે કે, અમે લોકો ભીરુ માબાપનાં–તેમાંએ ખાસ કરીને ભીરુ માતાનાં–સંતાન છીએ. અમારે બચપણથીજ એવાં ઘરોમાં અને અને એવાં આડોશી-પાડોશીઓ વચ્ચે રહેવું પડે છે, કે જ્યાંથી અમારા હૃદયમાં ભયનાં મૂળ દૃઢ જામી જાય છે. ઘણાક છોકરાઓ બીકણ બની જાય છે, તેનું કારણ પણ તેમની માતાઓ અને તેમનાં “ બેટા! દૂર રમવા ન જઇશ—ત્યાં હાઉ આવ્યો છે ” “ જોજે અંધારે બારણા બહાર પગ ન મૂકતો, ત્યાં તો ભૂત છે!” ઇત્યાદિ ભીરુતાભર્યાં વચનોજ છે; પરંતુ છોકરાઓ તો મોટા થતા જાય છે, તેમ તેમ તેમને કંઇક કંઇક શિક્ષણ મળતું રહે છે. તેઓ બહાર ફરી શકે છે, સારા સારા શિક્ષિત માણસોમાં ભળી શકે છે અને તે રીતે શિક્ષણ અને સત્સંગના પ્રભાવથી તેમનો બીકણ સ્વભાવ સંપૂર્ણ

નહિ તો ઘણેક અંશે નાબૂદ થઈ શકે છે; પરંતુ આમો સ્ત્રીજનને તો નથી મળતું શિક્ષણ કે નથી મળતો સત્સંગનો અવસર! બસ, ઘરની ચાર દીવાલોની વચમાંજ જે કૂવાના કાચબા જેટલું–ભયનું અને ભૂતપલીતનું જ્ઞાન મળ્યું તેજ આખો જન્મારો અમારા હૈયાનો હાર બની રહે છે! હું અને મારી ભાભી પણ આવાં કારણોથીજ આટલાં બીકણ બની ગયાં હતાં.

હું દરરોજ મારી ભાભી પાસે સૂવા જવા લાગી. એક દિવસ દીવાબત્તી પછી વાળુ કરીને ત્યાં જવા નીકળી; એવામાં એકાએક ખૂબ જોરથી વરસાદ પડ્યો અને હું તદ્દન ભીંજાઈ ગઇ. મુકામે જઇને મેં કપડાં બદલી નાખ્યાં અને એક સફેદ ચાદર પડી હતી, તે પહેરી લીધી તથા ગામડાંની છોકરીઓની પેઠે કાછડો મારી દીધો. કેટલીક વાર સુધી અમે બન્ને વાતો કરતી બેઠી અને પછી સૂઇ ગઇ.

રાત્રિના અગિયાર વાગતાને સુમારે મને ઘણીજ તરસ લાગી; પણ આજે ઓરડામાં પણી મૂકવું અમે ભૂલી ગયેલાં હોવાથી પાણિયારા સુધી અંધારામાં જવા મારો જીવ કહ્યું કરતો ન હતો.

મેં મહામુસીબતે ભાભીને જગાડી ને પાણિયારા સુધી મારી સાથે આવવા કહેતાં, તેણે ઝોકાં ખાતાં ખાતાંજ કહ્યું કે, "જાઓ, તમે પાણી પી આવો, હું બારણા આગળ જોતી ઊભી રહું છું." તે ત્યાં ઊભી અને હું બીતી બીતી પાણી પીવા ગઇ. પ્યાલું ઉઠાવીને મેં બે–ચાર ઘૂંટડા પાણી પીધું હશે, એટલામાંજ ઓરડામાંથી ભાભીની એક ચીસ સંભળાઈ! હું થરથરી ઊઠી અને સમજી કે કોઇ ચોરે ભાભીને દબાવી દીધી હશે કે કાં તો ઘરમાં ચોર ભરાયલો તેના જોવામાં આવ્યો હશે! ધ્રૂજતી ધ્રૂજતી હું ઓરડા પાસે આવી, પણ કોઇ ચોર આસપાસ જોવામાં આવ્યો નહિ. મેં જાણ્યું કે ઘરના બીજા ભાગોમાં ફરતો હશે. હું તરતજ ભાભીના પડખામાં ભરાઇ ગઇ અને "ચોર, ચોર," એમ બૂમો પાડીને રડવા લાગી. ભાભીએ પણ મારોજ સાથ દીધો અને તે પણ પોકારી ઊઠી!

આ બુમરાણ સાંભળીને મારા દાદા, મહોલ્લાના લોકો અને નોકરો સાથે ફાનસ લઇને દોડી આવ્યા. મેં ઓરડામાં પેસતાંજ કમાડ વાસી દીધાં હતાં, એટલે તેઓ ઓરડા બહારજ ઊભા રહીને બારણાં ઠોકવા લાગ્યા અને તે ઉઘાડવાને બૂમ મારવા લાગ્યા. હું તો રડતીજ રહી, પણ ભાભી કે જેણે રડવાનો આરંભ પણ

મારા પહેલાંજ કર્યો હતો, તે સાવધ પણ મારા પહેલાંજ થઈ ગઇ. તેણે ઊઠીને બારણું ઉઘાડી નાખ્યાં અને બાજુએ હઠીને તે ગુપચુપ ઊભી રહી. જાણે અબોલાવ્રતજ ધારણ કર્યું ન હોય!

દાદાજીએ મને પૂછયું: "બચી! ચોર ક્યાં આગળ જોવામાં આવ્યો?"

જો કે મેં હજી સુધી ચોર તો જોયોજ ન હતો અને માત્ર ભાભીની ચીસ ઉપરથીજ હું રોવા લાગી હતી, છતાં રડતાં રડતાં પણ મારી નજર જાણે ચોર, ચોર ને ચોરજ જોઈ રહી હતી!

તેથી મેં દાદાજીને કહ્યું: "એક ધોળાં ધોળાં કપડાંવાળો લાંબો લાંબો માણસ મારા જોવામાં આવ્યો હતો! બસ, એ પછી હું કશું પણ જોઇ શકી નથી."

દાદાજી અને મહોલ્લાના લોકો ફાનસ લઈને આખું ઘર ફરી વળ્યા; પણ ન મળ્યો ચોર કે ન મળ્યો ચોરનો ભાઇ! ભાભીની ચીસનો ભેદ તો હજી સુધી છૂપોજ રહ્યો હતો. લોકોએ જાણ્યું કે મેં જેવું જોયું હશે તેવુંજ એના જોવામાં પણ આવ્યું હશે એટલે તેઓ વધારે પૂછપરછ નહિ કરતાં વેરાઈ ગયા ને અસલ વાત ભેદમાંજ રહી! એ પછી દાદાજી પણ માળ ઉપર એક નોકરને સુવાડી અને ફાનસ બળતું રાખીને પોતાની મેડીએ ગયા.

(૩)

જ્યારે અમે બન્ને બરાબર સ્વસ્થ થયાં, ત્યારે ભાભીને પૂછતાં તેણે જવાબ દીધો કે: "પણ તમને કહ્યું હતું કોણે કે મેં ચોર દીઠો છે?" હું નવાઈ પામી અને ફરીથી પૂછવા લાગી: "ત્યારે વાત શી હતી?"

ભાભીએ જવાબ દીધો: "મેં તો ચોર નહિ પણ ચુડેલ દીઠી હતી અને તે ચુડેલ તે બીજી કોઇ નહિ પણ તમેજ હતાં!"

એટલું કહીને એ તો ખૂબ હસવા લાગી. આમાં હું કંઇ પણ સમજી શકી નહિ. મારા આશ્ચર્યનો પારજ રહ્યો નહિ. આખરે ત્રાસ પામીને મેં કહ્યું: "તું કહે છે શું? જે હોય તે સ્પષ્ટ સમજાવી દે ને!"

તેણે જવાબ વાળ્યો: "સાંભળો, શું થયું હતું તે કહી સંભળાવું. મને જ્યારે તમે ઊંઘમાંથી ઉઠાડી ત્યારે મારું આળસ દૂર થયું ન હતું. હું ઊંઘમાં ને ઊંઘમાંજ બારણા આગળ ઊભી હતી,

એટલામાં મારી નજર આપણા લીમડા ઉપર પડી. પહેલાં મેં સાંભળ્યું હતું કે એ ઝાડ પર કોઇક ચુડેલ રહે છે. બસ, તેનું સ્મરણ થઇ આવતાં કોઇ ભયાનક શરીરવાળી સ્ત્રી ડાળી પરથી ઊતરીને મારા તરફ આવતી જણાઈ! એ દરમિયાન તમે પાણી પીવા ગયાં છો, એ ખ્યાલ મારા મગજમાંથી તદ્દન જતોજ રહ્યો હતો! તેથી પેલી ચુડેલને આગળ વધતી જોતાં આ તરફ તમારા પર એકાએક નજર પડી અને તમને જોતાંજ મારી ખાતરી થઇ ગઇ, કે આ ચુડેલજ છે અને તે લીમડા પરથી ઊતરીને આટલે સુધી આવી પહોંચી છે! અધૂરામાં પૂરું તમારો કાછડો જોઇને તો હું છેકજ ડરી ગઇ! પછી જ્યારે તમે ત્યાંથી આવીને કમાડ બંધ કરી દીધાં અને 'ચોર' 'ચોર' કહીને રડવા લાગ્યાં, ત્યારે મારો એ ભ્રમ તો દૂર થયો, પણ સમજી કે તમે કોઇ ચોર–બોરને જોયો હશે અને તેથી હું પણ તમારી સાથેજ રોવા લાગી! પણ હવે કહો, તમે ચોરને ક્યાં જોયો હતો?"

મેં જવાબ દીધો: "મેં તો ચોર દીઠો ન હતો, પણ તમારા રડવાથી ચોર હશે, એમ માની લઇને હું પણ રડવા મંડી ગઇ હતી! હવેજ તમામ ભેદ ખુલ્લો પડી ગયો! ન હતો ચોર કે ન હતી ચુડેલ. કેવળ ભ્રમનુંજ આ બધું પ્રકરણ હતું!

બચપણમાં માતપિતા ઇત્યાદિ તરફથી મનમાં ઠસી ગયેલી વહેમની અને ભયની વાતોને લીધે, દેશનાં લગભગ પ્રત્યેક ઘરનાં બાળકો, મોટી ઉંમરે પણ થોડે યા ઘણે અંશે, આ વાતમાં જણાવ્યા પ્રમાણેના ભય અને વહેમને આધીન રહે છેજ. બચપણમાં મળેલા આવા કુસંસ્કારોનું ફળ કેટલું બધું ખરાબ આવે છે! વાચકબંધુ અને ભગિનીઓ! જો તમારાથી પણ જાણ્યે–અજાણ્યે આવા કુસંસ્કાર તમારાં બાળકોમાં નંખાઇ જતા હોય તો, તેને એક મહાપાતકરૂપ સમજીને જરૂર ત્યજી દેજો અને ભૂત, પ્રેત, ચુડેલ, વાઘ, સાપ, બાવો ઇ૦ આવ્યાની ધમકી આપવાનું બંધ કરીને પ્રેમ અને શૌર્યની વાતોથીજ તેમને આજ્ઞામાં રાખવાનું શીખવજો અને તેમનાં હૃદય ખીલવજો.

"રમે જે જે તેને, રમત રમવા દે રસભરી;
"ભમે જ્યાં જ્યાં, ત્યાં ત્યાં, ભ્રમણ કરવા દે ભય હરી."*

* વીરસૂ–વિહારી.

બચપણમાંથી બાળકોમાં કેવા કેવા ગુણ માતપિતાએ ખીલવવા જોઈએ એ વિષયપર લખાયેલો એક ટૂંકો નિબંધ આ પ્રસંગને અનુસરતો અને ઉપકારક જણાવાથી તે આ નીચે આપવામાં આવ્યો છેઃ-

## બાળકોને કેવી ટેવો પાડવી જોઇએ?

આ સૈકામાં શિક્ષણનું મહત્ત્વ સર્વત્ર ફેલાઇ ગયું છે. પ્રત્યેક સ્થાનમાં સાચાં મનુષ્ય બનાવવાના-ચારિત્ર્ય ( આચરણ ) સુધારવના પ્રયત્નો ચાલી રહ્યા છે. સુધારકગણ પોતપોતાના સમાજો-મંડળીઓ-અને સંસ્થાઓદ્વારા શિક્ષાનો દિન પર દિન અધિક પ્રચાર કરી રહ્યો છે. વિદ્યાથી બુદ્ધિનો વિકાસ થાય છે એ સત્ય છે, પરંતુ મનુષ્યને પોતાનું વર્તન ઉત્તમ બનાવવાની પણ ઘણીજ આવશ્યકતા છે અને તેને માટે વિદ્યા સિવાય બીજાં પણ કેટલાંક સાધનોની જરૂર છે.

સદ્વર્તન, કર્તવ્યપ્રેમ અને પ્રમાણિકપણું, આ ગુણો મનુષ્યને માટે એટલા બધા જરૂરના છે કે, એના સિવાય શુદ્ધ ચારિત્ર્ય બંધાવુંજ અસંભવિત છે. પાશ્ચાત્ય વિદ્વાન માર્ટિન લ્યૂથર લખે છે કે, “ કોઇ પણ દેશની ઉન્નતિનો આધાર ત્યાંની ઉપજ, ત્યાંના સુદૃઢ વિશાળ કિલ્લાઓ કે સુંદર ઇમારતો ઉપર રહેલો નથી; પરંતુ તે તે દેશનાં ચારિત્ર્યવાન મનુષ્યો ઉપરજ રહેલો છે.”

એક વખત ચૌદમા લૂઇએ પોતાના મુખ્ય મંત્રીને પૂછ્યું કે, “ હું આટલા મોટા દેશનો રાજા હોવા છતાં હોલેંડ જેવો નાનો પ્રદેશ મારાથી કેમ જીતી શકાતો નથી ? ”

પ્રધાને ઉત્તર આપ્યોઃ “ મહારાજ ! દેશની શક્તિનું માપ વસ્તીની વિશેષ સંખ્યા ઉપરથી નહિ, પરંતુ પ્રજાના ચારિત્ર્ય-સદાચરણ ઉપરથી થાય છે. ” તે વખતના ડચ લોકોની ઉન્નતિનું કારણ તેમના સદ્ગુણોજ હતા. મોજ-શોખ અને એશ-આરામ જેવા દુર્ગુણોથી રોમ જેવા અતિ બળવાન તથા વિસ્તૃત મહારાજ્યનો પણ અંત આવી ગયો હતો.

એકાદ વિલક્ષણ બુદ્ધિવાળા મનુષ્યને જોઇને આનંદ થાય છે ખરો, પરંતુ માન તો સદાચરણીનેજ વધારે અપાય છે. બુદ્ધિ એ મગજનો વિષય છે, પણ વ્યવહાર તો હૃદયથીજ દીપે છે. જ્યાંસુધી હૃદય ઉન્નત થયું નથી, ત્યાંસુધી સઘળું શિક્ષણ અપૂર્ણ છે.

પ્રસિદ્ધ વક્તા શેરિડનના સંબંધમાં કહેવાય છે કે, જો તેનામાં સદ્વર્તન હોત તો તે સમસ્ત જગત ઉપર પોતાનો પ્રભાવ પાથરી શકત; પરંતુ કેવળ સદાચરણનાજ અભાવથી તેનાં વ્યાખ્યાનોની જનસમુદાય પર જોઇએ તેવી અસર થઇ શકી ન હતી. ઇતિહાસ સાક્ષી પૂરે છે કે, જે જે મહાપુરુષો આ સંસારમાં કીર્તિના અચળ સ્તંભો ચણી ગયા છે, તે પોતાના સદાચરણરૂપી ઇંટો વડેજ ચણી ગયા છે. વૉશિંગ્ટનમાં અન્ય ગુણો કરતાં પોતાના જીવનને નિ-ષ્કલંક બનાવવાનો સદ્ગુણ અધિક હોવાથીજ તે આટલા ઉચ્ચ પદ પર ચડી શક્યો હતો.

જમીનનો સ્વભાવ છે કે, જો તેમાં સારાં બીજ વાવવામાં નહિ આવે, તો તૃણાદિ હલકા હલકા છોડવાઓ આપોઆપજ ઊગી નીકળે છે. આ સંબંધમાં જમીનનો અને બાળકોનો સ્વભાવ એક-સરખોજ છે. જો બાળકને બચપણથીજ સારી ટેવોનો અભ્યાસ નહિ પાડવામાં આવે, તો તે આપોઆપ નઠારી ટેવો પકડી લે છે અને સારી કે નઠારી ગમે તેવી આદત એક વાર પડ્યા પછી તેના પંજામાંથી છૂટવું બહુજ મુશ્કેલ લઇ પડે છે.

મદિરાપાન કરનારાઓને આરંભમાં તો કમકમી આવે છે, ઊલટી થાય છે અને ચક્કર પણ આવી જાય છે; પરંતુ જ્યારે આ-દત પડી જાય છે, ત્યારે તે ખુશીથી તેને પીવા લાગે છે. તમાકુ, બીડી, સિગારેટ અને અફીણ વગેરે અન્ય માદક વસ્તુઓના સંબં-ધમાં પણ એમજ સમજવું.

એક વખતે એક કિલ્લામાં એક જણને કેદ પૂરવામાં આવ્યો હતો. અદાલતમાં તેનો મુકદ્દમો ચાલતાં ન્યાયાધીશે તેને નિર્દોષ ઠરાવી છોડી મૂકવાનો હુકમ કર્યો; પરંતુ તે ઘણો કાળ જેલમાંજ રહેલો હોવાથી તેને ન્યાયાધીશના હુકમથી જરા પણ આનંદ થયો નહિ. ઊલટી તેણે તો ન્યાયાધીશને પોતાને જેલમાંજ રાખવાની પ્રાર્થના કરી. તાત્પર્ય કે જે આદત મનુષ્યના અંતઃકરણમાં એક વાર પેસી જાય છે, તે પાછી નીકળવી બહુજ કઠિન થઇ પડે છે.

વિદ્વાન પુરુષો પણ આદતના ગુલામ હોય છે; કારણ કે તેમ-નાથીએ બચપણમાં જે ટેવો પડી ગઇ હોય છે, તે ભાગ્યેજ છૂટી શકે છે; માટે માબાપનું સૌથી મોટું કર્તવ્ય એજ સિદ્ધ થાય છે કે, તેમણે પોતાનાં સંતાનોને સારી ટેવો પાડતાં શીખવવું.

માણસ એ ટેવોનું પૂતળું છે, એ ટેવો ઉમદા હશે તોજ તેનું આખું જીવન ઉત્તમ નીવડશે. બાલ્યાવસ્થાનો અમૂલ્ય સમય બહુધા માતાના સહવાસમાંજ વીતે છે, તેથી માતાનાં સ્વભાવ અને આચરણની છાપ બાળક ઉપર ઘણીજ ઊંડી પડે છે. અભિમન્યુ માતાના ઉદરમાંજ ચક્રવ્યૂહની વિદ્યા શીખી ગયો હતો; નારાયણરાવ પેશ્વાનું ખૂન કરાવનારી આનંદીબાઇના તીવ્ર સ્વભાવની અસર તેના પુત્ર બાજીરાવમાં પણ ઊતરી હતી અને મુંબઇના ગાયનશાસ્ત્રી શ્રીયુત બર્વેની કળા તેના પુત્ર મનહરમાં નાનપણથીજ સ્પષ્ટ થઇ છે. તે ઘણાકોએ જોયું હશેજ.

જ્યારે ગર્ભમાં પણ બચ્ચા ઉપર માતાના સારાનરસા સ્વભાવની અસર થયા વિના રહેતી નથી, ત્યારે જન્મ પછી જ્યારે તેની અનુકરણ કરવાની શક્તિ ઘણીજ પ્રબળ હોય છે ત્યારે તેની સાથે અધિક સમય રહેવાથી બાળકનાં કોમળ સ્વચ્છ હૃદય પર માતાની સારીનબળી ટેવોની અસર થાય એમાં શું આશ્ચર્ય ?

માણસ જે ટેવ અથવા લક્ષણ શીખે છે, તેનું મુખ્ય શિક્ષણસ્થાન ઘર છે. 'ઘર નરને બનાવે છે' એ કહેવત પરથી ગૃહશિક્ષણ કેટલું જરૂરનું છે, તે સ્પષ્ટ થાય છે. બાળકના કોમળ હૃદયરૂપી બગીચામાં ટેવરૂપી સારાં કે નઠારાં, જેવાં બીજ વાવવામાં આવશે, તેવાંજ ફળફૂલ વખત જતાં-યુવાવસ્થામાં ખીલી નીકળશે અને તેવીજ સારી કે નરસી અસર તેના જીવનમાં કુટુંબમાં અને દેશમાં તે ફેલાવશે.

મનુષ્ય ગમે એટલો સભ્ય, નિરભિમાની અને વિનીત અથવા નમ્ર હોય, પણ બચપણમાં તેને જે ટેવો પડી હોય તેની અસર હૃદયમાંથી કદાપિ જતી નથી. ચારિત્ર્ય સુધારવાનું કેન્દ્રસ્થાન ઘરજ છે. માણસ બચપણમાં જેટલું શીખે છે, તેટલું તે પછીની પોતાની આખી જિંદગીમાં પણ શીખી શકતો નથી.

બાળક જે જે કામ થતાં નજરે જુએ છે; તેની નકલ અનાયાસેજ કરવા મંડી પડે છે. સ્કૉટનો ગાયનવિદ્યાનો શોખ તેની માતાના અનુકરણમાંથીજ ઊભરી નીકળ્યો હતો. ઉપદેશની જેટલી અસર થાય છે, તેના કરતાં પ્રત્યક્ષ ઉદાહરણની અસર ઘણીજ વધારે થાય છે.

"એક ઉત્તમ માતા સો શિક્ષકોની બરાબર છે." એ અક્ષ-

રશઃ સત્ય છે. નેપોલિયનમાં અને શિવાજીમાં સ્વદેશપ્રેમ ઉત્પન્ન કરાવનાર તેમની માતાઓજ હતી. માતાઓની મહત્તાના સંબંધમાં આખી પૃથ્વીના તમામ દેશના લોકોનો એકજ મત છે. જો કોઇ કૃતઘ્ની પુરુષને પણ તેની માતાના સંબંધમાં પૂછવામાં આવશે, તો તે મુક્તકંઠથી તેની પ્રશંસા કર્યા વિના રહેશે નહિ.

જેનાથી માણસ સાચો ગૃહસ્થ બની શકે, એવી કેળવણીનો હિંદુસ્તાનમાં અભાવ છે. પિતાનાં કર્તવ્ય જાણી શકવા પહેલાંજ પિતા બની જવાનો અવસર આવી પહોંચે છે અને માતાની ધર્મ-ફરજ સમજવા પહેલાંજ માતા બની જવું પડે છે! આવી સ્થિતિમાં એવાં માબાપો પોતાનાં બાળકોને શિક્ષણ—જે તેના જન્મદિવસથીજ શરૂ થઇ ચૂકે છે, તે કેવી રીતે આપી શકે? અને એજ કારણથી બાળક બહુધા દુરાચારી બની જાય છે અથવા ખરાબ આદતમાં ફસાઇ પડે છે.

મૂર્ખ લોકોના વિચાર પ્રમાણે ઇશ્વરે કાંઈ સ્ત્રીને કેવળ દાસી સમાન કામ કરવાને કે પુરુષનાં આનંદના સાધન તરીકે બનાવી નથી. માતા જે શિક્ષણ આપી શકે છે, તે હજાર શિક્ષકોનાં શિક્ષણ કરતાં પણ શ્રેષ્ઠ હોય છે. ખરેખર તે એક દૈવી શિક્ષિકા છે. સદ્‌ગુણ અને સભ્યતાની પાઠશાળા આરંભમાં ઘરજ છે. જો એ શાળામાં અજ્ઞાન ફેલાયલું હશે, તો ભાવી પ્રજાનું ચરિત્ર સુધારવાનું મહાકઠિન થઈ પડશે.

નેપોલિયન બોનાપાર્ટ કહેતો હતો કે, “ બાળક સારું કે નઠારું નીવડે તેનું કારણ તેની માતાના સારાનરસા વિચારજ હોય છે. મારામાં જે કાંઈ દૃઢતા અને પરાક્રમ હશે, તે મારી માતાનાંજ આપેલાં છે. ”

જો કે એવું કહેવામાં આવે છે કે, સ્ત્રીઓએ દુનિયામાં કોઇ મહાન કામો કર્યાં નથી, રામાયણ કે મહાભારત જેવાં મહાકાવ્યો રચ્યાં નથી અથવા વરાળયંત્ર કે વિદ્યુત્ યંત્રોની શોધખોળ કરી નથી, એ સત્ય છે ખરું; તોપણ એમણે જે જે કાર્યો કર્યાં છે, તેની બરાબરી પુરુષ કદાપિ કરી શકશે નહિ; કારણ કે માતાદ્વારાજ એવા એવા વિદ્વાનો અને શોધકો ઉત્પન્ન થયા છે. જો તેમને તેમનું યોગ્ય શિક્ષણ ન મળ્યું હોત તો આવી આવી શોધખોળો થાત કે નહિ, એ કહેવું કઠિન છે.

આજકાલ જ્યાં જોશો ત્યાં ઉન્નતિનાજ વિચાર ચાલી રહ્યા છે, પરંતુ જ્યાંસુધી ગૃહશિક્ષણ યોગ્ય રીતે આપવામાં આવશે નહિ, ત્યાંસુધી ભારતની ઉન્નતિ અસંભવિત છે.

માટે એક કવિ વીરમાતાને ઉદ્દેશીને કહે છે તેમઃ-
" આનંદ, ગાન, ગમતે, રમતે, કળામાં,
તું બાળશિક્ષણ શરૂ કર પારણામાં. " (-વિહારી)

બાળકનું મગજ મીણ જેવું નરમ હોય છે. એના ઉપર જેવા સંસ્કાર પાડવામાં આવે તેવા પડી શકે છે. જો બાળકને સારી ટેવો પાડવામાં આવશે, તો તે મોટું થતાં એક લાયક વ્યક્તિ તરીકે ઝળકી ઊઠશે. ખરેખરઃ—

" ઉછેર્યો આ રીતે, નીતિ, રીતિ અને ઊંચી કૃતિથી,
પછી એ તારાને અસત, અનીતિનો ભય નથી;
ઉછેરેલો એવી રીતથી અપરાધે ન કરશે,
તને-તેને શિક્ષા, કરવી-ખમવી યે ન પડશે " ×

ઉપર ગણાવી તે સિવાય નમ્ર, આજ્ઞાકારી અને નીડર થવાની, સારાસાર સમજવાની, ઈશ્વર પર ભક્તિ રાખવાની અને નિરભિમાની થવાની અને એવી બીજી અનેક સારી ટેવો પણ બાળકોને અવશ્ય પાડવી જોઇએ. સુશીલ માતાઓએ અને ભવિષ્યમાં માતા બનનારી સ્ત્રીઓએ આ વિષય અવશ્ય વાંચવોજ જોઇએ અને તે પ્રમાણે વર્તવું જોઇએ; એટલુંજ નહિ પણ પ્રત્યેક પુરુષે પણ પોતાનાં સંતાનને સુધારવા માટે આવી અગત્યની બાબતો પર અવશ્ય ધ્યાન આપવું જોઇએ.



× વીરસૂ-વિહારી



# ૨૮–પોથી–પુરાણ

એક દિવસ સંધ્યાકાળે હું મારા એક મિત્રને મળવા ગયો; પણ દીવાનખાનામાં તેને નહિ જોવાથી ઘરના અંદરના ભાગમાં જઇ પહોંચ્યો. અમે બચપણના સાથી હતા. હું તેના કુટુંબમાં એટલો બધો ભળી ગયો હતો કે, સઘળાં માણસો મને પોતાનાજ કુટુંબનો ગણીને મારા પર સ્નેહ રાખતાં. બારણામાં પગ મૂકતાંજ મેં કોલાહલ સાંભળ્યો અને આગળ જઇને જોઉં છું, તો મારા મિત્રની ત્રણે બહેનો એક બિલાડીનો પગ દોરીથી બાંધીને ઘણીજ નિર્દયતાથી તે બિચારીને આમતેમ ઘસડી રહી હતી. બીજી તરફ તેનો નાનો ભાઈ ચૂલા પાસે બેસીને રાખની ગોળીઓ વાળી રહ્યો હતો. મારો મિત્ર ઊભો ઊભો છોકરીઓને ધમકી આપી રહ્યો હતો, પણ સાંભળેજ કોણ? મેં જાણ્યું કે, આ નગારાની ધૂનમાં તતૂડીનો અવાજ સંભળાશે નહિ, માટે કાંઇ પણ કહેવું વ્યર્થ છે; પણ આવો નિર્દય તમાસો હું ક્યાંસુધી જોઇ શકું? તરતજ એક બાજુએ પડેલા મેજ પર હું બેસી ગયો અને મારા હાથમાં એક કાવ્યસંગ્રહનું પુસ્તક હતું તે ઉઘાડીને તેમાંથી "ગાજે પાટણપુરમાં ગરવી ગુર્જરનો ધણી રે" એ જસમા ઓડણની ગરબી ઊંચે સ્વરે ગાવા લાગ્યો.

એકાદ કડી લલકારી એટલામાંજ વીજળી જેવી અસર થઈ ચૂકી. બિલાડી બિલાડીને ઠેકાણે રહી ગઇ અને બધી છોડીઓ દોડી આવીને મારી આસપાસ વીંટાઇ વળી. ગરબીનો રાગ ઘણો સુંદર હતો અને ભાવ પણ ઝટ સમજી શકાય એવો સરળ અને બધાંને રુચે એવો હતો. વળી મેં પણ જરા દિલ ખોલીને લલકાર્યું હતું, એટલે તે બધાં મારી સાથે એકતાન થઈ ગયાં. છોકરીઓ ભણવા જતી એટલે તેમને કંઇક કંઇક વાંચતાં આવડતું હોવાથી તેઓ પણ ચોપડીમાં ડોકાવી ડોકાવીને મારી સાથે સૂર પૂરવા લાગી. ઘરમાં કોલાહલને ઠેકાણે મધુર સંગીતધ્વનિથી શાંતિનું રાજ્ય ફેલાઇ

રહેલું જોઇને રસોડામાંથી માજી પણ ત્યાં આવી પહોંચ્યાં અને આ અદ્ભુત લીલા જોઇને ચકિત થઇ ગયાં. મારી પ્રશંસાનો તો એમણે પુલજ બાંધી દીધો અને પોતાનાં છોકરાં તરફ આંગળી બતાવીને કહેવા લાગ્યાં કેઃ

"ભાઈ! આ છોકરીઓ તો હત્યારીજ છે અને છોકરો પણ તેવોજ! કોઇ બિલાડીને બાંધે તો કોઈ કૂતરાંનાં બચ્ચાંને બાથ ભરે. કોઇ દેવતા સાથે ખેલ કરતું હોય તો કોઇ ચપ્પુછરી ઉછાળતું હોય. પ્રભુ, તોબા એ છોકરાઓથી! હું તો હવે છેકજ કંટાળી છું. કહી કહીને થાકી પણ માનેજ કોણ? આ તારો ભાઇબંધ બાબુ પણ ઘણીએ ધમકી આપે છે અને મારઝુડ કરે છે; પણ એમ તે કંઇ છોકરાં સુધરતાં હશે? એથી તો ઊલટાં નફ્ટ થઇ જાય. આમ તારી પેઠે ઘરમાં બેસીને સારું સારું વાંચતો વંચાવતો હોય, તો પછી આટલી ધિંગામસ્તી શાની રહે? આઠે પહોર ઘરમાં બસ શોરબકોરજ મચી રહે છે અને કાને પડ્યું સંભળાતું પણ નથી; ને માથાં દુઃખી જાય છે. તેને બદલે જુઓ ને, આજે કેવાં બધાં શાંત થઈ ગયાં છે! હા, કોઇક વખત ભય પણ બતાવવો, પણ આવું થતું રહે, તો પછી તેનીએ જરૂર ન રહે."

વચમાં મોટી છોકરી બોલી ઊઠીઃ "મા! મા! મને પણ આવી ચોપડી મળે, તો આખો દિવસ વાંચ્યાજ કરું અને સારી સારી કવિતાઓ તો બસ મોઢેજ કરી દઉં. ગીત શીખવાને તો હું જેનાંતેનાં મોં જોયા કરું છું. પેલી કુંદન બેચાર લીટી બતાવે છે, પણ તે બિચારીને તેના ઘરનાં જરાયે નવરી બેસવા દે ત્યારે ને? ભાઈ શીખવતા હોય, તો મારે શું કામ કોઈનાં ઓશિયાળાં થવું પડે? અને મા! અમને સારું સારું વાંચવાનું મળતું હોય, તો પછી અમે તોફાન કરીને તારું માથું દુઃખવવા પણ નવરાંજ ક્યાંથી પડીએ?"

આ સાંભળીને મને ઘણો આનંદ થયો. કાવ્યનો આવો ચમત્કાર આટલાં નાનાં બાળકો ઉપર મેં કદી પણ જોયો ન હતો. ક્યાં તે ભાઇની ધમકીને હવામાં ઉડાવનારી તોફાની બાલિકાઓ ને ક્યાં આ ક્ષણવાર પછીની શાંત મૂર્તિઓ! મારી ખાતરી થઇ કે ખરેખર ગાયનના શબ્દોમાં મંત્ર જેવો કાંઈક પ્રભાવ રહેલો છે અને તે શબ્દબ્રહ્મ કહેવાય છે તે યથાર્થજ છે. એનાજ વડે આપણે સંસારમાં ધર્મ, સુખશાંતિ અને સભ્યતાનો સારી પેઠે સંચાર કરીને સૃષ્ટિને આનંદમય બનાવી શકીએ તેમ છીએ. હું આવા

વિચારોના તરંગમાં ઊછળતો કંઇક ગણગણવા લાગ્યો—

संसारविषवृक्षस्य द्वे एव रसवत् फले।
काव्यामृतरसास्वादः संगमः सज्जनैः सह ॥+

મારી આવી સ્થિતિ જોઇને માજી બોલ્યાં: "ભાઇ! હમણાં તેં શું ગાયું? અમને સંભળાવશે કે, તું એકલોજ સમજીને બેસી રહીશ?" આથી મેં એ શ્લોક ફરીથી ગાયો અને તેમને અર્થ કહી સંભળાવ્યો.

વિદ્યાની (કાવ્યની) આટલી મહત્તા સાંભળીને તે બોલી ઊઠયાં: "બેટા! મને સારાં સારાં પુસ્તકોની એક યાદી કરી આપ કે, તે સઘળાં મંગાવી લઉં." મેં કહ્યું: "માજી! યાદી તો તૈયારજ છે, છતાં હું તમને તેમાંથી પણ તારવી કાઢીને બીજી યાદી કરી આપીશ; પણ હમણાં તો પુસ્તકોના સંબંધમાં તમારો અભિપ્રાય કેવો છે અને તમે તે સંબંધમાં શું સમજો છો તે મને જરા જણાવશો?"

આથી તેઓ મનમાં કંઇક લજ્જિત થઇને બોલ્યાં:

"ભાઇ! સાચું પૂછો તો હું તો આજ સુધી એમ ધારતી હતી કે, પુસ્તકો વાંચવાથી કેવળ નોકરીને લાયક થવાય છે, માટે જેમને નોકરી ન કરવી હોય તેમને તે વાંચવાની જરૂરજ નથી; પરંતુ હવે મારો તે ભ્રમ ભાગી ગયો છે અને આજના બનાવથી હું સમજી છું કે, સારાં પુસ્તકોથી વખત સારી રીતે જાય છે અને નકામા વિચારો તથા કામોથી દૂર રહેવાઇને અવકાશનો વખત સારા વિચારોમાં અને આનંદમાં વીતે છે.

મેં કહ્યું: "માજી! આપ ખરું કહો છો. મારા અનુભવ પ્રમાણે તો પુસ્તકોની મહત્તા જો તેની પસંદગી સારી કરતાં આવડે અને તેનો સારી રીતે લાભ લેતાં આવડે, તો આપ કહો છો તે કરતાંએ બહુ વધારે છે.

"કેટલાંક પુસ્તકો તો બિલકુલ હાથમાંજ લેવા જેવાં હોતાં નથી, કેટલાંક પુસ્તકો ઉપર ઉપરથી નજર નાખી જવા જેવાંજ હોય છે અને કેટલાંક એકાદ વખત વાંચી જવા લાયક હોય છે; કેટલાંક ધ્યાનપૂર્વક ઘણો વખત ગાળીને વાંચવા જેવાં હોય છે અને કેટલાંક તો આખી જિંદગી સુધી સદા-સર્વદા સાથેજ રાખીને પાઠ કરવા જેવાં

---

+ સંસાર વિષવૃક્ષે છે, બેજ આ મધુરાં ફલ;
કાવ્યામૃત તણો સ્વાદ, સંગમ સજ્જનો સહ. (–ભૂમિપુત્ર)

હોય છે, અર્થાત્ તેમના શબ્દેશબ્દ વાટીઘૂંટીને પી જવા જેવા હોય છે. છેલ્લાં બે પ્રકારવાળાં પુસ્તકોનો સંગ્રહ તો દરેક માણુસે જેટલો બની શકે તેટલો કરવોજ જોઇએ. આ વખતમાં બાળકો માટે તેમને લાયક, સ્ત્રીઓને માટે તેમને લાયક, વૃદ્ધો માટે વૃદ્ધોને લાયક અને યુવકોને માટે તેમને લાયક પુસ્તકો કેટલાંક તો બહુજ સારાં નીકળેલાં છે. યથાશક્તિ તે સર્વ પ્રકારનાં પુસ્તકો ખરીદીને ઘરમાંનાં સર્વ મનુષ્યોને તેનો લાભ મળે તેમ કરવું જોઇએ. ગરીબ સ્થિતિ હોય તો ગામની લાયબ્રેરીનો લાભ લેવો એ પણ સારું છે પણ આપના જેવાં કુટુંબો તો પુસ્તકો ખરીદવાનુંજ ધોરણ રાખે એજ સારું; કારણ એથી પોતાની ઇચ્છામાં આવે, ત્યારે તેનો ઉપયોગ કરી શકાય છે, ગ્રંથકારને ઉત્તેજન મળે છે અને વળી આડોશી-પાડોશીઓ, સગાંવહાલાં તથા ઓળખીતાં માણસો પણ તે વાંચવાનો લાભ લઈ શકે એ વાત તો જુદીજ."

મારું આ લાંબુપહોળું ભાષણ સાંભળીને માજી જરા કંટાળો આણીને બોલ્યાં: "બસ થયું, વાતોમાંજ મને રાજી કરવી છે કે પુસ્તકોની યાદી કરી આપવી છે? આજ નજરેનજર તમે જે ગાઈ અને વાંચી સંભળાવ્યું, તેનો લાભ મેં જોયો અને અનુભવ્યો છે. અમે સ્ત્રીજાત ભોળી તો ખરી, પણ જે અમારે ગળે ઊતરી જાય તેમાં પછી અમને વધુ સમજાવવું પડે તેમ નથી."

મેં તેમની ક્ષમા માગી અને કહ્યું કે, "આપનું કહેવું ખરું છે. હું તો સ્ત્રીઓને દેવી—અરે સાક્ષાત્ લક્ષ્મી સમજું છું. તમારી સમજશક્તિ માટે મને બહુજ માન છે; કારણ કે એક ડગલું બતાવતાં તમે ચાર ડગલાં આગળ ભરી શકો છો.

"જુઓ, પુસ્તકો માટે તમે આજ પહેલાં વિચાર પણ કર્યો નહોતો, છતાં આજ તે વાત સમજાઈ કે તરતજ તે મંગાવવાનો વિચાર પણ નક્કી કરી દીધો. એટલી તત્પરતા તો અમ પુરુષવર્ગમાં પણ સર્વને હોતી નથી. હજી તો પુસ્તકો આપના ઘરમાં આવ્યા પછીજ આપ અને ઘરનાં બાળકો વગેરેને તેના બીજા લાભ સમજાશે. જુઓને! તમે લોકો (સ્ત્રીઓ) વાતચીત પણ કેવી છેક અશુદ્ધ ભાષામાં કરો છો? જરા કઠણ શબ્દ આવ્યો કે, તે બિચારાના બેત્રણ અવતાર થઈ ગયેલા સમજવા! વળી તમને તમારા હૃદયના વિચારો અને ભાવો બરોબર રીતે દર્શાવવાને પૂરતા શબ્દો પણ મળતા નથી અને તેથી કેટલીક વખત તો છેક નાનાં બાળકોની પેઠે

તમારે પણ અધૂરું અધૂરું બોલીનેજ શરમાઇ રહેવું પડે છે! કોઈ કંઈ કહેતું હોય તેમાં જરા પણ બારીકી આવી જાય, એટલે તમે તે સમજીજ શકતાં નથી. આવાં આવાં કારણોથીજ વિચાર કરવા જેવા વિષયો પર તમારી સાથે પુરુષો વાત કરી શકતા નથી અને તેથી તો માત્ર તેઓ ઘરધંધાને લગતા કે હસવાના બે બોલ બોલીનેજ ચુપ રહે છે. ધર્મ, સાહિત્યકળા અને વિજ્ઞાન વગેરેની સારી સારી સમજવા જેવી અને ઘણી રીતે લાભ આપનારી તથા મનને આનંદ આપનારી વાતો કેવળ પુરુષમંડળીમાંજ ચર્ચાયા કરે છે. આથી તેમના ઉચ્ચ વિચાર અને અભિલાષાઓ જાણવાનું અને સમજી શકવાનું તથા તેમાં ભાગ લેવાનું તમારાથી બની શકતું નથી. એકજ ઘરમાં કે ઓરડામાં સાથે રહેવા છતાં પણ પુરુષો જાણે જુદીજ સૃષ્ટિમાં રહેતા હોય એમ થઈ પડે છે અને તમારે માટે તો અંધકારજ! જ્યારે ઘરનાં માણસોનો સદાનો સહવાસ છતાં પણ તેમની પાસેથી વાંચતાં શીખવા જેટલો અને તે પણ ન બને તો આગ્રહથી માગણી કરીને સારાં સારાં પુસ્તકો તેમની પાસે વંચાવીને તે સમજવા જેટલો લાભ પણ તમે લઇ શકો, તો પછી એવી દશા તમારી શા માટે રહે? ઘરમાં સલાહ-મસલત કરવાની કે નવી નવી વાતચીત કરીને આનંદ લેવાની યોગ્યતાજ ન હોય, એટલે બિચારા પુરુષો સાંજે, સવારે કે રાત્રે પણ પોતાના મિત્રો સાથે બે ઘડી આનંદ લેવા જાય ત્યારેજ શાંતિ વાળે! તમારે નહિ બહાર હરવાફરવાનું કે નહિ ધંધારોજગારનો અનુભવ મેળવવાનો. વળી ઘરકામ આડે તમને પરસ્પર સ્ત્રીઓનો સમાગમ કરવાનું પણ ઝાઝું પરવડે નહિ ને નાતજાત કે સારાનરસા પ્રસંગે કોઇ કોઈ વખત મળવાનું થાય; તોપણ ભણીગણીને કાંઇ વાંચ્યું તો હોય નહિ એટલે પછી 'ચાર મળે ચોટલા તો ભાગે ઘરના ઓટલા' તેની પેઠે બસ નિંદા અને નકામી કૂથલી કરવાનુંજ કિસ્મતમાં લખાયલું હોય! માટે મને તો એમજ લાગે છે કે, તમારે માટે પુસ્તકો એ સાક્ષાત્ દેવતાસ્વરૂપજ છે. પુરુષો કરતાં પણ તમારે માટે તે વધુ જરૂરનાં છે.

"જ્યાંસુધી સારા સારા વિચારો અને જરૂરી વિષયોનું જ્ઞાન તમે (સ્ત્રીઓ) નહિ મેળવો, ત્યાંસુધી હિંદુસ્તાનની ઉન્નતિનાં સઘળાં દ્વાર બંધજ છે. અમે પુરુષો ગમે તેટલું બોલીએ કે કરીએ પણ ઘરરૂપી ગાડાનું સ્ત્રીરૂપી એક પૈડું જ્યાંસુધી ખરાબ હોય,

ત્યાંસુધી અમારાથી ખરું જોતાં ઉન્નતિનો માર્ગ કપાવો બહુજ કઠિન છે."

માજી અહીં વચમાંજ બોલી ઊઠયાં: "ભાઈ, તે કેમ મનાય? જગતમાં મોટાં મોટાં કામ તો પુરુષોજ કરી ગયા છે, કાંઈ સ્ત્રીઓએ કર્યાં નથી!"

મેં ઉત્તર આપ્યો: "એ વાત દેખીતી રીતે ખરી છે, પણ એવા મોટા માણસો પોતેજ કહી ગયા છે કે, એ મોટાઇ મેળવવાની લાયકાત તેમને આપનાર તેમની માતાઓજ હતી અને ઘોડિયામાં, ધાવણમાં તેમજ બાલ્યાવસ્થામાં તેમણે તેમનાં કુમળાં હૃદયોમાં રેડેલા ધર્મના, બહાદુરીના અને એવા એવા ઉત્તમ વિચારોથીજ તેઓ મોટા બની શક્યા હતા. આપણા દેશને જુલમી રાજ્યમાંથી મુક્ત કરનાર મહારાજ શિવાજી અને આખા યુરોપને ધ્રુજાવી નાખનાર નેપોલિયન જેવા મહાન પુરુષોનાં જીવનચરિત્રો એ વાતની સાક્ષી પૂરે છે."

માજી બોલ્યાં: "ભાઈ! ત્યારે એ જીવનચરિત્રો તો મારે સર્વથી પહેલાંજ મંગાવવાં છે. લે, આ પૈસા લેતો જા અને મને તે હાલને હાલ મંગાવી આપ."

મેં કહ્યું: "માજી! એવાં તો સ્ત્રીઓ તેમજ પુરુષોનાં ઉત્તમ ચરિત્રોનાં કંઇક પુસ્તકો 'સસ્તા સાહિત્ય' ખાતામાંથી નીકળેલાં છે. એ સર્વની યાદી હું તમને કરી આપનાર છું, એટલે સામટાંજ મંગાવી લેજો. તમારી આવી આતુરતા જોઇને આજ હું બહુજ રાજી થયો છું. પેલા એક 'પઢિયાર' કરીને કહેવાય છે, તેમનાં પુસ્તકો 'સ્વર્ગની સુંદરીઓ' 'સંસારમાં સ્વર્ગ' વગેરે નીકળેલાં છે, તે વાંચીને પણ તમે બહુ આનંદ સાથે ઉપદેશ મેળવશો. એ વિના બીજે ઠેકાણેથી પણ કંઇએક સારાં સારાં પુસ્તકો નીકળેલાં છે, તે સર્વની યાદી તારવી તારવીને હું તમને કરી આપીશ. એ પુસ્તકો ઘરમાં આવતાંની સાથે એક વર્ષમાંજ ઘરનો રંગ બદલાઈ ગયેલો અને તમારું મન પણ વધુ આનંદી અને ઉચ્ચ બનેલું તમે જોશો. સારાં પુસ્તકોનું સેવન એ સ્ત્રીવર્ગ માટે કેટલું બધું ઉપકારક છે, એ વિષય પર હજી મને બહુએ કહેવાનું મન થઇ આવે છે. જગતની અને સમાજની વાતોથી અજ્ઞાન રહેવાથી તમારા મગજમાં સાંકડાપણું આવી જાય છે, હૃદયમાં અને વિચારોમાં પણ ક્ષુદ્રતા આવી જતી જણાય છે અને તેથીજ 'સ્ત્રીની બુદ્ધિ પાની-

એ ' એવી કહેવત પડી ગઈ છે; એ કલંક પુસ્તકોના વાચનથી જ્ઞાન પ્રાપ્ત કરીને હવે તમારે ધોઇ નાખવું જોઇએ. આજે તમે લોકો કોઈ પણ વિષય ઉપર તમારો અભિપ્રાય આપી શકવા સમર્થ નથી. ગાડરાંનાં ટોળાંની પેઠે તમે ગમે તે એક બાજુએ દોરાઇ જાઓ છો અને પોતાના વિચારમાં પણ દૃઢ રહી શકતાં નથી, એટલા માટે પણ તમારે પુસ્તકોની મદદ લેવી જરૂરની છે.

" જો તમે દસવીસ ગ્રંથો એક વાર જોઇ લો, તો પછી ચાહે ગમે તેવો પ્રશ્ન પણ કેમ સામે નહિ આવે ! તમે અવશ્ય તે સંબંધમાં કંઈક પણ કહીજ શકો, ગમે તેવો પ્રસંગ આવે તોપણ તમારું કર્તવ્ય નિશ્ચિત કરી શકો અને અનેક મુશ્કેલીઓ વચ્ચે પણ તમે છુટકારાનો ઉપાય શોધી શકો, તેમજ પુરુષો આગળ ગમે તે વિષયને લગતો પોતાનો સિદ્ધાંત રજૂ કરવા સમર્થ થઈ પ્રતિષ્ઠા મેળવી શકો એમાં નવાઈ નથી. કદાપિ કોઇ દોઢડાહ્યું માણસ તમને એમ પણ કહેનારું મળી આવે કે, " પુસ્તકો વાંચ્યાથી શું વળે ? આપણી રહેણી સુધારો એટલે પત્યું. " તો તેમના એ અર્ધાં સાચા ને અર્ધા જૂઠા વચનથી ભોળવાઇને પુસ્તકો પર અભાવ લાવવા જેવું નથી. કેમકે એવાં માણસો બિચારાં એટલું પણ નથી સમજતાં કે, સારું શું ને ખોટું શું ? તે સમજ્યા વિના રહેણી સુધરે ક્યાંથી અને સમજ્યા છતાં પણ વારંવાર ટકોર તથા યાદી મળ્યા વિના એકદમ તે સુધરી ક્યાંથી જાય ? માટે સારાં પુસ્તકો સારાનરસાનો વિવેક શીખવવા સાથે, વારંવાર.અનેક રીતે અનેક પ્રસંગદ્વારા આપણને ભલા થવાની ટકોર કર્યા કરતાં હોવાથી, રહેણીના માર્ગમાં પણ આપણને આગળ વધારવાનું કામ એક સારા ઉપદેશક કરતાં પણ વધુ સારી રીતે બજાવે છે; કારણ કે તેનો ઉપદેશ તો અમુક દિવસે અને કલાકેજ મળે ને તે વખત બીજું કામ હોય, તોપણ તે મૂકીનેજ જવું પડે અને આ પુસ્તકરૂપી ઉપદેશક તો જ્યારે પણ અવકાશ મળે ત્યારે તૈયાર. ના જોઇએ તેને પાઇપૈસો દક્ષિણાનો કે ના જોઇએ સીધુંસામાન ! બોલતાં બોલતાં માજીના ચહેરા પરથી હું જોઇ શક્યો કે, તેઓ મારા શબ્દે શબ્દને બહુજ આનંદથી ખરો માનતાં હતાં અને એકીટસે મારા સામું જોઈ રહીને એક પ્રકારનો ' ત્રાટક 'જ જમાવી બેઠાં હતાં ! પણ એટલામાંજ મને યાદ આવ્યું કે, મેં એમની વાત તો બાજુએજ મૂકી દીધી છે. ઠીક, હવે તે વાત ઉપાડીને એમને ખુશ કરું આથી મેં

કહ્યું: "કેમ માજી! તમે તો કહેતાં હતાં કે, પુસ્તક એ મનને એ ઘડી આનંદ પમાડવાની ચીજ છે."

પણ જુઓ, જેમ કોઈ વાણિયો કાગળને પડીકાં બાંધવાની ચીજ માને છે, તે ઉપરથી કાંઇ કાગળોનો એટલોજ ઉપયોગ છે, એમ કહેવું ભૂલભરેલું છે, તેમ આપનું એ કહેવું પણ તેટલુંજ ભૂલભરેલું છે. અલબત, કેટલાંક પુસ્તકો એવાં પણ છે ખરાં કે જે માત્ર આનંદજ આપવાનું કામ કરે છે; પણ લોકોમાં તેવાં પુસ્તકોનો દરજ્જો પણ બહુ ઊંચો ગણાતો નથી. માટે જો એવાં અને મનને હલકા વિષયો તરફ ઉશ્કેરનારાં પુસ્તકો ભૂલેચૂકે પણ ઘરમાં વસાવ્યાં તો જરૂર ઠોકર ખાશો અને બેચાર પુસ્તકો વાંચી કંટાળી જઇને તે ઉપરથી પાછો મને દોષ દેશો."

માજી બોલ્યાં: "કહે ભાઈ! કહે, જે કહીશ તે સુખે સાંભળીશ. નવા લોકો નવી વાત! ઠીક, આગળ ચાલવા દો."

મેં જરા ભારેખમ થઇને જણાવ્યું: "માજી! સાંભળો, દિલ તો ગંજીફા રમવાથી કે નટ–મદારીના ખેલ જોવાથી પણ ખુશ થાય છે, તો પછી પુસ્તકોમાં શી વિશેષતા રહી? એટલું ખરું કે, દિલને આનંદ આપવાનાં જેટલાં સાધનો છે, તે સર્વમાં પુસ્તકોનો માર્ગ નિરાળોજ છે. તે હલકી જાતના મશ્કરીઠઠ્ઠામાંથી બચાવીને મનને નિર્દોષ હાસ્યવિનોદ આપી શકે છે. મૂર્ખ અને વિદ્વાનના આનંદો અને વિનોદોમાં એજ મોટો તફાવત રહેલો છે. કહ્યું છે કે:

* काव्यशास्त्रविनोदेन कालो गच्छति धीमताम्।
व्यसनेन च मूर्खाणाम् निद्रया कलहेन वा॥

એનો અર્થ સમજાવ્યા પછી મેં આગળ જારી રાખ્યું: "આવો પુસ્તકોનો આનંદ એક વખત પણ જેણે લીધો હોય છે, તેને પછી કદી પણ ઠઠ્ઠામશ્કરીમાં ગમ્મત પડશે નહિ અને તેનું મન કોઇ ઊંચા વિચારમાં કે પુસ્તકમાંજ લાગેલું રહેશે; પણ શું દરેક માણુસ દરેક સમયે આનંદ મેળવવાજ વાંચતો હશે? ના, તેમ નથી. એવા આનંદને માટે તો બહુ થોડોજ સમય કાઢી શકાય છે. બાકી સંસારભરમાં સુખ મેળવવા કરતાં તો દુઃખનિવારણની ચિંતા અને પ્રયત્નમાંજ માણુસોનો ઘણો કાળ ગુજરે છે. પગલે પગલે સંકટ, મોહ અને કલેશોની સામે થવું પડે છે. એવે

* કાવ્યશાસ્ત્રવિનોદમાં, કાળ સુજ્ઞનો જાય;
વ્યસન ઊંઘ કે કલહમાં, મૂર્ખ તણો ખોવાય.

સમયે પુસ્તકો શું શું કરી શકે છે, તે જુઓ.

"આ જગતમાં એવાં તો થોડાંજ માણસો હશે, કે જેમને ધનનો કે મનુષ્યોનો ક્ષય નહિ નડયો હોય, કે જેમનાં માન-મર્યાદાનો ભંગ નહિ થયો હોય. મોટે ભાગે એવાજ લોકો મળી આવશે કે જેમને તરેહતરેહનાં માનસિક કે શારીરિક દુઃખો અને નિરાશા ખમવાં પડ્યાં હશે.

"ધારો કે, કોઇ એક સ્ત્રીનો એકનો એક વહાલો પુત્ર કે ભાઈ વરસ છ મહિનાને માટે તેની પાસેથી વિદાય થાય છે, ત્યારે તે પોતે સ્વસ્થ રહીને તેને બારણાં સુધી વળાવવા કેવી રીતે જઈ શકશે? અને તેના ગયા પછી પણ તે બેઠી બેઠી રાતદિવસ ચિંતા કર્યા કરે, તો તેની કેવી દશા થાય? અને એજ પ્રમાણે કદાચ કમનસીબે કોઇને પોતાના આત્મીય સ્વજનનો જિંદગીભરનો વિયોગ થઇ જાય, તો તેનો અકાંતમાં કેવી રીતે સમય વીતી શકે? તેની વ્યાકુળતા અને મનોવેદનાનું વર્ણન શું થઈ શકે એમ છે? આવેજ વખતે ભણેલાં અને અભણ વચ્ચેનો તફાવત જણાઇ આવે છે! બન્નેનાં સાહસ અને સહનશીલતામાં કેટલો મોટો ભેદ પડે છે હું તો માનું છું કે, આ દુનિયામાંથી કદાચ વાંચવા-લખવાનાં સાધનો એકાએક લઇ લેવામાં આવે, તો કોણ જાણે કેટલાંએ માણસોનાં હૃદય શોકથી ચિરાઇ જાય અને કેટલાંએ જીવનોની આહુતિ અપાઇ જાય! પુસ્તકો એ એક એટલી બધી આકર્ષક અને આશ્વાસનજનક વસ્તુ છે કે, આપણા એક કવિએ તો એટલે સુધી કહ્યું હતું કે,

"જીવીશ હું હવે પુસ્તકો થકી, મરીશ હું હવે પુસ્તકો મહીં."

"તમે જાણો છો? પુસ્તકોમાં કેવું કેવું જ્ઞાન ભર્યું હોય છે? સૃષ્ટિના આરંભથી માંડીને મનુષ્યોએ આજ સુધી જેટલા જેટલા વિચારો અને નિર્ણયો આત્મા-પરમાત્મા, લોક-પરલોક અને ધર્મ અધર્મ વગેરે બહુજ મહત્ત્વના વિષયોના સંબંધમાં કર્યા છે, તે સઘળાનો એમાં ઉલ્લેખ હોય છે. સાહિત્યમાં એવાં કેટલાંએ નાટકો અને કાવ્યો છે કે જે ઉત્તમ ઉપદેશોના ભંડારરૂપ હોય. એ ઉપરાંત અનેક ઉચ્ચ કોટિનાં ભજનો અને પ્રતાપી સ્ત્રી-પુરુષોનાં ચરિત્રોથી સાહિત્યનો ભંડાર ભરપૂર છે. હજારો વર્ષના અનુભવોનો તે ખજાનામાં સંગ્રહ થયેલો છે. તેનાથી પૂર્વપુરુષોને જે માર્ગે ચાલવાથી સુખ-દુઃખ, લાભ-હાનિ અને માન-અપમાન

મળ્યાં હોય તેની આપણને ચેતવણી મળી શકે છે. સંકટમાં આવી પડવા છતાં તેમણે કેવી રીતે સત્ય, ધર્મ અને ન્યાયનું પાલન કર્યું હતું, તે વાત આપની નજર સમક્ષ તરતી રહે છે ને આપણ-ને પાપમાર્ગથી બચાવે છે. જે ધર્મવ્રતથી ચિતોડની એક નહિ પણ અનેક રમણીઓએ પોતાનાં શરીર ભસ્મીભૂત કરી દીધાં હતાં, તે ગૌરવભરી વાતોથી શું અમારી બહેનો વિમુખ રહેવી જોઇએ ? જે શાહજહાનની પિતૃભક્ત પુત્રી જહાનઆરાએ પોતાના પિતાની સેવાને માટે રાજમહેલના વૈભવો અને પુષ્પની પથારીનો ત્યાગ કરીને એક અંધારી ઓરડીમાં પોતાના યૌવનકાળના દિવસો ગુ-જાર્યાં હતા, તે વાત પર અમારી બહેનો શું ઓછી ભક્તિ રાખશે ? આવી આવી અનેક પ્રાચીન સમયની વાતોનાં રેખાચિત્રો ઇતિહાસ અને જીવનચરિત્રોનાં પુસ્તકોના એક એક પાનામાં અંકાઈ રહેલાં છે; જેથી તે દરેક યુગનાં સાહસ, ઉત્સાહ અને બીજા અનેક સદ્-ગુણોનું આપણને ભાન થઇ આવે છે અને જાણ્યે અજાણ્યે તે તે ગુણો તરફ થોડાંઘણાં પણ ખેંચાયા વિના આપણે રહી શકતાં નથી. આવી પુરાણી વાતો સાંભળ્યા પછી તમે પોતાને એકલાં કદી પણ નહિ સમજતાં, કહેવા મંડશો કે, ધર્મ અને ઇશ્વર અ-મારી સાથે છે. આ પ્રમાણે પુસ્તકો હંમેશને માટે તમારા માર્ગદ-ર્શકનું કામ બજાવશે. દુઃખમાં, રોગમાં અને શોકમાં પણ તે તમારી પાસેજ રહેશે, તમને સલાહ આપશે અને કદાચ તમારાં સગાંવહાલાં પણ તમારો સાથ છોડી દેશે, ત્યારે પણ એ તો તમને મદદજ કર્યાં કરશે. એની સાથે તમે હમેશાં વાત કરવાનું રાખો, એ તમને તમારા આર્યાવર્તના ગૌરવની અને બીજા દૂર દૂરના દેશો-મિસર, રોમ અને યુનાનની પુરાણી અદ્ભુત કથાઓ પણ સંભ-ળાવશે. તમે જ્યારે ચાહશો ત્યારે એ સદાના સરળ મિત્રો તમારી સાથે હૃદય ખોલીને વાત કરવાને સદા તમારી વાટ જોઈ રહીને તૈયારજ બેઠેલા જણાશે. આ પુસ્તકરૂપી મિત્રો તમારાથી કદી પણ કંટાળતા કે રિસાતા નથી કે એને કોઈ પણ વ્યક્તિનો પક્ષપાત નથી. જેવી મમતા ને એકાગ્રતાથી માણસ તેને જુએ છે, તેવું તે તેનું કલ્યાણ કરે છે. નિર્જનસ્થાનમાં કે માણસોની મેદનીમાં પણ તમે તેના તરફ ધ્યાન દેશો કે તરતજ તે તમારી સાથે વાતો ક-રવા માંડશે અને તમને સહનશક્તિ, દૂરદર્શિતા અને આત્મબળ વગેરે જે ચાહશો તે સર્વ, કાંઇ પણ બદલા વિના કે પડદો રાખ્યા

ી લેવાય તેટલું લેવા દેશે.

"પુસ્તકોમાં જેમ જેમ તમે વધારે લીન થતાં જશો, તેમ તેમ અગાધ જ્ઞાનથી તમને અપૂર્વ શાંતિ મળતી જશે, કદી કદી તમે આનંદમગ્ન થતાં જશો. કદી વીરતા અને ઉત્સાહનો ફુવારો હૃદયમાં ફૂટી રહેલો તમે અનુભવશો અને કોઇ વેળા પોતાનું સર્વસ્વ અર્પણ કરીને જગતના જીવોનો જડતા અને માયામાંથી ઉદ્ધાર કરવાની સ્ફુરણા પણ પામશો."

મને એકશ્વાસે બોલતો જોઇને માજી બોલ્યાં: "ભાઇ! ઉતાવળ શા માટે કરે છે? બાકીનું કાલે સાંભળી લઇશ. જુઓને આજે તો આ લોટ તૈયાર પડ્યો છે, થોડીક વડીઓ બનાવવી છે. ભલા, ખોટું ન લગાડીશ હો!"

નિરુપાયે મેં મારું ફોનોગ્રાફ અટકાવ્યું અને વખત ઘણો થઇ ગયેલો હોવાથી હું વિદાય લઇ ચાલવા લાગ્યો; પણ માજીએ વળી મને રોકયો કે, "અરે પેલી યાદી–પુસ્તકોની યાદી?"

અવસર જોઇને મેં કહ્યું: "માજી! વૈદ દવા આપે પણ સાથે અનુપાન ન કહે, તો તેના ગુણમાં ખામી આવે છે, માટે મારી બીજી પણ બે વાતો હજી સાંભળી લો, પછી યાદી લખી આપું છું."

એટલામાં મારા મિત્રની ફોઇ પણ બેચાર છોકરીઓ સાથે ત્યાં આવી પહોંચી. તેણે મને પૂછ્યું: "શું ચાલી રહ્યું છે?" મેં કહ્યું: "તમે તો તમારા ધંધામાં લાગી રહ્યાં હતાં ને!" તેણે જવાબ આપ્યો: "અરે, શાનો ધંધો? આ છોકરીઓના પગે મેંદી તો મૂકતી હતી, મને જરા બોલાવી કેમ નહિ?"

મેં કહ્યું: "સાંભળો, અહીં તો 'પોથી–પુરાણ' ચાલી રહ્યું છે."

"પણ માજી! કેવળ પુસ્તકો વાંચવાથીજ બુદ્ધિ વધે છે એમ નથી. તે દ્વારા આપણામાં સ્વતંત્ર વિચાર ઉત્પન્ન થવા જોઇએ. કોઇ ગમે એટલું વાંચશે, પણ તેની બુદ્ધિ તો તે પુસ્તકના વિષયો પર તે જેટલું ચિંતન અને મનન કરશે, તેનાજ પ્રમાણમાં વધશે. પેલી દલપતરામ કવિની કડી યાદ છે ને માજી?

'વાંચે પણ નહિ કરે વિચાર, તે સમજે નહિ કંઇ પણ સાર.'

"મતલબ કે પુસ્તકો વાંચવાનો ખરો ફાયદો તો તેમાં લખેલી બાબત પર વિચાર કરવાથી અને બને તેટલું તેમાં જણાવ્યા પ્રમા-

ણેનું વર્તન રાખવાથીજ થાય છે. કેટલાક ઘણું ઘણું વાંચનારા અને પુકતકો લખનારા માણસો બીજાઓને ઉપદેશ આપવામાં એક્કા બની જાય છે; પણ તેમની ખાનગી ચાલચલગત જાણીએ તો તેમના પર આપણને તિરસ્કારજ છૂટે એમ હોય છે. આવા માણસો કરતાં તો સાધારણ શિક્ષણ પામેલાં પણ સદાચરણી માણસો લાખ દરજ્જે ચડતાં હોય છે. આપણામાં પેલી સાદી કહેવત છે ને કે, 'ભણ્યો પણ ગણ્યો નહિ.'

"પણ આથી કાંઇ પુસ્તકોની મહત્તા ઘટતી નથી. સર્વથી પ્રથમ દરજ્જો જ્ઞાનનો છે. જ્ઞાન એટલે જાણવું. જો કરવા જેવું શું ને ન કરવા જેવું શું, સારું શું ને ખોટું શું, એ બાબતો માણસની જાણમાં આવી હશે, તો વહેલે કે મોડે સારે રસ્તે ચાલવાની વૃત્તિ તે માણસને થવીજ ઘટે છે. નિયમમાં અપવાદની પેઠે કોઇ કોઇ જડ માણસો જ્ઞાનનો દુરુપયોગ કરનારા પણ હોય છે, પણ તેથી જ્ઞાનને અથવા તો જ્ઞાન આપનારા ગ્રંથોને લેશ પણ દોષ ઘટતો નથી.

"વાંચવાનો એવો નિયમ કરવો જોઇએ કે જેટલું વાંચવું તેટલું મગજમાં ઉતારી લેવું. થોડું વંચાય તો ફિકર નહિ, પણ વિચાર વધારે કરવો. જેવો અવકાશ અને જેવો ગ્રંથ તે પ્રમાણમાં દરરોજ કલાક બે કલાક પાઠ કરવો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ

बुद्धिवृद्धिकराण्याशु धन्यानि च हितानि च ।
नित्यं शास्त्राण्यवेक्षेत निगमांश्चैव वैदिकान् ॥

અર્થાત્ સત્વર બુદ્ધિની વૃદ્ધિ કરનારાં સારાં, હિતાવહ શાસ્ત્રો અને વૈદિક આગમ-ગ્રંથો નિત્ય વાંચવા.

"હવે, લો આ પુસ્તકોની યાદી કરી આપું છું; પણ તે આજે સંપૂર્ણ થશે નહિ. ફરી કોઇક દિવસ ખૂટતી બીજી યાદી કરી આપીશ." એમ કહીને મને જેટલાં ઉત્તમ ગુજરાતી પુસ્તકો તે સમયે યાદ હતાં તે લખી દીધાં.





# ૨૯–પુરુષનું ગૌરવ કોના હાથમાં?

(૧)

લક્ષ્મીચંદ શેઠ ગર્ભશ્રીમંત હોવા છતાં, ઘણા વિદ્વાન હતા. તેમનાં પત્ની બુદ્ધિદેવી પણ તેમના નામ પ્રમાણે ખરેખર બુદ્ધિનાં ભંડાર અને મધુરભાષિણી હતાં. નગરમાં શેઠની કીર્તિ સારી હતી. તેમને સરકારે ઓનરરી મેજિસ્ટ્રેટની પદવી આપી હતી. શેઠ પોતાના ઉદાર સ્વભાવ અને ન્યાયપરાયણતાથી સર્વ લોકોની પ્રીતિનું પાત્ર થઇ પડ્યા હતા.

એક દિવસ તે શેઠ–શેઠાણી વાતો કરી રહ્યાં હતાં, એવામાં પ્રશ્ન ઊઠ્યો કે, "પુરુષનું ગૌરવ કોના હાથમાં? પુરુષના પોતાના હાથમાં કે તેની સ્ત્રીના હાથમાં?" શેઠે જણાવ્યું કે, "પુરુષનું ગૌરવ તેના પોતાનાજ હાથમાં છે; એટલુંજ નહિ પણ તેની સ્ત્રીનું ગૌરવ પણ તેનેજ અધીન છે." જ્યારે શેઠાણીએ એવો અભિપ્રાય દર્શાવ્યો કે, "પુરુષનું ગૌરવ સ્ત્રીનાજ હાથમાં છે, તે ચાહે તો જરા વારમાં તેનું ગૌરવ વધારી દે છે અને ચાહે તો ક્ષણવારમાં ઘટાડી દે છે."

આથી શેઠે જવાબ આપ્યો: "ત્યારે આ બધા મહાન પુરુષો જેઓ આત્મબળથી ઉન્નતિના શિખરે પહોંચ્યા હતા, તેઓ બધા સ્ત્રીઓ વડેજ પહોંચેલા કેમ? મને પણ રાજાપ્રજામાં આજે માન મળી રહ્યું છે, એ પણ તમારાજ પ્રયત્નથી ને? હું તો કેવળ પૂતળા જેવોજ બેસી રહેલો અને વાઘ તો તમેજ મારેલો કેમ?"

શેઠાણી: "અમે વાઘ મારવા તો નથી ગયાં, છતાં તમારાં માનમર્યાદા વધ્યાં છે, તેમાં અમારોજ પ્રતાપ છે, એ વાત તો ખરીજ. સ્ત્રીઓ વગરના આદમીને લોકો શું કહે છે, તે સાંભળ્યું છે ને? જરા તેમને ગામમાં કોઈ સારા માણસનું ઘર ભાડે રાખવા મોકલી જોજો તો ખરા! કોઇ ઊમરે પણ નહિ ચઢવા દે!"

શેઠઃ "વાહ, શું પૂછવું ? ગાડા નીચે કૂત
સમજે કે, 'આ ગાડું હુંજ ખેચું છું,' પર
ણુતાં નથી કે, પુરુષની પાછળજ સંસાર તો રહેલો છે. પુરુષ ન હોય તો તમારો સંસાર શ્મશાન જેવોજ બની જાય."

શેઠાણીઃ "હું એ કબૂલ કરું છું કે, પુરુષ વિના અમારો સંસાર સૂનો પડી જાય. હું એવું ક્યાં કહું છું કે પુરુષ સ્ત્રીનું સર્વસ્વ નથી; પણ મારું કહેવું એવું છે કે, પુરુષનાં માનમર્યાદાની ક્ષયવૃદ્ધિનો આધાર તો સ્ત્રીના ઉપરજ રહેલો છે."

શેઠઃ (જરા ચિડાઈને) "જરા પણ નહિ, બિલકુલ ખોટી વાત !"

શેઠાણીઃ (જરા હસીને). "ઠીક ત્યારે, અનુભવ થશે ત્યારે તો માનશો ખરા ને ?"

શેઠઃ "અલબત્ત, શા માટે નહિ ?"

શેઠાણીઃ "બહુ સારું, પ્રસંગ આવ્યે ખાતરી કરાવ્યા સિવાય નહિ રહું." એ પછી આ વિનોદપૂર્ણ વાર્તાલાપનો એટલેથીજ અંત આવ્યો ને સૌ પોતપોતાને કામે વળગ્યાં.

( ૨ )

ઉપરના પ્રસંગને કેટલાક દિવસ વીતી ગયા પછી શેઠ સાહેબ એક દિવસ પોતાની ઑફિસમાં બેઠા બેઠા કેટલુંક કામ કરી રહ્યા હતા. તેમના બેચાર મિત્રો અને બીજા કેટલાક લોકો પણ ત્યાં હાજર હતા.

આ તરફ શેઠાણીએ નોકરને બોલાવીને કહ્યું કે, "ઑફિસમાં જા અને શેઠને જરા મોટેથી કહેજે કે, 'શેઠાણી નાહીધોઈને પરવાર્યાં છે. એટલે નાસ્તો કરવા કબાટ ઉઘાડવો છે, માટે ચાવી આપો."

નોકરે ઑફિસમાં આવીને આ હકીકત બધા સાંભળે એમ કહી સંભળાવી. શેઠના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે જાણે તે વાતને સાંભળી ન સાંભળી કરી નાખી; પણ તેના મિત્રો અને બીજા લોકો માંહોમાંહે કાન કરડવા લાગ્યા કે, "શેઠ લખપતિ હોવા છતાં આટલા બધા કંજૂસ છે કે શું ? ખાવાની વસ્તુને પણ તાળું લગાવીને ચાવી પોતાની પાસે રાખે છે !"

શેઠને મૂંગા રહેલા જોઈને, જરા વાર પછી નોકર બોલ્યોઃ "સાહેબ ! મને શો હુકમ છે ? હું જઈને શેઠાણીજીને શું કહું ?"

શેઠને તો નોકરની મૂર્ખાઈ અને શેઠાણીની ધૃષ્ટતા ઉપર ક્યારનોય ક્રોધ આવી ગયો હતો, આથી નોકર બીજી વાર બોલતાંની સાથેજ તેઓ સળગી ઊઠ્યા અને ચાવીનો ઝૂમખો કાઢીને એવા તો જોરથી નોકરના તરફ ફેંક્યો, કે તે આવીને નોકરના પગમાંજ વાગ્યો. તે બિચારો પંપાળતો પંપાળતો ત્યાંથી નાઠો અને શેઠાણીને જઇને ચાવી આપી.

શેઠાણીએ પૂછ્યું: "ચાવી આપતી વેળા શેઠ કંઇ બોલ્યા હતા?"

નોકર: "અરે! બોલ્યા હતા શું? રાતાપીળાજ થઇ ગયા હતા અને એવા તો જોરથી મારા તરફ ઝૂમખો ફેંક્યો હતો કે, મારો પગ હજી પણ દુખ્યા કરે છે."

શેઠાણી કશું પણ બોલ્યાં નહિ અને હસવા લાગ્યાં. એ પછી શેઠાણીએ એક ખૂમચામાં કંઇક મૂક્યું અને ઉપર એક મેલો કકડો ઢાંકીને નોકરને આપીને કહ્યું: "જા આને ઑફિસમાં લઇ જા અને શેઠના ટેબલ પર મૂકીને કહેજે કે, શેઠાણીએ આપને માટે તથા મિત્રો અને નોકરોને માટે નાસ્તા સારુ આ ચણા મોકલ્યા છે." નોકરે થાળ લઇને ઑફિસમાં આવીને આજ્ઞા પ્રમાણે કર્યું. શેઠજી આજે પોતાનુ ભરઑફિસમાં અપમાન થવાથી શેઠાણી ઉપર દાંત પીસી રહ્યા હતા, તેમાં વળી ફરીથી નોકરને આવા મેલા કકડા સાથે નાસ્તો લઇને આવેલો જોઇને તો તેમના ક્રોધનો પારજ રહ્યો નહિ. તેમણે આ વખતે તો નોકરને આડીઅવળી ઘણીએ સંભળાવી દીધી; પણ નોકર બિચારો શું કરે? એ તો ચિઠ્ઠીનો ચાકર!

એવામાં એક મિત્રે કહ્યું: "શેઠજી! અમને હમણાં ભૂખ લાગી છે, તો લાવોને જરા નાસ્તો કરી લઇએ. ઠીક થયું કે, શેઠાણીએ એને હમણાં મોકલ્યો." એમ કહીને તેણે થાળ પરનો કકડો ખેંચી લીધો. કકડો ખસી જતાંજ નીચેથી એક સુંદર નવીન રુમાલ ઓછાડેલો નીકળ્યો અને નીચેથી રત્નજડિત સુવર્ણનો થાળ ઝગઝગી ઊઠ્યો. જેમાં ચણાને ઠેકાણે બહુમૂલ્ય હીરા, માણેક અને મોતી મોકલેલાં હતાં. બધા લોકો આ જોતાંજ ચકિત થઈ ગયા અને કહેવા લાગ્યા કે, "આપના જેવા શ્રીમાન અને વિદ્વાન શેઠને ત્યાં હીરા, માણેક ને મોતી જેવી વસ્તુઓ ચણાતુલ્ય ગણાય એમાં શું આશ્ચર્ય?"

શેઠ ઘણાજ આનંદમાં આવીને ઊભા થઇ ગયા અને થાળ-

માંની વસ્તુઓ પોતાના મિત્રો તથા નોકરો વચ્ચે વહેંચી નાખી! આ પ્રમાણે આનંદમાં ને આનંદમાં શેઠ ઘેર આવ્યા અને આખા શહેરમાં તેમની ઉદારતાનાં વખાણ થઇ રહ્યાં.

શેઠે ઘરમાં પગ મૂકતાંજ શેઠાણીને કહ્યું: "આજે તો તમે ગજબજ કર્યો. શું કોઈ સ્ત્રી ભરઑફીસમાં આ પ્રમાણે પોતાના પતિનું ગૌરવ ઉતારી પાડતી હશે? પણ પાછળથી તમે બહુ સારી યુક્તિ કરી. જો આજે રત્નો મોકલ્યાં ન હોત, તો મારી ઇજ્જત કોડીનીજ થઈ ગઇ હોત! આથી શેઠાણીએ હસતાં હસતાં કહ્યું: "કેમ, સરકાર! પુરુષનું ગૌરવ વધારવું કે ઘટાડવું સ્ત્રીના હાથમાં ખરું કે નહિ? આજે તો આપને બરાબર અનુભવ મળી ચૂક્યો હશે નહિ વારુ?"

શેઠને આ સાંભળતાંજ પેલી ઘટના યાદ આવી ગઈ અને તેમને હસવું આવી ગયું. તેમણે જવાબ દીધો:—

"હું હાર્યો ને તમે જીત્યાં, થયું હવે? તમે લોકો જેટલું નહિ કરો તેટલું ઓછું! પરંતુ તમારા જેવી સુશિક્ષિત અને ચતુર સ્ત્રી હોય તોજ તેના હાથમાં અમારું ગૌરવ રહેલું છે, બાકી અશિક્ષિત અને મૂર્ખ સ્ત્રીઓ તો પોતાની મોટાઇ બતાવવામાંજ વડાઇ માને છે. અહોભાગ્ય છે તેમનાં કે જેમને તમારા જેવી સુશિક્ષિત પત્ની મળી હોય!"





# ૩૦—દોષ કોનો ?

(૧)

ઈ૦ સ૦ ૧૮૮૭માં સ્વર્ગસ્થ લૉર્ડ રૉબર્ટ્સ જ્યારે કાબૂલ પર ચડાઈ લઇ ગયા હતા, ત્યારે સરદાર અકરમખાન રિસાલદાર પણ એક મેજર તરીકે તેમની સાથે હતા. એ શૂરવીર મેજરે અનેક લડાઇઓમાં પૂરા ઈકોતેર જખમ પોતાના શરીર પર ખમ્યા હતા. જનરલ રૉબર્ટ્સે એમની સેવાની કદર કરીને એમને એકવીસ હજાર રૂપિયાની એક જાગીર અપાવી હતી.

આ સમયે સરદારની ઉંમર પંચાવન વરસની હતી. એમની પહેલી વારની સ્ત્રી ગુજરી ગઈ હતી અને તેઓને સંતાન નહિ હોવાથી એમના મિત્રોએ જીદ કરી કરીને એમનું બીજી વાર લગ્ન કરાવી દીધું. બીબી જુવાન અને રૂપવતી હતી, આથી સરદારના આનંદનો પાર રહ્યો નહિ. તેમને ખબર નહોતી કે, એ આનંદ શોકનું કારણ થઈ પડશે!

(૨)

લગ્નને બે વરસ વીતી ગયાં છે. સરદાર રણક્ષેત્રમાં હતા, ત્યાંથી કેટલાક દિવસ પછી રજા લઇને ઘર આગળ આવ્યા છે. 'દગલબાજ દોઢા નમે' એ અનુસાર પેલી સ્ત્રીએ તેમનું બહારથી ઘણુંજ પ્રેમપૂર્વક સ્વાગત કર્યું.

સરદાર રૂપિયા અને સુવર્ણમહોરો સાથે ઘર તરફ આવી રહ્યા હતા, ત્યારે માર્ગમાં એક ચોરની નજર તેમના ઉપર પડી હતી, પણ સરદારની સામે આવીને તેમને લૂંટવાનો પ્રયત્ન કરવો એ તો સાક્ષાત્ મોતનેજનિમંત્રણ કરવા જેવું હોવાથી, તે ચોરે તેમની પાછળ પાછળ આવીને તેમનું ઘર જોઈ લીધું.

પરંતુ જે રાતે સરદાર સાહેબ ઘેર આવ્યા, તેજ રાત્રિએ તેમના ઘરમાં એક ભેદભરી યોજના ચાલી રહી હતી.

સરદાર મુસાફરીથી થાકયાપાકયા આવેલા હોવાથી ભોજન કરીને નિરાંતે સૂઈ ગયા અને પેલો ચોર પણ લાગ મળતાં ઘરમાં

ઘૂસી જઇને એક ખૂણામાં છુપાઇ રહ્યો; પરંતુ થોડી રાત ગયા પછી તે ઘરમાં નીચે પ્રમાણેનો વિચિત્રજ દેખાવ તેના જોવામાં આવ્યો.

એક સ્ત્રી અને એક પુરુષ ધીમે ધીમે વાતો કરી રહ્યાં હતાં. સ્ત્રીએ પુરુષને સંબોધીને કહ્યું: "જુઓ, ઘણી ખબરદારીથી કામ કરવાનું છે; હું!" પેલા પુરુષે કહ્યું: "તમારે ડરવાની જરૂર નથી. આજે આબાદ રીતે આપણી વચ્ચેનો કાંટો કાઢી નાખું છું."

સ્ત્રી:"અને પછી આપણે સુખચેન કરીશું. આ મસાણે પહોંચેલા બુઢ્ઢાનું જીવન મારે માટે એક ચિતા સમાનજ છે!"

એક નીતિગ્રંથમાં કહ્યું છે જ કે:

दुष्टा भार्या शठं मित्रं भृत्याश्चोत्तरदायकाः ।
ससर्पे च गृहे वासो मृत्युरेव न संशयः ॥

અર્થાત્ જે ઘરમાં દુષ્ટ ભાર્યા, શઠ મિત્ર, સામો જવાબ આપનાર નોકર અને સાપનો નિવાસ, આમાંનું એક પણ હોય, તે ઘરમાં સદા મૃત્યુનોજ વાસ રહેલો છે.

ચોર તો પેલા બે જણની ઉપલી વાત સાંભળીને સ્તબ્ધજ થઈ ગયો. તેના સમજવામાં તરતજ આવી ગયું કે સરદારના ખૂનની પેરવી ચાલી રહી છે અને પેલી જુવાન સ્ત્રી તે બીજી કોઇ નહિ, પણ સરદારની બીજી વારની સ્ત્રીજ હોવી જોઇએ.

આ ઘોર પાપનો પ્રપંચ જોઇને તે ચોરનું હૃદય પીગળી ગયું અને તેના અંતઃકરણમાં દયાનો સંચાર થઇ આવ્યો. તેનો ધનલોભ અને ચોરીનો વિચાર તો ક્યાંયનો ક્યાંય જતો રહ્યો અને તેનું સ્થાન કોઈ પણ રીતે આ બહાદુર સરદારને બચાવી લેવાના દૃઢ સંકલ્પે લીધું. તેણે વિચાર કર્યો કે, "આ દુષ્ટા એક વીર પુરુષનું જીવન લૂંટવાનો પાપી પ્રયત્ન કરી રહી છે. જે બહાદુર નર અનેક ઘા પડવા છતાં પણ ન મર્યો, તે શું આજે એક દુષ્ટ સ્ત્રીની પ્રપંચજાળથી આ કાયરના હાથેજ માર્યો જશે? નહિ, નહિ, હું એમ કદી પણ થવા દઇશ નહિ. પ્રભુએજ મને ચોરીને બહાને એનો જીવ બચાવવા મોકલ્યો છે. જો કે એને બચાવવા જતાં મારે પકડાઈ જવાનો ભય રહે છે; પરંતુ પ્રાણરક્ષાના મહાપુણ્ય આગળ તે ભય શા હિસાબનો? જરૂર હું એને બચાવીશજ."

(૩)

રાત્રિના બેનો અમલ થયો છે. પેલો જુવાન સરદારના પલંગ પાસે ઊભો છે. પેલી સ્ત્રીએ સરદારની ઝગઝગતી તલવાર મ્યાનમાંથી

કાઢીને તેના હાથમાં આપી અને કામ ખતમ કરવા ઇશારો કર્યો!

પણ કાળાં કામ કરનારાના પગ હમેશાં ઢીલા હોય છે અને તેનું અંતઃકરણ તેને કંઇક ડંખતું જણાય છે. એ યુવકના પગ પણ ધ્રૂજી ગયા અને તેનો હાથ ઊપડી શક્યો નહિ. તે જાણતો હતો કે, સરદાર એક સિંહ જેવો પુરુષ છે અને તેના હાથે પોતાના જેવા તો સેંકડો માણસો રણક્ષેત્રમાં યમપુરીનો માર્ગ પામી ચૂક્યા હતા. કદાચ ચોટ બરાબર ન લાગે અને સરદાર થોડી વારને માટે પણ બચી જાય, તો પોતાની કેવી કમબખ્તી થાય, તેનો વિચાર આવી જતાં તેના શરીર પર પરસેવાનાં બિંદુઓ જામી આવ્યાં!

તેને આમ ભીરુતાથી વિલંબ કરતો જોઇને પેલી રાક્ષસીએ આંખો ફેરવીને તેને ધમકી બતાવી ઠપકો આપ્યો.

જરા વાર પછી આખરે પેલો દૃઢ થયો અને સરદારનું ડોકું વાંકું હતું, તે ઠીક કરવા સૂચવ્યું.

તરતજ પેલી કુલટા પલંગ ઉપર સૂઈ ગઈ અને સરદારનું મસ્તક પોતાના હાથ વડે બરાબર ઘા પડે તેવી રીતે ગોઠવ્યું!

ખૂણામાં ઊભેલા પેલા ચોરે આ સર્વ જોઇને ક્રોધથી હોઠ પીસ્યા અને મનમાં ને મનમાં તે કાંઈ ગણગણ્યો કે, "આ તે પત્ની કે પિશાચિની? આ તો ધૃષ્ટતાની હદજ આવી ગઈ! હવે તો બસ ચાલ જીવ! આગળ ધસ અને બતાવ પેલા દુષ્ટને તારો હાથ!"

પછી પેલા ઘાતકીએ સરદાર પર ઘા કરવાને જેવી તલવાર ઉગામી કે તરતજ પેલા ચોરે પાછળથી એકદમ ધસી આવીને પોતાની તલવાર તેની ગરદન પર એવા તો જોરથી લગાવી કે, તેનું શિર ધડથી જુદું થઇને પડ્યું! આટલું કરીને તેજ ક્ષણે પેલો ચોર એવો તો નાસી છૂટ્યો કે, તેનો પત્તોજ લાગે નહિ.

હવે પેલી દુષ્ટાએ જાણ્યું કે, બધો ભેદ થોડીજ વારમાં ખુલ્લો પડી જશે. આથી તે એકદમ બરાડી ઊઠી: "હાય હાય રે! આ બિચારાને તમે શું કામ મારી નાખ્યો?" આથી લોકો અને પોલિસ દોડી આવ્યા અને સરદારને માથે ખૂનનો આરોપ મુકાયો.

કોર્ટમાં મુકદ્દમો ચાલી રહ્યો છે; વાદી, પોલીસ અને આરોપી સરદારની જુબાની લેવાઇ ચૂકી છે. પેલી નિષ્ઠુર સ્ત્રીની સાક્ષી લેવામાં આવતાં તેણે સોગન લઇને જણાવ્યું કે, "તે રાતે અમે સૂતાં હતાં અને સુમારે બેએક વાગતે મેં એકાએક ચીસ સાંભળી ને હું જાગી ઊઠી. હાય! પછી શું થયું તે કહેતાં મને કંપારી આવે

છે! મેં મારા પતિને હાથમાં તલવાર લઈને ઊભેલા જોયા અને મરનારનું ધડ જમીન પર પડયું હતું! બસ આટલુંજ હું જાણું છું. એ પહેલાં શો બનાવ બન્યો હશે, તે હું કહી શકતી નથી. અરે, ભગવાન! મને મારા પતિની વિરુદ્ધ જુબાની આપવાનો પ્રસંગ આવતાં પહેલાં મારી કેમ નહિ નાખી? હું હાથ જોડીને સરકાર માબાપને અરજ કરું છું કે, મારા પતિને તે વખતે કાંઇ નબળી બુદ્ધિ સૂઝેલી તેથીજ તેમનાથી આવું થઈ ગયું છે, માટે તેમના તરફ દયા કરજો."

પાખંડીઓના પાખંડની હદ હોઈ શકે ખરી?

સરદારની વિરુદ્ધ તેની સ્ત્રીનીજ આવી જુબાની સાંભળીને બધા ચકિતજ થઇ ગયા. સૌએ માની લીધું કે, જરૂર આ ખૂન સરદારેજ કરેલું હોવું જોઇએ.

જ્યુરીનો અભિપ્રાય લેવાનો હજી બાકી હતો, એટલામાં મેજિસ્ટ્રેટ સાહેબના નામ પર એક રજિસ્ટર પાકીટ આવ્યું, તેમાં લખ્યું હતું કેઃ

"આ મુકદ્દમામાં એક ભેદ છે. ખૂન કરનાર સરદાર સાહેબ નહિ પણ હું છું. કાલે હું આપની કચેરીમાં હાજર થઇશ."

મેજિસ્ટ્રેટ પત્ર વાંચીને આશ્ચર્ય પામ્યા અને જજમેન્ટ આપવાનું મુલતવી રાખ્યું.

(૪)

આખા શહેરમાં પત્રની વાત ફેલાઈ ગઈ હતી. એવો તે કયો સત્યવક્તા ખૂની હશે, કે જે પોતાની મેળે આમ છતો થાય છે? લોકો તેનાં દર્શન કરવાને ઇન્તેજાર થઇ રહ્યાં હતાં અને વખત થતાં પહેલાંજ કોર્ટ ચિકાર ભરાઈ ગઇ હતી.

એટલામાં એક માણસે મેજીસ્ટ્રેટ સાહેબને ઇશારો કર્યો અને તેઓ ઊઠીને 'ચેમ્બર' માં (ખાનગી ઓરડામાં) ગયા. ત્યાં જેણે સરદારનો જીવ બચાવ્યો હતો, તે ચોર બીજે રસ્તેથી આવીને હાજર થયેલો હતો. તેણે મેજિસ્ટ્રેટને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. આથી તેઓ ચોકસાઇ કરવાને જુરરો અને કેટલાક પોલિસનાં માણસો સાથે સરદારના મકાન પર ગયા. ત્યાં ચોરે ઘરમાં દાખલ થવાને પાડેલું બાકું જોતાં અને ચોરનું બીજું વર્ણન પણ મળતું આવતાં મેજિસ્ટ્રેટ સાહેબને ખાતરી થઈ કે, જે માણસ માર્યો ગયો હતો, તે સરદારની દુરાચરણી સ્ત્રીનો યારજ હતો! તે પછી

તેમણે 'જજમેન્ટ' વાંચી સંભળાવ્યું, તેમાં પેલી સ્ત્રીને કાળા પાણીની સજા ફરમાવવામાં આવેલી હતી અને પેલા ચોરને ખાતર પાડવા માટે તથા ખૂન કરવા બદલ (તેનો શુભ આશય ધ્યાનમાં લઇને) કેવળ છ મહિનાની સખ્ત કેદની સજા ફરમાવી હતી.

સરદારે એ માણસે પોતાનો જાન બચાવ્યો હતો, માટે તેની સજા માફ કરવા પ્રાર્થના કરી; પણ મૅજિસ્ટ્રેટે જણાવ્યું કે, "ગુનાની સજા તો થવીજ જોઇએ."

પણ સરદારે વધારે આજીજી કરી અને પોતે સરકારની કેવી સેવા બજાવી હતી, તે જણાવ્યું. આથી તેની વાત ધ્યાનમાં લઇને મૅજિસ્ટ્રેટ સાહેબે ચોરની સજા સખ્ત કેદને બદલે આસનકેદની કરી.

(૫)

સરદાર સાહેબ પોતાની સ્ત્રીની બેવફાઈથી ઘણા દુઃખી થયા અને તેમને સંસાર ઉપર ઘણો કંટાળો આવી ગયો. જે સ્ત્રીને તેઓ પોતાનું સર્વસ્વ અર્પણ કરી ચૂકયા હતા, તેજ જ્યારે પોતા પ્રતિ આમ બેવફા થાય, તો પછી 'આ ખારા ઝેર જેવા સંસારમાં શો સાર છે?' આમ વિચારીને જેમ રાજર્ષિ ભર્તૃહરિ પોતાની પત્ની પિંગલાના કૃત્યથી ત્રાસ પામીને રાજપાટ વિક્રમને સોંપીને જંગલમાં ચાલ્યા ગયા હતા; તેજ પ્રમાણે સરદાર પણ પોતાની તમામ માલમિલકત પોતાના જાન બચાવનાર પેલા ચોરને સોંપી દઈને એકાંતવાસ કરી પોતાનું બાકીનું જીવન પ્રભુ ભક્તિમાં ગાળવા લાગ્યા.

વાચકબંધુ! આ એક ઘડપણમાં લગ્ન કરવાનુંજ અતિ ભયંકર પરિણામ છે. ઘડપણનાં બધાંજ લગ્નોમાં આવાં પરિણામ નહિ નીપજતાં હોય; તોપણ ઘણે ભાગે ખરાબ પરિણામ તો આવે છેજ. આ દેશમાં એક તો સ્ત્રીજાતિ રહી અજ્ઞાન અને તેમાં વૃદ્ધ સાથે અકુદરતી લગ્ન થાય, એટલે બિચારી અજ્ઞાન ભોળી યુવતી કુસંગ અને કુસંસ્કારવશ થઇ પડે અને પછી તેનાં આગળ વધીને આવાં ખરાબ પરિણામ આવે, એમાં દોષ તે તેવી સ્ત્રીનો કે પેલા ઉંમરે પહોંચેલા અને અનેક અનુભવોથી ઘડાયલા છતાં યુવતી સાથે લગ્ન કરનાર ડોસાજીનો? વાચક! એ વાતનો ઇન્સાફ કરજે અને તને એમાં ડોસાનોજ મુખ્ય વાંક જણાય, તો એવાં વૃદ્ધલગ્ન થવાનાં છે એમ જ્યારે જાણમાં આવે, ત્યારે તેનો અટકાવ કરવા દરેક સમજૂત અને પેરવી કરવા મંડી પડજે.



# ૩૧–નવ્વાણુંનો ફેર

(૧)

દિલ્હીમાં ચંદ્રગુપ્ત નામના એક ધનાઢચ વણિકની પાડોશમાં કૃષ્ણદાસ નામનો એક સુથાર રહેતો હતો.

કૃષ્ણદાસની પત્ની કમળાએ બહાર આંગણામાં આવીને બૂમ મારી: "બહેન શશિમુખી ! ઓ શશિમુખી બહેન !"

અવાજ સાંભળતાંજ વણિકસ્ત્રીએ અગાસીમાં આવીને કહ્યું: "કેમ બહેન ! આજે આટલું બધું મોડું થયું ? હું તો કયારની વાટ જોઈ રહી છું."

કમળા: "શું કરું બહેન ! આજે જરા એમને માટે વેડમી બનાવવામાં રોકાઈ ગઈ હતી, એટલે મોડું થયું."

શશિમુખી: "અલિ ! તું તો રોજ રોજ નવાં નવાં મિષ્ટાન્ન બનાવતાં પરવારતીજ નથી ! તમારો ખરચ પણ કોણ જાણે કેમ નભે છે ? તારા પતિ તો રોજનો ચોખ્ખો ને ચટ એક રૂપિયો કમાઈ લાવે છે, તે પર આટલો બધો ખરચ ! એ તે કેમ પાલવે બા ?"

કમળાએ હસતાં હસતાં જવાબ આપ્યો: "અલિ બહેન ! તું તો છેકજ ગાંડી લાગે છે. એટલું પણ સમજતી નથી કે, દાળભાતનો સાધારણ ખોરાક તો મહિને દશ કે પાંચ રૂપિયા કમાનાર ખાઇ શકે છે, તો અમારે તો ત્રીસ રૂપિયા આવે છે, એટલે અમે જરા સારું સારું કરીને ખાઇએ એમાં તે શી નવાઇ ? તારા પતિની રોજની આટઆટલા રૂપિયાની કમાણી છતાં જાણે તેં રૂપિયાનું મોંઢું ન જોયું હોય તેવી વાત કરે છે ! અમારે કયાં સાત-પાંચ ખાનાર છે ? એ ને હું બે જણાં ને વળી અહીં કયાં તમારી પેઠે કોઈને માટે બચાવી મૂકવાનું છે ? લાખ મળવાનાએ નથી ને લખેશરી થવાનાંએ નથી.

એટલામાં શશિમુખીએ બારણાં ખખડવાનો અવાજ સાંભળ્યો.

આથી તેણે કમળાને કહ્યું: "બહેન! એ આજે વહેલા આવ્યા હોય એમ લાગે છે. ચાલ ત્યારે હમણાં તો હું જરા જાઉં છું. વળી કાલે મળીશું." એમ કહીને શશિમુખીએ નીચે ઊતરીને કમાડ ઉઘાડ્યાં તો માલૂમ પડ્યું કે, કામવાળી આવી છે; પણ પાછી તે ઘરમાં આવીને કામમાંજ મંડી અને થોડી વાર પછી પરવારીને પતિની વાટ જોતી બેઠી.

(૨)

બરાબર પાંચના ટકોરાએ શેઠ દુકાનેથી ઘેર આવ્યા. શશિમુખીએ મધુર ભાષણથી તેમનું સ્વાગત કર્યું અને પંખો નાખવા લાગી. એટલામાં કામવાળીએ આવીને કહ્યું: "વહુજી! બધું કામ થઇ ગયું છે. હવે હું ઘેર જાઉં છું."

તેને રજા આપીને શશિમુખીએ પતિને પાણીનો લોટો આણી આપ્યો અને તે પછી તેમને જમવા ઉઠાડ્યા. ચંદ્રગુપ્ત ભોજન કરતાં કરતાં શશિમુખી તરફ તાકી તાકીને જોયું અને બોલ્યા:

"આજે કેમ તું આમ વિચારમાં જણાય છે?"

શશિમુખીએ હસતું મોં કરીને જવાબ આપ્યો: "આજે મને એક શંકા ઉત્પન્ન થઈ છે કે, આ આપણા પાડોશી મિસ્ત્રી રોજનો એક રૂપિયો કમાઇ લાવે છે, તેટલામાં એ બન્ને જણ દરરોજ બે ધાન સાથે ખાય છે. ત્યારે આપણે તો પ્રભુની મહેરબાનીથી પાંચ પૈસે સુખી છીએ, છતાં સામાન્ય રીતનું ભોજનજ કેમ ખાઇએ છીએ? માટે આપને માટે કાલથી કંઇક કરવાની રજા આપો તો ઠીક."

શેઠ પત્નીનાં આવાં મીઠાં અને સરળ વચનો સાંભળીને હસીને બોલ્યા: "તું તો ગાંડી છે! એ લોકો હજી તરુણ અવસ્થામાં છે અને જેટલું લાવે છે તેટલું વાપરી નાખે છે; પણ ઘડપણમાં જ્યારે હાથપગ અટકી જશે ત્યારે, એમની શી દશા થશે? અને હમણાં નહિ તો પાછળથી પણ સંતાન થયાં, તો તેમની પણ કેવી કમબખ્તી થશે? તે વખત એમને બચાવ કરવાના ફાયદા જણાઇ આવશે અને હમણાંના ઉડાઉપણા માટે પશ્ચાત્તાપ થશે. અરે! ઘડપણની વાત તો દૂર રહી, પણ હમણાંજ સાજામાંદા થયાં કે, બે દિવસ કામ પર ન જઇ શકાયું ત્યારે શું કરશે?"

પોતાની બહેનપણીના ભવિષ્યના દુઃખનો ચિતાર ખડો થતાં

શશિમુખીનું હૃદય કંપી ઊઠયું અને તે શોક ગ્રસ્ત થઇને બોલી: "એવો કોઈ માર્ગ છે કે જેનાથી મારી સખી કમળા અને તેના પતિનું એ ભાવી દુઃખ દૂર થાય અને તેઓ સુધરી શકે? કદાચ તે ઉપાય કરવામાં પાંચ પૈસાનો ખરચ થાય; તોપણ એક માણસનું આખું ભવિષ્ય સુધરી જાય તેના પુણ્ય આગળ તે શા હિસાબમાં?"

પોતાની પત્નીનો આવો ઉત્તમ સખીપ્રેમ અને પારમાર્થિક વૃત્તિ જોઇને શેઠને ઘણો આનંદ થયો. તેણે કહ્યું: "તું જરા ધીરજ રાખ, ઈશ્વર કરે તો તેની દશા સુધરી પણ જાય."

એટલું કહીને તેમણે તેને કૂંચીઓનો ઝૂમખો આપીને નવ્વાણું રૂપિયા કાઢી લાવવા જણાવ્યું. રૂપિયા આવ્યા પછી એક કાપલી મૂકીને કકડામાં બાંધીને કહ્યું કે, "પ્રિયે! પોટલી લઈ જા અને આજે રાત્રે ગુપચુપ રીતે એ લોકોનાં બારણામાં ફેંકી આવજે"

(૩)

બીજે દિવસે પ્રાતઃકાલમાં કમળા ઊઠીને જેવી બારણા બહાર પગ મૂકવા જાય છે, તેવીજ પેલી પોટલી ઉપર તેની નજર પડી. ઉઠાવીને જોતાંજ તે હર્ષઘેલી થઇને પતિ પાસે દોડી ગઇ અને સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો. કૃષ્ણદાસને પણ આનંદ થયો; પરંતુ તે બોલી ઊઠયો: "આ પોટલી આપણે શા ખપની? એ રૂપિયા આપણા તો થોડાજ છે? કોઇ ભલા માણસના પડી ગયા હશે કે ગમે તેમ હો, પણ એ પ્રમાણિકપણે આપણા તો નજ કહી શકાય; આપણે એનો માલિક શોધીને તેને પહોંચતા કરવા જોઇએ."

એમ કહીને તેણે કેટલા રૂપિયા છે, તે ગણી જોવા પોટલી છોડી, તો માંહેથી એક નાની સરખી કાગળની કાપલી મળી આવી. તેના પર એટલુંજ લખ્યું હતું કે, 'કૃષ્ણદાસને ભેટ.' હવે મિસ્ત્રીના આનંદનો પાર રહ્યો નહિ. કમળા પણ બહુ રાજી થઈ અને પછી તેઓ વિચારવા લાગ્યાં કે, એવો તે કયો સખી ગૃહસ્થ હશે કે જેમણે આટલી મોટી ભેટ આપણે માટે આમ ગુપ્ત રીતે મોકલી છે? પણ તેઓ એનો ભેદ પામી શકયાં નહિ. પછી મિસ્ત્રી રૂપિયા ગણવા લાગ્યો, એક, બે ને ત્રણ વખત એણે ફરી ફરીને તે ગણી જોયા!

આથી કમળા બોલી ઊઠી: "હરખના માર્યા કંઈ ગાંડા થઈ ગયા કે શું? એમાં ત્રણ ત્રણ વખત તે શું ગણવાનું હતું?"

કૃષ્ણદાસ: "મને લાગ્યું કેમ મોકલનારાએ 'નવ્વાણું ત્યાં ભર્યા સો' એ કહેવત પ્રમાણે કંઇ એક રૂપિયા માટે બાકી ન રાખ્યું હોય. કદાચ મારી ગણવામાં ભૂલ થતી હશે, એમ ધારીને ફરી ફરીને ગણી જોયા; પણ એ તો નવ્વાણુંજ થયા!"

હવે તેઓ રૂપિયાના મોહમાં ઘેરાયાં અને પરસ્પર કહેવા લાગ્યાં કે, "આપણે એકાદ રૂપિયો બચાવીને પણ જેમ બને તેમ જલદી પૂરા સો રૂપિયા કરવા જોઇએ."

તેમણે ઠરાવ કર્યો કે, આજના રૂપિયામાંથી "ચાર આના બચાવવા અને બાર આના ખરચવા" અને એ પ્રમાણે ચાર દિવસમાં એક પૂરો રૂપિયો બચાવી દેવો. બરાબર ચોથે દિવસે પેલી પોટલી પૂરા સો રૂપિયાની થઇ; પણ હવે તો તેમને વધારે ને વધારે પૈસા એકત્ર કરવાનો મોહ લાગ્યો.

દિવસે દિવસે જેટલો બિનજરૂરી અને ઉડાઉ ખર્ચ થતો હતો, તે કમી થઇ ગયો અને તેઓ રૂપિયા જોડવાના પ્રયત્નમાં તનમનથી મંડી ગયાં. હવે તો સામાન્ય પ્રકારનાં ભોજન અને મધ્યમ પ્રકારનાં કપડાં ઉપર તેમને રુચિ થઇ અને તેમાંજ તેઓને આનંદ લાગવા માંડ્યો.

(૪)

નવ્વાણું રૂપિયાની પોટલી ફેંકયા પછી કેટલાક દિવસે શશિમુખીએ અગાસીમાં આવીને પોતાની સખીને બૂમ મારી.

શશિમુખીનો બોલ સાંભળીને કમળા તરતજ બહાર દોડી આવી અને બોલી ઊઠી: "કેમ બહેન! તમે તો આજે ઘણે દહાડે દર્શન દીધાં!"

શશિમુખી: "વાહરે અલિ! તું તો ચોર કોટવાળને દંડે એના જેવું કરે છે. હું તો અહીં દરરોજ આવીને બેસું છું અને તારી વાટ જોઉં છું, પણ તું તો જાણે શાં શાં પકવાન્ન બનાવવામાં ડૂબી ગઇ હશે, તે બહાર દેખાયજ શાની?"

કમળા: (જરા હસીને) "અરે બહેન શાનાં પકવાન્ન? હમણાં તો કામ આડે જરાએ નવરીજ પડતી નથી."

શશિમુખી: "પણ બહેન! આજે તો તારો રંગ કંઇક જુદોજ જણાય છે! કયાં ગઇ પેલી તારી ચમકતી સાડી કે આજે મારા

જેવું લૂગડું પહેર્યું? અને વળી તમારે તે બે જણનું કામ કેટલું, કે નવરીજ પડતી નથી?"

આથી કમળાએ ખુલ્લા દિલથી બધી વાત માંડીને કહી સંભળાવી.

શશિમુખીએ પ્રસન્નવદને જણાવ્યું: "હા, બહેન! હવેજ તમને રૂપિયાની કિંમત જણાઇ! ઈશ્વરને ધન્યવાદ ઘટે છે કે તેણે તમને ખરો માર્ગ આપ્યો.

એટલું કહી તે વહેલી વહેલી ચંદ્રગુપ્ત પાસે ચાલી ગઈ.

ચંદ્રગુપ્ત તેને આનંદમાં ને આનંદમાં પોતાના તરફ દોડી આવતી જોઇને બોલી ઊઠ્યો:

"કેમ! કેમ! આટલું બધું શું છે?"

શશિમુખી: "આજે મેં કમળાની મુલાકાત લીધી. હવે તો તેના ઘરમાં તદ્દનજ ફેરફાર થઇ ગયો........."

વચમાંજ ચંદ્રગુપ્ત બોલી ઊઠ્યો: "નહિ કેમ થાય? એ તો છે બધો નવ્વાણુંનો ફેર!"





# ૩૨–इस हाथ दे उस हाथ ले

(૧)

શુક્રવારનો દિવસ હતો. લખનૌના અલિગંજ મહોલ્લામાં એક સાત વરસની બ્રાહ્મણકન્યા ખાવાને માટે બે પૈસાની કચોરી લઇ આવીને પોતાના ઘરના ઓટલા ઉપર ઊભી હતી. એટલમાં ભૂખ્યા જેવો એક બુઢ્ઢો માણુસ તેના બારણા આગળ આવી ચડ્યો. તેની આંખમાંથી આંસુ ટપકી રહ્યાં હતાં. તેને રોતો જોઇને પેલી છોકરીએ એકદમ પૂછ્યું: " સાંઇ બાબા ! કેમ રડો છો?"

ફકીરે અચકાતાં અચકાતાં જવાબ આપ્યો: "બેટા! આજે ત્રણ દિવસનો હું ભૂખ્યો છું. જ્યાં ગયો ત્યાં કોઇએ ટુકડો પણ નાખ્યો નથી. આજે તો ભૂખથી પ્રાણ નીકળી રહ્યા છે!"

તે સહૃદય બાલિકાને ફકીરની વાત સાંભળીને ઘણી દયા આવી. તેણે ફકીરને કહ્યું: " બાબા ! તમે અહીં બેસો, મારી મા પાસેથી તમારે માટે રોટલી લઇ આવું છું." એમ કહીને તે ઘરમાં દોડી ગઈ અને પોતાની માને કહેવા લાગી: " મા ! મા ! આપણે બારણે બિચારો એક ઘરડો માણુસ ઊભો છે અને ત્રણ દિવસથી ભૂખ્યો છે. બિચારાને કેટલી બધી ભૂખ લાગી હશે? જોને, આજે આપણે જરા વહેલું ખાધું હતું, તેથી અત્યારમાંજ મને કેટલી બધી ભૂખ લાગી આવી છે કે, મારે કચોરી લેવી પડી ? ત્યારે એ બિચારો ત્રણ ત્રણ દિવસની ભૂખ કેમ વેઠી શકતો હશે ? મા ! તું મને રોટલી કાઢી આપે, તો હું તે બાપડાને ખવડાવીને પાણી પાઈ આવું."

માતાએ કહ્યું: "બેટા ! આજે ખાવાનું કંઇ પણ વધ્યું નથી; નહિ તો તને પણ કચોરી લાવવા પૈસા શું કામ આપત?"

આ સાંભળીને તે બાલિકા નિરાશ થઈ ગઈ અને બહાર આવીને ફકીરને કહેવા લાગી: " બાબા ! આજે તો ઘરમાં એક પણ રોટી રહી નથી; પરંતુ મારી પાસે આટલી કચોરી છે તે લો."

ડોસો: " લાવ બેટા, એટલું તો એટલું. પાણી પીવાનો તો આધાર થશે !"

એમ કહી તેણે પેલી કચોરી ખાધી ને બાલિકાએ પાણી આપ્યું

તે પીને 'પ્રભુ તારું ભલું કરે' એમ દુવા દઇ ચાલતો થયો.

(૨)

ઉપરના બનાવને કેટલાક દિવસ વીતી ગયા છે. એક દિવસ તે બાલિકા સારાં સારાં વસ્ત્રાભૂષણ પહેરીને પોતાના એક સગાને ત્યાં લગ્નમાં ગઈ હતી. ત્યાંથી સંધ્યાકાળ થતાં તે એકલીજ પોતાના ઘર તરફ આવવા ચાલી નીકળી અને બધાં લગ્નની ધામધૂમમાં પડેલાં હોવાથી કોઇનું તેના તરફ લક્ષ ગયું નહિ. તેને આમ એકલી જતી જોઇને એક ઠગારી સ્ત્રી તેની પાછળ પડી અને તક મળતાં તેના મોંમાં કપડાંનો ડૂચો મારી તેને પીઠ પર નાખીને શહેર બહાર ચાલી ગઈ. થોડે દૂર જવા પછી તે અટકી અને આમતેમ નજર ફેરવીને કોઇ નહિ જણાવાથી બાલિકાનાં ઘરેણાં ઉતારવા મંડી.

પાસેના ઝાડ નીચે બેઠેલો એક માણસ આ સઘળું જોયા કરતો હતો; પણ તે ઝાડની ઓથમાં હોવાથી પેલી દુષ્ટાના જોવામાં આવ્યો ન હતો. તેણે એકદમ દોડી આવીને પોતાની ડાંગ તે દુષ્ટાના વાંસા પર ફેરવી વાળી અને તે 'ઓ બાપ રે, મારી નાખી રે!' એમ પોકારતી પોકારતી નાસી ગઇ. પેલો માણસ બિચારો બુઢ્ઢો હતો, એટલે તેની પાછળ દોડીને તેને પકડી શક્યો નહિ ને તે સ્ત્રી પોતાના પાપની આટલીજ સજા પામીને છટકી જવા પામી.

હવે બુઢ્ઢાએ પેલી બાલિકા તરફ જોતાંજ તે અચંબો પામ્યો! અને પોકારી ઊઠ્યો: "અરે! આ તો તેજ ભલી છોકરી, કે જેણે તે દિવસે કચોરી આપીને મારો જીવ બચાવ્યો હતો!"

ડોસાએ તે બાલિકાને આશ્વાસન આપીને બધી હકીકત પૂછી અને પછી તે તેના ઘર સુધી પહોંચાડવા આવ્યો.

ત્યાં તે છોકરીનાં માબાપ રોતાંકકળતાં તેને શોધી રહ્યાં હતાં. તેમને પોતાની દીકરીને સાજીસમી પાછી આવેલી જોઇને કેટલો બધો આનંદ થયો હશે? તેમણે પેલા બુઢ્ઢા ફકીરની બહુ પ્રશંસા કરી અને તેને કંઇક ભેટ આપવા માંડી; પણ તેનો સ્વીકાર ન કરતાં તે બોલ્યો: "બાબા! તમારી છોકરી પોતાનાજ પુણ્યબળથી બચી શકી છે; કારણ કે તે દિવસે એણે મને કચોરી ખવડાવીને જીવતો રાખ્યો, તોજ આજે એનો જાન બચાવવા પ્રભુએ મને તક આપી. એ તો મહાન પ્રભુનો કાયદોજ છે કે, 'ઇસ હાથ દે, ઉસ હાથ લે,'" એમ કહીને પછી તે ફકીર ત્યાં નહિ રોકાતાં ચાલી નીકળ્યો.





# ૩૩–પુનર્જન્મ

(૧)

"તારા હાથમાં તારા પતિના લખેલા આટલા આટલા તો કાગળ છે, પછી તું શાથી કહે છે કે, એ તને ચાહતા નથી ?" એટલું કહીને કાન્તાએ બળપૂર્વક સરલાના હાથમાંથી કાગળો-નું બંડલ છીનવી લીધું.

મ્લાન મુખે સરલાએ કહ્યું: "બ્હેન ! એ પત્રો પહેલાંના છે. આજે ત્રણ વરસથી તો એક દિવસ પણ એમનું હસતું વદન જોવા હું ભાગ્યશાળી થઇ નથી. રાત્રિએ તો ઘરમાં ટકતા પણ નથી. દિવસના એ કોઇ કોઇ વખતેજ દેખાવ દે છે; ત્યારે પણ દિલ ખોલીને બે વાત કરતા નથી."

કાન્તા કાગળો વાંચવા મંડી. એ પત્રો શ્રીધરે વિવાહ પછી પોતાની બાલિકા પત્ની સરલાને લખ્યા હતા. તે સમયે તે નવ-યુવક હતો અને પોતાના પિતાની–સોનાની–દુકાનમાં ઘરેણાં ઉપર નકશી ચીતરવાનું કામ કરતો હતો. શ્રીધરે નકશીકામમાં ઘણી નિપુણતા મેળવી હતી અને પિતાપુત્રની કમાણીથી તેમની આજી-વિકા સારી રીતે ચાલતી હતી.

(૨)

પુત્ર હવે લાયક થઇ ગયો છે, એમ જાણીને શ્રીધરના પિતા રામદાસ સોની તેના વિવાહ માટે પ્રયત્ન કરવા મંડ્યા. તપાસ કરતાં કરતાં સરલા ઉપર તેમની નજર ઠરી. જો કે તે રંગે શામળી હતી, પણ ઘાટીલી, કામકાજમાં ચતુર અને પુષ્ટ હતી તેથી તથા એક માબાપવિનાની છોકરી જાણીને રામદાસે તેને પુત્રવધૂ તરીકે સ્વીકારી હતી. શ્રીધર પણ કૃષ્ણવર્ણજ હતો, એટલે તેના કરતાં તો સરલા ઓછી સુંદર નજ હતી.

એ સમયે શ્રીધર પ્રથમ યૌવનમાં હતો, આથી તે સરલાને નાના પ્રકારની શબ્દરચનાઓવાળા પત્ર લખતો હતો. તેણે પત્ર

લખવાની શૈલી એક કવિતાના પુસ્તકમાંથી ઉપાડી લીધી હતી; કેટલાંક પોતાનાં જોડકણાં અને કેટલીક પેલા પુસ્તકમાંની કડીઓ તે કાગળ પર સુંદર રીતે ચીપીચીપીને લખતો અને તેની આજુબાજુ સુંદર વેલ ચીતરીને તે પત્ર સરલા ઉપર મોકલી દેતો. પત્ર લખવામાં તે આટલી મહેનત અને આટલી નકશી શા માટે કરતો હશે, એ તો તે પોતે પણ બરાબર સમજી શક્યો નહોતો.

બાલિકા સરલાની તો વાતજ જુદી હતી. તે પણ સ્વામીનો પત્ર મળતાં સર્વની નજર ચુકાવીને કંઇક લજ્જા સાથે તે વાંચવા અને કવિતાનો અર્થ સમજવા યત્ન કરવા મંડી જતી; પરંતુ તે સમજવા જેટલી યોગ્યતા તેનામાં હજી આવી ન હતી, તેથી જે કડી તે બરાબર સમજી ન શકતી, તેમાંથી તે સ્વામીના અસીમ પ્રેમનો મનમાન્યો અર્થ ઉપજાવીને–કલ્પીને તે આનંદસાગરમાં ડૂબી જતી. માતપિતાના મૃત્યુથી તે મામાને ઘેર અનાદર સાથે ઊછરતી હતી; આથી તે ત્યાં ઘણા સંકોચથી રહેતી. એ સમયે શ્રીધર તેને કેટલી બધી ચાહતો હતો! પત્રમાં કેવી કેવી વાતો લખતો હતો! તે સઘળું વાંચીને હમણાં પણ તેને તે સોનાના દિવસો યાદ આવતા હતા.

કાન્તા જ્યારે આ સઘળા પત્રો વાંચવામાં પડી હતી, ત્યારે સરલાને બધી પાછલી ઘટનાઓ યાદ આવવા લાગી. ટપાલી આવવાને વખતે તે બારણા તરફ કેવી નજર રાખતી હતી, ઇત્યાદિ સઘળી બાલ્યલીલા તેના સ્મરણપટ પર તરી આવી.

(૩)

આજે તેજ સ્વામી તેનાથી વિમુખ થઈ ગયો છે. રામદાસ તો બિચારો ત્રણ વરસથી આ લોકનો પરિત્યાગ કરી ગયો છે અને સોનીની દુકાન પણ ઊઠી ગઈ છે. શ્રીધર હવે કશો પણ ઉદ્યમ કરતો નથી અને મહોલ્લાના કેટલાક નિરુદ્યમી છોકરાઓ સાથે ભળીને એક ગાયનમંડળી ઊભી કરવાની ચેષ્ટા કરી રહ્યો છે. એક છોકરાના ઘરમાં અખાડો જમાવવામાં આવ્યો અને એક પેટી, (હારમોનિયમ) એક જોડ તબલાં, એક જાજમ અને હુક્કા, ચલમો તથા તંબાકુ એકત્ર કરવામાં આવ્યાં. ડ્રેસ–પોશાક–ક્યાંથી લાવવો તે નક્કી કરવામાં આવ્યું ન હતું, પણ તેટલાથીજ કંઈ કામ અટકે એમ ન હતું. દરરોજ નવા નવા વેશ ભજવવા માંડ્યાં. શ્રીધર રાત્રે ત્યાંજ પડી રહેતો, દિવસે પણ જમવાના વખતેજ

આવતો, પણ અધૂરામાં પૂરું બેએક દિવસથી સરલાને સ્વામીના મુખમાંથી દારૂની પણ ગંધ આવતી માલૂમ પડી !

છેલ્લાં ત્રણ વર્ષો આમ ને આમ કેવાં દુઃખમાં વીત્યાં હતાં, તે તો સરલાનુંજ મન જાણતું હતું. પોતાની પાસે અને તેની સાસુની પાસે જે બેચાર ઘરેણાંગાંઠાં હતાં, તે વેચી–સાટીને તેઓ એક ટંક આછુંપાતળું ખાઇને દિવસ ગુજારી રહ્યાં હતાં. શ્રીધર સાંજે ખાવા આવતો ન હતો, આથી સરલા અને તેની સાસુ પણ કદી કદી એકબે પૈસાના ચણા–મમરા ફાકીને કે ઘણીખરી વાર તો એમને એમજ ચલાવી લેતાં. તે બિચારાં દિવસે પણ પેટ ભરીને અન્ન પામતાં ન હતાં. શ્રીધરે એક પણ દિવસ વિચાર કર્યો નહતો કે બપોરે હું જે જમી જાઉં છું, તેને માટેનો ખર્ચ ક્યાંથી આવતો હશે ? કોઈ દિવસ તેની માતા પૈસાની તંગીની વાત કાઢતી તો તે ગુસ્સે થઇને ચાલ્યો જતો અને બેત્રણ દિવસ સુધી મોંજ બતાવતો નહિ.

કાન્તાનો પતિ છાપખાનામાં કંપોઝિટર હતો. તે પણ પહેલાં શ્રીધરની મંડળીમાં હતો; પણ કેટલાક દિવસ થયાં તેણે પ્રભુકૃપાથી એ મંડળીનો સંસર્ગ છોડી દીધો છે. હવે તે બે પૈસાની મજૂરી કરે છે અને કદી કદી રાતપાળી કરીને પણ ચાલુ પગાર ઉપરાંત દશબાર આના મેળવે છે. આ રીતે પોતાની જાતમહેનતના બચાવેલા પૈસામાંથી તેણે કાન્તાને એક સોનાની મોહનમાળા પણ કરાવી આપી છે.

કાન્તા તેને વારંવાર કહેતી કે, “ તમે શ્રીધરને સુમાર્ગે ચડાવો” પરંતુ શ્રીધર બીજાના કહેવાથી સુધરે તેવો ન હતો.

(૪)

શ્રીધરના પત્રો વાંચી રહ્યા પછી કાન્તાએ કહ્યું: “ જો બહેન ! એક કામ બની શકે તો તારો પતિ તારા ઉપર સ્નેહ રાખતો થઈ જાય.”

સરલાએ આતુરતાથી પૂછયું: “ બહેન ! કહેને કયું કામ ?”

કાન્તા— સાંભળ, એક દિવસ મારી સ્થિતિ પણ તારા જેવીજ હતી. આટલા દિવસ સુધી મેં વાત કાઢી ન હતી, પણ હવે તારું દુઃખ જોયું જતું નથી. તું સિદ્ધેશ્વરીમાતાની માનતા લે અને પાંચ ફળ તથા સિંદૂરની દાબડી સાથે પૂજા મોકલી દે.

સરલા—બહેન ! કેટલોક ખર્ચ થશે ?

કાન્તા—આઠ આનાથી ઓછો તો નહિ થાય. તું મને પૈસા આપીશ, એટલે સઘળો સામાન હું મંગાવીને તને પહોંચતો કરીશ.

સરલા—પણ આઠ આના લાવું ક્યાંથી ? કાન્તા ! મારી પાસે તો એક પૈસો પણ નથી. 'આપણને આજનો દહાડો ગભડશે' એમ કહીને માએ આજે ચણા પણ લીધા નથી.

કાન્તા—બ્હેન ! હું તો હમણાં આઠ આના આપું; પણ પારકા પૈસાથી પૂજાનું ફળ મળતું નથી. વળી ઉછીના આપું છું, એમ કહીને આપવાથી પણ કામ સરતું નથી. જો કોઈપણ રીતે તું તારા સ્વામી પાસેથી આઠ આના લઈ શકે, તો સૌ કરતાં સારું.

સરલા—બ્હેન ! તે તો મારા ભાગ્યમાંજ નથી. એવું જો બની શકતું હોય, તો પછી આટલું દુઃખ શા માટે વેઠું ? આજ સુધીમાં એક પૈસો પણ પામી નથી, તો વળી આજે આઠ આના !

કાન્તા—તોપણ એકાદ વખત માગી તો જો. પ્રયત્ન કરવો એ આપણું કામ છે. મેં પણ મહામહેનતે એમની પાસેથી રૂપિયો મેળવ્યો હતો અને તેજ રૂપિયામાંથી ભેટ-પૂજા મોકલવાથી માતા સિદ્ધેશ્વરીએ કૃપાદૃષ્ટિ કરી હતી.

બહારથી સરલાની સાસુએ બૂમ પાડી: "વહુ !"

સરલા-બ્હેન ! જરા બેસજે ! હું હમણાં જાઉં છું. માજી બોલાવે છે.

કાન્તા—ત્યારે હું પણ હવે તો જઈશ. વળી કાલે આવીશ.

શ્રીધરને કોઈએ કહ્યું હતું કે, "પાનાનો જુગાર ખેલવાથી ભાગ્યજ ફરી જાય છે ! એક રૂપિયાના ચાર રૂપિયા તો શું પણ વીસપચીસ પણ થઈ જાય છે. માત્ર દાવ સારા પડવા જોઈએ અને જરા હોશિયારી રાખવી જોઈએ."

શ્રીધર એક દિવસ બેચાર પૈસા મૂકીને રમ્યો અને ચાર આના લઈને ઊઠ્યો. આથી તેનો લોભ વધ્યો ને જુગારની લતમાં પડ્યો. હવે તે પાઈપૈસો મૂકતો ન હતો, પણ ઝુકાવવાજ મંડ્યો હતો. તેની પાસે તો વધારે પૈસા ન હતા, પણ જુગારના અખાડાવાળો છોટુમિયાં જુગારીઓને રૂપિયા ધીરતો. છોટુમિયાં ઝાઝું ભણેલો ન હતો, એટલે વ્યાજનો દર કે હિસાબ ગણવાની માથાફોડમાં પડતો નહિ. ચારના પાંચ રૂપિયા લેવાનો તેનો સાદોસટ નિયમ હતો અને મુદત વધારેમાં વધારે સાત દહાડાની ! આ ઉપરાંત તે દરેક દાવ ઉપર 'નાલ' (હકસાઈ) લેતો, તેની કમાણી તો જુદીજ હતી. છોટુમિયાં આ કામ બહુ સાવચેતીથી અને યુક્તિપ્રયુક્તિથી કરતો હોવાથી આ અખાડાની વાત સરકારની જાણમાં આવવા પામતી નહિ. કોઈ બિચારો છેકજ આવી ગયો હોય ને

છોટુમિયાંનું દેવું અદા કરી શકતો નહિ, તો તે તેને ગમે તે રીતે જુગારી તરીકે પકડાવી દેતો અને આ પ્રમાણે ઊલટો તે જુગારની બદી ઓછી કરાવનાર તથા પોલિસના કામમાં મદદ કરનાર તરીકે ગણાઇને સરકારમાં માન પામતો હતો.

(૫)

શ્રીધરની માતા દરરોજ ચાર વાગે ઊઠીને નદીએ સ્નાન કરવા જતી હતી. આજે તે નદીએ જવા નીકળી અને સરલાને કહેતી ગઇ: " વહુ ! હું નદીએ જાઉં છું, તું બારણાં વાસી દેજે."

શિયાળાનો દિવસ હતો. સરલાની ઊંઘ ઊડી ન હતી. અર્ધ-જાગૃત અવસ્થામાંજ તેણે જવાબ આપ્યો: " જાઓ, હું બારણાં બંધ કરું છું." પરંતુ એ શબ્દો કેવળ બોલવામાંજ રહી ગયા. તે ગોદડામાંજ વીંટાઈ રહી.

થોડી વાર પછી એકાએક પાસેના ઓરડામાં કંઇક અવાજ થયો અને તેની ઊંઘ ઊડી ગઇ. તે ચોંકીને ઊઠી અને જુએ છે, તો શ્રીધર બારણા તરફ દોડી જતો જણાયો. સરલાને જોતાં તે જરા અચકયો અને ઉતાવળો ઉતાવળો કંઇક ગભરાટથી બોલ્યો: " મા ક્યાં છે? નાહવા ગઇ? હું આજે બપોરે જમવા આવવાનો નથી. એ કહેવાને હમણાં આવ્યો હતો; કહેજે તેને."

સરલાએ કહ્યું: " ઠીક."

શ્રીધરે ચાલતી પકડી; પણ સરલાએ કહ્યું: " જરા થોભો તો ખરા. મારી એક વાત સાંભળશો?"

શ્રીધર: " વળી શી વાત કહેવાની રહી ગઇ?"

સરલા: મને એક આઠ આના નહિ આપો?"

શ્રીધર: " શું કરે છે? લે આ."

એમ કહીને તેણે એક અડધો ફેંકયો અને ત્યાંથી ચાલી નીકળ્યો.

(૬)

શ્રીધર આજે જમવા નહિ આવવાનો હોવાથી ચૂલો સળગ્યો નહિ અને સાસુવહુએ બે પૈસાના મમરા ફાકીને ચલાવી લીધું.

બપોરે સરલાએ કાન્તાને કહ્યું: " એ મને અડધો આપી ગયા છે, આજેજ પૂજા ચડાવીએ તો ઠીક!"

આ સાંભળીને કાન્તાને ઘણો આનંદ થયો. તે બોલી: " હું સઘળી વસ્તુઓ મંગાવું છું. સાંજ પહેલાં તે આવી જશે, પૈસા પણ ત્યારેજ આપજે. ત્યાંસુધીમાં તું એક થાળી સારી પેઠે માંજી

મૂકજે." એટલું કહી તે ચાલી ગઈ.

સરલાએ ઘણાજ આનંદપૂર્વક થાળી માંજી અને ચકચકિત કરી. પછી સિદ્ધેશ્વરીને પ્રણામ કરીને કહેવા લાગી: "મા! કૃપા કરીને મારા સ્વામીને સુમતિ આપો."

સંધ્યાકાળ થતાં સ્નાન કરી, ધોયેલાં વસ્ત્રો પહેરીને તે કાન્તાની વાટ જોવા લાગી. થોડી વાર પછી તે પાંચ પ્રકારનાં ફળ, કેટલીક જાતનાં ફૂલ અને સિંદૂરની દાબડી લઇને આવી પહોંચી. સરલાએ ધ્રૂજતે હાથે સઘળી વસ્તુઓ થાળીમાં ગોઠવી. તેના મનમાં કેટલી આશાઓ ભરેલી હતી! શું માતાજી કૃપાદૃષ્ટિ કરશે?

થાળી બરાબર સજીને કાન્તાના હાથમાં મૂકી. તેમાં કેવળ આઠ આનાની વસ્તુઓજ ભરેલી ન હતી; પણ સરલાના જીવનનાં તમામ સુખ અને આકાંક્ષાઓ પણ તેમાં હતી.

સરલા લૂગડાને છેડેથી અડધો છોડવા લાગી, એટલામાં તેની સાસુ બૂમ પાડી ઊઠી: "હાયરે! આ શો ગજબ! આ મારી પેટી કોણે તોડી નાખી?"

સરલા અને કાન્તા ચોંકી ઊઠ્યાં. હજી તેઓ ઓરડામાંથી બહાર પણ નીકળ્યાં ન હતાં. એટલામાંજ સરલાની સાસુ હાયપીટ કરતી ત્યાં આવી પહોંચી. માલૂમ પડયું કે, તે બિચારીની રહીસહી પૂંજી-એક સોનાનું કડું અને દોઢ રૂપિયો રોકડો-કોઇ તાળું તોડીને ચોરી ગયું છે.

કાન્તાએ આશ્વાસન આપતાં પૂછયું: "ચોરી કયારે થઈ?"

ડોશી: "તે તો કોણ જાણે? પણ કાલે મેં પેટી જોઈ હતી, ત્યારે બરાબર હતી અને આજે તો મેં ઉઘાડીજ નથી.

છેડે ચાર પૈસા બાંધેલા હતા. તેનાજ ચણામમરા મંગાવીને ખાઇ લીધા હતા. હમણાં જઈને જોઉં છું તો પેટી તૂટેલી, હાય! હું દુ:ખિયારીનું કોણે સત્યાનાશ વાળી દીધું? અરે ભગવાન! કાલની હું ભૂખે મરી રહી છું. પેટે પાટા બાંધી બાંધીને એટલું બચાવ્યું હતું. હાય હવે શું ખાઈશું?"

કાન્તા: "આ તો ઘણી નવાઇ જેવી વાત! સરલા તો રાતદિવસ ઘરમાંજ રહે છે,તો પછી મૂઆની હિંમતજ કેમ ચાલી હશે?"

સરલાની છાતી ઉપર વજ્રાઘાત થયો. "પેટી પાસે તો સ્વામીજી ગયા હતા. તો શું તેમણે.... ..." એ પછી તે કંઇ પણ વિચારી શકી નહિ.

(૭)

સરલાની સાસુની નજર હજી સુધી પેલી થાળી ઉપર ગઈ ન હતી. જેવી તે તેના જોવામાં આવી કે તરતજ બોલી ઊઠીઃ "આ થાળીમાં શું ભર્યું છે ?"

કાન્તા—સરલા સિદ્ધેશ્વરી માને પૂજા ચડાવે છે, તે હું લઈ જવાની છું.

સાસુ—વહુ ! તું પૈસા ક્યાંથી લાવી ? એમાં કેટલા પૈસા ખરચ્યા ?

કાન્તા—આઠ આનામાં બધી ચીજો આવી ગઇ છે. પૈસા તો એના ધણી એને અડધો આપી ગયા હતા.

સાસુ—જોઉં, અડધો કેવો છે ?"

સરલાએ છેડેથી અડધો છોડી આપ્યોઃ તેને ફેરવી ફેરવીને તપાસી જોયા પછી ડોશી પોકારીઃ "આ અડધો તો મારા વાળાજ છે ! એ તો પેટીમાં દાબડીમાં મૂક્યો હતો. શ્રીધર ક્યાંથી આપી શકે ? આ કોનું કામ છે ?"

સરલા મૂંગીજ ઊભી રહી. કાન્તાએ જવાબ આપ્યોઃ "શું ત્યારે એ ચોરી કરવા ગઈ હતી ? એ તો તમારા સપૂતનાંજ કામ છે અને સરલાને અડધો આપી ગયા છે."

સાસુ ક્રોધથી બરાડી ઊઠીઃ "મારો પુત્ર ચોરી કરે ? કદી નહિ. એ તો આ અભાગિણીનાંજ કામ છે. ચોરી કરીને હવે પૂજા ચડાવવાની ધૂમ મચાવી છે. એને લીધે તો મારા શ્રીધરની આવી દશા થઈ છે. પહેલાં એ કેવો કામ-ધંધો કરતો હતો ? આ બાયડી આવ્યા પછીજ એ બગડી ગયો છે. હાય ! હવે હું ક્યાં જાઉં ? ઘરમાંજ ચોરી !"

કાન્તા—માજી ! તમે ખાતરી કર્યા વગર આવું શા માટે બોલો છો ?

સાસુ—પૂછી જો ત્યારે, શું એ સોગન ખાય છે કે, એણે ચોરી નથી કરી ?

કાન્તા—ઠીક, કહે, સરલા, આ અડધો તારા ધણીએ આપ્યો હતો ને ?

સરલા—નહિ.

કાન્તા—અરે ! શું ત્યારે તેંજ ચોરી કરી હતી ?

સરલા—હા.

કાન્તા આશ્ચર્યચકિત થઇને બોલીઃ "શું ત્યારે તું આ ચોરી-

ના પૈસાથી માતાને થાળ ધરાવવા જતી હતી? શું માતાથી કંઇ છૂપું રહી શકે એમ છે? આ રહી તારી થાળી, બ્હેન! મારાથી તો હવે કામ નહિ બને. એમ કહી તે થાળી ફેંકીને ચાલી ગઈ.”

(૮)

થાળી ઊંધી પડી ગઈ અને બધી ચીજો વેરાઇ ગઇ. કેટલી કેટલી આશાઓથી તે થાળી ભરવામાં આવી હતી! બિચારી સરલાનું મોં ફિકકું પડી ગયું, તેના પગ કંપવા લાગ્યા, મહામહેનતે તે દીવાલ પકડીને ઊભી રહી શકી. તેનું મગજ ઘેરાઇ આવી આંખે અંધારાં આવી ગયાં હતાં.

તેની સાસુ ઘાંટો પાડી ઊઠીઃ “અરે, તું તો ઘરની વહુ છે; તારેજ વિશ્વાસ ન કરું તો કોનો કરું? તેંજ આવું કામ કર્યું? તને શી જરૂર પડી? અને શું ચોરી કરી એટલે પામી જવાની હતી? ભગવાન સહુ જોતો બેઠો છે. જરા તો વિચાર કરવો હતો? લોકો કહે છે કે, “વહુ તો લખમી જેવી છે” તેઓ આવીને લખમીનાં કરતુક તો જુએ. લાવ, કાઢી આપ મારું કડું ને રૂપિયો.”

સરલા કંઇ પણ બોલી નહિ, એટલે વળી સાસુનો મિજાજ ગયોઃ “કહું છું કે લાવી આપ; ઠોયા જેવી ઊભી કેમ રહી છે? જા, અબ ઘડી કાઢી લાવ જ્યાં સંતાડયું હોય ત્યાંથી.”

એમ કહીને તેણે સરલાની પેટી ઉઘાડી અને એકે એક ચીજ ખોલીને જોયું, પણ કશુંએ હાથમાં ન આવ્યું. આથી તો હવે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે સરલાનું ગળું પકડીને તેનું માથું ભીંત સાથે પછાડયું અને કહ્યું કે, “કહું છું કે, હજી પણ બતાવ!”

સરલાના મનમાં દુઃખનો પાર ન હતો. પતિ ઉપર આરોપ ન આવે તેટલા સારુ તેણે કશો પણ જવાબ આપ્યો નહિ; પરંતુ હવે તે વધારે વાર ઊભી ન રહી શકવાથી જમીન પર બેસી ગઇ. તેને ભાસ થયો કે, મરણકાળ પાસે આવ્યો છે, તેથી તે મનમાં ને મનમાં કહેવા લાગીઃ “મા સિદ્ધેશ્વરિ! તમારાથી કંઇજ છાનું નથી. માતા! મારા પતિને સુમતિ આપો!” એક પવિત્ર આર્ય મહિલાની આ ખરા હૃદયની પ્રાર્થના શું વૃથા જશે?

વળી ડોશી ઘાંટો પાડી ઊઠીઃ “નથી બોલવું કેમ? ઠીક, જોઉં આજે તું જીતે છે કે હું?” એટલું કહીને તેણે સરલાનું માથું પકડીને જમીન પર પછાડયું! સરલાએ તે છતાં પણ કશો વિરોધ કર્યો નહિ; તેને આમ મૂંગી જોઇને ડોશીનો વહેમ વધારે પાકો થતો ગયો.

જમીન પર લોહીનાં ત્રણ ટીપાં જોવામાં આવ્યાં. જોરથી માથું

પછડાયાથી અને મનમાંના દુઃખથી સરલા ગભરાઈ ગઈ. આમ છતાં પણ એણે બીજું કાંઇ પણ મનમાં નહિ આવવા દેતાં, માતા સિદ્ધેશ્વરીનુંજ સ્મરણ કરવા માંડ્યું. ગભરાટ અને દુઃખને લીધે તેના મુખમાંથી એકાએક બોલાઇ ગયું કે, "માતેશ્વરિ!"

(૯)

એટલામાંજ બારણા તરફથી અવાજ આવ્યો: "મા!" ડોસીએ જોયું કે, શ્રીધર આવ્યો છે ને તેની બન્ને આંખોમાંથી અશ્રુધારા વહી રહી છે.

તે બોલી ઊઠ્યો: "મા! મેંજ તારી પેટી તોડી હતી અને કડું વગેરે લઈ ગયો હતો. એનો કશો પણ દોષ નથી. કેવળ મને બચાવવાને માટેજ એણે પોતાને માથે આફત વહોરી લીધી છે. મા! જુગારમાં હું પચાસ રૂપિયા હારી ગયો હતો, તે છોટુમિયાંના આપવાના હતા. આજે ન આપું તો તેણે મને પોલિસ પાસે પકડાવી દેવાનું કહ્યું હતું અને માર મારવાની પણ ધમકી આપી હતી. મા! મેં સાંભળ્યું હતું કે, એણે કેટલાએ જણને એ પ્રમાણે મારી પણ નખાવ્યા હતા. આથી તેના પંજામાંથી છૂટવા મેં એ કામ કર્યું હતું! પણ મા! હવે મને બરાબર ઠોકર વાગી છે. આથી હું પાણી મૂકું છું કે, કદી પણ જુગાર રમવા નહિ જાઉં અને નઠારાની સોબત નહિ કરું. હું આપણો ધંધો કરીશ. આ વખત મને ક્ષમા કરો. આજથી હું નવોજ માણસ થાઉં છું. આજે મારો 'પુનર્જન્મજ' થયો સમજજો."

શ્રીધરની માતા ઘણીજ લજ્જિત થઇ ગઇ: "હાય! બિચારી વહુને મેં કેટલું બધું દુઃખ દીધું! હવે શું મોં બતાવું?" આટલું કહીને તે પોતાના ઓરડામાં જઇ ઢગલો થઇને પડી અને રડવા લાગી.

શ્રીધરે જમીન પર પડેલી સરલાને ઉઠાડીને સજળનયને કહ્યું: "સરલા! મેં સઘળું જોયું છે. હું તને આજ સુધી પિછાની શક્યો નહિ. તું સાક્ષાત્ દેવી છે, મને ક્ષમા કર. આજથી હું નઠારા વિચારો ને નઠારી સોબત છોડી દઉં છું. કહે, તું મને માફ નહિ કરે?"

સરલા ક્ષીણસ્વરથી બોલી: "હં! એવું શું બોલો છો?" તેને ઘણી વેદના થતી હતી, તોપણ આ વખતે તેને કેટલો બધો આનંદ થયો? તે આંખો બંધ કરીને કહેવા લાગી: "મા! સિદ્ધેશ્વરિ! તેં મારી પ્રાર્થના સાંભળી છે. મેં આજે મારા સ્વામીને ફરીથી મેળવ્યા છે."



# ૩૪–કાષ્ઠનો ઘોડો

(૧)

વાચક ! આજે મુંબઈની ‘ચોરબજાર’ તરફ નજર કરીએ. ત્યાં રસ્તા ઉપર અને દુકાનોમાં વપરાયલું ફર્નિચર, ઊતરેલાં કપડાં, જૂનાં-પુરાણાં પુસ્તકો તથા છબીઓ અને નાનીમોટી અનેક ચીજો વેચવાને માટે ગોઠવેલી નજરે પડે છે.

ખાસ કરીને કેટલાક મુસલમાન લોકો શહેરમાં ફરી ફરીને શ્રીમંતોને ત્યાં નકામી થઇ પડેલી વસ્તુઓ ખરીદી લાવે છે કે કોઈ સાહેબ બીજે દેશ જવાનો હોય, ત્યારે તેનો સરસામાન લીલામમાંથી લઈ આવીને પોતાની દુકાનમાં એકત્ર કરે છે. અનેક ગરીબ-ગુરબાંઓ અને સામાન્ય પંક્તિનાં માણસો તેમાંની ચીજો ખરીદી લઇ તે વડે પોતાનું કામ ચલાવે છે.

“કેમ મિયાં જુમ્મન શેખ ! આ ઘોડો તો બહુ દિવસથી તારે ત્યાં વા ખાયા કરતો જણાય છે ! એ તને પૈસા પરખાવે એમ લાગતું નથી. ત્યારે દોસ્ત ! મને ભેટજ કરી દે ને કે જગ્યા રોકતો મટે.” ચોરબજારમાંના એક દુકાનદારે પોતાના પાડોશી દુકાનદારને કહ્યું.

જુમ્મન શેખ—વાહ દોસ્ત ! ખૂબ કીધી ! ગ્રાહક અને મોતનું કંઈ ઠેકાણું છે કે, ક્યારે આવી ચડે? કમાનદાર ઘોડાની કિંમત જાણનાર કંઇ બધાંજ ગ્રાહક થોડાં હોય?

રસ્તે જતાં ૬૦-૬૫ વર્ષની ઉંમરના એક વૃદ્ધ પુરુષના કાને આ શબ્દો પડતાંજ તે ઊભો રહ્યો અને પૂછવા લાગ્યોઃ “બતાવ જોઉં, કમાનદાર ઘોડો કેવો છે? અરે! આજ કે? પણ એના માથા પર આ બે તલવારો કેવી? હં! હં! કંઇ સમજમાં આવતું નથી.”

એટલું કહીને તે વૃદ્ધ પુરુષ ઘોડાના માથા પરની એકબીજાને કાપતી તલવાર અને તેની અદ્ભુત કારીગરી જોવા લાગ્યો.

વૃદ્ધ—આ ઘોડો તને ક્યાંથી અને ક્યારે મળ્યો હતો?

જુમ્મન—સાહેબ! પાંચછ મહિના પર 'સિંધીગલી' માં રહેતા એક હિંદુને ત્યાંથી લાવ્યો હતો. એ ઘોડો તેના એક નાનાસરખા છોકરાનો હતો, તેથી જ્યારે એ મને વેચવામાં આવ્યો, ત્યારે તે બિચારો જમીન પર આળોટી આળોટીને ખૂબ રડ્યો હતો.

વૃદ્ધ—હું, નાના છોકરાનો! ઠીક, તું એની શી કિંમત લઇશ?

જુમ્મન—સાહેબ! ચાર રૂપિયામાં એક પાઈ પણ ઓછી નહિ. જુઓ, કેવો મજબૂત છે! રંગ પણ જરાયે ઝાંખો થયો નથી!

વૃદ્ધ—ચાર રૂપિયા! ઠીક, લે આ મોં-માગ્યા પૈસા આપું છું; પણ હવે એક હેલકરી (મજૂર) ને બોલાવ અને જે જગ્યાએથી તેં ઘોડો આણ્યો હતો, તેનું બરાબર ઠેકાણું લખાવ.

(૨)

પેલો વૃદ્ધ પુરુષ હેલકરી સાથે સિંધીગલીના એક જૂનાપુરાણા માળામાં આવી પહોંચ્યો. દાદરા ચડઊતર કરી કરીને અંતે તે પહેલાજ માળની એક ખૂણાપડતી ઓરડી આગળ આવીને અટક્યો. ઓરડીમાં એક યુવતી પોતાના ચારેક વર્ષના બાળક સાથે બેઠી હતી. તેનું ગોર અને સુંદર વદન ચિંતાથી છવાયેલું હતું. તેને જોતાંજ કોઇ પણ માણસને લાગી આવ્યા સિવાય રહેતું નહિ કે, એણે અગાઉ સુખના દહાડા જોયા હશે. પેલા વૃદ્ધ પુરુષના હૃદયમાં આ દૃશ્ય જોતાંજ જાતજાતની લાગણીઓ તરવરી આવી અને તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં.

તેણે પૂછ્યું: "બાઈ! જરા જુઓને આ ઘોડો તમારોજ કે?"

તે સ્ત્રીની નજર અત્યાર સુધી પેલા વૃદ્ધ પુરુષ ઉપર પડી ન હતી, તેથી તે આ શબ્દો સાંભળતાંજ જરા ચોંકી અને ઊભી થઇ ગઇ. ઘોડા તરફ જોતાં તેની આંખમાં પાણી આવી ગયું, તેનું હૃદય ભરાઈ આવ્યું અને તે કશું. બોલી શકી નહિ.

એટલામાં નાનો ધીમંત ઘોડા પાસે દોડી ગયો અને પેલી તલવાર પકડીને બોલી ઊઠ્યોઃ "બા! બા! આ તો મારો ઘોલો છે." એમ કહીને તે તેના ઉપર ચડી બેઠો અને આનંદમાં આવી જઈને "બાજુ ખસો, ઘોલો આવે છે" એમ પોકારવા લાગ્યો.

પેલી સ્ત્રી ધીમુને રોકવા જતી હતી, પરંતુ વૃદ્ધ પુરુષે તેને તેમ કરતાં અટકાવી કહ્યું:

"ઘોડાને જોતાંજ હું સમજ્યો હતો કે, એના વિના કોઇ બાળક

રડી રહ્યોજ હશે. તે બાળકને ફરીથી આનંદ આપવાજ હું એને ખરીદીને તમારે હવાલે કરવા આવ્યો છું.”

યુવતીએ આંસુ લૂછીને કહ્યું: “આપ ઘણા દયાળુ લાગો છો, બાળકો આપને વહુ વહાલાં હોય એમ જણાય છે.”

વૃદ્ધ: “બાળકો! અરે! એ તે કોને વહાલાં ન લાગે? બાળકો તો પ્રભુનાં સુંદર રમકડાંઓ છે.”

યુવતી ગદ્‌ગદ કંઠે બોલી: “અમે આપનો પાડ શી રીતે વાળીશું?”

વૃદ્ધ: “પાડ પ્રભુનો! પણ હમણાં તો હું અવસ્થાએ પહોંચેલો છું, એટલે થાકી ગયો છું, તેથી જરા વિશ્રાંતિ લેવા બેસું છું. તરસ પણ લાગી છે, થોડું પાણી આપો.” એમ કહીને તે વૃદ્ધ પુરુષ, યુવતીએ એક શેત્રંજી પાથરી આપી તે પર બેઠો.

પાણી પીધા પછી વૃદ્ધે પૂછ્યું: “તમારા પતિ શો ધંધો કરે છે?”

યુવતી નિસાસો મૂકીને બોલી: “આજે કેટલાએ દિવસ થયા નોકરીની શોધમાં જાય છે, પણ હજી સુધી પત્તો લાગતો નથી. શું કરીએ? ઇજ્જતદારનાં ફરજંદથી કંઇ મજૂરી કરવા થોડુંજ જવાય છે? ઘરમાં વેચવા જેવી ચીજો હતી, તે વેચીને આજ સુધી નિભાવ્યું છે, હવે તો ભગવાનની મરજી હશે તેમ થશે.”

વૃદ્ધે કહ્યું: “ખરેખર તમે લોકો ઘણું દુઃખ ભોગવી ચૂક્યાં છો, ઈશ્વરની કૃપાથી સૌ સારાં વાનાં થશે. બધા દિવસ પણ સરખા થોડાજ જાય છે? વારુ, તમારાં કોઈ સગાંવહાલાં હશે ને?”

યુવતી બોલી: “નહિ, મારા પિયરમાં તો કોઇજ નથી. એકલી મા હતી, તે પણ મારા લગ્ન પછી તરતજ મરી ગઇ હતી. મારાં સાસરિયાં તો મોટાં માણસ છે, પણ મારા પતિને તેમની સાથે જરા અણબનાવ થયો હતો.”

વૃદ્ધે આતુરતાથી પૂછ્યું: “શા માટે?”

યુવતી: “મારા પતિએ મારાં ગરીબ વિધવા માતા તરફ જોઈને કોઇને પણ પૂછ્યા વિનાજ મારી સાથે લગ્ન કરી દીધું હતું, વળી અમે બન્ને જુદા જુદા ગોળ-તડ-નાં હોવાથી પણ મારા સસરા ઘણા નારાજ થયા અને તેમણે એમને કાઢી મૂક્યા હતા. મહારાજ! હમણાં તો અમે બહુજ ગરીબ છીએ; પણ પહેલાં એવાં ન હતાં, મારા પિતા મહિને દહાડે બસો રૂપિયા કમાતા હતા,

ત્યારે અમે આઠ ભાઈબહેન હતાં અને આનંદથી રહેતાં હતાં; પણ હાય ! આજે તો તે બધાંમાંથી દુઃખ ભોગવવા હું એકલીજ જીવતી રહી છું. ગયાં તે સુખિયાં થયાં !" આટલું બોલતાં બોલતાં તેની આંખોમાંથી ચોધાર આંસુ વરસવા લાગ્યાં.

વૃદ્ધ પુરુષે તેને દિલાસો આપી પૂછ્યું: "તમારા પિતાનો આટલો મોટો પગાર હતો, છતાં તેઓ કંઇ બચાવી શકયા ન હતા?"

યુવતી નિઃશ્વાસ મૂકીને બોલી: "આપ કયાં નથી જાણતા કે, પડતા ઉપર તો પાટુ જ પડયા કરે છે ! ત્રણચાર હજાર રૂપિયા હતા તે, 'ક્રેડિટ બૅન્ક'માં ડૂબ્યા અને બેએક હજાર 'સ્પિસીબૅંકના શૅરમાં રોકાયા હતા, તે તો ગયા તે ગયાજ અને વળી હમણાં એવી ખબર મળી છે કે, તેનો બાકીનો હપ્તો પણ ઉઘરાવવાનો ઠરાવ થયો છે? હાય ! ખાવાનાજ સાંસા છે, તો તે કયાંથી ભરીશું ?

વૃદ્ધ—તમારો સસરો મદદ નહિ કરે? કદાચ તમારા પતિએ તેની આજ્ઞા માની ન હોય, પણ તમે તો કંઈ તેનું અપમાન નથી કર્યું ને ?

યુવતી—ખરી રીતે તો મારા પતિએ પણ શું ખોટું કર્યું હતું, તે હું સમજી શકતી નથી. પોતાની નાતજાતનાં માણસો તરફ દયા રાખીને તેમને મદદ કરવા જેવું સારું કામ બીજું કયું છે ? પૈસાદાર માણસો પૈસાદારનાંજ સગાંવહાલાં થઇને ભરતામાં ભરે તેના કરતાં મારા પતિએ ગરીબ કુટુંબના બેલી થઇને તેની સાથે સંબંધ બાંધવામાં શું ખોટું કર્યું હતું ? આમાં જો કાંઇ દોષ હોય, તો કેવળ મારોજ છે; કારણકે હુંજ અભાગિનીને લીધે તેમને આ સ્વપ્નમાં નહિ દીઠેલું તે આજે વેઠવું પડે છે."

એટલામાં બહારથી ઘોડાને ઊભા રહેવાનો ધીમુનો હુકમ સંભળાયો, વૃદ્ધ પુરુષ તે સાંભળીને હસી પડયો.

વૃદ્ધે પ્રેમપૂર્વક પૂછ્યું: "એનું નામ શું?"

યુવતી—ધીમંત.

વૃદ્ધ—તમારા પતિ કયારે આવશે ?

યુવતી—તેમને આવવાનો સમય તો થઈ ગયો છે. હવે તે આવતા હશે.

વૃદ્ધ—તેમણે પહેલાં કંઇ નોકરી કરી હતી? બનશે તો હું તેમને માટે આજે કંઇક ગોઠવણ કરી શકીશ.

યુવતી—દાદાજી ! એટલી દયા કરશો, તો અમારાં બધાં દુઃખ ટાળવાનું આપને પુણ્ય લાગશે. એઓ હિસાબી કામ સારું જાણે છે; 'સ્પિસીએંકમાં' કામ કરી ચૂકયા છે. બેંક તૂટ્યા પછી કેટલેક મહીને એક યુરોપિયન વેપારી ને ત્યાં ત્રીસ રૂપિયાની નોકરી મળી ગઈ હતી, પણ યુરોપમાં લડાઈ જાગ્યા પછી તે વેપારી જર્મન હોવાથી તેને પકડી અહમદનગર લઇ ગયા અને તે દુકાન પણ બંધ થઈ. અવા વખતમાં વેપારીઓને જૂના નોકરોજ નિભાવવા ભારે થઇ પડયા છે, તો નવા ક્યાંથીજ રાખે ? આથી મહિનાઓ થયા અમારાં નસીબે દેવાયલાં તાળાં ઊઘડી શકતાં નથી. લગ્ન પહેલાં તો એ મહેનત કેવી હોય તે પણ સમજતા ન હતા.

વૃદ્ધ—અને પેલો ઘરડો રાક્ષસ પોતાના એકના એક પુત્રને અને લક્ષ્મી જેવી વહુને કાઢી મૂકીને હવે જરા પણ ખબરે રાખતો નથી કે શું ? તે પગ પર પગ ચડાવીને મિષ્ટાન્ન ઉડાવ્યા કરે અને આ તરફ તેનાં છોકરાંને ટુકડા રોટલા માટે નોકરીના વલખાં મારવાં પડે !

યુવતી—દોષ કોઇનોયે નથી. જ્યાં અમારું ભાગ્યજ ખોટું ત્યાં કોઈને શું કહેવું ? જો એમને વીસપચીસ રૂપિયાની નોકરી મળી જાય........

" માત્ર વીસપચીસની ?"

" જી, તેટલાને તો હું વીસ લાખ રૂપિયા મળ્યા સમજું છું. અમે કાંઈ ઉડાઉ નથી અને મને કરકસરથી ઘરસંસાર ચલાવતાં સારી રીતે આવડે છે;એટલે એટલી નોકરી પણ અમને તો પૂરતીજ છે.

(૩)

એટલામાં તે યુવતીનો પતિ રખડી રખડીને થાકયોપાકયો આવીને ઉમરા ઉપરજ લમણે હાથ દઇને બેસી ગયો. આજે તેની નિરાશાનો પારજ ન હતો, તેનું મગજ ભ્રમિતના જેવું થઇ ગયું હતું, તેથી ઘરમાં કોણ બેઠેલું છે, તે તે જોઈ શકચો નહિ અને નિસાસા મૂકીને કહેવા લાગ્યોઃ " અરે ભગવાન ! હજી શું વીતવાનું બાકી રહ્યું છે ? આજે બબ્બે મહિનાનું ભાડું ચડી ગયું છે. હમણાં ભૈયો આવશે, તેને શો જવાબ દઇશ ? ઓરડી ખાલી કરી જવાની પણ નોટિસ મળી ચૂકી છે. હાય ! હાય ! હવે શું કરવું ? ફરી ફરીને થાકચો, પણ હજી નોકરીનો પત્તોજ નહિ. "

વિમળા અવસર જોઇને બોલી ઊઠીઃ " અરે ! જરા જુઓ તો

ખરા; ઘરમાં કોણ આવીને બેઠું છે? એમણે તમને નોકરીએ લગાડી આપવાનું માથે લીધું છે. જરા એમની સાથે વાત તો કરો. અફસોસ કરવાથી શું થવાનું હતું?"

આ સાંભળતાંજ તેને ભાન આવ્યું. કંઈક સંકોચથી પણ આશાભરી નજરે તેણે વૃદ્ધ તરફ જોયું, તો તેની આંખમાંથી પણ બોરબોર જેવાં આંસુ વહી રહ્યાં હતાં. તે બોલ્યોઃ "શેઠજી!"

વૃદ્ધ પુરુષ બોલી ઊઠયોઃ "બેટા! લલિતમોહન!"

"કોણ પિતાજી?" એમ કહી લલિતમોહન દોડીને તેના પગ સાથે બાઝી પડયો. વિમળા પોતાના સસરાને જોઇને જરા સંકોચ પામી અને પ્રણામ કરીને ઊભી રહી. બધાંની આંખોમાંથી ચોધાર આંસુ વહેવા લાગ્યાં.

થોડી વાર પછી જ્યારે હૈયાં ખાલી થયાં અને બધાં કંઈક સ્વસ્થ થયાં, ત્યારે સાહસલાલે દમ ખેંચીને કહ્યું: "બેટા! આવો ગાંડો ટેક? આજે બાર બાર વર્ષ થયાં ન કાગળ કે ન પત્તર? ડોસો મરી ગયો છે કે જીવે છે; એટલું જાણવાની પણ તને ઇચ્છા ન થઇ? ઘરડું માણસ આવેશના માર્યા બે બોલ બોલી નાખે તે પર આટલો ક્રોધ ઘટે? અરે ભગવાન! મારાં છોકરાંને પેટને માટે આટલાં ફાંફાં! પાંચપચીસ માણસને ઠેકાણે પાડનારનાં છોકરાંનેજ નોકરી માટે રખડવાનું? ભલું થયું કે, આજે ચોરબજારમાં હું જઈ ચડયો."

લલિતમોહનઃ "પણ પિતાજી! આપ અહીં શી રીતે આવી શકયા? આપને કોણે ખબર કહી?"

સાહસલાલઃ "આ ઘોડાએ. તને યાદ છે? તારે માટે મેં એક ઘોડો કરાવ્યો હતો બરાબર તેવાજ ઘાટનો અને પેલી માથા ઉપરની તલવારોવાળો ઘોડો બજારમાં મળવો તો તદ્દન અસંભવિતજ છે. તેથી જ્યારે આજે ચોરબજારમાં આ ઘોડો જોયો, ત્યારે મને શંકા પડી અને મેં ધાર્યું કે, જરૂર આની સાથે તારો કંઈક સંબંધ હોવો જોઇએ. એ પછી તે મિયાંને ઠેકાણું પૂછીને અહીં આવ્યો અને પ્રભુએ મારા પશ્ચાત્તાપ તરફ જોયું. ઘણે વરસે મારાં ખોવાયલાં રત્નો મેળવી શકયો." પછી તેણે વિમળા તરફ જોઇને કહ્યું: "બેટા! હવે પેલા ઘોડેસવારને તો જરા આમ લાવ."

ધીમુ આવતાંજ ડોસાએ તેના બન્ને હાથ પકડી લીધા. ધીમુ તેમના સામુ જોઈ રહ્યો અને બોલી ઊઠયોઃ "શું તમે મારો ઘોડો પાછો લઈ જશો?"

"ના, બેટા ! ના. આ ઘોડાનો બાપ મારે ઘેર છે, તે પણ હવે તમે ત્યાં આવશો એટલે તમારો થઇ જશે."

ધીમુ—શું તે ઘોડો તમારો છે ? તમે તેના પર બેસો છો ?

વૃદ્ધ પુરુષે હસીને જવાબ આપ્યોઃ "હું તો નહિ પણ તારા બાપુજી તારા જેવડા હતા, ત્યારે તેના પર બેસતા."

ધીમુએ ફરીને પોતાના પિતા તરફ જોયું અને બોલ્યોઃ "મેં તો એમને મારા જેવડા કદી પણ જોયા નથી !"

ધીમુના આ શબ્દોથી થોડી વાર પહેલાંની કરુણાભરી ઓરડી આનંદથી ઊભરાઈ ગઈ.

(૪)

બીજે દિવસે સવારમાં તે માળા આગળ બે ગાડી આવીને ઊભી અને થોડી વાર પછી ચનીંરોડ તરફ ઊપડી ગઇ. વિમળાએ અને લલિત મોહને દુઃખી અવસ્થામાં વિસામો આપનાર તે ઝુંપડી-ને ભક્તિભાવથી સજળનયને છેલ્લા પ્રણામ કર્યા.

સાંજ થતાં આગગાડી સુવર્ણપુરના સ્ટેશને આવી પહોંચી. ગામના સઘળા લોકો જાગીરદાર સાહેબનો તાર મળી ગયેલો હોવાથી, સ્ટેશન પર એકઠા થઇ જઇને ક્યારના ટ્રેનની વાટ જોઈ રહ્યા હતા. તેમણે સાહસલાલ અને લલિતમોહનને જોતાંજ આ-નંદના પોકાર સાથે પુષ્પવૃષ્ટિ કરી.

બાર વરસની સૂની પડેલી સુવર્ણપુરની હવેલી પાછી દીપી નીકળી. સાહસલાલે પુત્રવિયોગના શોકમાં પંચકેશ વધાર્યા હતા. ઘેર પહોંચતાંજ ધીમુએ દાદાની દાઢી પકડીને પેલા ઘોડાના બા-પને જોવા માગ્યો. તરતજ એક 'ગોડાઉન'માંથી તેને બહાર કાઢવામાં આવ્યો અને તે પરની ધૂળ ઝાપટી નખાઇ. ધીમુએ તેના તરફ કેટલીક વાર ધારી ધારીને જોયું અને પછી પોતાના ઘોડાની પીઠ થાબડીને બોલ્યોઃ "દાદા ! મારોજ ઘોડો સારો છે. મારે એનો આ ઘરડો બાપ નથી જોઈતો."

દાદાએ હસીને જવાબ આપ્યો. "ખરી વાત બેટા ! આપણે આપણા જૂના મિત્રને કદી પણ નહિ છોડવો."





# ૩૫–દેવી ભગવતી

(૧)

બહુ દિવસની વાત નથી. આજથી દશેક વર્ષ ઉપર બનેલી એક સત્ય ઘટનાનો ઉલ્લેખ વાચકો સમક્ષ રજૂ કરવામાં આવે છે.

હાલ તે કન્યા વીસ વર્ષની યુવતી છે; સુંદરતામાં તે લક્ષ્મીને બાજુએ મૂકે એવી છે, તેના ગુણો તરફ જોશો, તો તેને સરસ્વતીજ કહેવી પડશે અને દયાની તો તે સાક્ષાત્ દેવીજ છે. તેનું ખરું નામ અમે રજૂ કરી શકતા નથી, પણ તેના ગુણો તરફ જોતાં તે ભગવતીના નામનેજ યોગ્ય છે.

ભગવતી મારા એક મિત્રની એકની એક પુત્રી છે. તે દશ વર્ષની હતી, ત્યારે પોતાનાં માતાપિતાનો પૂરેપૂરો પ્રેમ ધરાવતી હતી. તેને આખો દિવસ હાથમાં ને હાથમાં રાખવામાં આવતી. તે વડીલોની આજ્ઞાને માન આપનારી, ગરીબોની દાઝ ધરનારી અને મીઠાબોલી હતી. આથી ગામના લોકો પણ તેને દેવીજ કહીને બોલાવતા.

મારા મિત્રના ગામથી બે ગાઉ દૂર એક બીજું ગામ આવેલું છે. તે ગામનો જમીનદાર એક બ્રાહ્મણ છે. તે દસવીસ વીઘાંનો સાધારણ ખેડુ જમીનદાર નથી, પણ તે ત્રણચાર ગામોનો માલિક છે. હવે તેની પાસે પોતાના વડવાઓ જેટલી સંપત્તિ રહી નથી, છતાં પણ તે એક મોટો માણસ ગણી શકાય એટલી દોલતનો ધણી છે.

જેની પાસે કેવળ પૈસોજ હોય તેને શું મોટો માણસ કહી શકાય? દુનિયા તો એમજ કહે છે; પણ વાસ્તવિક રીતે તો સમજુ પુરુષો કરતાં અભિમાની શ્રીમંતનો દરજ્જો નીચો છે. આ બ્રાહ્મણ જમીનદાર પણ એજ કોટિના માણસ હતા. મનમાન્યા પૈસા મળી જવાથી સાહેબ ગર્વથી છલકાઈ ગયા હતા. તેઓ પોતાની પ્રજાને અને પાડોશી જમીનદારોને બહુ કનડગત કરતા હતા. કોઈની જમીન દબાવી પડતા, તો કોઈના ખેતરમાંથી પાક કપાવી લેતા. એવું એક પણ અઠવાડિયું ભાગ્યેજ પસાર થતું કે જેમાં જમીન-

દાર સાહેબ કોર્ટે ન ચડ્યા હોય!

પરંતુ આવી જહાંગીરી કેટલા દિવસ નભી શકે? તેનો વખત લડવામાં જવા લાગ્યો. વકીલોની અને કાગળોની ફી તથા નાચ-રંગ અને બીજા ઉડાઉ ખરચોમાં જમીનદારનું તમામ ધન સ્વાહા થઇ ગયું; એટલુંજ નહિ પણ કરજ કરવું પડ્યું. જે જમીનદારોને એ પહેલાં કનડગત કરતો હતો, તેમની દાઢીમાં હવે એને હાથ ઘાલવાનો પ્રસંગ આવ્યો. તેમણે રૂપિયા તો ધીર્યા, પણ જમીન ઉપર. જ્યારે તે વાયદાસર ઋણ ચૂકવી ન શક્યો, ત્યારે પેલા લોકો એનું પહેલાંનું વર્તન યાદ લાવીને એની જમીન હરાજ કરી કરીને સોંઘામાં રાખી લેવા લાગ્યા. થોડાજ વખતમાં તે એક માનનીય તાલુકદાર મટીને કોડીનો માણસ થઇ ગયો અને તેને રોટલો પણ મળવો મુશ્કેલ થઇ પડ્યો. 'વાવે તેવું લણે' લોકો એનાથી એટલા બધા હેરાન થઇ ગયા હતા કે, તેની આવી દુર્દશામાં પણ તેને માટે ભાગ્યેજ કોઇની આંખમાં બે આંસુ આવ્યાં હોય.

એ બ્રાહ્મણ જમીનદાર સાથે મારા મિત્રનો પણ એક મોટો મુકદ્દમો ચાલી રહ્યો હતો. પરિણામે તેનું એક આખું ગામ મારા મિત્રના હાથમાં આવ્યું. લાંબા વખતને અંતે આખરે પોતાનો વિજય થવાથી તેણે એક મોટો આનંદોત્સવ કર્યો. તે ઉત્સવમાં ભાગ લેવા આવેલા મિત્રો અને સગાંવહાલાંની મેદનીથી આજે તેનું ઘર ગાજી ઊઠ્યું હતું.

ભગવતી આ ધામધૂમ જોઇને પોતાના પિતા પાસે આવી અને તેને પૂછવા લાગી, "બાપુજી! આજે આપણે ત્યાં શા માટે ઉત્સવ કરવામાં આવ્યો છે?"

મિત્રઃ "બહેન! મારો એક ઘણો મોટો દુશ્મન છે, તે મને ઘણું દુઃખ દેતો હતો, આજે તેનું એક ગામ ઘણાજ સસ્તામાં આપણા હાથમાં આવી ગયું છે. કરજનો માર્યો તે પોતાની જમી-નદારી બચાવી શક્યો નથી."

પિતાજીની વાત સાંભળીને તેનું મોં ઊતરી ગયું અને આંખ-માં પાણી આવી ગયાં. તે ધીમે રહીને બોલીઃ "તો પિતાજી! આપણે ત્યાં આ વાજાં વગાડવાની શી જરૂર? તે બિચારો આજે શોકમાં ડૂબી જઇને ભૂખે પડી રહ્યો હશે અને આપણે ત્યાં આમ પકવાન્ન લૂંટાય? પિતાજી! ગમે તેવો તોય તે સુખમાં રહેલો માણસ છે. તેનો આત્મા આજે કેટલો સંતાપ પામતો હશે? કેટકે-ટલા શાપ દઇ રહ્યો હશે? અને આપણે ઉત્સવ કરીએ એ કેવી

વાત ? મારાથી આ દેખી શકાતું નથી. આ બધી ધામધૂમ બંધ કરાવી દો. તેનું ગામ તેને પાછું સોંપી દો. જરૂર તે હવે સુધરી જશે અને પોતાનું કરજ પણ ફેડી દેશે. કોઇને ચૂસીને આપણે માતબર બનીએ, તેથી શું ભગવાન રાજી રહેશે ? આવો મોટો જમીનદાર આજે ભીખ માગતો ફરે, તે શું આપણાથી જોઇ શકાય છે ? ”

કન્યાની વાત સાંભળીને બધા છક થઇ ગયા. તેનો પિતા પણ ચૂપજ રહી ગયો. થોડી વાર પછી તેણે કહ્યું: “ બેટા ! તું ખરેખર ભગવતી છે. તું કહે છે તેમજ હું કરું છું. ” એમ કહીને તે તરતજ પોતાના શત્રુને ત્યાં પહોંચ્યો અને પોતાની કન્યાની સઘળી વાત તેને કહી સંભળાવી ને કહ્યું: “ ભાઇ ! આજથી આપણી વચ્ચેના વિરોધનો અંત આવ્યો છે. હવેથી તું મને તારો મિત્રજ જાણજે. ”

દેવીની દયા મેળવ્યા પછી તે બ્રાહ્મણનો અધઃપાત થતો અટકી ગયો. પોતાનું ગામ મળવાથી તેણે પોતાનું વર્તન ઘણું સુધારી દીધું. બહુધા સંકટમાં આવી પડવાથી માણસને સારી શિખામણ મળી જાય છે. અહીં પણ તેમજ થયું. હવે તે એક સજ્જન તરીકે ઓળખાય છે. તેણે પોતાનું તમામ કરજ ચૂકવી દીધું છે અને પોતાનાં ગયેલાં ગામો પણ તે પાછાં મેળવી શક્યો છે. આ પ્રમાણે એક ડૂબતો માણસ એક તરણાની સહાયથી કિનારે પહોંચ્યો.

આ સઘળો પ્રતાપ કોનો ? એક નાનીસરખી દેવીના કોમળ હૃદયમાંથી ઝરી નીકળેલી દયાનોજ ! દયાસાગર ભગવાને એક નાની સરખી બાલિકાના હૃદયમાં ઊતરીને એક દુર્બુદ્ધિ જમીનદારના મનમાં સારાનરસાનો વિચાર કરવાની શક્તિ ઉત્પન્ન કરાવી દીધી. કરુણામયી દેવીની પવિત્રતાથી પાપનો અંધકાર દૂર થઇ ગયો.

ઉપલી બિનાને દસ વર્ષ વહી ગયાં, પછી આજ તે બ્રાહ્મણ જમીનદારે તે કન્યા પાસે આવીને પુષ્પ અને ચંદનથી તેની પૂજા કરી અને હાથ જોડીને બોલ્યો: “ ભગવતિ ! તું માનવી નહિ પણ ખરેખરી દેવીજ છે. તેં મને પાપમાંથી ઉગાર્યો અને દુઃખદારિદ્રયના સમુદ્રમાં ડૂબી જતાં બચાવ્યો. તું ન હોત તો આજે મારી કેવી અવસ્થા થઇ હોત ? ખરે તું પૂજાને યોગ્યજ છે. ”

બાબુ ગિરિજાકુમાર ઘોષના લખવા પ્રમાણે આ એક સત્ય ઘટના છે. તે ઉપરથી શત્રુને પણ મિત્ર ગણીને વર્તવાથી પરિણામ કેટલું બધું કલ્યાણકારી આવે છે, તે વાચકો જોઇ શકશે.



# ૩૬–પ્રેમપરીક્ષા

( મૂળ લેખકઃ—શ્રીયુત ઉમરાવસિંહ ગુપ્ત )

(૧)

મેરઠના એક મહોલ્લામાં મેં એક નાનું ઘર ભાડે રાખ્યું હતું. તેમાં હું મારી અર્ધાંગના અને એકના એક પુત્ર શ્યામ સાથે રહેતો હતો. હું એક ઑફિસમાં નોકર હતો. મને માસિક ત્રીસ રૂપિયા મળતા હતા. એ ત્રીસ રૂપિયામાંથી મકાનનું ભાડું, ખાવુંપીવું, લેવુંદેવું, સર્વ કાંઈ ચલાવવું પડતું હતું. શ્યામની ઉંમર ચાર વર્ષની હતી. હું સંધ્યાકાળે ઘેર આવતો, ત્યારે તે બારણા આગળ મારી રાહ જોઈને ઊભો રહેતો અને મને આવતો જોતો કે તરતજ તે દોડીને મને વળગી પડતો. હું તેને લાડ કરીને આખા દિવસનો થાક, હેડક્લાર્કનાં કટુ વાકયો અને સાહેબનાં દુર્વચનો વીસરી જતો. એ પછી ઘરમાં પેસતાંજ [illegible]પ્યારી કમળાના આનંદમય અને પ્રેમભર્યા ચહેરાનાં [illegible]તાં. ઘર તરફ આવતાં રસ્તામાં સાહેબ અને હેડક્લાર્કન [illegible] વિચાર કરતાં એમ લાગ્યું હતું કે, આવા અપમાનભરેલા જીવન કરતાં તો મોત હજાર દરજ્જે સારું; પરંતુ શ્યામ અને કમળાના સ્વાગત આગળ આજે પણ મારો સર્વ ખેદ લોપ થઈ ગયો. મારું સઘળું દુઃખ તેમની અથાગ પ્રેમધારા વડે ધોવાઈ ગયું. તેમને જોતાંજ ખરેખર મારા ચહેરા પરની ગ્લાનિ દૂર થઇ ગઈ અને તરુણાવસ્થાનો પ્રવાહ પુનઃ મારી રગોમાં પ્રતીત થવા લાગ્યો. ખરેખર તેમનાં વડે મારું ઘર સ્વર્ગસમાન હતું.

એક દિવસે ઑફિસમાં રજા હોવાથી હું ઘેર હતો. હું ઘરના આગલા ખંડમાં બેઠો બેઠો વિચાર કરતો હતો, એવામાં અંદરથી અવાજ આવ્યો. “સાંભળો છો ? શ્યામ રડે છે, મને કામ કરવા દેતો નથી.” હું અંદર ગયો અને જોઉં છું તો શ્માય જમીન પર આળોટે છે અને “મારે નિશાળે જવું છે, મારે નિશાળે જવું

છે” કહીને રડે છે. મેં તેને ઉઠાડ્યો અને સમજાવીને બહાર આણ્યો. જ્યારે તે કાંઇક શાંત થયો, ત્યારે મેં પૂછ્યું: “ શ્યામ ! તું કેમ રડતો હતો ? ”

શ્યામે કહ્યું: “ હું નિશાળે જવા માટે રડતો હતો. ”

મેં કહ્યું: “ તેમાં રડતો હતો શા માટે ?”

શ્યામે કહ્યું: “ પાડોશીનો છોકરો મોહન મને રોજ ચીડવે છે અને કહે છે કે તું નિશાળે આવતો નથી, તારી પાસે મારા જેવો કોટ નથી, મારા જેવા બૂટ નથી. જ્યારે જ્યારે તે આવું કહેતો હતો, ત્યારે ત્યારે હું તેને મારતો; પણ આજે તો તેનું જોઈ બીજા છોકરાઓ પણ મને સતાવવા લાગ્યા. ”

મેં કહ્યું: “ વારુ, તને એનાથી પણ સારી ચીજો લાવી આપીશ અને તારું નામ નિશાળમાં દાખલ કરાવીશ. ”

શ્યામ ખુશખુશ થઇને ચાલ્યો ગયો અને તેણે બધી વાત તેની માતાને કહી. આથી મારા મન પર સચોટ અસર થઇ; પરંતુ હું શું કરું ? ત્રીસની આવકમાંથી મહામહેનતે મહિને પાંચ રૂપિયા બચાવીને પોસ્ટ ઓફિસમાં મૂકી આવું છું. વધારે ખર્ચ કરી શકું એવી મારી આવક નથી. આથી પાન અને બીડી છોડી દેવાની પ્રતિજ્ઞા લઇને તેના ખર્ચના બે રૂપિયા બચે તેનાથી શ્યામને ભણાવવાનો નિશ્ચય કર્યો; પરંતુ નોકરી તરફ હવે મને તિરસ્કાર પેદા થયો.

( ૨ )

બીજે દિવસે ઓફિસેથી હું ઘેર આવ્યો અને હાથ–મોં ધોઈ વાળુ કરી લીધું. ખાઇને ઊઠ્યો, ત્યારે કમળાએ કહ્યું: “ ઘી થઈ રહ્યું છે. ” મેં જવાબ આપ્યો: “ વારુ, હમણાં લઈ આવું છું ” પણ મને બેઠાં બેઠાં વિચાર આવ્યો કે, એક રૂપિયાનું ઘી દસ દિવસ ચાલે છે. દોઢ શેર ઘી દસ દિવસમાં ગણતાં રોજના છ તોલા પડ્યું. તેમાં ત્રણ તોલા તો મનેજ બે વખત થઇને મળે છે. શાક વગેરેના વઘારમાં જાય તે તો જુદુંજ. દોઢ તોલો શ્યામને ભાગે જાય; જેથી કમળાને ભાગે તો કંઇજ આવવું ન જોઇએ. મેં બિચારી મને અને શ્યામને આપવામાં કસર કરતી નથી. બાદ મેં મારા અનુમાનની ચોકસી કરવાનો નિશ્ચય કર્યો. મારી પ્રિયા તેની થાળી પીરસી રહી, ત્યારે મેં તેને કોઈ કામનું બહાનું કાઢી ઉપર મોકલી અને મેં રસોડામાં જઇને તેની પીરસેલી થાળી જોઈ.

હા દૈવ ! મારા ખોરાકમાં અને એના ખોરાકમાં કેટલો તફાવત! તદ્દન કોરી રોટલી, શાકનું તો નામ નહિ, દાળ ઘણી ઓછી અને થોડુંક મીઠું ! બીજે દિવસે પણ એજ દશા ! એ દિવસે દાળ બિલકુલ ન હતી. હા, નિમકનું પ્રમાણ આગલા દિવસથી વધારે હતું. ધન્ય છે આર્યબાળા ! ધન્ય એ પરમ પુનિત સતીસાધ્વીઓથી ઊતરી આવેલી આર્ય સ્ત્રીજાતિ ! ધન્ય આર્યાવર્ત !

હું ઉપર કહી ગયો છું કે, મારું ઘર સ્વર્ગસમાન હતું; પણ આજેજ મને જણાયું કે, સ્વર્ગ અને નરકમાં કેટલો ભેદ છે ! જે સ્વર્ગનો પાયો નરકની દીવાલો ઉપરજ ચણાયલો હોય, તે સ્વર્ગ નરક કરતાં પણ હજારગણું અધમ છે. જે સુખ, દુઃખની શિલા પર સ્થાપન કરવામાં આવ્યું હોય, તેવા સુખ કરતાં દુઃખજ સેંકડોગણું સારું છે. પ્રિય પાઠકો ! મારા ધારવા પ્રમાણે મારા જેવા સેંકડો પુરુષો હશે, કે જેઓ શ્વેત રેતીને જળની ધારા સમજી લે છે. જો આપ આપના ઘરમાં તપાસ કરશો, તો આપને માલૂમ પડશે કે જેના પ્રકાશ વડે રાત્રે તમે અનુકૂળતા મેળવો છો, તે પ્રકાશ એક એવી મીણબત્તીનો છે કે જે પોતે બળીનેજ આપને પ્રકાશ આપી રહે છે !

મને મારા ઘરની સ્થિતિ જોઈ અત્યંત દુઃખ થયું. હવેજ મને સમજાયું કે, જેને હું પ્રાણેશ્વરી કહેતો હતો, તે મારા સુખને માટે કેવાં કેવાં કષ્ટ સહન કરતી હતી અને મારા અને તેના પ્રેમમાં કેટલું અંતર હતું ? આવા આવા વિચારતરંગોથી આ વખતે મારા હૃદયની વ્યથા ક્ષણે ક્ષણે વધવા લાગી; પરંતુ મનના ભાવો પ્રિયાથી છૂપા રાખી કોઇ વસ્તુ લાવવાનું બહાનું કાઢી હું બજાર તરફ ચાલ્યો ગયો.

રાત્રે પણ મને ઊંઘ આવી નહિ. રાત્રે અનેક વખત ઊંઘતી કમળાનું આનંદમય મુખકમળ મેં નીરખ્યું. પ્રેમના સાચા ઉપાસક અને પોતાના કર્તવ્યનું બરાબર રીતે પાલન કરનાર મારી કમળાના જેવી મીઠી ઊંઘ ભોગવે તેમાં નવાઇ પણ શી ? વિચારમાં ને વિચારમાંજ પ્રાતઃકાળ થઈ ગયો; પણ હું કોઇ નિશ્ચય પર આવી શક્યો નહિ. નિત્યકાર્યથી પરવારી વખત થવાથી હું ઑફિસે ગયો ત્યાં પણ કાર્યમાં મન લાગ્યું નહિ. સાયંકાળ થતાંજ નોકરી છોડી દેવાનો મારો દૃઢ નિશ્ચય થયો. હું જેવો આ નિશ્ચય પર આવ્યો કે તરતજ મારા મનમાં ધ્રાસકો પડ્યો અને ગ્રામોફોન વાજાની માફક મારા હૃદયમાંથી અવાજ આવ્યોઃ “ નોકરી છોડી દેશો તો

ખાશો ક્યાંથી ?”

મેં ઉત્તર આપ્યો: “ઘણા દિવસથી હું અપમાનથી ભરપૂર જીવન ગાળી રહ્યો છું. મારા જીવનનો મોટો ભાગ મેં દાસત્વમાંજ ગાળ્યો છે; છતાં પણ જેને માટે આ સર્વ સહન કરું છું, તેને સારી રીતે ખાનપાનાદિક મળતું નથી. મારાથી આવું દુઃખ સહન થઇ શકતું નથી. હું મજૂરી કરીને પેટ ભરીશ; પણ સાહેબના ‘ડેમફૂલ’ અને હેડક્લાર્કનાં કુવચનો તો નહિ સાંભળવાં પડે ! કોઇએક દૂર દેશમાં જઇ એક સાધારણ મજૂરની માફક મારા માન અને ગૌરવનું રક્ષણ કરી મારો નિર્વાહ ચલાવીશ.”

પરંતુ એટલામાંજ મારું મન ફરીથી બોલી ઊઠયું: “કમળા અને શ્યામનું શું કરશો ? લગ્ન શું કરવા કર્યું ?” મેં ઉત્તર આપ્યો: “લગ્ન કરવાં કે ન કરવાં તે મારા હાથમાં નહોતું. હિંદુ-ગૃહના ધોરણ પ્રમાણે મારી કોઈ પણ વિષયમાં સંમતિ નહિ લેતાં માતાપિતા તેમની નજરમાં આવે તેમ કરતાં હતાં. લગ્ન વખતે પણ કોઇએ મારી સલાહ લીધી નહોતી. હવે હે મન! મારે શું કરવું ?”

મારું મન બોલ્યું: “એ સર્વ ઠીક, પણ નોકરી છોડીને કમળા અને શ્યામનું ભરણપોષણ કેવી રીતે કરશો ? ગાંડા થાઓ નહિ. દૂરના દેશમાં જઈ તેમને ક્યાં રાખશો ? તેમનાં કોમળ શરીર ચણા ખાઈ કેવી રીતે ટકશે ? એકબે દિવસ તમારી કોમળ સ્ત્રીને લૂખી રોટલી ખાતી જોઇ તમે નોકરી છોડવાને તૈયાર થઇ ગયા છો, તો ભવિષ્યમાં તેને ભૂખીતરસી કેવી રીતે જોઇ શકશો ? સંભાળજો કે, તમારી હઠથી તમારી કમળ જેવી કમળા ચીમળાઈ જાય નહિ. તમારો શ્યામ બાળપણમાં ભૂખ અને તરસને લીધે દુઃખી થાય અને તેથી આગળ ઉપર તમને પણ પસ્તાવો થાય એવું કરતા નહિ.” મારું મન આટલું કહી શાંત થયું અને તેણે મને વિચારવમળમાં નાખી દીધો.

( ૩ )

પ્રિય પાઠકો ! તમે મારા મનનો વાદ-વિવાદ સાંભળ્યો. હવે કહેશો કે, એની સાથે હું વાદ-વિવાદમાં કેવી રીતે જીતું ? મારી સર્વ આશાઓ પર પાણી ફરી વળ્યું અને ઑફિસના અપમાનજનક બનાવો રાક્ષસની માફક મારા માથા પર નાચવા લાગ્યા. જ્યારે જ્યારે હું મારા અપમાનનું કારણ વિચારતો હતો, ત્યારે ત્યારે નોકરીજ મને મારા અપમાનનું કારણ લાગતી હતી; પરંતુ જ્યારે પણ

હું નોકરી કરવાનું કારણ શોધતો, ત્યારે મને જણાઇ રહેતું કે, હું બીજું કોઇ પણ કાર્ય કરવાને યોગ્ય નહોતો, તેથીજ આ નોકરી કરતો હતો. મને એવાજ પ્રકારનું શિક્ષણ મળ્યું હતું કે, હું કારકુની સિવાય અન્ય કાંઈ કરી શકું નહિ. નાનપણમાં હું બીમાર રહેતો હતો, તોપણ મારાં લગ્ન થયાં હતાં અને જ્યાં મને થોડુંઘણું અંગ્રેજી આવડ્યું કે તરતજ પિતાએ મને ઑફિસમાં નોકરી અપાવી. હું જ્યારે જ્યારે મારી અશાન્તિનું કારણ શોધતો હતો, ત્યારે ત્યારે મારાં લગ્નજ તેનું કારણ છે, એમ મને લાગતું હતું અને તેને માટે હું મારાં માતાપિતાને દૂષિત ઠરાવતો હતો; પરંતુ આ વખતે મને મારી બાલ્યાવસ્થાની એક વાત યાદ આવી ગઇ તે જરા સાંભળી લો.

મારી ચૌદ વર્ષની ઉંમરમાં મારાં લગ્ન થયાં હતાં. હું સોળ વર્ષનો થયો, ત્યારે સખ્ત બીમાર પડ્યો. મારાં માતાપિતા સર્વ ઇલાજ કરી થાકી ગયાં. અંતમાં જ્યારે તેમને મારા બચવાની આશા રહી નહિ, ત્યારે મારા પિતાએ મારા શ્વસુરને મારી માંદગીની ખબર આપી; તેથી તેઓ સર્વે મને જોવા માટે આવ્યાં. મને શુદ્ધિ નહોતી. કોઇ કોઈ વખત એકબે કલાક શુદ્ધિ આવી જતી અને પછી પાછો હું આંખો બંધ કરી પડી રહેતો હતો. મારી આસપાસ જે વાતચિત થતી હતી, તે મને સ્વપ્નસમાન લાગતી હતી.

એક દિવસે કેટલીક સ્ત્રીઓ મારી માતાની સાથે મારી પાસે આવી અને મારા ખાટલા પર માથું મૂકી રડવા લાગી. આ જોઇ હું ગભરાયો, પણ કાંઇ બોલી શક્યો નહિ. ખેર, એ સમય ગયો. લગભગ મધ્યરાત્રિએ મને શુદ્ધિ આવી, તે વખતે મારા કાનમાં કોઇનાં ડૂસકાંનો અવાજ આવ્યો. મેં આંખો ઉઘાડી, તો દીવેલનો દીવો બળતો હતો. આજુબાજુના ખંડમાંથી ઘરનાં ઊંઘતાં માણસોનાં નસકોરાંના અવાજ સંભળાતા હતા. હું વારંવાર જાગતો, ત્યારે મારી માતા મારી પાસે જાગતી બેસી રહી મારા શરીર પર હાથ ફેરવતી જણાતી હતી. મારી આંખ ઊઘડતી કે તરતજ તે બોલી ઊઠતી: "બેટા! મારી આંખોના તારા! કેમ છે?" પરંતુ તે દિવસે જ્યારે મારી આંખ ઊઘડી, ત્યારે આ શબ્દો મારે કાને પડ્યા નહિ. તેને બદલે એક કોમળ, કરુણામય અને દુઃખી હૃદયના શબ્દો મારા કાને પડ્યા. વાચકવૃંદ! એ શબ્દો હું ભૂલી ગયો નથી. તે સદૈવ મારા કાનમાં ગુંજારવ કરી રહ્યા છે. આજે દશ વર્ષ થઇ

ગયાં; તોપણ જ્યારે મને ઉક્ત બનાવ યાદ આવે છે, ત્યારે મારું મન પીગળી જાય છે અને મારી આંખમાંથી બેચાર અશ્રુઓ ટપકે છે. મેં પાસું ફેરવ્યું ત્યારે મને માલૂમ પડયું કે, એક બાળા મારા પગ આગળ માથું મૂકી ડૂસકાં ઉપર ડૂસકાં ભરી રહી છે. હું તેને ઓળખી શક્યો નહિ, તેથી મેં મારી તમામ શક્તિઓ એકત્ર કરી તેને પૂછયું "તું કોણ છે અને શા માટે રડે છે?" તેણે એક-વાર ઊંચું જોયું અને મોટી મોટી પ્રેમમય અશ્રુથી ભરપૂર આંખો વડે મારા તરફ જોઈને ફરીથી મારા પગ આગળ માથું મૂકી તે રડવા લાગી. હા દૈવ! એ એકજ દૃષ્ટિમાં શું શું ભર્યું હતું! તે વખતે તે દૃષ્ટિનો ભાવાર્થ સમજવાની મારામાં શક્તિ ન હતી, પણ હવે હું તેનો સારી રીતે અનુભવ કરી શકું છું. તેમાં અથાગ ભોળપણ હતું, અસીમ કરુણા હતી, અનંત પ્રેમ હતો, અચળ સંકલ્પ હતો, ધર્મ હતો, શીલ હતું, પ્રાર્થના હતી, ભય હતો, પીડા હતી, લજ્જા હતી, અશાંતિ હતી અને નિરાશા હતી. તેનો ચહેરો જોઇ મને ઓળખાણ થયું કે જેની સાથે મેં ધ્રુવનો તારો જોયો હતો, જેની સાથે મેં પથ્થરની શિલા પર પગ મૂક્યો હતો, જેને મેં સદાકાળ સાથે રાખવાનાં વચનો આપ્યાં હતાં અને જેને તેનાં માતાપિતાએ રડતી હાલતમાં મારી સાથે વિદાય કરી હતી, તેજ એ હતી. આ સર્વ વાતો એક સાથે મારા મનમાં ખડી થઇ. હું મારી આવી સ્થિતિનો આશય સમજી શકયો નહિ. મારું મન ભરાઇ આવ્યું. મેં કહ્યું: "કમળા! અહીં આવ, મારા માથા આગળ બેસ."

કમળા સંકોચાતી સંકોચાતી ઊઠી અને મારા ઓશીકા આગળ આવી ઊભી રહી. હાય! તેના ચહેરાની લાલી કયાં હતી? તેની આંખો લાલ થઇ ગઈ હતી, તેના વાળ વિખરાયલા હતા અને તેનું મુખ ફિક્કું પડી ગયું હતું. હા પ્રભુ! જેનો મને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો, તેણે મારી ફિકરમાં પોતાની કેવી સ્થિતિ બનાવી દીધી હતી! મેં કમળાને મારી પાસે બેસાડી અને કહ્યું: "તું શા માટે રડે છે?"

કમળાએ કહ્યું: "બધાં એમ કહે છે કે, આ માંદગીમાંથી તમે નહિ બચો."

મેં કહ્યું: "તેમાં તું શા માટે દુઃખી થાય છે?"

મારો આ પ્રશ્ન સાંભળી કમળાએ આંખો પર હાથ મૂકયા

અને કહ્યું: "તમે મારા સ્વામી છો. મારાં માતાપિતાએ મને તમારે સ્વાધીન કરી છે. તમારા વિના હું કેવી રીતે રહી શકું ?" હવે મારી આંખો ઊઘડી. હું તેના રડવાનું કારણ સમજ્યો અને તેના કહેવાથીજ તેનો અને મારો કેટલો ગાઢ સંબંધ છે, તેનું મને ભાન થયું. મેં તેના નાજુક હાથ મારા હાથમાં લીધા અને કહ્યું: "ના, રડીશ નહિ. હું સાજો થઇશ."

મારા કહેવાથી તેને શાંતિ થઇ. તેને મારા કહેવા પર વિશ્વાસ બેઠો, એમ મને લાગ્યું. કુટુંબનાં સઘળાં માણસો કહેતાં હતાં કે, હું બચીશ નહિ; પણ 'હું બચીશ' એમ હું કહેતો હતો અને મારા કથનમાં મારી કમળાને વિશ્વાસ હતો. કમળાને ઘણા દિવસના ઉજાગરા થયા હતા, તેથી તે મારા ખાટલા આગળ સૂઇ ગઇ.

વાંચનાર! કમળા જેવી સુકોમળ પત્ની દુઃખી ન થાય તેટલા સારુ કોઇ પણ રીતે મારે જીવવુંજ જોઇએ અને કૃપાળુ પ્રભુ મને જરૂર જીવતો રાખશે. એવી દૃઢ ભાવના મારા મનમાં રૂઢ થવાથી તેમજ કમળાના કોઈ પુણ્યબળથી અથવા તો તે રોજ ઘીનો દીવો કરીને પ્રભુ પાસે મને જીવતો રાખવાની પ્રાર્થના, આંખમાં આંસુ લાવીને કર્યા કરતી તેને લીધે, મારો વ્યાધિ ધીમે ધીમે મટી ગયો; પણ તેની એક ઊંડી વાત હવે તમને કહું! લોકો કહે છે કેઃ "ગૃહસ્થાશ્રમ સર્વ કરતાં ઉત્તમ છે;" પરંતુ "કોને માટે?" એ પ્રશ્નનો ઉત્તર મળતો નથી. હું વેદ અને શાસ્ત્રોનો જ્ઞાતા નથી. અભાગ્યવશ કદી પણ સંસ્કૃતભાષાના નિર્મળ સ્રોતથી મારું જીવન સંસ્કારી થયું નથી. હું સાધારણ કાગળ-પત્ર લખી શકું એટલા પૂરતું અંગ્રેજી જાણું છું; પરંતુ એટલું તો હવે હું અવશ્ય સમજું છું કે, અગ્નિનો મળનાશક તાપ સુવર્ણનેજ કુંદન બનાવી શકે છે અને ચંદનને તો તે બાળીને ભસ્મજ કરી દે છે; તેમ ગૃહસ્થાશ્રમ પણ તેને માટેજ સારો છે, કે જે જોઇવિચારીને તથા તેના ભારના પરિમાણને તોળીને પછીજ તેને પોતાના ઉપર લે છે. જેના ઉપર બીજાઓ ગૃહસ્થાશ્રમનો ભાર લાદે છે, તેની દુર્બળ ખાંધ તો દબાઇ જઇને તૂટવાજ લાગે છે અને તેને પોતાની જીવનયાત્રા વહન કરવી કઠિન થઇ પડે છે!

(૪)

હવે મારી ચાલુ હકીકત ઉપર આવીશ. નોકરી છોડવાનો વિચાર તો મેં કર્યો, પણ તેણે-મારા અંતરાત્માએ-મારા એ વિ-

ચાર પર પાણી ફેરવી દીધું અને મારા એ તરંગરૂપી કાગળના ઘોડાને ફૂંક મારી ઉડાડી દીધો; ત્યારે હવે કરવું શું ? આખી રાત્રિ મેં માનસિક સંસારમાં ભ્રમણ કર્યા કર્યું; પરંતુ બાળસૂર્યનાં કોમળ કિરણો નીકળતાંજ મને પ્રતીત થયું કે, 'મેં આખી રાત્રિ દળી દળીને કુલડીમાં વાળ્યું છે.'

સવારના છ વાગ્યા, સાત વાગ્યા અને આઠ વાગી ગયા, તોપણ હું 'હવે શું કરવું ?' એજ વિચારવમળમાં ગોથાં ખાયા કરતો હતો. હું નવ વાગે જમ્યો અને સાડા નવ વાગે ઑફિસમાં જવા નીકળ્યો. હું ઊઠ્યો ત્યારે કમળા રસોડામાંથી બહાર આવી અને મને પોતાના પ્રેમાળ તથા કાળજીભર્યા હૃદયે પૂછવા લાગી: "કેમ, આજે આટલા બધા વહેલા (મોડા) ઊઠ્યા ? નાહવાધોવાનો સમય થઇ ગયો છે." પણ જ્યારે તેણે મારા મુખ તરફ જોયું, ત્યારે તે વિચારમાં પડી ગઈ. તે અલ્પ સમય મારા તરફ જોઇ રહ્યા પછી બોલી: "આજે તમારા જીવને કેમ છે ? આંખો લાલ થઇ ગઈ છે; મોઢું ઊતરી ગયું છે; તબિયત તો સારી છે ને ? રાત્રિએ ઊંઘ નહિ આવી હોય ?"

મેં મારા મનનો ભાવ છુપાવવાનો વિચાર કર્યો. મેં બનાવટી હાસ્યનો પડદો મારા ચિંતાગ્રસ્ત અને ઊતરી ગયેલા મુખ ઉપર નાખવા ચાહ્યું. મેં કહ્યું: "તબિયત તો સારી છે. રાત્રિએ કાંઈ ઊંઘજ બરાબર ન આવી." મારા આ હાસ્યે અને કથનથી કમળાનો સંદેહ દૂર થયો નહિ. સાચા પ્રેમ આગળ અસત્ય ટકી શકતું નથી. 'પ્રેમ ! મનુષ્યને તું એવી શક્તિ પ્રદાન કરે છે કે, જે શક્તિ મનુષ્યના સ્થૂલ અને સૂક્ષ્મશરીરરૂપી દીવાલોની પાર પહોંચી જઇને તેના મનોભાવને જાણી લે છે અને મનુષ્યના હૃદયરૂપી પડદા પાછળ છુપાઇ રહેલી સ્થિતિનું અનુમાન કરી શકે છે ! દિવ્ય પ્રેમ ! પ્રેમી મનુષ્યોની વચ્ચે આવેલાં નદી, નાળાં, વન અને પહાડોને ઓળંગાવીને તેમને એકજ સ્થાન પર લાવી મૂકવાનું તારામાં અગાધ બળ છે. અસત્યનું આવરણ નષ્ટ થઇ જાય, એવું તારાં કિરણોમાં અદ્ભુત તેજ રહેલું છે. તારા પ્રતાપેજ મનુષ્યો શબની હોડી બનાવીને નદીઓ તરી ગયા છે. શ્રીકૃષ્ણ પરમાત્માને દુર્યોધનના મેવા કરતાં વિદુરજીની ભાજી ઉત્તમ લાગી અને સુદામાના તાંદુલમાં અદ્ભુત સ્વાદ લાગ્યો, તેનું કારણ પણ હે પ્રેમ ! તુંજ છે. મહાત્મા તુલસીદાસજીને શ્રીરામચંદ્રજીનાં

અને સુરદાસજીને શ્રીકૃષ્ણચંદ્રજીનાં ચરણોમાં લાવનાર તું જ છે. માયાની જાળ કાપી આત્મા અને પરમાત્માનો સાક્ષાત્કાર પણ હે પ્રેમ! તારી અદ્ભુત મહત્તાના પ્રતાપેજ થાય છે. મારું હાસ્ય અને બનાવટી કથન તારી આવી મહાન શક્તિ સામે ક્યાંથીજ ટક્કર ઝીલી શકે? કમળા કાંઈ બોલી નહિ પણ તેના મનના અવિશ્વાસની ચમક તેની આંખોમાં હતી. તેના હૃદયમાં આઘાત થયો અને તેણે મોઢું ફેરવી લઈ તેના ઊભરાઇ જતા ભાવો દબાવવા પ્રયત્ન કર્યો. અંતમાં મેં કહ્યું: "મારી જીવન-સખિ! તું શા માટે અશાંત થાય છે? જરા નોકરીના વિચારવમળમાં મન ચડી જવાથી ઊંઘ આવી નહોતી."

કમળાનો સંદેહ દૂર થયો. તેની આંખોમાંથી બે પ્રેમાશ્રુ નીકળી પડ્યાં અને તેના કોમળ હોઠ ગુલાબની પાંખડીઓની પેઠે ખીલી ઊઠ્યા.

કમળાએ કહ્યું "તો શા માટે એ વાત મારાથી છુપાવતા હતા?

મેં કહ્યું: "તને તો જક કરવાની ટેવ પડી, એમાં તે શું છુપાવવાનું હતું?"

કમળાએ કહ્યું: "ખેર, હવે ઊઠો પરવારી લો. સાડા આઠ વાગી ગયા. વખતસર ઑફીસે કેમ જવાશે? પાછો સાહેબ સાથે ઝગડો થશે."

મેં કહ્યું: "સાહેબને તારું નામ દઇશ કે, કમળાએ વખતસર આવવા દીધો નહિ."

કમળાએ કહ્યું: "તે આ વાતમાં શું સમજે? જો એ વિદેશીઓમાં મનની વાત સમજવાની શક્તિ હોત, તો ભારતવર્ષના લોકો તેમને દેવતાઓની સમાન પૂજત!"

મેં જલદી જલદી સ્નાન કરીને ભોજન કરી લીધું અને ઑફિસે જઈ પહોંચ્યો. ઑફિસમાં એક રજિસ્ટરમાં દરેક કલાર્ક પોતપોતાનો ઑફિસે આવવાનો સમય નોંધતો હતો. તે રજિસ્ટર હેડકલાર્કના ટેબલ પર પડી રહેતું હતું અને તેની સમક્ષમાંજ સમય નોંધવાની પ્રથા હતી. હરહમેશ હેડકલાર્ક સાડાદસ અથવા અગિયાર વાગે ઑફિસે આવતો હતો અને રજિસ્ટરમાં દસ વાગે આવ્યાનું નોંધતો હતો. મેં ઑફિસના ઘડિયાળમાં જોયું તો તેમાં દશ ઉપર દશ મિનિટ થઇ હતી. મેં વિનાસંકોચે રજિસ્ટરમાં "દસને દસ મિનિટ પ્રાતઃકાળ" લખી દીધું. હું શું લખું છું તે તરફ હેડકલાર્ક

ધ્યાનપૂર્વક જોઇ રહ્યો.

આ જગ્યાએ મારે કહેવું જોઇએ કે, હેડકલાર્ક મારાથી અપ્રસન્ન રહેતો, તેનાં અનેક કારણોમાંથી થોડાંક નીચે પ્રમાણે હતાં:

પહેલું એ કે, તેનો એક સંબંધી મારી સાથે ઑફિસમાં કામ કરતો હતો. ગત વર્ષમાં હું અને એ બન્ને પચીસ રૂપિયાના ગ્રેડમાં હતા. હેડકલાર્કનો એવો વિચાર હતો કે, મારા સાથીને ત્રીસ વાળા ગ્રેડમાં મૂકી દેવો અને હું પચીસના ગ્રેડમાં રહી જાઉં; પરંતુ સાહેબ બહાદુર વિલાયતથી નવા નવા આવ્યા હતા, તેથી પ્રત્યેક સાચા અંગ્રેજના હૃદયમાં જે ન્યાય હોય છે, તે હજી તેના હૃદયમાંથી અસ્ત થવા પામ્યો નહોતો. તેણે મારું કામ જોઈ પ્રસન્ન થઈ મનેજ ત્રીસના ગ્રેડમાં ચડાવ્યો. આથી કરીને હું હેડકલાર્કની આંખોમાં કાંટાની માફક ખટકવા લાગ્યો અને તેણે મારી વિરુદ્ધ સાહેબના કાન ભંભેરવાનો આરંભ કરી દીધો.

બીજું કારણ એ હતું કે, હું તેની ખુશામત કરતો નહોતો. કોઇ પણ સમયે હું આજનું કામ કાલ ઉપર રાખતો નહોતો. દરેક દિવસનું કામ તે તે દિવસેજ ખલાસ કરતો હતો. હમેશાં હું દશ વાગ્યા પહેલાં ઑફિસે જતો હતો. આજે હું દશ મિનિટ મોડો હોવાથી હેડકલાર્ક હું કયો સમય લખું છું, તે બિલાડીની માફક જોઈ રહ્યો હતો. તે એજ જોતો હતો કે, હું "દસ પ્રાતઃકાળ" લખું કે તેને મને કહેવાનું બહાનું મળે; પણ જ્યારે મેં બરાબર સમય લખ્યો, ત્યારે તેણે પાઘડી ફેરવી અને કહ્યું: "રામલાલ! તમે નોકરી કરો છો કે મશ્કરી? તમારી નજરમાં આવે છે, ત્યારે ઑફિસે આવો છો અને તમારી નજરમાં આવે, ત્યારે ચાલ્યા જાઓ છો.'

મેં કહ્યું: "સાહેબ! આ મહિનામાં આજેજ હું મોડો આવ્યો છું. વળી હજુ બીજો કોઈ કલાર્ક આવ્યો નથી. તે આપ જુઓ છો."

હેડકલાર્કે કહ્યું: "હું સારી રીતે સમજું છું કે, તમને વાતો કરતાં સારી આવડે છે, પણ તમે તમારો ગુનો કબૂલ કરતા નથી, મારે સાહેબને કહેવું પડશે."

મેં કહ્યું: "જેવી આપની મરજી. મને આજેજ મોડું થયું છે અને મહિનામાં બે વખત મોડું થાય તો વાંધો નહિ, એવો કાયદો છે."

હેડકલાર્કે કહ્યું: "તમે વકીલાત કરો, તો કાયદાકાનૂનો જળવાય."

મેં કંઇ પણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ તેને આટલેથી સંતોષ થયો નહિ, તેથી તે ભવાં ચડાવી બોલ્યો: "તમને ખબર છે કે, તમે કોની સાથે વાત કરો છો? તમે આવી ને આવી વર્તણુક કાયમ રાખશો, તો તેનું પરિણામ સારું નહિ આવે. મેં કાલે જે નકશો તૈયાર કરવા આપ્યો હતો તે તૈયાર છે કે નહિ?"

મેં કહ્યું: "તે મારી પાસે નથી."

હેડકલાર્કે કહ્યું: "કોની પાસે છે?"

મેં કહ્યું: "મને માલૂમ નથી."

તે શાંત થયો. હું મારી ખુરશી પર જઇને બેઠો. મારા મનમાં એક ઘોર પરિવર્તન થવા લાગ્યું. મેં વિચાર કર્યો કે, નિમકહલાલીથી કામ કરવાનું આ પરિણામ! હું સર્વથી પહેલો ઑફિસે આવું છું, સર્વથી છેલ્લો જાઉં છું અને સર્વથી અધિક કામ કરું છું; તોપણ આવો અન્યાય! હું ખુશામત કરતો નથી અને હું તેનો સગો નથી, એજ મને અન્યાય થવાનાં કારણો!! આવો અન્યાય!!!

* * * *

સાહેબ આવે છે એવી ખબર મળતાંજ હેડકલાર્ક સ્વસ્થ થઇ બેઠો. પટાવાળાઓએ દોડાદોડ કરવા માંડી અને ઠઠ્ઠા-મશ્કરીમાં સમય ગાળનારા કલાર્કો સર્વે પોતપોતાના કામે લાગી ગયા. સાહેબ તેમના ઓરડામાં ગયા. ઘંટડી વાગી અને હેડકલાર્ક પાઘડી ઠીક કરતો કરતો સાહેબ પાસે ગયો. મારી બેઠક અને સાહેબના ઓરડાની વચ્ચે માત્ર પાટિયાનીજ દીવાલ હોવાથી ત્યાં થતી વાતચીત મારા સાંભળવામાં આવતી હતી. હેડકલાર્કે બારણામાં દાખલ થતાંજ નમીને સલામ કરી. હેડકલાર્કની પાઘડી આજે જરા ઢીલી હોવાથી તે નીચે નમી સલામ કરવા ગયો કે તરતજ તે પડી ગઇ અને સાહેબના કાળા ચકચકિત જોડાનું ચુંબન કરવા લાગી! (આ વાત મને સાહેબના પટાવાળાએ કહી હતી.)

સાહેબ-હેડકલાર્ક! બેસો.

હેડકલાર્ક બીજી સલામ કરી બેઠો.

સાહેબ-વેલ! તમારી કેરીઓથી હું ઘણો ખુશી થઇ ગયો છું. મારાં બચ્ચાંઓએ તે બહુ આનંદથી ખાધી હતી. કલાર્ક લોકોએ પણ કેરીઓ મોકલી હતી. હું તેમનાથી પણ બહુ ખુશી થયો છું.

હેડકલાર્ક-આપની મહેરબાની જોઇએ, અમે તો આપના ગુલામ છીએ. આપની કૃપાથીજ અમારાં બાળબચ્ચાંઓનું પોષણ

થાય છે. આપની મહેરબાનીથીજ એક હિંદુ અને પાંચ મુસલમાન કલાર્કોનું ભરણપોષણ થાય છે. સાહેબે નોંધપોથી કાઢી અને કહ્યું: " કોઇ પણ હિંદુ કલાર્કની ફેરીઓ પહોંચી નથી."

હેડકલાર્ક–આપણી ઑફિસમાં કામ કરનારા કોઇનું પણ બુરું થાય છે, એ મને ગમતું નથી. કાલે એ હિંદુકલાર્કને એક નકશો કરવાનું કામ સોંપ્યું, તે તેણે ચાલાકી વાપરી બીજા કલાર્કના ટેબલ પર મૂકી દીધું અને મેં તેને એ વિષે પૂછ્યું, ત્યારે તેણે 'મને માલૂમ નથી' એવો ઉત્તર આપ્યો. વળી આજે પણ દશ મિનિટ મોડો આવ્યો છે. એમ કહી તેણે હાજરીનું રજિસ્ટર સાહેબની સમક્ષ રજૂ કર્યું.

સાહેબ–એ આદમી ઑફિસને લાયક લાગતો નથી.

હેડકલાર્ક–બંદે પરવર ! (ધીમો અવાજ કરી) એ તો રાજ્યવિરુદ્ધ વાતો કરે છે. એકબે રાજદ્રોહી એના દોસ્ત છે, તેની સાથે તે પત્રવ્યવહાર પણ રાખે છે.

સાહેબ–" એમ કે ?" એમ કહી એક કાગળ ફાડી ચિઠ્ઠી લખી પટાવાળાને આપી અને કહ્યું: " આ ચિઠ્ઠી સી. આઇ. ડી. સાહેબને આપી આવ." કલાર્કો મોંહોમાંહે વાતો કરતા હતા, તે ઉપરથી મને માલૂમ પડયું કે, તેમાં " વહાલાં જહોન્સ, મારી ઑફિસના રામલાલ ઉપર દેખરખ રાખશો એવી આશા છે." આવું લખ્યું હતું.

આવી રીતે હેડકલાર્કે મારું નિકંદન કાઢવાનું બી રોપ્યું.

(૫)

સાંજના પાંચ વાગી ગયા. ઑફિસમાંથી નીકળતાંજ મારા હૃદય પર જાણે એક મોટો પથ્થર મુકાયેલો હોય એમ મને પ્રતીત થયું. તેને ઉપાડી ફેંકી દઉં એવું હું ચાહતો હતો, પણ તેને ઉપાડવાને હું જેટલા પ્રયત્નો કરતો હતો, તેટલા અધિક જોરથી તે પથ્થર મારા હૃદયને દબાવતો હતો. શહેરમાં થઇને જાઉં તો ઑફિસથી મારું ઘર એક માઇલ દૂર હતું; પણ જંગલની હવા મળે તો હૃદયની અશાંતિ દૂર થાય, એ હેતુથી આજે હું શહેરની બહાર લાંબે રસ્તે થઇને ઘેર આવવા નીકળ્યો.

આ સંસાર છળ અને કપટથી ભરપૂર છે. તેમાં એવા એવા દુષ્ટજનો વસે છે, કે જેઓ સદૈવ બીજાઓને હાનિ પહોંચે તેવાંજ

કૃત્યો કરવામાં તત્પર રહે છે. કોઇએ સત્ય કહ્યું છે કે, "કરે તોયે ડર અને ના કરે તોયે ડર." આજે હેડકલાર્ક સાહેબને કેવું કેવું જૂઠાણું ભરાવ્યું, છતાં સાહેબે એ વિષે કશી તપાસજ કરી નહિ. મારું અંતઃકરણ સાફ હોવા છતાં મારું નામ પોલિસના રજિસ્ટરમાં દાખલ થયું તેનો અથવા તો મારી પાછળ છૂપી પોલિસનાં માણસો ફરશે તેનો મને શોક અથવા ભય નહોતો; પણ ઘણું કરીને રાજ્યકર્મચારીઓદ્વારા કેવી રીતે સરકારના પૈસાનો વ્યર્થ વ્યય થાય છે અને નિર્દોષ આદમીઓને કેવું કષ્ટ ઉઠાવવું પડે છે, તેનોજ મને અફસોસ થતો હતો.

હું વિચારવમળમાં તણાતો તણાતો મારા ઘર નજદીક આવતો ગયો, તેમ તેમ મારા પગ વધારે વેગથી ઉપડવા લાગ્યા. મારા મનમાં જલદી ઘેર જઇ કમળા અને શ્યામને મળી મારી અશાંતિ દૂર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ.

એટલામાં પાછળથી બ્યૂગલના અને ઘોડાની ખરીઓના અવાજ મારા સાંભળવામાં આવ્યા. છાવણીમાં આવા અવાજની નવાઈ નહોતી. જ્યારે પલટણો જતીઆવતી, ત્યારે આવા અવાજ સંભળાયાજ કરતા હતા. મેં પાછળ ફરીને જોયું, તો એક આગ ઓલવવાનો બંબો જોરથી આવતો હતો. તેનું ભીષણસ્વરૂપ જોઇને હું વિસ્મય પામ્યો. સામેની બાજુએ ઊંચું આકાશ ધુમાડાથી અને જ્વાળાની રતાશથી રંગબેરંગી થઇ ગયું હતું. આ દૃશ્ય મારા મકાનની દિશામાં હતું. હું બીજું બધું ભૂલી ગયો અને પાછળથી આવતાં મનુષ્યોની સાથે દોડવા લાગ્યો.

સૂર્યનારાયણ આખા દિવસની યાત્રા કર્યા બાદ પશ્ચિમદિશામાં પહોંચી ગયા અને અસ્ત થવાની તૈયારી કરવા લાગ્યા. પાંચેક મિનિટ ચાલ્યા બાદ હું દેવીદાસ હરિદાસના ઘર આગળ આવી પહોંચ્યો. આ ઘર મારા ઘરથી દોઢસો કદમ દૂર હતું. દેવીદાસ એન્જિનિયર હતો, તે મારા પ્રત્યે કૃપાદૃષ્ટિ રાખતો હતો અને તેની અર્ધાંગના લક્ષ્મી મારી કમળાની બહેનપણી થતી હતી. તે બન્ને વચ્ચે એટલો બધો પ્રેમ હતો કે લક્ષ્મી જ્યાંસુધી મારી કમળા અથવા શ્યામને જોતી નહિ, ત્યાંસુધી તેને ચેન પડતું નહિ.

દેવીદાસે મકાન બંધાવવામાં ઘણા પૈસા ખર્ચ્યા હતા અને મકાન પણ એટલું સુંદર હતું કે, દરેક મનુષ્ય તેની તારીફ કર્યા વિના રહેતું નહિ. આ મકાન સન્મુખ લોકોની ઠઠ જામી છે અને

મોટા મોટા ત્રણ બંબાઓ પોતાનું કર્તવ્ય કરી રહ્યા છે!

કેવું ભયાનક દૃશ્ય! એક સમયે જે મકાન રસ્તે જનારને આકર્ષિત કરતું હતું, તેજ મકાન આજે અગ્નિનો ગ્રાસ બન્યું છે, અગ્નિની જ્વાળાઓ તે મકાનની ચારે તરફ ફરી વળીને કારીગરો તથા શિલ્પશાસ્ત્રીઓની અથાગ મહેનતના પરિણામરૂપ આ મકાનને ભસ્મીભૂત કરી રહી છે. બારીબારણાંના કાચ ધડોધડ જમીન પર પડી માનવહૃદયની માફક ટુકડે ટુકડા થઇ જાય છે. અગ્નિએ પુસ્તકાલયમાં દાખલ થઈને કીમતી પુસ્તકોનાં કબાટો બાળવા માંડયાં. આગ ઓલવવાના બંબાઓ જળની મોટી મોટી અખંડિત ધારાઓ ફેંકી રહ્યા હતા. પણ જેમ જેમ પાણીનો મારો વધતો જતો, તેમ તેમ અગ્નિનું જોર વધતું જતું હતું; કારણ કે અગ્નિનું જોર અંદર વધારે હતું અને ત્યાં પાણી પહોંચતું નહોતું. ઘર બહાર જબરો કોલાહલ મચી રહ્યો હતો. નોકરો અને માલિક આ અગ્નિકુંડમાંથી તથા આસપાસનાં મકાનોમાંથી સરસામાન નીચે ફેંકી રહ્યા છે. મોટાં મોટાં મેજ અને ખુરશીઓ, સુંદર પલંગો અને તકતાઓ ઉતારતાં ઉતારતાં તૂટીને નીચે પડતાં હતાં. દોરડાંના આધારે મોટી મોટી પેટીઓ નીચે ઉતારવામાં આવતી હતી. પડદે રહેનારી રૂપલાવણ્યવતી સ્ત્રીઓ દાદરો પરથી માત્ર ઘરમાં પહેરવાનાં વસ્ત્રોભેર નીચે ઊતરી પડીને ગભરાયેલે ચહેરે આમતેમ ફરવા લાગી અને આખરે એક દયાળુ પાડોશીના ઘરમાં ગઇ. હે પ્રભુ! જેઓ હરહમેશ ગાડીઓ, પાલખીઓ અને મોટરોમાં ફરે છે, તેને બૂરો દિવસ દેખાડીશ નહિ. જે દેવીદાસના ઘરની સ્ત્રીઓ ભાગ્યેજ કોઇની નજરે પડતી હતી, તેમને આજે સર્વની સમક્ષ ઉઘાડે પગે, માત્ર ઘરમાં પહેરવાનાં વસ્ત્રભેર, ભયભીત અને ઊતરી ગયેલે ચહેરે તથા ધડકતા હૃદયે ઘરની બહાર નીકળી જવું પડયું!

હું એ મકાનના દરવાજા આગળ ગયો. માણસો પતંગિયાંની માફક અગ્નિની ચારે બાજુ દોડાદોડી કરતાં હતાં. દેવીદાસ પણ ગભરાટમાં બહાર અને અંદર જતો હતો. હું તેની પાસે ગયો. તેમને જોઇને બાઝી પડયો અને મારા ખભે માથું મૂકી પોકેપોક મૂકીને તે રડવા લાગ્યો.

હા દૈવ! આફત કેવી બૂરી ચીજ છે? આ એ પુરુષ છે કે જેણે છ શાસ્ત્રો કંઠસ્થ કર્યાં છે અને પોતાના એકના એક પુત્રના અવસાન વખતે પણ જેણે એકે નિસાસો મૂકયો નહોતો કે આંખ-

માંથી એક પણ આંસુ પડવા દીધું નહોતું; તેજ આજે મારા ખભા પર માથું મૂકી, એક નાના બાળકની માફક પોકેપોકે રડે છે! મનુષ્ય તેના જ્ઞાન અને તર્કબુદ્ધિના બળથી એકાદ દુઃખની સામે ટકી શકે છે, પણ જ્યારે ચારે બાજુથી દુઃખનો સમુદ્ર ઊભરાઇ આવે છે, ત્યારે ભલભલા પણ ગભરાઇ જાય છે. તેનું દુઃખ જોઇ મારું હૃદય પણ ભરાઇ આવ્યું. મેં કહ્યુંઃ "શેઠ! શાંતિ ધારણ કરો. આવા વખતમાં અશાંત થવાથી ઘણું નુકસાન થાય છે."

દેવીદાસે કહ્યુંઃ "ભાઇ! મારું હૃદય ચિરાઇ જાય છે. શાંત કેવી રીતે થાઉં? મકાન ઇત્યાદિ ભસ્મીભૂત થાય, તેની મને પરવા નથી; પણ...." (આટલું કહેતાં કહેતાં તે અટકી પડચો.)

મેં કહ્યુંઃ "શેઠ! શાંતિથી કહો, આપ શું કહેતા કહેતા રોકાઇ ગયા?"

દેવીદાસે કહ્યુંઃ "ભાઇ રામલાલ! મારું હૃદય ચિરાઇ જાય છે, મકાનની ચારે બાજુ આગ લાગી છે અને કોઇ પણ જગ્યાએથી બહાર નીકળવાનો રસ્તો રહ્યો નથી. લક્ષ્મી અને સર્વ બાળકો અંદર રહી ગયાં છે. તેઓ કેવી રીતે બહાર આવે? કોઇ અંદર જવાને તૈયાર થતું નથી. હું અંદર જવા તૈયાર થાઉં છું; પણ આ લોકો મને અંદર જવા દેતા નથી અને કહે છે કે, હવે જલદી આગ ઓલવાઇ જશે!"

આટલું કહીને તે ફરીથી રડવા લાગ્યો. જે ચક્ષુઓ પુત્રના અવસાન વખતે અશ્રુહીન હતાં, તેજ ચક્ષુઓ આજે સ્ત્રીના દુઃખથી અશ્રુથી ભરાઇ આવ્યાં. જે હૃદય પુત્રના શબને અગ્નિમાં પ્રવેશ કરાવતી વખતે શાંત રહ્યું હતું, તેજ હૃદય અર્ધાંગિનીના વિયોગ-દુઃખથી ટુકડેટુકડા થવા લાગ્યું. હું કાયરોની માફક આ દૃશ્ય જોઇ શાંત રહું એ મારા મૂળ સ્વભાવને લીધે અસંભવિત હતું, તેથી મેં તેને પૂછી લીધું કે, તે મકાનના કયા ખંડમાં હશે? આનો ઉત્તર સાંભળીને હું આગ ઓલવવાના બંબા પાસે ગયો અને તેના પરનાં કપડાં ઉપાડી મેં પહેરી લીધાં. કોલાહલમાં કોઇ મારો વિચાર સમજી શક્યું નહિ. બાદ હું દેવીદાસ પાસે ગયો અને મેં તેના કાનમાં કહ્યુંઃ "જો હું પાછો ના આવું, તો મારી કમળા અને શ્યામને સાચવજો. તેમને આપના ભરોસે છોડું છું." આટલું કહી તેઓ મને કાંઇ પણ ઉત્તર આપે તે પહેલાં હું અગ્નિમાં કૂદી પડ્યો. આથી લોકોમાં ભારે કોલાહલ મચ્યોઃ "કોઇ પડ્યું, કોઈ પડ્યું."

(૬)

વાચકવૃંદ ! અદ્યાપિપર્યંત જ્યારે પણ તે દિવસનું દશ્ય મારી નજર સમક્ષ ખડું થાય છે, જ્યારે પણ હું તે દશ્યનો વિચાર કરું છું, ત્યારે મારું હૃદય ધડકી ઊઠે છે. પ્રભુ ! પ્રભુ ! શાંતસ્વભાવ અને સરળહૃદયવાળો તથા ધાર્મિક જીવન ગાળનાર દેવીદાસ એ દિવસે કેવો દુઃખી લાગતો હતો ! હા ! હું ભૂલી ગયો, તે દિવસની મારી આત્મકથા તો હજી મેં આપને સંભળાવી નહિ.

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે હું આગમાં કૂદી પડ્યો, તે વખતે મારી પ્રાણેશ્વરીનુંજ ધ્યાન મારા હૃદયમાં હતું. 'મારી પાછળ એને પ્રેમથી કોણ રાખશે ? તેનાં પ્રેમાશ્રુઓ કોણ લૂછશે ? શ્યામને કોણ રમાડશે ?' આવા વિચારમાં ને વિચારમાં હું આગળ વધ્યો. અગ્નિ તો સર્પની પેઠે મારી તરફ ફૂંફાડા મારતો હતો. મારું આખું શરીર ધગધગતા અંગારામાં છે અને મારા આખા શરીરનું લોહી ગરમ થઈ મારા માથે ચડે છે, એમ મને લાગતું હતું. કોઈ જગ્યાએ ઠોકર વાગશે અથવા બળતી છત મારા પર પડશે, એવી મને ધાસ્તી લાગતી હતી. ભાગ્યે મેં મારી આંખો બંધ કરી હતી અને શ્વાસ રોકયો હતો, અર્ધી મિનિટ થઇ હશે, એટલામાંજ મને લાગ્યું કે, હવે હું અગ્નિમાંથી બહાર આવ્યો છું. મેં આંખો ઉઘાડી તો ચારે બાજુ ધુમાડો જણાતો હતો. શ્વાસ લેતાંજ કડવો ધુમાડો મારાં ફેફસાંમાં દાખલ થયો અને માથામાં તીક્ષ્ણ વેદના થવા લાગી. નાક અને આંખોમાંથી જળની ધારા વહેવા લાગી, ચક્કર આવવા લાગ્યાં અને જો મેં સમયસૂચકતા વાપરી ન હોત તો હું જમીન પરજ પડી ગયો હોત. હું આગળ વધ્યો અને ચોકમાં પહોંચી ગયો. અહીં મને કાંઇક શુદ્ધ હવા મળી. હવે હું અહીંથી જનાનખાના તરફ ગયો. દીવાનખાનાના મોટા ઘડિયાળમાંથી ટનટન અવાજ મારા કાનમાં પડ્યા. દેવીદાસનું હરણ મને વળગી પડયું, પરંતુ મેં તેને પ્યારથી આઘું ખસેડયું. મને સમય હોત તો હું તેને પણ બચાવત. હવે હું જનાનખાનામાં પહોંચ્યો. ત્યાં અનેક પ્રકારનાં પાળેલાં પક્ષીઓ પોતપોતાનાં સ્થળેથી અનેક પ્રકારના દુઃખભર્યા અવાજો કરી રહ્યાં હતાં. મારું હૃદય આ સુંદર પક્ષીઓને જોઇ પીગળી ગયું, પણ શું કરું ? મારી પ્રત્યેક ક્ષણ અમૂલ્ય હતી. અગ્નિની જ્વાળા પ્રતિક્ષણ ગગનમાં પહોંચતી હતી. અંતઃપુરમાં પ્રવેશ કરી મેં બૂમ પાડી કે, "જલદી

નીચે ઊતરો, વિલંબ કરશો તો નીકળવું મુશ્કેલ થઈ પડશે."

લક્ષ્મીદેવી નીચે ઊતરી અને બોલી: "આ પુત્રીને લો." મેં બંબાવાળાનાં લૂગડાં ઉતાર્યાં અને તેને કહ્યું: "બહેન! આ કપડાં પહેરી લો. એ પહેર્યા સિવાય તમારાથી બહાર નહિ જવાય, આપણે બળતી આગમાંથી જવાનું છે."

લક્ષ્મીએ કહ્યું: "અને તમે?"

મેં કહ્યું: "મારો વિચાર કરશો નહિ."

લક્ષ્મીએ કહ્યું: "એમ બને નહિ."

લક્ષ્મીના આ શબ્દોમાં એક દઢતા હતી, એક સંકલ્પ હતો. તેનો આત્મા પ્રબળ હતો, વિપત્તિના સમયમાં પણ આર્યમહિલાના હૃદયમાં સ્વાર્થ સ્થાન મેળવી શકતો નથી. અગ્નિની જ્વાળાઓ પ્રબળતાથી વધવા લાગી. ધુમાડો વધારે ધૂંધવાવા લાગ્યો અને આસપાસથી બળતા કોયલા પડવા લાગ્યા. મેં કહ્યું: "દેવિ! મારી વિનતિ સાંભળો, આ હઠનો સમય નથી. હજુ હું અને તમે બન્ને બચી જઇએ એ સંભવિત છે. વખત વહી જશે તો પસ્તાવો થશે. આ કપડાં પહેર્યા સિવાય તમારાથી બહાર નીકળાશે નહિ." હવે લક્ષ્મીદેવીને 'હું ખરું કહું છું' એમ લાગ્યું. તેણે મરદનાં લૂગડાં પહેર્યાં; તેની છોકરીને કોટમાં વીંટાળી અને હું તેમને શીઘ્રતાથી ચોક સુધી લઇ ગયો; પરંતુ હવે આગળ વધવું અસંભવિત લાગ્યું. મેં કહ્યું: "લક્ષ્મીદેવી! તમે મારી બહેન છો, હું તમને તમારા પતિ પાસે લઇ જઇશ. કદાચ હું અગ્નિમાં બળી મરું, તો મારી કમળા અને શ્યામની ખબરઅંતર રાખજો." આટલું કહી હું લક્ષ્મીદેવીને ઉપાડીને આગમાં કૂદી પડ્યો. લક્ષ્મી નાના બાળકની માફક મારે ગળે વળગી પડી હતી. મારાં લૂગડાં સળગી ઊઠ્યાં અને મારા પગ અંગારા પર પડી દાઝી ગયા. મારા આખા શરીરમાં અસહ્ય પીડા થવા લાગી. મારા પગ ડગમગવા લાગ્યા; પરંતુ મારે અગ્નિને સ્વાધીન થવા પહેલાં લક્ષ્મીદેવીને તેના પતિ પાસે પહોંચાડવાની હતી. ગમે તેટલી દઢતા રાખી આગળ ધસવા છતાં પણ હવે હું આવી રહ્યો હતો અને જમીન પર પડવાની તૈયારીમાં હતો, એટલામાંજ પ્રભુની દયા મારી વહારે આવી પહોંચી. મારા પર પાણીની ધારા પડી, મારાં કપડાંની આગ ઓલવાઇ ગઈ અને હું લક્ષ્મીદેવીને લઈ બહાર નીકળી ગયો. ઈશ્વરની કૃપાથી તેનો અને તેની પુત્રીનો એક વાળ પણ વાંકો થયો

નહોતો. બહાર જતાંજ મેં લક્ષ્મીને નીચે ઉતારી અને દેવીદાસને કહ્યું: "લો તમારી લક્ષ્મી." આટલું કહેતામાંજ મારી આંખો આગળ અંધારું થઇ ગયું અને ક્ષણભરમાં હું બેશુદ્ધ થઈ ગયો. પાંચ મિનિટ બાદ મને શુદ્ધિ આવી. હું ઘણી જગ્યાએ દાઝી ગયો હતો. મારામાં ઊભા થવાની શક્તિ નહોતી. દેવીદાસે મારાં બળી ગયેલાં લૂગડાં ઉતારી-પાસે અન્ય કાંઇ લૂગડું નહિ હોવાથી, બંબાવાળાનાં લૂગડાં પહેરાવ્યાં. મને તરસ લાગી હતી, તેથી મેં પાણી માગ્યું. એક માણસ સામેની દુકાનેથી થોડુંક દૂધ લઇ આવ્યો. દૂધ પીવાથી મારા શરીરમાં ચૈતન્ય આવ્યું. હું ઊઠી ઊભો થયો અને ઘર તરફ જવા લાગ્યો; એટલામાંજ લક્ષ્મી દોડતી દોડતી આવી અને તેના સ્વામીને ગભરાયલા અવાજે કહ્યું: "કમળા બહેન! અંદર રહી ગઇ."

આ સાંભળી મારા માથા ઉપર વજ્ર તૂટી પડયું, આંખો આગળ અંધારું છવાઈ ગયું, પગમાં ઊભા રહેવાની શક્તિ નહોતી, માથામાં ચક્કર આવતાં હતાં; પણ મારા મને કહ્યું: "રે કાયર! હતાશ થવાનો અવસર નથી. જો આ વખતે તું તારી ફરજમાંથી પાછો હઠયો, તો જીવનપર્યંત હાથ ઘસવા પડશે. તારા પ્રેમની પરીક્ષાનો આ સમય છે." આથી કરીને મારા આખા શરીરમાં વીજળી દોડતી હોય એમ મને લાગ્યું. એક ક્ષણમાં મારી સર્વ દુર્બળતા જતી રહી અને દાઝયાની સર્વ પીડા બાજુ પર રહી ગઇ. કમળાને બચાવવા માટે તરતજ ફરીવાર હું બળતા મકાનમાં દાખલ થયો.

દીવાનખાનામાં પહેલાં કરતાં અધિક ધુમાડો થયો હતો. અંદર જવાનો રસ્તો ખોળતાં ખોળતાં હું ઘણી વખત દીવાલો સાથે અથડાઈ પડી જતો; પરંતુ મારો કર્તવ્યબુદ્ધિનો નશો આવી અડચણોથી ઊતરી જાય એવો નહોતો. થોડો સમય આમતેમ અથડાયા બાદ મને રસ્તો જડયો. અને હું ઘરમાં ગયો. આ વખતે ત્યાંની દશા વિચિત્ર હતી. કૂંડાંઓ અને કયારાઓમાં ખીલેલાં અનેક ફૂલગુચ્છો બળીને ખાખ થઇ ગયાં હતાં. કોયલ અને પોપટે પણ સદાને માટે શાંતિ ધારણ કરી હતી. મને લાગ્યું કે, કદાચ મારી હૃદયેશ્વરીની પણ એવીજ દશા થઇ હશે. અગ્નિની જ્વાળાઓ મારા તરફ આવવા લાગી, બળતી છતો ધડાધડ જમીન પર પડવા લાગી, એટલામાંજ મારી જીવનસખી કમળાનો અવાજ મને સંભળાયો. મેં

મોટેથી કહ્યું: "ગભરાઇશ નહિ, આવ્યો છું." આમ કહીને હું એક કોટડા પર ચડયો. પ્રત્યેક ઓરડાના પ્રત્યેક ખૂણામાં હું તેને ખોળવા લાગ્યો. હું જ્યાં જતો ત્યાં 'કમળા!' 'દેવી!' કહી કહીને બૂમ મારતો હતો; પરંતુ મારા શબ્દો સામેની દીવાલો સાથે અથડાઈ મારા કાનમાં અથડાતા હતા. માથું અથડાતું, પગ ખસતો અને હું પડી પણ જતો હતો. જોડાનાં તળિયાં બળી લાલ થઈ ગયાં અને તેમાં થઇને પગમાંથી લોહી નીકળી તેનાં પગલાં પડવા લાગ્યાં. હું ખોળતાં ખોળતાં થાકી ગયો, મારા હાથપગ શિથિલ થઇ ગયા; પરંતુ કમળાનો પત્તો લાગ્યો નહિ. મારા હૃદય પર નિરાશાનો અધિકાર જામ્યો. સહેજ પણ અવાજ થતાં હું આમતેમ દોડવા લાગ્યો.

પાઠકો! આ વખતની મારા મનની સ્થિતિ કેવી હતી, તે હું કહી શકતો નથી. કોઇ પણ રીતે મારી કમળાને જોઉં, એવી મારી તીવ્ર ઇચ્છા હતી. ક્ષણમાં બેસી જતો, ક્ષણમાં દોડતો. મારું મન ભરાઈ આવ્યું. હું રડવા લાગ્યો. મેં અગ્નિમાં પડી પ્રાણત્યાગ કરવાનો વિચાર કર્યો; પરંતુ મને મારા શ્યામનો વિચાર આવ્યો, એટલામાં કોઇના રુદનનો અવાજ મારા કાને અથડાયો. ચારે તરફ જોયું, પણ ઉપર જવાનો રસ્તો જડયો નહિ.

હું ગભરાયેલો તો હતોજ, તેવામાં રડવાનો શબ્દ સંભળાતાં છેકજ બહાવરો થઇ ગયો. એવામાં મકાનની પાછલી બાજુએ બળતી આગની પાસે એક લાકડાની સીડી મને દેખાઈ. તે દેખાતાંજ હું તેની પાસે દોડી જઈને તે સીડી પર ચડવા લાગ્યો; પરંતુ પહેલાજ પગથિયા પર પગ મૂકતાં હું નીચે પડયો અને સીડી કે જે બળીને ખાખ થઈ ગઇ હતી, તે પણ ધડ લઇને નીચે પડી. મારા માથામાં વાગ્યું, મારા દાઝેલા હાથપગ છોલાયા; પણ મેં આશાપાલવ છોડયો નહિ. મેં ઉપરના ઓરડામાંથી ખાટલો બહાર કાઢ્યો અને તેને દીવાલની સાથે મૂકી તેના ઉપર ચડીને હું ઉપલે માળે પહોંચ્યો. હું ઉપર પહોંચ્યો તેજ વખતે કોઇ પીડિત હૃદયના નીચલા શબ્દો મારે કાને પડયા:

"હે જગદીશ્વર! તારી એજ ઇચ્છા હતી કે, હું મરણ સમયે એમનાં દર્શન કરી શકું નહિ! પ્યારા શ્યામ! આવ, તને છેલ્લી વખત પ્યાર કરી લઉં.' મારું હૃદય તૂટીને ચૂર્ણ થઇ ગયું. હું દોડીને કમળા પાસે જઇને પડયો, પણ હું બેહોશ થઇ ગયો. મને

આવી દશામાં રહેવાનો સમય નહોતો. કમળા એકદમ ડરી ગઈ; પણ જ્યારે તેણે મને જોયો ત્યારે તે મને વળગી પડી. ક્ષણમાત્રને માટે સમસ્ત સંસાર મારી આંખો આગળથી દૂર ખસી ગયો. છત પડવાના શબ્દો, બંબાની સિસોટી, મનુષ્યોનો કોલાહલ વગેરેમાંનું કશુંજ હવે મને સંભળાતું નહોતું. સમસ્ત અસીમ બ્રહ્માંડમાંથી મને માત્ર મારી કોટે વળગી પડેલી કમળાજ દેખાતી હતી. મને માત્ર એક તેનોજ શબ્દ સંભળાતો હતો અને તે શબ્દ તે તેની હૃદયવિદારક પ્રેમસૂચક ડૂસકાંની હેડકીઓ હતી; પણ હવે હું તરતજ સાવધાન થઇ ગયો, ઊઠી ઊભો થયો અને મેં બંબાવાળાનાં કપડાં ઉતાર્યાં. તે કેટલીક જગ્યાએ મારા શરીર પર ચોટી ગયાં હતાં, તેથી ઉતારતાં ઉતારતાં કેટલીક જગ્યાએથી મારા શરીરની ખાલ ઊખડી ગઇ અને તેમાંથી રુધિર નીકળી મારાં લૂગડાં ભીનાં કરવા લાગ્યું. તેને બંધ કરવાનો મને સમય નહોતો. તરતજ મેં કમળાને તે કપડાં પહેરાવી દીધાં અને મારાં કપડાં ઠીક કરી ઊતરવાનો પ્રબંધ કર્યો. આગ ઓલાવા લાગી. કમળાએ શ્યામને લૂગડામાં વીંટી ખોળામાં લીધો. હું બન્ને હાથે કમળાને સંભાળતો સંભાળતો એ બળતા મકાનમાંથી ઉતરવાનો પ્રયત્ન કરવા લાગ્યો. છેવટે ઈશ્વરી કૃપાના બળથી જેમતેમ કરી કમળા તથા શ્યામને લઇ બહાર આવ્યો; પરંતુ બહાર નીકળતાંજ હું અશક્ત અને બેભાન બની ગયો. ત્યાર બાદ શું થયું તે મને માલૂમ નથી.

કહે છે કે, સાત દિવસ બાદ મને શુદ્ધિ આવી. મધ્યરાત્રિનો સમય હતો, કમળા મારી પાસે બેઠી હતી. તેની આંખોમાંથી ગરમ આંસુઓ મારા મુખ પર પડતાં, તેને તે રૂમાલથી લોહી નાખતી હતી. મારી આંખો ઊઘડતાંજ તેણે કહ્યું: "હું તમારા શબ્દો સાંભળવા માટે તલસી રહી છું. સાત દિવસ અને રાત મેં જેમતેમ કરી કાઢયાં છે. હે પ્રાણેશ્વર ! મને આગમાંથી બચાવી છે, તો પછી આવી રીતે ભૂલી જાઓ નહિ. મારા જીવનાધાર ! મારી સાથે એક વાર તો બોલો !"

મારી આંખોમાં પાણી આવ્યાં. મેં ધીમે સ્વરે કહ્યું: "કમળા ! રડીશ નહિ, મને સારું છે." આથી કમળાના અશાંત હૃદયમાં શાંતિનો સંચાર થયો. તેની નિરાશાનો નાશ થયો. કમળાના કોમળ હોઠ પર આનંદનાં ચિહ્નો પ્રકટ થવા લાગ્યાં. મને સારું થતું ગયું, મારા ઘા રૂઝાઇ ગયા, મેં ડૉકટરના પ્રમાણપત્ર સાથે એક પ્રાર્થના-

પત્ર મોકલી ઑફિસમાંથી બે માસની રજા માગી. હેડકલાર્કે મારી પાસે સિવિલ સર્જનનું પ્રમાણપત્ર માગ્યું; પણ મારી પાસે સિવિલ સર્જનને આપવાની ફી નહિ હોવાથી મેં રાજીનામું આપી દીધું.

હું ત્રણ મહિના બાદ કામ પર જવા લાયક થયો, ત્યારે એક દિવસે મેં કમળાને પૂછ્યું: "પ્રિયે! તે દિવસે તે મકાનમાં તું સર્વથી પાછળ કેમ રહી ગઇ?"

કમળાએ કહ્યું: "હું લક્ષ્મી બહેનને મળવા માટે ગઈ હતી. તે દિવસે તેની પુત્રીની વર્ષગાંઠ હોવાથી ઘણી સ્ત્રીઓ ત્યાં આવી હતી. શ્યામ મારી સાથે હતો. મેં તેને ઉપર જઇને સુવાડ્યો અને હું નીચે આવી. એવામાં આગ લાગી. લક્ષ્મી, મને 'શ્યામને લઇ આવો' કહી તેની બધી ચીજો બાંધવામાં પ્રવૃત્ત થઇ. પ્રથમ તો હું તેને મદદ કરતી હતી, પણ આગ વધવા લાગી. જલદી ચાલો, બહાર નીકળો' ના અવાજ આવવા લાગ્યા. હું શ્યામને લેવાને ઉપર ગઇ; પણ આગ વધી જવાથી નીચે ઊતરી શકી નહિ."

× × × ×

એ મંદવાડમાંથી ઊઠ્યા પછીથી મેં એક મિત્રના ભાગમાં દેશી કાપડની દુકાન ખોલી છે. હાલ મારી માસિક આવક લગભગ સો રૂપિયાની છે. હું આખો દિવસ આનંદપૂર્વક દુકાનમાં કામ કરું છું અને સાયંકાળે દુકાન બંધ કરી ઘેર આવી પત્ની તથા પુત્રની સાથે સુખમાં સમય ગાળું છું.

પ્રિય પાઠક! જોયું આ પતિ અને પત્ની વચ્ચેના દિવ્ય, નિષ્કામ અને નિર્દોષ પ્રેમનું સાચું દૃશ્ય? શબ્દોમાંજ પ્રેમ સમાઇ જતો નથી. પોતપોતાનાં હૃદયો આ વાર્તા વાંચીને તપાસજો અને આવા વિશુદ્ધ પ્રેમ કરતાં કાંઇ પણ ઊણપ તેમાં રહેલી જણાય, તો તે પૂર્ણ કરવા ચૂકશો નહિ. હે કૃપાસિંધો! દીનહીન ભારતવર્ષમાંથી નષ્ટવત્ થઇ ચૂકેલો એ પવિત્ર પ્રેમ સર્વ સજ્જનો અને સન્નારીઓમાં જાગૃત કરી તેમનાં જીવન, ગૃહ અને કુટુંબોને સ્વર્ગમય બનાવજો.



# ૩૭–હું તો જઈશ

(૧)

હરદ્વારનો કુંભનો મેળો વિશ્વવિખ્યાત છે. ગયા મેળા વખતે એપ્રિલની પહેલી તારીખથી ત્યાં યાત્રાળુઓનો જમાવ થવા લાગ્યો હતો. તેરમી એપ્રિલપર્યંતમાં ત્યાં લાખો યાત્રાળુઓ આવી ગયા હતા. યાત્રાળુઓની એટલી બધી ભીડ હતી કે, તલપૂર જગ્યા ખાલી નહોતી. ગંગા મહારાણી શીતળ, પવિત્ર અને મધુર જળના વેગથી કલરવ કરતી, યાત્રાળુઓનું સ્વાગત કરતી હતી. યાત્રાળુઓની સંખ્યા એટલી મોટી થઈ ચૂકી હતી કે, કોઇ પણ સ્થાનમાં બેસવાઊઠવાની જગ્યા મળતી નહિ. આમ છતાં હજી પણ ઘડી બે ઘડીને અંતરે યાત્રાળુઓથી ભરપૂર માલ–ગાડીઓ આવ્યે જતી. બાર વર્ષે કુંભનો મેળો ભરાતો હોવાને લીધે, આ પ્રસંગે હરેક ધાર્મિક પુરુષ અને સ્ત્રી એક વાર હરદ્વારના આ મેળા સમયે ગંગાસ્નાન કરવા ઉત્સુક હતાં. આ સ્થળે એપ્રિલની તેરમી તારીખે બનેલી એક ઘટનાનું વર્ણન કરતાં મને ઘણું દુઃખ થાય છે; પરંતુ તે નિવેદન કરવાની મારી ફરજ સમજુ છું. આ હકીકત વાંચવાથી વાચકોને વિદિત થશે કે, મોટાંઓની શિખામણ નહિ માનવાથી કેટલું નુકસાન થાય છે અને સ્ત્રીઓને માટે આવા મોટા મેળાઓમાં જવું ઉચિત છે કે નહિ.

એક શેઠ કે જેનું નામ લખવું મારા ધારવા પ્રમાણે અનુચિત છે, તે બપોરના બારને આશરે ભોજન કરવા ઘેર આવ્યો હતો. ઘણા હેતથી તેની સ્ત્રીએ ભોજન પીરસ્યું અને તે શેઠની પાસે બેઠી.

શેઠાણી—કાલે તો કુંભનો મેળો છે. તમે મેળાનાં દર્શન કરવા નહિ જાઓ ? જે ને તે જાય છે, કોણ જાણે તમારુંજ દિલ આવું ક્યાંથી કે કોઇ જગ્યાએ જવુંજ નહિ ! એકાદ દિવસ દુકાન બંધ કરો તો શું વાંધો ? કુંભનો મેળો કાંઇ વર્ષોવર્ષ તો આવતો નથી ? બાર વર્ષે આવે છે. કુંભ–સમયે ગંગામાં સ્નાન કરવાથી

સર્વ પાપ નષ્ટ થઇ જાય છે. હું તો કહું છું કે, તમે જાઓ તો હું પણ તમારી સાથે આવું. તીર્થ થશે અને હરદ્વાર પણ જોવાશે. હવે તો માત્ર આજનોજ દિવસ વચ્ચે છે.

શેઠ—અરે ગાંડિ! તું તો સમજતી નથી. આવી ભીડમાં તે શું મરવા સારુ જવું? આજે રામલાલ હરદ્વારથી આવ્યો. તે કહેતો હતો કે, ભીડ ઘણી છે, બેસવાની પણ જગ્યા મળતી નથી. કેટલાએ આદમી કોલેરાની બીમારીથી મરી ગયા અને કેટલાય ભૂલા પડી ગયા; માટે એવામાં જવાની જરૂરજ નથી. હું તો કાંઇ જતોઆવતો નથી. કયાં રેલમાં ધૂસતો ફરું? રેલવે ગાડીમાં પણ બેસવાની જગ્યા મળતી નથી અને માલના તથા ઢોરોના ડબામાં માણસોને બકરાંની પેઠે પૂરે છે. તેમાં વળી મારું ભારે શરીર, માટે આપણે તો મેળામાં જવું નથી. કાલે આપણે બન્ને જણ અહીંજ નદીમાં સ્નાન કરીશું. કહ્યું છે કે, 'મન ચંગા તો કથરોટમાં ગંગા.'

શેઠાણી—ત્યારે શું જેઓ દૂર દૂરથી ગંગામાં સ્નાન કરવા આવતાં હશે, તે બધાં ગાંડાં હશે? શું તેમનામાં બુદ્ધિ નહિ હોય? તીરથ તે તીરથ ને ઘર તે ઘર. એમ કહોને કે, પાઈ છોડવી એજ ગમતું નથી! હું તો કહું છું કે, હું તો જઇશ. સર્વ આડોશીપાડોશીની સ્ત્રીઓ જાય છે. તેમની સાથે અમે સાસુવહુ જઇશું. તમે ગમે તેટલું કહેશો, પણ તે હવે નહિ ચાલે, સમજ્યા? મારું મન પાપી નથી. ગંગામાં સ્નાન કરવાનું ઘણું માહાત્મ્ય છે.

શેઠ—તારાથી મારી રજા સિવાય જવાય?

શેઠાણી—ગમે તે થાય પણ આપણે તો બસ જવાનાંજ.

શેઠ ગુસ્સાને લીધે લાલચોળ થઈ ગયા; પણ શું કરે? બડબડતા દુકાને ચાલ્યા ગયા. ત્યાં જઇ મોટી ચિંતામાં પડ્યા કે, સ્ત્રી કોઈ પણ ઉપાયથી માને એમ લાગતું નથી. ખેર, સમજે તો ઠીક; નહિ તો પછી ફિકર નહિ. બીજી સ્ત્રીઓની સોબત છે.

(૨)

સાંજના પાંચના અરસામાં શેઠાણી સહિત આઠદસ સ્ત્રીઓ પોતપોતાની ગાંસડી બગલમાં લઇ સ્ટેશન તરફ ચાલી. ટિકિટો લીધી. ગાડી આવવાનો સમય થઇ ગયો; પરંતુ તેમને સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર જવાનો પ્રસંગ મળ્યો નહિ. ગાડી આવી પહોંચી, પણ પ્લેટફોર્મ ઉપર તેમને કોઈએ જવા દીધાં નહિ. છેવટે એક

સ્વયંસેવક મળી ગયો અને તેણે મહામહેનતે આ સ્ત્રીઓને ગાડીમાં બેસાડી. ઘણી વાર સુધી પશુની પેઠે ગાડીમાં પુરાઇ રહી, મહામહેનતે શેઠાણી સર્વ સાહેલીઓની સાથે હરદ્વાર પહોંચી. પહોંચ્યા પછી સઘળાં ધર્મશાળામાં ગયાં, પરંતુ ત્યાં પણ ઓરડી મળી નહિ, તેથી ઓસરીમાં પથારી કરી સર્વ સૂઇ ગયાં. રાત્રિ જેમતેમ કરી ગાળી. પ્રાતઃકાળનો સમય ઘણો રળિયામણો હતો; પરંતુ દિલગીર કે, એજ પ્રાતઃકાળે ભીડમાં અનેક યાત્રાળુઓનાં બલિદાન થયાં.

આઠ વાગવાનો સમય થયો છે. સર્વ યાત્રાળુઓ ગંગાસ્નાન માટે તૈયાર થઇ રહ્યાં છે. શેઠાણી પણ તેની વહુ, પુત્રી અને સર્વ સ્ત્રીઓ સાથે કપડાં બાંધી ગંગાસ્નાન કરવા માટે જવા લાગી. ધર્મશાળામાંથી નીકળતાં તેમને લાગ્યું કે, લોકોની ભીડ ઓછી છે, તેથી તેઓ સઘળાં આગળ ચાલ્યાં; પણ આગળ જતાં ભીડ ઘણીજ દેખાઇ. રસ્તો બંધ થયો હોય એમ લાગ્યું, પરંતુ સાવધાની રાખી સર્વેએ આગળ ચાલવા માંડયું. હવે તો આદમીઓની ભીડ એટલી બધી જામી હતી કે, સૌ સૌને પોતાના જીવનીજ ચિંતા થઈ પડી, સોબતીનો વિચાર કોઇને રહ્યો નહિ. કોઈ કયાં તો કોઇ કયાં, એમ સર્વ છૂટાં પડી ગયાં. શેઠાણીએ તો તેની વહુ અને પુત્રીના હાથ જોરથી પકડી રાખ્યા હતા, તેથી તે ત્રણ જણ છૂટાં પડયાં નહિ; પણ ભીડ વધી જતાં તે પણ ગભરાવા લાગી.

શેઠાણી—કિરણ! (પુત્રીનું નામ) હાય! હવે શું કરું? આપણો સંઘાત તો કોણ જાણે કયાં જતો રહ્યો? મારાથી તો હવે શ્વાસ પણ લેવાતો નથી. શેઠ ખરું કહેતા હતા કે, ભીડ ઘણી છે. તેમણે તો ચોખ્ખી ના કહી હતી, પણ મારીજ બુદ્ધિ મારી ગઈ હતી. હવે ખબર પડી. દમ તો લેવાતો નથી. આવી ભીડમાં કેમ જિવાશે? ખેર, રામજી માલિક છે. તું રડીશ નહિ. કદાચ આગળ ભીડ ઓછી હશે. ઓ ગંગા મહારાણિ! જો અમે બધાં સહીસલામત રહીશું, તો તમને એક રૂપિયાનો થાળ ધરાવીશ.

પાછળથી એક ધક્કો આવતાંજ રેલાની માફક શેઠાણી આગળ જતી રહી. જ્યારે દમ બંધ થઈ જતો, ત્યારે તે બૂમ પાડતી હતી, પણ ત્યાં તે તરફ કોણ લક્ષ આપે? આમ કરતાં કરતાં સ્નાન કરવાના ઘાટ આગળ શેઠાણી આવી પહોંચી; પરંતુ એટલામાંજ પાછળથી એક એવો ધક્કો આવ્યો કે કોઇ પણ પોતાના શરીર

ઉપર કાબૂ રાખી શક્યું નહિ.

"અરે વહુ! શું પડી? સંભાળ! અરે કોઇ બચાવો, બચાવો. વહુ પડી." પણ ત્યાં કોણ સાંભળે? દરેકને પોતપોતાનો જીવ બચાવવાની પડી હોય, ત્યાં બીજાની બૂમો પ્રત્યે લક્ષ કોણ આપે? વહુ ભીડમાં દબાવાથી બેહોશ થઇ ગઇ અને નીચે પડી ગઇ. સેંકડો યાત્રાળુઓ તેના ઉપર થઇને ચાલ્યા ગયા. ગમે તેવા મજબૂત પુરુષનો પણ હિસાબ નહિ, ત્યાં બિચારી વહુનું તે શું ગજું? શેઠાણી વહુને ઉઠાડવા સારુ નીચી નમી; એટલામાંજ પાછળથી બીજો ધક્કો આવવાથી તે પણ પડી ગઈ અને રામશરણ થઈ ગઈ. બેશુમાર આદમીઓ તેમના ઉપર થઇને નીચે ઉતર્યા. બન્ને કચરાઇ મૂઆં અને તેમનાં હાડકાં-પાંસળાંના ચૂરેચૂરા થઇ ગયા. શેઠાણી અને તેની વહુ બન્ને સ્વર્ગમાં સિધાવ્યાં, માત્ર કિરણ જીવતી રહી; પરંતુ તે પણ બેહોશ થઇ ગઈ હતી. કોઇએક દયાળુ પુરુષે તેને ઉપાડી મેદાનમાં આણી ન હોત તો તેના હાલ પણ તેની માતા અને ભોજાઈના જેવાજ થાત. તેને વાગ્યું તો ખરું, પણ તે એટલું બધું ગંભીર નહોતું. તેને ભાન આવ્યું, ત્યારે પૂછવામાં આવ્યું કે, તે કોણ છે? તેણે પોતાના બાપનું ઠામઠેકાણું આપ્યું અને માતાને બૂમો પાડવા લાગી; પણ તેની મા તો ક્યાં હોય તે બોલે? તેથી તે રુદન કરવા લાગી. એક સ્વયંસેવકે તેના પિતાને તાર કર્યો:

"તમારી સ્ત્રી અને પુત્રવધૂ કચરાઈ મરી ગયાં છે, માટે જલદી આવો."

અહીં સ્નાનની જગ્યાએ હવે બહારથી વધુ માણસોને આવતાં રોકવામાં આવ્યાં અને આ બે સિવાય અન્ય કોઇ મર્યું છે કે નહિ, તેની તપાસ કરવામાં આવી; તો એક નહિ, બે નહિ, પણ ૪૧ લાશો મળી આવી!! સર્વની બૂરી દશા થઇ હતી. આ લાશમાં બે લાશો ઉપર્યુક્ત બે સ્ત્રીઓની હતી, ૨૬ અન્ય સ્ત્રીઓની હતી અને ૧૩-૧૪ મજબૂત યુવકોની હતી. આ સર્વ લાશોને બહાર લાવવામાં આવી અને દરેકને અગ્નિસંસ્કાર માટે પ્રત્યેકનાં સગાંવહાલાંને સોંપવામાં આવી.

શેઠની પુત્રી કિરણ પોતાની માતા અને ભોજાઇની આવી દશા જોઇ રડતી હતી, પણ ધૈર્ય ધર્યા સિવાય બીજો ઉપાય ન હતો.

(૩)

તારવાળો—શેઠ! ઓ શેઠ! લો આ તાર છે.

શેઠ—કેમ ભાઈ ? શું છે ? જરા હિંમત રાખી તારવાળાનેજ તાર બતાવીને મતલબ પૂછી, ત્યારે તારવાળાએ કહ્યું કે, "તમારી સ્ત્રી અને પુત્રવધૂ મરી ગઇ છે." ત્યારે શેઠ પોકેપોક મૂકીને રડવા લાગ્યો. "મારું ઘર બરબાદ થઇ ગયું. હાય ! મેં એને પહેલેથીજ કહ્યું હતું કે, ના જઇશ, પણ તેણે માન્યું નહિ. હું શું કરું ? મારું કહ્યું માન્યું હોત, તો આમ થાત નહિ. હાય ! તને શું થયું કે, તેં મારું માન્યું નહિ ?" આવી રીતે વિલાપ કરતો અને મેળા પ્રત્યે તિરસ્કાર દર્શાવતો શેઠ પુત્ર સાથે હરદ્વાર જવા માટે સ્ટેશન પર ગયો. હરદ્વાર પહોંચી તે મરેલાને ઠેકાણે પાડી બહુ રડ્યો. પુત્રી પણ પિતાને ગળે બાઝી પડીને ખૂબ રડી. આખરે રડીકકળીને સર્વ ઘેર ગયાં.

મોટાંની આજ્ઞાનુસાર નહિ વર્તવામાં ઘણું નુકસાન છે, એમાં કાંઇ સંદેહ નથી. આવા મોટા મેળાઓમાં ધર્મઘેલી સ્ત્રીઓનીજ સંખ્યા વધારે હોય છે. આવા મેળાઓમાં અત્યાચાર પણ પુષ્કળ થાય છે; કારણ કે ત્યાં હરેક પ્રકારના મનુષ્યો આવે છે. બદમાશોની સંખ્યા પણ અધિક હોય છે. સ્ત્રીઓના સાંભળતાં તેઓ અનેક પ્રકારનાં બૂરાં વચનો બોલે છે અને તે સ્ત્રીઓને મૂંગે મોંએ સાંભળવાં પડે છે તથા તેથી તેમના મન ઉપર પણ એક પ્રકારની ખરાબ અસર થાય છે; માટે બને ત્યાંસુધી સ્ત્રીઓએ આવા મેળાઓમાં જવુંજ ન જોઇએ અને કદાચ જવુંજ હોય, તો ઘરના પુરુષોની સાથેજ જવું. જઇને પણ માણસોની ભીડને વખતેજ સ્નાન કે દર્શન કરવા જવાનો આગ્રહ તો નજ રાખવો. સ્નાન માટે અમુકજ સમય ઉત્તમ ગણીને બધાજ યાત્રાળુઓ તેજ વખતે તૂટી પડે છે અને અનેક જીવોનું તેમાં જોખમ થઈ જાય છે. વળી પાછળથી ભીડ મટ્યા પછી હૃદયના ખરા ભાવથી સ્નાનદાન ઇત્યાદિ કર્યું હોય, તો તે પણ પ્રભુની અજાણમાં જતું નથી. તીર્થયાત્રાદિનું ફળ ચિત્તની નિર્મળતા થવામાં રહેલું છે; પણ વિનાવિચારનું કોઇ પણ ધર્મકાર્ય તેનું ફળ ન આપતાં આ વાર્તામાં જણાવ્યા પ્રમાણે ઊલટું નુકસાનકારક થઇ પડે છે. વળી ઉપર જણાવ્યા જેવી સ્ત્રીઓ તો પતિની આજ્ઞામાં રહેવારૂપી મુખ્ય ધર્મ ઉપર પ્રથમથીજ પગ મૂકે છે, એટલે પછી એવી યાત્રાનું ફળ પણ તેમને શું મળનાર હતું ?

(મૂળ લેખકઃ–શ્રીયુત હરસ્વરૂપ માથુર)



# ૩૮—માયા

(મૂળ લેખકઃ–શ્રીયુત લક્ષ્મીનારાયણ ગુપ્ત)

"मैं अरु मोर तोर यह माया." (હું અને મારું તારું એનું જ નામ માયા) (તુલસીદાસ)

(૧)

કોઈએ બરાબરજ કહ્યું છે કે, "હે પરમાત્મા ! કોઇને મોટો કર્યા પછી નાનો કરીશ નહિ. તેનાં પાપ વધારે હોય તો ભલે તેને મૃત્યુ આપજે, પરંતુ સંસારમાં તો એથી ઊલટુંજ થતું જણાય છે." કોઇએ કહ્યું છે કે, "આરંભ્યાં અધૂરાં રહે, હરિ કરે સો હોય." આ કથનાનુસાર શેઠ જમનાદાસને રૂના વેપારમાં ત્રણ લાખ રૂપિયાની ખોટ ગઇ છે, તે ખાલી થઈ ગયો છે. ઘરબાર બાગ–બગીચા, મકાન, દુકાન આદિ સર્વ દેવામાં ગયું છે. તેની પાસે હતું ત્યારે સર્વ કાંઈ હતું, પણ આજે ઉદરનિર્વાહને માટે પણ એક પાઇ સરખી રહી નથી. 'પડતા પર પાટુ' એ કહેવત પ્રમાણે આ વખતે તેના પ્રથમના દુશ્મનો કમર કસીને તૈયાર થયા અને તેઓ પહેલાંનો બદલો વ્યાજ સાથે લેવાના ઇરાદાથી મૂછો મરડવા લાગ્યા. જ્યારે ઘણા દિવસના ઉપવાસો તેનો પ્રાણ લેવા લાગ્યા અને તેનાં દુઃખની સીમા રહી નહિ, ત્યારે તે નિરુપાય થઇ પોતાની ગર્ભવતી ભાર્યા સુશીલાને એક દયાળુ પાડોશીને ઘેર સોંપીને પોતે દૂર દેશાવર ચાલી નીકળ્યો.

દુઃખી સુશીલા ઘણા કષ્ટથી નિર્વાહ કરવા લાગી. યથાસમય તેને પુત્રપ્રસવ થયો. દયાળુ પાડોશીએ તેને ઘણી મદદ કરી અને તેના લાલન–પાલનમાં તે બનતી મદદ કરતો રહ્યો.

આવી રીતે દુઃખસુખથી નિર્વાહ કરતાં કરતાં એક પછી એક સોળ વર્ષ વીતી ગયાં; પરંતુ અભાગી સુશીલાને જમનાદાસના કાંઇ પણ સમાચાર મળ્યા નહિ. પતિવિયોગથી તે બિચારીની ઘણી દુર્દશા થઈ હતી અને વખતોવખત તે અધીરી બનીને નાના બાળકની માફક રડી પડતી હતી. બાળક શંકરદાસ

હવે બાળક નથી, પણ ભણીગણીને સારુંનરસું સમજવા લાગ્યો છે. માતાના શોકનું કારણ જાણવામાં આવતાં તેને ઘણું લાગી આવ્યું અને મનમાં ને મનમાં તેણે એક પ્રતિજ્ઞા પણ લીધી.

આવી રીતે બીજો પણ થોડો સમય વીત્યો, પણ માતાના દિનરાતના રુદનથી શંકરદાસની વ્યાકુળતા વધવા લાગી. એક દિવસે સુઅવસર જોઇ તેણે મહામહેનતે પિતાને શોધી કાઢવા માટે માતાની રજા લીધી અને પિતાની શોધ માટે તે ઘરમાંથી નીકળી પડયો.

( ૨ )

આજે વિજયગઢની ધર્મશાળામાં કોલાહલ થઇ રહ્યો છે. ઘોડાનો હણહણાટ, પાલખીઓવાળાની વાતચીત તથા નોકરો અને ગુમાસ્તાઓની દોડધામથી ત્યાં એક નાનાસરખા ગામ જેવું લાગે છે; કારણ કે આજે એક ઘણા મોટા શાહુકારે આવી ત્યાં પડાવ નાખ્યો છે. ધર્મશાળાના રખવાળો પણ સારા ઇનામની આશાથી હુકમ પ્રમાણે દરેક તજવીજ કરી રહ્યા હતા.

રાત્રિ પડી, સર્વેએ ખાઇપરવારીને શયન કર્યું. એક મોટા સ્વચ્છ ઓરડામાં શાહુકારનો પલંગ બિછાવેલો છે. પહેરેગીરો હાથમાં બંદૂક લઇ પહેરા પર હાજર થયેલા છે. શાહુકાર પલંગ પર આવી સૂતો, પરંતુ આસપાસ ગડબડ થતી હોવાથી તેને ઊંઘ આવી નહિ. તેણે ધર્મશાળાના રખવાળને બોલાવી હુકમ કર્યો: " ધર્મશાળામાં થતી ગડબડ બંધ કરાવો. જે ન માને તેને બહાર કાઢી મૂકો. "

રખવાળે માથું નમાવી ત્યાંથી બહાર જઈને શાહુકારની આજ્ઞાનું પાલન કર્યું; પરંતુ એક ઓરડીમાંથી બહાર આવી તેણે શાહુકાર પાસે જઇ કહ્યું કે, " એક દીન યુવક દૂર દેશથી આવ્યો છે, તેને એકાએક કૉલેરા થયો છે જેથી તે કષ્ટને લીધે રડે છે; માટે દયા કરી તેને ધર્મશાળામાં રહેવા દો. "

આ સાંભળતાંજ શાહુકારનાં નેત્રો લાલચોળ થઈ ગયાં અને તે ચિડાઇ જઇને બોલ્યો: " ઓહ ! આવી માંદગીવાળાને તો હાલ ને હાલ કાઢી મૂકવો જોઈએ. એવા ચેપી રોગવાળાને રખાયજ કેમ ? "

અફસોસ ! લાલચુ રખવાળ લાલચમાં ફસાયો અને તે ગરીબ રોગી યુવકને તરતજ ધર્મશાળામાંથી બહાર કાઢયો.

પ્રાતઃકાળ થયો અને શાહુકારની સવારી આગળ ચાલી. માર્ગમાં એ દીનહીન યુવકને કષ્ટમાં પડેલો જોઇ ઘણાઓ મોં ફેરવી

જલદીથી ઘોડા હાંકી ગયા. એક સવાર કે જે પાછળ પડી ગયો હતો તે, પેલા યુવક પાસે થઇને આગળ જતો હતો. તેને દયા આવવાથી તેણે ઘોડો થોભાવ્યો અને તે યુવકની હાલત જોવા લાગ્યો. યુવકે ઘણા કષ્ટ સાથે કહ્યું: "ભાઈ! હું મરું છું. મને થોડું પાણી પા. ઈશ્વર તારું ભલું કરશે." દયાળુ સિપાઈ યુવકની આવી સ્થિતિ જોઈ ગદ્‌ગદ થઈ ગયો અને તરતજ તેણે યુવકનું માથું ખોળામાં લઇ પાણી પાયું; બાદ તેને દિલાસો દેવા લાગ્યો. યુવકે સ્વસ્થ થઈ કહ્યું: "ભાઈ! મારી આવી દશામાં તમે મારા ઉપર જે ઉપકાર કર્યો છે તેને માટે ઈશ્વર તમારું ભલું કરશે. હું હવે મરણના મુખમાં છું. મારી માતાનું દુઃખ દૂર કરી શક્યો નહિ, એટલુંજ મને કષ્ટ છે."

સિપાઈ—ભાઈ! શા માટે નિરાશ થાય છે? તું સાજો થઇ તારી માતાનું કષ્ટ દૂર કરી શકીશ.

યુવક—ના, હવે આશા નથી. હાય! મારા પિતાના વિયોગથી તે બિચારી અડધી મરવા જેવી થઇ ગઇ છે. મારા સિવાય કોણ તેની ખબર લેશે? આ વિચારથીજ મારી છાતી ફાટે છે.

સિપાઈ—ભાઈ! તું તારા મનની સઘળી વાત મને કહી તારા હૃદયનો ભાર હલકો કર. તેમ કરવાથી તારો રોગ અને શોક બન્ને ઘટશે અને હું બની શકશે તેટલી તને મદદ કરીશ.

આ સાંભળી યુવકે સઘળી વાત કહી સંભળાવી.

(૩)

પાઠકવૃંદ! એક વાર ફરીથી વિજયગઢની ધર્મશાળા તરફ નજર કરશો? જુઓ, આજે પહેલાં કરતાં વધારે દોડધામ છે અને પ્રત્યેક આદમી ઉતાવળો ઉતાવળો હુકમનો અમલ કરે છે. આમ કેમ? તે શાહુકાર અચાનક અહીં પાછો આવ્યો છે. આ વખતે પહેલાંના જેવા ધૂમધડાકા નથી, પણ તેને બદલે આક્રંદ અને શોક છવાઇ રહ્યો છે અને લખતાં આશ્ચર્ય થાય છે કે, તેજ દીન દુઃખી યુવક ચોગરદમ વૈદ્ય ડોકટરોથી ઘેરાયલો એક મખમલના કોચ પર અચેતનાવસ્થામાં પડ્યો છે!

વાચકવૃંદ! આપ સમજ્યાજ હશો કે, તે શાહુકાર અને દીન યુવક કોણ છે; ન સમજ્યા હો તો સાંભળો. એ શાહુકાર તે આપણો પૂર્વપરિચિત શેઠ જમનાદાસ છે, જે આટલા બધા દિવસ બાદ વિદેશમાંથી અપાર સંપત્તિ મેળવીને ઘર તરફ આવતો હતો અને એ દીન યુવક તે તેનો પુત્ર છે. જે શેઠના ગૃહત્યાગ વખતે

પોતાની માતાના ગર્ભમાં હતો અને જે શેઠનીજ શોધમાં ઘરમાંથી નીકળ્યો હતો અને જેને બીમાર થઇ જવાથી ધર્મશાળામાંથી બહાર કાઢી મૂકવામાં આવ્યો હતો.

પેલા દયાળુ સિપાઈદ્વારા યુવકની દુઃખમય કહાણી સાંભળીને તરતજ શેઠ જમનાદાસ માર્ગમાંથી વિજયગઢની ધર્મશાળામાં પાછો આવ્યો અને જે યુવકને ધર્મશાળામાં રાખવો તેને ઠીક લાગ્યો નહોતો, તેનેજ તે પોતાના પુત્ર તરીકે ઓળખ્યા પછી વળગી પડીને આક્રંદ કરવા લાગ્યો. ગઇ કાલે જેને કોઈ પાણી પાનાર પણ નહોતું, તેને માટે આજે સેંકડો દાસ-દાસીઓ વૈદ્ય-ડોક્ટરોને બોલાવી લાવવા માટે દોડાદોડ કરી રહ્યાં છે; અને નિર્દય જમનાદાસ કે જે તેને કાઢી મુકાવનાર હતો તે આજે યુવકની આવી દશા જોઇ બેશુદ્ધ થઇ ગયો છે. આ બધું શા માટે ? માત્ર એજ વિચારથી કે, એ "મારો" પુત્ર છે.

અફસોસ ! "હું અને મારું" તારું સત્યાનાશ જાય ! તેંજ અમારા-હિંદુઓના-સર્વ સ્વર્ગીય ગુણોનો નાશ કર્યો છે. ભારત આ દશાએ પહોંચ્યું એ તારોજ પ્રતાપ છે ! પરમપિતા પરમેશ્વર ! જુઓ ! આજે તમારી ભારતભૂમિનો "હું અને મારું" એજ આટલો બધો નાશ કર્યો છે. જગદાધાર ! હવે અમારો અવાજ સાંભળો અને અમારા દેશરૂપી ડૂબતા વહાણને ઉગારો.

ઉપર જણાવ્યું તેમ "મારા"ની માન્યતા જાગતાંજ શેઠની સર્વ હરકત છૂમંતર થઈ ગઇ હતી અને હરેક પ્રકારે પુત્રનો પ્રાણ બચાવવાને તે ગાંડા બની ગયા હતા. ડોક્ટરોના સતત પરિશ્રમ અને દવાદારૂના પ્રભાવથી છેવટે શંકરદાસના પ્રાણ બચી ગયા. હવે તેના પિતાનો હર્ષ સમાતો નથી. પતિ ઘેર પહોંચ્યા પછી સુશીલાએ પુષ્કળ પુણ્યદાન કર્યું અને જે પાડોશીએ તેને આશ્રય આપ્યો હતો તેને તથા પેલા દયાળુ સિપાઇને પતિપત્ની બન્નેએ થઇને પુષ્કળ ધન આપ્યું. જેવા જમનાદાસના દિવસો ફર્યા એવા શુભ દિવસો પરમાત્મા સમગ્ર ભારતવાસીઓને બતાવે. પરમાત્માને ત્યાં સુખવૈભવનો તોટો કે કંજૂસાઇ નથી, પણ તેને મેળવવા સારુ મારાતારાના વધારેપડતા ભેદભાવ તથા દીનદુઃખીઓ પ્રત્યેની બેદરકારીને અમારે દૂર કરવી જોઇએ. હે દીનાનાથ ! એવી યોગ્યતા મેળવવાની આકાંક્ષા અને બળ અમારામાં ઉદ્ભવો.



# ૩૯-પાર્વતી અને યશોદા

## (૧)

सकल विघ्न व्यापहिं नहिं तेही । राम कृपा करि चितवहिं जेही ॥

(તુલસીકૃત રામાયણ)

"જેમના પ્રતિ રામ કૃપા કરીને જુએ છે, તેમને કોઇ પણ વિઘ્ન અડચણ કરી શકતું નથી."

"તું તો અહીં બેઠી બેઠી પાનનાં બીડાં વાળે છે અને હું તો તને આખા ઘરમાં શોધી વળ્યો. હાલજ મને માતાએ કહ્યું કે, તું વચલા ઓરડામાં બેઠી છે." આમ બોલતાં બોલતાં રામનાથ તે સ્ત્રીની પાસે બેઠો અને બોલ્યોઃ "જોઉં, એક બીડું તો આપ; તું કેવાં બીડાં બનાવે છે?"

પાર્વતીએ રામનાથના મુખ સામે જોયા વિનાજ એક બીડું તેના તરફ ફેંક્યું.

રામનાથ પાનનું બીડું મોઢામાં મૂકી પછી પાર્વતીનો હાથ પકડી બોલ્યોઃ "કેમ વળી શું થયું? બોલતી કેમ નથી?" પાર્વતીએ તેનો કાંઇ પણ જવાબ આપ્યો નહિ, ત્યારે રામનાથે ફરીથી પૂછ્યુંઃ "આજે થાકબાક લાગ્યો છે કે શું? માતાએ મને કહ્યું કે, આજે તેં ઘણું કામ કર્યું છે! મા તારા પર ઘણાં ખુશ થયાં છે."

પાર્વતી ગુસ્સામાંજ બોલીઃ "ખુશ કેમ ન થાય? રાતદિવસ ચાકરની માફક કામ કરીએ તોજ તમારાં મા ખુશ થાય છે. બીજાની કોને પડી છે?" સ્ત્રીનાં માર્મિક વચનો સાંભળી રામનાથના મુખ ઉપર ઉદાસીનતા પ્રસરી ગઇ; તોપણ તે સહનશીલતા રાખી પ્રેમપૂર્વક બોલ્યોઃ "વહાલિ! આમ રીસ ચઢાવવાનું પ્રયોજન શું છે? તું નથી જાણુતી કે સંસારમાં ધનવાન અને ગરીબ, ઊંચ અને નીચ, સર્વને ત્યાં સ્ત્રીઓને ઘરનું કામકાજ કરવું પડે છે? છતાં તું કાંઇ પણ કામ કરતી નથી અને માતા તથા યશોદાજ સર્વ કામ કરે છે. તું બેસી રહે અને તેઓ કામ કરે તેમાં તારા કરતાં

મારે વધારે નીચું જોવા જેવું છે. આજે જ્યારે માતાએ મને કહ્યું કે, તું તેને કામ કરવા લાગે છે, ત્યારે મને ઘણોજ આનંદ થયો અને શેર લોહી ચઢયું. થોડુંઘણું પણ કામ કરવાથી મને તેમજ માતાને આનંદ થાય છે અને તારું દુનિયામાં સારું દેખાઇ, મારી વડાઈ વધે છે."

પાર્વતી બોલી: "પણ એમાં મારું શું વળ્યું? રાતદિવસ હાથપગ તોડી કામકાજ કરવાથીજ વડાઇ થતી હશે કેમ?" રામનાથ મશ્કરીમાં બોલ્યો: "તારી વાત સાંભળી મને તો હસવુંજ આવે છે! મને માતાએ કહ્યું કે, આજે સવારમાં તેં દાળ-ચોખા વીણી શાક સુધારી આપ્યું હતું. ત્યાર બાદ જમીને તું સૂઈ ગઇ અને ઊઠયાને હજુ થોડોજ સમય થયો છે એટલામાં તો તેં ઘરમાંથી પૂંજો કાઢી પાનનાં બીડાં બનાવવા માંડયાં છે. આટલુંજ કામ કરવાથી તો દુર્બળ અને અશક્ત હોય તેજ થાકી જાય છે. તું તો તંદુરસ્ત છું. કહે તો ખરી તને કયાં દર્દ થાય છે?"

પાર્વતી સ્વામીના પ્રેમ અને વર્તન તરફ કાંઇ પણ ધ્યાન આપ્યા સિવાય ક્રોધમાં બોલી: "દુઃખ થતું હશે તોય તમારે તો તમારી માતાનાજ સુખમાં સુખ છે, મારી શી પડી છે?"

પાર્વતીનાં આવાં કટાક્ષમય વચનો સાંભળી રામનાથને ઘણું માઠું લાગ્યું અને દુભાતા અંતઃકરણે તે બોલ્યો: "તારા આજના કામની વાત સાંભળી મને જે આનંદ થયો હતો, તે તારી કડવી વાતો સાંભળી નષ્ટ થઇ ગયો. હજુ પણ તું આમ કયાંસુધી કર્યા કરીશ? તારી બાળકબુદ્ધિનો અંત કયારે આવશે? આમ કરવામાં તું પણ સુખી નહિ થાય, તેમજ મને પણ સુખી નહિ થવા દે. ગઇ રાત્રે તેં જુદા રહેવાની વાત કાઢી ત્યારે મેં તને કેટલી સમજાવી હતી? છેવટે તેં મને તથા માતાને સુખી કરવાના પ્રયત્ન કરવા વચન આપ્યું, ત્યારે મને એટલો બધો આનંદ થયો હતો કે, હું પરમાત્માનો ઉપકાર માન્યા સિવાય રહ્યો નહિ. હું તને ફરીથી પણ એજ કહું છું કે, આમ ન કર; પોતાના સુખમાં સુખ માનવાના સ્વાર્થને તજી દે અને મને તથા માતાને દુઃખી કર નહિ. સાંભળ, રામાયણમાં કહ્યું છે કે:

मातु पिता गुरु प्रभुकी बानी। बिनहिं बिचार करिय शुभ जानी॥

"માતા, પિતા, ગુરુ અને સ્વામીની આજ્ઞા, વિચાર કર્યા વિના શુભ જાણીને તુરતજ પાળવી જોઇએ."

ઉપલી શિખામણ પાર્વતીને ગળે ઊતરી નહિ. તે વધારે ચિડાઇને કહેવા લાગી કે, "હું સ્વાર્થી છું અને તમે નથી કે? તમે મારું સુખ જુઓ છો કે તમારી માતાના સુખમાં સુખી થવા ઇચ્છો છો? ત્યારે શું તમે પણ સ્વાર્થી નથી કે? માતાથી જુદા થવાની વાત તમને આટલી બધી કડવી લાગે છે, તો મેં મારી માતાને તમારે માટે છોડી, તેનું મને પણ કંઇ લાગતું નહિ હોય કે? જુદા રહેવામાં તમને કાંઇ નુકસાન નથી અને મને ફાયદો છે. એક નોકર રાખી લઇશું, તે ઘરનું સર્વ કામ કરશે."

રામનાથઃ "આમ બોલવું તને શોભતું નથી. નોકર હાલ પણ ક્યાં નથી? ગૌરીની મા કોણ છે?"

પાર્વતીઃ "ગૌરીની મા તો માત્ર ઘરનું કામ કરે છે, પણ રાંધે છે કોણ?"

રામનાથઃ "હા, બરાબર, કોઈ રસોઇયો તો નથી, પણ ખરું કહેજે કે, તેં અહીં આવ્યા પછી કેટલા દિવસ રસોઈ કરી?"

પાર્વતીઃ "તેથી તો આટલી પંચાતી થાય છે."

રામનાથઃ "કામ ન કરવાથી કોઇએ તને કદી મહેણું માર્યું છે?"

પાર્વતીઃ "મહેણું તે શું બોલીનેજ મરાતું હશે? આજે ઊઠતાં જરા વાર થઈ એટલામાં તો માતા તથા યશોદા એવા ભાવથી મારા તરફ જેવા લાગ્યાં કે જાણે મેં તેમનો મોટો અપરાધ કર્યો હોય! યશોદાએ મને કહ્યુંઃ 'ભાભિ! યદુનાથને મોઢું ધોવાને પાણી આપજો, હું માતાના ઓરડામાં પૂંજો કાઢવા જાઉં છું' મેં કહ્યુંઃ 'મેં મારા બાપને ઘેર કદી પણ કોઇને મારા હાથે પાણી આપ્યું નથી; મારા બાપને ત્યાં તો દાસીજ પાણી આપે છે.' ત્યારે યશોદાએ હસીને કહ્યુંઃ 'વારુ ભાભી! હું યદુનાથને પાણી આપું છું, તેથી હું યદુનાથની દાસી બની બસ; પણ જ્યારે કોઈ વખત મારા મોટા ભાઇ તમને પાણી લાવવાનું કહેશે ત્યારે તમને એ વાતનું ખોટું તો નહિ લાગે ને?' આવી રીતે યશોદાએ મને તમારી દાસી બનાવી! શું તમે મને દાસી બનાવવા માટે મારી સાથે વિવાહ કર્યો છે? હું તમારી દાસી થવા નથી આવી, સમજ્યા? આવી વાતોથી તો મારા મનમાં ભડકા થાય છે."

આમ વાતો કરતાં કરતાં પાર્વતી મોઢા પર સાલ્લાનો છેડો નાખી જોરથી રડવા લાગી. પાસેના ઓરડામાં તેની સાસુ કામ કરતી હતી, તેણે પાર્વતીનું રુદન સાંભળી વચલા ઓરડામાં આવી

જોયું તો રામનાથ નીચું માથું ઘાલી માથા ઉપર હાથ મૂકી બેઠેલો છે; પાર્વતી સાદડી પર બેસી રડી રહી છે; પાનનાં કેટલાંક બીડાં પડ્યાં છે; કેટલાંક પાનસોપારી, એલચી, જે પાર્વતીએ ગુસ્સાના આવેશમાં ફેંકી દીધાં હતાં, તે ચારે તરફ વીખરાયલાં પડ્યાં છે.

આ જોતાંજ સાસુ સર્વ ભેદ સમજી ગઇ; પણ બીજી સ્ત્રીઓની માફક વહુને તિરસ્કાર અથવા ઠપકો આપ્યા સિવાય પુત્રનો હાથ ઝાલી કહ્યું: " ઊઠ, બહાર આવ."

રામનાથ આસ્તેથી ઊઠી માતા તરફ દયાના ભાવથી જોવા લાગ્યો, જાણે કે તે એવું કહેતો હોય કે, " મારી છાતી ફાટી જાય છે." માતા તેનો આંતરિક ભાવ જાણી ગઈ અને ગંભીરતાથી બોલી: " બેટા ! નિરાશ થઇએ નહિ, બહાર ચાલ." રામનાથ ઓરડાની બહાર જઈ માતાની રાહ જોતો ઊભો રહ્યો. સાસુ પાર્વતીની પાસે આવી બોલી: "વહુ બેટા ! રડો નહિ, હવે વધારે બીડાં બનાવશો નહિ. શાક થઈ ગયું છે એટલે હવે ગરમ રોટલી ખાઇ લો. આજે તમે ઘણું કામ કર્યું છે. ઊઠો, બાકીનાં બીડાં યશોદા બનાવશે."

પાર્વતી સાસુના આ મીઠા શબ્દોથી શરમાઇ અને પોતાના ઓરડામાં ચાલી ગઈ.

સાસુ યશોદાને બાકીનાં બીડાં બનાવવાનું સોંપી છોકરાની પાસે ગઇ.

રામનાથે કહ્યું: "મા ! એનો સ્વભાવ કદી પણ ફરવાનો નથી; મારો જીવ તો ઘણો બળે છે."

માતા: " હાલ એ સર્વ વાત રહેવા દે; ચાલ, હાથમોઢું ધોઈ કાંઇ ખાઇ લે. એમાં જીવ બાળવા જેવું કાંઈ નથી. પરમાત્મા અશક્યને પણ શક્ય બનાવે છે; માટે તેનામાં વિશ્વાસ રાખ."

(૨)

सांसति करि पुनि करहिं पसाउ । नाथ प्रभुनकर सहज सुभाउ

(તુલસીકૃત રામાયણ)

" હે નાથ ! શિક્ષા કરીને પુનઃ કૃપા કરવી, એ સ્વામીનો સહજ સ્વભાવ છે."

રામનાથ જળપાન કરી આગળના ખંડમાં ગયો. કોઇને નહિ જોવાથી અને એકાંત મળવાથી રામાયણ ઉઘાડી વાંચવા લાગ્યો; વાંચતાં વાંચતાં નીચલાં બે પદોએ તેનું ધ્યાન ખેંચ્યું:

जबहीं नाम जन आरत भारी। मिटहीं कुसंकट होहिं सुखारी॥
रामहिं केवल प्रेम पियारा। जानि लेहु जो जाननहारा॥

"મનુષ્ય ઘણીજ આતુરતાથી પરમાત્માના નામનું સ્મરણ કરે, તો તેનાં મહાન દુઃખો મટી જાય છે. અને તે સુખિયો થાય છે. રામને માત્ર પ્રેમજ વહાલો છે. તે સજ્જનોએ જાણી લેવું."

રામનાથ, રામાયણ બાજુએ મૂકી માથું નમાવી ઈશ્વરનું ધ્યાન ધરવા લાગ્યો. ઈશ્વરનું ધ્યાન ધરવાથી મનમાં કાંઇક ધીરજ આવી; એટલામાં યદુનાથ નિશાળેથી આવ્યો અને થોડી વાર બાદ મોટા ભાઇના કહેવાથી તેની સાથે ફરવા ગયો. માતા યશોદાને લઈ રસોડામાં રસોઇ કરવા ગઈ.

પાર્વતી જમી રહ્યા બાદ કાંઈ પણ કામ કર્યા સિવાય સૂવાના ઓરડામાં જઇ બેસી રહી. જ્યારે તેને માલૂમ પડયું કે, સો સોના કામે લાગ્યાં છે, ત્યારે તેણે પોતાની પેટી ઉઘાડી નવલકથાનું પુસ્તક કાઢી વાંચવા માંડયું. આવાં પુસ્તકો વાંચવાની સાસુની તેમજ સ્વામીની મનાઈ હતી; કારણ કે તેમાં લખેલા હલકટ ભાવો વાંચવાથી કોમળ મનનાં સ્ત્રી-પુરુષોનાં ચિત્ત વિકારી થઇ જાય છે અને સાંસારિક કામો તરફ અણગમો ઊપજે છે. પાર્વતીની માતા આવાં પુસ્તકોના વિષયમાં તેને એમ કહેતી હતી કે, "તે વાંચવાથી બુદ્ધિ તીક્ષ્ણ થાય છે અને આ કળિકાળમાં કેવા પ્રકારનું વર્તન રાખવું તેનું શિક્ષણ મળે છે."

એ કથન ખરેખર શોકજનક હતું; પરંતુ અજ્ઞાન પાર્વતીને એ કથન પર પૂર્ણ વિશ્વાસ હતો. આ પ્રમાણે આ વખતે સર્વ પોતપોતાના કામમાં વળગી ગયેલાં હોવાથી અમે પાઠકોને તેઓ સર્વનો પરિચય કરાવવાની તક ગુમાવીશું નહિ.

રામનાથ અને પાર્વતીનો સંબંધ તો પાઠકોને જણાઇ ચૂકયો હશેજ. રામનાથ ડોશીનો જ્યેષ્ઠ પુત્ર છે, તેની ઉંમર પચીસ વર્ષની છે. તે સ્વભાવે ધીર અને બુદ્ધિમાન છે તથા તેના શરીરનો બાંધો વીરપુરુષના જેવો છે.

યશોદા રામનાથની બહેન થાય છે. તેની ઉંમર ચૌદ વર્ષની છે. તે સ્વરૂપવાન અને સુંદર છે. યદુનાથ સર્વથી નાનો છે. તેની ઉંમર માત્ર દશ વર્ષની છે. બાળસ્વભાવને લીધે તે ઘણો ચંચળ છે અને સર્વને વહાલો છે. વિશેષતઃ યશોદાનો તેના પર અધિક

પ્યાર છે. આખા કુટુંબને ધર્મ ઉપર ઘણી શ્રદ્ધા છે.

રામનાથનાં લગ્ન થઈ ચૂકયાં છે; પરંતુ વિવાહમાં વિવેકનો પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવ્યો નહોતો. પાર્વતીનાં રૂપ અને ઉંમરનો પરિચય તો તેને કોઇક રીતે થઇ ગયો હતો; પરંતુ તેની વિદ્યા, બુદ્ધિ, ગુણ, સ્વભાવ અને ધર્મશિક્ષા વિષે તે કાંઈ પણ માહિતી મેળવી શકયો નહોતો. આપણામાં, આવી અંધપરંપરા ચાલી આવે છે તે ખરેખર દુઃખમયજ છે. કદાચ ભાગ્યવશાત્ વરકન્યાનું કોઇ દૂષણ માતાપિતાના જાણવામાં આવે છે, તોપણ તેઓ 'એ દૂષણ ઘરનો બોજો માથે પડવાથી સુધરી જશે અથવા અમે પોતેજ પાછળથી સુધારી લઇશું' એમ વિચારી તે તરફ 'આંખ આડા કાન' કરે છે; પરંતુ એથી કરીને પાછળથી કેટલાં બધાં મનુષ્યોનાં જીવન દુઃખમય બની જાય છે, તે પ્રત્યક્ષજ છે. આવાં દંપતીઓના શરૂના થોડા દિવસ કદાચ સુખમાં જાય છે, પરંતુ જ્યારે એકબીજાના દોષ જણાવા લાગે છે, ત્યારે પરસ્પર અભાવ અને પછી કલહ ઉત્પન્ન થાય છે અને વરકન્યા બંને અજ્ઞાન હોય છે તો તે કલહ દિનપ્રતિદિન વધી અંતે તેઓ બંને મહાદુઃખી તેમજ જીવતાં હોવા છતાં મૃતતુલ્ય બની જાય છે. જો કે રામનાથનો વિવાહ પુરાણા રિવાજ મુજબ થયો હતો, તોપણ જે ધર્મ-સમાજમાં તે ઉપદેશક હતો, તેના આચાર્ય પ્રભાકર શાસ્ત્રીજી પાસેથી તેણે કેટલીક વાતોની સલાહ લીધી હતી. એ શાસ્ત્રીજી પૂરા વિદ્વાન અને હિસાબ-કિતાબમાં પ્રવીણ હતા. દેશની સર્વાંગ ઉન્નતિમાં તેમનું મન સદા લાગી રહેતું અને સર્વ લોકો તરફ તેમનો ભ્રાતૃભાવ હતો. તેમને પુરાણી તેમજ નૂતન સભ્યતાની આવશ્યક અને યથાર્થ વાતો ઘણીજ પસંદ હતી. રામનાથે પોતાના વિવાહની સર્વ વાત આચાર્ય મહાશયને કહી હતી; કારણ કે તેમના તરફ તેના પરિચિત લોકોની ગુરુજન જેવી ભક્તિ હતી. શાસ્ત્રીજી બોલ્યાઃ "તમને કન્યાની અને કન્યાને તમારી અનેક આંતરિક બાબતોનો પરિચય થવો બહુજ આવશ્યક હતો. ખેર, જે થઇ ગયું તે થયું. હવે તમે વ્યવહારમાં અને જમણવારમાં એટલો બધો ખર્ચ ન કરતા, કે જેથી તમારે દેવું કરવું પડે." રામનાથને વિવાહ બાદ એક માસે પાર્વતીના ખરા સ્વભાવનો પરિચય થવા લાગ્યો. હવે અમે ઘરડાં સાસુજીનો પણ થોડોઘણો પરિચય કરાવીશું.

સાસુ વિધવા છે, હાલ તેમની ઉંમર પચાસ વર્ષની છે. તે રૂપ-માં કાંઈ સુંદરી નથી. તેનો ઉત્તમ સ્વભાવ તેજ તેની સુંદરતા છે. સાસુમાં સર્વ સારા ગુણો–પ્રેમ, આનંદ, શાંતિ, સહનશીલતા, દયા, સજ્જનતા, નમ્રતા અને પવિત્રતાનો વાસ છે. રામનથના પિતાએ પોતાની અઠ્ઠાવીસ વર્ષની ઉંમરે તેમનું પાણિગ્રહણ કર્યું હતું. તે વખતે તે શિક્ષક હતા. શિક્ષકોનો પગાર તેમની મહેનતના પ્રમાણમાં કેટલો ઓછો હોય છે, એ તો જાણીતી વાત છે; આથી સાસુને સદા એ વાતની ચિંતા રહેતી હતી કે, જેમ બને તેમ રામનાથના પિતાની સાંસારિક અવસ્થામાં ઉન્નતિ થાય. તેણે એક એક કરી ઘરનો સામાન વધાર્યો અને ઘરની ચારે બાજુ આંબા, લીંબુ, નારિયેળ, જામફળ અને અનારના છોડ વાવી દીધા. ઘરના વાડામાં શાક અને યોગ્ય ફળ–ફૂલનો એક નાનોસરખો બગીચો પણ તૈયાર કર્યો હતો.

રામનાથના પિતા કોઇ કોઈ વખત પોતાની સ્ત્રીને ગુણસુંદરી કહી બોલાવતા હતા. આડોશી–પાડોશી પણ તેને તેજ નામથી બોલાવતા હતા. આ વાર્તાની શરૂઆતના સમયની સાત વર્ષ આગમચ રામનાથના પિતા પરલોક સિધાવ્યા હતા. મરણના બે-ત્રણ દિવસ પહેલાં એક દિવસે પોતાની સ્ત્રીને તેમણે કહ્યું કે, "ગુણ-સુંદરિ! હવે મને લાગે છે કે, મારા અંતની ઘડીઓ ગણાવા લાગી છે. મારે તારાથી સદાને માટે અલગ થવું પડશે, અફસોસ!"

ગુણસુંદરી સ્વામીના ચરણો પર હાથ મૂકી બેઠી હતી, તે સ્વામીની આ વાત સાંભળી તેમની છાતી પર પોતાનું માથું મૂકી રડતી રડતી બોલીઃ "આપને છોડવા કરતાં મારો પ્રાણ છોડવો મારે માટે વધારે ઉત્તમ છે."

રોગી, ધાર્મિક મહાશય વ્યથિત થઈ થોડી વારમાં બોલ્યાઃ "ઇશ્વરે આપણને પ્રત્યેક સંકટમાં સહાયતા આપી છે અને તે મારે માટે જે મંગળકારી હશે તેજ આ સમયે કરે છે. હવે તે-મના ચરણોમાં મારી અંતિમ પ્રાર્થના એ છે કે, તે સર્વાંતર્યામી તને અને બાળબચ્ચાંઓને સુખી અને કુશળ રાખે."

આ સાંભળી ગુણસુંદરીનું હૃદય વધારે વ્યાકુળ થયું; વળી તે વધારે રડીને બોલીઃ "સ્વામિ! આપની હયાતીમાં બાળકોને જેવું લાલન–પાલન અને ધર્મશિક્ષણ મળતું હતું, તેવું આ

દાસીથી શી રીતે થશે ? અદ્યાપિપર્યંત ઇશ્વરની કૃપાથી થોડામાં પણ સંતોષ માની આપણે કોઇની પાસેથી એક ફૂટી બદામ પણ માગી નથી, પરંતુ હવે અમારે દીનતા દેખાડવી પડશે અને આપના પહેલાં મારું મૃત્યુ ન થયું, તેથી મને જન્મભર દુઃખ રહેશે !"

આટલું કહી ગુણસુંદરી સર્વ બાળકોને બોલાવી તેમને મરવા પડેલા પતિના ચરણોમાં મૂકી વિલાપ કરવા લાગી. બાળકો પણ તે જોઈ રોવા લાગ્યાં. પાડોશીઓ અને જ્ઞાતિજનોને ખબર પડતાંજ સર્વ દોડી આવ્યાં અને ગુણસુંદરી અને બાળકોને સમજાવી ધીરજ આપવા લાગ્યાં. મૃત્યુ-શય્યા પર પડેલા સાધુ મનુષ્યે એક વખત સર્વ તરફ જોયું અને આંખો ફાડી રામનામનું ઉચ્ચારણ કરી પરલોક તરફ પ્રયાણ કર્યું.

(૩)

लहत न प्रभु चित्त चूक किये की। करत सुरत सौ बार हिये की॥

(તુલસીકૃત રામાયણ)

"પ્રભુ સેવકની ભૂલને ચિત્તમાં ગ્રહણ કરતા નથી; પરંતુ તેના મનોભાવ પ્રતિ સેંકડો વાર દૃષ્ટિ કરે છે."

ગૌરીની મા કામ કરીને ચાલી ગઇ. માદીકરી રસોઇ વગેરે કામથી પરવારી, રામનાથ અને યદુનાથની રાહ જોતાં બેઠાં. યશોદાએ પોતાનું ગૂંથેલું મોજું લાવી માને આપ્યું અને પોતે સીવવા બેઠી. પાર્વતી તો પોતાના ઓરડામાંથી બહાર આવીજ નહિ. અલ્પ સમયમાં બન્ને ભાઇઓ ઘેર આવી પહોંચ્યા.

યદુનાથ આવતાંજ માની સોડમાં ભરાયો અને યશોદાએ સીવવાનું બાજુએ મૂકી બન્ને ભાઇઓને તેમની પાવડીઓ, રૂમાલ અને જળપાત્ર આણી આપ્યાં. પછી તે રસોડામાં ગઈ.

ભાઇઓને ખવડાવી-પીવડાવી યશોદા પાર્વતીને ખાવા બોલાવવા ગઈ અને તેના ઓરડાનાં બારણાં આગળ બૂમ પાડી, પણ કાંઈ જવાબ મળ્યો નહિ; તેથી અંદર ગઈ ત્યારે તેને માલૂમ પડ્યું કે, પાર્વતી જાગતી પડી રહી છે. યશોદાએ બૂમ મારી કહ્યું: ભાભી ! થાળી પીરસી છે. બા તમારે માટે બેસી રહ્યાં છે."

પાર્વતી: "હું પગ ધોઇને બેઠી છું. રસોડામાં આવતાં કચરો લાગે માટે હું નહિ આવું."

આ સાંભળી યશોદા મનમાં ને મનમાં હસી અને વિચાર કરવા

લાગી: "શું કચરો વળગશે તો ઘરમાં પાણી નથી?" પણ હશે, મોટા ભાઈની સ્ત્રી છે, એમ વિચારી હસવું દાબી દીધું ને મનની વાત મનમાં રાખી બોલી: "લો, હું પાણી લાવું છું, તમે ટુવાલ લેતાં આવો."

પાર્વતી: "ટુવાલ ક્યાંથી લાવું? બાપને ત્યાંથી એક લાવી હતી તે તો ફાટી ગયો."

યશોદા: "એમ કેમ? ભાઈએ પેલો ટુવાલ આપ્યો હતો ને!

પાર્વતી: "એને શું આગ મૂકું? એવો જાડો ટુવાલ કે પગ લૂછતાં લૂછતાં વાળ પણ તૂટી જાય!" યશોદાએ જોયું, કે તેની આવવાની મરજી નથી, ત્યારે નિરાશ થઈ રસોડા તરફ ગઈ. રામનાથ ચુપચુપ ઉત્કંઠાપૂર્વક બારણાં તરફ જોઈ રહ્યો હતો, પણ જ્યારે યશોદાને એકલી આવતી જોઈ, ત્યારે તેણે નીચું મોઢું કરી એક ઊંડો શ્વાસ લીધો. ભોજન કરી રહ્યા બાદ વાસણકૂસણ એકઠાં કરી પછી યશોદા આગલા ખંડમાં આવી અને મા તથા ભાઈઓને મુખવાસ આપી બેઠી. રામનાથે કહ્યું: "બહેન! રામાયણ લાવો. આજે હું થાકી ગયો છું માટે થોડુંક વાંચી સૂઈ જઈશ." યશોદાએ ભાઈને રામાયણ આપી. રામનાથે ઊતરેલ ચહેરે બહેનને કહ્યું: "શું રામાયણ સાંભળવા પણ તમારી ભાભી અહીં નહિ આવે?"

રામનાથના આ શબ્દો સાંભળતાંજ માતા મનમાં વિચાર કરી પાર્વતીના ઓરડામાં ગઈ. પાર્વતીને સૂતેલી જોઈ તેના પલંગ પાસે જઈ તેનો હાથ પકડી કહ્યું: "વહુ! રામાયણનો પાઠ થાય છે. ઊઠો, આગલા ખંડમાં ચાલો."

પાર્વતી સાસુની સામે કાંઈ પણ બોલી શકતી નહોતી; કારણ કે સાસુ એટલી બધી મધુરભાષિણી હતી કે પાર્વતીનું મન પણ તેના શબ્દોથી કોમળ બની જતું હતું. સાસુના સ્નેહે અને વિવેકે તેના મનમાં અજવાળું પાડ્યું. સાસુ સમક્ષ પોતાનો દોષ કબૂલ કરી, ક્ષમા માગવાનો તે મનમાં વિચાર કરવા લાગી; પરંતુ મનમાં અહંકાર બહુ હોવાથી તે પોતાનો વિચાર દર્શાવી શકી નહિ. સાસુનું માન રાખી તે આગલા ખંડમાં ગઈ. ત્યાં પણ સ્વામી અને યશોદાને ઉદાસ જોઈ તે પસ્તાવા લાગી; પરંતુ અહંકારને લીધે એક પણ શબ્દ હોઠ બહાર કાઢી શકી નહિ.

રામનાથે રામાયણ ઉઘાડી અરણ્યકાંડમાંની અત્રિકૃત સ્તુતિ ગાયા બાદ વિનયપત્રિકામાંનું નીચલું ભજન ગાયું:

" हरि तुम बहुत अनुग्रह कीन्हों ।
साधन-धाम विबुध-दुर्लभ-तनु मोहि कृपा कर दीन्हो ॥
कोटिहु मुख कहि जांय न प्रभु के एक एक उपकार ।
तदपि नाथ कछु और माँगिहौं; दीजे परम उदार ॥
विषय वारि मन मीन भिन्न नहीं होत कबहुँ पल एक ।
तातें सहिय विपति अति दारुण, जन्मत योनि अनेक ॥
कृपा डोर बनसीपद अंकुश, परम प्रेम मृदु चारो ।
यहि विधि वेग हरहु मेरो दुःख, कौतुक राम तिहारो ॥
है श्रुति विदित उपाय सकल सुर केहि केहि दान निहोरे ।
तुलसीदास यह जीव मोह रजु जेइ बांध सोइ छोरे ॥ "

યદુનાથ અને યશોદાએ પણ ઉપર્યુક્ત ભજન ભાઈની સાથે ગાયું. રામનાથ સારી રીતે ગાઈ શકતો હતો અને જે કાંઈ ગાતો હતો તે ખરા અંતઃકરણથી ગાતો હોવાથી તેનું સંગીત કર્ણને ઘણુંજ મધુરું લાગતું હતું. ભજન સાંભળી માતાનાં લોચન અશ્રુપૂર્ણ થઈ ગયાં. પાર્વતી પણ અધીરી થઈ વિચારવા લાગી કે, આવી સાસુ અને નણંદ તથા આવો પતિ અને દિયેર ભાગ્યેજ બધી સ્ત્રીઓને મળતાં હશે. આવા ધર્મનિષ્ઠ લોકોના મનને અકારણ ઉદ્વેગ કરાવું છું, તે મારો કેટલો મોટો અન્યાય છે? એ પાપમાંથી હું કયારે છૂટીશ?

ભજન સમાપ્ત કરી રામનાથે ફરીથી પરમાત્માની પ્રાર્થના કરી; જેમાં પોતાની દુર્બળતા, અધીરતા અને યોગ્યતાનો સ્વીકાર કરી શાંતિ અને સહનશીલતા માટે વિનતિ કરી. ત્યારબાદ રામનાથની માતાએ પોતાના દરેક બાળકનું નામ ઉચ્ચારી પ્રભુને વિનતિ કરી કે, "હે નાથ! આપ અમારા તરફ કૃપાદૃષ્ટિ રાખો, કે જેથી હું મારાં સંતાનોને નમ્રતા, ધીરજ અને પ્રેમથી ધર્મશિક્ષા આપી શકું અને તે આપનાં સાચાં ભક્ત થાય." આ સઘળું જોઈ પાર્વતીનું હૃદય પીગળી ગયું. તે પણ આંખમાં પાણી લાવી વિચારવા લાગી કે, "આ લોકો જ્યારે પોતપોતાના દોષો સ્વીકારે છે, ત્યારે હું કેટલી બધી કમનસીબ?" પોતાના ભક્તોની પ્રાર્થના સાંભળી જાણે, પરમાત્માએ પાર્વતીના મનમાં સુમતિ ઉત્પન્ન કરી હોય, એમ ભાસવા લાગ્યું. હરિભજન થઈ રહ્યા બાદ યદુનાથ માના ખોળામાં બેસી તેની છાતી પર માથું મૂકી બોલ્યોઃ "મા! હું તારી આજ્ઞાનું ઉલ્લંઘન નહિ કરું અને

કદી પણ તને દુઃખ નહિ દઉં" આ સાંભળી આખરે પાર્વતીથી રહેવાયું નહિ. તે તરતજ સાસુની પાસે જઈ નમ્રતાથી બોલીઃ "મા! મેં મોટો અપરાધ કર્યો છે, મને પણ ક્ષમા આપો." આ જોઈ રામનાથ ખુશી થયો અને સાસુએ પાર્વતીને પોતાના ખોળામાં લઇ તેના મોઢા પર ચુંબન કર્યું અને બોલીઃ "ઇશ્વર તમને સદ્બુદ્ધિ આપો. ટૂંકો જીવ કરવાથી કાંઇ ફાયદો નથી. આસ્તે આસ્તે સૌ સારાં વાનાં થશે. જાઓ, જઈને જમી લો. ભૂખ્યા પેટે સૂવું સારું નહિ."

પાર્વતી સાસુની રજા લઇ વાળુ કરી સૂવા ગઈ. રામનાથ આનંદિત હૃદયે બોલ્યોઃ "મા! પ્રભુનો મહિમા અગાધ છે. તે અસાધ્યને પણ સાધ્ય બનાવે છે." માતા પ્રેમપૂર્વક પુત્રના મુખ તરફ જોઇ બોલીઃ "આપણે તો તૃણ સમાન છીએ, એ વાત તે સારી રીતે સમજે છે." થોડા સમય બાદ રામનાથ પણ સૂવા ગયો, પરંતુ પાર્વતીને વળી પાછી અહંકારને વશ જોઈ દુઃખી થયો. પાર્વતી પોતાના ભરેલા પગલા માટે હવે વિચારવા લાગીઃ "શું હું તદ્દન નિર્બળ છું કે મેં ક્ષમા માગી? અને હવે પણ શું હું સ્વામી પાસે ક્ષમા માગું?" આવી રીતે પાર્વતી કઠણ મન કરીને એક બાજુએ બેઠી હતી.

સર્વ કામ આટોપી યશોદા પણ સૂઇ ગઇ. હવે માતા અને યદુનાથ એકલાં રહ્યાં. સૂતીવખતે યદુનાથે માતાને પૂછ્યુંઃ "મા! ભાભી આટલાં બધાં હઠીલાં કેમ છે?" માતાએ કહ્યુંઃ "હજી તેમનું મન રામજીની ભક્તિમાં લાગ્યું નથી તેથી."

યદુનાથઃ "રામજીની ભક્તિથી લોકો કેવી રીતે ભલા થાય છે?"

માતાઃ "સર્વ લોકો પાપમાં ફસેલા છે, જેમાંથી બચવાની શક્તિ લોકોમાં હોતી નથી. રામજી સર્વને પાપમાંથી બચાવી જ્ઞાન આપે છે."

યદુનાથઃ "તો શું રામચંદ્રજીના ભક્ત બનવાથી સર્વ સારા બને છે અને પછી તેઓ પાપ નથી કરતા?"

માતાઃ "રામચંદ્રજીના ચરણોમાં ચિત્ત લગાડો, તો તે અવશ્ય ખરાબ કૃત્યોમાંથી દૂર રાખશે અને અંતમાં મુક્તિ પામશો."

આ વાત સાંભળી, બાળક માતાને ગળે બાઝી સહજમાં ઊંઘી ગયો.

(૪)

માતાના ઓરડાની લગોલગ યશોદાની ઓરડી છે. માતાના ઓરડા સિવાય તેમાં જવાનો બીજો રસ્તો નથી. એ ઓરડીમાં બે બારીઓ છે. એ બે બારીઓની પાસે યશોદાએ અને યદુનાથે ફૂલનાં બે ઝાડ—એક ગુલાબનું અને બીજું ચંપાનું—રોપેલાં છે. બન્ને ભાઈબહેન ઝાડને નિયમિત રીતે પાણી સિંચતાં હતાં અને જ્યારે ફૂલ આવતાં હતાં ત્યારે આનંદને લીધે નાચતાંકૂદતાં હતાં. વાચકવૃંદ ! આપે જો એકજ વખત યશોદાને જોઈ હોય તો આપને ખબર પડે કે, તે ઘરકામમાં કેવી ચતુર છે અને તેની સર્વ ચીજો કેટલી સાફસૂફ રહે છે ! એ ઓરડીમાં એક ખાટલો છે. તેના ઉપર પાથરેલ ચાદર તદ્દન સ્વચ્છ છે. ઓરડીની બે બાજુ દીવાલોમાં બે તાકાં છે. એકમાં તખ્તો અને તેની પાસે પાસે કાંસકી છે અને બીજા તાકામાં પુસ્તકો મૂકવાની કાષ્ઠની ઘોડી અને તેના ઉપર કેટલાંક પુસ્તકો ગોઠવેલાં છે. એ પુસ્તકો પર સહેજ પણ ધૂળ લાગેલી નથી. તે સિવાય ત્યાં એક પેટી છે, જેના ઉપર એક કાગળની પેટી છે. આ બંને વાનાં પણ તદ્દન સાફ છે. પેટીની પાસે એક પ્યાલો, લોટો અને લોટી પડેલાં છે. એ પણ માંજેલાં છે. લોટાની પાસે એક સફેદ ટુવાલ પડેલો છે. માતાએ સર્વને બબ્બે ટુવાલ આપી મૂક્યા હતા; કારણ કે જ્યારે એક ધોબીને ત્યાં જાય ત્યારે બીજો કામમાં આવે. આપણા લોકોમાં સ્ત્રીઓ ખાટલાને પાયે, બારણા ઉપર અને દીવાલો પર મેલવાળા હાથ ઘસે છે, તેવો યશોદાની ઓરડીમાં એક પણ ડાઘ માલૂમ પડતો નથી.

તેની માતા તેને સર્વ વાતે સ્વચ્છતા જાળવવાની શિખામણ આપતી હતી, તેથી તેની ઓરડીમાં આટલી બધી સુઘડતા રહેતી હતી. એ ઓરડીમાં એક કપડાં સૂકવવાની વળગણી હતી, જેના ઉપર કપડાં સૂકવવામાં આવતાં હતાં. એ વળગણી ઉપર સૂકવેલાં સર્વ કપડાં સ્વચ્છ હતાં. થોડાંઘણાં મેલાં કપડાં પણ સર્વને ત્યાં હોય છે, પરંતુ યશોદાને ધોયેલાં કપડાંમાં મેલાં કપડાં નહિ મૂકવાની શીખ પહેલેથીજ તેની માતાએ આપી હતી. માતાના ઓરડાની સાથેજ એક નાની ઓરડી હતી. જેમાં રામનાથના પિતા લખતા વાંચતા હતા. માતાએ તેજ ઓરડી લીંપીગૂંપી યશોદાને આપી હતી અને આપતી વખતે કહ્યું હતું કે, "જે દિવસથી આ ઓરડીની સુઘડતામાં ઘટાડો થશે, તેજ દિવસથી આ ઓરડી ઉપર

તારો હક રહેશે નહિ." પુત્રીએ માતાની આજ્ઞાનું પાલન કેટલે દરજ્જે કર્યું છે, તે પાઠકો જોઇ ગયા છે. તેમાં જે કાંઇ છે તે સર્વ યશોદાનુંજ છે. એ સર્વ યશોદાએજ પોતાના સારા વર્તનદ્વારા પ્રાપ્ત કર્યું છે. ઘરનું એકએકે કામ શીખતી વખતે માતા યશોદાને એક એક વસ્તુ આપવાનું કહેતી હતી અને જ્યારે યશોદા તેમાં પારંગત થતી ત્યારે માતા તેને કહેલી વસ્તુ આપતી હતી. આવા પ્રકારના ઉત્સાહથી યશોદા તેની ઉંમરની બાળકીઓથી વધારે ચતુર થવા લાગી. બીજે દિવસે યશોદા સર્વથી વહેલી ઊઠી પ્રથમ પોતાની ઓરડીમાંથી પૂજો વાળી હાથમોઢું ધોઈ મા અને ભાઈઓને માટે દાતણ, પાણી અને રૂમાલ હમેશના સ્થાને મૂકી પોતાની ઓરડીમાં આવી બેઠી. તેણે વિનયપત્રિકામાંનાં કેટલાંક પદ ગાયાં, પછી કંઈક વીણવા લાગી.

ત્યારબાદ યશોદા બહાર આવી તો માલૂમ પડ્યું કે, પાર્વતી સિવાય ઘરનાં સર્વ માણસો ઊઠી પોતપોતાનાં કામે લાગ્યાં છે.

રામનાથ સ્નાન, ધ્યાન અને નાસ્તો કરી પોતાના કામે ગયો. યદુનાથ અભ્યાસ કરવા બેઠો. માતા ગૌરીની માને લઈ ઘરનું કામ કરવા લાગી. યશોદા માતાની પાસે જઈને બોલી: " મા ! તું કહે તો હું બુઢ્ઢીને ઘેર જાઉં " માતાએ જવાબ આપ્યો કે, " આવે વખતે બુઢ્ઢીને ત્યાં જઇ તું શું કરીશ ? "

યશોદાએ કહ્યું: " ગૌરીની મા કહેતી હતી કે, બુઢ્ઢીના હાથપગ ફૂલી ગયા છે અને તેનાથી કામકાજ થતું નથી. તું કંહે તો હું ત્યાં જઇ એનું કામ કરી આવું." આ સાંભળી ગૌરીની મા બોલી: " હા બહેન ! બુઢ્ઢી ઘણીજ દુ:ખી થાય છે. કાલે બપોરે મેં એક ઘડો પાણી ભરી આપ્યું હતું અને થોડા ચોખા રાંધી આપ્યા હતા, તે ખાઇને બુઢ્ઢીએ ચલાવ્યું હતું." માતાએ યશોદાને જવાની રજા આપી અને કહ્યું: " જા અને બુઢ્ઢીને કહેજે કે, આજે હું ખાવાનું ઢાંકી જઈશ."

યશોદા ખુશી થતી થતી ગઈ.

બુઢ્ઢી કોણ છે, એ જાણવાની પાઠકોને આકાંક્ષા થઇ હશે. તે આ લોકોની કાંઈ સગી થતી નથી. તે ઘણાં વર્ષથી એમના ગામમાં રહે છે. તેની ઉંમર લગભગ એંશી વર્ષની છે. બુઢ્ઢીનાં પુત્રપુત્રીઓ અને સગાંવહાલાં સર્વ એક પછી એક પરલોક સિધાવ્યાં હતાં તેથી તે એકલી નિરાધાર થઈ ગઇ હતી. તેને એક સંસ્થા તરફથી

માસિક માત્ર બે રૂપિયા મળતા હતા, તે ઉપર પોતાનું ગુજરાન ચલાવતી હતી.

રામનાથના ઘરની પાસેજ બુઢ્ઢીનું ઘર હોવાથી માતાએ યશોદાને એકલી જવા દીધી.

યશોદા બુઢ્ઢીને ઘેર ગઇ અને જોયું તો તેનું ઘર બંધ દીઠું. યશોદાએ બૂમ મારી કે તરતજ બુઢ્ઢીએ જવાબ આપ્યોઃ "કોણ છે? બાઈ, ઊભાં રહો, બારણું ઉઘાડું છું." બારણું ઉઘાડતાં ઉઘાડતાં બુઢ્ઢીને ઘણું દુઃખ થયું. બુઢ્ઢીને જોતાંજ યશોદાએ તેની ખબરઅંતર પૂછી અને કહ્યું: "હું તમારી માંદગીની વાત સાંભળી તમને જોવા આવી છું. માએ તમારી ખબર પૂછી છે. તમે અહીં બેસો, હું બધું કામ કરું છું."

બુઢ્ઢીની આંખમાં પાણી આવ્યાં. તે બોલીઃ "ઈશ્વર તને સુખી રાખો. તું જેવી રીતે મારી અનાથની આંતરડી ઠારે છે તેવી રીતે ઈશ્વર તારું ભલું કરશે." તેનું ઘર નાનકડું છે; બારણું ઘરના પ્રમાણમાં નાનું છે. નાની ઓરડીમાં રસોઇ કરવામાં આવતી અને મોટા ખંડમાં સૂવાબેસવાનું રાખ્યું હતું. યશોદાએ પ્રથમ ઓસરીમાંથી પૂંજો કાઢી ચટાઈ પાથરી. પછી બુઢ્ઢીનો હાથ ઝાલી ધીમે રહીને તેને ચટાઇ ઉપર બેસાડી. ત્યારબાદ મોઢું ધોવા માટે પાણીનો લોટો ભરી તેની પાસે મૂક્યો. પછી પોતે વાસણ માંજી બાજુએ મૂકી નજદીકના કૂવામાંથી પાણી ભરી લાવી. બુઢ્ઢી તેને કામ કરતી જોઇ પ્રેમથી બોલીઃ "ઈશ્વરની કેવી દયા છે? જુઓ, મારું સગુંવહાલું કોઈ નથી; તોપણ મારે કોઇ વાતની ખોટ પડતી નથી. એટલે મારે મન તો સર્વ છે." કામકાજ કરી રહ્યા બાદ યશોદાએ પૂછ્યું: "તમારે કાંઇ જોઇએ છે? જે જોઇતું હોય તે કહેજો, ગભરાશો નહિ."

બુઢ્ઢી બોલીઃ "બેસ, બહેન! સાંભળ, મને કોઇ વાતની ઊણપ નથી. વાથી એકેએક સાંધા રહી ગયા છે, તેથી મારાથી કંઇ બનતું નથી, તોપણ પ્રભુકૃપાથી થોડુંઘણું ભોજન મળી રહે છે. કાલે સવારે ઊઠી ત્યારના આ પગ રહી ગયા છે. મહામહેનતે પૂંજો કાઢી વિચાર કરતી બેઠી હતી કે, "હે ભગવાન! આજે શું થશે?" તોપણ મને વિશ્વાસ હતો કે, દયાળુ પ્રભુ મને ભૂખી તો નહિજ રાખે. આખરે એમજ થયું. કાલે બપોરે ગૌરીની મા આ રસ્તેથી જતી હતી. મને સૂતેલી જોઇ એણે બૂમ પાડી, પણ તે વખતે હું ઊંઘતી હો-

વાથી જવાબ આપી શકી નહિ, તેથી તે સમજી ગઇ કે, મેં ખાધું નથી. તરતજ તે રસોડામાં પેઠી અને ચોખા રાંધી આપી મને ખવડાવ્યા પછી ગઇ. બેટા યશોદા! જો મારાં છોકરાં જીવતાં હોત તોપણ તેઓ આથી કાંઈ વધારે કરી શકત નહિ. વળી આજે મારા જીવને સારું નથી, તેથી ભગવાને તને મોકલી." આવું બોલતાં બોલતાં બુઢ્ઢીનું મન પ્રભુના ધ્યાનમાં લીન થઈ ગયું. યશોદા પણ તેની પ્રભુભક્તિ જોઇ પ્રભુનો મહિમા યાદ કરવા લાગી.

યશોદાએ જતી વખતે કહ્યું: "હું બાર વાગે ખાવાનું લઇને આવીશ."

યશોદા ઘેર આવી. માતા સ્નાન કરી પરવારી છે, પણ પાર્વતી હજી ઓરડામાંથી બહાર આવી નથી. યશોદાએ વિચાર્યું કે, ભોજાઇ ગઈ કાલે બનેલી ઘટનાથી લજ્જિત થઇ હશે; માટે જ્યાંસુધી કોઇ નહિ બોલાવે ત્યાંસુધી બહાર આવશે નહિ. આમ વિચારી તેણે બૂમ મારીઃ "ભાભી! નાહવા ચાલો."

પાર્વતીઃ "મને તળાવમાં નાહવાની ટેવ નથી, હું હમેશાં ઘેર ગરમ પાણીથી નાહતી હતી. તમારા કહેવાથી થોડા દહાડા તળાવમાં નાહી, પણ હવે નહિ આવું. મને ત્યાં આવવું ગમતું નથી."

યશોદાઃ "તળાવમાં નાહવાથી ઘણો લાભ થાય છે. હું એકલી જાઉં છું, તેથી ચાલો, સોબત થશે. વળતાં પાણીનો ઘડો પણ હું ભરતી આવીશ.

પાર્વતીઃ "એવું દાસીનું કામ કરવાને તમારો જીવ ભલો ચાલે છે?"

યશોદાઃ "દાસીનું કામ કેમ? એ તો ઘરનું કામ છે. કદાચ ગોરીની મા માંદગી અથવા એવા કોઈ કારણથી ન આવે તો આપણેજ પાણી લાવવું પડે ને? અને ટેવ ન હોય તો પછી આપણને કેવું લાગે? એમ વિચારીનેજ મા અને હું રોજ એકબે ઘડા પાણી લાવીએ છીએ. વળી માએ તો મને કહ્યું છે કે, જો હું એકાદ મહિનો રોજ પાણી ભરી લાવું તો મને તે એક નાનકડી ગાગર લઈ આપશે."

યશોદાની ડાહી ડાહી વાતો સાંભળી પાર્વતી ચૂપ થઈ. પાર્વતી યશોદાને ચાહતી હતી, પણ અહંકારને વશ થઇ અતડી રહેતી હતી; તેથી યશોદા સાથેની વાતોના અંતમાં પાર્વતીએ કહ્યું: "તમે જાઓ, હું તો નહિ આવું. ગોરીની માને કહેજો કે, ખાળ પાસે

નાહવાનું પાણી મૂકે."

જે તળાવમાં યશોદા નાહવા જતી હતી. ત્યાં એવી વ્યવસ્થા હતી કે એક ઘાટ પર માત્ર સ્ત્રીઓજ નહાયધૂએ અને પુરુષોને માટે અલગ ઘાટ હતો. યશોદા ઉદાસ થઇ એકલીજ નાહવા ગઈ.

( ૫ )

યશોદા તળાવથી આવી પાર્વતીને નાસ્તો કરાવી રાંધવા બેઠી. રસોડામાં એક બાજુએ બેસી માતા મોજાં ગૂંથતી હતી અને શાક વગેરે કેવી રીતે બનાવવું તેની યશોદાને સમજણ પાડતી હતી. સર્વ ભોજન કરી રહ્યા બાદ યશોદા બુઢ્ઢીને માટે ખાવાનું ઢાંકવા જવા તૈયાર થઇ. તે જોઈ પાર્વતી બોલી: " ડોશીને માટે તે આવા સખ્ત તડકામાં જવાથી શો લાભ થશે ?" યશોદાએ હસતાં હસતાં કહ્યું: " શું ભાભી તમે નથી સાંભળ્યું ?

परहित लागि तजै जो देही। सन्तत सन्त प्रशंसहि तेही ॥

" પારકાના ભલા માટે જે પોતાના શરીરનો પણ ત્યાગ કરી દે છે, તેનાં સંતપુરુષો નિરંતર વખાણ કરે છે.

" આ માયિક દુનિયામાં આથી વધારે કયો લાભ જોઇએ ? બુઢ્ઢી અને આપણે સર્વ એકજ પ્રભુનાં સંતાન છીએ."

પાર્વતીએ હસીને કહ્યું: " બસ, આટલેથીજ બંધ રાખો, એ તે વળી લાભ કહેવાય ?"

યશોદાએ મશ્કરીમાં કહ્યું: " વારુ ભાભી ! હું જાઉં છું."

યશોદાને જતી જોઈ યદુનાથ દોડતો આવ્યો અને બોલ્યો: " બહેન ! તમારા હાથમાંની થાળી મને આપો, હું પણ તમારી સાથે આવીશ."

બુઢ્ઢીને ખવરાવ્યા પછી યશોદાએ વાસણ માંજી નાખ્યાં. પછી બુઢ્ઢીએ કહ્યું: " બેટા ! તારે ઉતાવળ ન હોય તો ભરત–મેળાપની કથા સંભળાવ." યશોદા તરતજ ઘેરથી રામાયણ લઇ આવી અને બુઢ્ઢીને કથા સંભળાવી પછી પોતાને ઘેર ગઇ.

આજે સાંજે ધોબણ આવવાની હોવાથી ચાર વાગે યશોદા સર્વ કામ આટોપી મેલાં કપડાં એકઠાં કરવા લાગી. યશોદા આ કામ કેવી રીતે કરે છે તે જાણવાની પાઠકોને જિજ્ઞાસા હશે, એમ ધારી અમે કેટલુંક વર્ણન કરીશું. યશોદાએ મેલાં કપડાં એકઠાં કર્યાં. પછી તેમાંનાં ફાટેલાં કપડાં તે સીવવા બેઠી. આથી ધોબીને ત્યાં કપડાં વધારે ફાટતાં નથી, નહિ તો હોય તેના કરતાં દશગણાં

ફાટી, કપડાંનું આયુષ્ય ઓછું થાય છે. ત્યારબાદ સર્વ કપડાં એક ચોપડીમાં લખી લીધાં અને જ્યારે ધોબણ આવી ત્યારે તેને તે પ્રમાણે ગણીને આપ્યાં. ધોબણ જે કપડાં ધોઈ લાવી હતી, તેને પહેલાંની યાદી પ્રમાણે મેળવી લીધાં અને દરેક કપડાં ઉકેલી જ્યાં સીવવા જેવું હતું, ત્યાં સીવીને ઠેકાણે મૂક્યાં. પાર્વતી અને રામનાથનાં કપડાં પાર્વતીની પાસે રહેતાં હતાં; પણ તે યશોદાની માફક કપડાંની સંભાળ રાખતી નહિ હોવાથી, તેને સીવવાસાંધવાનું પણ કામ યશોદાનેજ કરવું પડતું હતું. આવી રીતે માતાએ સર્વ કામનો ભાર બે વર્ષથી યશોદાને માથે નાખેલો હતો. પ્રથમ તો તે તેની પાસે બેસીને સર્વ કામની સમજણ પાડતી હતી. યશોદા પોતાનું કામ પૂરું કરી રામનાથ અને પાર્વતીનાં કપડાં લઇ પાર્વતીની પાસે ગઈ, પણ ઉમરામાંથીજ રામનાથ અને પાર્વતીને વાતો કરતાં જોઇ પાછી ફરી. તેમની વાતચીત ઉપરથી તેને માલૂમ પડ્યું કે, રામનાથ પાર્વતીને ધમકીને સાથે શિખામણ આપી રહ્યો છે. તેથી પાછી આવી યશોદા બીજા કામમાં ગૂંથાઇ.

( ૬ )

રામનાથ અને પાર્વતી અત્યાર સુધી કેવી વાતો કરતાં હતાં તે જાણવાની પાઠકોને ઇચ્છા થઈ હશે. એ દિવસે યશોદા અને યદુનાથ ‘નીતિસુધાતરંગિણી’ વાંચતાં હતાં, ત્યારે પાર્વતી એક બાજુએ બેસી સાંભળતી હતી. યશોદા વાંચીને ગઇ ત્યારે રામનાથે પાર્વતીને કહ્યું: “ જોયું, યશોદા વાંચવાલખવામાં કેવી હોશિયાર થઈ છે ! તું પણ તારો અભ્યાસ આગળ વધારે એવી મારી ઇચ્છા છે. ”

પાર્વતી: “ એ ભણ્યુંગણ્યું શા કામમાં આવવાનું છે ? લીંપવા-ગૂંપવામાં, ચૂલો ફૂંકવામાં કે રાંધવામાં ?”

રામનાથ: “ હા, રસોઈ બનાવવામાં પણ ભણતર બહુ ઉપયોગી થઈ પડે છે. આપણી ભાષામાં પાકશાસ્ત્રનાં ઘણાં પુસ્તકો છે, જે વાંચવાથી ભાતભાતનાં ભોજન બનાવતાં શીખી શકાય છે. ”

પાર્વતી: “ એવાં પુસ્તકોમાં દાળ, ભાત, રોટલી અને શાક બનાવવાની રીત નથી હોતી, પણ રાજામહારાજાઓનાં મિષ્ટાન્ન વર્ણવેલાં હોય છે, કે જે આપણે સ્વપ્ને પણ જોઈ શકવાનાં નથી.”

રામનાથ: “ રાજામહારાજાઓના રસોઇયાઓ ઘણાજ ચતુર હોય છે તેથી તેઓ સારી રસોઇ બનાવી શકે છે. આપણે પણ

એમની રીતથી વાકેફ થઇએ તો થોડાજ ખર્ચમાં સારા સારા ખાદ્ય પદાર્થો બનાવી શકીએ. ”

પાર્વતી–આવા નાના મકાનમાં રહી અને સાદાં કપડાં પહેરી એવું ઉત્તમ ભોજન સારું લાગતું હશે કે?

રામનાથ–તું કોઇ દિવસ એવી રસોઇ બનાવી સર્વને ખવડાવ તો તને માલૂમ પડશે કે, તે આ નાના ઘરમાં પણ સ્વાદિષ્ટ લાગે છે કે નહિ?

પાર્વતી–બળ્યું, તમે તો હમેશાં મારી વાત હસવામાંજ કાઢી નાખો છો. આટલું બોલી પાન આપી તે મોઢું ફેરવી બેઠી અને સાલ્લાનો છેડો મોઢા ઉપર નાખી રડવા લાગી.

રામનાથ–આ શું, રડે છે કેમ?

પાર્વતી–કોણ જાણે મારો જીવ ગભરાય છે અને તે ઉપર તમે હસો છો,તેથી મને વધારે દુઃખ થાય છે. આખો દિવસ એકલુંજ પડી રહેવાનું તેથી મને તો ગભરામણ થાય છે; હવે હું તો પિયેર જઇશ. બહુ દિવસ થયાં મારી માને પણ મળી નથી.

રામનાથ– હજુ તો તને આવ્યાને બેજ માસ થયા છે.

પાર્વતી–તમે પણ માતા, બહેન અને ભાઇની સાથે સુખચેનમાં રહેવાને બદલે જો મારી પેઠે બીજાંની સાથે રહો તો ખબર પડે કે બે મહિના બે વર્ષ જેવા લાગે છે કે નહિ?

“બીજાંની સાથે?” આ શબ્દોથી રામનાથને ઘણું ખોટું લાગ્યું.

પાર્વતીને નાનપણથીજ શિખામણ મળી હોત કે, સ્વામીનો પરિવાર પારકો નથી, તો તે કદાપિ પણ આવી વાત કહેત નહિ. વળી તેથી ઊલટું કેટલીક માતાઓ તો લાડમાં ને લાડમાં બોલે છે કે, “ અમારી પુત્રીઓ તો શેઠાણી થઇ પલંગમાં સૂઈ નોકરચાકર પર હુકમ ચલાવશે.” આવી વાતો કરવાથી પુત્રી પોતે તેમજ તેનાં સાસરિયાં પણ દુઃખી થાય છે.

રામનાથ મનનું દુઃખ મનમાં રાખી ધીમેથી બોલ્યોઃ “ હું એક ગરીબ ઉપદેશક છું. તારા વારંવાર જવાઆવવાથી નાહક ખર્ચના બોજામાં ઊતરવું પડે છે. છતાં જવું હોય તો યશોદાનાં લગ્ન એક મહિનામાં થનાર છે તે થઇ જવા દે, પછી જજે.”

પાર્વતી–ત્યાંસુધી મારાથી તો રહેવાશે નહિ. મારો જવાઆવવાનો ખર્ચ તમને ભારે પડે છે અને યશોદાના લગ્નમાં તો જાણે કશો ખર્ચજ નહિ કરવો પડે, ખરું ને?

રામનાથ ગંભીરતાથી બોલ્યોઃ "તને સુખી જોવાને મારી કેટલી મરજી છે, તે તો પરમાત્માજ જાણે છે; પરંતુ તારું સુખ તારાજ હાથમાં છે. ધર્મ અને નીતિ સમજ્યા સિવાય કદી પણ સુખ મળતું નથી."

સ્વામીનું કહેવું સાંભળી થોડી વાર સુધી તો પાર્વતી શાંત રહી. તે મનમાં સમજતી હતી કે, સ્વામી જે કાંઇ કહે છે તે બરાબર છે અને સ્વામીની પાસે રહેવાથી તેને જે કાંઈ થોડુંઘણું ધર્મશિક્ષણ મળ્યું હતું તે પણ પિયેર જવાથી ભુંસાઇ જશે. તેના મનમાં અહંકાર અને વિવેકનું યુદ્ધ થવા લાગ્યું. છેવટે પાર્વતીએ અહંકારવશ થઈ રામનાથને કહ્યુંઃ "હું તો જઇશ. મારો જીવ અહીંથી ઊઠ્યો છે. જો તમે મને નહિ જવા દો તો હું મજૂર કરીને ચાલી જઇશ."

રામનાથ નિસાસો મૂકી બોલ્યોઃ "કાલે મારે હરિકીર્તનમાં જવાનું છે; તેથી કાલે તો તારાથી નહિ જવાય. પરમ દિવસે માને કહી સર્વ ગોઠવણ કરીશ; અને બીજે દિવસે જજે."

પાર્વતીએ કહ્યુંઃ "તમે સાથે આવશો કે નહિ?"

રામનાથ બોલ્યોઃ "જો તેં મારી વાત માન્ય રાખી હોત તો હું આવત! તે સિવાય તારી સાથે આવું તે બને નહિ. હા, જ્યારે તું કાગળ લખીશ અને તેમાં તારા પિયેર જવાથી તેં અન્યાય કર્યો છે, એ વાતનો સ્વીકાર કરીશ ત્યારે હું તને મળવા અને તેડવા આવીશ."

આટલું કહી રામનાથ બહાર ગયો. માતા રસોડામાં હોવાથી તેણે રામનાથને બોલાવ્યો. માતાની બૂમ સાંભળતાંજ રામનાથ રસોડામાં ગયો. પુત્રના મોઢા તરફ જોઇ સર્વ મર્મ સમજી માતાએ યશોદાને કહ્યુંઃ "ભાઇ સાથે મારે કાંઇ વાત કરવી છે; માટે આજે તું એકલી રોટલી બનાવ."

માતાએ રામનાથને શાંત પાડી પાર્વતીને પિયેર જવા દેવાની સંમતિ આપી.

પાર્વતીની પિયેર જવાની વાત સાંભળી સાસુને ઘણો ખેદ થયો. તે વહુને ચાહતી હતી અને તેને જે કાંઇ કહેતી હતી તે ઘણા સ્નેહથી કહેતી હતી. હવે તેને એ ફિકર થવા લાગી કે, પાર્વતી પિયેરમાં જઇ ખરાબ સોબતમાં પડી વધારે ધર્મરહિત થઇ જશે; તેથી તે ઇશ્વરને વિનંતિ કરવા લાગીઃ "હે ઇશ્વર! મને

એવી બુદ્ધિ આપ કે વહુને તેના ઉપર પડનાર દુઃખની સૂચના આપી શકું." જાણે કે ઈશ્વરે તે પ્રાર્થના સાંભળી હોય તેમ તે વખતે યદુનાથ માતાની પાસે આવી કહેવા લાગ્યો: "મા ! મને તે દિવસે રાતના એક અધૂરી વાત કહી હતી, તે કહો." માતા બોલી: "બેટા ! એ વાત સાચી છે. આવ અહીં બેસ" યદુનાથ માતાની સોડમાં ભરાયો.

માતા બોલી: "બેટા ! તારા બાપને મર્યાને આજકાલ કરતાં ઘણાં વર્ષ થયાં. જ્યારે તે મરી ગયા ત્યારે તું બહુ નાનો હતો. આજકાલ એકાદશીને દિવસે જેવી રીતે રામનાથ રામાયણ વાંચે છે અને ધર્મોપદેશ કરે છે, તેવી રીતે તારા બાપા પણ કરતા હતા અને કોઈ કોઈ વખત આ વાત પણ કહેતા હતા. એક દિવસે કોઈ અમુક કામ સારુ તે અજમેર ગયા હતા. ત્યાં જેને ઘેર ઊતર્યા હતા તેની પાડોશમાં એક વાણિયો રહેતો હતો. તેની વહુ મરવાની અણી ઉપર હતી. મિત્રના આગ્રહથી તારા પિતા વાણિયાની વહુને જોવા ગયા. અંદર જઈ તેમણે જોયું તો તે સ્ત્રીની ઉંમર કાંઈ મોટી નહોતી અને મંદવાડમાં પણ તે સુંદર લાગતી હતી. તારા બાપ ખાટલાની પાસે બેઠા. તે સ્ત્રી ઘસઘસાટ ઊંઘતી હતી. એમણે તેના કાન પાસે જઈને કહ્યું:

'रामनाम कलि अभिमत दाता। हित परलोक लोक पितु माता ॥

'કલિયુગમાં રામનું નામ ઈચ્છિતને આપનારું છે તથા તે પરલોકમાં કલ્યાણકારક છે અને આ લોકમાં માતાપિતાની પેઠે સંભાળ લે છે.'

"આ વચન સાંભળતાંજ તેની આંખ ઊઘડી ગઈ અને તેણે ગભરાઈ પૂછ્યું: 'આ કોણ બોલ્યું ?' પછી તે મનમાં વિચારવા લાગી: 'હવે હું શું કરું ? મારું શું થશે ? હવે મારે માટે કોઈ રસ્તો નથી ! સુખના દિવસોમાં તો હું રૂપ અને અહંકારના મદમાં રહેતી હતી. તે વખતે હું વિચારતી હતી કે, હું ઘડપણમાં પરમાર્થ કરીશ; પણ ઈશ્વરે મને વૃદ્ધાવસ્થા આપીજ નહિ, સારી તંદુરસ્ત અવસ્થામાં મેં કાંઇ પણ પરમાર્થ કર્યો નહિ, સાસુસસરાની સેવા કરી નહિ, પતિની પ્રેમપાત્ર બની નહિ, તેમજ ઈશ્વરભક્તિમાં મન પરોવ્યું નહિ. હાય ! મેં નાહક જીવન ગુમાવ્યું—રે કલંકિત કર્યું.' આમ બોલતાં બોલતાં તેણે એક મોટી ચીસ પાડી અને આંખો બંધ કરી. તે પછી તેનો પ્રાણ ચાલ્યો ગયો. ત્યાર

પછી તેના ઘરનાં સર્વને ધીરજ આપી તારા પિતા ત્યાંથી ચાલી નીકળ્યા; પરંતુ જીવતાં સુધી તેઓ આ વાત ભૂલ્યા નહોતા.”

આ વાત સાંભળીયદુનાથે માતાને કહ્યું: “મા! હું સદા તારી આજ્ઞા પ્રમાણેજ ચાલીશ અને તું જેમ કહીશ તેમ ઈશ્વરની આરાધના કરીશ.” પાર્વતી પોતાના ઓરડાના દ્વારમાં બેઠી બેઠી આ વાત સાંભળી રહી હતી. વાત પૂરી થતાંજ તેનું મન અસ્થિર લાગવાથી તે અંદર ચાલી ગઈ. જતી વખતે સાસુને માલૂમ પડયું કે, તેની આંખોમાં આંસુ હતાં.

પાર્વતી ઓરડામાં જઇ વિચાર કરવા લાગી કે, “હું પિયેર જાઉં કે અહીં રહું?” પાર્વતી વધારે ભણીગણી નહોતી, તેમજ તેને પૂરી ધર્મશિક્ષા પણ મળી નહોતી, એટલે તેને બિચારીને ક્યાંથી માલૂમ હોય કે:

कोमलचित अति दीनदयाला। कारणबिन रघुनाथ कृपाला ॥

“પરમાત્મા રામચંદ્રજી કોમળ ચિત્તવાળા અને વિનયવાળા ઉપર અત્યંત દયાળુ છે. તે કારણ વિના ભક્તના ઉપર કૃપા કરનારા છે.”

આખરે પાર્વતીએ નિશ્ચય કર્યો કે, આ બાબતમાં માની સલાહ લેવી.

(૭)

રામનાથના ઘરમાં એક મામલતદાર રહેતો હતો. તેને સરકાર તરફથી પેન્શન મળતું હતું. તે ગૃહસ્થ ઘણોજ શિક્ષિત, અનુભવી, પરોપકારી અને સજ્જન હતો. તે આ ગામમાં રહી ખેતી અને દેશી કારીગરીને ઉત્તેજન આપતો અને અવકાશનો સમય સાહિત્યસેવામાં ગાળતો હતો. એક દિવસે તેની શિક્ષિત સ્ત્રી રામનાથને ઘેર મળવા ગઇ. રામનાથની માતાએ તેનો ઘણો આદર–સત્કાર કર્યો. ત્યારબાદ એકમેકના સુખ–દુઃખની વાતો થઈ. માતાએ યશોદાના ગુણની વાત કહેવા માંડી, તે તેણે ધ્યાનપૂર્વક સાંભળી; તેથી તેને યશોદાના ભણતરગણતરની અને તેની ઘરના કામકાજમાં પ્રવીણતાની વાત જાણવાની ઉત્કંઠા થઇ. તે ઉપરથી માતાએ યશોદાને તેની નીતિસુધાતરંગિણી અને ગૂંથણકામના નમૂના લાવવા કહ્યું. તરતજ યશોદા જઇને સર્વ લઈ આવી.

પ્રથમ તો મામલતદારની સ્ત્રીએ યશોદાની વાચનમાં પરીક્ષા લીધી. યશોદાએ તેનો પસંદ કરેલો પાઠ ઘણી સારી રીતે વાંચી

બતાવ્યો, જેથી તે ઘણીજ ખુશી થઈ ગઈ. ત્યારબાદ માતાની આજ્ઞાથી યશોદાએ પોતાનાભરત અને ગૂંથણકામના નમૂનાઓ બતાવ્યા.

મામલતદારની સ્ત્રીઃ "વાહવાહ! ઘણુંજ ખુશી થવા જેવું છે."

હવે તેણે પાર્વતી કે જે શાંત બેસી રહી હતી તેના તરફ જોઇને પૂછ્યું: "શું તમે પણ તમારી કારીગરીના નમૂના બતાવશો?" પાર્વતીએ કાંઈ કર્યું હોય તો બતાવે ને? તેણે જવાબ આપ્યો: "મારી પાસે દેખાડવા જેવું કાંઈ નથી."

મામલતદારની સ્ત્રીઃ "ઘરના કામકાજનો બોજો હોવાથી તમને ફુરસદ નહિ મળતી હોય." આથી પાર્વતી શરમાઈ ગઇ. તેણે કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. તેમજ માતા તથા યશોદા પણ કાંઇ બોલ્યાં નહિ. આ વખતે યદુનાથ પાસેજ બેઠો હતો, તે બોલી ઊઠ્યો: "ભાભી તો કાંઇ કામ કરતાં નથી."

મામલતદારની સ્ત્રીઃ "શું તમે કાંઇ પણ કામ કરતાં નથી?"

પાર્વતીઃ "મને ટેવ નથી અને એવું કામ મેં કદી પણ મારે પિયેર કર્યું નથી."

મામલતદારની સ્ત્રીઃ "ખરી વાત છે! પરંતુ ટેવ તો પાડી પડે છે, ટેવ પાડશો એટલે થોડી મુદતમાં સર્વ સહેલું લાગશે. સાસુના પછી ઘરનો સર્વ ભાર તમારેજ ઉપાડવો પડશે; માટે અત્યારથીજ તેમાં ભાગ લેશો, તો પછી પાછળથી તમનેજ અઘરું નહિ પડે."

એ પછી વખત થઇ જવાથી મામલતદારની સ્ત્રી પ્રેમ સહિત રજા લઇને ઘેર ગઈ. તે મહિનામાં ત્રણચાર વખત રામનાથને ઘેર આવતી હતી અને સર્વની સાથે પ્રેમપૂર્વક વાર્તાલાપ કરી સારી સારી શિખામણની વાતો કહેતી હતી અને રામનાથના ઘરનાં સર્વ માણસોને તેની વાતોમાં વિશ્વાસ હતો.

(૮)

"અલિ એ! ખબર પડી? પાર્વતી આવી છે. હજી તો બેજ મહિના પર સાસરે ગઇ હતી!" આમ વાતો કરતી પાર્વતીની હકીકત જાણવા સારુ ઇંદુમતી અને સરોજિની એકમેકના હાથ ઝાલી તેના ઘર તરફ જતી હતી.

વાચકવૃંદ! આ બન્ને યુવતીઓ પાર્વતીને પિયેર પહોંચે તે પહેલાંજ આપણે પાર્વતીના પિયેરની વ્યવસ્થાથી વાકેફ થઇ જઇએ. સામે જે મકાન દેખાય છે તેજ પાર્વતીનું પિયેર છે. તેની

પાસે જે નાનુંસરખું મકાન છે તે રસોડું છે. તે મકાન તરફ જોતાંજ વિચાર આવે છે કે, તેમાં રહેતાં મનુષ્યોને સુઘડતાથી રહેવું એ જીવનની જંજાળરૂપ થઈ પડયું છે. આટલો બધો દિવસ ચઢયો છે, છતાં ઘરમાંથી હજી પૂંજો પણ નીકળ્યો નથી. કેટલાએ દિવસોથી આંગણામાંથી પણ પૂંજો કાઢયો નથી. આંગણામાં એઠા પાણીના રેલા ચાલી રહ્યા છે. કચરો, રાખ, શાકના છોડાં વગેરે આમતેમ પડયું છે. દરેક ખંડના ખૂણામાં કચરાની ઢગલીઓ પડેલી છે. વાચક ! આંગણામાં ઊભા રહી શકાય તેમ નહિ હોવાથી ચાલો આપણે અંદર જઈએ. ઘરમાં પણ સાફ જગ્યા મળવી દુર્લભ છે. રસોડામાં પણ એઠાં વાસણ, શાકનું પાણી અને એઠું અન્ન વગેરે ચારે બાજુ વીખરાયલું પડેલું છે અને તેના પર માખીઓ બણબણે છે. દીવાલો પર પાનની પિચકારીઓ અને ચૂનાના ડાઘ; પલંગ, ખુરશી વગેરેમાં માકડના અને ધૂળના થર; કમાડ અને બારીઓ પર થૂંક અને બળખાના થર જામેલા છે. લગભગ આખા ઘરમાં ગંદકીનો વાસ અને સુઘડતાની ગેરહાજરી માલૂમ પડે છે.

પાઠકો ! તમને આ ઉપરથી ખ્યાલ આવશે કે, આ ઘરમાં રહેનાર ગૃહકાર્યમાં કેવાં કુશળ હશે ?

ઈંદુમતી અને સરોજિનીએ આવીને જોયું તો પાર્વતી પરસાળમાં સાબુ ચોળી મોઢું ધોઈ રહી છે અને એક દાસી તેના હાથ ઉપર પાણીની ધાર કરી રહી છે.

પાર્વતીની મા પલંગ પર બેઠી બેઠી ચા પીએ છે. પાસેજ હાથમાં ચાંદીની બંગડીઓ અને મેલાં કપડાં પહેરેલી એક નીચ જાતની દાસી ઊભી રહી છે. પાર્વતીને એક ભાઈ છે, તેની ઉંમર સત્તરઅઢાર વર્ષની છે. તે પાટલૂન અને ખમીસ પહેરી આંગણામાં ઊભો ઊભો સીટી વગાડતો કબૂતર ઉડાવી રહ્યો છે. ઈંદુમતી અને સરોજિનીને જોઇ પાર્વતી હાથમોઢું ધોઇને જલદી ઊઠી અને તેમને અંદર લઈ જઈ ખાટલા પર બેસાડયાં.

સરોજિની: “ બહેન ! તને ગયાને બે માસ તો થયા નથી એટલામાં પાછી કેમ આવી ? કાંઇ ખટપટ તો થઈ નથી ને ? ”

પાર્વતી: “ માને નહિ મળવાથી ચેન પડતું નહોતું, તેથી મળવા આવી છું.”

માતા: “ મારી ખાતરીજ હતી કે, પાર્વતી મારાથી દૂર રહી શકશે નહિ. ”

ઈંદુમતીઃ " શું મા સિવાય કોઇ રહેતું નથી ? જો એમ હોય તો સ્ત્રીઓ પતિને ઘેર કેમ રહે છે ? શું તેઓ પોતાની માથી દૂર રહેતી નથી ? "

માતાઃ " સ્વામીનું ઘર કેમ માંડે નહિ? સર્વ કોઈ માંડે છે. શું મેં નથી માંડયું ? પણ આજકાલની સાસુનણંદની તાબેદારી કોણ ઉઠાવે ? નથી જાણતી કે અંગ્રેજ લોકોમાં તો લગ્ન થયાં કે તરતજ જુદું રહેવાનું."

સરોજિનીઃ " ઠીક ત્યારે, હું જળ મૂકું છું કે, જ્યાંસુધી મારો ધણી જુદું ઘર માંડવાનું કબૂલ નહિ કરે, ત્યાંસુધી હું તેમને ઘેર નહિ જાઉં.

ઈંદુમતીઃ " તેથીજ તારો પતિ આજ સાત સાત માસ થયાં તેડવા નહિ આવતો હોય ! "

સરોજિનીઃ " આવીને શું મોઢું દેખાડે ? મેં ચોખ્ખું પરખાવી દીધું છે કે, જો મને ચાહતા હો તો મા, ભાઇ અને બહેનને તજી દેજો અથવા તેમને ચાહતા હો તો મારી આશા છોડી દેજો. કેમ ! પાર્વતીની મા, ખરું કે નહિ ? "

માતાઃ " એમજ કરવું જોઈએ. હું પણ પાર્વતીને એમજ કહું છું કે, તું ઘરની સર્વ વાતોમાં હાજી હા શું કામ કર્યા કરે છે ? સાસુના કહેવા પ્રમાણે ચાલવાથી તે કાંઇ ઘરમાં પોતાનું ચલણ થાય ખરું ? આજકાલ કરતાં આઠ મહિના થયા અને આટલી શિખામણો આપી તોયે પાર્વતી સાસુનો પગ ટાળી શકી નહિ ! "

પાર્વતીઃ " મા ! તું સમજતીજ નથી. કદાચ બીજી સાસુનણંદ જેવી મારી સાસુનણંદ હોત, તો હું ઘડીના છઠ્ઠા ભાગમાં તેમનો પગ ટાળત; પણ હું મારી સાસુના જેવી ધાર્મિક અને સુશીલ સ્ત્રી બીજી કોઇ જોતી નથી. ઓ મા ! તેમની સામું બોલવા જતાંજ મને એટલી બધી ધાસ્તી લાગે છે કે, રખેને તેમના મનને ખોટું લાગશે તો પરમાત્મા મને દુઃખ દેશે."

માતાઃ " ગાંડી રે ગાંડી ! તારા જેવી મૂર્ખ છોકરી તો મેં બીજી કોઇ જોઇ નહિ. શું મેં તારી સાસુને જોઇ નથી કે ? તે ધાર્મિક અને સુશીલ ! રે એના જેવી પાખંડી તો કોઇ નથી. "

પાર્વતીઃ " નહિ, નહિ મા ! એવી અસત્ય વાત બોલ નહિ. એનામાં કપટનો તો વાસજ નથી. એવી પવિત્ર સાસુ સાથે વઢી હું પાપમાં કેમ પડું ? હું ઘણાએ અપરાધ કરું છું પણ તે મારા અપ-

રાધની એક પણ વાત મારા ધણીને કાને નાખતી નથી અને પોતે પણ જ્યારે મારા અપરાધ માટે કંઈ મને કહે છે ત્યારે એવું તો મીઠું મીઠું બોલે છે કે, મારાથી તેનો કાંઈ પણ ઉત્તર આપી શકાતો નથી અને શરમાઇ નીચું જોવું પડે છે."

ઈંદુમતીઃ "ખરેખર! આવી સાસુના તો પગ ધોઈ પીવા જોઇએ."

સરોજિનીઃ "છાની મર, હજી લગ્ન તો થયાં નથી એટલે સાસુનણંદની તને તે શી ખબર? સાસુનણંદના હાથ નીચે અટવાઈશ ત્યારેજ બધી ખબર પડશે."

પાર્વતીઃ "પણ અમે સર્વ એકઠાં રહીએ તેમાં તને શું નુકસાન છે?"

માતાઃ "જા, મર! મને કહે છે કે, તને શું નુકસાન છે? હું તો તારા ભલાને માટે તને જુદાં રહેવાની સલાહ આપું છું. ભલે, તને સાસુનણંદનાં તાબેદાર રહેવાનું પસંદ હોય તો ભેગી રહે, અમારું શું જવાનું છે? એવી પરતંત્ર સ્થિતિમાં રહેવાથી શું તું તારા હાથે કોઇને મૂઠી અન્ન આપી શકીશ? પોતાની ઓળખાણવાળા માણસને શું તું રહેવાનું કહી શકીશ અથવા રાખી શકીશ? હું તારી મા થાઉં છું, તોપણ હું તારે ઘેર આવી શકતી નથી તો બીજું તો ક્યાંથીજ આવી શકે?"

પાર્વતીઃ "મા! આમ કેમ બોલે છે? જ્યારે તું ગઇ હતી ત્યારે તે લોકોએ તને કેટલા માનથી રાખી હતી તે ભૂલી ગઇ?"

માતાઃ "મૂઇ, પણ તું જુદી હોય તેની તે વાત થાય? આમ ને આમજ ચાલશે ત્યાંસુધી દાસ-દાસીઓ થોડાંજ તારા કહ્યામાં રહેવાનાં છે! ઊલટું તારેજ નણંદસાસુને તાબે રહેવું પડશે. મારે શું? હું તો તારા સુખને સારુ કહું છું; પણ વારુ, જુદા રહેવામાં રામનાથનો શો વિચાર છે?"

પાર્વતીઃ "તે તો વાત કહેતાં કહેતાંમાં દિલગીર થઇ જાય છે. અહીં આવતા પહેલાંજ જુદા રહેવાની વાત મેં કાઢી હતી તેથી, તેમનું મન બહુ દુભાયું હતું; પણ તે છતાં તેમણે ધીરજ રાખી મને ખૂબ સમજાવી હતી. મને સાથે બેસાડી રામાયણનો પાઠ કર્યો તેથી મને બહુ પસ્તાવો થયો અને હું રડવા લાગી. મને તો જાણે હવે એમજ થયા કરે છે કે, તેમનું મન દુભવીને હું કયા ભવે છૂટીશ?"

માતાઃ "તેઓ ક્યારે આવશે?"

પાર્વતીઃ "તેમણે કહ્યું હતું કે, હું જ્યારે બોલાવીશ ત્યારે તેઓ આવશે."

માતાઃ "ત્યારે તો હાલજ કાગળ લખ કે તરત અહીં આવે. હું તેમને બધું સમજાવીશ દઇશ; પરંતુ આજે તારા બાપ આવવાના છે; તેમને આ વાતની ખબર ન પડે તેમ કરજે. માત્ર એક દહાડો મળી જાય એટલે બસ."

પાર્વતી સખીઓને સાથે લઈ કાગળ લખવા બેઠી.

પાર્વતીના પિતા મેરઠમાં નોકરી કરતા હતા. દર મહિને પચાસ રૂપિયા મળતા, તેમાંથી ત્રીસ રૂપિયા તેઓ ઘેર મોકલતા હતા; છતાં પણ કોઇ કોઇ વખત તો દેવું થઇ જતું હતું. પાર્વતીના પિતા તેનો હિસાબ માગતા હતા, ત્યારે પાર્વતીની મા ઘણાં કટુ વેણ કહીને રડવા બેસતી હતી; તેથી હિસાબ માગવાનું તેમણે બંધ કર્યું હતું અને તેની સાથે વખતોવખત ઘેર આવવું પણ બંધ કર્યું હતું. માત્ર મહિને–બે મહિને એકાદ વખત આવતા; પરંતુ સ્ત્રીના ત્રાસને લીધે વધુ વખત ઘેર રહી શકતા નહોતા. પાર્વતી આ ઉપરથી કેટલુંક સમજી ચૂકી હતી, પણ માતાના ખરાબ શિક્ષણની અસર તેનામાંથી જતી નહિ. માતાપિતાનાં આચરણદ્વારાજ બાળકોનાં મન ઉપર સારી કે નરસી રીતભાતનું બીજ રોપાતું હોવાથી બાળકોનાં આચરણ સારાંનરસાં થવાની જવાબદારી માતાપિતા ઉપરજ રહેલી છે. અનેક માતાપિતા આ જવાબદારી સમજી શકતાં નથી, એ બહુ દુઃખની વાત છે.

(૧૦)

कर्मप्रधान विश्व करी राखा।

जो जस कीन्ह सो तस फल चाखा॥ (તુલસીકૃત રામાયણ)

"ઈશ્વરે જગતને કર્મને મુખ્ય ગણીને તેને આધારે રચ્યું છે. જે જેવું કર્મ કરે છે, તે તેવું ફળ પામે છે."

રામનાથને ઘેર આવતાંજ સાસરિયાના નોકરે આવી તેને પ્રણામ કરી એક કાગળ આપ્યો. રામનાથે ઘરમાં જઈ માતાને ખબર કહી. માતાએ બહાર આવી વેવાણે મોકલેલી મીઠાઈ લીધી અને તેના કુશળસમાચાર પૂછ્યા; તથા યશોદાને કહ્યું કે, "આ મનુષ્યને જળપાન કરાવ અને નાસ્તા માટે બે આના આપ." એ પછી કાગળ વાંચી રામનાથે કાગળમાંની પોતાને તરતમાં આવી જવાની હકીકત માને કહી. જરૂરનું કામ છે; આ વાત સાં-

ભણી માતાનું મોઢું ઊતરી ગયું અને કહેવા લાગીઃ " આટલી બધી ઉતાવળથી બોલાવવાનું કારણ શું ?"

રામનાથ ભોજન કરી માતા અને બ્હેનની રજા લઈ સાસરા તરફ રવાના થયો. સાંજ પહેલાં રામનાથ સાસરે જઇ પહોંચ્યો. ભોજન થઈ રહ્યા બાદ પાર્વતીની મા જમાઇની પાસે આવી અને કહેવા લાગીઃ " પાર્વતી ઘણીજ સુકાઇ ગઇ છે. એણે ઘરનું કામ-કાજ કરેલું નહિ ને ત્યાં તો સાસુ અને નણંદના હુકમ પાળવા પડે તેથી બિચારીને બહુ દુઃખ ભોગવવું પડે છે; માટે જુઓ, મારી સલાહ પ્રમાણે ચાલશો તો બંને સુખી થશો અને પાર્વતી પણ તમારી સાથેજ આવશે."

રામનાથઃ " શી સલાહ ?"

સાસુઃ " જુદા રહેવાની."

રામનાથઃ " એ તો ઠીક, અમારા સુખને અર્થે તમે આટલી બધી ચિંતા કરો છો; પરંતુ તમારા સુખને માટે તમે શું કર્યું છે ? તમારી પુત્રવધૂ તમારી સાથે કેવો વ્યવહાર રાખશે ? એ વિષે તમે કદી પણ વિચાર કર્યો છે ?"

સાસુઃ " તમારા જુદા રહેવાને અને આ વાતને શો સંબંધ છે ?"

રામનાથઃ " રામાયણમાં કહ્યું છે કેઃ

कर्मप्रधान विश्व करी राखा । जो जस कीन्ह सा तस फल चाखा ॥

" અર્થાત્ તમે જેવું બીજાને શીખવશો તેવુંજ ભવિષ્યમાં તમારી પુત્રવધૂ પણ કરશે." પાર્વતીની માએ નીચું ઘાલ્યું. ખરેખર, અદ્યાપિપર્યંત તેને પોતાની વહુ પણ પોતાનું અનુકરણ કરશે, તેનો ખ્યાલજ આવ્યો નહોતો. અંતમાં તે કહેવા લાગીઃ " મારે તો તમને જે કાંઇ કહેવું હતું તે કહી દીધું. તમે તો બાળક છો; તમારી સાથે ધર્મની વાતોમાં તકરાર શી ?"

પાર્વતીની મા ઊઠીને પોતાના કામે લાગી. તે મનમાં વિચારવા લાગી કે, "પાર્વતી સાચુંજ કહેતી હતી. જમાઈ ઘણો ચતુર છે. એકજ વાતમાં તેણે મારું મોઢું બંધ કરી દીધું, તો પાર્વતી તો બિચારી હજુ બાળક છે." તેના ગયા પછી રામનાથે પાર્વતીને કહ્યુંઃ " શું આજ તારું જરૂરનું કામ છે કે ?" પાર્વતીએ વિચાર કર્યો કે, આ વખતે મારે જે કાંઇ કહેવું હશે તે કહી શકીશ. ફરીથી આવો સમય નહિ મળે. પાર્વતીએ કહ્યુંઃ " મારી માએ ખોટું તો કહ્યું નથી ને ?" રામનાથ વિકળ થઈ કહેવા લાગ્યોઃ " જુદા રહે-

વાની તારીજ મરજી છે કે, બીજા કોઇની શિખવણીથી કહે છે ? જો તું તારી માની સલાહથીજ કહેતી હશે તો હું તને હાલજ મારી સાથે પાછી લઇ જઇશ અને ફરીથી તને કોઇ દિવસ અહીં મોકલીશ નહિ. તુંજ કહે કે, મારી સ્નેહાળ માતાએ તને કોઈ પણ દિવસે કટુ શબ્દ કહ્યો છે ?" બોલતાં બોલતાં રામનાથનો કંઠ અશ્રુગદિત થઈ ગયો. આ સઘળું જોઇને પાર્વતી પણ પીગળી ગઈ. પાર્વતી સ્વામીને ચાહે છે; પરંતુ કુશિક્ષા અને અહંકારના આવરણને અંગે તેના સર્વસ્વનો નાશ થાય છે. વિજયી પાર્વતીએ કહ્યું: "જ્યાંસુધી જુદા નહિ રહો ત્યાંસુધી હું નહિ આવું." આ સાંભળી રામનાથ ઊભો થયો, જોડા પહેરી અને કપડાં લઇ કહેવા લાગ્યો: "જુદા રહેવાનો તારો પાકોજ નિશ્ચય છે ?"

પાર્વતી: "હા."

રામનાથે તરતજ ચાલવા માંડયું. પાર્વતીએ હાથ પકડી રાખ્યો, પણ તે તેનો હાથ તરછોડી ચાલતો થયો.

આ વખતે રામનાથની માતા પોતાના ઘરમાં શું કરી રહી છે, તે હવે જોઇએ. તે સર્વને ખવરાવીપિવડાવી નિયમાનુસાર પાઠ કરી સૂઈ રહી હતી. નિશ્ચિંત બાળક અને પુત્રી જલદી ઊંઘી ગયાં; પરંતુ માતાની આંખમાં ઊંઘ આવતી નથી. માતાનું મન વિચારમાં હોવાથી અસ્થિર છે. કોઈ કોઈ વખતે વ્યાકુળ થઇ યદુનાથને છાતી સાથે ચાંપી રડે છે અને કોઇ કોઈ વખત શાંતિને માટે પ્રાર્થના કરે છે. એટલામાંજ કોઈએ કમાડ ખખડાવ્યું. માતાએ બનતી ત્વરાએ બારણાં ઉઘાડયાં. પગ ધોઇ રામનાથ માતાની જઇ પાસે બેઠો.

માતા: "આટલી મોડી રાતે કેમ ચાલ્યો આવ્યો ?"

રામનાથ કંઇ પણ બોલી ન શકતાં ગળગળો થઇ ગયો. પછી ધીમે ધીમે તેણે સઘળું માતાને કહી સંભળાવ્યું.

ઘણા વખત સુધી વિચાર કર્યા પછી માતા અને પુત્ર બન્નેએ બહુજ દિલગીરી સાથે નિશ્ચય કર્યો કે, જુદા થવામાંજ ભલું છે.

(૧૧)

शठ सुधरहिं सतसंगत पाई । पारस परसि कुधातु सुहाई ॥

(તુલસીકૃત રામાયણ)

"જેમ લોઢું પારસમણિનો સ્પર્શ થતાં સુંદર સોનું થઇ જાય છે, તેમ દુષ્ટ મનુષ્ય સત્સંગથી સુધરી જાય છે." કાલે યશોદાનો

લગ્નદિવસ હોવાથી ઘરમાં સર્વત્ર આનંદ આનંદ વ્યાપી રહ્યો છે.

રામનાથની માતા મનમાં દિલગીર છે, પરંતુ બહારથી આનંદિત માલૂમ પડે છે. પુત્રી માતાને છોડી સાસરે જશે; તેથી દિલગીર છે; પરંતુ આજે પુત્રીના લગ્નનો દિવસ છે તેથી આનંદિત છે. યદુનાથ સારાં સારાં કપડાં પહેરી મિષ્ટાન્ન ખાઇ રમ્યા કરે છે. પાર્વતી પણ જુદા રહેવાની વાત હાલ તરતને માટે દૂર મૂકી એક સમાહને માટે લગ્નમાં મહાલવા આવી છે.

લગ્નની ધમાલ હોવાથી આજે માતા ઘણાજ કામકાજમાં રોકાયલી છે. અહીંતહીં જઇ સર્વ ઠીકઠાક કરે છે. આવતા મહેમાનોના કુશળ-સમાચાર પૂછી તેમને માટે સર્વ પ્રકારની વ્યવસ્થા કરે છે; હસમુખી યશોદા પણ નવી સાડી પહેરી, માતાને સહાય કરવા અહીંતહીં ફરે છે, પણ માતા તેને વારે છે અને કહે છેઃ "બેટા ! આજે તારે કામ કરવાનો દિવસ નથી." પરંતુ તેનું મન અસ્થિર હોવાથી તે વધારે વખત માતાથી દૂર રહી શકતી નથી. એટલામાં એક હાથમાં લાકડી અને બીજા હાથમાં સફેદ રૂમાલમાં બાંધેલું એક પુસ્તક લઇ એક વૃદ્ધ સ્ત્રી આવી પહોંચી.

યશોદાએ આસ્તે રહીને બુઢ્ઢીનો હાથ પકડ્યો અને તેને પાથરણા પર બેસાડી અને પોતે પણ એક બાજુએ બેઠી. બુઢ્ઢી યશોદાના માથા પર હાથ ફેરવતી ચારે બાજુ જોઇ કહેવા લાગીઃ "આજે અહીં આનંદ આનંદ લાગે છે. યશોદાનાં લગ્ન જોવાની મને પ્રબળ ઇચ્છા હતી, તે આજે પૂરી થઈ." યશોદાની માતા આવી પહોંચી. તે બુઢ્ઢીને જોઈ ખુશ ખુશ થઈ ગઈ અને આદરથી રામ રામ કરી બુઢ્ઢીની પાસે બેઠી. પછી બુઢ્ઢીએ પોતાના બન્ને ધ્રૂજતા હાથ ઉપાડી મા-દીકરીના માથે મૂકી ધ્રૂજતા સ્વરથી આશીર્વાદ આપી કહ્યુંઃ "તમારા પર ઈશ્વરની કૃપા અખંડિત રહો." ત્યારબાદ બુઢ્ઢીએ રૂમાલ છોડી એક પુસ્તક કાઢ્યું. તે એક સારી મજબૂત બાંધણીથી બાંધેલી ગીતાનું પુસ્તક હતું અને તે યશોદાના હાથમાં મૂકી બુઢ્ઢીએ કહ્યુંઃ "યશોદા ! લગ્નની ભેટમાં તને આ એક ગીતાજીનું પુસ્તક આપું છું. તેની શિક્ષા પ્રમાણે તું ચાલીશ, તો તને કોઇ પણ વાતથી દુઃખ નહિ થાય. જગતના લોકો જે શાંતિ નથી આપી શકતા તે શાંતિ આમાંથી તને મળશે." યશોદાએ તે પુસ્તક પ્રેમપૂર્વક લઈ ડોશીમાને નમસ્કાર કર્યા.

વાચકગણ ! શું યશોદાના પતિના વિષયમાં પણ કંઈ જાણ-

વાની તમારી ઇચ્છા છે? લગભગ બે વર્ષ ઉપર બનારસની નજીક કોઇ એક ગામમાં બે ઉપદેશક ઉપદેશ કરવાને ગયા હતા. ત્યાં એક મોટું વૃક્ષ જોઇ તેની નીચે ઊભા અને તેમણે ધાર્મિક ગાયન લલકારવા માંડ્યું. તેઓ બન્ને સારી રીતે ગાઇ શકતા હતા. ગાયનથી આકર્ષિત થઇને ઘણા લોકો તે સ્થળે આવી પહોંચ્યા. ભજન સમાપ્ત થયા બાદ એક ઉપદેશકે પુસ્તક ઉઘાડી કંઈક વાંચવાની શરૂઆત કરી અને પછી તેણે કુમાર્ગે ચાલવાથી શું નુકસાન થાય છે એ વિષય પર વ્યાખ્યાન આપ્યું. ગ્રીષ્મકાળના સખ્ત તડકાને લીધે લોકો વધારે વખત સુધી ઊભા રહી શક્યા નહિ; તેથી એક એક કરી સર્વ લોક વેરાવા લાગ્યા. છેવટે તેઓમાંથી માત્ર એક તરુણજ ઊભો રહ્યો. તેનું નામ વ્રજમોહન હતું. તેની સુંદર કાંતિ અને મુખના ભાવ આદિ જોઇ ઉપદેશકોએ તેને પૂછ્યું: "આપ ક્યાં રહો છો?" તેણે ઉત્તર આપ્યો: "હું આ ગામમાં રહું છું અને લખનૌની મેડિકલ કોલેજમાં અભ્યાસ કરું છું. હાલ ગરમીના દિવસો હોવાથી રજા પડી છે, તેથી ઘેર આવ્યો છું. મારું નામ વ્રજમોહન અવસ્થી છે. જો આપનો આરામ લેવાનો વિચાર હોય તો કૃપા કરી મારે ઘેર ચાલો." બન્ને ઉપદેશકો તેની વાતનો અંગીકાર કરી તેને ઘેર ગયા. વાચકો સમજી ગયા હશે કે, આજ યશોદાનો વર છે. વ્રજમોહન પણ ઉપદેશકોને ઘેર જવા લાગ્યો અને ત્યાં ઘણાંખરાં ધર્મપુસ્તકોનું અવલોકન કરવા માંડ્યું. વ્રજમોહન ડોક્ટર થયેલો હોવાથી બુઢ્ઢીની માંદગીની વાત સાંભળી તેને જોવા ગયો હતો. ત્યાં યશોદાને જોઈ ડોસી પાસેથી તેની ચાલચલગતની વાતથી વાકેફ થઈ તેની સાથે વિવાહ કરવાનો તેણે નિશ્ચય કર્યો હતો. વિવાહ પહેલાં યશોદાની સાથે વાતચીતનો પ્રસંગ પાડવાની તેની ઇચ્છા હતી, પણ તે ઇચ્છા કોઈ પણ રીતે પાર પડી નહિ.

(૧૨)

जो जैसी करणी करे सो तेसौं फल पाय ।

"જે જેવું કામ કરે છે, તે તેવું ફળ પામે છે."

પાર્વતીને જુદાં રહેવાનું નક્કી થયા પછી પાડોશમાંનું એક મકાન છ માસને માટે ભાડે રાખ્યું હતું. એ ઘરમાં પાર્વતી જુદી રહી ત્યારે તેણે માન્યું હતું કે, મારા સુખની હવે સીમા નથી, પરંતુ ખરેખર તે કેટલે અંશે સુખી થઇ, તે હવે આપણે જોઇશું.

તેણે એક દાસી રાખી છે. પોતે ઘરનું કાંઇ પણ કામકાજ ન કરતાં ખાટલામાં સૂતી સૂતી આખો દિવસ પુસ્તક વાંચે છે; તોપણ તે સુખી નથી. આખા ઘરમાં કચરાનો તો હિસાબ નથી, આંગણામાં કાદવ છે અને બારીબારણાં ઉપર ધૂળ જામી ગઇ છે, ઘરમાંનો સર્વ સામાન કચરાથી ભરપૂર છે. રામનાથ આ જોઇ સદા ઉદાસ રહેતો હતો, તેથી પાર્વતી પણ શોકગ્રસ્ત રહેતી.

કહેવત છે કે, 'આપ મૂઆ વિના સ્વર્ગે જવાતું નથી.' જે ઘરની ધણિયાણી આળસુ હોય તે ઘરનાં દાસ-દાસી પણ બરાબર કામ કરતાં નથી. પાર્વતીની માએ તેની સાથે પિયેરથીજ એક દાસી મોકલી હતી; એટલે પછી તે કામકાજમાં એવી હોય એમાં નવાઈ પણ નથી.

એક દિવસે એક પાડોશણ પાર્વતી કેવી રીતે ઘર ચલાવે છે, તે જોવાના ઇરાદાથી ઘરમાં આવી અને સર્વ ગંદુ જોઈ પાર્વતીને ઠપકો દેવા લાગી, ત્યારે પાર્વતીએ કહ્યું: "હું શું કરું ? દાસીને બહુએ કહું છું, પણ તે સાફસૂફ રાખતી નથી." આ સાંભળતાંજ દાસી રસોડા બહાર આવી મોટેથી કહેવા લાગી: "હું એકલી તે કેટલાં કામ કરું ? પાણી ભરું, વાસણ માંજું, ઘરમાં સાફસૂફ કરું કે ચોખા ખાંડું ? શું શું કરું ? એક વખત કરી જુઓ એટલે ખબર પડશે."

એક દિવસે રામનાથે પણ કચરા વિષે પાર્વતીને કહ્યું.

પાર્વતીએ વિચાર્યું કે, વધુ કહેવાથી દાસી ચાલી જશે અને આપદા પડશે, તેથી તેણે આજે પોતેજ સર્વ સાફ કર્યું.

અફસોસ ! જે પાર્વતીને સાસુનણંદનાં પ્રેમપૂર્ણ વચનો પણ કડવાં લાગતાં હતાં, તેજ પાર્વતી હવે દાસીનાં કડવા વેણ સાંખી રહી છે ! એક દિવસે પાર્વતી દાસીને પૂરીઓ બનાવવાનું કહી પુસ્તક વાંચવા બેઠી, ત્યારે દાસીએ કહ્યું કે, "પાણી પછી કયે વખતે ભરું ?" છેવટે પાર્વતી પોતેજ રસોઇ કરવા બેઠી. પહેલાં કોઇ પણ વખતે રાંધવાનો પ્રસંગ પડ્યો નહોતો, તેથી ચૂલો પણ સળગાવતાં આવડયું નહિ અને કંટાળી બહાર આવી રડવા લાગી. કોઇ કોઇ દિવસ યશોદા ભાભીને મળવા આવતી હતી. તે આજે પણ ત્યાં આવી પહોંચી. પાર્વતી રસોડાની બહાર રડતી હતી અને રસોડામાં લાકડાં વગેરે ચૂલા આગળ પડયું હતું, તેથી યશોદા સર્વ સમજી ગઈ અને ભોજાઇને આશ્વાસન આપતી કહેવા લાગી:

"દાસી જતી રહી છે? ત્યારે મને કેમ બોલાવી નહિ?" એવું કહી જોતજોતામાં ચૂલો સળગાવી ભાતનું વાસણ મૂકી દીધું અને પાર્વતીને કહ્યું: "ભાત ચડી ગયો છે તેથી તેને ઓસાવી શાક કરી લો." પાર્વતીએ કદી પણ કર્યું નહોતું; તેથી ભાત ઓસાવતી વખતે ઓસામણના હાથેપગે છાંટા ઊડવાથી તે દાઝી. જેમ તેમ કરી શાક બનાવ્યું; પરંતુ તે સ્વાદરહિત બન્યું. રામનાથે કેવળ એકબે કોળિયા ખાઇ રહેવા દીધું. યશોદાએ માતાને ઘેર જઇ પાર્વતીની થયેલી સ્થિતિ માતાને કહી સંભળાવી, તેથી માતાએ તેમને ત્યાં ભોજન મોકલાવ્યું; બન્નેએ માતાને ત્યાંથી આવેલી રસોઇ ખાધી. છેવટે પાર્વતી ઘણીજ પસ્તાઇ અને મનમાં વિચાર્યું કે, "હવે સાસુ ભેગાં રહેવાનું સહેજ પણ કહેશે, તો તરતજ ભેગી રહીશ." આમ છતાં હજુ સુધી તે સાસુ પાસે ક્ષમા માગીને એકઠાં રહેવાની વિનતિ કરે એટલી નમ્ર નહોતી થઈ.

(૧૩)

निजप्रतिबिम्ब मुकुर गहि जाइ। जानि न जाय नारिगति भाइ॥

(તુલસીકૃત રામાયણ)

"પોતાનું પ્રતિબિંબ કાચમાં ગ્રહણ કરી શકાય છે, પણ હે ભાઈ! સ્ત્રીની ગતિ જાણી શકાતી નથી."

વ્રજમોહનની મા ગૃહકાર્યમાં નિપુણ હતી. વ્રજમોહનનું ઘર પાકી બાંધણીનું નહોતું. ગામડાંના મકાનો જેવું હતું; પરંતુ વ્રજમોહનની મા તેને એટલું બધું ચોખ્ખું રાખતી હતી, કે કદાચ જમીન ઉપર રસોઈ પીરસવામાં આવે તો તે પણ ખાઇ શકાય. વ્રજમોહનની મા જેવી ગુણવતી હતી, તેવી સુંદર પણ હતી. તેની ઉંમર માત્ર આડત્રીસ વર્ષની હતી. આ સર્વ ગુણો હોવા છતાં તેનામાં ગર્વરૂપી એક મોટો દોષ હતો. તે જેને તેને ઘણી કડવી વાતો કહેતી હતી; તેથી મહોલ્લાનાં સર્વ સ્ત્રીપુરુષો અને બાળકો તેનાથી નારાજ રહેતાં હતાં.

વ્રજ આજ ઘેર આવશે અને વહુને સાથે લાવશે, એ વિચારથી વ્રજની માનું મન આનંદપૂર્ણ હતું અને પુત્રવધૂની રાહ જોતી હતી. એટલામાં પાલખીમાંથી વ્રજમોહન અને વહુ નીચે ઊતર્યાં એટલે તેમના ઉપર પુષ્પવૃષ્ટિ થઇ. દેશાચાર મુજબ વ્રજની મા વહુને ભેટી ઘરમાં લઈ ગઈ અને "ચિરંજીવી થાઓ" એવો આશીર્વાદ આપ્યો.

વ્રજની મા એ પછી પાસેના મકાનમાં ગઈ. ભોજનનું કાર્ય સમાપ્ત થયું અને લોકોને વિદાય કરતાં કરતાં એ વાગી ગયા. હજુ સુધી યશોદાએ કાંઇ ખાધુંપીધું નથી. સાસુએ કહ્યું: "કાંઈ ખાઇ લે." યશોદાએ જવાબ આપ્યો: "હું તો તમારી સાથે ખાઇશ." ઘણી સ્ત્રીઓ ત્યાં બેઠી હતી, તે આ ઉત્તરથી બહુજ રાજી થઇ અને બોલી ઊઠી કે, "ખરેખર, ગુણસુંદરીની પુત્રી ગુણવાનજ હોય." વ્રજની મા બોલી: "ગુણ તો બહુજ મોટા; જુઓને છોકરાને પરણ્યે છ માસ પણ પૂરા થયા નથી, એટલામાં તો વહુને જુદી કાઢી."

યશોદા માતૃભક્ત હોવાથી માતા ઉપરનો મિથ્યા દોષ સહન કરી શકી નહિ; તેથી તે મનમાં પ્રાર્થના કરવા લાગી: "હે ઈશ્વર! મને સહનશીલતા આપજે." સાસુને તેણે કાંઇ કહ્યું નહિ. ત્યારબાદ આડોશીપાડોશી વિદાય થયા પછી યશોદા અને સાસુ બન્ને જમવા બેઠાં, પરંતુ યશોદાનું ચિત્ત માતાથી દૂર થવાથી અને પહેલેજ દિવસે સાસુનું આવું વર્તન જોવાથી દિલગીર થયું હતું, તેથી તે બરાબર ખાઇ શકતી ન હતી. સાસુ તે ઉપરથી ગુસ્સે થઈ બોલી: "મારી પાસે આમ નહિ ચાલે, આમ ભૂખી રહીશ તો મને બદનામી લાગશે. આમજ કરવું હોય તો તમે બન્ને ધણીધણિયાણી જુદાં રહો. માતાએ આવીજ કેળવણી આપી છે કે શું?" આ સાંભળી યશોદા ચૂપ રહી શકી નહિ. તે બોલી: "માજી! મારી માતાએ મને કદી પણ ખરાબ શિક્ષણ આપ્યું નથી." આથી સાસુ ઊઠીને ચાલી ગઈ અને બડબડવા લાગી: "જોયું, ઘરમાં પગ મૂકતાંજ સામા જવાબ આપે છે, તો થોડા દિવસ પછી કોણ જાણે શુંયે કરશે?" વ્રજ પાસેનાજ ઓરડામાં સૂતો હતો. તેણે આ સર્વ વાતચીત સાંભળી હતી. યશોદા રસોડાનું સર્વ કામકાજ પરવારીને સાસુને પાનસોપારી આપવા ગઈ અને બોલી: "માજી! હું તો તમારું બાળક છું. જો મારા બોલવાથી તમને ગુસ્સો ચઢ્યો હોય તો મને માફ કરો." એવું કહેતાં કહેતાં યશોદાની આંખોમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. સાસુએ મોઢું ફેરવી કહ્યું: "મારે ને તારે શું છે? મારી પાસે શું કરવા ક્ષમા માગે છે?"

યશોદા વીલે મોઢે બહાર નીકળી ત્યારે વ્રજ તેના ઓરડાના બારણામાં ઊભો હતો; તેણે યશોદાને પોતાની પાસે બોલાવી; યશોદા પતિ પાસે જઇ ઊભી. વ્રજ યશોદાનો હાથ પકડીને કહેવા લાગ્યો: "શું એકજ દિવસમાં થાકી ગઇ?" યશોદા રડતી રડતી પતિની

પાસે બેસી કહેવા લાગીઃ "ના, ના, થાકી નથી. તમે કાંઇ પણ મનમાં લાવશો નહિ. મને મારી માતા સાંભરી આવી તેથીજ જરા ઉદાસી લાગે છે."

( ૧૪ )

राम नामको कल्पतरु, कलि कल्याणनिवास ।
जो सुमिरत भये भांगते, तुलसी तुलसीदास ॥

"કલિયુગમાં રામના નામરૂપ કલ્પતરુ કલ્યાણના નિવાસરૂપ છે. જે નામના સ્મરણથી તુલસીદાસ ભાંગના છોડની સ્થિતિમાંથી તુલસીરૂપ થયો."

યશોદાના લગ્નસમયે પાર્વતી સાસુ સાથે આઠેક દિવસ ભેગી રહી હતી. આટલા સમયમાં પણ સાસુની ઈશ્વર પ્રત્યેની ભક્તિ અને સર્વની સાથેનો સારો વ્યવહાર તથા ઘરકામમાં કુશળતા જોઈને તેના મનમાં પોતાની અયોગ્યતાનો વિચાર દૃઢ થયો હતો. દાસીની તકરાર અને ખટપટથી પણ પાર્વતી ખૂબ કંટાળી ગઇ હતી. રામનાથ રોજ તેને સાથેજ રાખીને પ્રાર્થના કરતો હતો, તેથી તેનું મન બદલાઈ ગયું હતું અને તેનો જુદાં રહેવાનો નિશ્ચય પણ ફર્યો હતો.

એક દિવસ રામનાથ બહારથી આવી જુએ છે તો પાર્વતી રસોઈ બનાવી રહી છે. તેણે પૂછ્યુંઃ "દાસી ક્યાં છે?" પાર્વતીએ ઉત્તર આપ્યોઃ "મરી ગઇ!" રામનાથે કહ્યુંઃ "એમ કેમ?" પાર્વતી બોલીઃ "પીવાના પાણીમાં પોરા પડ્યા હતા, તેથી મેં એને માટલી ધોવાનું કહ્યું, એટલામાં તો તે બડબડવા લાગી. ત્યારે મેં કહ્યું ચાલી જા. તરતજ તે ચાલી ગઇ." રામનાથે પૂછ્યુંઃ "ત્યારે આ સર્વ કોણે કર્યું?" પાર્વતી આનંદથી સ્વામી તરફ જોઇ બોલીઃ "કેમ! તમારી દાસીએ." રામનાથે કહ્યુંઃ "આવું સુખ તો મેં કદાપિ જોયું નહોતું."

પાર્વતીઃ "મને પણ આવું સુખ કદાપિ મળ્યું નથી."

રામનાથે કહ્યુંઃ "તારા મનનો ભાવ બદલાઇ ગયો, તેથી હું ઈશ્વરને ધન્યવાદ આપું છું."

પાર્વતીઃ "હું પહેલાં અજ્ઞાત હતી કે સ્વામીની સેવા કરવામાં આવું સુખ છે. હવે ઈશ્વરે મારી આંખો ઉઘાડી છે. આજે તમને ખુશી થયેલા જોઇને મને જે આનંદ થયો છે, તેવો આનંદ મને કદી પણ થયો નહોતો. મેં તમને અને મારાં સાસુને

દુઃખી કર્યાં છે, તેથી મને ઘણો ખેદ થાય છે. પછી તે રડતી રડતી કહેવા લાગીઃ "તમારે મને ક્ષમા આપવી પડશે."

રામનાથઃ "મેં સર્વ માફ કર્યું છે. આ સાંભળી માતા કેટલી આનંદિત થશે? આજ માતા પાસે જઇશ, ત્યારે રોજની પેઠે આપણા બંનેની ખુશખબર તે પૂછશે તે વખતે તારા તરફની આ સર્વ હકીકત સાંભળીને તેને કેટલી બધી શાંતિ વળશે?"

પાર્વતીઃ "અરે રામ! બિચારાં દેવ જેવાં માતાને પણ મેં થોડું વિતાડયું છે? હે ભગવાન! મને માફ કરજે અને મારાં સાસુજી પાસે પગે પડીને મને માફી માગવાનું બળ આપજે." છેલ્લું વાકય બોલતાં બોલતાં પાર્વતી બહુજ ગળગળી થઈ ગઈ. તેનું હૃદય ભરાઇ આવ્યું તેની આંખોમાં ચોધાર આંસુ ચાલવા લાગ્યાં અને પતિના ખોળામાં પોતાનું માથું નાખી દઇ તે પોતાનું હૃદય ખાલી કરવા લાગી.

વાચકવૃંદ! જોયું? હવે પ્રથમની પાર્વતી રહી નથી. અહંકારના અખાડામાંથી હવે તે બહાર નીકળી છે. પિયેર અને સાસરામાં શો ફેર છે અને સાસરાનાં સર્વ મનુષ્ય ઇશ્વર–ભક્ત છે તથા પોતાની માતાની સર્વ શિખામણ ખરાબ છે અને તેને પોતાને ઘરકામની કેળવણી નહિ આપીને કેટલું બધું નુકસાન કર્યું હતું, એ સર્વ વાત તે હવે સમજી ચૂકી છે.

પતિની અને સાસુની સેવા તથા ઇશ્વરની ભક્તિ કરીને તેમાંથી મળતો ખરો આનંદ ભોગવવાની હવે તેને ઇચ્છા થઇ આવી છે.

પાર્વતીને કેટલુંક આશ્વાસન આપ્યા પછી પતિપત્નીએ જમી લીધું. આજે વાસણ પણ પાર્વતીએ માંજ્યાં હતાં. ઉત્તમ રીતે માંજવાને લીધે વાસણોનો ચકચકાટ પણ જેવો આજ તેણે જોયો તેવો આગળ દાસીના વખતમાં કદી જોયો નહોતો; જેથી એ ચકચકાટથી પણ તેના હૃદયમાં આનંદ થયો. એવામાં રામનાથની દૃષ્ટિ પણ વાસણો તરફ પડી અને તેને પણ તે જોઇને બહુ આનંદ થયો. તેણે કહ્યું કે, "આજે જેવાં આ વાસણ સર્વ મેલ ઘસાઇ જવાથી ચોખ્ખાં થયાં છે, તેવુંજ મારી પાર્વતીનું હૃદય પણ મારી તેમજ માતુશ્રીની પ્રાર્થના સાંભળીને પ્રભુએ નિર્મળ કર્યું છે."

પાર્વતીએ કહ્યુંઃ "બચ્ચું, એવી વાત શું કહ્યા કરો છો? હવે તો ચાલો, આજ તમને પણ છૂટીનો દિવસ છે; એટલે માજીની પાસે જઈ તેમની સાથેજ બેસીને રામકથાનું શ્રવણ કરીએ."

રામનાથઃ "હા ચાલો, તે બિચારીનું મન આપણા તરફથી દુઃખી રહે છે, તે પણ આપણા જવાથી આનંદ પામશે અને આપણા ભલા માટે તેમજ પાછાં આપણે તેની ભેગાં જઈ રહીએ તે માટે તે રોજ રોજ ભગવાનની પ્રાર્થના કર્યા કરે છે, તે બાબતની પણ તેને વધારે આશા બંધાશે."

પાર્વતીઃ "હવે વળી આશા કેવી? ત્યાં જઇને તેમની પાસે ક્ષમા મેળવ્યા વિના નિરાંતજ કોને વળનાર છે? અને પછી ત્યાંથી અહીં પણ કોને આવવું છે?"

રામનાથના આનંદનો પાર રહ્યો નહિ. પ્રભુની કૃપા માટે તેનાં નેત્રો સજળ થઇ આવ્યાં અને મન વડે તે કૃપાળુના ચરણમાં હજારો પ્રણામ અને ધન્યવાદ તેણે અર્પણ કર્યા.

(૧૫)

एकइ धर्म एक व्रत नेमा। काय वचन मन पति पद प्रेमा॥

"શરીર, વાણી અને મનથી પતિના ચરણમાં પ્રેમ રાખવો એજ મુખ્ય ધર્મ, વ્રત અને નિયમ છે."

યશોદા શાંત થઈ મનમાં વિચારવા લાગી કે, પહેલેજ દિવસે આમ થયું તો આગળ ઉપર શી વલે થશે? વ્રજ પણ આવાજ વિચારોમાં નિમગ્ન હતો. આંખો લોહી હસતા મોઢે તેણે પતિ તરફ જોઇ કહ્યુંઃ "હવે હું કદાપિ રડીશ નહિ."

યશોદાને સાસરે વળાવતી વખતે માતાએ જે જે શિખ-વચનો કહ્યાં હતાં તેમાંનું એક એ પણ હતું કે, સાસુની વિરુદ્ધ પતિને કાંઇ પણ કહેવું નહિ. નમ્રતા અને ધૈર્યપૂર્વક તેની વાત સાંભળવામાંજ ભલાઇ છે. પતિની વાત સાંભળતાંજ યશોદાને માતાની ઉપલી શિખામણનું સ્મરણ થઇ આવ્યું હતું, તેથીજ તેણે ઉપર મુજબ ઉત્તર કહ્યો હતો. એ પછી યશોદા પતિ સાથે પ્રફુલ્લિતચિત્તે અને હસતે મુખે વાતો કરવા લાગી, જેથી વ્રજના મુખ ઉપરથી પણ શોકરૂપી વાદળ ધીમે ધીમે વીખરાવા લાગ્યું.

વ્રજઃ "યશોદા! તારી વાતો અને હસતા મુખથી મને પણ આનંદ થાય છે; પરંતુ મને પણ એમ લાગે છે કે, મેં વિવાહ કરવામાં તને અન્યાય કર્યો છે; કેમકે મા કજિયાખોર છે. માનાં કટુ વચન મારે તો સહેવાનાંજ હતાં; પરંતુ એ ભાર બીજા ઉપર નાખવામાં મેં ભૂલ કરી છે."

યશોદાઃ "ચિંતા ન કરો; તમારો ભાર ઉતારવાને માટેજ

ઈશ્વરે મને મોકલી હશે. તમારા દુ:ખમાં હવે હું ભાગીદાર થઈ છું, માટે એ વાતની હવે ચિંતા કરશો નહિ.

"બધા દિવસ કાંઈ સરખાજ રહે છે? શું માતાનું મન કદી પણ નહિ ફરે? ભગવાનની દયાથી તે પણ ફરશેજ. માતાનું મન ફેરવવા આપણે બન્ને પ્રાર્થના કરીશું."

વ્રજ: "પ્યારિ! તારો વિશ્વાસ જોઈ અને તારી વાત સાંભળી મને નવું જીવન આવે છે. હવે હું કદી પણ આવી ચિંતા નહિ કરું." એ પછી અભરાઇ ઉપરથી રામાયણ લઈ વ્રજ વાંચવા બેઠો. યશોદાએ કહ્યું: "માતાને બોલાવો."

વ્રજ: "તે નહિ આવે."

યશોદા હસી પડી અને બોલી: "બોલાવી તો જુઓ. આપણે આપણી ફરજ બજાવવી; પછી તેમાં યશ મળવો ન મળવો ઈશ્વરાધીન છે."

વ્રજ ઊઠી માના ઓરડામાં ગયો, તો તેને માલૂમ પડ્યું કે, તે પથારી પાસે ઊભી છે. વ્રજે નમ્રતાથી કહ્યું: "મા! આટલે દિવસે ઈશ્વરે તારી ઇચ્છા પૂર્ણ કરી, તેથી તેને ધન્યવાદ આપવો જોઇએ."

વ્રજની મા બોલી: "ઇચ્છા તો તારી પૂર્ણ થઇ; એમાં મારું શું થયું? હું તો નહિ આવું. વહુ હજી આજજ આવી એટલામાં તો મને જૂઠી બનાવી."

"હું તો મારે કાલેજ આ ઘરમાંથી જુદી રહીશ. મારું હવે શું ચલણ છે?"

વ્રજ નિરાશ થઇ ત્યાંથી ગયો. યશોદાએ આ સર્વ સાંભળ્યું. તે સમજી ગઈ કે, સાસુ ગુસ્સામાં છે.

વ્રજે ઓરડામાં આવી કાંઇ કહ્યું નહિ અને રામાયણનું વાચન શરૂ કર્યું. પાઠ થઇ રહ્યા બાદ યશોદાને સ્તુતિ કરવા કહ્યું.

યશોદાએ સ્તુતિ ગાઇ; નમ્રતા, ધૈર્ય, શીલતા અને પ્રેમને માટે પ્રભુપ્રાર્થના કરી. પછી સાસુ તરફ પ્રેમ વધે અને તેની સર્વ વાતો અને કટુ વચનો સહન થાય તે માટે પ્રાર્થના કરી. વ્રજની મા આ સર્વ છુપાઇને જોતી હતી. તે મનમાં કહેવા લાગી કે આ તે કેવી વિચિત્ર સ્ત્રી હશે? તેના મનમાં યશોદા ઉપર બહુ પ્રેમ આવ્યો.

લગ્નબાદ બે દિવસ યશોદા સાસરે રહી. ત્રીજે દિવસે વ્રજ તેને તેના પિયેર મૂકવા ગયો. વાચક! આપ યશોદાનો પોતાની માતા સાથેનો આદર અને વ્યવહાર જોઇ ગયા છો અને એ પણ જોયું કે,

તેણે સાસુના પ્રેમરહિત વર્તન વચ્ચે પણ કેવી રીતે દિવસો ગાળ્યા. વાચક ! એક વહુ હેતાળ સાસુની પણ અવગણના કરતી, ત્યારે બીજી બાજુએ એક વહુ વઢકણી સાસુનાં નિષ્ઠુર વચનો સહન કરી પતિ અને સાસુની પ્રેમપાત્ર બની શકી, એનું કારણ શું ? પાર્વતીને માતાનું સારું શિક્ષણ નહિ હોવાથીજ તે એક વાર પોતાનું સુખ ખોઈ બેઠી હતી અને યશોદાને માતા તરફથી ધર્મની અનેક કામ-કાજની સારી કેળવણી મળેલી હોવાથીજ તે સુખી થઈ હતી.

(૧૬)

बिनु सत्संग विवेक न होई। रामकृपा बिनु सुलभ न सोई ।।

(તુલસીકૃત રામાયણ)

"સત્સંગ વિના વિવેક આવતો નથી, પણ તે સત્સંગ પરમાત્માની કૃપા વિના સુલભ નથી."

"મન ફર્યું કોને કહે છે? મારું મન ફેરવવા યશોદાએ શામાટે પ્રાર્થના કરી ? આ તો નવાઇની વાત !" વ્રજની માતાનું મન આવા વિચારમાં પડી ગયું હતું.

યશોદાએ પ્રાર્થના કરી હતી કે, "હે ઈશ્વર ! જેવી રીતે મારું અને મારા સ્વામીનું મન તેં શુદ્ધ આપ્યું છે, તેવુંજ મારી સાસુનું મન પણ શુદ્ધ કરજે. હે કૃપાસાગર પ્રભુ ! જ્યારે પણ સાસુ મારા પર નારાજ થાય અને હું દુઃખી થાઉં, ત્યારે મને તેમની સાથે નમ્રતાપૂર્વક બોલવા અને વર્તવાની શક્તિ આપજે કે જેથી હું તે સઘળું સહન કરી શકું અને તારો મહિમા વધારું."

વ્રજની માતાના મનમાં આવ્યા કરતું કે, "હું આટલી મોટી થઇ, બીજું સર્વ સમજું છું, પણ આ વહુની વાત સમજી શકતી નથી. આવી વિનતિ તો મેં કદાપિ સાંભળી નથી. છેવટે તેણે નક્કી કર્યું કે હવે હું તેને બરાબર કસોટી પર ચઢાવીશ. કાલથી તેની સાથે જરા વધારે ગુસ્સાથી વાત કરીશ અને પછી જોઈશ કે તે કેવીક નમ્રતાથી વર્તે છે ! જો તે શાંતિથી સાંભળી રહેશે તો હું સમજીશ કે, વહુનું મન નિર્મળ થયું છે." તેને આખી રાત ઊંઘ આવી નહિ. વાચક ! જે વાતનો વ્રજની માતા સ્વપ્ને પણ વિચાર કરતી નહોતી, તેના ઉપર તે આજે આટલો બધો વિચાર કેમ કરે છે ? યશોદા ! પ્રથમ દિવસેજ ઈશ્વરનો મહિમા તેં ખરેખર વધાર્યો છે.

ઈશ્વરે યશોદાને નવું બળ અને શાંતિ આપેલ છે. તેની પરી-

ક્ષામાં યશોદામાં સર્વ સારા ગુણો સાસુને માલૂમ પડ્યા. તેનાં બીજ સાસુના મનરૂપી ખેતરમાં પડ્યાં અને તેનું ફળ યશોદાને પણ મળ્યું. તેની સાસુનું મન શુદ્ધ થયું; એટલુંજ નહિ પણ વ્રજનું મન પણ નવા ઉત્સાહથી પરિપૂર્ણ થયું. "હે ઈશ્વર! હવે હું એકલો નથી. તેં મને મારા સુખદુઃખની ભાગિણી આપી છે." એમ વિચારી વ્રજ ઈશ્વરને વારંવાર ધન્યવાદ દેવા લાગ્યો. સાચી શ્રદ્ધા અને પ્રાર્થનાનું બળ અદ્ભુત છે, એમાં સંદેહ નથી.

વ્રજની માતાએ રાત્રે જેવો વિચાર કર્યો હતો તેવુંજ કર્યું. યશોદા જે કાંઇ કરતી—કરાવતી હતી તેમાં તે ભૂલો કાઢવા લાગી. જો યશોદા કોઇ કામ કરવાનું ભૂલી જતી તો સાસુ હજારો વાતો સંભળાવતી હતી. યશોદાને કોઇ દિવસે ઊઠતાં વાર લાગતી તો સાસુ તેને અનેક કઠોર શબ્દો કહતી હતી. યશોદા પોતાની અક્કલ મુજબ કોઈ કામ કરતી તો તે કહેતી કે, "મારો કાંઇ હિસાબ છે? તું ઘરની ધણિયાણી, એટલે તારી નજરમાં આવે તેમ તું કરે કેમ?"

આડોશીપાડોશી બેસવા આવે ત્યારે પણ યશોદા ત્યાં બેઠી હોય તો તે તેનાં પિયેરિયાંની નિંદા કર્યા કરતી; પરંતુ યશોદા દરરોજ ઈશ્વરનું સ્મરણ અને પ્રાર્થના કરીને પોતાના હૃદયના ઘાને પૂરતી હતી. યશોદાને એ પરીક્ષામાં પાસ થવાને પરિણામે બહુજ સુખ મળ્યું.

પતિની સાથે કથા—વાર્તા કરવામાં તેને સુખ મળતું હતું. વ્રજ રોગીઓની પરિચર્યા કરી દરરોજ બપોરે ઘેર આવતો હતો. તે વખતે યશોદા ચાતકની માફક તેની રાહ જોતી હતી. ભોજન કર્યા બાદ બપોરે યશોદા પતિ સાથે વાર્તાલાપ કરતી હતી અને સાંજના વ્રજ પાછો બહાર જતો હતો. યશોદા ઉપર વ્રજનો ઘણો પ્રેમ હતો, તેથી પણ યશોદાને શાંતિ મળતી હતી.

ભોજન થઇ ગયા બાદ જે દિવસે વ્રજની માતા તેના ઓરડામાં આવી વાતચીત કરતી હતી, તે દિવસે યશોદા ઘણી ખુશી થતી હતી. યશોદાને પિયેરમાં માતા અને ભાઈ સાથે વાતો કરવામાં જે આનંદ પડતો હતો, તેજ આનંદ તે અહીં પણ લૂંટતી હતી. આ વખતે સાસુ મીઠા શબ્દો કહેતી હતી. કોઈ કોઇ વખત વ્રજ રોગીઓની સ્થિતિ કહેતો હતો. ઔષધોપચાર કરતી વખતે વ્રજ રોગીઓને ઈશ્વરમહિમા સંભળાવતો અને દિલાસો આપતો,

કે, "ઈશ્વરની કૃપાથી રોગ જલદી મટી જશે."

કોઈ કોઇ વખત રોગીઓના પરમેશ્વર પ્રત્યેના અચળ પ્રેમ અને વિશ્વાસની વાતો તે પોતાની માતા અને સ્ત્રીને કહેતો હતો. આ સર્વ વાતો તેની માતા ધ્યાનપૂર્વક સાંભળતી હતી. માતાએ પણ હવે તેની પ્રાતઃકાળની પ્રાર્થનામાં અડચણ નાખવી છોડી દીધી હતી અને તે પોતે પણ તેમની સાથે પ્રાર્થનામાં અને વાતો તથા વિચાર કરવામાં સામેલ થતી હતી. વ્રજ અને યશોદા તેનામાં આવો ફેરફાર થયેલો જોઈને વારંવાર પ્રભુને ધન્યવાદ આપતાં હતાં.

(૧૭)

गई बहोरि गरीबनिवाजू। सरल सबल साहिब रघुराजू॥

"સ્વામી રામચંદ્ર ગઇ વસ્તુને પુનઃ આપનારા છે, ગરીબ ઉપર અનુગ્રહ કરનારા છે અને સરલ તથા બલવાન છે."

વ્રજ કોઈ કોઇ વખત રોગી સ્ત્રીઓની સેવા કરવા સારુ યશોદાને પણ સાથે લઇ જતો હતો. યશોદા પણ એ કામ બહુજ પસંદ કરતી હતી. જ્યારે વ્રજ તેને વિશ્વાસપૂર્વક કોઈ ભારે કામ કરવાનું કહેતો હતો, ત્યારે તે અધિક પ્રસન્ન થતી હતી. પહેલે દિવસે જ્યારે વ્રજે યશોદાને આવા કામ પર મોકલવાનો નિશ્ચય કર્યો ત્યારે વ્રજની માતાએ કહ્યું: "હું તો વહુને બહાર નહિ મોકલું." યશોદા શાંતિથી પતિની પાસે ઊભી રહી. જ્યારે માતા શાંત પડી ત્યારે વ્રજે ધીમેથી કહ્યું: "મા! યશોદાના ગયા સિવાય એ કામ થાય એવું નથી. તે સ્ત્રી ગરીબ છે અને તે તેની માતાની એકની એક પુત્રી છે. મા અને દીકરી બન્ને વિધવા છે. પુત્રીને બે પુત્રો છે. મહેનત કરી તેઓ જે કાંઇ કમાય છે તેમાં દુઃખે–સુખે એ બધાં બિચારાં ગુજરાન ચલાવે છે. જો તે સ્ત્રી મરી જશે તો ડોસી અને બન્ને બાળકો રવડી મરશે. દુઃખ વધારે છે. કલાકે કલાકે દુઃખ વધતુંઘટતું જોઇ દવા આપવાની છે. અભણ માણસથી આ કામ થઈ શકે એમ નથી; આજે બે દિવસ થયાં હું સૂતો નથી. તે તારાથી અજાણ્યું નથી, જો આજે પણ હું ઉજાગરો કરીશ તો પછી જરૂર બીમાર પડી જઈશ. તે દર્દીનું સ્થળ અહીંથી દૂર નથી. કહો તો પાલખી મંગાવું અને નહિ તો તમે બંને જણુ જઇને આટલું કામ કરી આવો. મારો ધંધો હજી નવોસવો છે. યોગ્ય ઉપચાર વિના તે સ્ત્રી મરી જશે તો મારી જગતમાં પણ અપકીર્તિ થશે અને

ઈશ્વરના આગળ પણ હું ગુનેગાર ઠરીશ.”

પુત્રની આ સર્વ વાત સાંભળી માતા પણ યશોદા સાથે જવાને તૈયાર થઇ. ભોજનાદિથી પરવાર્યા બાદ વ્રજે માતાને અને યશોદાને વિદાય કર્યાં. તેમણે રોગીને ત્યાં જઇ જોયું તો તેનું ઘર માત્ર નાનીસરખી ઝૂંપડી જેવું છે. ઘરમાં ત્રીસ વર્ષની સ્ત્રી જ્વરથી પીડાતી બેશુદ્ધ હાલતમાં પથારીમાં પડી છે. તેની પાસે એક વૃદ્ધ સ્ત્રી અને બે અજ્ઞાન નાનાં બાળકો બેસી રડી રહ્યાં છે. યશોદાને પાલખીમાંથી ઊતરતી જોઇ ડોસી ચમકી અને તેમની પાસે જઈ પૂછવા લાગી: “આપ કોણ છો ?” યશોદાએ જવાબ આપ્યો: “અમે ડૉકટર બાબુને ઘેરથી આવ્યાં છીએ.” ડોસી વ્રજની માતા તરફ જોઇ બોલી: “શું આપ ડૉકટર બાબુની મા થાઓ છો ?” યશોદાએ જવાબ આપ્યો: “હા, એ મારાં સાસુ છે.” ડોસી આશીર્વાદ દઇ કહેવા લાગી: “ભગવાન તમારું ભલું કરજો. ડૉકટર બાબુ જતી વખતે કહી ગયા હતા કે જાગવાને માટે એક માણુસ મોકલીશ, તે કયાં છે ?” યશોદા બોલી: “અમેજ તમારી પુત્રીની સેવા કરવા આવ્યાં છીએ.” ડોસી ચકિત થઈ બન્ને તરફ જોવા લાગી અને બોલી: “મારા જેવી ગરીબ પર આટલી બધી દયા ! આપ મારી ઝૂંપડીમાં આવશો એવો તો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. આપને શો આશીર્વાદ આપું ? આપનો પુત્ર ચિરંજીવી થાઓ. આહા ! જેવી બાબુની દયા છે તેવું માતાનું મન કેમ ના હોય ? માતા તેવાં સંતાન !”

વ્રજની માતા તો શરમાઇ ગઇ, પરંતુ યશોદાએ જોયું કે, તે ડોસી ગળગળી થઇ ગઈ છે. વ્રજની આજ્ઞાનુસાર યશોદા ઘેરથી કપડાં વગેરે લાવી હતી. થોડી વારમાં યશોદાએ દીવો સળગાવી જમીન સાફ કરી પથારી પાથરી દીધી. પછી તે રોગી સ્ત્રીનું મોઢું ધોઈ ચોખ્ખાં કપડાં પહેરાવી તેને પથારીમાં સુવાડી અને બીજી ધોયેલી ચાદર ઓઢાડી. રોગીને ધોયેલાં કપડાં પહેરાવવાથી અને બિછાનું ઠંડું લાગવાથી તે ઊંઘી ગઇ. યશોદાએ આ સર્વ ડોસીની મદદથી કર્યું. વ્રજની માતા એક બાજુએ બેઠી બેઠી સઘળું જોયા કરતી હતી. ડોસી યશોદાને સાવધાનીથી સેવા કરતી જોઇ નિશ્ચિંત થઇ સૂઇ ગઈ. રાત્રિઓ ઉજાગરાથી અને કામને લીધે થાકી જવાથી તે સૂતાંવારજ ઊંઘી ગઇ. વ્રજની માતા સુઘડ હોવાથી તેને મેલી પથારી વગેરેને લીધે ઊંઘ આવશે નહિ, એમ સમજીને પ્રથ-

મથીજ યશોદા ઘેરથી ધોયેલી ચાદર તથા પથારી વગેરે સાથે લઇ ગઈ હતી. ઘરમાં એક બાજુએ સાફસૂફ કરી પથારી પાથરી યશોદાએ સાસુને કહ્યું: "મા ! પથારી તૈયાર છે. સૂઈ જાઓ." યશોદા પોતાની કાળજી રાખી ઘેરથી પથારી લઇ આવી છે, એ જોઈ વ્રજની મા પ્રસન્ન થઇ સૂઇ ગઈ અને યશોદા એકલી બેઠી બેઠી રોગીની સેવા કરવા લાગી. વ્રજની માતા સૂઇ ગઇ હતી, પણ તેને ઊંઘ આવતી નહોતી. તેના મનમાં અનેક વિચારો આવતા હતા. તે પોતે પણ બહુ મહેનતુ હતી; પરંતુ તે માત્ર પોતાના સુખને માટેજ. બીજાને માટે કષ્ટ સહેવું તેને રુચતું નહોતું. કોઈ કોઇ વખત પોતે અથવા વ્રજ માંદાં પડતાં આડોશી–પાડોશી તેના ડરથી તેના ઘરમાં આવતાં નહોતાં અને તે પોતે પણ અહંકારી હોવાથી કોઇને બોલાવતી નહોતી. આજે તે પોતાની દૃષ્ટિ સમીપ એક તેથી ઊલટુંજ દૃશ્ય જોઈ રહી છે. પરોપકાર કરવાથી જે મોટું સુખ થાય છે, તેનો આજે થોડોઘણો અનુભવ મળવાથી તેના અંતઃકરણમાં એક નવીજ ઇચ્છા ઉત્પન્ન થઇ. રાત પૂરી થતાંજ રોગી સ્ત્રી પોતાની પાસે તરુણ યશોદાને જોઇ પૂછવા લાગી: "તમે કોણ છો?"

યશોદા: "હું તમારી સેવા કરવા આવી છું." રોગી સ્ત્રી કાંઇક વિચાર કરીને બોલી: "આપને કોણે મોકલ્યાં છે?" યશોદાએ જવાબ આપ્યો: "ઈશ્વરે !" રોગીએ પૂછ્યું: "ઈશ્વર કોણ છે?" યશોદાએ કહ્યું: "મારો, તમારો અને સર્વ પાપીઓનો ઉદ્ધારક છે." યશોદાની વાત સાંભળી રોગી સ્ત્રી આંખ મીંચી જઇને વિચાર કરવા લાગી. વ્રજની માતા જાગતી હતી, તેને આશ્ચર્ય લાગ્યું કે, યશોદા રોગીને ઈશ્વરનો મહિમા કહી રહી છે. અને તે શાંતિથી સાંભળી રહી છે. થોડા સમય બાદ રોગી સ્ત્રી બોલી: "મા ક્યાં છે? મારે ઊઠવું છે." યશોદાએ જવાબ આપ્યો: "તમારી મા થાકી જવાથી ઊંઘી ગયાં છે. હું તમને ઉઠાડી બેઠાં કરું?" પછી યશોદાની મદદથી તે સ્ત્રી બેઠી થઈ. વ્રજની માતા દીવાની નજદીક સૂતી હતી. દીવાના પ્રકાશથી તેનું મુખ દેખાતું હતું. રોગી સ્ત્રીએ તેને જોઇને પૂછ્યું: "આ કોણ છે?"

યશોદા: "મારાં સાસુ છે."

રોગી સ્ત્રી: "તમે ક્યાંથી આવ્યાં છો?

યશોદા: "ડૉકટરબાબુના ઘેરથી."

રોગી સ્ત્રી: "શું તમે ડૉકટરબાબુનાં ઘરનાં માણસ છો?"

યશોદાઃ "હા."

રોગી સ્ત્રીઃ "તમારું ઘર છોડી આ ગરીબની ઝુંપડીમાં તમે ક્યાંથી ?"

યશોદાઃ "જે અનાથનો નાથ છે, તેણે અમને મોકલ્યાં છે."

રોગી સ્ત્રીઃ "અનાથનો નાથ કોણ ?"

યશોદાઃ "ઇશ્વર."

રોગીએ ફરીથી એક વાર આંખો બંધ કરી, આવો સુયોગ જોઇ યશોદાએ મન વડે બહુજ પ્રેમ અને શ્રદ્ધાપૂર્વક વિનતિ કરીઃ "હે ઇશ્વર ! હે અનાથના નાથ ! આ સ્ત્રી પર દયા કરો ! તેની માતા અને બાલકો પર દયા કરી તેને સાજી કરો !" રોગી સ્ત્રી થોડી વાર બાદ કહેવા લાગીઃ "મારે મોઢું ધોવું છે." યશોદાએ તેનું મોઢું ધોવરાવી પછી ડોસીને ઉઠાડી. સવાર થવા આવ્યું હતું, આજે બરાબર નિદ્રા આવવાથી ડોસી પ્રફુલ્લિત વદને ઊઠી યશોદાને અને તેની સાસુને આશીર્વાદ દેવા લાગી.

વ્રજે રાતે મજૂરોને કહી મૂક્યું હતું, તેથી તેઓ સવારના પહોરમાં યશોદાને અને વ્રજની માને લેવાને ગયા. પાલખી આવતાંજ યશોદા રોગી પાસેથી વિદાય થતી વખતે બોલીઃ "હવે અમે જઇએ છીએ, જરૂર પડે તો મારાં સાસુને ખબર મોકલજો. તમારી આરોગ્યતા માટે હું રોજ ઇશ્વરની પ્રાર્થના કરીશ."

રોગીઃ "મારી મા અને બાળકોને લીધે જીવવાની ઇચ્છા થાય છે."

યશોદાઃ "હું ઇશ્વરની પ્રાર્થના કરીશ. તે જરૂર તમારું ભલું કરશે."

યશોદા અને વ્રજની મા ઘેર આવ્યાં. સ્નાન, ભોજન વગેરેથી પરવાર્યા પછી યશોદા સૂઇ ગઈ. તેને ખૂબ ઊંઘ આવી ગઈ. વ્રજની માતાએ તેને ઉઠાડી નહિ. જ્યારે પાછલા પહોરે તે જાગી ત્યારેજ તેને ખબર પડી કે, ઊંઘમાં વખત વધારે નીકળી ગયો. ઊંઘમાંથી તેને ઊઠેલી જોઇને વ્રજની માતા પ્રેમપૂર્વક બોલીઃ "સારું કર્યું કે તું સૂઇ ગઇ. નહિ તો ઉજાગરાથી માંદી પડત." સાસુનાં આવાં પ્રેમયુક્ત વાક્યોથી યશોદાનું મન આનંદ પામ્યું અને તેણે કહ્યુંઃ

"માજી ! તમારી કૃપા હશે તો દશ રાત્રિઓનું જાગરણ કરવા છતાં પણ માંદી નહિ પડું." વ્રજની માતા પ્રસન્ન થઈ ત્યાંથી ચાલી ગઈ. યશોદાની કોમળ અને પ્રેમભરી વાણીથી તેના હૃદયમાં પણ પ્રેમ અને કોમળતા વ્યાપી ગયાં.

હવેથી જ્યારે જ્યારે વ્રજ કોઇ પણ રોગીની સારવાર કરવા યશોદાને મોકલતો હતો, ત્યારે ત્યારે માતા પણ તેની સાથે આનંદથી જતી હતી અને આખી રાત યશોદાની સાથે રહી રોગીની સારવાર કરતી હતી. હવે તેનું મન બહુજ કોમળ થઇ ચૂકયું છે; હવે તે ઘણો વખત રામાયણ વાંચવામાં ગાળતી હતી. હવે તેનામાં કડવાં વેણ અને ક્રોધનું સ્થાન મધુર વચને અને પ્રેમભાવે લીધું હતું. વાચકવૃંદ! તમે કદાચ પૂછશો કે, રામાયણ વાંચવાથી અને પ્રભુપ્રાર્થના કરવાથી તેને શો લાભ થયો? રામાયણ વાંચવાથી તેને માલૂમ પડયું કે તેનામાં અવગુણ છે અને તે દૂર કરવાની જરૂર છે; તથા અહંકાર કરવો એ વૃથા છે. પ્રથમ તે ધર્મની બાબતથી તદ્દન અજ્ઞાત હતી. હવે જ્યારે કોઈ ઊંડી ધર્મની કે વ્યવહારની બાબતમાં તેને સમજ પડતી નહોતી ત્યારે તે કહેતી કે, "હે ઈશ્વર! હું મૂર્ખ છું, મને સમજવાની શક્તિ આપો." ભક્તાધીન ભગવાન પ્રત્યેની ખરા હૃદયની તેની પ્રાર્થના નિષ્ફળ જતી નહિ અને દિવસે દિવસે તે વધારે ને વધારે નિરભિમાની અને ભક્તિપરાયણ થવા લાગી. પાપની શિક્ષા દુઃખ અને મૃત્યુબાદ નરક છે તથા સર્વ પાપ અને અવગુણથી છૂટવાનો ઉપાય માત્ર પ્રભુની ભક્તિ અને દીનદુઃખી પ્રાણીઓની સેવા કરવી એજ છે; એ વાત હવે તેને બહુ સારી રીતે સમજાઈ ચૂકી છે. હવે તે તેજ પ્રમાણે વર્તે છે અને સર્વભાવે ઈશ્વરને શરણ થઈ પૂર્ણ શાંતિ તથા આનંદપૂર્વક પોતાનાં પુત્ર તથા પુત્રવધૂ સાથે આયુષ્ય ગાળે છે.

વાચક ભાઈબહેનો! તમે પણ યશોદા, તેની માતા તેમજ વ્રજની માતાની માફક ખરા હૃદયથી અને શ્રદ્ધાથી ઈશ્વરની ભક્તિ, રામાયણનો પાઠ અને દીનદુઃખીઓ તરફ દયા કરતાં રહેશો, તો ઈશ્વર તમને પણ એવાંજ શાંતિ અને આનંદ આપશે કે જે શાંતિ અને આનંદ આ સંસારના બીજા ગમે તેવા વૈભવ પણ આપી શકતા નથી.

વાચક સજ્જન! સાસુનો વિશ્વાસ, રામનાથનું ધૈર્ય, યશોદાની નમ્રતા અને વ્રજમોહનનો પરોપકાર જોઇને તમારા મનમાં પણ તેવા ગુણો મેળવવા અથવા ખીલવવાની ઇચ્છા જાગૃત અથવા મજબૂત થઈ છે? પ્રભુ દયાળુ છે.

(મૂળ લેખકઃ-શ્રીયુત કામતાપ્રસાદ ગુરુ)



# ४०–एक दुःखमय घटना

( લેખિકાઃ–શ્રીમતી શાંતિદેવી )

આજકાલ જયાં હું રહું છું, તેનાથી થોડે દૂર એક નાનું પણ સુંદર ગામ આવેલું છે. તે આસપાસની જમીન કરતા ઊંચી જમીન પર આવેલું છે. તે ગામની આજુબાજુ ખજૂરનાં પુષ્કળ ઝાડો છે. તે ઝાડો પર રંગબેરંગી ફળોના સુંદર ગુચ્છા લટકે છે. ઈશ્વરે ખજૂરના કાનમાં સુવર્ણના તારથી ઝવેરાતનાં ઝૂમખાં લટકાવી દીધાં હોય એવું લાગે છે. જેવી રીતે આ ફળ દેખાવમાં આંખને સારાં લાગે છે, તેવી રીતે તે ખાવામાં પણ સ્વાદિષ્ટ હોય છે. આ ગામની પાસેજ એક મોટી નદી આવેલી છે. એ નદીમાં શ્રાવણ–ભાદરવામાં એટલું બધું પૂર આવે છે કે જેથી તેનું પાણી ગામની આસપાસ ફરી વળે છે અને ગામના લોકો એવા દિવસોમાં હોડકાં સિવાય આવ–જા કરી શકતા નથી. અહીં હિંદુઓની વસ્તી વધારે છે. તેઓ ખેતીવાડી અને વેપાર કરી અસલી રીતભાતથી રહે છે. હજી તેમને નવા જમાનાની અસર થઈ નથી; કારણ કે હજી સુધી રેલ દેવીએ આ ગામની આસપાસની ધરતીને પવિત્ર (!) કરી નહોતી.

આ ગામમાં ચંદ્રશંકર નામે એક ધનવાન પુરુષ રહેતો હતો, જેની પાસે લગભગ લાખ રૂપિયા નગદ હતા. તે ઉપરાંત તેની પાસે સ્થાવર અને જંગમ મિલકત પણ હતી. તેની પાસે સેંકડો નોકરચાકર હતા. તેને ત્યાં ચારપાંચ ગુમાસ્તા હતા અને તે ધીરધારનો ધંધો કરતો હતો. ધનની સંપત્તિ સાથે પરમાત્માએ તેના પર સંતાનની બક્ષિસ પણ કરી હતી. તેને સંતતિમાં પરમાનંદ નામે એક પુત્ર અને બે કન્યાઓ હતી. ધનવાન હોવા છતાં પણ ચંદ્રશંકર તેનાં વસ્ત્રો પરથી એક સાધારણ દુકાનદાર જેવો લાગતો હતો. તેણે ઘરકામ માટે હજી એક પણ નોકર રાખ્યો નહોતો.

પરમાનંદ છ વર્ષનો થયો, ત્યારે એક રાધા નામે કન્યાની સાથે તેની સગાઈ કરવામાં આવી. આ વખતે રાધા ચાર વર્ષની

હતી. જ્યારે રાધાની ઉંમર દશ વર્ષની થઈ ત્યારે તેનાં લગ્ન કરવાનું નક્કી થયું; પણ દુર્ભાગ્યવશાત્ રાધાને બળિયા નીકળવાથી તે વર્ષે લગ્ન બંધ રહ્યાં. પરમાત્માની કૃપાથી રાધા એમાંથી બચી તો ગઈ પણ તેની એક આંખમાં ફૂલ પડયું અને તેના મોઢા પર કાળા ડાઘ પડી જવાથી તેના સુંદર રૂપમાં મોટી ખામી આવી. એ પછી ત્રણ વર્ષ સુધી લગ્નનું મુહૂર્ત નહિ આવવાથી રાધા ચૌદ વર્ષની થઇ ત્યારેજ લગ્ન કરવાનો યોગ આવ્યો.

પરમાનંદ હવે ખરુંખોટું સમજવા લાગેલો હોવાથી તેણે તેની માતાને કહ્યું: "હું રાધા જેવી બદસૂરત છોકરી સાથે નહિ પરણું." પરંતુ ચંદ્રશંકરને ગળે આ વાત ઊતરે એમ નહોતું. લગ્નનો દિવસ નક્કી થયો. લગ્નને દિવસે વાજાં વાગ્યાં, જ્ઞાતિજમણ થયું, આનંદ મનાયો અને લગ્નક્રિયા સમાપ્ત થઈ; પરંતુ એથી કરીને પરમાનંદ જરા પણ ખુશી થયો નહિ. તેનાં માતા–પિતા, સગાં–વહાલાં, જ્ઞાતિજનો અને અન્ય સર્વ ખુશી થયાં, પણ તે પોતે તો દુઃખ અને ચિંતામાં રહ્યા કરતો હતો.

લગ્ન પછી બે વર્ષ વીતી ગયાં, રાધા સાસરેજ રહે છે. શિયાળાની ઋતુ ચાલતી હતી. એક દિવસે બપોરના સમયે રાધા તેની પાડોશણ બહેનપણી જમનાના મકાનની અગાશીમાં તડકે બેસી જમના સાથે સુખદુઃખની વાતો કરી રહી હતી.

રાધા—ભલી બહેન! મારા જેવી કામનસીબ સ્ત્રીને પ્રભુ કેમ ઉપાડી લેતો નથી? મેં એવાં તે શાં પાપ કર્યાં હશે? અહીં આવ્યાને આટલા બધા દિવસ થયા છે; તોપણ મારા સ્વામીએ એક વખત પણ મારા તરફ હસીને જોયું નથી. આખો દિવસ મજૂરની માફક ઘરનું કામ કર્યા કરું છું, છતાં કોઇ શાબાશી તો કયાંથી આપે; પણ ઊલટો સવારથી સાંજ સુધી ગાળોનોજ વરસાદ વરસતો રહે છે. આજથી આઠ દિવસ પહેલાં હું મારા સ્વામી માટે ચૂલા પર પાણીની દેગડી મૂકી ચોકડી સાફ કરતી હતી, એટલામાં બૂમ પડી કે, 'જલદીથી ગરમ પાણી ચોકડીમાં મૂક.' હું તેથી ગભરાઇને દેગડી ઉપાડી ચોકડીમાં મૂકવા ગઈ; પરંતુ ચોકડી ભીની હોવાથી પગ ખસી ગયો અને ગરમ પાણીની દેગડી મારા પગ પર પડી. ગરમ પાણી પડવાથી મારા પગ સખ્ત દાઝયા અને મારાથી ચીસ પડાઈ ગઈ. હું મારા પગ પકડીને રડતી હતી એટલામાંજ મારા પતિદેવ આવી પહોંચ્યા. તેમણે પગમાંથી પાવડીઓ કાઢી કાંઈ

પણ વિચાર કર્યા વિના મને ખૂબ મારી અને ગાળોનો વરસાદ વરસાવ્યો. છેવટે તેમણે કહ્યું: 'કૂતરી! પાણી ઢોળી દીધું ને પાછી ઢોંગ કરી પગ પકડીને બેસી રહી છે, તું અમને સર્વને દુ:ખ દેવાને માટે આવી છે. તું મરી જાય તો આ હમેશનો ઝઘડો ખતમ થાય. ચાલ જલદી કર. બીજું પાણી ગરમ કર. ઘડી પછી હું આવું છું.'

જમના—એ તો સઘળું મેં સાંભળ્યું પણ તારા પગે કેમ છે?

રાધા—બ્હેન! ઠીક છે; પણ પગ વાળીને બેસવાની ફુરસદ મળતી નથી, એટલે કેવી રીતે ઘા રુઝાય! શું કહું બહેન! આજે સવારે લીંપવાને માટે છાણુ લઇને ઘેર આવતી હતી એટલામાંજ મારા પતિદેવ બારણામાં મળ્યા. તે કોઇ કામપ્રસંગે બહાર જતા હતા. સવારના પહોરમાં તેમનાં દર્શન થવાથી હું તો મનમાં ખુશી થઇ, પણ મને જોઇને તેઓ ક્રોધે ભરાયા અને બોલ્યા: 'રે! તેં સવારના પહોરમાં તારું મોઢું કેમ બતાવ્યું? પ્રભુ જાણે કે આજે શું મુસીબત નડશે અને ભોજન પણ મળશે કે નહિ?' આટલું કહીને તેમણે છાણુની ડોલ મારા માથા પર ઊંધી વાળી અને કહ્યું: 'તેં મને મોઢું બતાવ્યું તેની સજા!' મારું માથું, મોઢું અને કપડાં સર્વ છાણુવાળું થઈ ગયું. હું દોડતી દોડતી ગોસાંઇવાળા કૂવા પર ગઇ. ત્યાં મેં સ્નાન કર્યું, કપડાં ધોયાં અને સૂકવ્યાં અને જલદી જલદી બીજું છાણુ લઇ ઘેર આવી. મેં ગમે તેટલી ઉતાવળ કરી તોપણુ એકાદ કલાક તો થઇ ગયો. ઘેર આવતાંજ સાસુજીએ મોઢું ચઢાવી કહ્યું: 'રાધા! હવે તો તારા રંગઢંગ જુદા લાગે છે. આજે સવારની કયાં ગઈ હતી? આ વખતે નહાવાધોવાનું કેવું? કંઈ કાળું કરીને તો નથી આવીને? બોલ હત્યારી! કેમ બોલતી નથી?' જમના બહેન! આવાં વચનો સાંભળી મારી શું સ્થિતિ થઈ તે હું કહી શકતી નથી. જો તે વખતે ઈશ્વરે મને ધરતીમાં માર્ગ આપ્યો હોત તો હું સમાઈ જાત. ઈશ્વર પણ સાંભળતો નથી! મારી સાસુનાં આવાં માઠાં વચનો સાંભળીને હું ખૂબ રડી. મારી આંખોમાંથી આંસુની ધાર વહેવા લાગી.

સાસુ પાસે સ્વામીની ફરિયાદ કરવાનું મને મારા ધર્મથી વિરુદ્ધ લાગવાથી મેં સાસુને જૂઠું કહ્યું કે, 'મારો પગ ખસી જવાથી મારા શરીર અને કપડાં પર છાણુ પડયું હતું, તેથી મને નાહતાં અને ધોતાં વાર લાગી હતી.' પણ મારા કહેવા પર કોણુ વિશ્વાસ રાખે? સાસુએ મને એવાં વચનો કહ્યાં કે જેવા વચનો કોઇ પુરુષ

પણ પોતાની સ્ત્રીને કહે નહિ.

આ વાત કરતાં કરતાં રાધા રડતી હતી. રડતાં રડતાં તેનાથી બોલી શકાયું નહિ. જમના પણ તેનું દુઃખ સાંભળીને રડવા લાગી. જમના રાધાને આશ્વાસન આપવા ઇચ્છતી હતી, એટલામાંજ રાધાની સાસુએ ગાળો દઈ રાધાને બોલાવી. બિચારી રાધા આંસુ લૂછતી ઊઠી ઊભી થઈ.

સારાંશ એજ કે, રાધા અત્યંત દુઃખી સ્ત્રી હતી. તેને બિચારીને કોઇ દિવસ પહેરવાને માટે ઊજળું કપડું કે ખાવા માટે પેટપૂરતું અન્ન પણ મળતું નહોતું, તો પછી ઘરેણાં તો ક્યાંથીજ મળે? તે આખો દિવસ ઘરનો ધંધો કરે છે અને બદલામાં ગાળો ખાય છે. તે છતા પતિએ બાલવિધવા જેવી હતી. બિચારી રાધાને માટે આટઆટલું દુઃખ પણ જાણે ઓછું હોય, એમ તેનાં લગ્ન પછી ચોથે વર્ષે તેના પર બીજી આપત્તિ આવી. પરમાનંદનાં માતાપિતાએ આખરે તેના અભાવથી લાચાર થઈ તેની મરજી અનુસાર તેને બીજી કન્યા લીલાવતી સાથે પરણાવ્યો. લીલાવતી રૂપાળી હતી અને તે તેના પતિને વહાલી હતી; તેથી આખા ઘરમાં તેનો દોર ચાલવા લાગ્યો. તેને માટે એક દાસી રાખવામાં આવી, જે તેનું સઘળું કામ કરતી હતી. તે આખો દિવસ પલંગપર પડી રહેતી અને ઘરના સર્વ લોકો કામકાજ કરતા. લીલાવતીને પરણ્યા બાદ પાંચછ માસ વીત્યા હતા. એક દિવસે તે જમવા બેઠી હતી. તેની દાસીએ પલંગ પરની મેલી ચાદર કાઢી નાખી તેના પર સફેદ ચાદર પાથરી. લીલાવતી જમી રહ્યા પછી પલંગ પર જઇને બેઠી. તેને પગે લાગેલો કચરો લૂછ્યા વિનાજ તે પલંગ પર ચડી, એટલે તે કચરો ચાદર પર ચોંટ્યો; જેથી તેની સાસુએ કહ્યું: "વહુ! કંઇક રીતભાત શીખો. ચાદર બગડી તે તો ધોવાશે; પણ કોઇ જુએ તો તમારી કિંમત કરે." આટલું સાંભળતાંજ વહુનો મિજાજ ગયો. તે કોઇની સાથે સીધી વાત પણ કરતી નહોતી. સાંજે પરમાનંદ ઘેર આવ્યો, ત્યારે લીલાવતીએ ઘૂંઘટ કાઢી તેની પાછળ પાછળ મેડી પર જઇને પરમાનંદના કાનમાં ઝેર રેડ્યું. પરમાનંદે ગુસ્સાથી રાતાપીળા થઈ જઇ બહાર આવીને પોતાની માતાને કહ્યું: "શું હવે ચાદર ધોવાનો એક પૈસો ખર્ચ કરવા જેટલો પણ મારો હક નથી? જરા કચરાનો ડાઘ લાગ્યો એમાં તે શું જતું રહ્યું? અમારું મોઢું ન ગમતું હોય

તો અમને જુદાં કરો.” આવા બનાવ આ પછી વખતોવખત આ ઘરમાં બનવા લાગ્યા.

પરમાનંદના બીજા લગ્ન પછી રાધાના દુઃખનો વધારો થતો રહ્યો. દાસી જેટલી પણ તેની કદર થતી નહોતી. એક દિવસે લીલાવતી તેને પિયેરથી સાંજના આવી ને પલંગ પર સૂતી. રાધા એ સમયે કામકાજથી પરવારીને બેઠી હતી, તેથી તે લીલાવતીની પગચંપી કરવા ગઇ; પણ લીલાવતીએ તેમ કરવા દેવાની ના પાડી. રાધાએ કહ્યું: “બહેન! બહુ ફરી હઈશ તેથી થાકી ગઇ હઇશ, જરા દબાવવા દે.” એટલું કહી તે લીલાવતીના પલંગની પાંગતે બેસી તેના પગ દબાવવા જતી હતી, એટલામાંજ “બહુ ફરી હઇશ” એ શબ્દોથી ગુસ્સે થઇને લીલાવતી બોલી: “શું બોલી? ફરી હઈશ? તું ને તારી મા. રાંડ, ઊઠ અહીંથી.” આટલું કહી તેણે તેને બહુજ જોરથી લાત મારી, પણ એટલામાં રાધા ખસી ગયેલી હોવાથી પલંગના પાયાને તેનો પગ વાગ્યો અને તેથી તેના પગનું હાડકું ભાંગી ગયું. બિચારી રાધા એક બાજુએ મૂર્તિની માફક ઊભી રહી હતી. લીલાવતીએ એક ચીસ પાડી અને “હાય! હાય!” કહી બૂમો પાડવા માંડી. એટલામાં પરમાનંદ ત્યાં આવી પહોંચ્યો અને તેની સાસુ–નણંદ પણ આવી પહોંચ્યાં. પરમાનંદે લીલાવતીની આવી દશા જોતાંજ રાધાને તેનું કારણ પૂછ્યું. રાધાએ જે કાંઇ બન્યું હતું તે કહ્યું. પરમાનંદે કહ્યું: “ત્યારે એમ કેમ ભસતી નથી કે આનું કારણ તુંજ છે.” એમ કહીને તેણે રાધાનો ચોટલો પકડી તેને ધક્કો માર્યો. ત્યાં આગળ એક લોખંડની પેટી પડી હતી, તેના ઉપર પડવાથી તે બેહોશ થઈ ગઈ. તે બિચારીની કોને પડી હોય? સર્વનું લક્ષ્ય લીલાવતી તરફ હતું. ચંદ્રશંકરના ઘરમાં ડોકટરને તો કોઇ વખત બોલાવતાંજ નહિ. હાડવૈદ્યનું કામ જાણનાર એક હજામને બોલાવવામાં આવ્યો. તેણે કહ્યું: “હાડકું તૂટ્યું છે પણ પરમેશ્વરની કૃપાથી સંધાઇ જશે.” હાડકાનો સાંધો મેળવતાં મેળવતાં લીલાવતીને બહુજ દુઃખ થયું. તે બેહોશ થઈ ગઇ. પાટો બાંધ્યા પછી એક કલાકે તેને ભાન આવ્યું, તોપણ તેને ઘણું દરદ થતું હતું. દરદને લીધે બૂમો પાડવાથી તેનું ગળું બેસી ગયું. તે ફરીથી બેહોશ થઈ ગઈ. મધ્યરાત્રિનો સમય થઈ ગયો હતો; તોપણ બિચારી રાધાની શી દશા થઇ હતી, તે તરફ હજી કોઇએ લક્ષ્ય આપ્યું નહોતું. હવે તેને

જરા ભાન આવ્યું અને "પાણી" એવો શબ્દ તેના મોઢામાંથી નીકળી ગયો.

આ વખતે માત્ર લીલાવતીની દાસી જાગતી હતી. તેણે રાધા પાસે આવીને જોયું તો તેને માલૂમ પડયું કે, પેટી આગળ જમીન પર રાધા પડી છે, તેનું માથું ફૂટી ગયું છે અને તેના લોહીમાં તેનું માથું અને મોઢું લદબદ થઈ ગયું છે. દાસીને જોઇને રાધાએ પાણી માગ્યું. દાસીએ તેના મોઢામાં પાણી મૂક્યું. ત્યારબાદ રાધા કાંઇક કહેવા ઇચ્છતી હતી, પણ તેનાથી બોલી શકાયું નહિ. એટલામાંજ લીલાવતીએ દરદને લીધે ચીસ પાડવાથી સર્વ ઊઠીને બેઠાં થઇ ગયાં. થોડી વાર પછી સવાર પડતાં રાધાનું શબ પડેલું જણાયું. સર્વને ચિંતા થઇ કે, કદાચ આ વાતની ચોળાચોળ થશે અને પોલીસને ખબર પડશે તો પંચાત થશે; તેથી જલદી જલદી તેને શ્મશાનભૂમિમાં લઈ જઈ બાળી મૂકી અને તેના મરણનું બનાવટી કારણ જાહેર કર્યું.

લીલાવતીનો પણ જોઇએ તેવો ઉપાય ન થવાથી તેનો જ્વર દિનપ્રતિદિન વધતો ગયો. થોડા દિવસમાં તેના પગમાં ઘારાં પડ્યાં અને એક માસની સખ્ત પીડા ભોગવીને તે પણ સંસારમાંથી ચાલી ગઇ. હવે પરમાનંદને ઉદાસીનતાથી આખું ઘર સૂનું ભાસવા લાગ્યું. લીલાવતીને મર્યાને ઘણો સમય થયો નહોતો, એવામાંજ એક દિવસે પડોશમાં જાન આવતી હતી. આતશબાજી છૂટવા માંડતાં જોનારાઓની ભીડ વધી ગઇ. આતશબાજી ઘણી સારી હોવાથી લોકો તે જોઇને ઘણા ખુશ થતા હતા. પરમાનંદ પણ મેડીની અગાસીમાંથી આતશબાજી જોતો હતો. દુર્ભાગ્યવશાત્ એક હવાઇ આડી થઇ જવાથી તે ફરફર કરતી પરમાનંદના ધોતિયામાં આવી ભરાઈ; ઘણો પ્રયત્ન કર્યા છતાં પણ આગ ઓલવાઇ શકી નહિ અને પરમાનંદ આખા શરીરે દાઝ્યો. તેને મેડીમાં લઈ જવામાં આવ્યો, ઘણા ઇલાજો કર્યા; પણ કશાથી ફાયદો થયો નહિ; તેની પીડા વધતીજ ગઇ, તેના શરીરમાં કીડા પડ્યા અને અંતમાં તે પણ તેનાં માતાપિતાને સંસારમાં એકલાં મૂકીને પરલોકમાં ગયો.

ચંદ્રશંકર અને તેની સ્ત્રીને હવે આ સંસાર દુઃખમય દેખાવા લાગ્યો. તેમણે રડી રડીને નેત્રો ખરાબ કર્યાં પણ ક્યાં સુધી? કાળના વહેવા સાથે પુત્રવિયોગનો ઘા રુઝાતો ચાલ્યો.

પરમાનંદના મૃત્યુને બે વર્ષ વીતી ચૂકયાં હતાં અને તેની બ્હેન કમળા કે જેને બારમું વર્ષ જતું હતું, તેનાં લગ્નની તૈયારી થઈ રહી હતી. જાન આવવાને ચાર દિવસજ બાકી હોવાથી ચંદ્રશંકર રાત્રિદિવસ કામકાજ કર્યા કરતો હતો. એક દિવસે તે ઘણો થાકી ગયો હતો. રાત્રિએ જરા આડો થયો કે તરતજ તેને ઘસઘસાટ ઊંઘ આવી ગઇ. રાત્રિએ ચંદ્રશંકરે એક સ્વપ્ન જોયું, તેમાં તેણે એમ જોયું કે:

સ્વર્ગમાં ધર્મરાજાનો દરબાર ભરાયો છે. દરબારનો ઠાઠમાઠ એવો છે કે તે તરફ આંખ ઊંચી કરીને જોઈ શકાતું નથી. જોતજોતામાં એક મોટો અવાજ થયો. અવાજની સાથેજ ઉપરથી એક તખ્ત નીચે ઊતર્યું. આ તખ્તનો પ્રકાશ ઘણોજ હતો. તેના તરફ જોતાંજ અંજાઇ જવાતું હતું. તખ્તની વચ્ચે એક સુંદર સ્ત્રી બેઠી હતી. આ તખ્તને દરબારની એક બાજુએ લઈ જવામાં આવ્યું. ત્યારબાદ થોડાજ સમયમાં પ્રથમના તખ્ત કરતાં વધારે શોભાયમાન એક બીજું તખ્ત નીચે ઊતર્યું; જેમાં ધર્મરાજા બેઠેલા હતા. પ્રથમ તો તેમણે પ્રથમના તખ્ત તરફ જોયું. પછી કહ્યું: "પેલા બે કેદીઓને લાવો." આટલું કહેતાંજ સામે થોડે દૂર લોઢાના એક પાંજરામાં કેદીઓ દેખાયા. તેમની સ્થિતિ દયાજનક હતી. રહી રહીને તેમનાં શરીરોમાંથી આગના ભડકા નીકળતા હતા, તેને લીધે તેમનાં શરીર દાઝતાં હતાં અને તેઓ પીડાથી બૂમો પાડીને કાગારોળ કરી મૂકતાં હતાં. આ જોઇને ચંદ્રશંકર કંપી ગયો. તેણે વધારે ધ્યાન આપી જોયું તો તેને જણાયું કે તખ્તમાં બેઠેલી રમણી તેની પુત્રવધૂ રાધા હતી અને એ બંને કેદીઓ તે તેનો પુત્ર પરમાનંદ અને પુત્રવધૂ લીલાવતી હતાં. ધર્મરાજાએ ચિત્રગુપ્ત પાસે તે કેદીઓનાં કર્મની નોંધ જોવરાવીને હુકમ કર્યો કે, "દરવાજો બંધ કરો અને આ કેદીઓને તેમના જેવાંજ પાપી પ્રાણીઓ પાસે નરકવાસમાં મોકલી દો." એક પટાવાળાએ ચંદ્રશંકરને પણ ખૂણામાં બેઠેલો જોયો અને તે તેને પકડવા માટે દોડયો. ચંદ્રશંકર કંપી ઊઠયો અને તેનાથી એક ભયંકર સાચી ચીસ પડાઇ ગઇ. તે આંખો ચોળતો ચોળતો બેઠો થયો ને બોલી ઊઠયો: "હેં! સર્વ સ્વપ્ન હતું કે ખરું હતું?" ખરી રીતે તો આ સ્વપ્નજ હતું, પણ ચંદ્રશંકરના મન પર એ સ્વપ્નનો એટલો બધો પ્રભાવ પડયો કે એ દિવસ સુધી તો તેનો જીવજ ઠેકાણે આવ્યો

નહિ. દૈવેચ્છાથી કમળાને સાસરેથી જાન આવવાને આગલેજ દિવસે આકાશમાં વાદળાં ચડી આવ્યાં. આકાશમાં કાળી ઘટા છવાઇ ગઈ. ચંદ્રશંકરને લાગ્યું કે, વરસાદ આવશે તેથી જે સરસામાન વરસાદમાં ખરાબ થાય એવો હતો, તે તેણે ઓસરીમાં મુકાવ્યો. રાત્રે ખૂબ વરસાદ પડ્યો, ઘરનાં સર્વ માણસો થાકી ગયાં હતાં. ખાઇપરવારીને દાસી ઓસરીમાં સૂઈ રહી અને ચંદ્રશંકર, તેની સ્ત્રી અને કમળા મેડીએ સૂતાં. વરસાદનું જોર વધતું જતું હતું, વીજળીના ચમકારા અને વાદળાંના કડાકાભડાકા મનુષ્યને થથરાવી મૂકતા હતા. જાણે હાલજ વીજળી પડશે એમ લાગતું હતું. જેમ તેમ કરતાં સવાર થયું. વરસાદ બંધ થયો. લોકો જાગૃત થઇને ઊઠવા લાગ્યા; એટલામાંજ ચંદ્રશંકરના ઘરમાંથી બૂમ પડી. આડોશીપાડોશીઓએ જઈ પહોંચીને જોયું તો ચંદ્રશંકર અને તેની સ્ત્રી બંને વીજળી પડવાથી મુડદાં થઇને પડ્યાં છે અને બિચારી કમળા તથા દાસી બંને છાતીફાટ રડી રહ્યાં છે !

આખા ગામમાં હાહાકાર થઇ ગયો. જે કોઇ આ સમાચાર સાંભળતું તે કંપી ઊઠતું હતું. એક પતિવ્રતા સ્ત્રીના નિસાસાએ તેના આખા કુટુંબનો નાશ કર્યો હતો.

વાચક બંધુ અને બહેનો! જોયું? આ એક બાલ્યાવસ્થાની સગાઈ અને વિવાહની વાત છે. મને લાગે છે કે, આપના મન પર આ વાતથી ઘણી અસર થઇ હશે. આપનામાંથી ઘણાંખરાંને નાનાં પુત્રપુત્રીઓ અથવા બહેનો હશે! આપને મારી એજ પ્રાર્થના છે કે, આ વાત આપના સ્મરણમાંથી ખસેડતાં નહિ અને કદી પણ ભૂલેચૂકે તમારી સંતતિની સગાઇ કે વિવાહ તેમના બચપણમાં કરતાં નહિ.

મૂર્ખ અને જુલમી પતિઓ તથા સાસુસસરાઓને પણ આ વાતમાંથી ઘણું સમજવાનું અને ચેતવાનું છે. આ વાર્તા વાંચતાં હૃદય કંપી ઊઠતું હોય તો નીચલી મતલબનો સદ્બોધ સારી પેઠે ધ્યાનમાં રાખીને પોતાની જુલમી રીત એકદમ તેમણે બંધ કરવી જોઇએ.

"તુલસી હાય ગરીબકી, કબૂ ન ખાલી જાય;"
ભૂએ ઢોર કે ચામસેં, લોહા ભસ્મ હો જાય."





# ૪૧–સાચી સુંદરતા

એક દિવસ ત્રણ સ્ત્રીઓ પોતપોતાની સુંદરતા પર માંહોમાંહે લડતી હતી. એક સુંદર સ્ત્રી દિવસમાં વીસ વખત ઉત્તમ સાબુ વડે પોતાનું શરીર ધોતી હતી. બીજી કે જે શ્યામ રંગની હતી તે પોતાના શરીર પર ઈંટ અને પથ્થરના ટુકડા ઘસતી હતી અને ત્રીજી સ્ત્રી ગોરી હતી તોપણ વધારે સુંદર દેખાવા માટે અનેક પ્રકારની ઔષધિઓનું સેવન કરતી હતી. તે ત્રણે સ્ત્રીઓ લડતી લડતી એક વૃદ્ધ સ્ત્રી પાસે ગઈ અને તેમણે પોતપોતાના હાથ બતાવીને કહ્યું: "અમારામાંથી કોના હાથ વધારે સુંદર છે?" તે બિચારી વૃદ્ધ સ્ત્રીને ઘણી ભૂખ લાગી હતી. તે ભિક્ષા માગવા જતી હતી. તેણે કહ્યું: "મને ભૂખને લીધે કંઈ ગમ પડતી નથી. મને કાંઇ ખાવાનું આપો તો હું કહું કે, કોના હાથ સુંદર છે." તે વૃદ્ધ સ્ત્રીની વાત સાંભળી સર્વે ચૂપ રહી. કોઇએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ અને સર્વ તે વૃદ્ધ સ્ત્રીની સાથે સાથે આગળ ચાલી. થોડેક દૂર ગયા પછી સામેથી પાઠશાળામાંથી એક કન્યાને આવતી જોઇને તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું: "બેટી! મને બહુજ ભૂખ લાગી છે." આ સાંભળી તે કન્યા તે સ્ત્રીને ત્યાં ઊભી રાખી પોતાને ઘેર ગઈ અને માતા પાસેથી શેકેલા ચણા વગેરે ખાવાનું લઈ આવીને તે વૃદ્ધ સ્ત્રીને આપ્યું. વૃદ્ધ સ્ત્રી તે ખાઇ રહ્યા પછી પાણી પીને બોલી: "જુઓ, તમારામાંથી જે વિલાયતી સાબુથી પોતાનું શરીર સુંદર બનાવવા ચાહે છે તેના હાથ સુંદર નથી; કારણ કે તે તેના ધર્મ અને ધન બન્નેનો નાશ કરી રહી છે, કેમકે વિલાયતી સાબુ અશુદ્ધ વસ્તુઓમાંથી બને છે અને મોંઘો મળે છે. જે પોતાના હાથપગ પથ્થર અને ઈંટોના ટુકડા ઘસી સુંદર બનાવવા મથે છે, તે પણ મૂર્ખ છે; કારણ કે ગધેડાને ઘસી ઘસીને ધોવાથી કાંઇ તે ગાય બની જતું નથી; અર્થાત્ ખરી સુંદરતા એમ કરવાથી આવી શકતી

નથી. જે સ્રી અનેક પ્રકારની ઔષધિઓનું સેવન કરે છે તે પણ તેના ધનનો વ્યર્થ નાશ કરે છે અને તે તમારા બન્ને કરતાં વધારે મૂર્ખ છે; કારણ કે ખરેખરાં સુંદર થવું એ કાંઈ ઔષધિથી બની શકતું નથી.

"જેનાં માતા-પિતા સુંદર છે તેજ સુંદર હોય છે. તેનો દાખલો તમારા આગળ મોજૂદ છે. આ કન્યાએ મને દુઃખથી વ્યાકુળ જોઇ તેની માતા પાસે જઇ મારા માટે ખોરાકની વ્યવસ્થા કરી; માટે આ કન્યાના અને તેની માતાના હાથજ ખરેખરા સુંદર છે. જે પોતાના હાથે પરોપકાર કરે છે તેમના હાથજ સુંદર કહેવાય છે. હાથની શોભા પરોપકાર છે, એમ ધર્મશાસ્રોમાં પણ કહ્યું છે.

"પ્યારી બહેનો ! સુંદર બનવા માટે વ્યર્થ ધન નષ્ટ કરો નહિ. આપણા દેશના અસંખ્ય જનોને દિવસમાં એક વાર પણ પેટપૂરતું અન્ન મળતું નથી અને તમે સુંદરતા વધારવા માટે રૂપિયાનું પાણી કરો છો એ શું ઓછું દુઃખજનક છે ? આપણે તો એવોજ ઉપાય કરવો જોઇએ, કે જેથી કરીને આ લોક અને પરલોકમાં આપણા હાથ સુંદર કહેવાય અને આપણા દેશ તથા આપણી જાતિનું ભલું થાય."

તે વૃદ્ધ સ્રીની શિખામણ સાંભળી ઉક્ત ત્રણે સ્રીઓ હવે પછી તે મુજબ કરવાની પ્રતિજ્ઞા કરી પોતપોતાને ઘેર ગઈ.





# ૪૨–મહાન પૂજા

( મૂળ લેખકઃ–શ્રી. પ્રભુવનનાથ સપ્રુ )

જાપાનના મહારાજ સિયુજિગાકુઈનિ (ઈસ્વીસન ૯૩૦)ના સમયમાં જાપાનમાં એક અદ્ભુત તારો દેખાયો. આ તારાને જોઈને એક પ્રખ્યાત જ્યોતિષશાસ્ત્રીએ કહ્યું કે, “ રાજ્યના બે મહાન લશ્કરી અમલદારોમાંથી એક પર મોટી વિપત્તિ આવશે.”

આ વખતે નખીરા અને સન્યોરી નામના બે અમલદારો મુખ્ય હતા. તેઓ બન્ને સૈન્યના જમણા અને ડાબા હાથની માફક હતા. જ્યારે સન્યોરીએ જ્યોતિષશાસ્ત્રીની આગાહી સાંભળી ત્યારે તે તેના કુટુંબકબીલા સાથે પાસેના એક બુદ્ધમંદિરમાં જઈ પૂજા–પાઠ કરવા લાગ્યો. નખીરાએ આવું કાંઇ પણ કર્યું નહિ.

જ્યારે પુરોહિત કે જે સન્યોરીને પૂજા કરાવતો હતો, તેના જાણવામાં આ વાત આવી ત્યારે તેણે નખીરાને પોતાની પાસે બોલાવ્યો અને ઘણા આશ્ચર્યથી કહ્યું: “ તારાના ઉદય થવાથી સન્યોરી પર વિપત્તિ ન આવે તેટલા માટે તે દરેક મંદિરમાં જાય છે અને તમે તેવું કેમ કરતા નથી?”

નખીરાએ ઉત્તર આપ્યો: “ કારણ કે એ તારાના ઉદયથી અમારા બેમાંથી એકના પર અવશ્ય વિપત્તિ આવશેજ. તેથી મેં વિચાર કર્યો કે, હું વૃદ્ધ થઇ ગયો છું અને મારામાંથી દિનપ્રતિદિન શક્તિ ઓછી થતી જાય છે; જ્યારે સન્યોરી હજુ યુવાન છે અને તે મારાથી વધારે અક્કલમંદ છે. જો હું પ્રાર્થના કરું અને કદાચ મારી પ્રાર્થના માન્ય થાય તો આ વિપત્તિ સન્યોરી ઉપર પડે અને તેથી રાજ્યને એક મોટું નુકસાન થાય; માટેજ હું મારા પરથી વિપત્તિ ટાળવા માગતો નથી.”

પુરોહિતે આ વાત સાંભળતાંજ કહ્યું: “ ધન્ય છે! આ પણ એક અતિ ઉત્તમ કાર્ય છે. શું આ વિચારને એક ‘મહાન પૂજા’ તરીકે ન ગણી શકાય? જો દેવતાગણ અને બુદ્ધદેવ સત્ય છે તો આ વિપત્તિ તમારા ઉપર નહિજ પડે.” આટલું કહી તે ત્યાંથી ચાલ્યો ગયો અને તેની વાત સત્ય ઠરી.



# ૪૩–दोरा–धागाना ढोंग

( મૂળ લેખકઃ–શ્રી. ચતુર્ભુજ સહાય ચતુર્વેદી )

(૧)

“ શું તમે ભૂત–પ્રેતની વાત માનતા નથી ? ”

“ ના. ”

“ ત્યારે ચારપાંચ માસના ગર્ભ શાથી લોપ થઇ જાય છે ? ”

“ સ્ત્રીઓને ગર્ભાશય સંબંધી રોગ. પહેલાંની અને હાલની સ્ત્રીઓની રહેણી–કરણીમાં ઘણો ફેર પડી ગયો છે તે. ”

“ મહેરબાની કરી કહો કે એ ફેર શો છે ? ”

“ ફેર એજ કે, હાલની સ્ત્રીઓમાં બાળકને જન્મ આપવાની તેમજ ગર્ભવતી સ્ત્રીઓએ કેવી રીતે રહેવું તથા ખાવુંપીવું જોઇએ, તે વાતની બુદ્ધિજ હોતી નથી. ”

એક મકાનના દીવાનખાનમાં ઉપલી વાતચીત ચાલતી હતી. પ્રશ્ન કરનાર સ્ત્રીની ઉંમર આશરે પાંત્રીસ વર્ષની હતી. ઉત્તર આપનાર એક કોલેજનો વિદ્યાર્થી આશરે ચોવીસ વર્ષનો હતો. તેનું નામ વીરેન્દ્રનાથ હતું, પરંતુ ઘરનાં માણસો તેને વીરેન્દ્ર કહીનેજ બોલાવતાં હતાં. પ્રશ્ન કરનાર સ્ત્રીનો વીરેન્દ્ર જમાઈ હતો. આજે ઘણા દિવસે તે તેને સાસરે આવ્યો છે. તેની ચારે બાજુ ઘરની યુવાન સ્ત્રીઓ બેસીને તેની ઠઠ્ઠા–મશ્કરી કરે છે. પ્રશ્ન કરનાર સ્ત્રીની પુત્રી શાંતિને વીરેન્દ્ર સાથે પરણાવેલી હતી.

(૨)

સાંજ પડતાં જમાઇને માટે ખાવાની તૈયારીઓ થવા લાગી. સ્ત્રીઓના ટોળામાંથી ઊઠીને વીરેન્દ્ર નગરની શોભા જોવા નીકળી પડયો એટલામાં તે ઘરમાં એક સ્ત્રીના મસ્તકમાં અને ઉદરમાં પીડા થવા લાગી. આખા ઘરમાં ગભરાટ વ્યાપી ગયો. ઉપાયને માટે સર્વ પોતપોતાની સલાહ દર્શાવવા લાગ્યાં; કોઇએ કહ્યુંઃ “સૈયદની કબર પર ચાદર ચડાવવી જોઇએ.” કોઇએ કહ્યું કે, “બદરીનાથ બાવો હોશિયાર છે.” એક વૃદ્ધ સ્ત્રીએ કહ્યું કે, “ અહીંથી ચાર ગાઉ પર એક બાવાજી રહે છે, તેણે સંકડો સ્ત્રીઓને સારું કર્યું છે, એટ-

લુંજ નહિ પણ જેને સંતાનની આશા નહોતી તેવી સ્ત્રીઓના ખોળામાં બાવાજીના દોરાધાગાથી ચાર ચાર બાળકો રમે છે." વિલંબ કરવાનો સમય નહોતો, તેથી ઉપાયોની શરૂઆત થઈ. દાદીમા સ્નાન કરી ચાદર લઇને સૈયદની કબર તરફ ચાલ્યાં. જતાં જતાં રસ્તામાં તેમને ભગલો હજામ મળ્યો. તેને તેમણે બદરીનાથને બોલાવવા મોકલ્યો. દાદીમાએ સૈયદની કબર ઉપર ચાદર અને સવા રૂપિયાની ભેટ મૂકી અને હાથ જોડીને તે ઘર તરફ વળ્યાં. ઘર આગળ બદરીનાથ દાદીની રાહ જોતો ઊભો હતો. દાદીમા આવતાંજ તે પણ ઘરમાં પેઠો. ઘરમાં જઇ તેણે પોતાની જાળ પાથરવા માંડી. થોડા સમય સુધી ચુપચાપ બેઠા પછી તેણે માથું ધુણાવવાની અને કૂદવાની શરૂઆત કરી દીધી. લગભગ અર્ધો કલાક સુધી આમ કર્યાં પછી તેણે કહ્યું: " તમારા ઘરમાં બ્રહ્મરાક્ષસનો કોપ છે. જો તમે અગિયાર રૂપિયા, એક લોટો ભરીને દૂધ અને એક પાનનું બીડું આપો તો હું તેને તે ચીજો પહોંચાડું. આમ નહિ કરો તો તે શાંત થશે નહિ અને તેનો કોપ વધશે " દાદીમાથી આ સાંભળીને કેમ બેસી રહેવાય ? તરતજ તેમણે બદરીનાથને તેની કહેલી સામગ્રી અને અગિયાર રૂપિયા આપ્યા. બદરીનાથ પ્રસન્ન થતો થતો અને જય જય શબ્દોનું ઉચ્ચારણ કરતો કરતો પોતાના ઘર તરફ ચાલતો થયો. એટલા સમય દરમિયાન રોગી સ્ત્રીને કંઇક ચૂર્ણ ઇત્યાદિ પણ આપવામાં આવ્યું અને પીડા પણ ઓછી થવા લાગી.

( ૩ )

લગભગ બે કલાક સુધી જોવા જેવાં સ્થળો જોઈ દીવા વખતે જમાઇરાજ પાછા આવ્યા તો ઘરની સર્વ સ્ત્રીઓને ચિંતા ભરેલે ચહેરે બેઠેલી જોઈ. આવી દશા જોઇને વીરેન્દ્ર શંકાશીલ થઈ દીવાનખાનામાં જઇ લૂગડાં ઇત્યાદિ ઉતારીને ત્યાં આગળ પડેલા એક ખાટલા પર બેઠો. ભગલો હજામ તેમને પંખો નાખવા લાગ્યો. દાદીએ તેમની પૌત્રી ગોમતીને ધીમેથી કહ્યું: " બહેન ! તારા બનેવી ફરીને આવ્યા છે. તેમને માટે થાળી પીરસ, વાળુ કરવાનો સમય થઈ ગયો છે." ગોમતીએ થાળી પીરસીને વીરેન્દ્રને જમવા બોલાવ્યો. વીરેન્દ્ર પાટલા પર જમવા બેઠો, એટલામાં સામેની ઓરડીઓમાંથી એક હૃદયભેદક અને દયા ઉપજાવે એવી ચીસ સંભળાઈ. એ ચીસના શબ્દો "ઓ મા...........મરી............"હતા. વીરેન્દ્રથી હવે રહેવાયું નહિ. તેણે ખાવાનું બંધ કર્યું અને પૂછ્યું.

વીરેન્દ્ર—ગોમતી, આ કોણે ચીસ પાડી ?

ગોમતી–આજે કાકીના પેટમાં પીડા થાય છે. તમે ઘરમાંથી બહાર ગયા કે તરતજ તેમના પેટમાં પીડા થવા લાગી.

વીરેન્દ્ર–કંઈ દવાની ગોઠવણ કરી કે નહિ?

ગોમતી–દાદી કાંઇ કરે છે તો ખરાં.

વીરન્દ્ર–દાદી ક્યાં છે? તેમને મારી પાસે બોલાવશો?

ગોમતી–હા, બોલાવી લાવું.

વીરેન્દ્ર થોડુંઘણું ખાઇને હાથ ધોઇને ખાટલા પર જઈ બેઠો. ત્યાં આગળ ગોમતીની માતા (તેની સાસુ) બેઠી હતી. તેણે એક પાનનું બીડું બનાવીને વીરેન્દ્રને આપ્યું. એટલામાં ગોમતી દાદી-માને બોલાવીને આવી. દાદીને જોઇને વીરન્દ્રે કહ્યું.

વીરેન્દ્ર–શું તમારી વહુના પેટમાં દરદ થાય છે?

દાદી–હા વીરેન્દ્રનાથ! જ્યારે તમે ફરવા ગયા ત્યારથીજ તેના પેટમાં દરદ થવા લાગ્યું છે. બિચારી બહુ પીડાય છે.

વીરેન્દ્ર–તેનું કારણ કંઈ માલૂમ પડયું?

દાદી–કારણ શું? તેને ત્રણ મહિના થયા છે. તેણે અમારું કહેવું માન્યું નહિ ને માધવને ઘેર ગઇ, ત્યાંથી આવતાંજ તેની આ દશા થઇ ગઇ.

વીરેન્દ્ર–શું માધવને ઘેર જવાથીજ આ દુઃખ ઊભું થયું?

દાદી–હા, ત્યાં ભૂતપ્રેતનો વાસ છે; નહિ તો મારે તેને ત્યાં જવાને માટે શા માટે રોકવી પડે?

વીરેન્દ્ર–પણ કાંઇ ઉપાય કર્યો કે નહિ?

દાદી–જેણે જે ઉપાય બતાવ્યા તે સર્વે કર્યા; પરંતુ દુઃખ-માં ઘટાડો થતો નથી. થોડો સમય દુઃખ ઓછું થયું, પણ હવે પાછું વધ્યું છે.

વીરેન્દ્ર–શું ઉપાયો કર્યા?

દાદી–સૈયદની કબર પર ચાદર ચઢાવી; બદરીનાથને દેખાડયું તે પણ અગિયાર રૂપિયા લઇ જતો રહ્યો. હવે અહીંથી ચાર ગાઉ પર એક ગામ છે ત્યાં એક બાવો રહે છે. સાંભળવા પ્રમાણે તે ઘણો હોશિયાર છે; તેને બોલાવવા માટે ભગલા હજામના છોકરાને મોકલ્યો છે. તેને કહ્યું તો છે કે જેમ બને તેમ બાવાને સાથે લઇનેજ આવજે.

વીરેન્દ્ર–પણ કોઇ ડૉકટર અથવા વૈદ્યને બતાવ્યું?

દાદી–બસ! એમનું નામ અમારા ઘરમાં દેતા નહિ. જીવ-વાની આશા હશે તોપણ તેઓ મારી નાખશે.

વડસાસુની વાતો સાંભળી વીરેન્દ્રને અત્યંત દુઃખ થયું. તેણે મનમાં ને મનમાંજ કહ્યું: "હા! ભારતમહિલાઓમાં મૂર્ખતાની કાંઇ સીમા છે! હા વિધાતા! શું તેં ભારત-નારીઓના અધઃપતનનું બીડું ઝડપ્યું છે? હા પ્રભુ! શું અજ્ઞાનતાને માટે બીજું સ્થાન નહોતું કે તેને આ બિચારી કોમળ સ્ત્રીજાતિના મસ્તકમાંજ સ્થાન આપ્યું?" આવી રીતે વીરેન્દ્ર દુઃખી હૃદયે વિચાર કરતો કરતો બહાર ગયો અને ત્યાં એક ખાટલા પર સૂતો.

(૪)

જો કે વીરેન્દ્ર ખાટલા પર સૂતો હતો, મંદ મંદ શીતળ પવન આવતો હતો, પરંતુ તેને ચેન પડયું નહિ; કેમકે ઘરમાંથી ચીસોના જે દયામણા "ઓ મા!" "ઓ મા!" શબ્દો આવતા, તે સીધા તેના કાનમાં પહોંચતા હતા અને તેથી તેના હૃદયના ટુકડા થતા હતા. તે આમતેમ પાસાં બદલતો હતો, એટલામાં બરાબર રાત્રિના નવ વાગે ભગલા હજામનો છોકરો એક બાવાને લઇને આવ્યો. બાવાના શરીરનો રંગ એટલો બધો કાળો હતો કે જેને જંગલી કાગડાના રંગ સાથે અથવા તો બૂટના કાળા પોલીસ સાથે સરખાવી શકાય. તે શરીરે બહુજ સ્થૂલ હતો. હાથમાં લોઢાનો ચીપિયો અને માત્ર ફાટલી લંગોટી પહેરીને યમના દૂતની પેઠે સીતારામ બોલીને તે બારણા આગળ આવી પહોંચ્યો. દાદીમા બાવાના આવવાના સમાચાર સાંભળીને તરતજ બહાર આવ્યાં અને તેને ઘરમાં લઈ ગયાં. અંદર જઇને બાવો એક આસન પર બેઠો અને તેણે પોતાની જાળ પાથરવાનો આરંભ કર્યો; તે મનમાં અને મનમાં કાંઇ જાપ જપવા લાગ્યો, લગભગ અર્ધો કલાક સુધી તે ચુપચાપ બેસી રહ્યો. જાપ સમાપ્ત થયા બાદ એક તાવીજ બનાવીને દાદીમાને આપ્યું અને કહ્યું: "આ તાવીજ તમારી વહુના ગળામાં બાંધો. રામ રક્ષા કરશે." એટલું કહી તે ભેટ લઇને ચીપિયાનો અવાજ કરતો કરતો ચાલતો થયો. તરતજ દાદીએ બાવાના તાવીજને વહુને ગળે બાંધ્યું. આટલા બધા ઉપાયો થયા છતાં રોગીના કષ્ટમાં તો સહેજ પણ તફાવત પડ્યો નહિ. બાવાના ગયા બાદ વીરેન્દ્રને જેમ તેમ કરીને ઊંઘ આવી.

વીરેન્દ્રના સૂતા બાદ એક કલાક વીત્યો નહોતો, એટલામાં એકાએક ઘણા ઉચ્ચ સ્વરે આક્રંદ સંભળાયું. વીરેન્દ્ર ચમક્યો અને તરતજ ઊઠીને ઘરમાં ગયો. અંદર જઇને જોયું તો તેને

રોગીની દશા અત્યંત શોચનીય લાગી. રોગી (સ્ત્રી)ને તેના શરીરનું ભાન નહોતું. તેની સામે માંસ અને રુધિરના ઢગલા પડ્યા હતા. દાદીમા ઉચ્ચ સ્વરે રુદન કરતાં હતાં: "વહુ! હવે હું તારા વિના આ જિંદગી કેવી રીતે પૂરી કરીશ? તું મારી વૃદ્ધાવસ્થાનો આશરો હતી હવે મને લોટી ભરીને કોણ પાણી પાશે?" બીજી બાજુએ ગોમતીની મા ઉચ્ચસ્વરે રુદન કરતી હતી અને કહેતી હતી: "તમારી માને કાંઇ કહેવું છે? દિયેરને તાર કરું?" માતાનું નામ સાંભળતાંજ રોગીની આંખમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી; કારણ કે આ સંસારમાં માતૃપ્રેમથી અધિક કોઈ પ્રેમ નથી, એ નિર્વિવાદ છે. દિયેરનું નામ અર્થાત્ તેના પતિનું નામ સાંભળી તેનામાં ચૈતન્ય આવ્યું અને તેણે સાલ્લાનો છેડો પોતાના મોઢા પર નાખ્યો, જે થોડાજ સમયમાં આંસુથી ભીંજાઈ ગયો. હવે વીરેન્દ્રથી રહેવાયું નહિ. તેણે અંદર જઈ સર્વ સ્ત્રીઓને કહ્યું: "અહીંથી ખસો." બાદ તે બહાર આવ્યો, એક પાડોશીની બાઇસિકલ લઈને તે દવાખાને ગયો અને જલદીથી એક લેડી ડોકટર અને એક હિંદુ ડૉકટરને લઈ તે પાછો આવ્યો; જો કે દાદીમા વીરેન્દ્રના આ કાર્યથી અસંતુષ્ટ થયાં હતાં, તોપણ વીરેન્દ્રે તેની કાંઇ પણ દરકાર રાખી નહિ. ડૉકટરે રોગીને તપાસીને કહ્યું: "રોગ વધી ગયો છે, તમારે અત્યાર આગમચ કોઇ પણ ડૉકટરની સલાહ લેવી યોગ્ય હતી. તમે નાહક વિલંબ કર્યો છે, પણ ઇશ્વર માલિક છે." આટલું કહીને ડૉકટરે એક શીશીમાંથી દવા કાઢી રોગીને માથે ચોપડી, આથી દરદીને ચૈતન્ય આવ્યું. ચૈતન્ય આવતાંજ તેને બીજા પલંગ પર સુવાડી બીજા ઓરડામાં લઇ જવામાં આવી. લેડી ડૉકટર આખી રાત રોગી પાસે રહીને તેને યોગ્ય સમયે દવા આપતી હતી. પ્રાતઃકાળ થતાં લેડી ડૉકટર ચાલી ગઈ અને પછી દરરોજ તે દિવસમાં એક વાર આવતી હતી. આવી રીતે લગભગ પંદર દિવસ વીત્યા બાદ રોગીને આરામ થયો.

ભારત-ભગિનીઓ! તમારો આવા દુષ્ટોના ફંદામાં ફસાઇને ક્યાંસુધી હાનિઓ વેઠવાનો વિચાર છે? જ્યાં ત્યાં આવાં ઉદાહરણો જોવામાં આવે છે, પરંતુ અજ્ઞાનતા તમારો કેડો મૂકતી નથી. યાદ રાખો કે, રોગની ચિકિત્સા તેનાં કારણ તપાસીને તેને દૂર કરવાથીજ થઇ શકે છે. ભૂત-પ્રેત બતાવનાર ઠગોના ફંદામાં ફસાવું એ તો પોતાના હાથેજ પોતાના પગ પર કુહાડો મારવા જેવું છે.



# ૪૪–મૂર્ખ સ્ત્રી

(લેખકઃ–શ્રી. જહૂરબક્ષ માસ્તર)

રમાનો સ્વભાવ કજિયાખોર છે. રોજ રોજ તે તેના પતિ સાથે ઝઘડો કરે છે. રમાનો પતિ દર મહિને પચાસ રૂપિયા કમાય છે. રમા દરરોજ પતિના ખિસ્સામાંથી કંઈ ને કંઈ ચોરે છે અને પતિને હાડમારીમાં રાખે છે. તેના પતિને જ્યારે જરૂર પડે છે, ત્યારે તે તેને એક કોડી પણ આપતી નથી અને તેની સાથે ઝઘડો કરે છે; તે બિચારો જેમ તેમ કરી તેનું કામકાજ ચલાવી લે છે.

એક દિવસે એક સ્ત્રી રમાની પાસે આવી અને તેને કહ્યું: "રમા બહેન! મારા દુઃખની કથની શું કહું? મારા ઘરનાં સર્વ માણસો મારી સાથે લડે છે, મારે ઘણું દુઃખ છે. મારા પર દયા કરી મને પાંચ રૂપિયા આપો. અલ્પ સમયમાંજ હું તમારા રૂપિયા વ્યાજ સહિત પાછા આપીશ. રૂપિયે બે પૈસા વ્યાજ આપીશ." રમાને તેની વાત પર વિશ્વાસ આવ્યો. તરતજ તેણે તે સ્ત્રીને પાંચ રૂપિયા આપ્યા. તે સ્ત્રી રૂપિયા લઈ ઘેર ગઈ.

એક મહિના પછી તે સ્ત્રી રમાને પાંચ રૂપિયા મુદ્દલ અને વ્યાજના અઢી આના આપી ગઈ.

થોડા દિવસ પછી તે સ્ત્રી ફરીથી આવી અને રમાને કહેવા લાગી: "બહેન! તમે જાણો છો કે મને કોઈની કોડી ઓળવવી ગમતી નથી. જ્યાંસુધી હું ઋણમાંથી મુક્ત થતી નથી, ત્યાંસુધી મને ઊંઘ આવતી નથી." રમા બોલી: "હા, તમારો સ્વભાવ બહુ સારો છે. જ્યારે કામ પડે ત્યારે બેલાશક દસવીસ રૂપિયા લઈ જજો." તે સ્ત્રીએ કહ્યું: "દસવીસજ નહિ પણ આજે તો મને પચાસ રૂપિયાની આવશ્યકતા છે. જો તમે મને એટલી રકમ ધીરશો તો હું તમને દર રૂપિયે એક આનો વ્યાજ આપીશ." તરતજ રમાએ તે સ્ત્રીને પચાસ રૂપિયા ગણી આપ્યા. તે રૂપિયા લઈ તે ઘેર ગઈ. થોડા સમય પછી તે સ્ત્રી પાછી રમા પાસે આવી અને કહેવા

લાગી: "બહેન! તમે બહુ ઉતાવળાં છો. આજે તમે મને પચાસને બદલે એકાવન રૂપિયા આપ્યા હતા. લો તમારો રૂપિયો. કોઇ નાદાન માણુસ હોત તો તમારો રૂપિયો ઓળવત." રમાએ તેના હાથમાંથી રૂપિયો લીધો અને મનસ્વીપણે કહ્યું: "આ સ્ત્રી ઘણી પ્રમાણિક છે! તેને કોઈની હરામની વસ્તુ ખપતી નથી."

થોડા દિવસ બાદ તે સ્ત્રી રમાની પાસે આવી અને તેણે રમાને પચાસ રૂપિયા મુદ્દલ અને પચાસ આના વ્યાજના આપ્યા અને કહ્યું: "બહેન! તમારા રૂપિયા ગણી લો, જ્યારે મને જરૂર પડશે ત્યારે હું ફરીથી લઇશ." રમાએ કહ્યું: "આટલી બધી ઉતાવળ શું કરવા કરો છો? જરૂર હોય તો પાછા લઇ જાઓ. તમારી પાસે હશે તે મારી પાસેજ છે." સ્ત્રીએ કહ્યું: "વારુ, તમે કહો છો ત્યારે હું થોડા દિવસ માટે આ રૂપિયા પાછા લઈ જાઉં છું, પણ આજે તમારું એક કામ પડ્યું છે." રમાએ કહ્યું: "કહો, શું કામ છે? બોલો." સ્ત્રીએ કહ્યું: "મારે બીજા પચાસ રૂપિયાની આવશ્યકતા છે અને મારા એક સગાને ત્યાં લગ્નપ્રસંગ છે તેથી મારે ત્યાં જવાની પણ જરૂર છે, માટે જો ચાર દિવસને માટે તમારાં ઘરેણાં આપો તો હું લગ્નમાંથી પાછી આવીને તરતજ તમારાં ઘરેણાં પાછાં આપી જઈશ." રમાએ ખુશી થઈ પચાસ રૂપિયા અને પોતાનાં સર્વ અભૂષણો તે સ્ત્રીને આપ્યાં.

લગભગ બે મહિના વહી જવા છતાં તે સ્ત્રી આભૂષણો કે રૂપિયા આપવા આવી નહિ; ત્યારે રમાને ઘણી ચિંતા થઈ. એક દિવસે રમા પૂછતી પૂછતી તે સ્ત્રીને ઘેર જઈ પહોંચી અને તેણે તે સ્ત્રી પાસે રૂપિયાની અને આભૂષણોની માગણી કરી. તે સ્ત્રી વિકરાળ સ્વરૂપ કરી રમા તરફ દોડી અને કહ્યું: "લુચ્ચી! બદમાશ! તેં કોને ઘરેણાં આપ્યાં છે? કોને ગળે પડવા આવી છે?" આમ કહી ધક્કો મારીને તેણે રમાને ઘરમાંથી બહાર કાઢી મૂકી અને કહ્યું: "જો ફરીથી અહીં આવી તો ટાંટિયાજ ભાગી નાખીશ." રમા તો આ બધું સાંભળીને અને જોઈને એવી ડરી ગઇ કે કાંઇ પણ બોલી શકી નહિ અને કરેલા કાર્ય માટે પસ્તાવો કરતી કરતી ઘેર આવી. ધીમે ધીમે તેના પતિને આ સર્વ વાતની ખબર મળી. તે બિચારો સીધો અને સરળ આદમી હતો, એટલે તેણે રમાને કાંઈ કહ્યું નહિ; નહિ તો રમાની શી વલે થાત તે કહેવું અશક્ય છે. તેણે રમાને નીચે પ્રમાણેની શિખામણ આપીનેજ

સંતોષ માન્યો.

"કોઈ અજ્ઞાત મનુષ્યને તમારે ઘેર આવવા દેશો નહિ અને કદાચ આવવા દો તો એકદમ તેના પર વિશ્વાસ કરશો નહિ.

"વ્યાજનો લોભ કરી ચોરી-છૂપીથી કોઇને કોઇ વસ્તુ આપશો નહિ."

રમાના પતિની ઉપલી એ શિખામણો સાથે અમે પણ મળતા થઇ વિશેષમાં જણાવીશું કે, ઘરમાંથી ચોરી કરીને અથવા બીજી કોઇ પણ રીતે ધણીના છાના પૈસા ભેગા કરવા એ મહાપાપ છે. ઉપલી વાર્તામાં કહ્યું તેમ તેનું પરિણામ ઘણે ભાગે તો "ચોરીનું ધન એળે જાય, પાપી હાથ ઘસતો થાય" એવુંજ આવે છે; છતાં કદાચ છેવટ સુધી એ પૈસા બચી રહ્યા અને મરતી વખતે પુત્ર-પુત્રીઓને સોંપવા પડ્યા; તોપણ ચોરી કરવાનું પાપ તો ચોટેલુંજ રહે છે. વળી એથી તેમ કરનારની પુત્રીઓ તથા વહુઓ પણ દેખા-દેખીથી પોતપોતાના ઘરમાંથી એવી ચોરી કરતાં શીખે છે.





# ૪૫-પત્નીની વીરતા

( મૂળ લેખકઃ-શ્રી. નવલબિહારી મિશ્ર )

ઘોર અંધારી રાત્રિ છે. આકાશ સ્થિર છે. સાગર પણ સ્થિર છે. આવી ગાઢ શાંતિનો ભંગ કરતી 'ટાઇટેનિક' નામની તદ્દન નવી આગબોટ પ્રથમવારનોજ પ્રવાસ કરતી રાત્રિના અગિયાર વાગે ઇંગ્લૅંડથી અમેરિકા તરફ પ્રયાણ કરી રહી છે. આકાશ વાદળાંથી છવાઇ ગયું છે. કોઇ કોઈ વખત આકાશમાં નક્ષત્ર ચમકે છે, સમુદ્ર શાંત છે, નાની નાની લહેરો એક અથવા બીજી બાજુથી આવી એકમેકની સાથે અથડાઇ પડે છે, જળ ઊંચે ઊછળીને પાછું નીચે પડી ઍટલૅન્ટિક મહાસાગરના જળમાં મળી જાય છે. જાણે કે આ લહેરો યાત્રીઓને "તમારી અમેરિકા પહોંચવાની આશા અમારા જેવી વૃથા છે" એવું સૂચન કરતી હોય એમ લાગે છે.

* * * *

જુઓ, સેંકડો સ્ત્રી-પુરુષો નિદ્રાદેવીના સુખશાંતિમય ખોળામાં વિશ્રામ કરી રહ્યાં છે, માત્ર એકાદ બે ઓરડામાં કેટલાંક નરનારી પાનાં ઇત્યાદિની રમતો રમી નિદ્રાદેવીનું અપમાન કરી રહ્યાં છે.

જુઓ, આ ઓરડામાં આ બે આત્મા સુખથી સૂતા છે. હા! થોડા સમય પછી શું થશે એ તો એ જગદાધાર પરમાત્મા સિવાય બીજું કોણ જાણી શકે?

સૂતેલા બે આત્માઓમાં એક યુવક અને એક યુવતી છે. બન્નેની અવસ્થા વીસપચીસ વર્ષથી અધિક નહિ હોય. યુવકનું નામ મિસ્ટર ડાયમંડ છે, તે ઇંગ્લૅંડના એક જમીનદારનો પુત્ર છે. કોઇ વિશેષ કાર્યવશાત્ તે ન્યુયૉર્ક ગયો હતો, ત્યાંજ તે યુવક તથા યુવતી લગ્નગ્રંથિથી જોડાયાં હતાં એ પછી તેઓ ઇંગ્લૅંડ આવ્યાં હતાં. ત્યાં કેટલોક સમય રહીને તેઓ 'ટાઈટેનિક' પર સવાર થઈ અમેરિકા તરફ જવા નીકળ્યાં છે, અહા! કેવી પ્રગાઢ નિદ્રા! કેવાં સુંદર સરળ મુખમંડળ! કેવાં સુકુમાર અંગો!

* * * *

આવી રીતે થોડો સમય ગાઢ નિદ્રામાં રહ્યા પછી યુવતી

એકાએક ઝબકીને ઊઠી, આંખો ઉઘાડી બારણા તરફ જોયું અને પછી આંખો બંધ કરી દીધી, પણ ઊંઘ આવી નહિ. તેણે એક વાર ફરીથી આંખો ઉઘાડી તેના પ્રિય પતિ તરફ જોયું અને ઊઠવાનો પ્રયત્ન કરવા લાગી. જે મુસાફરો પહેલીજ વાર દરિયાની મુસાફરી કરે છે, તેમને ઊંઘમાંથી ઊઠતી વખતે ઘણીજ અશક્તિ લાગે છે. તે યુવતી પણ ઊઠવા લાગી ત્યારે તેના પગ ડગમગવા લાગ્યા; તરતજ તેણે દીવાલ પકડી લીધી તોપણ તે પડી ગઈ. હાથે બાંધેલું સોનાનું બ્રેસલેટ-વોચ પાસે પડેલા ટેબલની સાથે અથડાવાથી અવાજ થયો, એટલે મિસ્ટર ડાયમંડની પણ આંખ ઊઘડી ગઈ. તેણે ઊઠી, યુવતીને ઉઠાડી અને તેના પડવાનું કારણ પૂછયું; પણ યુવતીએ કાંઇ જવાબ આપ્યો નહિ.

આવા શાંત ભાવમાં કેટલીક સેકંડો વીતી ગઈ. અંતમાં યુવતી બોલી: "મેં આજે એક મોટું ભયાનક સ્વપ્ન જોયું છે. આપણે એક ભાંગેલી નૌકા પર ચઢી કોઈ દૂર દેશની જાત્રા કરી રહ્યાં છીએ. ચારે બાજુ ભયાનક ચૂપકીદી વ્યાપી રહી છે. કોઈ પણ સ્થળેથી કશોજ અવાજ સંભળાતો નથી. સખ્ત પવન આવવા લાગ્યો. પ્રથમ તો માત્ર સાગરનું જળ કંપાયમાન થયું અને તે પછી.... મોટી મોટી...........લહેરો ઊઠવા લાગી. અંતે એક બહુજ મોટી લહેરમાં પડી આપણે બન્ને..........." આટલું બોલી તે યુવતી થોડી વાર થોભી, તેનો કંઠ રૂંધાઇ ગયો; તેણે અશ્રુપૂર્ણ નેત્રોએ પતિ તરફ જોયું અને કહ્યું: "..................આપણે તો અપાર જળમાં ડૂબી ગયાં છીએ......................" યુવક કંઇક દુઃખ અને હાસ્યભર્યા સ્વરમાં 'હં' કહી ચૂપ રહ્યો.

અલ્પ સમય બાદ તે યુવતી સોફા પર સૂતી અને તેને નિદ્રા આવી ગઇ. આ જોઇને એ યુવક પણ અશાંતચિત્તે સૂઈ રહ્યો.

"ટક્કર"! કેટલાએ સ્ટીમરના કામદારોના મુખમાંથી નીકળતા આ શબ્દે શાંતિના રાજ્યમાં કોલાહલ મચાવી દીધો. એક ક્ષણમાંજ લોકો આમતેમ દોડવા લાગ્યા. યુવક પણ અશાંતચિત્તે તુરતજ બહાર આવ્યો. બહાર આવી તેણે જે કાંઇ જોયું તેનો તેને સ્વપ્ને પણ ખ્યાલ આવ્યો નહોતો. તેણે જોયું કે સ્ટીમરનો પંખો તૂટી ગયો છે, સ્ટીમરની પાસેજ ઉજ્જવળ બરફના પહાડ જેવી કોઇ વસ્તુ લહેરોદ્વારા પાણીમાંના પોતાના પ્રતિબિંબને કંપાયમાન કરી રહી છે અને આગબોટમાં એક સ્થળેથી બે ફૂટ જેટલી મોટી જળધારા શત્રુની માફક પ્રવેશ કરી રહી છે! અર્ધરા-

ત્રિના સમયે સ્ટીમર ઉપર ઘોર કકળાટ થઇ રહ્યો. મિસ્ટર ડાયમંડે આકાશ તરફ જોયું તો ત્યાં પણ ઘોર અંધકાર વ્યાપી રહેલો! શીતળ વાયુ સન્ સન્ કરતો ફૂંકાતો હતો. "આજે શું થશે?" એ વિચારથી આ યુવકનું હૃદય કંપી ઊઠયું.

* * * *

બચાવનાં હોડકાંઓ સાગરમાં ઉતારવામાં આવ્યાં, વાયરલેસ ટેલિગ્રાફીદ્વારા ખબરો મોકલી અને કેટલાક બિનઅનુભવી મનુષ્યો પંપદ્વારા જળ કાઢવાનો અસંભવિત યત્ન કરવા લાગ્યાં.

* * * *

પતિપત્ની બંને ઊતરવાના સ્થાન આગળ આવી પહોંચ્યાં. મિસ્ટર ડાયમંડે કહ્યું: "દેવી! જાઓ, પ્રાણ બચાવો................ મારા સંબંધીઓને મારા પ્રણામ કહેજો........................અને મારી એક પ્રાર્થના હતી..........."આટલું કહેતાં તેનો કંઠ રૂંધાઇ ગયો. આંખોમાંથી પ્રબલ અશ્રુધારાઓ વહેવા લાગી. તેની વીર પત્નીએ કહ્યું: "તમે શું કહો છો? શું તમે એમ માનો છો કે, હું તમને છોડીને એકલીજ જઇશ? આવો, આપણે બન્ને મૃત્યુ દેવીના ખોળામાં સુખથી મહાનિદ્રાનો અનુભવ લઇએ, કે જેમાંથી પાછું ઊઠવું પડે એમ નથી...................."મિસ્ટર ડાયમંડે કહ્યું: "શોક માત્ર એટલોજ છે કે, આપણા બન્નેના ભાગ્યમાં સુખ ભોગવવાનું લખ્યું નથી........ખેર............ઇશ્વરેચ્છા........" એટલામાંજ સ્ટીમરમાં છેવટનું બેંડ વાગ્યું. સર્વ મનુષ્યો એકસ્વરથી ઇશ્વરનું સ્મરણ અને મૃત્યુનું આવાહન કરવા લાગ્યાં! જાતજોતામાં 'ટાઇટેનિક'નો અડધો ભાગ જળમગ્ન થઈ ગયો અને બાકીનો ભાગ પણ જલદીથી સાગરના ગર્ભમાં સમાવા લાગ્યો. તૂતક પર પણ જળ ફરી વળ્યું અને એક મોટા અવાજ સાથે 'ટાઇટેનિક' સ્ટીમર તેનાં મનુષ્યો તેમજ મનુષ્યોની રહીસહી આશાઓને સાથે લઈ વિલીન થઈ ગઇ! વાચક! ઉક્ત પતિપત્નીરૂપ બે દિવ્ય પ્રાણી પણ એની સાથેજ આ જગતમાંથી સદાને માટે જતાં રહ્યાં; પરંતુ પોતાની દિવ્ય કહાણીરૂપી અમૂલ્ય વારસો બચેલાં મનુષ્યોદ્વારા આ જગતને આપતાં ગયાં, કે જેથી કરીને જગતની કોટયવધિ સન્નારીઓ આગળ સહધર્મિણીના મહાવ્રતને દર્શાવનારા એક આદર્શ દૃષ્ટાંતનો વધારો થયો. ધન્ય છે એ પતિપત્નીને!



# ૪૬–हसवानुं खसवुं !

( મૂળ લેખકઃ–શ્રી. લક્ષ્મીનારાયણ ગુપ્ત )

વાચકો ! આજે અમે આપને ગામડાંની હોળીનું એક એવું હૃદયવેધક દશ્ય બતાવવા માગીએ છીએ, કે જે વાંચી રૂંવાડાં ઊભાં થઇ જાય છે અને મશ્કરીનું અનિષ્ટ પરિણામ દેખાઇ આવે છે. અમને તો આશ્ચર્યજ થાય છે કે, સ્ત્રીઓ અને પુરુષો વચ્ચે મશ્કરી કેવી ? કુળવાન મનુષ્યો તો કોઈ પણ પરપુરુષની કે પરસ્ત્રીની મશ્કરી કરવામાં અત્યંત હલકાઈ સમજે છે.

કુંદન નામનો એક આહીર પાસેના એક ગામડામાં–જ્યાં તેની સાસરી હતી ત્યાં–હોળીને ટાંકણે ગયો. સાસરીમાં માત્ર તેનો સાળો અને સાળાવેલી બેજ જણ હતાં. તેઓએ કુંદનનું સ્વાગત કર્યું.

હોળીને દિવસે કુંદન અને તેની સાળાવેલી બન્ને સારી પેઠે હોળી રમવા લાગ્યાં. રંગ, ગુલાલ, ધૂળ અને કાદવદ્વારા કુંદને તેની સાળાવેલીને રંગી; પણ તે શરીરે બળવાન નહિ હોવાને લીધે નણદોઈને કાંઇ કરી શકી નહિ અને તેનો લહાવો લઇ શકી નહિ; તેથી તે બીજી રીતે નણદોઈને બનાવવાના ઉપાય ઘડવા લાગી.

બપોરનો સમય થયો, સર્વ જમી પરવાર્યાં. કુંદન એક મોટા વૃક્ષની નીચે ખાટલો નાખી સૂઇ ગયો. તેની સાળાવેલી આવો લાગ જોઇ ઘરમાંથી મોટાં મોટાં બે દોરડાં લઈ આવી. કુંદન જાણે નહિ તેવી રીતે તેના દરેક પગે એકએક દોરડું બાંધ્યું. પછી તેમાંના એક દોરડાનો છેડો ઝાડ સાથે બાંધ્યો અને બીજાનો છેડો ત્યાં એક ભેંસ બેઠી હતી તેના પગ સાથે બાંધ્યો. પછી તે જોરથી તાળીઓ પાડી હસવા લાગી અને ભેંસને એક ડફણાથી મારવા લાગી.

વાચકો ! હવે હૃદય કઠણ કરી સાંભળશો ? ભેંસને ડફણાનો માર પડવા લાગતાંજ તે ઊઠીને નાસવા લાગી, તે વખતે હા ! બિચારા નિરપરાધી કુંદનની ચીસોથી આખું ગામ ચોંકી ઊઠયું અને ઘણા

લોકો ગભરાયલે ચહેરે ત્યાં આવી પહોંચ્યા, પણ હવે તેઓનો શો ઉપાય? કુંદનના તો વચમાંથી બે ટુકડા થયા હતા!

ખબર મળતાંજ પોલીસના માણસો આવી પહોંચ્યા અને તપાસ કરી સાળાવેલીને જિલ્લાકોર્ટમાં મોકલી દીધી. ન્યાયાધીશે આવી મશ્કરી પર પોતાનો શોક પ્રગટ કર્યો અને આવી મશ્કરીની ભૂખી સાળાવેલીને દેશનિકાલની સજા કરી.

વાચકબંધુઓ અને બહેનો! હસવાનું ખસવું થઈ જવાનું આ અતિ ભયપ્રદ દૃષ્ટાંત છે, પરંતુ ઠઠ્ઠામશ્કરીમાંથી તેમજ ધિંગામસ્તીમાંથી આવાં નહિ તો આથી ઓછાં શોકપ્રદ પરિણામો અનેક જગ્યાએ થવાના બનાવો દરેક ગામમાં પ્રસિદ્ધ હોય છે; માટે એવી રીતની રમત અને ઠઠ્ઠામશ્કરીથી સદા દૂરજ રહેજો.





# ૪૭–आदर्श नारीरत्न

( મૂળ લેખકઃ–રાજા ખલકસિંહ )

આ વાર્તાની હકીકત તદ્દન સત્ય છે. આ વાત બન્યાને આજ-કાલ કરતાં દસઅગિયાર વર્ષ થયાં છે. જે વખતે આ ઘટના બની તે વખતે મારી ઉંમર બાર વર્ષની હતી; મારા રહેઠાણુની નજીક આ ઘટના બની હતી. આ વાર્તામાં જણાવેલાં મનુષ્યો ઉચ્ચ કુળનાં છે અને તેમનાં નામ કે સ્થાન આપ્યા વિનાજ હું મારી વાર્તા કહીશ.

યુક્તપ્રાંતના કોઈ એક ગામમાં એક ઠાકોર રહેતો હતો. તે એક મોટો જમીનદાર હતો. ભાઇભાંડુઓમાં સંપ પણ સારો હતો. તેની ધર્મપત્ની અત્યંત સુંદર અને પતિવ્રતા હતી. પેટે કાંઈ સંતતિ નહિ હોવાથી કોઇ કોઇ વખત તેનું ચિત્ત ઉદાસ થઇ જતું હતું, પણ તે તેના પતિદેવને તેનું સર્વસ્વ લેખી ચિત્તને પ્રસન્ન રાખતી હતી; છતાં તેનો પતિ અત્યંત મૂર્ખ અને દુરાચારી હતો. સ્ત્રી તેને શિખામણુ આપતી પણ તેના પર તેની કાંઇ અસર થતી નહિ. એક દિવસ તેની સ્ત્રીએ તેને બહુજ ઠપકો દીધો. દુરાચારી ઠાકોરે એ ઉપરથી કોઇ પણ રીતે એ ભલી સ્ત્રીનો જીવ લેવાનો ઇરાદો પોતાના મનથી કર્યો અને મોઢેથી સારું મનાવવા સારુ કહ્યું કે, “ હું એવું કશું કરતો નથી; પરંતુ તને વિશ્વાસ નથી તો ચાલ આપણે ગંગાજીમાં સ્નાન કરી આવીએ. ત્યાં હું નીમ લઇ મારા સર્વ બૂરા સ્વભાવોને રજા આપીશ.”

પતિનાં આ વચનો સાંભળી પત્ની અત્યંત ખુશ થઇ અને તેણે યાત્રાએ જવાની તત્પરતા દર્શાવી.

એટલામાં બહારથી કોઇએ ઠાકોર સાહેબને બૂમ પાડી, તેથી એક લાંબો અને મોટો “ હું–ઉં ઉં ” અવાજ કરી તે બહાર ગયો. સાંજના ઘેર આવી વાળુ કર્યા પછી તેણે પત્નીને પૂછ્યું: “ કેમ, જવાની તૈયારી કરી છે ને ?” જવાબ મળ્યો: “ હા.”

(૨)

પ્રાતઃકાળે બન્ને ઊઠયાં અને નિત્યકર્મથી પરવારી જરૂરી સામાન લઇ ઘેરથી નીકળ્યાં. રેલવેદ્વારા તેઓ જઈ શકત, પણ બળદગાડી તૈયાર હતી તેમાં બન્ને બેઠાં. તેમની સાથે અન્ય કોઈ હતું નહિ. આખે રસ્તે ઠાકોર ઉદાસ રહ્યો. તેની સ્ત્રી પતિની એવી દશા જોઇ ચિંતામાં પડી, પરંતુ કાંઈ બોલી નહિ. તીર્થરાજ પ્રયાગમાં પહોંચી સ્નાન કર્યા પછી ઠાકોરે ગંગાજીમાંથી એક અંજલિ પાણી લઈ પોતાની સ્ત્રી તરફ મોં કરી કહ્યું: "લે, જો; આજે હું મારી કુટેવને તિલાંજલિ આપું છે." આટલું કહી તેણે મનમાં કાંઇ બોલી જળ મૂકી દીધું અને કહ્યું: "હવે તારા મનની મુરાદ પાર પાડી?"

આ જોઇ એ નિર્દોષ પતિવ્રતાને કેટલો આનંદ થયો હશે તેનો વિચાર વાચકોએજ કરી લેવો.

(૩)

કેટલાક દિવસ તીર્થયાત્રા કરી બન્ને જણ ઘર તરફ આવવા નીકળ્યાં. આ દરમિયાન ઠાકોર ઘણોજ ખુશ રહેતો અને પોતાની સ્ત્રીપ્રત્યે ઘણું હેત દર્શાવતો હતો; એથી તે પતિવ્રતાના આનંદની સીમા રહેતી નહિ.

બે દિવસ સીધા સરળ રસ્તે ચાલ્યા પછી ત્રીજે દિવસે તેઓ બન્ને એક ઘોર જંગલમાં જઈ પહોંચ્યાં, કે જ્યાં મનુષ્યનાં દર્શન દુર્લભ હતાં. આ સ્થાને ગાડી પહોંચતાંજ ઠાકોર ગાડીમાંથી નીચે ઊતર્યો. તેણે કહ્યું: "અહીં જળાશય છે અને વૃક્ષની છાયા પણ છે, માટે આજે અહીંજ ભોજન તૈયાર કરી જમીપરવારીને આગળ જઈશું."

પતિપત્ની બન્નેએ જળાશયના સ્વચ્છ પાણીમાં સ્નાન કર્યા પછી પત્નીએ રસોઇ કરવા માંડી. ઠાકોર હુક્કો ભરી પીવા બેઠા. રસોઇ તૈયાર થતાં ઠાકોરને સારી રીતે ભોજન કરાવ્યા પછી તેની પત્નીએ ભોજન કર્યું તથા વાસણકૂસણ માંજ્યાં. એ પછી બન્ને વિશ્રામ લેવાને માટે વૃક્ષની નીચે શેતરંજી પાથરી સૂઇ ગયાં. પત્ની બિચારી ઊંઘી ગઇ પણ ઠાકોર ઊંઘ્યો નહિ.

ઠાકોરે જોયું કે પત્ની ગાઢ નિદ્રામાં છે, એટલે તે ઊઠયો. તેણે એક મોટો પથ્થર ઉપાડી લાવી તે બિચારી પતિવ્રતા સ્ત્રીની છાતી ઉપર મૂકયો અને તે ઉપર પોતે ચઢી બેઠો. પત્નીએ જાગી પતિને જોયો; પરંતુ તે બિચારીનું હવે કાંઇ પણ ચાલે એવું રહ્યું નહોતું. તે દુષ્ટે બીજો પથ્થર ઉપાડી તે નિર્દોષ સ્ત્રીના માથામાં

માર્યો. તે બિચારીને સખ્ત વાગ્યું અને તે બૂમાબૂમ પાડવા લાગી પણ તે દુષ્ટ નરાધમે તેની બૂમો તરફ કાંઇ પણ લક્ષ આપ્યું નહિ; અને તે પાષાણુ હૃદયવાળો પતિ મરવા પડેલી સ્ત્રીને મારતોજ રહ્યો. અફસોસ! કેવો દુષ્ટ! કેવો નિર્દય! હે ઈશ્વિર! એવા નરાધમ પુરુષોનો પૃથ્વી પર જન્મજ શા માટે થતો હશે? તેમને જન્મતાંજ શા માટે મારી નાખતો નથી? પ્રભુ! પ્રભુ! વિશેષ હકીકત લખવા જતાં હૃદય કંપી ઊઠયું છે અને તે વાંચીને વાચકો વિશેષ દુઃખી થાય, એ પણ અમને ગમતું નથી.

(૪)

ઠાકોર આજે પોતાના ગામમાં હવેલીમાં બેસીને હુક્કો પીતાં પીતાં યાત્રાનું વર્ણન કરી રહ્યો છે, તેનો ચહેરો બહુજ ઉદાસ લાગે છે. તેની આસપાસ બેઠેલા સર્વ લોકો પણ ઉદાસ દેખાય છે. ઠાકોરે કહ્યું: "યાત્રામાંથી પાછા ફરતી વખતે ચોરોએ અમારા પર હુમલો કર્યો અને અમને બન્નેને બેહોશ કરી તેઓ સર્વ માલ લૂંટી ગયા. મને શુદ્ધિ આવતાં મેં જોયું તો મારી પત્ની પણ રહેવા પામી નહોતી." એ પછી ઠાકોરે પોતાના શરીર પરના કેટલાક કૃત્રિમ ઘા પણ બતાવ્યા. કેવું જૂઠું! સર્વ લોકોએ ઠાકોરને સાંત્વના આપી અને પછી તેઓ પોતપોતાને ઘેર ગયાં.

(૫)

કેટલાક દિવસો પછી ઠાકોર પોતાની સાસરીમાં ગયો, ત્યાં પણ તેણે ઉપર પ્રમાણેજ સર્વ જૂઠાણું કહ્યું. રાત્રિએ વાળુ કરવાને બેઠો તે સ્થાનમાં કોઈ નહોતું. થોડાજ સમયમાં બાજુના ઓરડામાંથી એક યુવતી એક હાથમાં પીરસેલી થાળી અને બીજા હાથમાં જળપાત્ર લઈ ઠાકોર બેઠો હતો ત્યાં આવી. આ યુવતીને જોતાં તે ચિત્ર સમાનજ થઈ ગયો. યુવતીએ થાળી અને જળપાત્ર નીચે મૂકી ઠાકોરના ચરણોમાં માથું મૂકયું અને નમ્ર વાણીથી કહ્યું: "હે પ્રાણનાથ! મેં આપનો કયો ગુનો કર્યો હતો કે જેથી મને એકલી છોડી જતા રહ્યા?" ઠાકોર આ દેખાવ જોઇ શકયો નહિ, તે તો સ્તબ્ધજ બની ગયો. યુવતીએ સાડીના છેડા વડે પવન નાખીને તેને શાંત કર્યો. પછી તે યુવતીએ કહ્યું: "ગભરાશો નહિ. અહીં કોઇ કાંઇ જાણતું નથી. મેં ચોર લોકોનું નામ દીધું છે." પ્રિય વાચકો! આપ સમજ્યાજ હશો કે આ યુવતી આપણા પરિચિત ઠાકોરની પત્નીજ હતી.

ઠાકોરે કહ્યું: "પરંતુ, તું અહીં કેવી રીતે આવી?"

પત્ની બોલી:"તમે ગયા પછી એક ભરવાડણ ત્યાં આવી પહોંચી. મને એવી સ્થિતિમાં જોઇને તેણે નજીકના ગામના પટેલને ખબર આપી અને ત્યાંથી મને દવાખાનામાં ઉપાડી ગયા. ત્યાં જરા શુદ્ધિ આવતાં મેં મારાં માતાપિતાનું ઠેકાણું બતાવી તેમને ત્યાં બોલાવ્યાં. પછી હું તેમની સાથે અહીં આવી."

ઠાકોર આ સર્વ સાંભળીને બહુજ ઓશિયાળો બની પત્નીને પગે પડ્યો અને પછી રોઇ પડીને કહેવા લાગ્યો: "પ્રિયે! તને ધન્ય છે! તું સાક્ષાત્ દેવી છે. હું અત્યંત નીચ મનુષ્ય છું!! હું તારે લાયક નથી. મારા અપરાધની તું મને ક્ષમા આપે, એજ ભિક્ષા હું તારી પાસે માગું છું."

પત્નીએ સ્વામીને ઉઠાડી પોતાના હૃદય સાથે ચાંપ્યો અને કહ્યું: "તમારો કાંઇ અપરાધ નથી, એ સર્વ મારાં કર્મનાં ફળ છે. હવે એ સર્વ વાત ભૂલી જાઓ."

ઠાકોરના હૃદયને આ સાંભળ્યા છતાં પણ શાંતિ વળી નહિ. તેના પશ્ચાત્તાપનો પારજ રહ્યો નહિ. તે ઊભો થઇ ગયો અને ફરી વાર હાથ જોડીને તથા મસ્તક નીચું નમાવીને કહેવા લાગ્યો: "હે દેવી! તું સાક્ષાત્ ભવાની છે. તારામાં સાક્ષાત્ ભોળા ભગવાન મહાદેવનો વાસ મને જણાય છે. હે ભગવતિ! તારી પવિત્રતાએ, તારી ઉદારતાએ અને તારી સહનશીલતાએ આજે મારા જેવા પાપી–દુરાચારીને પણ ક્ષમા આપી છે; છતાં મને શાંતિ થતી નથી. મારા પાપનું પ્રાયશ્ચિત્ત માત્ર મરણજ છે, એમ મને લાગે છે. મારા હૃદયમાં સળગી ઊઠેલા પશ્ચાત્તાપના અગ્નિને હું સહન કરી શકતો નથી. હે દેવી! હે ભોળા ભગવાન! એ અગ્નિની પીડામાંથી મને બચાવો, બચાવો."

પવિત્ર પતિવ્રતા પત્નીનાં ચક્ષુમાંથી ચોધાર આંસુ આ વખતે ચાલી રહ્યાં હતાં. તેના હૃદયમાં પરમાત્માની મહિમાવાન જ્યોતિ ઝળકી રહી હતી. એ અપૂર્વ જ્યોતિએ પ્રેરણા કરીને તે આર્યપત્નીના શરીરને પતિદેવની સામે ઘૂંટણિયે બેસાડીને નીચલા શબ્દો તેના મુખમાંથી બોલાવ્યા:

"હે ભગવાન! હે દીનદયાળ! હે બૂડતાના બેલી! જો મારા પતિ સિવાય અન્ય પુરુષનું સ્વપ્ને પણ મેં ધ્યાન કર્યું ન હોય, જો પતિની સેવા કરવામાં હું ચૂકી ન હોઉં, જો કોઇ પણ પ્રાણીનું

મેં બૂરું ઇચ્છયું ન હોય અને જો કાંઇ પણ પુણ્યદાન, વ્રતનિયમ વગેરે શુભ કર્મ મારાથી થયાં હોય તો તે સર્વનું ફળ મારા પતિદેવને અર્પણ થજો અને તેમનાથી જાણતાં-અજાણતાં જે કાંઇ પણ પાપ થયાં હોય તે સર્વની તેમને ક્ષમા આપજો. તેમના હ્રદયને શાંતિ આપજો અને હવે તેઓ કોઈ જાતનું કુકર્મ કે કુછંદ કરે નહિ એવી તેમના પર કૃપા કરજો."

જે ભાવથી ઠાકોરની પત્નીએ આ પ્રાર્થના કરી હતી, તે ભાવ એક મહાન ભક્તને શોભે તેવો હતો. વાચક ! આવા ઉચ્ચ ભાવની પ્રાર્થના કે આશિષ સફળ થયા વિના રહે ખરી ?

દયાના સાગર પરમાત્માએ તરતજ ઠાકોરના હ્રદયને શાંતિ આપી. પત્નીની પ્રાર્થના અને તે સમયની તેની મુખજ્યોતિથી ઠાકોરને પૂર્ણ શ્રદ્ધા બેસી ગઈ કે, પત્નીએ જરૂર પ્રભુ પાસે પોતાને ક્ષમા અપાવી છે. ઠાકોરે પણ ઊભા થઇને બે હાથ જોડી પ્રાર્થના કરી કે, "હે દેવ ! જે કુછંદ હું તીર્થમાં જઇને પણ છોડી શક્યો નહિ અને ઊલટો વધારે પાપકર્મમાં પડયો, તે કર્મ આજ તેં આપેલી આ મહાપવિત્ર અને ઉદાર પત્નીના પ્રતાપથી હું ખરા હ્રદયથી સદાને માટે છોડી દેવા પ્રતિજ્ઞા કરું છું અને મારા દેશમાં જે કોઇ પણ પતિઓ પોતાની સ્ત્રીઓ પ્રત્યે જરા પણ કઠોરતા દર્શાવતા હોય તથા દુરાચારનું સેવન કરતા હોય. તેમની કઠોરતા અને દુરાચાર દૂર કરવા કૃપા કરજે."





# ૪૮–गरीबनी हाय

( મૂળ લેખકઃ–શ્રી. ચંપાલાલ જૌહરી–'સુધાકર' )

अन्यायोपार्जितं द्रव्यं दश वर्षाणि तिष्ठति ।
प्राप्ते एकादशे वर्षे समूलं च विनश्यति ॥ × (–ચાણુક્ય)

"શેઠ! આપને હાથ જોડું છું. મારા ગરીબના સામું ને મારાં બાળબચ્ચાં સામું દયા કરીને જુઓ!"

"તને એક વખત તો કહી દીધું!"

"ના, શેઠ! જો આપ આટલી દયા નહિ કરો તો મારી શું દશા થશે?"

"બસ ચૂપ રહે, વધારે બકબક ના કર!"

"ના, ના, માલિક! એવા નિષ્ઠુર ના થાઓ! મારા પર નહિ તો મારાં નાનાં નાનાં બાળકો પર તો કાંઈ દયા કરો."

"એક વખતે કહી દીધું ને? ફરીથી એજ વાત?"

"શેઠ સાહેબ! હું હાથ જોડું છું, આપના પગે પડું છું, મારા ગરીબ પર આપ એટલી દયા જરૂર કરો."

"અરે, કેવો આદમી છે? વ્યર્થ શા માટે હેરાન કરે છે?"

"શેઠજી! આપ મારું સર્વસ્વ લઇ જાઓ, પણ આટલું–બસ, આટલું અનાજ તો રહેવા દો!"

"તું તે આદમી કે હેવાન! નાહકનો શા માટે માથું ખાઇ જાય છે? એક દાણો પણ નહિ રહે, દાણો."

"માલિક! પણ જો એમ કરશો તો મારી અને મારાં છોકરાંની શું દશા થશે?"

"તમે સર્વે ખાડામાં પડો, તેમાં મારે શું?"

"હા! પરમેશ્વર!!!"

વાચક! ઉપર લખેલી વાતચીત એક ગામડાના નાનાસરખા મકાનમાં એક ધનવાન શેઠ અને એક ગરીબ ખેડૂત વચ્ચે

× અન્યાય અથવા અનીતિથી ઉત્પન્ન કરેલું દ્રવ્ય દસ વર્ષ સુધી ટકે છે. અગિયારમું વર્ષ થતાંજ તે મૂળસહિત નષ્ટ થઇ જાય છે.

થઇ રહી છે. શેઠ ધીરનારૂં અને ખેડૂત તેનો આસામી છે.

વાચકવર્ગ જાણેજ છે કે, હાલ કેટલાંએ વર્ષોથી અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ ઊંદર, તીડ વગેરે આફતો ઉપરાઉપરી પડ્યા કરે છે અને સારી ફસલ–મોસમ પાકતી નથી અને તેથી ખેડૂતોની દશા બહુજ ખરાબ થઇ ગઈ છે. સારો પાક થવાની આશામાં ને આશામાં બિચારા ખેડૂત લોકો તન તોડીને પરિશ્રમ કરે છે; પણ આખરે એક યા બીજી આફત આવીને ઊભીજ રહે છે અને સર્વ કર્યું–કારવ્યું ધૂળધાણી થઇ જાય છે. તેમને નિરાશાનો પ્રબળ પ્રહાર સહન કરવો પડે છે. તે બિચારાઓ કુદરતના આવા અસહ્ય તથા ઉપરાઉપરી પ્રહારોથી અધમૂઆ થઇ રહ્યા છે. કદાચ ભાગ્યના બળથી થોડુંઘણું અન્ન પાકે છે, તો તે ખેતરોનું દાણ ભરવામાં ચાલ્યું જાય છે. કહેવાની જરૂર નથી કે, તેઓને એક વખત પેટ ભરીને લૂખુંપૂખું અન્ન પણ મળતું નથી અને તેમના પરિવારનું પાલન કરવાને માટે તેમને શાહુકારોના દેવાદાર બનવું પડે છે.

આપણી વાર્તાના મુખ્ય નાયક ખેડૂતની પણ એજ દશા છે. તેનો પરિવાર અધિક છે, તેથી આ વખતે તેની દશા અત્યંત દયાજનક છે. દર સાલ સારો પાક નહિ ઊતરવાથી તેણે તેનું ખેતર, ઘર આદિ ગીરવી મૂકી કેટલાંક વર્ષો સુધી જેમતેમ કરીને પરિવારનું પાલન કર્યું. શાહુકારના રૂપિયા નહિ ભરી શકવાથી તેણે તેનું ઘર વગેરે લખાવી લીધું છે; તોપણ તે ખેડૂત બિચારો કરજના બોજામાંથી છૂટી શક્યો નથી. હવે તે બિચારો મહેનતમજૂરી કરીને કોઇ પણ રીતે તેનાં બાળબચ્ચાંનું પોષણ કરે છે.

આપણા દેશના ધનના મદવાળા શેઠશાહુકારોનું તો કાંઇ પૂછશોજ નહિ ! તેમની લીલા અપરંપાર છે. તેમની સાથે પ્રસંગ પડ્યા હોય તેજ તેમને સારી પેઠે ઓળખે છે. આસામીને નાણાં ધીર્યા બાદ તેનાં ઘરબાર સર્વ પચાવી પડવાની તેમની દાનત હોય છે. જો કોઈ એક વાર તેમના પંજામાં ફસાયો તો પછી નક્કીજ સમજવું કે, તેનો નાશ થઈ ગયો; કદાચ કોઈ બચ્યો તો એકના બે કે ચારગણા આપીનેજ મુશ્કેલીથી છૂટી શક્યો હોય છે,

આપણી વાર્તાના નાયક બિચારા ખેડૂતની પણ એજ દશા થઇ. દેવા કરતાં બમણા રૂપિયા વસૂલ આપ્યા; તોપણ તેને તેની મિલકત આપી દેવી પડી અને હજુ તેના ઉપર શાહુકારનું લેણું બાકી રહ્યું. શાહુકારે દાવો કરી હુકમનામું મેળવ્યું છે. શાહુ-

કાર કાંઇ જેવોતેવો નહોતો. તેણે ધીરધારનો ધંધો શરૂ કર્યો ત્યારે તો તે સાધારણ આદમી હતો, પણ ધીમે ધીમે વ્યાજ અને વ્યાજનું વ્યાજ વસૂલ કરીને તે લક્ષાધિપતિ બની ગયો છે. તેની કૃપાથી (!) અનેક ખેડૂતો ઘરબાર વિનાના થઈ ગયા હતા.

શાહુકારે ઉપલા ખેડૂત પર દાવો માંડ્યો ત્યારે પણ ખેડૂતે તેને બહુએ કાલાવાલા કર્યા હતા. અંતમાં તેણે ખેડૂત પર હુકમનામું મેળવી ખેડૂતના ઘરમાં જે કાંઇ થોડોઘણો સરસામાન હતો, તે પણ સર્વ જપ્ત કરી લીધો અને તેટલાથી પણ લેણું પૂરું નહિ થઇ રહે એમ જણાતાં તેની નજર અનાજ પર પડી. તેણે તે અનાજ પણ જપ્ત કરી લીધું. અનાજ જપ્ત કરતી વખતે ખેડૂતે જે કાલાવાલા કર્યા હતા, તે વાત આ વાર્તાની શરૂઆતમાંજ લખવામાં આવી છે.

શાહુકાર કોઈ પણ રીતે માનવાનો નથી, એવી જ્યારે ખેડૂતની ખાતરી થઇ ત્યારે તેણે કહ્યું કે, "ભલે, આપ સઘળું અનાજ લઇ જાઓ; પણ અમને આટલો મહિનો ચાલે તેટલું અનાજ તો રહેવા દો! હું મારાં બાળકોને શું ખવડાવીશ ?" પણ નિર્દય શાહુકારને દયા આવી નહિ અને સઘળો સરસામાન લઇ તે ચાલતો થયો. ઘેર જવાથી તેને કાંઇ દયા આવશે અને થોડુંક અનાજ આપશે, એવી આશાથી બિચારો ખેડૂત તેની પાછળ પાછળ તેને ઘેર ગયો.

'બાળકો ખાવાનું માગશે, ત્યારે તેમને શું આપીશ ?' એ વાતની ખેડૂતને જેટલી ચિંતા હતી તેટલી તેને તેની માલમિલકતની ચિંતા નહોતી; કારણ કે નિર્દય શાહુકારે તેના ઘરમાં અન્નનો દાણો સરખો રહેવા દીધો નહોતો.

શાહુકારે ઘેર આવીને સઘળો સામાન ઠેકાણે મુકાવ્યો અને પછી બીજા કામમાં લાગ્યો. બિચારો ખેડૂત આશાભરી દૃષ્ટિથી શાહુકારના મોઢા તરફ જોતો એક બાજુએ બેસી રહ્યો. જ્યારે સંધ્યાકાળ થવા આવ્યો, ત્યારે તેણે ગળગળા થઇને કહ્યું: "શેઠ! માલિક! મને શું હુકમ છે? દયા લાવીને થોડું અનાજ આપો તો હું જઇને મારાં બાળકોને ખવડાવું. શેઠજી! વધારે નહિ તો થોડા દિવસ ચાલે એટલું તો આપો!" આમ કહેતાં કહેતાં તેની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહ્યાં.

ખેડૂતની દીનતાભરી પ્રાર્થના પર શાહુકારે કાંઇ પણ ધ્યાન

આપ્યું નહિ. જેમ જેમ વધારે સમય જતો ગયો તેમ તેમ ખેડૂત બિચારો વધારે ને વધારે કાલાવાલા કરવા લાગ્યો; પણ શેઠનું પાષાણહૃદય પીગળ્યું નહિ. અંતમાં શેઠજીએ બહુજ ક્રોધમાં આવી જઇને ખેડૂતને મનમાં આવી તેવી ગાળો દીધી અને છેવટે પોતાના નોકરને બોલાવીને હુકમ કર્યો કે, "આ હરામખોરને અહીંથી બહાર કાઢ!" હુકમ મળતાંજ નોકરે બિચારા ખેડૂતને ધક્કા મારી ઘરમાંથી બહાર કાઢ્યો અને ઉપરથી એક લાત લગાવી દીધી! નોકરની લાતથી બિચારો દુર્બળ ખેડૂત રસ્તા પર ઊંધે મોઢે પડી ગયો. તેણે ત્યાંથી જેમતેમ ઊઠીને શાહુકારના મકાનની સામે પોતાના બંને હાથ પટક્યા અને પછી તેણે આકાશ તરફ હાથ ઊંચા કરી અત્યંત ગળગળા થઇને પ્રાર્થના કરીઃ "હે દયામય ભગવાન! મારાં નાનાં બાળકોની શું દશા થશે? ઘેર જતાંજ બાળકો ખાવાનું માગશે, તેમને હું શું આપીશ? હે દયાસાગર! મૃત્યુને મોકલી મને દુખિયાને તારી પાસે બોલાવી લે!"

ખેડૂત આટલું કહી રહ્યો કે તરતજ શાહુકારનું મકાન એકાએક ભડભડ બળવા લાગ્યું અને થોડાજ સમયમાં ચારે તરફ આગ ફેલાઈ ગઇ. જોતજોતામાં શાહુકારનું આખું મકાન સરસામાનસહિત ભસ્મીભૂત થઇ ગયું અને તે સાથે તેના પરિવારનાં સઘળાં મનુષ્યો પણ બળી મરી ગયાં. એકાએક પોતાની આવી દશા થયેલી જોઇ શાહુકાર પણ ગાંડો થઇ ગયો અને થોડાજ દિવસોમાં અત્યંત દુઃખ ભોગવી મરણશરણ થયો. મહાત્મા તુલસીદાસજીએ સત્ય કહ્યું છે કેઃ

तुलसी हाय गरीबकी कबू न खाली जाय ।
मुवे ढोरके चामसे लोहा भस्म हो जाय ॥





# ૪૯–માતાનો જીવ

( મૂળ લેખકઃ–શ્રી. શિવસહાય ચતુર્વેદી )

( ૧ )

રમેશચંદ્રનો પગાર પાંચ રૂપિયા વધવાથી તેને લાગ્યું કે હવે જો તે પોતાની સ્ત્રીને દેશમાંથી તેડાવી લે તોપણ પોતાનો ખર્ચ ચાલી શકશે.

રમેશચંદ્ર રેલવે ઑફિસમાં નોકર હતો. તેની માતાએ કદી પણ પુત્રવધૂને પુત્રની સાથે મોકલવા કહેલું નહિ હોવાથી રમેશચંદ્ર પોતાના મનથી માતા પર ઘણોજ ચિડાતો હતો. તેના ઘરમાં તેની સ્ત્રી, વૃદ્ધ માતા અને એક મા વિનાના ભાણેજ સિવાય અન્ય કોઇ નહોતું.

રમેશચંદ્ર રજા લઈને ઘેર આવ્યો. પુત્રને પરદેશથી ઘેર આવેલો જોઇને માતાના આનંદની સીમા રહી નહિ. આનંદથી તે ગાંડીઘેલી બની ગઇ છે અને પુત્રની પોતાથી બનતી સગવડ જાળવવા રાત્રિદિવસ મથી રહી છે. એક દિવસ માતાએ રમેશચંદ્રને ભોજન કરતી વખતે પૂછ્યું: " બેટા! શાક કેવું થયું છે?" રમેશચંદ્રે જરા હસીને કહ્યું: " મા! વીશીમાં ખાવાથી મને સ્વાદબેસ્વાદનું જ્ઞાન રહ્યું નથી, હું ઘેર આવીને જે કાંઇ ખાઉં છું તે સર્વ મીઠું મીઠું લાગે છે." રમેશચંદ્રનાં આ વાકયે તેની માતાના હૃદય પર એક મૃદુ આઘાત કર્યો. માતાએ દીર્ઘ શ્વાસ લઇને દુઃખી સ્વરે કહ્યું: "ભાઈ! શું કરીએ? પાપી પેટ ભર્યાં વિના ચાલતું નથી, પેટને માટેજ સર્વ કાંઇ સહન કરવું પડે છે; નહિ તો શું આટલું કષ્ટ વેઠવા હું તને પરદેશ જવા દઉં?" આટલું કહેતાં કહેતાં તેનો કંઠ ભરાઇ આવ્યો અને તે વધારે બોલી શકી નહિ. થોડો સમય રહીને તેણે કંઇક વિચાર કરીને કહ્યું: " ભાઈ! એક કામ કર. તને મારા સમ છે, આ વખતે તું વહુને સાથે તેડી જા. રોજનું લાગ્યું, માટે આવું કષ્ટ કયાંસુધી સહન કરીશ?" માતાના આ શબ્દો

સાંભળીને રમેશચંદ્રે આનંદ અને શરમથી નીચું જોયું; પણ તેજ વખતે તે વિચારવા લાગ્યોઃ "શું ખરેખર માતા સરળ મનથી કહી રહી છે કે મારું મન રાખવાને માટે કહે છે? આટલા દિવસ સુધી તો તેણે એક પણ વખત આમ કહ્યું નહોતું." રમેશચંદ્ર માતાના નિષ્કામ તથા ઊંડા સ્નેહને હજી સમજી શક્યો નહોતો. બાદ બેચાર કોળિયા ખાઇને તે બોલ્યો : "વારુ, પણ મા! તું ઘરમાં એકલી કેમ રહીશ?" માતાએ કહ્યું: "કેમ નહિ રહેવાય ભાઈ? હું અહીં સુખમાં રહું અને તું પરદેશમાં દુઃખી થાય તેના કરતાં તો મારે મરવું પડે તોપણ મને દુઃખ ન થાય, મારા દીકરા! તને હું સુખી જોઉં તેમાંજ મારું સર્વ સુખ છે."

આટલું કહેતાં કહેતાં તે વૃદ્ધ સ્ત્રીની આખમાં પાણી આવ્યાં. રમેશચંદ્રે કહ્યું: "વારુ, હું એમજ કરીશ."

વિમળા બારણા પાછળ ઊભી રહીને આ સર્વ વાત સાંભળતી હતી. માતા અને પુત્રની વાતચીતથી તેના મનમાં આનંદ વ્યાપી ગયો; પણ તેજ વખતે તેને લાગી આવ્યું કે, "શું વૃદ્ધ માજીને એકલાં અહીં મૂકીને મને સાથે લઈ જશે?"

એક દિવસ રમેશચંદ્ર તેના એક મિત્રને મળવા ગયો, ત્યાં તેણે ઉપલી હકીકત કહેતાં મિત્રે જરા ઠપકાના રૂપમાં કહ્યું કે, "વૃદ્ધ માજીને અહીં એકલાં રાખીને જવું એ તો બહુજ ખોટું. ઘડપણમાં તેમની સેવા ન થાય તેટલી ઓછી."

રમેશે માની લીધું કે, "માનો ન માનો પણ માએ મિત્ર આગળ મારી નિંદા કરી હશે."

રજા પૂરી થતાંજ રમેશચંદ્ર વિમળાને લઇને નોકરી પર ચાલ્યો ગયો, પણ તે પોતાની પ્રેમાળ માતાના સંબંધમાં એક અવળીજ શંકા મનમાં લેતો ગયો. માતાના શુદ્ધ સ્નેહનું તેને ભાન થયું નહિ. રમેશચંદ્રના ગયા પછી તેની માતાને તો પુત્ર તથા વહુના વિયોગથી ઘણું દુઃખ થયું; કેમકે વિમળા ઘરમાં આવ્યા પછી તેની આંખ આગળથી એક દિવસ પણ દૂર રહી નહોતી. તેને વહુ વિનાનું ગૃહ શ્મશાનતુલ્ય લાગવા માંડ્યું. તેણે એક ઊંડો શ્વાસ લઇને જેમ તેમ મનનું સમાધાન કર્યું. એવામાંજ રમેશચંદ્રના ભાણેજ સતીશચંદ્રે આવીને કહ્યુઃ "દાદી મા! મામી તો જતાં રહ્યાં, હવે હું શું ખાઈશ?" તે વૃદ્ધ સ્ત્રીએ સતીશચંદ્રના માથા પર હાથ ફેરવીને કહ્યું: "બેટા! રોટલી ખાજે."

સતીશ—રોટલી કોણ બનાવશે ?

દાદીમા—કેમ, હું બનાવીશ.

સતીશ—તમને દુઃખ નહિ પડે?

દાદીમા—પડે તો પડવા દે. (મનમાં) હું મારાં કષ્ટોની દરકાર કરતી નથી. ભગવાન ! મારા રમેશને કુશળ રાખજે !

(૨)

રમેશચંદ્રને ગયાને આજે ત્રણ દિવસ થયા છે. રમેશચંદ્ર અને વિમળા રેલવે કંપનીના નાના સાંકડા ઘરમાં સુખપૂર્વક દિવસો ગાળવા લાગ્યાં. ત્રીજે દિવસે રાત્રિએ ભોજન કર્યા બાદ પત્ની સાથે વાતે વાત નીકળતાં રમેશચંદ્રે કહ્યું: "તને અહીં લાવવાને માટે હું ઘણા સમયથી ઊંચોનીચો થઇ રહ્યો હતો; પરંતુ હું કરું શું ? માતાએ એક વાર પણ કહ્યું હોત તો તરતજ હું તને અહીં તેડી લાવત." વિમળાએ રમેશચંદ્ર તરફ જરા વાંકી દૃષ્ટિએ જોઇને કહ્યું : "હવે તો આવીને ?"

રમેશચંદ્રે કહ્યું: "હા, આવી તો ખરી; પણ એથી માતા ખુશી થઇ હોય એમ મને લાગતું નથી." રમેશચંદ્રની વાત સાંભળીને વિમળા આશ્ચર્ય પામીને વિચારવા લાગી: "આ શું ? માતા પ્રત્યે આવો ખોટો અવિશ્વાસ ?" તેથી વિમળાએ ઊતરી ગયેલે મોઢે કહ્યું: "તમે આ શું બોલો છો ? તમે સુખી થાઓ તે માજીને ન ગમે ? આ પહેલાં તેમણે મને તમારી સાથે મોકલવાનું કહ્યું નહોતું, તેનું કારણ તો એમ હતું કે, તેમને ખબર હતી કે, તમારી આવક ઘણી ઓછી છે, જેથી બે માણસોનું ગુજરાન ચાલી શકશે નહિ. ઊલટું મને અહીં લાવવાથી વૃદ્ધ માતાને કેટલું દુઃખ પડશે તેનો તમારેજ વિચાર કરવો જોઇતો હતો. મને તો એમ લાગે છે કે, માજીને એકલાં ઘેર મૂકી આવવાથી ગામનાં સર્વ લોકો તમારી નિંદા કરતાં હશે."

રમેશચંદ્રમાં જે સ્વાર્થવૃત્તિ હતી, તેને લીધે વિમળાએ આટલું કહ્યું છતાં પણ તે નિઃસ્વાર્થ માતાનું હેત અને ભાવના સમજી શકયો નહિ. વિમળા તેને નારાજ થયેલો જોઇને નમ્રતાથી કહેવા લાગી: "મારા કહેવાની મતલબ માત્ર એટલીજ છે કે, હું માતાની પાસેજ રહેતી, એટલે મને તેમની બધી વાતની ખબર છે; માટે તેમના પર ગુસ્સો કરવા જેવું નથી. જો તેમને પણ સાથે તેડી આણ્યાં હોત તો કોઇને કાંઇ પણ બોલવાનું રહેત નહિ અને ઘડ-

પણમાં માજીની સેવા કરવાનો આપણને લાભ મળત. જુઓ, માતાને દુઃખી કરીને કોઈ સુખી થઈ શકતું નથી. હું ઘણો વખત તેમની પાસે રહી છું. બિચારાં તમારા કાગળને બે દિવસ મોડું થતું તો અર્ધાં ગાંડાં જેવાં થઈ જતાં અને ગાંડાની માફક અહીંથી તહીં વ્યાકુળ થઈને ફરતાં તથા દિવસમાં બબ્બે વખત મંદિરમાં જઈ દેવતાઓ આગળ નાકલીટીઓ તાણતાં. તેમના પર તમારો આવો ગુસ્સો........?" વિમળા વધારે બોલી શકી નહિ, તેનો કંઠ ભરાઈ આવ્યો.

(૩)

આસ્તે આસ્તે છ માસ વહી ગયા. રમેશચંદ્રને તો આ છ માસ છ ઘડી જેવા લાગ્યા; પણ તેની માતાને આ છ માસ છ વર્ષ જેવા લાગ્યા. છ માસ પછી રમેશચંદ્ર વિમળાને લઈને ઘેર આવ્યો, ત્યારે ખબર મળતાંજ વૃદ્ધ માતા ઘરમાંથી દોડતી દોડતી બહાર આવી. રમેશચંદ્રને જોતાંજ તેને ઘણા કાળનું જતું રહેલું ધન પાછું આવી મળ્યું હોય એવો આનંદ થયો. તે કોઈ પણ રીતે આનંદાશ્રુ રોકી શકી નહિ, માતાનો સ્નેહ એવોજ હોય છે!

વૃદ્ધ માતા પુત્ર અને પુત્રવધૂની સાથે સુખમાં દિવસો ગાળવા લાગી. બપોરના વખતે જ્યારે રમેશચંદ્રને તેના મિત્રો મળવા આવતા હતા, ત્યારે વિમળા સાસુ પાસે બેસી તેની સેવાચાકરી કરીને તથા નવા દેશની હકીકત કહી સંભળાવીને તેને આનંદ અને શાંતિ આપતી હતી. પ્રસંગોપાત્ત વિમળાએ કહ્યું: "માતા! ત્યાંથી કાશી ઘણુંજ પાસે છે. આ વખતે તમે આવો તો આપણે એક વાર કાશીવિશ્વનાથનાં દર્શન કરી આવીએ." તેની સાસુએ એક ઊંડો શ્વાસ લઈને કહ્યું: "વહુ દીકરા! મારા ભાગ્યમાં વિશ્વનાથનાં દર્શન ક્યાંથી? મારો રમેશ સુખી રહે! ભાગ્યમાં લખ્યું હશે તો વળી કોઈ વખત આવીશ." વિમળાએ વિનયપૂર્વક કહ્યું: "ના માજી! હું તમને પગે લાગું છું, એક વાર તો ચાલો." માજીએ જોયું કે, વહુ માનતી નથી અને વધારે આગ્રહ કરે છે, ત્યારે તેણે કહ્યું: "વારુ, હું રમેશને વાત કરી જોઈશ"

આવી રીતે વૃદ્ધ સ્ત્રીએ ઘણા દિવસો આનંદમાં ગાળ્યા; પરંતુ હવે તેનો આનંદ કાયમ રહે એમ નહોતું. રમેશની રજા પૂરી થઈ અને ઊપડવાનો શુભ દિન નક્કી થયો. જવાનો દિવસ નજીક આવતો ગયો, તેમ તેમ વૃદ્ધ માતાના પ્રાણ વ્યાકુળ થવા લાગ્યા. પ્રબળ

માતૃસ્નેહના વેગમાં એક વખત તેના મનમાં વિચાર આવ્યો કે, "જેમતેમ કરીને નિર્વાહ કરીશું, પણ મારા રમેશને મારી આંખો આગળથી હવે તો દૂર નહિ જવા દઉં." પરંતુ છેવટે તે ડૂસકાં ભરી ભરી કહેવા લાગીઃ "શું કરું? પાપી પેટ ભર્યા વિના ચાલતું નથી."

વહુએ વારંવાર આગ્રહ કરવાથી એક દિવસે માતાએ રમેશચંદ્રને કહ્યું: "ભાઈ! મેં સાંભળ્યું છે કે જ્યાં તારી નોકરી છે ત્યાંથી કાશી બહુ દૂર નથી. એક વાર મને લઈ જાય તો હું મારાં નેત્રો સફળ કરું. ઘડપણમાં હવે જીવનનો શો ભરોસો? કોણ જાણે ક્યારે મરી જવાશે." થોડો સમય શાંત રહીને રમેશચંદ્રે કહ્યું: "કોણ કહે છે કે ત્યાંથી કાશી બહુ દૂર નથી? ત્યાંથી તો ઘણે દૂર છે. વળી ખર્ચમાં પણ તાણ પડે છે." વાત કરતાં કરતાં રમેશના મોઢા પર અભાવ છવાયલો હતો; પણ માતાનો સ્નેહ તેનું કારણ સમજી શક્યો નહિ. તેણે તો એમજ ધાર્યું કે, રમેશ સત્યજ કહે છે. કોણ જાણે તે કેવી રીતે તેનો ખર્ચ ચલાવતો હશે. વળી મારા ખર્ચ માટે પણ રૂપિયા મોકલે છે; માટે તેને દુઃખી કરીને કાશી જવાથી શું ફળ મળનાર છે? એમ વિચારી તેણે તરતજ કહ્યું: "ના, ના, રહેવા દે. હાલ મારે જવું નથી."

રમેશચંદ્ર વિમળાને લઈને ગયો. માઘ માસમાં એ સ્ટેશનની રેલવે ઑફિસના કેટલાક કલાર્કો તેમની પત્નીઓ સહિત પશ્ચિમ દિશામાં મુસાફરી કરવા જવાને માટે તૈયાર થયા. તેમની દેખાદેખી કરી રમેશચંદ્રને પણ જવાની પ્રબળ આકાંક્ષા ઉત્પન્ન થતાં, તેણે પણ પ્રવાસની વ્યવસ્થાકરી વિમળા આગળ વાત કરી. વિમળાએ આશ્ચર્યથી પૂછ્યું: "પશ્ચિમમાં ક્યાં જશો?"

રમેશચંદ્રે કહ્યું: "માઘ માસમાં પ્રયાગમાં એક મોટો મેળો ભરાય છે; તે જોવા જેવો હોય છે. ત્યાંથી પાછા ફરતી વખતે કાશી, ગયા, વિંધ્યાચળ આદિની પણ યાત્રા કરી આવીશું."

વિમળાએ વિસ્મિત થઈને કહ્યું: "હવે તમને ખર્ચની તંગી નહિ પડે? માતાએ તે દિવસે ઘણી ઉત્કંઠાથી કાશી જવાની વાત કાઢી ત્યારે તો તમે ખર્ચની તંગીને લીધે તેમને રોક્યાં હતાં અને હવે મને સાથે લઈને યાત્રા કરવા જાઓ છો, તો માતા આ વાત જાણશે ત્યારે શું કહેશે?"

રમેશચંદ્રે કહ્યું: "આમાં આપણે બહુ રૂપિયા નહિ ખર્ચવા પડે, રેલવેકંપની તરફથી પાસ મળ્યો છે."

વિમળા બોલી: "ત્યારે માતાને પણ બોલાવી લો, સર્વની સાથે તે પણ કાશી, પ્રયાગ આદિ તીર્થોની યાત્રા કરશે અને આપણને આશિષ આપશે."

રમેશચંદ્રે કેટલોક વખત વિચાર કર્યા બાદ કટાણું મોઢું કરીને કહ્યું: "તો રહેવા દે, નથી જવું."

સ્વામીનું મલિન મુખ જોઈને વિમળા લાચાર થઈને કર્તવ્ય-વિચાર ભૂલી જઈ બોલી: "જુઓ, નારાજ ન થાઓ, હું તો તમે જ્યાં કહેશો ત્યાં આવીશજ પણ........"

રમેશ બોલ્યો: "હવે 'પણ' શું? એમાં તારે બીક રાખવા જેવું નથી. માતાના જાણવામાં આ વાત નહિ આવે."

વિમળાએ પછી કાંઈ પણ ઉત્તર આપ્યો નહિ, પરંતુ કોઈક ન સમજાય તેવી આશંકાથી તેનું શરીર થરથર કંપવા લાગ્યું.

રમેશચંદ્ર વિમળાને લઈને યાત્રાએ નીકળ્યો. તેની માતાને ખબર આપવા માટે તેણે કાગળ સરખો લખ્યો નહિ!

ઘણા દિવસ સુધી પત્ર નહિ આવવાથી દિનપ્રતિદિન તેની વૃદ્ધ માતાની ચિંતા વધતી ગઈ. આજે આવશે, કાલે આવશે, એવી રીતે પત્રની રાહ જોતાં જોતાં એક માસ વહી ગયો. કાગળો પર કાગળો લખ્યા, તાર મૂક્યા તોપણ ઉત્તર મળ્યો નહિ. ટપાલીને સેંકડો વાર પૂછ્યું પણ એક પણ પત્ર મળ્યો નહિ. તે હવે બહુજ દુ:ખી રહેવા લાગી. રમેશચંદ્રનો પત્ર મેળવવાને માટે તે રાત્રિ-દિવસ દેવતાઓની પ્રાર્થના કરવા લાગી; પરંતુ પત્ર આવ્યો નહિ.

માતાના પ્રાણ પુત્રની પાસે જવાને હવે બહુજ વ્યાકુળ થઈ ગયા. એક દિવસ તે બિચારી દીવો પણ સળગાવવાનું ભૂલી ગઈ હતી. તે પથારીમાં પડી પડી વિચારવા લાગી: "મારા રમેશને શું થયું હશે?" તેની આંખોમાંથી અશ્રુઓ વહેવા લાગ્યાં. તેના ઘરની નજદીક લક્ષ્મીનારાયણનું મંદિર હતું, ત્યાં આરતીના શંખ અને ઘંટ વાગતા સાંભળી તેના મનમાં ભક્તિનો આવેગ ભરાઈ આવ્યો. તેણે ભક્તિથી ગદ્‌ગદિત થઈ કહ્યું: "હે ભગવાન! મારા રમેશની ખબર મેળવી આપ–હું સત્યનારાયણની કથા કરાવીશ."

તેને આખી રાત ઊંઘ આવી નહિ. સવારના પહોરમાંજ તેને સ્વપ્ન આવ્યું: "રમેશ માંદો છે અને તે પીડાના આવેશમાં 'હે માતા! તું ક્યાં છે?' એવી લવરી કરે છે." તરતજ તેની ઊંઘ ઊડી ગઈ. આંખ ઊઘડતાંની સાથે તે બેઠી થઈ અને રામનામ

જપવા લાગી. પુત્રના અનિષ્ટની આશંકાથી તેનું વૃદ્ધ શરીર થરથર કંપવા લાગ્યું. તેના પ્રાણ આકુળ–વ્યાકુળ થઇ ગયા. અવશ્ય રમેશચંદ્ર કોઇ ભયંકર બીમારી ભોગવે છે, એમ તેને લાગ્યું. હવે તે ધીરજ રાખી શકી નહિ. જો તેનાથી બન્યું હોત તો તે તેજ વખતે ઊડીને પહોંચી જાત. તેજ દિવસે તેણે ઘરની ગોઠવણ કરીને પુત્રની પાસે જવાનો નિશ્ચય કર્યો.

(૪)

લગભગ એક માસ પછી રમેશચંદ્ર યાત્રા કરીને પાછો આવ્યો. તેણે ગાંડાની પેઠે ઘરમાં પ્રવેશ કર્યો. આજે તેના મોઢા પર તે આનંદ દેખાતો નથી, તેનાં નેત્રોમાં તે પ્રફુલ્લતા નથી, તેના મુખ પર નિરાશાની છાયા છવાઈ ગઇ, તેનું શરીર સુકાઇ ગયું, ઘણા દિવસનો ઉજાગરો હોય તેમ તેનું મુખ ઝાંખું થઇ ગયું. આજે તેની વિમળા પણ તેની પાસે નથી.

બીજે દિવસે રમેશચંદ્રને સખ્ત જ્વર આવવાથી તે બિછાના પર આળોટવા લાગ્યો અને વારંવાર માતાનું સ્મરણ કરવા લાગ્યો. માથા પર કોઈ શીતળ કર સ્પર્શ કરી તેના માથાની પીડા હલકી કરે એવી તેની ઇચ્છા હતી, પણ ત્યાં કોણ હોય ? ઓરડામાં વિમળાનું સ્મરણ કરાવનાર એક પેટી અને તેના ઉપર મૂકેલો એક આયનો, સિંદૂરની ડબ્બી, તેલની શીશી તથા એવીજ બીજી ચીજો જોઇને રમેશચંદ્રનું હૃદય ચિરાવા લાગ્યું. તે તાવમાં ને તાવમાં નિઃશ્વાસ મૂકતો મૂકતો વિચારવા લાગ્યો.

"હાય ! શાથી આમ થઇ ગયું ? વિમળાએ તે દિવસે મને કહ્યું હતું કે, 'માતાને દુઃખી કરી કોઇ સુખી થઇ શકતું નથી.' હે માતા ! શું તને દુઃખ દેવાથી, તારા પર નિરર્થક ગુસ્સે થવાથીજ મારી આ દશા થઈ છે ? હાય ! મેં પાપીએ માતાની ખબરજ લીધી નહિ–પત્ર પણ લખ્યો નહિ !" આવા વિચાર કરતાં કરતાં રમેશચંદ્રની આંખોમાંથી અશ્રુઓનો પ્રવાહ વહેવા લાગ્યો. શોકને લીધે જ્વરનો વેગ વધ્યો. જ્યારે જ્યારે તેને ભાન આવતું, ત્યારે ત્યારે તે દુખથી કહેતોઃ "માતા ! હે માતા ! તું ક્યાં છે ? મને ક્ષમા કર." એવા સમયે કોઈ તેના માથા પર હાથ ફેરવી રહ્યું છે, એમ તેને લાગ્યું; હાથનો સ્પર્શ અત્યંત શીતળ અને શાંતિદાયક હોવાથી તથા તે ફેરવનારના હૃદયમાં વહી રહેલા પ્રભુપ્રાર્થનાના બળથી રમેશચંદ્રની પીડા કમી થઇ ગઈ. તે ચકિત થઇને બેઠો

થયો. અંધારામાં કોઇ તેના પલંગ આગળ ઊભું રહી તેના તરફ જોઇ રહ્યું છે, એમ તેને દેખાયું. રમેશચંદ્રે કંપતા સ્વરે પૂછ્યું: “કોણ છે?”

“બેટા રમેશ! એ તો હું છું બેટા! આટલો બધો દુઃખી થયો તોપણ મને પત્ર સરખો લખ્યો નહિ?”

રમેશચંદ્રે વિસ્મિત થઇને કહ્યું: “અરે! કોણ માતાજી!! તું અહીં ક્યાંથી?”

માતા દુઃખી થઇ બોલી: “બેટા! એ તને કેવી રીતે કહું? તને ખબર નથી કે માતાનો જીવ કેવો હોય છે?”

માતાનો સ્નેહ કેવો હોય છે અને તે સ્નેહના બળને લીધે કુદરતના નિયમને અનુસરીને ગમે તેટલે છેટે પણ રોગશય્યા પર પડેલા પુત્રના દુઃખના પોકારો કેવી રીતે સાંભળી શકે છે, તેનો ખ્યાલ પણ રમેશ જેવા પુત્રોને આવતો નથી. સ્વપ્નમાં પણ પુત્રની વિપત્તિ જોઇને માતાના જીવના ટુકડે ટુકડા થઇ જાય છે. સંસારમાં ‘માતાનો સ્નેહ’ કોઇ સાથે સરખાવી શકાતો નથી.

તે વૃદ્ધ સ્ત્રી રમેશચંદ્રની પાસે બેસી ગઇ અને તેના બરડા પર હાથ ફેરવતી ફેરવતી કહેવા લાગી: “બેટા! આજ સુધી તેં તારી ખબર મોકલી નહિ તેથી મારો જીવ ઝાલ્યો રહ્યો નહિ.”

રમેશચંદ્રે જ્વરથી તપેલા હાથ વડે માતાના હાથ દબાવી દુઃખી અવાજે કહ્યું: “માતા! સારું થયું કે તું આવી. તેં તે દિવસે ઘણી ઉત્કંઠાથી કાશી જવાની ઇચ્છા દર્શાવી હતી; પરંતુ તે સમયે હું તને ઓળખી શક્યો નહિ ને તારી ઇચ્છા પૂર્ણ કરી શક્યો નહિ. ચાલ, હવે તને કાશી લઈ જાઉં. હવે હું અહીં નહિ રહું. તને કષ્ટ આપી અને તારા પર નાહક ગુસ્સે થઇને હું મૂર્ખ મુસાફરીનું સુખ ભોગવવા ગયો હતો, તેનું ફળ મને સારી રીતે મળ્યું.” આટલું કહેતાં કહેતાં રમેશચંદ્રનો કંઠ રૂંધાઇ ગયો. તેની વૃદ્ધ માતા સમજી કે, તે જ્વરની પીડાથી આવું બડબડે છે. તેણે રમેશચંદ્રને છાતીસરસો ચાંપીને કહ્યું: “રમેશ! તને શું થયું છે? તું ગાંડાની માફક શું કહે છે તે મારાથી સમજાતું નથી. ઘરમાં અંધારું થઇ ગયું છે, હજુ સુધી દીવો પ્રકટ્યો નથી, વહુ ક્યાં ગઇ છે?” રમેશચંદ્રે કાંઇ પણ ઉત્તર નહિ આપવાથી તે “વહુ, વહુ” કહીને હાંક મારવા લાગી.

રમેશચંદ્રની છાતી ફાટવા લાગી. તેણે માતાના ખોળામાં

માથું મૂકીને કહ્યું: "મા! કોને બોલાવે છે? અહીં તો કોઇ નથી!!"

માતાએ અશ્ચર્યથી કહ્યું: "વહુ કયાં છે?"

રમેશચંદ્રે કહ્યું: "મણિકર્ણિકાના ઘાટ પર." રમેશચંદ્રની આંખો આંસુથી ભરાઇ ગઈ. તેણે કહ્યું: "હે માતા! મારા પર અપ્રસન્ન થતી નહિ. હું તને સર્વ વૃત્તાંત કહું છું."

"જ્યારે હું બીજી વખતે અહીં આવવાનો હતો ત્યારે તેં કાશી જવાની ઇચ્છા દર્શાવી હતી; પરંતુ મેં પાપીએ તને ખર્ચનું બાનું બતાવ્યું અને અહીં આવ્યા પછી સર્વને લઇ પ્રયાગ–કાશી વગેરે તરફ ફરવા ગયો. કાશીમાં તેને એકાએક કૉલેરા થઇ આવ્યો. અનેક ઉપાયો કર્યા તોપણ તેને મટયું નહિ; આખરે તેને હમેશને માટે કાશીમાં મૂકીને હું અહીં આવ્યો. માતા! હું તારી સાથે કપટ રમ્યો, તેનું મને ફળ મળ્યું." આટલું કહી તેણે માતાના પાલવમાં મોઢું સંતાડી રડવા માંડયું. પુત્રની વાત સાંભળીને માતાનો તો જીવજ ઊડી ગયો. પછી તેણે દુઃખી સ્વરે કહ્યું: "હાય! એક મહિનામાજ આવું થઇ ગયું?" તે પુત્રને વળગી પડી અને રડવા લાગી.

રમેશચંદ્ર માતાના પાલવમાં મોઢું સંતાડીને એક નાના બાળકની માફક રડી રહ્યો છે અને તેની વૃદ્ધ માતા પોતાના હૃદયનો સઘળો સ્નેહ વરસાવીને તેને સાંત્વના આપી રહી છે! માતા અને પુત્રનું આ દારુણ કષ્ટ જોનાર પરમેશ્વર સિવાય અન્ય કોઈજ નહોતું. માત્ર દીવાલ પર રમેશ અને વિમળાનો એક ફોટો લટકી રહ્યો છે અને જાણે કે વિમળા રમેશચંદ્રની ખુરશીની પાસે ઊભી રહીને તેને નીચે પ્રમાણે કહી રહી હોય એવું લાગે છે:

"આજેજ તમે માતાને ઓળખી છે, તેથી હું મર્યાપછી પણ સુખી થઇ છું. મારી એજ છેલ્લી પ્રાર્થના છે કે, હવે તમે કદી પણ માતાના સ્નેહમાં સંદેહ કરતા નહિ. માતાના સ્નેહમાં બનાવટીપણું કે સ્વાર્થ હોતાંજ નથી. હવે માતાની ખૂબ સેવા કરી તેની આજ્ઞાનું પાલન કરજો. જ્યારે તમે માતાને સુખી કરવા માટે તનતોડ મહેનત કરશો, ત્યારેજ તમે સુખી થશો."

રમેશચંદ્ર માતાના પ્રાણ સાથે પ્રાણ મેળવી નાના બાળકની માફક રડતો રડતો માતાના ખોળામાંજ ઊંઘી ગયો.



# ૫૦–खरुं व्रत

" કેમ, યમુબાઈ! આજે તો કંઈ વ્રત–તપમાંજ ડૂબી ગયાં લાગો છો? હું ક્યારનીએ તમારી પાસે આવીને ઊભી છું, પણ જાણતાંએ નથી."

" આવો બહેન! આ પંદર દિવસ પછી ચાતુર્માસ પૂરા થઇ જશે એટલે કંઇ થાય એટલું તો કરી લેવું જોઇએ ને? તમારા જેવાં અંગ્રેજી ભણેલાંઓને તો કંઇ અમારાં અજ્ઞાન લોકોનાં જપ, વ્રત થોડાંજ પસંદ આવવાનાં છે?"

" જરા લખતાંવાંચતાં શીખ્યાં એટલે પોતાના આચારવિચાર છોડી દેવા એવું કંઇ થોડુંજ છે? પણ બહેન! એટલું તો ખરું કે, જેમ જેમ મન કેળવાતું જાય છે, તેમ તેમ તે આવાં બહારના દેખાવનાંજ વ્રતોમાં સંતોષ પામતું નથી. આપણું જ્ઞાન વધે તેવાં પુસ્તકો વાંચવા પાછળ વખતનો સદુપયોગ કરવો એમાં શું ખોટું?"

" સુશીલા બહેન! તમે તો સુધારાના વલણ પર ચઢી ગયાં લાગો છો. જો ચાતુર્માસમાં નીમ, ધર્મ ને વ્રત કરવાં, એ આપણો ધર્મ નથી તો કોનો પુરુષોનો છે?"

" યમુબાઈ! આમ ક્રોધે ભરાશો નહિ."

" એમાં ક્રોધ શાનો? પણ મારું કહેવું એવું છે કે, વાંચવાનું તો રોજનું છે, પણ ચાતુર્માસ કંઇ બારે માસ થોડાજ રહેવાના છે? હું જરા સવારમાં દરિયે નહાવા જાઉં કે પીપળાની પ્રદક્ષિણા કરવા નીકળું કે દેવદર્શને જાઉં ત્યાં તો ઘરમાંથી બૂમ પાડી ઊઠે કે, " જોજે રાંધતાં મોડું ન થાય, મારે ઑફિસનો ટાઇમ થઇ જશે." આવા દહાડાઓમાં પણ આવો ત્રાસ! આપણા સ્ત્રીના ધર્મ આપણે નહિ પાળીએ તો કોણ પાળશે?"

" યમુબાઈ! સ્ત્રીધર્મ એટલે સવાર–સાંજ દેવમંદિરે જવું, નદી–દરિયે નાહવું, વડપીપળાની પ્રદક્ષિણા કરવી કે એવાં એવાં વ્રતો કરવાં એટલુંજ તમે સમજતાં લાગો છો; પણ પતિવ્રતાના ખરા

ધર્મોનું તો તમે ઉલ્લંઘનજ કરી નાખો છો. તમે એ ધર્મના બ-હારના દેખાવ ઉપર મોહી પડો છો અને આત્માને ભૂલી જાઓ છો. આપણા પ્રિય પતિની ઇચ્છાને માન આપવું, તેમનો બોજ ઉઠાવી લેવો અને તેમને તેમના કામમાં સરળતા કરી આપવી, એ આપણા પતિવ્રતાના ખરા ધર્મોનો આપણે કેટલો બધો અનાદર કરી દઇએ છીએ? નોકરી નવાઈની તો નથી, પણ તે કંઇ ઘરનું કામ છે? ત્યાં તેમને જરા મોડું થતાંમાં કેટલો ઠપકો મળે, એ તમે જાણો છો? આપણી અંધશ્રદ્ધાને લીધે એમને કોઇનો કડવો શુકન સાંભળવો પડે, તે કરતાં તો બહેન! આ વ્રતોથી આપણને સ્વર્ગ-નો દાંડો મળતો હોય તો તે ન મળે તોપણ બહેતર છે.

"યમુબાઈ, આ ચાતુર્માસનાં વ્રતો કરવાં અને એકાદ સ્વાદનો ત્યાગ કરવો એ તો ગૌણ બાબત છે. કેવળ તેટલું કરવાથીજ ધર્મ પાળ્યો એમ થઇ જતું નથી.

"અહીં રહેવા આવ્યાં તે પહેલાં જ્યારે અમે શરૂઆતમાં મુંબઇ આવ્યાં હતાં, ત્યારે કાવસજી પટેલના તળાવ આગળ એક માળામાં રહેતાં હતાં. તે માળામાં રહેનારા ઘણાખરા લોકો પૈસાદાર હતા. એમને તે વખતે આટલો પગાર નહોતો; એટલે મારા અંગ ઉપર જાતજાતનાં ઘરેણાં ક્યાંથી હોઈ શકે? હમણાં પણ ખરું પૂછો તો મને ઘરેણાં પર મોહ નથી. મુંબઇનાં માણસો બહુધા સંકુચિત વૃત્તિનાં હોય છે ને તેમાંએ ખાસ કરીને સ્ત્રીઓ તો વધારેજ. આથી મારી અને તેમની સ્થિતિ વચ્ચે અંતર હોવાથી તે લોકો મારી સાથે વાત કરવામાં પણ પોતાની ઇજ્જત ઓછી થઇ જાય, એમ માનતાં હતાં. આવી સ્થિતિમાં હું મારો નવરાશનો બધો વખત વાંચવા–લખવામાં આનંદપૂર્વક ગાળતી; પણ પેલી માન–મરત-બાવાળી સ્ત્રીઓને ઘરનાં માણસ જમીને કામધંધે જાય તે પછીનું હમેશનું કયું કામ હોય? એકાદ મોટા દીવાનખાનામાં કે ઓરડી-માં બધી નવરીઓ ભેગી મળે, એટલે નિંદાનું પ્રકરણ શરૂ થાય. ફલાણીનો ધણી આવો છે, ફલાણી બાઈ તેવી છે અને ફલાણીનાં અંગ પર તો એક ખોટા કાચનો કકડોએ નથી. એ પ્રમાણેની ન-કામી કૂથલીમાંજ તેમનો દિવસનો ઘણોખરો વખત વીતે. આવું જોયા પછી ચાતુર્માસમાં આવી બાબતોમાં દૂર રહેવા માટે સાધ્વી સ્ત્રીઓનાં ચરિત્ર વાંચવાનો મેં તો નિયમ રાખેલો છે.

"એક વખત ચાતુર્માસમાં આનંદીબાઇએ મને બોલાવીને

કહ્યું હતું કે, ' સુશીલા ! ચાલો, આપણે ચાતુર્માસનાં વ્રત લઇએ. આખો દિવસ વાંચ વાંચ શું કર્યા કરે છે ? તું હજી નાની છે એટલે તને ધર્મ શું, તેની શી ખબર પડે ? ચાલ, અમારી સાથે અમે કરીએ તેમ કરજે એટલે થયું. ' હું આનંદીબાઇને સારી પેઠે ઓળખતી હતી. તેણે ધર્મના પડદા પાછળ રહીને જે આચરણો કર્યાં હતાં તેની મને સારી પેઠે માહિતી હતી. આથી મેં જરા ગુસ્સામાં આવીને તેને કહ્યું: આનંદીબાઇ ! ધર્મને વળી આડંબર શા ? વ્રત કરીને દેવને ફૂલપાણી ચઢાવ્યા કરવાં, એમાંજ કાંઇ ધર્મ આવી જતો નથી. મેં એક ધર્મગ્રંથમાં વાંચ્યું છે કે સ્ત્રીને પતિથી જુદા વ્રત, યજ્ઞ, ઉપવાસ વગેરે કરવાની જરૂર નથી. સાધ્વી સ્ત્રી તો પોતાના પતિની સેવા વડેજ સ્વર્ગને પ્રાપ્ત થાય છે. આનંદીબાઈ ! વડપીપળાની સેવા કરવાને ખાતર પતિસેવામાં ન્યૂનતા આવે તો તેને બદલે પતિવ્રતા સ્ત્રીનું દૈવત જે પતિ, તેની સેવા કરવી એ શ્રેષ્ઠ નથી શું ?

" પતિદેવની અવજ્ઞાથી અને તેમને અપ્રિય હોય એવાં કૃત્યો કરવાથી જરા સરખું પુણ્ય પણ પ્રાપ્ત થાય ખરું ? સાધ્વી સ્ત્રી પતિની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ કામ કરશે નહિ. હું ભલે વડપીપળાની પ્રદક્ષિણા નથી કરી શકતી, પણ મેં મારું સર્વાંગ પતિસેવામાં અર્પણ કર્યું છે, તો તેથી મને ધર્મની પ્રાપ્તિ નહિ થાય ? અને તમે શું અમારી હાલની રીત ચાલુ રાખીને પતિનો વધારે પ્રેમ મેળવી શકશો ?

" અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા, સાવિત્રી વગેરે સ્ત્રીઓને આપણે પૂજ્ય શા માટે માનીએ છીએ ? તેઓ પતિવ્રતા હતી તેટલાજ માટે ને ? પતિવ્રતા એટલે પતિનેજ પરમ દૈવત માની તેના સુખમાંજ સુખ અને દુઃખમાં દુઃખ માનનાર અને દેહ જુદો પણ આત્મા એક એવી ભાવના રાખે તે.

" આ સાધ્વી સ્ત્રીઓએ બાહ્ય વ્રત-ધર્મને પ્રાધાન્ય આપ્યું હોત તો તેઓ આજે આટલી પૂજ્ય ગણાત ખરી ?

" પોતાના સુકુમાર પગમાં કાંટા, કાંકરા ને પથ્થર વાગવાના ભય તરફ, ટાઢતાપનાં અસહ્ય કષ્ટ તરફ અને હિંસક પ્રાણીઓથી મરણના ભય તરફ શું સીતાદેવીએ જરા પણ લક્ષ આપ્યું હતું ? રાજમહેલનાં સુખોમાં અને ભયંકર વનવાસમાં સીતાદેવીએ ભગવાન રામચંદ્રનો સંગ છોડયો હતો શું ? નહિ; એટલુંજ નહિ

પણ તેમણે ઘણા આનંદપૂર્વક વનવાસ સ્વીકાર્યો હતો. આપણી હમણાંની સ્ત્રીઓની પેઠે ઘરેણાં માટે હઠ લઈને મોઢું નહિ ચઢાવતાં આનંદપૂર્વક કેવળ વલ્કલજ ધારણ કરીને તેઓ આપણને ઉપદેશ આપી ગયાં છે, કે પતિ એજ પતિવ્રતા સ્ત્રીનું ખરેખરું ભૂષણ છે.

"દુર્દૈવથી કીચક સરખા દુષ્ટ કામાંધના મહેલમાં દાસી બનીને રહેવાનો પ્રસંગ આવ્યો; તોપણ જેમણે પોતાના પતિઓને એક પણ કડવો શબ્દ કે અસંતોષ જણાવ્યો નથી, તે સાધ્વી સ્ત્રી દ્રૌપદીનાં કેટલાં વખાણ કરીએ ?

"આ સાધ્વી સ્ત્રીઓએ કરેલાં આચરણરૂપી વ્રતો આપણે પણ આચરવાં જોઇએ. તેમનાં ઉજ્જવલ ચરિત્રો આપણી નજર સમક્ષ રાખીને આપણે આપણું વર્તન સુધારવું જોઈએ.

"ચમુબાઈ! એટલું કહીને વખત થઇ ગયેલો હોવાથી હું ત્યાંથી મારે ઘેર ચાલી ગઈ.

"સુશીલા બહેન ! આજે તમે મારી આંખમાં સારું અંજન કર્યું છે. હું આજ સુધી એ પ્રમાણે વર્તી શકી નથી, તેથી મને ઘણું ખરાબ લાગે છે. શેરડી અને એરંડો કાંઇ સરખાં હોઈ શકે? પણ આજે તમે મને ખરો માર્ગ બતાવ્યો છે.

"મને પણ શરૂઆતમાં તો વાંચવાનું કંટાળાભરેલું લાગતું હતું. વાંચવા બેસતાં ઘણું આળસ આવી જતું અને કેટલીક વખત એક એક શબ્દ વારંવાર ગોખવા છતાં પણ હું તેનો ચોખ્ખો ઉચ્ચાર કરી શકતી નહિ, ત્યારે મને ઘણું ખોટું લાગતું પણ પછી ધીમે ધીમે તે પણ આવડયું અને મને ઘણો આનંદ થવા લાગ્યો. સતીસાધ્વી સ્ત્રીઓનાં ચરિત્ર વાંચીને તો મારા મન ઉપર અજબજ અસર થઇ છે. તેના વડેજ હું જાણી શકી છું કે, આપણે માટે પતિસેવા એજ ખરું વ્રત છે, પતિનાં સુખ તેજ આપણાં સુખ અને તેમનાં દુઃખ તેજ આપણાં દુઃખ. એવી ભાવના એજ ખરો ધર્મ છે."

"સુશીલા બહેન ! હવે તો તમે મહેરબાની કરીને રોજ અહીં આવતાં રહેજો અને મને સારાં સારાં પુસ્તકો વાંચી સંભળાવજો. મને વાંચતાં આવડતું નથી, તેની ખોટ આજેજ માલૂમ પડી છે. હવે હું એમની પાસે અને તમારી પાસેથી થોડું થોડું કરીને શીખતી જઇશ."

"બહુ સારું, હવે જરા કંકુ આપો, બહુજ મોડું થઈ ગયું."

"ના, જરા થોભો, ફરાળ કર્યા સિવાય આજે જવાશે નહિ."



# ५१-मोहिनी

( મૂળ લેખકઃ—શ્રી. છબીલલાલ ગોસ્વામી )

( ૧ )

રાવબહાદુર સીતારામ પંજાબમાં વધારાના આસિસ્ટંટ કમિશ્નર હતા. પોતાના સ્વર્ગવાસસમયે તેઓ આ જગતમાં માત્ર બે વસ્તુઓ મૂકી ગયા હતા; એક તેમની પુત્રી મોહિની અને બીજી બેંક ઑફ બેંગાલમાં દોઢ લાખ રૂપિયાની રકમ.

રાવબહાદુરના વસિયતનામા પ્રમાણે મોહિનીને તેની પંદર વર્ષની ઉંમર પહેલાં વિવાહ કરવાની તેમજ વીસ વર્ષની ઉંમર પહેલાં બેંકમાંથી ઉપલી રકમ ઉપાડી લેવાની રજા નહોતી.

હાલ મોહિનીને એકવીસમું વર્ષ ચાલે છે અને એ પછી બી. એ. ની પરીક્ષા (ઑનર્સ) માન સાથે પસાર કરી છે.

વસિયતનામું કર્યા બાદ કેટલેક વર્ષે રાવબહાદુરનું મૃત્યુ થયું હતું અને તેમણે પોતાની પુત્રીને દર મહિને બેંકમાંથી ખર્ચ જેટલા રૂપિયા મળે એવી વ્યવસ્થા કરી હતી.

રાત્રિના સાડાઆઠ વાગ્યા છે. શિયાળાના દિવસ છે. મોહિની તેના મકાનમાં બેસી મહાન સ્ત્રીઓનાં જીવનચરિત્ર વાંચી રહી છે. તેણે સ્ત્રી—શિક્ષા પર એક લેખ લખ્યો છે, તે કોઈ એક માસિક-માં છાપવા મોકલી આપવાનો વિચાર પણ તેના મનમાં ચાલી રહ્યો છે. એવામાં તેની દાસી ચંપાએ તેના આગળ એક વિઝિટિંગ કાર્ડ મૂક્યું. તેમાં લખ્યું હતું કેઃ

" માનનીય રાજા રામનારાયણસિંહ બહાદુર સી. આઇ. ઇ."

મોહિનીએ દાસીને કહ્યુંઃ " રાજા સાહેબને અહીં લઇ આવ."

થોડી મિનિટ બાદ રાજા સાહેબે અંગ્રેજી ફૅશન પ્રમાણે શેક-હેંડ કરવા સારુ પોતાનો હાથ લંબાવ્યો.

મોહિનીએ સામો હાથ નહિ મેળવતાં બંને હાથ જોડીને સ્વદેશની રીત પ્રમાણે નમસ્કાર કરી તેમને ખુરશી પર બેસવાનો ઇશારો કર્યો.

રાજા સાહેબે ખુરશી પર બેસીને કહ્યું: "હું તમને કુશળસમાચાર પૂછું તે પહેલાં હું તમારી પાસે રાત્રિના સમયે આવ્યો છું તેની મારે ક્ષમા માગવી જોઇએ."

મોહિની–વાહ! તેની શું જરૂર છે?

રાજા સાહેબ–આ વખતે હું તમારી પાસે કેમ આવ્યો તે નિવેદન કરવાની આજ્ઞા ચાહું છું.

મોહિની–ફરમાવો.

રાજા સાહેબ–તમે મારી જ્ઞાતિનાં છો અને બી. એ.માં પાસ થયાં તે માટે મારે તમને કાંઈક પુરસ્કાર આપવો જોઇએ.

ઉપર પ્રમાણે કહીને રાજા સાહેબે એક હીરાનો હાર મોહિનીની સામે મૂક્યો. મોહિનીએ તે હારને માથે ચઢાવીને કહ્યું: "હું આપના આ અનુગ્રહને માટે આપની આભારી છું; પરંતુ મારી પ્રાર્થના છે કે આપ આ હાર આપની પાસેજ રાખો."

રાજા સાહેબ–તમારે એનો સ્વીકાર કરવામાં કાંઈ હરકત સમજવાની નથી; કારણ કે એ ખાસ તમારે માટેજ બનાવવામાં આવ્યો છે.

મોહિની–આપ કૃપા કરીને આ હાર રાણીસાહેબને આપજો.

રાજાસાહેબ (ઉદાસ થઇ)–તે હવે આ સંસારમાં નથી!

મોહિની (આશ્ચર્યથી)–આ હું શું સાંભળું છું?!

રાજા સાહેબ–તમે પ્રયાગ ગયાં હતાં તેજ અરસામાં તેનો સ્વર્ગવાસ થયો હતો.

મોહિની–તેને કાંઇ સંતાન છે?

રાજાસાહેબ–ના! તેની ઉંમર વીસ વર્ષની પણ નહોતી, તે મારાથી માત્ર પાંચ વર્ષેજ નાની હતી.

મોહિની–ખેર. ત્યારે આ હાર આપનાં નવાં રાણી સાહેબને માટે આપની પાસે રાખો.

રાજા સાહેબ–નવાં રાણી સાહેબને માટે તમને ભેટ આપ્યો છે.

મોહિની–એટલે શું? હું સમજી નહિ!

રાજા સાહેબ–વિચાર કરવાથી એનો અર્થ સમજાશે. વારુ, હવે હું રજા લઉં છું અને તમને આપેલી તસ્દી માટે ક્ષમા માગું છું.

આટલું કહી જવાબની રાહ જોયા વિનાજ રાજા સાહેબ વિદાય થયા. મોહિની નીચું માથું કરી વિચારમાં પડી.

(૨)

ઉપર્યુક્ત ઘટનાને ચોથેજ દિવસે મોહિનીના મકાનના દરવાજા આગળ એક ગાડી આવીને ઊભી અને તેમાંથી બે મહિલાઓ નીકળી મોહિનીના મકાનમાં ગઈ. મોહિની એક ઊનના રૂમાલ પર ગુલાબનું ફૂલ ગૂંથતી હતી. તેણે આ બે મહિલાઓને જોઇને તેમનું સ્વાગત કર્યું.

આ આવેલી બે મહિલાઓમાંથી એક રાજા સાહેબની બહેન ચંદ્રકળા હતી અને બીજી રાજા સાહેબના મેનેજરની સ્ત્રી લાડકુંવર હતી. મોહિની આ બન્નેને ઓળખતી હતી. થોડો સમય આડીઅવળી વાત કર્યા બાદ ચંદ્રકળાએ કહ્યું: "બહેન! હું ચાહું છું કે આપણે બન્ને પાસે પાસે રહીએ."

મોહિની–એ કેવી રીતે?

ચંદ્રકળા–તમે નારાજ ન થાઓ તો કહું.

મોહિની–હું શું કરવા નારાજ થાઉં?

ચંદ્રકળા–હા, નારાજ થવા જેવું કાંઈ નથી, પણ કદાચ તમને કાંઈ ખોટું લાગે માટે પહેલેથીજ માફી માગી લઉં છું.

મોહિની–જ્યાંસુધી હું તમારી વાત નહિ સાંભળું ત્યાંસુધી હું નારાજ થઇશ કે નહિ તે કહી શકતી નથી.

લાડકુંવર–મને લાગે છે કે તમે નારાજ થવાને બદલે ખુશ થશો.

મોહિની–સંભવિત છે; વારુ, હવે તમારે જે કાંઈ કહેવાનું હોય તે ખુશીથી કહો.

ચંદ્રકળા–ત્યારે સાંભળો. હું તમને મારાં ભાભી સાહેબ બનાવવા માટે આવી છું.

લાડકુંવર–અને હું પણ શ્રીમતીજી! તમને મારાં રાણી સાહેબ બનાવવા આવી છું.

મોહિનીએ ગંભીર થઇને કહ્યું: "થોડા દિવસ પહેલાં રાજા સાહેબ પધાર્યા હતા, તેમણે પણ આવી મતલબની વાત કહી હતી. પ્રથમ તો હું તેમના કહેવાનો ભાવાર્થ સમજી શકી નહોતી, પણ તેમની અંતિમ વાતથી હું તેમના કહેવાનો ભાવ સમજી ગઇ હતી; આજે તમે લોકોએ પધારી તે વાતનું સ્પષ્ટીકરણ કર્યું."

ચંદ્રકળા–તમે મારી પ્રાર્થનાનો સ્વીકાર કર્યો છે, એ જાણી હું ઘણી ખુશી થઈ છું.

લાડકુંવર–હું મારાં નવાં રાણીસાહેબને અભિનંદન આપું છું.

મોહિની–ક્ષમા કરો, હું આ પ્રસ્તાવનો ધન્યવાદપૂર્વક અસ્વીકાર કરું છું.

ચંદ્રકળા અને લાડકુંવરે આશ્ચર્ય સાથે કહ્યું: "કેમ, કેમ, એમ કેમ?"

મોહિની–મારાં પૂજ્ય માતુશ્રીના સ્વર્ગવાસસમયે મારી ઉંમર પાંચ વર્ષની હતી અને પૂજ્ય પિતાશ્રીના સ્વર્ગવાસસમયે મારું શિક્ષણ પૂર્ણ થયું નહોતું, તેથી હું એક રીતે મારાં માતા-પિતાની સેવાથી વંચિત રહી છું.

ચંદ્રકળા–વારુ, પછી?

મોહિની–તેથી મારી ઇચ્છા એવી છે કે, મારે માતાપિતાના ઋણમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો અને તેથી હું આડંબરથી દૂર રહી શકીશ તોજ મારી ઇચ્છા ફળીભૂત થશે.

ચંદ્રકળા–રાણી થશો તોપણ તમે ચાહશો તો આડંબરથી દૂર રહી શકશોજ.

લાડકુંવર–રાજા સાહેબ સદૈવ તમારી આજ્ઞા પ્રમાણે ચાલવાને તૈયાર છે.

મોહિની–હવે કૃપા કરીને મને આ વિષયમાં કાંઇ કહેતાં નહિ; કારણ કે હું તમારી વાતનો સ્વીકાર નહિ કરી શકું.

આખરે બંને બાઇઓ પોતાની ધારણામાં નિષ્ફળ થઇને પાછી ગઇ.

આ ઘટનાથી રાજાસાહેબને તેમનું ભારે અપમાન થયું હોય એમ લાગ્યું અને એક સપ્તાહની અંદર તેમણે એક ધનવાન પુરુષની પુત્રી સાથે લગ્ન કર્યું.

મોહિનીએ રાજા સાહેબને ત્યાં જઇ નવાં રાણી સાહેબને તે હાર પહેરાવી દીધો.

(૩)

કૃષ્ણપ્રસાદ તેની ઓરડીમાં બેસીને એક માસિકમાં મોકલવાનો લેખ લખી રહ્યો હતો અને તેની વૃદ્ધ માતા તેના તરફ જોઇ રહી હતી. કૃષ્ણપ્રસાદે મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે અને તેની સારા લેખકોમાં ગણુતરી થાય છે. લગભગ છ વર્ષથી તે માતૃભાષાની નિષ્કામવૃત્તિથી સેવા કરી રહ્યો છે. કૃષ્ણપ્રસાદને અન્ય કાંઇ આવક નહોતી અને નોકરી કરવાનું તેને પસંદ નહોતું, તેથી તેની દરિદ્રતા કાયમ રહી હતી. એક ઉદાર ગૃહસ્થ અંગ્રેજી ભાષાનાં સારાં સારાં પુસ્તકોનો અનુવાદ કરાવતો હતો, તેણે કૃષ્ણપ્રસાદને

કેટલાંક પુસ્તકોનો અનુવાદ કરવાનું કામ સોંપ્યું હતું. બસ, આ પુસ્તકોનો અનુવાદ કરવાથી જે કાંઈ આવક થતી હતી તે ઉપર તે તેની આજીવિકા સુખ અને શાંતિપૂર્વક કરકસરથી ચલાવતો હતો. કૃષ્ણપ્રસાદ અને તેની માતાને તેમની સ્થિતિમાં સંતોષ હતો. તેઓ કદી પણ ઉદાસ દેખાતાં નહોતાં. કૃષ્ણપ્રસાદે લખવાનું બંધ કરી એક માસિક લઈને વાંચવા માંડતાં તેની માતાએ કહ્યું: "બેટા, આજે તારો વિવાહ થયો."

કૃષ્ણપ્રસાદ–માતા! શું મારો વિવાહ? કોઇપણ સમયે મેં એ વાતની ઇચ્છા કરી નથી!

માતા–બેટા! મોહિનીની મામીએ કહેવરાવ્યું છે કે મોહિની તારી સાથે વિવાહ કરવા ચાહે છે.

"જેવી તારી આજ્ઞા" કહી કૃષ્ણપ્રસાદે માસિક તરફ નજર નાખી અને મનમાં કહ્યું: "મોહિનિ! તને ધન્ય છે! તારો જન્મ આદર્શ છે અને તારો પ્રેમ પૂજ્ય છે. મારા જેવા નિર્ધન માણસની સાથે જે પોતાની ખુશીથી વરવાને માટે તૈયાર થઈ તેની પ્રશંસા કેવા શબ્દોથી થઈ શકે?"

યથાસમય કૃષ્ણપ્રસાદ અને મોહિનીનાં લગ્ન થયાં અને મોહિનીએ જેવી રીતે એક સુશીલ નારી તેનાં સાસુસસરાની સેવા કરે તેવી રીતે, તેની વૃદ્ધ અને દરિદ્ર સાસુની સેવા કરવા માંડી.

આ વિવાહ માટે એક આગેવાન પત્રે નોંધ લીધી કે:

"શ્રીમતી મોહિની બી. એ. એ એક સાધારણ વ્યક્તિ સાથે લગ્ન કર્યું છે. શ્રીયુત કૃષ્ણપ્રસાદ ગરીબ છે; એટલુંજ નહિ પણ શિક્ષણમાં તેમની પત્ની કરતાં પણ હાલ તો પાછળ છે. હા, તેમનું લેખકોમાં બહુજ માન છે. અમે શ્રીયુત કૃષ્ણપ્રસાદને તેમના સુભાગ્ય માટે ધન્યવાદ આપીએ છીએ અને ઈશ્વરપ્રાર્થના કરીએ છીએ કે તે આ યુગલને સદા સુખી રાખે."

કૃષ્ણપ્રસાદે મોહિનીને આ લેખ બતાવ્યો, ત્યારે મોહિનીએ કહ્યું: "થોડા સમય પછી એ પત્રના સંપાદકને તેના લેખ માટે વિચાર કરવો પડશે."

(૪)

ઉપલા બનાવને બે વર્ષ થઇ ગયાં છે. કૃષ્ણપ્રસાદની માતાએ સ્વર્ગવાસ કર્યો છે. મોહિનીના ખોળામાં એક વર્ષનું સુંદર બાળક રમે છે, હવે કૃષ્ણપ્રસાદ અને મોહિની કર્મક્ષેત્રમાં ઊતરી પડયાં છે. મોહિનીએ તેના પિતાની સઘળી સંપત્તિને એક સુયોગ્ય કમિ-

ટીના હાથમાં સોંપી દીધી છે. આ સંબંધમાં એજ સમાચારપત્ર-ના અગ્રલેખમાં નીચે પ્રમાણે લખાણ આવ્યું છે:

"શ્રીયુત કૃષ્ણપ્રસાદ અને શ્રીમતી મોહિનીએ તેમની સઘળી સંપત્તિ કે જે લગભગ ૧,૭૫૦૦૦ રૂપિયાની છે, તે ગરીબ છોકરાછોકરીઓને દાનમાં આપી દીધી છે. આ દાનમાંથી નિશાળો ચલાવવામાં આવશે. તેમાંથી એક હાઈસ્કૂલ કન્યાઓને માટે થશે અને એક હાઈસ્કૂલ છોકરાઓને માટે થશે. શિક્ષણમાં માતૃભાષાને પ્રાધાન્ય આપવામાં આવશે. છોકરાઓની સ્કૂલના મુખ્ય અધ્યાપક તરીકે શ્રીયુત કૃષ્ણપ્રસાદ કામ કરશે અને કન્યાઓની સ્કૂલની મુખ્ય અધ્યાપિકા તરીકે શ્રીમતી મોહિની કામ કરશે. તેઓ બંને તેમની જિંદગી સુધી ઉદરનિર્વાહ અર્થે દરમહિને માત્ર પંદર પંદર રૂપિયા લેશે. સ્કૂલના પ્રબંધનો ભાર એક સુયોગ્ય કમિટીને સોંપવામાં આવ્યો છે, જેમાં એ બે ઉપરાંત ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ, મ્યુનિસિપલ ચૅરમેન અને કેટલાક પ્રતિષ્ઠિત સજ્જનો છે. ગવર્મેન્ટે આ બંને સ્કૂલોને માટે જમીન ખરીદવા અને ઇમારત બંધાવવા માટે એક લાખ રૂપિયા આપ્યા છે. શ્રીમતી મોહિનીદેવીદ્વારા દેશને આ પ્રમાણે બહુજ ઉત્તમ લાભ મળ્યો છે અને આ સર્વ આપણી ભાષાના પ્રસિદ્ધ લેખક શ્રીયુત કૃષ્ણપ્રસાદની દેશહિતૈષિતા, યોગ્યતા, સ્વાર્થત્યાગ, ઉચ્ચાકાંક્ષા અને વિદ્વત્તાનું ફળ છે. અમે આ શુભ દાનને માટે એ બંને પતિપત્નીને આખા દેશ તરફથી ધન્યવાદ આપીએ છીએ અને ભગવાનની પ્રાર્થના કરીએ છીએ કે તેમનું નાનું બાળક તેનાં માતાપિતાના ગુણોથી અલંકૃત થાય."

મોહિનીએ કૃષ્ણપ્રસાદને આ લેખ બતાવીને કહ્યું: "બે વર્ષ પહેલાં જે સંપાદકે તમારા પર આક્ષેપ કર્યો હતો, તે આજે શું કહી રહ્યો છે?"

કૃષ્ણપ્રસાદે જવાબ આપ્યો: "જેને તારા જેવી ગૃહલક્ષ્મી મળે તેને કોઈ પણ શું કરી શકે?"

મોહિનીએ કહ્યું: "એમાં મેં શું કર્યું ? મેં તો માત્ર મારાં માતાપિતાના ઋણમાંથી મુક્ત થવાનોજ ઉપાય કર્યો છે."

બસ, હવે સમય થઇ ગયો. દંપતી હાઇસ્કૂલમાં જવાને તૈયાર થયાં. અમે પણ આવાં ઉત્તમ જોડાંઓ ભારતમાં ઘેરઘેર થાય અને આ દીન અજ્ઞાન દેશને પોતાની પરોપકારવૃત્તિથી દીપાવે એવી પ્રભુપ્રાર્થના કરતા વિરમીશું.



# ૫૨–ભલાં માજી!

(૧)

રઘુવરદયાલ કાનપુરનો વતની હતો. તે બર્દ્વાનથી એક વખત પોતાની પત્ની રૂપવતી સાથે કાનપુર આવવા નીકળ્યો. સ્ટેશન પર આવીને ટિકિટ લીધા પછી તે રૂપવતીને સ્ત્રીઓના ડબ્બામાં બેસાડીને પોતે પુરુષો માટેના ડબ્બામાં જઇ બેઠો. ગાડી ઊપડી ચૂકી. વચમાં વચમાં મોટાં સ્ટેશનો પર બાબુજી રૂપવતીની સંભાળ લેતા રહેતા. જે ડબ્બામાં તે બેઠી હતી તેજ ડબ્બામાં એક બુઢ્ઢી પણ આવીને બેઠી.

તેણે રૂપવતી તરફ પુત્રીના જેવો સ્નેહ દર્શાવ્યો. બુઢ્ઢી વાતો કરવામાં ઘણી કુશળ હતી. અત્યાર સુધી રૂપવતીને એકલાં બેસવું ગમતું ન હતું, તેથી બુઢ્ઢીના આગમનથી પોતાને એક ઘણી સારી સોબત મળી ગયેલી જાણીને તે ઘણીજ રાજી થઈ. વચમાં વચમાં તે વૃદ્ધા સ્ટેશન પરથી કંઇક ખાવાનું લેતી, તે આગ્રહપૂર્વક રૂપવતીને પણ આપતી. આમ તેમની વચ્ચે માદીકરીના જેવા સ્નેહ થોડાજ વખતમાં બંધાઇ ગયો.

રઘુવરદયાલને પણ ડોસીને માટે સદ્ભાવ થઇ ચૂક્યો હતો. ડોસીમાના આવ્યા પછી જ્યારે તે બીજીવાર ખબર કાઢવા આવ્યો ત્યારે માજી બોલ્યાં: “ભાઈ! તમે રૂપવતીની જરા પણ ચિંતા કરશો નહિ. હું એની સાથેજ છું. મારે પણ કાનપુરજ આવવું છે. જરા જુઓને, મારી આ ટિકિટ કાનપુરનીજ છે ને? મૂઆ માસ્તરે ખોટી તો નથી આપી?” એમ કહીને તેમણે પોતાની ટિકિટ રઘુવરદયાલના હાથમાં મૂકી.

રઘુવર બોલ્યો: “લો માજી, ટિકિટ ખરી છે, કાનપુરનીજ છે.”

“જરા એને જોતાં રહેજો” એટલું કહીને ગાડી ઊપડવાનો વખત થવાથી તે ચાલ્યો ગયો; ડોસીની કાનપુરની ટિકિટ જોઇને અને તેના માયાળુ સ્વભાવથી તેના મનને એક જાતની નિરાંત વળી.

આ વખતે રઘુવરદયાલ નાસ્તા માટે કેટલાંક ફળ આપી ગયો હતો, તે બન્નેએ મળીને ખાધાં અને વાતે વળગ્યાં.

( ૨ )

અંધકાર ફેલાઈ ગયો હતો અને ગાડીમાં દીવા સળગી ચૂકયા હતા. એવામાં એક સ્ટેશને રઘુવરદયાલ પાછો સ્ત્રીઓના ડબ્બા પાસે આવ્યો. આ વખતે ડોસીમા બોલ્યાં: "બેટા! હવે રાત પડી ગઇ છે, તમે નિરાંતે સૂઇ જાઓ. આટલી તકલીફ વારેવારે શા માટે લેતા રહો છો? હવે તો એ પણ સૂશે અને મને તો ગાડીમાં ઊંઘજ આવતી નથી, એટલે તપાસ રાખતી બેસીશ; માટે તમારે જરા પણ ફિકર રાખવી નહિ. જુઓ ને, તમારે લીધે તો એ પણ સૂતી નથી."

માજીનાં આવાં લાગણીભર્યાં વચનો સાંભળીને તે ઘણો આનંદ પામ્યો અને "ભલાં માજી! તમે બહુજ તકલીફ ઉઠાવો છો હો! જરા જોતાં રહેજો." આટલું કહીને તે ચાલ્યો ગયો અને ઝોકાં આવતાં હતાં, એટલે નિરાંતે પાટિયા ઉપર ચઢીને સૂઈ ગયો.

( ૩ )

રાતના સાડાબારને શુમારે ગાડી એક મોટા જંકશન આગળ આવીને ઊભી રહી. ડોસીમા રૂપવતીને ઢંઢોળીને ઉતાવળાં ઉતાવળાં કહેવા લાગ્યાં: "બેટા! ઊઠ ઊઠ, આપણું સ્ટેશન કયારનું આવી પહોંચ્યું છે. ગાડી ઊપડી જશે તો રહી જઇશું."

આંખો ચોળતી ગભરાયલી રૂપવતી પોતાની પોટલી લઇને નીચે ઊતરી પડી અને ગાડી ઊપડી ગઈ!

ડોસીમા હવે આમતેમ રઘુવરદયાલને શોધવા માંડયાં, પણ તે કયાંયે જણાયો નહિ. કોઇકને પૂછી જોતાં જણાયું કે આ તો કાનપુરનું સ્ટેશન નથી, પણ કોઇ બીજુંજ છે. હવે તેમની ચિંતાનો પાર રહ્યો નહિ. રૂપવતી રડવા મંડી ગઇ, પણ માજીએ ધીરજ આપતાં કહ્યું: "બેટા! હવે આમ રડવાથી શું વળનાર હતું? ચાલો, રાતની રાત પાસેની ધર્મશાળામાં પડી રહીએ અને સવાર થતાં આપણે કાનપુરની ગાડીમાં બેસી જઇશું."

બીજો ઉપાય શો? રૂપવતી માજીની પાછળ પાછળ ચાલી અને તેઓ એક ધર્મશાળામાં જઇને ઊતર્યાં.

માજી શિખામણ આપવા લાગ્યાં: "બેટા! સાવધ રહેજે, શહેરનું કામ છે. અહીં હરેક પ્રકારનાં માણસો રહેતાં હોય, આપણે સ્ત્રીજાત શું કરીએ?"

રૂપવતીના મનમાં ભયનો વધુ સંચાર થયો અને શું કરવું તે માટે ચતુરાઇથી માજીને પૂછ્યું.

"બેટા! બીજું તો શું પણ આ તારાં ઘરેણાં પર કોઈ ભૂખાની નજર પડે તો ખોટું પરિણામ આવે; માટે ધીમે રહીને કોઈ ન જાણે તેમ ઘરેણાં ઉતારીને પોટલીમાં બાંધી માથા નીચે રાખીને સૂવું એટલે ફિકર મટી."

આ સલાહ ભયભીત થયેલી રૂપવતીને ગળે ઊતરી ગઇ; તેણે તરતજ માજીના કહેવા પ્રમાણે સલામતીનો ઉપાય અજમાવ્યો.

(૪)

રૂપવતીને આજે ઊંઘ તો શાનીજ આવે? છેક મોડી રાતે તેની આંખ જરા મળી; પણ કલાકેક પછી એટલે ચારેક વાગતાં તે પાછી ઊઘડી ગઇ. જાગતાંજ તેણે આજુબાજુ જોયું અને હાંફળી થઇને બૂમ પાડી ઊઠી: "માજી! માજી!" પણ માજી ક્યાં હતાં કે બોલે? માથા નીચે મૂકેલી પોટલીનું સ્મરણ થતાં ગભરાટમાં તે ખોળવા મંડી, પણ ત્યાં પોટલી હોય તો હાથ લાગે ને? માજી અને ઘરેણાંની પોટલી બન્ને ગુમ!

બિચારી રૂપવતી ગાંડી જેવી થઇને રડવા લાગી. ધર્મશાળામાં ઊતરેલા મુસાફરો અને પોલીસ દોડી આવ્યા. તેમણે રડવાનું કારણ પૂછતાં તેણે સર્વ હકીકત જાહેર કરી.

(૫)

આ તરફ બાબુજી કાનપુર આવ્યું ત્યારેજ ઊઠ્યા અને સ્ત્રીઓના ડબ્બા પાસે જઇને જુએ છે તો ન મળે રૂપવતી કે ન મળે પેલાં માજી! તેનો જીવ ઊડી ગયો. હવેજ તે પેલી ડોકરીનાં પરાક્રમ સમજી શક્યો. તેને પોતાની બેપરવાઈ અને મૂર્ખાતાને માટે ઘણો પસ્તાવો થયો. તેણે સ્ટેશને સ્ટેશને તાર કરાવી દીધા અને પોલીસને પણ આ વાતની ખબર આપી દીધી. એમ ઘણા પ્રયત્નને અંતે બીજે દિવસે તે પોતાની ઘરેણાંગાંઠાં વગરની થઇ બેઠેલી પત્નીને મળી શક્યો.

વાચક! આ વિટંબણાનું મુખ્ય કારણ પુરુષની બેપરવાઈ કરતાં પણ રૂપવતીની અજ્ઞાનતાનુંજ છે. જો તે બે ચોપડી પણ ભણેલી હોત તો સ્ટેશન પર આંધળાને પણ સૂઝી શકે એવા અક્ષરે લખેલું નામ તે વાંચી શકત. બિચારી તદ્દનજ અક્ષરશૂન્ય હોવાથીજ પેલી બુઢ્ઢી તેને ફસાવવામાં સહેલાઈથી ફાવી ગઈ.



# ૫૩–ઘડાની શિખામણ

કોઈ એક ગામમાં વિશ્વનાથ નામનો એક વૃદ્ધ બ્રાહ્મણ અને તેની સ્ત્રી રહેતાં હતાં. તેમને સંતતિમાં એક યશોદા નામે પુત્રી હતી. યશોદાની ઉંમર લગ્નલાયક થતાં નજીકના ગામમાં રામનાથના પુત્ર સાથે તેનું લગ્ન કર્યું.

યશોદાને સાસરે વળાવતી વેળા તેની માતાએ અનેક પ્રકારની સારી શિખામણ આપી હતી અને કહ્યું હતું કે, "ત્યાં સર્વની સાથે હળીમળીને ચાલજે. પતિ તેમજ સાસુસસરાની આજ્ઞાનું ઉલ્લંઘન કરતી નહિ. સાસુ તથા નણંદ કાંઈ શિખામણ આપે અથવા કડવું વચન કહે તો તે ઉપરથી રિસાઈને બાળકબુદ્ધિ વાપરી અમારી પાસે આવતી રહીશ નહિ."

સાસરે આવ્યા પછી જે યશોદા પિયેરમાં એકની એક હતી અને વહાલમાં ઊછરી હતી, તેને હરહમેશ સાસુનણંદના ચઢ્યાઊતર્યા બોલ સાંભળવા પડતા. એક દિવસે યશોદાના દિયરે પાણી માગ્યું. પાણી આપતાં સહેજ વાર લાગી એટલે દિયરે એક થપ્પડ મારીને કહ્યું: "કેમ આટલી બધી વાર લાગી?" ઘરનું બીજું કોઈ કંઈ કામ બતાવતું અને તેમાં થોડી વાર લાગતી તો યશોદાને તે તેની નજરમાં આવે તેવાં ખરાંખોટાં વેણ કહેવા ચૂકતું નહિ. જો કે યશોદાને સાસરે આવ્યે બહુ દિવસ થયા નહોતા, તોપણ તેને નાની નાની વાતોમાં પણ બહુ દબાવવામાં આવતી હતી. વહુ ગમે તેવી સારી હોય તોપણ તેને બેચાર સંભળાવ્યા વિના ઘણીખરી મૂર્ખ સાસુઓને અને અજ્ઞાન નણંદોને ચેન પડતું નથી અને તેમ કરવામાંજ તેઓ પોતાની મોટાઈ સમજે છે. આજકાલ એવી સાસુનણંદો જ્યાંત્યાં દેખાય છે.

યશોદા સુખમાં ઊછરેલી અને તેનાં માતાપિતાની એકની એક લાડકવાઈ પુત્રી હોવાથી તેનાથી ઉપલો પ્રકાર રોજ રોજ સહન થઈ શક્યો નહિ. તેણે આ દુઃખમાંથી મુક્ત થવાને માટે પિયેર જવાનો

વિચાર કર્યો; પરંતુ વિદાય વખતની માતાપિતાની શિખામણ યાદ આવતાં છેવટ તેણે આપઘાત કરીને મરવાનો નિશ્ચય કર્યો. એક દિવસ તે માટીનો ઘડો તથા ગાગર લઇને નદીએ પાણી ભરવા સારુ ગઈ અને ત્યાંજ તેણે નદીમાં પડી આપઘાત કરવાનો વિચાર કર્યો. નદીને કિનારે પહોંચ્યા પછી તે આવેશમાં આવીને માટીના ઘડાને કહેવા લાગી: "ભાઈ! આ વખતે મારાં માતાપિતા, ભાઈ જે કાંઇ ગણું તે તુંજ છે; કેમકે તારા વડેજ મને આ દુઃખમાંથી છૂટવાનો અવસર મળ્યો છે, માટે તુંજ મારો છેવટ સુધીનો સંગાથી છે." આવી રીતે ઘડા તરફ જોઇને અત્યંત કરુણ સ્વરે વિલાપ કર્યા પછી તે નદીમાં ડૂબી મરવા સારુ તૈયાર થઈ; એટલામાંજ ઘડાને જાણે કે વાચા થઇ હોય અને તે પોતાને ઉપદેશ આપતો હોય એવો તેના હૃદયમાં ભાસ થયો. તે તરતજ ઊભી રહી અને ઘડાના ઉપદેશરૂપે નીચલા શબ્દો તેને સંભળાયા: "બહેન! મેં તારો શું અપરાધ કર્યો છે કે તું મને તારી હત્યામાં ભાગીદાર બનાવે છે? શું તું મારાથી પણ વધારે દુઃખી છે? શું તારા પર મારાથી પણ વધારે દુઃખ પડયું છે? મારા દુઃખની રામકહાણીની તને ખબર છે? બહેન! એક સમયે હું જંગલની માટીરૂપે હતો, જંગલમાં આરામથી પડી રહીને હું મારી જિંદગી ગાળતો હતો; એટલામાં મારા દુર્ભાગ્યથી કહો કે સુભાગ્યથી કહો, ત્યાં એક કુંભાર આવ્યો ને મને કોદાળીના ઘા મારી ખોદવા લાગ્યો. કોદાળીના મારથી મારું શરીર ટુકડે ટુકડા થઈ ગયું! ત્યાંથી તે મને તેને ઘેર લઈ ગયો. મેં વિચાર કર્યો કે ઠીક થયું. જંગલમાંથી ને ટાઢતડકામાંથી બચ્યો. હવે અહીં માનવજાતિના સમાગમમાં આવીશ અને સુખમાં રહીશ; પણ મારા ભાગ્યમાં એ સુખ કયાંથી હોય? તે ભલા માણસે તો મને પાણીથી પલાળીને તરતજ લાતો પર લાતો મારીને ગૂંદવાનું શરૂ કરી દીધું! બહેન, પ્રથમ કોદાળીના ઘા મારી મારીને મારાં હાડકાં પાંસળાં તો જુદાં કરી દીધાં હતાંજ અને તે ઉપર પાછો આમ મને લાતોનો માર પડવા લાગ્યો. હું સમજ્યો કે હવે મારા દુઃખનો અંત આવશે; પણ નહિ, તે ઉપરાંત પણ મને અનેક દુઃખ નડ્યાં. મને ગૂંદીગૂંદીને છેક નરમ ઘેંશ જેવો કરી નાખ્યા પછી તે ભલા માણસે મને ચાક પર ચડાવ્યો અને ફેરવવા લાગ્યો. મને ચાક પર બહુએ ફેર ચડવા લાગ્યા, પણ શું કરું? ફેરવી ફેરવીને અંતે મને ઘડાનો આકાર આપ્યા પછી

બાજુએ મૂક્યો. હું સમજ્યો કે હવે મારો છુટકારો થશે, પણ થોડો સમય વીત્યો નહિ હોય એટલામાંજ કુંભારે મને લાકડાના ટપલાવડે જોરથી મારવાનું શરૂ કર્યું. મારી મારીને મને બહુજ પાતળો કરી નાખ્યો અને પાછો તરતજ સુકાવાને માટે ખરા ઉનાળાના તાપમાં મૂકી દીધો. મેં ધાર્યું કે ચાલો હવે સુકાઇ ગયા પછી દુઃખમાંથી છૂટીશું, પણ હજી તો મારે બીજાં કેટલાંએ દુઃખ સહન કરવાનાં હતાં એની મને ક્યાંથી ખબર હોય? અસ્તુ. હું સુખની આશાના તરંગોમાં રમી રહ્યો હતો, એટલામાંજ કુંભારે મને ઉપાડીને ભઠ્ઠીમાં મૂકી દીધો અને ચોતરફથી ભઠ્ઠી સળગાવી મૂકી. બસ બહેન! હવે તો મારા દુઃખની પરાકાષ્ઠા થઇ. હવે પછીના મારા દુઃખનું વર્ણનજ શું કરું? તે વખતની મારી દશાનું ભાન મારા સિવાય બીજાને ક્યાંથી હોય? આખો દિવસ અને રાત ભઠ્ઠીમાં એજ દશામાં રહ્યો. જેમ તેમ છેવટે ત્યાંથી મારો છુટકારો થયો અને મારાં દુઃખોનો અંત આવ્યો. આવી રીતે નાના પ્રકારનાં દુઃખો સહન કર્યા પછીજ આજે હું માનવજાતિનો વહાલો થઇ પડ્યો છું અને સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ સર્વે મને હૃદયથી માન આપે છે. માણસ તડકામાંથી બહારથી આવે છે કે તરતજ તરસને લીધે અકળાઈ જઇને કહે છે કે, ભાઈ! માટીના ઘડાનું શીતળ જળ લાવો. હું પણ મારું શીતળ જળ આપી પીનારાઓનું હૃદય ઠંડું કરું છું. સારાંશ કે મારા પર આટલું આટલું દુઃખ પડ્યું અને મેં તે દુઃખ શાંતિથી સહન કર્યું, ત્યારેજ હું માનવજાતિનો આટલો વહાલો બની શક્યો છું. જો હું પણ દુઃખને લીધે અકળાઈ જઇને તારી પેઠે આપઘાત કરવા તૈયાર થઇ જાત અર્થાત્ વચમાં તૂટીફૂટી જાત તો પછી મારે ભંગીના ગાડામાં ગંધાતા કચરા ભેગું જવું પડત અને મને કોઇ પણ પૂછત નહિ; માટે બહેન! તું પણ જો સાસુ, સસરા, દિયર, નણંદ આદિનાં ઊંચાંનીચાં વેણ સહન કરીશ તો એક દિવસ એવો પણ આવશે કે, જ્યારે તું તેઓ સર્વને વહાલી લાગીશ અને સર્વ તને ખરા અંતઃકરણથી માન આપશે. જે વખતે તને તારા દિયરે કહ્યું કેઃ "ભાભી! પાણી આપો" તે વખતે તારે કહેવું જોઈતું હતું કે, "હા ભાઇ, આપું છું." નણંદ અમુક કામ કરવાનું કહે તો તારે કહેવું જોઇએ કે, "મોટી બહેન, કરું છું." અથવા તને કોઇ કામ કરતાં આવડતું ન હોય તો તારે ધીમેથી પૂછવું કે,

"મોટી બહેન! આ કામ મને આવડતું નથી; કૃપા કરીને મને શિખવાડો." કોઇ કામ કરતાં કરતાં બગડી જાય તો તરતજ તારે તારી ભૂલ કબૂલ કરી તે માટે શોક દર્શાવવો જોઇએ અને ક્ષમા માગવી જોઇએ. જો આવી રીતે તું સદા નમ્રતાથી રહીશ તો તું સર્વને વહાલી લાગીશ અને ચારે બાજુ તારાં વખાણ થશે. બીજી સ્ત્રીઓ પણ તારા તરફ પ્રેમની દૃષ્ટિએ જોશે અને વૃદ્ધ સાસુઓ તેમની ફૂવડ વહુઓને તારો દાખલો આપશે. બસ, આ મારી રામકહાણી છે. મારી રામકહાણીમાંથી તારે બહુજ શિખામણ લેવાની છે; પછી તો જેવી તારી મરજી."

ઘડાની આ કહાણી સાંભળીને યશોદાએ તેનો ઉપકાર માન્યો અને આત્મહત્યા કરવાનો વિચાર માંડી વાળી પોતાને ઘેર જઇને પછી ઘડાની શિખામણ પ્રમાણે વર્તવા માંડ્યું. એથી થોડા વખતમાંજ યશોદા સાસુસસરાની તથા સર્વ સાસરિયાંની કૃપાપાત્ર બની ગઇ અને ગામના લોકો તેની પ્રશંસા કરવા લાગ્યા.

નવી નવી સાસરે જનારી અનેક વહુઓને યશોદાના જેવું સાસરિયાં તરફનું દુઃખ હોય છે, પણ તેમાં પોતાની આવડતની ખામી પણ આ વાર્તામાં જણાવ્યું છે તેમ ખાસ કારણરૂપ હોય છે; માટે એવા દુઃખથી ગભરાઈ ન જતાં યશોદાની પેઠે તેણે પણ સહન કરતાં, કામ કરતાં અને મીઠાશથી તથા નમ્રતાથી બોલતાં તથા વર્તતાં શીખવું જોઇએ. તેથી તેમનું દુઃખ ટળી જઇને તેમને પણ સુખ તથા માન મળશેજ.





# ૫૪–જૂનું ગયું ને નવું તો આવ્યું નહિ!

## બાળક બાબુનો કજિયો

"ભાભી! બાબુ તો કેમે કર્યો ઊંઘતો નથી! કયારની હીંચોળું છું; છતાં રો રો કરે છે. હવે તો તમે તેને ઊંઘાડી દો તો સારું!"

ભાભી કામમાંથી નવરાં થઈ નાના બાબુને હીંચોળવા લાગ્યાં તથા તેની સાથે ઘણાએ ગેલ કરવા લાગ્યાં, પણ તે કેમે કર્યો રોતો રહ્યો નહિ કે ઊંઘ્યો નહિ, ત્યારે નણદીએ કહ્યું:

"ભાભી! એને ઊંઘવું નહિ હોય તો આપણે નાહક શું કરવા દબાણ કરવું જોઈએ? એમ તે કેમ ઊંઘી જાય?"

ભાભીએ કહ્યું: "બાઈ! એમ નથી, એને ઊંઘવાનો વખત તો થયો છેજ અને એ સુસ્તીને લીધેજ જુઓને હજુએ પારણામાં પેસી રહ્યો છે; નહિ તો બહાર નીકળવા સારુ કેટલાએ ઉછાળા મારે! આજે કોણ જાણે શાએ કારણથી ઊંઘતો નથી!"

નણંદભોજાઈનો આ વાર્તાલાપ તેમજ નાના બાબુનું રોવું પણ જરાતરા મેડે સંભળાયાથી હેતાળ હૃદયનાં વૃદ્ધ માજી એકદમ નીચે આવ્યાં અને બોલ્યાં:

"ચાલો, ચાલો; એ તો ઊંઘાડ્યા! એક સારું હાલરડું કે ગીત ગાતાં પણ આવડે છે, કે છોકરું બિચારું ઊંઘે!"

## બચ્ચાંને ઊંઘાડવાની માજીની રીત

એમ કહી માજી પારણા પાસે બેઠાં ને હીંચોળવા લાગ્યાં.

"હાલા રે મારો નાનો બાબુ,
ઘોડિયામાં રમતો દીઠો,
પારણે પોઢંતો દીઠો."

* * * *

"મારા બાબુને કોઇએ દીઠો રે બાઈ
ને ફૂલવાડીમાં રમતો રે બાઈ!"

* * * *

"નિંદરડી કહે હું આવું છું રે બાઈ!
ને છોકરાંને બગાવું છું રે બાઇ! ઇ૦ ઇ૦"

માજી એવાં ભાગ્યાં-તૂટયાં બે એક હાલરડાં પૂરાં કરે તે પહેલાંજ બાળક બાબુ શાંત થઇને ભરઊંઘમાં પડી ગયો! નણંદ-ભોજાઇ આ જોઇને અજબ થયાં. ઘણી વખત વગર હાલરડાંએ ધાવતાં ધાવતાં તેમજ બીજી રીતે પણ તે બાળક ઊંઘી જતો; પણ આજે ખાસ કજિયે ચડેલો હોવાથી બેઉ કોશિશ કરી કરીને થાક્યાં છતાં પણ ઊંઘ્યો નહોતો, તે માજીની જરાક વારની સાદી વાતમાં સમજી ગયો, તેની તેઓને નવાઇ લાગી. તેમજ "એક સારું હાલરડું કે ગીત ગાતાં પણ આવડે છે કે?" એ માજીના વચન તરફ તેઓનું ખાસ લક્ષ્ય ખેંચાયું, તેથી નણદીએ પૂછ્યું કે, "માજી! ગીત ગાવાને અને છોકરાંના ઊંઘવાને શો સંબંધ? અમને ગીત નથી આવડતાં, એ કારણ એમાં શી રીતે નડયું?"

## માજીની વાતો

માજી બોલ્યાં: "તમને આજની છોકરીઓને ડાહી ડાહી વાતો કરવાનું અને આડુંઅવળું પૂછવાનું બહુ મન થાય છે અને અમનેતો જાણે સાવ હસી કાઢો છો; પણ બહેન! મારાં સાસુજી કહેતાં કે છોકરું જ્યારે બહુ રડે કે અકળાય ત્યારે તેની આગળ હાલરડું ગાવું એટલે તે ટાઢું પડીને ઊંઘી જાય છે. તેઓ પણ તેમજ કરતાં અને તે દહાડાનું અમને પણ તેવુંજ રટણ, એટલે અમે તો તે ઉપાય કામે લગાડીએ છીએ. તે દહાડે કાંઇ આજની પેઠે કારણોનો જમાનો નહોતો કે તમારી પેઠે અમે તેમને પૂછી રાખ્યું હોય! છતાં પણ આપણા ભાનુ પાસેથી કોઈ કોઈ વાર તે બાબત સાંભળેલું છે, તે તમને કહું છું.

"બહેન! જે વખતે મદારી ખેલ કરે છે તે વખતે સાપ પણ મોરલીના સૂરથી ડોલે છે ને કહેવાય છે કે, હરણિયાં પણ સંગીત સાંભળવા સ્થંભી જાય છે! કથામાં કહેવાય છે કે, મલાર રાગ ગાય ત્યારે વરસાદ આવે છે ને દીપક ગાય ત્યારે દીવા ઝગમગી રહે છે. નારદજીની વીણાના તાર પર ભગવાન પણ સ્થંભી જાય છે ત્યારે ગીતના ઘેનથી છોકરાં ઊંઘી જાય એમાં તે શી મોટી વાત છે?"

નણદીએ કહ્યું: "ભાભી! મા કહે છે તે ખરી વાત છે. નિશાળમાં આપણે કવિતા અને ગીત જ્યારે થોડાં થોડાં પણ ગાતાં શીખતાં, ત્યારે કેવી મજા પડતી હતી? હેં, તેમાં કેવો આનંદ

આવતો હતો? પેલી રાસમણિ તો એ બાબતમાં હજી પણ ખાસ હોશિયાર છે."

"હા બાઈ! તમે કહો છો તે ખરું છે, પણ નિશાળની તો બધીજ બાબતો જ્યારે આપણે યાદ કરીએ છીએ ત્યારે આનંદ-દાયક લાગે છે, તેમાં કંઈ એકલાં ગીત–કવિતાની વાત નથી. માજી કહે છે તે તો ગીતનીજ વાત છે; માટે માજીને આપણે પૂછીએ કે, તમે એ ગીત વગેરે કેમ શીખતાં ને ગાતાં?" ભાભીએ કહ્યું.

માજી બોલ્યાં: "વહુદીકરા! અમારા વખતની તે વાત શું કહું? કેવી મજા! કેવો આનંદ! અરે, અમે બાળક હતાં ત્યારે શેરીમાં અજવાળિયાની એક પણ રાત ગરબા ગાયા વગરની ખાલી જતી નહિ.

"અજવાળિયાં–અંધારિયાંની રમત રમવી અને પછી બધી સહિયરો ભેગી થઇને ગરબા ગાવા, એ તો જાણે રોજ રાત્રિનું અમારું કામજ! એ વિના ચાલેજ નહિ. ગમે ત્યાંથી બે ઘડી વહેલાં-મોડાં પણ ભેગાં થઈજ જઈએ. આજ ક્યાં એવું રહ્યું છે? આજ તો તમે ભણેલીઓ નાની ઊંદરડીથીએ બીઓ ને જરા સરખા ટાઢતડકાથીએ લેવાઇ જાઓ! અને કોઇને બોલાવ્યા વગર કેમ જઈએ, એવા અભિમાનમાંજ રહી જાઓ!

"અમે તો આખો દિવસ કામ કરી કરીને થાકયાં હોઈએ ને છાણમાટી કરીને ઢીલાં થઈ ગયાં હોઇએ; તોપણ ગાવાનો આનંદ અને સહિયરો સાથે મળવાનો આનંદ કોઇ દિવસ મૂકીએજ નહિ. એ વખતે અમારો બધોએ થાક ક્યાંનો ક્યાંય ભુલાઇ જાય; એટલુંજ નહિ પણ ગાવાથી અને નાચવા–કૂદવાથી જાણે નવું ચેતન આવી જતું હોય તેમ લાગતું.

"પરણ્યા પછી પણ ઘરનાં કામો થઇ રહે એટલે રોજ રાત્રે સાસુજી બહાર ઓટલે બેસે અને અમે શેરીમાં ગરબા ગાઇએ. સાસુજી પણ જોઇ જોઇને રાજી થાય. નાનાં છોકરાં હોય તે સાસુજી-ના કે ફઇજીના ખોળામાં સોંપીએ અને આનંદકલ્લોલ કરીએ!! દીકરી! હવે આ જમાનામાં એવું કંઇ ક્યાં રહ્યું છે? હવે તો ન મળે ગળામાં ગીત કે ન મળે શરીરમાં ચેતન! કંઈક ભણ્યાંગણ્યાં એટલે કેમ જાણે એ કામ હલકું હોય ને એમાંથી કંઈ વળગી જતું હોય એમ તમને લાગે છે; તેથી એવો ભગવાનના ઘરનો ખરો આનંદ તમે હાથે કરીને ગુમાવો છો!"

## કામ શરૂ કરવાની સૂચના

"માજી ! તમે કહો છો એ ખરું છે, પણ આજે સહિયરો ક્યાં છે? અમે તો ઘણુંય ફળિયામાં નીકળીએ, પણ કોઇ આવે છે ક્યાં?" નણુદીએ કહ્યું.

"બહેન ! કોઇને બોલાવ્યા વગર શી ખબર પડે? તેના ઘરમાં બેઠે બેઠે તેને કેમ ખબર પડે કે, તું બહાર ગરબા ગાવા નીકળી છે? એક વાર કામ ચાલતું થઈ જાય ને ફળિયામાં સૌની જાણમાં આવી જાય તો પછી સૌ એની મેળે મેળે આવે."

નણુદીએ કહ્યું: "ત્યારે અમારે સૌની ઉપર પડતાં જવું ને કહેવું કે, આવો, આવો; પણ એવાં તેડાં–નોતરાંને તો તમે વખોડો છો!"

માજી બોલ્યાં: "બહેન ! એમાં તેડાં–નોતરાં જેવું કંઇ નથી. એક કામ તમે નવું ઉપાડો તેમાં શરૂઆતમાં જરાક એવી ભલાઈ રાખો એમાં નવાઇ શી? ને તેમાં તમે શું નીચા બાપનાં થઇ જવાનાં છો? બહેન ! એમાં કંઈ નીચાપણું નથી, પણ તમારાં હૈયામાં હેત નથી તેથી તમને એમ લાગે છે.

"વળી તું કહે છે કે જેમને સારાં ગીત આવડતાં હોય તેવું કોઇ નથી, પણ તમને વાંચતાં તો આવડે છે અને આપણો ભાનુ પણ તમે જે કહો તે ચોપડી તમને લાવી આપે એમ છે, તો તમેજ મોઢે કરી સર્વને ગવરાવો તેમાં શું ખોટું છે? પેલી ગંગાબાઈ ભણેલી નથી તોએ તેને કેવાં સારાં સારાં ગીત આવડે છે?"

ત્યાં વચ્ચેજ ભાભી બોલી ઊઠયાં કે, "પણ એમાં તે શું? એ તો માત્ર થોડાંક રાધા–કૃષ્ણનાંજ ગીત ગાય છે! તેને આજના જમાનાને બંધબેસતાં ગીત ક્યાં આવડે છે? એવાં ગીત હાલના લોકોને ગમે ખરાં?"

માજીએ કહ્યું: "ના, જો તમને એમાં રસ ન હોય, તો પછી એમાં ઠબાણુ થાય નહિ; પણ હું તો એટલુંજ કહું છું કે, તમે ભણ્યાંગણ્યાં છતાં ને સાધનવાળાં છતાં તેના જેટલુંએ શીખતાં નથી કે કરતાં નથી. તમે ભણ્યાં છો ને એમાં તે શું? એમ તમને લાગે છે, તો તેની ખામી દૂર કરી બતાવો ત્યારે ખરું. બાપુ! માયાળુ મનનાં થાઓ અને જેને જેટલું આવડતું હોય તેનો લાભ લેતાં શીખો. નાહકની બડાઇમાં તણાયા કરો મા."

આમ વાત ચાલે છે એટલામાં ભાનુ અને તેના મિત્ર રાવ-

રંગનાથ ઘેર આવી ચડ્યા. વખત બપોરના ચાર વાગ્યાનો હતો, એટલે સૌને નવરાશ હતી. મા, બહેન અને વહુને બાબુના પારણાની આસપાસ એકત્ર બેઠેલાં જોઇને ભાનુને લાગ્યું કે, "આજે કંઇ માજીનો બોધ–અધ્યાય ચાલતો હોવો જોઇએ; બાકી માજી આમ બેસે નહિ." તેણે પૂછ્યું: "કેમ બહેન! માજી શું કહે છે? તેની વાત બરાબર સાંભળજો હોં!"

"ભાઈ! વાતો મજાની ચાલે છે અને તે તમારા બાલુડા બાબુ અને આ મારી ભાભીના પ્રસંગમાંથીજ નીકળી છે. માજી ગીત ગાવાની અને ગરબા ગાવાની વાતો કહે છે." નણદીએ કહ્યું.

તે પછી ભાનુ અને રંગનાથને અગાઉ થઈ ગયેલી વાતો કહી જઇ નણદીએ પૂછ્યું કે, "આ બાબતમાં તમારા વિચારો અમને સમજાવો. અમને આ રાસમણિના વર કે જેઓ સંગીતના ખાસ શોખીન છે, એમની પાસેથી પણ ઘણું નવું જાણવાનું મળશે."

રાવ રંગનાથ બોલ્યા: "પણ હું સંગીતનો શોખીન છું, એમ તમે શી રીતે માન્યું? એ તમને કોણે કહ્યું?"

"મારી રાસમણિ બહેન કે જેનું નામ માત્ર મણિજ હતું, પણ નિશાળમાં ગરબીઓ–રાસ ગવડાવવામાં તે ખાસ પંકાયલી હોવાથી લગ્ન પછી તમે તેનું નામ રાસમણિ કરી નાખ્યું, એ સંગીત પ્રત્યેનો તમારો ભાવ દર્શાવે છે; તેમજ મારી બહેનપણી પાસેથી પણ કોઇ વાર હું તમારા ગાવા–બજાવવાના શોખની વાત સાંભળું છું." નણદીએ કહ્યું.

## સંગીતની મહત્તા

ત્યાર પછી ભાનુ અને રાવ વચ્ચે કેટલીક વાતો ચાલી. રાવ રંગનાથ બોલ્યા: "ગાવાનો શોખ ઓછો થવાને લીધે, ગાતાં ન આવડવાને લીધે, એ બાબતમાં દુર્લક્ષ્ય રાખવાને લીધે, એ બાબતની મહત્તા ન સમજવાને લીધે, એ બાબતને જિંદગીની એક જરૂરિયાત ન સમજવાને લીધે અને એ બાબતને પ્રભુના વહાલા કામ તરીકે ન ગણવાને લીધે તમને કેટલો બધો નિર્દોષ આનંદ અને ખરું આરોગ્ય મળતું અટકી ગયું છે, એનો તમે ખ્યાલ કરો.

"જો તમે એનો પૂરેપૂરો ખ્યાલ કરી શકો તો તમને દિલગીરી લાગ્યા વિના રહે નહિ અને એ તરફની તમારી બેદરકારી

માટે પણ ચાનક લાગ્યા વગર રહે નહિ! હાલના કરતાં ઓછી કેળવણી હતી તેવા વખતમાં પણ માજી કહે છે તેમ, માજી જેવાં અને તેના કરતાં પણ વળી વધારે જૂનાં માણસો એ ગાવા–રમવાની નિર્દોષ રમતગમતમાંથી કેટલો બધો આનંદ મેળવતાં! આજે તમે ભણેલાંગણેલાં અને પોતાને રસરૂપ માનનારાં એવો આનંદ ક્યાં લઈ શકો છો? આજે તો તમને ખોટી શરમ અને ખરું કહીએ તો ખોટા મોજશોખના ખ્યાલોમાંથી મળતું આળસ એ બાબતમાં આડું આવે છે.

## ગરબા ગાવાની રીત કેટલી ઉત્તમ છે!

"તેને લીધે કેટલી કસરત મળે છે? કેટલું જોર મળે છે? કેટલો આનંદ મળે છે? કેવું હૃદય ખીલે છે? કેવી કેવી રસભાવના જાગૃત થાય છે? કેવો સ્નેહભાવ ફેલાય છે? કેટલો ભ્રાતૃભાવ વધે છે? કેટલો સંપ વધે છે? બહેનો! તમે એનો ખ્યાલ તો કરો. સ્ત્રીઓની વહાલી સખી રાત્રિ અને તેમાં પણ ચાંદની હોય, ઘરના ખૂણાને બદલે વિશાળ ચોગાનમાં ઊભાં હોય, એકલાંને બદલે સખીઓના યૂથમાં હોય અને આનંદ–કલ્લોલ કરી રહ્યાં હોય ત્યારે કુદરત અને તેનો માલિક પ્રભુ કેવો ખીલેલા રૂપમાં તમારા તરફ જુએ છે! જરાક તમે તે બાબતની કલ્પના તો કરી જુઓ!

"મને તો લાગે છે કે, એ આનંદ જો તમે એકવાર પણ મેળવો તો તેની તમને ચટક લાગી જાય ને પછી વારંવાર એવી તક ઊભી કરવાનું મન થાય.

## તમારી બહેનોના કેટલાક રોગો પણ ગાવાના અભ્યાસને લીધે જતા રહે તેમ છે

"માણસ ગાંડો થઇ ગયો હોય તેને સુધારવામાં અને બીજા પણ રોગોમાં સંગીત ઘણું કામ કરે છે. મારા મિત્ર ડૉકટર મહાદેવપ્રસાદ એક વખત કહેતા હતા કે, 'થોડાં વર્ષો પૂર્વે સ્ત્રીઓમાં વંધ્યત્વ અને ક્ષય રોગનું પ્રમાણ હતું તેના કરતાં આજે ઘણું વધી પડ્યું છે. તેનાં કારણોમાં કસરતની ખામી એ પણ એક છે; પણ તેનો ઉપાય બહુ સહેલો છે. લોકોને દવાઓની બાટલીઓ પીવાની ટેવ પડી ગઇ છે એટલે શું? બાકી સાધારણ કસરતથી અને ગાવાથી એ રોગ થતા અટકે તેમ છે. ફરતાં ફરતાં ગરબીઓ ગાવાની જે જૂની રૂઢિ આપણે ત્યાં સ્ત્રીઓમાં ચાલી

આવી છે, તે એ રોગ મટાડવામાં બહુજ ઉપયોગી છે. ક્ષય થવામાં મુખ્ય કારણ છાતીની નબળાઇ અને મનની વ્યગ્ર–ભયભીત સ્થિતિ છે. ગાયનથી તે બેઉ બાબતો દૂર થાય છે; એટલુંજ નહિ પણ છાતીના ભાગને ઘણુંજ પોષણ મળે છે અને મન આનંદિત રહે છે, એ તો ઉઘાડુંજ છે. તે સિવાય અમુક રીતનો ગોળ વળાંક લઇને ફરવાથી શ્વાસોચ્છ્વાસની ક્રિયા બરાબર રીતે ચાલે છે અને ગર્ભાશયના–કમરના ભાગોને ખાસ કસરત મળે છે, તેથી રોગ થતા અટકે છે. મેં અવલોકન કર્યું છે કે, ગામડાંમાં હજી પણ જ્યાં એવી કસરતો ચાલુ છે, ત્યાં સ્ત્રીઓ ઉપલા રોગમાંથી વધારે મુક્ત હોય છે. આપણી આ જમાનાની બહેનો કે જેઓમાં નબળાઇ અને વંધ્યત્વનું પ્રમાણ જૂના જમાનાની બાઇઓ કરતાં વધારેજ હોય છે, તેમણે તો આ વાત ખાસ ધ્યાનમાં લેવી જોઇએ.'

## કામમાં ઉત્સાહ વધારવાની રીતિ

"ડૉ૦ પ્રસાદની આ વાત તમે સમજી શકો છો, એટલે એમાં વધુ કહેવા જેવું નથી. તમે તમારી બહેનોમાં આ વાત અને ગાવા રમવાની ગમતની વાત ફેલાવો. થોડેઘણે અંશે ગીત ગાવા તરફ તમારું સૌનું વલણ તો છેજ, પણ તેને એક મહત્ત્વનો પ્રશ્ન સમજીને તમે હાથ ધરો ત્યારે ખરું અને ત્યારેજ તમને ખરો લાભ પણ મળે."

"રંગનાથભાઈ! તમે તો ઘણું નવું નવું કહ્યું. અમે તો આટલું બધું કંઈ જાણતાં નહોતાં હો!" ભાભી બોલ્યાં.

"કમળા બહેન! હું તો માત્ર એ વાતની મહત્તાજ તમને થોડીઘણી જે જાણું છું તે કહું છું. બાકી તો તમે અને નર્મદાબહેન તથા તમારી બહેનપણી ઇત્યાદિ મળીને જો કંઈ એવું કામ ઉપાડો તો તેમાં અમે સૂચનાઓ અને મદદ પણ કરીશું." રંગનાથે કહ્યું.

નર્મદા બહેન વચ્ચેજ બોલી ઊઠ્યાં કે, "ભાઈ! તમે તો ખૂબી કરો છો. જરાક વાત આવી કે લાગલુંજ કામ માગો છો ને તે બાજુએ ચડાવી દો છો! પણ હજી તો 'પાશેરામાં પહેલી પૂણી' જેવું છે. હજી અમે પોતે પણ કયાં કંઈ શીખ્યાં છીએ? અમે હવેથી એ બાબત તરફ લક્ષ્ય રાખીશું ને મહેનત લઇશું; પણ ભાઈ! તમારે પુરુષવર્ગે પણ એ બાબતમાં કંઇ કરવા જેવું નથી શું?"

## સંગીતતત્ત્વ સ્ત્રીઓને સ્વભાવસિદ્ધ છે

ભાનુએ કહ્યું: "સાંભળો, પુરુષવર્ગે પણ ઘણુંએ કરવા જેવું છે; પણ જગતમાં અમૃત વરસાવનારી ને સ્વાભાવિક રીતેજ મૃદુ વાણીના ભાવવાળી દેવીઓરૂપ સ્ત્રીઓ, સંગીતતત્ત્વને ઝીલવા માટે પ્રથમ અધિકારી છે. સ્ત્રીઓને કુદરત તરફથી જેવો મધુર અને સંગીતતત્ત્વનોજ જાણે રણકાર હોય તેવો મીઠો સ્વર મળેલો છે તેવો સામાન્ય રીતે પુરુષવર્ગને નથી મળ્યો; તેમજ રસિકતા, સુંદરતા, મધુરતા, કોમળતા ઇત્યાદિ ગુણો કે જે સ્વભાવથીજ સ્ત્રીઓમાં રહેલા છે, તેનું પોષક અને પ્રકાશક સંગીતતત્ત્વ એ પણ સ્ત્રીઓનાજ સ્વભાવમાં વધારે રહેલું છે, તેથી સ્ત્રીઓ એ બાબતમાં રસપૂર્વક આગળ વધી શકે તેમ છે. સંગીતના ઇતિહાસ ઉપરથી અને વાતો ઉપરથી આપણે જાણીએ છીએ કે, એ બાબતમાં સ્ત્રીઓએ જેટલો લાભ લીધો છે તેટલો પુરુષવર્ગે લીધો નથી. રસને રેડનારું ગાયન તત્ત્વ છે અને રસરાજ્યની રાણીઓ એવી સ્ત્રીઓને તે બહુ વહાલું છે, માટેજ એ કામ કરવાને અને તેમાં ફતેહ મેળવવાને તમને વધારે તક છે; તેમજ આ તો તમારી પોતાની જરૂરિયાતની અને હિતની વાત છે, એટલે તેમાં પુરુષવર્ગ હિસ્સો આપે વા ન આપે તે તરફ નહિ જોતાં તમારા પોતાના તરફજ જોવું જોઇએ."

"સારું ત્યારે અમે હવે આરંભ કરીશું, પણ હવે તમે અમને એને લગતાં સાધનો લાવી આપજો. હારમોનિયમ, સિતાર, તબલાં, સારંગી, ફિડલ ઇ૦ જોઇશે ના?" કમળાએ સ્મિત કરતાં કરતાં કહ્યું.

નર્મદા બહેને કહ્યું કે, "ભાભી! એમ વાતને હસી કાઢવાની નથી. મારા ભાઈ જાણે છેજ કે, તમને હારમોનિયમ-તબલાં વાપરીને કામ કરતાં હાલ આવડે તેમ નથી. હૈયાનું હારમોનિયમ અને મોઢાનો સિતાર તો તમે જરા ખીલવી જુઓ! વગરસાધને પણ આપણે હાલ તો કામ કરી શકીશું. હાલ તો આપણે ગાતાં શીખીએ, ગવરાવતાં શીખીએ, એનો શોખ આપણી પાડોશણોમાં જગાડીએ, એવી શરૂઆત તો કરી જોઇએ, પછી આગળ વાત."

"હા બાઈ! તમે કહો છો તે ખરું છે, તેમજ કરીશું; પણ બધાંને ભેગાં મળતાં વચ્ચે હાલનું પોઝિશન કે જૂના જમાનાની શરમ નડશે તેનું કેમ?" કમળાએ કહ્યું.

ભાનુ વચમાંજ બોલી ઊઠ્યો: "અરે છટ્! એવી વાત તે શું

કરો છો? એમાં એવી કંઇ અડચણ નડશે નહિ. જો તમને કામ કરતાં આવડશે તો તો ઊલટી અનુકૂળતાઓ મળતી જશે."

"આજની વાત તો શું પણ સો વર્ષ પૂર્વે પણ એવી નિર્દોષ રમત-ગમતમાં સાવ અણઘડ લોકોએ પણ વાંધો લીધો નથી. એ બાબતમાં સ્ત્રીઓને છૂટ ન હોય એવું તે કેમ બને? માત્ર તમને કામ કરતાં આવડવું જોઇએ. બંગાળાના પ્રખ્યાત વિદ્વાનો અને જમીનદારોનાં કુટુંબોમાં તો સ્ત્રીઓ ખાસ ઊંચામાં ઊંચું સંગીત જાણે છે ને પોતાનાં સગાસંબંધીઓને પણ એનો લાભ કોઈ કોઇ વાર આપે છે. આપણે ત્યાં તે એવું કંઈ છેજ કયાં? ગરીબ લોકોમાં થોડોઘણો શોખ છે એટલુંજ; બાકી પશ્ચિમના સુધરેલા દેશોમાં તો થાકના ઉતાર તરીકે રાત્રિએ ઘરમાં ગાયન-વાદન ચાલીજ રહ્યું હોય છે. કોઇ વહુ પોતાના પતિને, કોઈ કન્યા પોતાના પિતાને, કોઇ બહેન પોતાના ભાઈને અને કોઈ માતા પોતાનાં બચ્ચાંઓને સંગીતદ્વારા વિસામો અને ઉત્તમ ભાવનાઓ આપીજ રહી હોય! આપણે ત્યાં એવું હાલ તુરત ન બને, પણ તમે બધી સ્ત્રીઓ મળીને કામ શરૂ કરો તેમાં કોઇ જાતની અડચણ નડશે નહિ."

## સ્ત્રીઓના હિતની નવી કામગીરી

"ભાઈ! તમારી વાત ખરી છે, એમાં કંઇ ખાસ અગવડ પડે તેવું નથી. ગામડાંઓમાં તો ઘણે ઠેકાણે હજી આ રીત ચાલુજ છે. શહેરો અને કસબાઓમાં એ બાબત તરફ દુર્લક્ષ્ય થવા લાગ્યું છે. જૂનું ગયું અને નવું તો કાંઇ આવ્યું નહિ, આવી અસલી ફાયદાકારક રીતો સાવ આળસમાં મારી જાય છે. આ બાબત ઉપર હવે તો મને એમ લાગી જાય છે કે, કોઈ પોતાનું જીવન અર્પણ કરી આખો જનમારો આ તત્ત્વના ફેલાવાનું પારમાર્થિક કાર્ય કર્યા કરે તોપણ એ ઓછું છે. આ કામ એવું મહત્ત્વનું છે કે, તે કરનારનું જીવન સફળ થઈ જાય, તે અનેકના જીવનમાં આનંદ ભરી દે અને આરોગ્ય તથા આનંદનો પ્રભાવ ઘણી બહેનોમાં જગાવી દે. સ્ત્રીઓના હિતનાં કામોમાં આ પણ એક નવી દિશા છે, એમજ મને તો સમજાય છે. આહા! આ નાની જેવી લાગતી બાબતમાંથી પણ કેટલું બધું આરોગ્ય અને કેટલો બધો આનંદ આપી શકાય તેમ છે? પ્રભુ! તું અમને આ બાબતનો વિકાસ કરવામાં

મદદરૂપ થા. અમારી બહેનોના જીવનવિકાસમાં આ કાર્યનું પણ સંગઠન થાય તેમ તું કર."

આટલું બોલી પરમાર્થના ઊંડા ભાવોમાં તણાતી નર્મદા ચુપ રહી. રંગનાથ અને ભાનુ બહાર જવા ઊઠયા. જતાં જતાં રંગનાથે કહ્યું કે, "બહેન! સંગીતતત્ત્વ એ આત્માને જગાડનારું આ દુનિયા પરનું દૈવી સાધન છે. શંભુ તાંડવનૃત્ય કર્યા કરે છે અને નારદજી મધુરી વીણા વગાડયા કરે છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે તેનો ભેદ બહુ જાણવા જેવો છે. એ તત્ત્વને ખાતર શાસ્ત્રના ખાસ વિભાગ તરીકે ગાંધર્વવેદ ગણાય છે. નાદ એ બ્રહ્મનું સ્વરૂપ છે. બ્રહ્મનાં ઘણાં નામોમાં નાદબ્રહ્મ એ પણ જાણીતું છે. તે બધાનું રહસ્ય વળી કોઇ વખતે આપણે વિચારીશું, પણ હાલ તો તમે માત્ર ગાવાની મહત્તા સમજી તમારી બહેનોમાં તેનો ફેલાવો કરો, તેનો શોખ વધારો, તેનો લાભ લેતાં કરો અને તમે સૌ આ વહેતા જતા આનંદરૂપી ઝરામાંના અમૃતનું પાન કરો!"





# ૫૫-જ્યોતિ-જીવન

(૧)

"માશી!"

"જ્યોતિ, બેટા ઊંઘી જા! ઘણું મોડું થઇ ગયું છે!"

"મોડું થયું તો ભલે, હવે હું ઝાઝા દિવસ અહીંયાં ટકવાનો નથી. હું એમ કહેતો હતો કે, મણિએ એના બાપને ત્યાં જવું જોઈએ. હમણાં તે કયાં છે તે મને સાંભરતું નથી."

"સીતારામપુર."

"અરે હા! સીતારામપુર તેને મોકલી આપો. માંદા માણસ પાસે એણે વધારે સમય ટકવું જોઈએ નહિ. એનો બાંધો કાંઇ મજબૂત નથી."

"જ્યોતિ! તે બાપડી તને આવી સ્થિતિમાં મૂકીને શી રીતે જઇ શકે વારુ?"

"ડોકટરોએ શું કહ્યું છે તે એ જાણે છે?"

"પણ તે પોતેજ જોઇ શકે છે ને! બાપને ઘેર જવાની ફક્ત વાત થતાંજ તે દિવસે બાપડીએ રોઈ રોઇને આંખો રાતી કરી નાખી હતી."

આ સ્થળે પાઠકને જણાવવાની જરૂર છે કે, આ વચનોમાં કાંઈક અસત્યનો ભાસ થતો હતો, મણિની સાથે ખરેખરી વાતચીત નીચે પ્રમાણે થઈ હતીઃ

"વહુ બેટા! હું ધારું છું કે, તારા બાપ તરફથી કાંઇ સમાચાર આવ્યા હશે! કારણ કે મને એમ લાગે છે કે, મેં તારા ભાઇ અનાથને અહીયાં જોયો હતો."

"હા! આવતા શુક્રવારે મારી નાની બહેનનો અન્નપ્રાશન સંસ્કાર થવાનો સંભવ છે એટલું હું વિચાર...."

"બહુ સારું, બેટા! બહુ સારું; તેને એક સુવર્ણમાળા મોકલી

આપો. આરી તેથી રાજી થશે."

"હું પોતેજ ત્યાં જવાનો વિચાર કરું છું. મારી નાની બહેનને મેં હજી સુધી જોઇયે નથી. તેને જોવાનું અને રમાડવાનું મને ઘણું મન થાય છે."

"શું કહ્યું? ખચીત જ્યોતિને એકલો મૂકીને તું જનાર છે? ડૉકટરે એને વિષે શું કહ્યું છે તે તેં સાંભળ્યું નથી?"

"પણ ડૉકટરે હમણાંજ કહ્યું હતું કે ભય રાખવાનું ખાસ કારણ નથી."

"ડૉકટરે એમ કહ્યું હોય, તોય તેની સ્થિતિ તું જોઈ શકે છે."

"ત્રણ ભાઇઓ પછી આ પ્રથમજ કીકી અવતરી છે અને તે ઘણીજ લાડકી છે. મેં સાંભળ્યું છે કે, ઉત્સવસમારંભ ઘણો ભવ્ય થશે. જો હું ન જાઉં તો મા ઘણીજ............"

"હા, હા,! હું તારી માને સમજતી નથી, એમ નથી; પણ હું સારી રીતે સમજું છું કે, હમણાં તું જ્યોતિને મૂકીને ચાલી જઈશ, તો તારા બાપ ઘણા ગુસ્સે થશે."

"તમારે ત્યાં એકબે આંકડા લખી દેવા કે ચિંતાનું ખાસ કારણ નથી અને જો હું જઇશ તોપણ કાંઈ............"

"તું ખરું કહે છે; જો તું જઇશજ તો તેથી કાંઇ ખાસ અગવડ નડશે નહિ, પણ ધ્યાનમાં રાખજે કે, જો હું તારા બાપને પત્ર લખીશ, તો મારા મનમાં શું છે તે સ્પષ્ટપણે કહી દઇશ."

"ત્યારે તમારે લખવાની જરૂર નથી. હું મારા પતિને કહીશ અને ખચીત તે મને............"

"જો, વહુ બેટા! તારું મેં ઘણુંયે સહન કર્યું છે, પણ જો તું તેમ કરવા ગઈ, તો તે એક પળવાર પણ હું ખમી શકીશ નહિ, તારા બાપ તને સારી રીતે જાણે છે, એટલે તું તેને છેતરી શકીશ નહિ."

જ્યારે માશી ચાલ્યાં ગયાં, ત્યારે ડૂસકાં ખાતી મણિ શય્યા પર પડી. એક પાડોશણ સખી આવી પહોંચી અને "શું છે?" એમ પૂછવા લાગી.

"જો તો ખરી બહેન! કેવી શરમની વાત! મારી એકની એક બહેનનો અન્નપ્રાશન-દિવસ આવે છે અને મને ત્યાં જવા દેવાની આ લોકો ના પાડે છે?"

"અરે! તારો પતિ આટલો બધો માંદો છે અને એવે વખતે તું જવા માગે છે કેમ?"

" હું તેમને કાંઇ પણ કામ આવતી નથી અને હું તેમ કરું તોપણ થઇ શકે એમ નથી. આ ઘરમાં મને એટલું બધું શૂનકાર લાગે છે કે, હું ચોખ્ખેચોખ્ખું જણાવું છું કે, મારાથી તે જરા પણ ખમી શકાતું નથી."

" તું તો એક અદ્ભુત સ્ત્રી છે!"

" પરંતુ તમારી બધાંની માફક મને ઢોંગ કરતાં આવડતા નથી. રખેને કોઇ ખરાબ ધારે તેટલા માટે હું શાંત રહું છું."

" વારુ, તારી વાત સંભળાવ."

" મારે જવુંજ જોઇએ. મને કોઇ અટકાવી શકે એમ નથી."

" અરરર! તું કેવી ઉદ્ધત અને જક્કી છોકરી છે!"

( ૨ )

પોતાના બાપને ઘેર જવું પડશે, એ વાતથીજ મણિએ રુદન કર્યું હતું, એ સાંભળતાં જ્યોતિ એટલો બધો ઉશ્કેરાઇ ગયો કે, તે પથારીમાં બેઠો થઈ ગયો. ઓશીકું પોતાની તરફ ખેંચીને પોતે અઢેલીને બેઠો અને બોલ્યો. " માશી! આ બારી થોડીક ઉઘાડો અને પેલા દીવાને ઉપાડી જાઓ."

અનંતકાળના યાત્રાળુ સમાન શાંત નિશા મૌન ધારણ કરીને બારી આગળ ઊભેલી જણાઇ અને નિરવધિકાળથી અસંખ્ય મૃત્યુઓના નિરીક્ષક તારાઓ અંદર ઝગઝગવા લાગ્યા. કૃષ્ણ-રાત્રિના પટ પર જ્યોતિએ મણિનું વદન આલેખાયલું જોયું અને પેલી બે ભવ્ય શ્યામ આંખો જાણે અનંતકાળ સુધીજ અશ્રુથી છલકાતી હોય એમ તેને લાગ્યું. તેને આટલો બધો શાંત થયેલો જોયો એટલે ઊંઘ્યો હશે, એમ ધારીને માશીના મનમાં શાંતિ વળી.

તે એકદમ ઝબકી ઊઠ્યો અને બોલ્યો: " માશી! મણિ એટલી બધી છોકરવાદ છે કે તે આપણા ઘરમાં સુખી થશે નહિ એમ તમે બધાં ધારતાં હતાં; પરંતુ હવે તમે જુઓ છો કે..........."

" અરે હા, હવે હું જોઉં છું. ભાઈ! મારી ભૂલ થઇ; પણ કસોટીથી માણસની પરીક્ષા થાય છે."

" માશી!"

" મને થોડોક વિચાર કરવા દો, વાતો કરવા દો, ચિડાશો નહિ, માશી!"

" બહુ સારું"

" એક વખત જ્યારે મને એવા વિચારો આવતા કે, હું મણિનું

હૃદય જીતી શકીશ નહિ, ત્યારે મેં તે મૂંગેમોઢે સહન કરી લીધું; પરંતુ તમે..........."

"ના ભાઇ, ના; હું તને એમ કહેવા નહિ દઉં કે મેં પણ તે સહન કરી લીધું...."

"આપણાં મન માટીનાં ઢેફાં જેવાં નથી કે રસ્તે જતાં ઊંચકી લેવાય. મને એમ લાગતું કે, મણિ એનું પોતાનુંજ મન સમજતી નહોતી અને એકાદ દિવસ કાંઈ મોટો આંચકો લાગતાં...."

"હા, જ્યોતિ ! તારું વચન વાસ્તવિક છે."

"તેથીજ મેં એના છોકરવાદપણાની બહુ દરકાર કરી નહિ."

માશી શાંત રહી; એક નિઃશ્વાસને દાબી દીધો. વરસાદની છોળોથી ઓસરી ભીંજાવા છતાં શયનગૃહમાં જવાની દરકાર કર્યા વિના ત્યાંજ રાત્રિ પસાર કરતાં જ્યોતિને તેણે ઘણી વેળા જોયો હતો; ઘણાએ દિવસ એણે આશામાં ને આશામાં ગાળ્યા હતા કે, મણિ હમણાં આવશે અને મને શાંત કરશે; પણ મણિ થિયેટર તરફ જવાને તૈયારીઓ કરતી, તોપણ માશી જ્યારે તેને પવન નાખવા જતી ત્યારે તે તેને તેમ કરવા દેતો નહિ. એ ચિંતામાં કેટલું બધું દુઃખ ભરેલું છે, તે તેની માશી એકલીનેજ ખબર હતી. "ભાઈ! એ મૂર્ખ છોકરી પર વધારે ધ્યાન ન આપ, તેને તંગી પડવા દે, ચીજોને માટે રડવા દે." એમ કહેવાનું તેને વારંવાર મન થતું, પણ તેમ કહેવાય નહિ અને વખતે ખોટો અર્થ સમજાય તો ! જ્યોતિના હૃદયમંદિરમાં સ્ત્રીદેવીની સ્થાપના થઈ હતી અને ત્યાં મણિને સિંહાસન પ્રાપ્ત થયું હતું. મારા પોતાના ભાગનો પ્રેમપ્રસાદ એ દેવી મને નહિ આપે, એમ કલ્પવું એને કઠિન પડયું, એટલે પૂજા ચાલુ રહી, આહુતિ અપાઇ ગઈ અને વરપ્રાપ્તિની આશા કદાપિ બંધ પડી નહિ.

માશીને ફરીથી કલ્પના થઇ કે, જ્યોતિ ઊંઘે છે, એટલામાં તે એકદમ બોલી ઊઠ્યો:

"મને ખબર છે કે, મણિ તરફથી મને સુખ નથી, એમ તમે ધારતાં અને તેથી તેના પર ક્રોધ કરતાં; પણ માશી ! સુખ આ તારાઓ જેવું છે. તે આખું અંધારું નષ્ટ કરી શકતા નથી, વચ્ચે વચ્ચે ગાબડાં રહી ગયાં છે. જીવનમાં આપણે ભૂલો કરીએ છીએ અને ગેરસમજૂતી થાય છે; છતાં પણ એવાં છિદ્રો રહે છે અને તેમાંથી સત્ય પ્રકાશી નીકળે છે. આજ રાત્રે જે આનંદથી મારું

હૃદય છલકાય છે તે ક્યાંથી આવે છે, તેની મને ખબર પડતી નથી.”

માશીને જ્યોતિનાં અશ્રુઓ અંધારામાં જણાયાં નહિ.

“મને વિચાર થાય છે, માશી! કે તે હજી નાની છે. જ્યારે હું નહિ હોઉં ત્યારે તે શું કરશે?”

“જ્યોતિ નાની? આટલી મોટી તો થઇ! મારી જીવન-મૂર્તિ નષ્ટ થઇ ત્યારે હું પણ નાની હતી; પણ તે સદાને માટે મારા હૃદયમાં જડાઇ ગઇ છે. તું ધારે છે કે, એથી કાંઇ નુકસાન થયું છે? વળી શું સુખ અત્યંત આવશ્યક છે?”

“માશી! મને એમ લાગે છે કે, જ્યારે મણિના હૃદયમાં જાગૃતિનાં ચિહ્નોનું દર્શન થાય છે, એવામાંજ મારે....”

“જ્યોતિ! તે સંબંધી માથાફોડ ન કર; એનું હૃદય જાગૃત થાય એટલું બસ નથી?” તરતજ ઘણા સમય પર સાંભળેલા એક ગ્રામ્ય ભાટના કવિતના શબ્દો જ્યોતિની સ્મૃતિમાં તાજા થઈ આવ્યા:

“અહા મમ હૃદય! જ્યારે સ્વામી મમ દ્વાર સમીપે આવ્યા હતા, ત્યારે તું જાગ્યું નહિ.”

“ઊપડતાં પગલાંના ધ્વનિએ તું જાગૃત થયું.”

“અહા તિમિરમાં તું! જાગૃત થયું.”

“માશી! હમણાં કેટલો વખત થયો છે?”

“આશરે નવ.”

“નવજ! મેં ધાર્યું કે, ઓછામાં ઓછા બે કે ત્રણ વાગ્યા હશે. તમે જાણો છો કે સૂર્યાસ્તની સાથેજ મારી મધ્યરાત્રિનો પ્રારંભ થાય છે; પણ ત્યારે મારી ઊંઘને માટે આટલી બધી ચિંતા કેમ કરતાં હતાં?”

“કેમ, ગઈ કાલે વાતો કરતાં કરતાં કેટલી મોડી રાત્રિ સુધી તું જાગૃત રહ્યો હતો? એટલે આજે વહેલાં ઊંઘી જવું જોઇએ.”

“મણિ ઊંઘી ગઈ?”

“અરે, ના; તે તારે માટે થોડીક ઘેંસ બનાવવામાં રોકાઇ છે.”

“ના, ના, માશી! એમ હોય નહિ? શું તે....?”

“ખરી વાત, એ ઉદ્યોગી છોકરી તારે માટે બધું ભોજન તૈયાર કરે છે.”

“હું ધારતો હતો કે, વખતે મણિને એ નહિ....”

“એવી બાબતો શીખવામાં સ્ત્રીજાતને વધારે વખત લાગતો નથી. જરૂર પડતાં પોતાની મેળેજ આવડી જાય છે.”

"સવારમાં જે ઘેંસ બનાવી હતી તે કેવી સુંદર સોડમવાળી હતી! મેં ધાર્યું કે તે તમે બનાવી હશે."

"ના, ભાઇ! ના; મણિ મને તારું કાંઇ કામ પણ કરવા દે? તારાં કપડાં પણ તેજ ધૂએ છે. તે જાણે છે કે કોઇ મેલી વસ્તુ તારાથી સહન નહિ થાય. તું તારો બેઠકનો ઓરડો જુએ તો જણાય કે, તે કેટલો બધો સ્વચ્છ રાખે છે! જો હું આ મંદવાડના ઓરડામાં તેને આવવા દઉં તો કામમાં ને કામમાં અધીર્ં થઈ જાય! પણ ખરેખર, તે તેમજ કરવા માગે છે."

"ત્યારે મણિની તબિયત........?"

"ડૉકટરો એમ ધારે છે કે, મંદવાડના ઓરડામાં તેને ઘણી વાર આવવા દેવી નહિ. તેનું હૃદય ઘણું કોમળ છે."

"પણ માશી! તમે તેને આવતાં શી રીતે અટકાવો છો?"

"કારણ કે તે એક શબ્દ પણ બોલ્યા સિવાય મારી આજ્ઞા માને છે, તોપણ તારા સમાચાર હરહમેશ આપતાં રહેવું પડે છે."

અશ્રુબિંદુઓની માફક તારાઓ ગગનમાં ચળકી રહ્યા. પોતાને તજી જતા જીવનને જ્યોતિએ આભારવૃત્તિથી પ્રણામ કર્યાં અને તિમિરરાશિમાં જ્યારે મૃત્યુએ પોતાનો હાથ લંબાવ્યો, ત્યારે સંપૂર્ણ વિશ્વાસપૂર્વક તેણે તેનું અવલંબન કર્યું.

જ્યોતિએ નિઃશ્વાસ નાખ્યો અને કાંઇક અધીરાઈથી ચેષ્ટાપૂર્વક બોલ્યો:

"માશી! જો મણિ હજી જાગતી હોય તો એક પળવાર પણ એને અહીં લાવશો?"

"બહુ સારું! હું જઇને બોલાવી લાવું."

"હું એને લાંબો વખત રોકીશ નહિ, માત્ર પાંચ મિનિટ સુધીજ મારે એને કાંઇક કહેવું છે."

નિઃશ્વાસ નાખતી માશી મણિને બોલાવવા બહાર ગઇ. તે દરમ્યાન જ્યોતિની નાડી વધારે જોસમાં ચાલવા લાગી. તે ઘણી સારી રીતે જાણતો હતો કે, મણિ સાથે મિત્રભાવે તે કદાપિ વાર્તાલાપ કરી શક્યો ન હતો. બન્ને વાદ્યયંત્રના સૂર ભિન્ન ભિન્ન નીકળતા હતા અને તેમને એક સૂર થાય એવી રીતે બજાવી શકાય એમ ન હતું. પોતાની નાની સખીઓ સાથે વાર્તાલાપ કરતી અને આનંદથી હાસ્ય કરતી મણિને સાંભળતાં વારંવાર જ્યોતિના હૃદયમાં ઈર્ષ્યાના દંશ થતા. જ્યોતિ માત્ર પોતાની જાતનેજ ઉપાલંભ આપતો,

તેની માફક પોતે પણ અસંબદ્ધ નજીવી ચીજો પર વાત કેમ કરી શકતો ન હતો? તેમ કરવાને તે અશક્ત ન હતો; કારણ કે પોતાના મિત્રો સાથે તે સર્વ પ્રકારની નજીવી બાબતો પર તડાકા મારતો; પરંતુ જે ઝીણીઝીણી વાત પુરુષોને માફક આવે તે સ્ત્રીઓને માફક આવતી નથી. તમારા ધ્યાનહીન શ્રોતૃવર્ગથી બેદરકાર રહીને તમે પોતે આત્માને ઉદ્દેશીને તત્ત્વજ્ઞાનની વાત કરી શકો, પરંતુ ઝીણી વાતોમાં છેવટમાં છેવટ બે જણ તો હોવાંજ જોઇએ. ખુલ્લી ઓસરીમાં સાંજના વખતે મણિ સાથે બેસીને તેણે ઘણી વાર વાર્તાલાપને માટે કૃત્રિમ પ્રયત્નો કર્યા હતા; પરંતુ પાછો વાર્તાતંતુ તૂટી જતો અને સાંજની શાંતિને પણ શરમ ઊપજતી. જ્યોતિને ખાતરી હતી કે, મણિ નાસી છૂટવાને આતુર હતી. કોઇ તૃતીય વ્યક્તિ આવે તો ઠીક એમ પણ જ્યોતિને ઉત્કટ ઇચ્છા થઈ આવતી; કારણ કે જ્યારે બેને વાત કરવાનું ભારે થઇ પડે છે, ત્યારે ત્રણ હોય તો સરળ થઈ જાય છે.

મણિ આવે ત્યારે શું કહેવું, તેનો તે વિચાર કરવા લાગ્યો; પરંતુ આવી ઊભી કરેલી વાતથી તેને સંતોષ નહિ થાય. જ્યોતિને ભય લાગ્યો કે, આજ રાત્રિની પાંચ મિનિટો નકામી જશે, તો-પણ તેને માટે તો ગાઢ વાર્તાલાપ કરવાને થોડીક પળો રહી હતી.

(૩)

"આ શું વહુ બેટા! તું કહીં જતી નથી ને?"

"અલબત, હું સીતારામપુર જાઉં છું."

"તું શું બોલે છે? તને મૂકવા કોણ આવશે?"

"અનાથ."

"આજ નહિ, વહુ બેટા! આજ નહિ; કોઇ બીજે દિવસે."

"પણ આગગાડીમાં બેઠક ક્યારનીએ રિઝર્વ્ડ કરાવી રાખી છે."

"એથી શું? એટલું નુકસાન સહેલાઇથી ખમી લેવાય. આવતી કાલે સવારમાં વહેલી ઊઠીને જજે."

"માશી! તમારી શુકન-અપશુકનની વાતોથી હું રોકાવાની નથી. આજેજ હું જાઉં તેમાં હરકત શું?"

"જ્યોતિને તારી સાથે વાતચીત કરવી છે."

"બહુ સારું! હજી થોડો સમય છે. હમણાંજ જઇને હું એમને મળીશ."

"પરંતુ 'હું જાઉં છું' એમ કહેતી નહિ."

"બહુ સારું, હું એમ નહિ કહું, પણ હું વધારે વાર થોભી શકીશ નહિ. આવતી કાલે મારી બહેનનો અન્નપ્રાશન-દિવસ છે; એટલે આજે તો મારે જવુંજ જોઇએ."

"અરે, વહુ બેટા ! આટલો વખત મારું કહેવું ધ્યાનપૂર્વક સાંભળ, એટલી મારી આજીજી છે. થોડો સમય તારું મન શાંત કરીને એની પાસે બેસ. તું ઉતાવળમાં છે એમ જણાવા દઇશ નહિ."

"હું શું કરું ? આગગાડી મારે સારું થોભશે નહિ. દસેક મિનિટમાં અનાથ પાછો આવશે, ત્યાંસુધી હું તેમની પાસે બેસી શકીશ."

"ના, તે નહિ ચાલે. મનની એવી સ્થિતિમાં હું તને તેની પાસે કદાપિ જવા દઇશ નહિ. અરે નિર્ભાગિણિ ! જે પુરુષને તું આટલું આટલું દુઃખ દે છે, તે જલદીથી આ ફાની દુનિયા તજી જનાર છે; પણ હું તને કહું છું કે, આજનો દિવસ તેની જિંદગી પૂરી થતાં સુધી તારે સંભારવો પડશે ! ઇશ્વરનું અસ્તિત્વ છે તેની તને કોઇક દિવસ સમજ પડશે !"

"માશી ! તમારે મને આવા શાપ દેવા જોઇએ નહિ."

"અહા વહાલા બાળક ! પ્રિય જ્યોતિ ! તું વધારે શું કામ જીવે છે ? આ પાપનો અંત નથી અને છતાં હું તે અટકાવીએ શકતી નથી !"

થોડો સમય ત્યાં થોભીને આટલી વારમાં તો જ્યોતિ ઊંઘી ગયો હશે, એવી આશામાં ને આશામાં માશી મંદવાડના ઓરડા તરફ પાછી ફરી, પરંતુ તેણે પ્રવેશ કર્યો કે તરતજ પથારીમાં જ્યોતિએ પાસું ફેરવ્યું. માશી બોલી ઊઠી:

"જો તો ખરો, એણે શું કર્યું તે?"

"શું થયું ? મણિ ન આવી ? આટલી બધી વાર કેમ થઈ માશી ?"

"તારે માટે કાંજીનું દૂધ બળી જવા દીધું તેથી તેને હૈયાફાટ રડતી મેં જોઇ. મેં કહ્યું: 'ઘણુંએ દૂધ મળશે, છાની રહે !' પણ તારે માટે કાંજી બનાવવામાં આટલી બધી બેકાળજી! એ વાતથીજ તે ગાંડી-ઘેલી બની ગઇ છે. મહામહેનતે મેં તેને શાંત કરીને સુવાડી, તેથી આજે હું તેને તેડી લાવી નહિ. ભલે ઊંઘમાં બધું વીસરી જાય."

મણિ ન આવતાં જ્યોતિને કાંઇક દુઃખ થયું હતું, તદપિ તેને

થોડીઘણી શાંતિ વળી. પહેલેથીજ તેના મનમાં શંકા ઊભી થઇ હતી કે, મણિ પોતાની ખરાબ દશા જોશે તો તેથી તેને બહુ દુઃખ થશે અને પોતાને માટેનું દૂધ બળી જવાથી મણિને દુઃખ થયું, એ વિચારથી તેના હૃદયમાં આનંદ ઊભરાયો.

"માશી"

"શું છે ભાઈ?"

"મને નક્કી જણાય છે કે, મારા દિવસો સમાપ્ત થવા આવ્યા છે; પરંતુ મને પશ્ચાત્તાપ થતો નથી. મારે માટે શોકાતુર થશો નહિ."

"ના ભાઈ! હું શોક નહિ કરું. જીવન સારું છે અને મરણ સારું નથી એમ હું માનતી નથી."

"માશી ! હું તમને સત્ય કહું છું કે મરણ મધુર જણાય છે." કાળા આકાશ તરફ નજર કરતાં મૃત્યુના સ્વરૂપમાં મણિ પોતેજ આવતી હોય એમ જ્યોતિને જણાયું. તેનું યૌવન અખંડ છે અને જગજ્જનનીના હસ્તે તેના કાળા વાળ પર તારારૂપી આશીર્વાદનાં પુષ્પોનો વરસાદ વરસ્યો છે. અંધારાના આવરણમાં જાણે તે પોતાની પત્નીનું પ્રથમ મુખદર્શન કરતો ન હોય! એમ તેને જણાયું. મણિના મેઘવર્ણા ચક્ષુની પ્રેમપૂર્ણ દૃષ્ટિથી વિશાળ નિશા ભરપૂર થઇ ગઈ. આ ગૃહની વધૂ, નાની ચંચળ બાળકી મણિ, જગત-મૂર્તિમાં સ્વરૂપાંતર પામી, જીવન અને મૃત્યુના સંગમ પર–તારા-નાં વૃંદોની વેદી પર–તેને સિંહાસન પ્રાપ્ત થયું. જ્યોતિ બન્ને હસ્ત પકડી મનમાં બોલ્યો: "છેવટે પડદો ઊપડયો. ગાઢ અંધકારનું આવરણ ભેદાયું. અહા! સુંદરી! તેં કેટલીક વાર મારું હૃદય ચીરી નાખ્યું છે, હવે કદાપિ મને છોડી શકીશ નહિ!"

(૪)

"મને દુઃખ થાય છે માશી, પરંતુ તમે ધારતાં હશો તેવું નહિ. મારું દુઃખ જાણે ધીમે ધીમે મારા જીવનથી છૂટું પડતું હોય એમ મને ભાસ થાય છે. ભરેલી નૌકાની માફક તે અત્યાર સુધી પાછળ પાછળ ખેંચાઇ આવતું હતું; પરંતુ દોરડું તૂટી ગયું છે અને હવે તે મારા સઘળા બોજા સાથે તણાઈ જાય છે. અદ્યાપિ હું તે જોઈ શકું છું, પણ હવે તેની સાથે મારે સંબંધ નથી....પરંતુ માશી છેલ્લા બે દિવસથી એક વખત પણ મેં મણિને જોઈ નથી!

"જ્યોતિ! લે બીજું ઓશીકું આપું?"

"માશી! મને લગભગ એમ જણાય છે કે, પેલી દુઃખથી

ભરેલી નૌકાની માફક મણિ પણ મને છોડી ગઈ છે.”

“ જ્યોતિ! થોડોક દાડમનો શરબત લે ભાઈ ! તારે ગળે શોષ પડ્યો હશે.”

“ગઈ કાલે મેં મારું વસિયતનામું લખી રાખ્યું છે. મેં તે તમને બતાવ્યું હતું ? મને સાંભરતું નથી.”

“ મને તે બતાવવાની જરૂર નથી, જ્યોતિ.”

“ જ્યારે મા મરી ગઇ, ત્યારે મારું પોતાનું કાંઇ પણ નહોતું. તમે મને ખવડાવ્યું અને ઉછેર્યો તેથી હું કહેતો........”

“ બિલકુલ નહિ, ભાઈ! મારી પાસે તો ફક્ત આ ઘર અને થોડી મિલકતજ હતાં; બાકીનું તો તું કમાયો હતો.”

“ પણ આ ઘર ?”

“ તેમાં કાંઈ નહિ. તેં એમાં એટલો બધો ઉમેરો કર્યો છે કે મારું ઘર ક્યાં હતું તેજ જણાવવું મુશ્કેલ છે.”

“ મારી ખાતરી છે કે, તમારા તરફ મણિનો પ્રેમ ખરેખર....”

“ હા, હા; હું તે જાણું છું. જ્યોતિ ! હવે તું ઊંઘી જા.”

“ જો કે મેં મારી સઘળી મિલકત મણિને વારસામાં સોંપી છે, તોપણ ખરી રીતે તે તમારીજ છે. માશી ! તે તમારી આજ્ઞા વિરુદ્ધ કદાપિ નહિ ચાલે !”

“ તેને વિષે તું એટલી બધી ચિંતા શું કામ કરે છે ભાઈ?”

“ મારી પાસે જે છે, તે સર્વ તમારુંજ છે. તમે જ્યારે મારું વસિયતનામું જુઓ ત્યારે જરા પણ એમ નહિ ધારતાં કે....”

“ તું શું કહે છે જ્યોતિ ? જે તારું છે તે તું મણિને આપે તેમાં મને જરા પણ મનમાં લાગશે એમ તું ધારે છે ? ખરેખર હું એટલી બધી હલકી નથી.”

“પરંતુ તમને પણ....”

“ જો જ્યોતિ ! હું તારા પર ગુસ્સો કરીશ. તું પૈસાથી મને સંતોષવા માગે છે ?”

“ અહા માશી ! પૈસા કરતાં કાંઇક વધારે સારું આપવાની મને કેટલી બધી ઇચ્છા થાય છે !”

“ તે તેં આપ્યું છે, જ્યોતિ ! ઘણુંએ આપ્યું છે. મારા એકાંત ઘરમાં તેં વસ્તી નથી કરી ? તેં મને એટલું બધું આપ્યું છે કે જો હવે મારા ભાવીનું ઋણ પતી ગયું હશે તો હું શોક કરીશ નહિ. હા, હા ! બધું મણિને નામે આપી દે; તારું ઘર,

તારો પૈસો, તારી ગાડી અને તારો વાડીવજીફો—એવા ભારા મારાથી ઊંચકાય નહિ!”

“અલબત, હું જાણું છું કે, જીવનના આનંદો ઉપરથી તમારું દિલ ઊઠી ગયું છે; પરંતુ મણિ એટલી બધી નાની છે કે....”

“ના, એમ કહેતો નહિ; તારી મિલકત એને માટે મૂકી જવી હોય તો ભલે, પણ આનંદની વાતમાં તો....”

“તે આનંદ માણે તેમાં ખોટું શું માશી?”

“ના, ના, એમ બનેજ નહિ. તેનું ગળુંજ ઝલાઇ જશે અને તે સર્વ એને ધૂળ અને માટી થઇ પડશે.”

જ્યોતિ ચુપ રહ્યો. આ વાત સત્ય છે કે અસત્ય છે? મારી ગેરહાજરીમાં મણિને દુનિયા ખારી લાગશે એ વાત શોકની છે કે નહિ, તેનો નિશ્ચય તે કરી શક્યો નહિ. તારાઓ મંદ સ્વરે તેના હૃદયમાં કાંઈ કહેતા હોય એમ જણાયું.

ખરેખર તે સત્ય છે; અમે સહસ્રાવધિ વર્ષોથી નિરીક્ષણ કર્યા કરીએ છીએ અને જાણીએ છીએ કે, આનંદને માટેની સર્વ બાહ્ય તૈયારીઓ મિથ્યા છે.

જ્યોતિએ નિઃશ્વાસ નાખ્યો અને બોલ્યોઃ “જે ખરેખર આપવા યોગ્ય છે, તે આપણે પાછળ મૂકી જઈ શકીએ એમ નથી.”

“વહાલા! તું કાંઇ જેવીતેવી વસ્તુ આપતો નથી. મારી એટલીજ પ્રાર્થના છે કે, તેને જે આપવામાં આવ્યું છે, તેની કિંમત આંકવાની તેનામાં શક્તિ આવે.”

“મને થોડો વધારે દાડમનો શરબત આપો. માશી! મને તરસ લાગી છે. ગઇ કાલે મણિ આવી હતી વારુ?”

“હા, આવી હતી, પણ તું ઊંઘતો હતો. તારા ઓશીકા આગળ બેસીને લાંબા વખત સુધી તેણે તને પંખો નાખ્યો અને પછી તારાં કપડાં ધોવાને ચાલી ગઇ.”

“કેટલું બધું અદ્‌ભુત! મને લાગે છે, તેજ વખતે મને સ્વપ્ન આવ્યું હતું કે, મણિ મારા ઓરડામાં પ્રવેશ કરવાને યત્ન કરે છે; બારણું થોડુંક ખુલ્લું હતું અને તેને તે ઠેલતી હતી, પણ તે ખૂલ્યું નહિ; પણ માશી! તમે હદ કરો છો—હું મરું છું તેની તેને ખબર પડવા દેવી જોઇએ, નહિ તો મારા મરણથી તેને સખ્ત આઘાત લાગશે.”

“ભાઈ! આ શાલ તારા પગ પર મને ઓઢાડવા દે; પગ કેટલા બધા ઠંડા થઇ ગયા છે?”

"ના, માશી! મારા શરીર પર એવું કાંઈ મને ગમતું નથી."

"જ્યોતિ! તું જાણે છે, તારે માટે આ શાલ મણિએ બનાવી છે! જે વખતે ઊંઘવું જોઇએ તે વખતે એ કામ લઈને તે બેસતી. માત્ર ગઇ કાલેજ તે પૂરી થઇ."

જ્યોતિએ શાલ લીધી અને હસ્ત વડે મૃદુ સ્પર્શ કર્યો. જાણે ઊનની મૃદુતા મણિનીજ ન હોય એમ તેને લાગ્યું. શાલના તંતુઓ સાથે તેના પ્રેમપૂર્ણ વિચારો દર રાત્રિએ ગૂંથાયા હતા. માત્ર તે ઊનથીજ નહિ, પરંતુ તેના સ્પર્શથી બનેલી છે; તેથી જ્યારે માશીએ તે શાલ તેના પગ પર ઓઢાડી, ત્યારે દર રાત્રિએ મણિ તેનાં શ્રાંત અંગોનું સેવન કરતી હોય એમ તેને લાગ્યું."

"પણ માશી! હું ધારું છું કે, મણિને ગૂંથતાં આવડતું નહોતું-એ કામ તેને કદાપિ ગમતું પણ નહિ."

"માણસ કોઇ પણ વસ્તુ શીખવાને ધારે, એટલે પછી લાંબો વખત લાગતો નથી. અલબત, મારે તેને શીખવવું પડતું, વળી એમાં ઘણી ભૂલો પણ છે."

"ભૂલો ભલે રહી, આપણે તેને પેરિસના પ્રદર્શનમાં મોકલવાનાં નથી. ભૂલો હશે તોપણ મારા પગ તો તેથી ગરમ રહેશે."

કામે વળગેલી, ભૂલો કરતી અને ઠોકરો ખાતી તથા ધીરજથી આગળ ને આગળ વધતી મણિનું ચિત્ર જ્યોતિના હૃદયપટ પર ચીતરાવા લાગ્યું. કેટલું મધુર અને કરુણાસ્પદ! અને ફરીથી તેણે શાલ પર પોતાની ચંચળ અંગુલીઓ ફેરવવા માંડી.

"માશી! ડૉકટર નીચે છે?"

"હા, આજની રાત તે અહીંયાંજ રહેશે."

"પણ તેને એમ કહો કે હવે ઊંઘવાની દવા આપવી એ નકામું છે. એનાથી મને ખરેખરો આરામ મળતો નથી અને ઊલટો મારા દુઃખમાં વધારો થયો છે. મને સારી રીતે જાગૃત રહેવા દો. માશી! તમને ખબર છે કે, વૈશાખ માસની પૂર્ણિમાએ મારાં લગ્ન થયાં હતાં. આવતી કાલે વૈશાખી પૂર્ણિમા છે અને તેજ રાત્રિના તારાઓ આકાશમાં પ્રકાશશે. કદાચ મણિ ભૂલી ગઇ હશે. આજે તેનું હું તેને સ્મરણ કરાવીશ. એક કે બે મિનિટ તેને લગીર મારી પાસે બોલાવો ને! કેમ ચુપ રહ્યાં? હું ધારું છું કે, ડૉકટરે તમને એમ કહ્યું હશે કે હું એટલો બધો નબળો છું કે કોઇ પણ આવેગથી....પણ માશી હું ખરેખર કહું છું કે જો આજ-

ની રાત થોડીક વાતચીત એની સાથે કરીશ; તો પછી ઊંઘ આણુ-વાનાં ઓસડિયાંની જરૂર રહેશે નહિ. માશી! આમ રડો નહિ, હું તદ્દન સ્વસ્થ છું. આજે મારું હૃદય એટલું બધું ભરપૂર છે કે મારી જિંદગીમાં આગળ એમ હતું નહિ. તેટલા માટેજ હું મણિને મળવા માગું છું. ના, ના, માશી! તમે રડો એ મારાથી ખમી શકાતું નથી! તમે આટલા બધા દિવસ એટલાં શાંત રહ્યાં, ત્યારે આજ રાત્રિએ કેમ આટલાં બધાં દુઃખિત થાઓ છો?"

"અરે જ્યોતિ! મેં ધાર્યું કે, બધાં મારાં આંસુ ખૂટી ગયાં છે, પણ હજી પુષ્કળ રહ્યાં હોય એમ જણાય છે. વધારે વખત હું સહન કરી શકતી નથી."

"મણિને બોલાવો, હું તેને અમારી લગ્નનિશાનું સ્મરણ કરાવીશ; એટલે આવતી કાલે તે...."

"ઠીક ભાઈ! હું તેને બોલાવવા જાઉં છું. શંભુ બારણા આગળ ઊભો રહેશે, કંઈ જોઈતું હોય તો તેને બોલાવજે."

પછી માશી મણિના સૂવાના ઓરડામાં ગઈ અને જમીન પર બેસી જઈને રડવા લાગીઃ "અરે આવ, એક વખત આવ, હૃદય-શૂન્ય નિર્ભાગિની! જેણે પોતાનું સર્વસ્વ તને આપી દીધું છે, તેની છેવટની વિનતિ સાંભળ! મરતાને માર નહિ!"

પગલાંનો અવાજ સાંભળીને જ્યોતિ ઝબકી ઊઠ્યો અને બોલ્યોઃ "મણિ!"

"એ તો હું શંભુ. તમે મને બોલાવ્યો?"

"તારી શેઠાણીને બોલાવી લાવ."

"કોને?"

"તે હજી પાછાં ફર્યાં નથી."

"પાછાં ફર્યાં નથી? ક્યાંથી?"

"સીતારામપુરથી"

"તે ક્યારે ગઈ?"

"ત્રણ દિવસ ઉપર."

ઘડીભર જ્યોતિનું અંગ સ્તબ્ધ થઈ ગયું અને તેના મસ્તિષ્ક-માં ચક્કર આવવા લાગ્યાં. જે ઓશીકાને તે અઢેલીને પડ્યો હતો તેનાથી નીચે સરી ગયો અને પગ પરથી ઊનની શાલને લાત મારીને ફેંકી દીધી.

લાંબા વખત પછી જ્યારે માશી પાછી આવી ત્યારે જ્યોતિએ

મણિનું નામ દીધું નહિ અને માશીએ ધાર્યું કે, તેની સઘળી વાત એ ભૂલી ગયો છે. એકદમ જ્યોતિ બોલી ઊઠ્યોઃ “ માશી ! થોડા દિવસ પર મને એક સ્વપ્ન આવ્યું હતું તે વિષે મેં તમને વાત કરી હતી ?”

“ કયું સ્વપ્ન ? ”

“ જેમાં મણિ બારણું ધકેલતી હતી અને બારણું એક તસુથી વધારે ઊઘડયું નહોતું; તેનાથી અંદર પ્રવેશ થઈ શક્યો નહિ અને બહાર ઊભી રહી. હવે મને જણાય છે કે, છેવટ સુધી મારા બારણાની બહારજ મણિને રહેવું પડશે. ”

માશીએ મૌન ધારણ કર્યું. તેને ખબર પડી કે, જ્યોતિને માટે અસત્યનું જે સ્વર્ગ તે ચણતી હતી તે છેવટે તૂટી પડ્યું હતું. જ્યારે દુઃખ ઊભું થાય, ત્યારે તે જણાવી દેવું એ ઠીક છે–જ્યારે ઈશ્વર પ્રહાર કરે ત્યારે તેમાંથી નાસી છૂટવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે.

“ માશી ! તમારી તરફથી પ્રાપ્ત થયેલો પ્રેમ મારા સર્વ જન્મોમાં ચાલશે. તેને મારી સાથે લઇ જવાને તેનાથી મેં મારું જીવન ભરપૂર બનાવી દીધું છે. મારી ખાતરી છે કે, આવતા જન્મમાં તમે મારી પુત્રી તરીકે અવતરશો અને હું અત્યંત પ્રેમથી તમારી સંભાળ લઇશ. ”

“ તું શું કહે છે, જ્યોતિ ! તું એમ કહે છે કે, હું ફરીથી સ્ત્રી અવતરીશ ? તારા હાથમાં પુત્ર તરીકે આવું એમ કેમ તું પ્રાર્થના કરી શકતો નથી ? ”

“ ના, ના, પુત્ર તરીકે નહિ ! તમે જ્યારે ઘણાં નાનાં હતાં, તે સમયના તમારા અદ્‌ભુત સૌંદર્યસહ તમે મારે ઘેર આવશો. તમે કેવાં વસ્ત્ર પરિધાન કરશો, તેની પણ હું કલ્પના કરી શકું છું.”

“ જ્યોતિ ! આટલી બધી વાતો ન કર, હવે જરા ઊંઘી જા. ”

“ હું તમારું નામ ‘ લક્ષ્મી ’ પાડીશ. ”

“ પણ એ તો જૂની ઢબનું નામ છે, જ્યોતિ ! ”

“ હા, પણ તમે મારી જૂની ઢબનાં માશી છો, તે સુંદર જૂની ઢબની રીતભાતો સાથે મારા ગૃહમાં આવજો. ”

“ એક પુત્રી તરીકે આવીને તારા ગ્રહને ભારે મારવાની ઇચ્છા મને નજ થાય. ”

“ માશી ! તમે મને નબળો ધારો છો અને સઘળી પીડાથી

દૂર રાખવા માગો છો ?"

"ભાઈ! વત્સ ! હું એક સ્ત્રી છું; એટલે મારામાં નબળાઇ તો હોય; તોપણ સઘળી પીડાઓમાંથી તને મુક્ત રાખવાને મેં મારી આખી જિંદગી પ્રયત્ન કર્યો છે–છેવટે નિષ્ફળતાજ પામી છું."

"માશી ! આ જીવનમાં હું જે પાઠ ભણ્યો છું, તેનો ઉપયોગ કરવાનો મને સમય મળ્યો નથી; પરંતુ મારા બીજા જન્મ સુધી પણ તે ટકી રહશે. એક માણસ શું શું કરવાને શક્તિમાન હોય છે, તે તે વખતે હું બતાવી આપીશ. જાત ઉપરજ હમેશાં ધ્યાન આપ્યા કરવું, એ કેટલું ખોટું છે તે હું શીખ્યો છું."

"ભાઈ! તું ગમે તેમ કહે તોપણ તેં કદાપિ તારે પોતાને માટે કાંઇ પચાવી પાડયું નથી;પરંતુ બીજાનેજ બધું આપી દીધું છે."

"માશી ! છેવટે હું એક વાતને માટે તો મગરૂર છું. મારા સુખના દિવસોમાં હું કોઇ દિવસ જુલમી નીવડયો નથી અથવા ઝનૂનથી મારી જરૂરિયાતોને માટે દબાણ કર્યું નથી. જૂઠાણાથી મને સંતોષ મળી શકયો નહિ, તેથી મારે દીર્ઘ કાળ પ્રતીક્ષા કરવી પડી. કદાચ અંતમાં સત્ય માયાળુ નીવડશે ...પેલું કોણ છે ? માશી ! પેલું કોણ છે ?"

"કયાં ? ત્યાં કોઈ નથી, જ્યોતિ !"

"માશી ! લગીર જાઓ અને પેલા ઓરડામાં જુઓ. મેં ધાર્યું કે મેં........"

"ના, ભાઈ હું કોઇને જોતી નથી."

"પણ મને એમ સ્પષ્ટ લાગ્યું કે........"

"ના, જ્યોતિ ! કોઇ નથી, માટે શાંત થા. હવે ડૉકટર આવે છે."

"જુઓ, તમારે આટલી બધી વેળા દરદીની પાસે રહેવું જોઇએ નહિ, તમારાથી દરદી ઉશ્કેરાય છે. તમે સૂઇ જાઓ અને મારો મદદગાર એની પાસે રહેશે." ડૉકટરે કહ્યું

"ના માશી ! હું તમને નહિ જવા દઉં."

"બહુ સારું, ભાઈ! હું પેલા ખૂણામાં છાનીમાની બેસીશ."

"ના, ના ! તમારે મારી પાસે બેસવું જોઇએ. હું તમારો હાથ છોડીશ નહિ, અંત સુધી છોડીશ નહિ. હું તમારે હાથેજ ઊછર્યો છું અને તમારાજ હાથમાંથી ઈશ્વર મને ઉપાડી લેશે."

"બહુ સારું, તમે અહીંયાં રહી શકશો; પરંતુ જ્યોતિબાબુ !

તમારે એમની સાથે વાતચીત કરવી નહિ. પેલી દવા લેવાનો હવે વખત થયો છે. "

"દવાને માટે વખત? ખોટી વાત! તેનો વખત પૂરો થઇ ગયો છે. હવે દવા આપવી એ છેતરવા સમાન છે. તે ઉપરાંત મને મરવાનો ભય નથી....માશી! મૃત્યુ પોતાની દવા તૈયાર કરે છે, તેમાં ડૉકટરની બીજી પીડા તમે શું કામ ઉમેરો છો? તેને મોકલી દો, મોકલી દો! માત્ર તમારીજ હવે મને જરૂર છે! બીજું કોઇ નહિ, કોઇજ નહિ! વધારે જૂઠાણું નહિ!"

"ડૉકટર તરીકે હું વાંધો ઉઠાવું છું કે, આ ઉશ્કેરણીથી તમને નુકસાન થાય છે."

"ત્યારે ડૉકટર! પધારી જાઓ. વધારે ઉશ્કેરશો નહિ! માશી! તે ગયો? સારું થયું! હવે આવો અને મારું મસ્તક તમારા ખોળામાં લો."

"બહુ સારું, બેટા! હવે ઊંઘી જા!"

"ના માશી! હવે મને ઊંઘવાનું કહેશો નહિ. હું ઊંઘીશ તો, ફરી કદાપિ જાગીશ નહિ, હજી પણ થોડી વાર વધારે જાગૃત રહેવાની જરૂર છે. તમને કાંઈ અવાજ સંભળતો નથી? કોઈક આવે છે."

(૫)

"ભાઈ જ્યોતિ! જરા તારી આંખો તો ઉઘાડ. તે આવી છે. એક વખત આંખો ઉઘાડ અને જો!"

"કોણ આવ્યું છે? સ્વપ્નું?"

"સ્વપ્નું નહિ, ભાઈ! મણિ એના બાપ સાથે આવી છે."

"તમે કોણ છો?"

"તું જોતો નથી? એ તારી મણિ છે!"

"મણિ? પેલું બારણું ઊઘડ્યું?"

"હા ભાઈ, તે તદ્દન ઊઘડી ગયું છે."

"ના, માશી! તે શાલ નહિ? તે શાલ નહિ! એ તો ઠગાઈ છે!"

"એ શાલ નથી, જ્યોતિ! એ તો આપણી મણિ તારા પગ પર ઢળી પડી છે. તારો હાથ તેના માથા પર મૂકીને આશીર્વાદ આપ. મણિ! એમ રડ નહિ, રડવાને ઘણો વખત છે થોડી વાર શાંત રહે"



# ૫૬–ક્રમનસીબની કહાણી

નાનપણમાં હું બહુ લાડકવાઇ હતી. બાપાજી મને બહુ રમાડતા. બા મને બહુ લાડ લડાવતી. અધ્ધર ને અધ્ધર રહેતી અને 'બહેન' વગર કોઇ મને બોલાવતું નહિ. રાયપુરમાં મગનભાઇની કન્યાશાળામાં મને ભણવા મોકલી હતી અને થોડું ભણી પણ હતી; પણ છોકરીને વળી બહુ શું કરવા ભણવું જોઇએ ? અને તેમાંય હું તો લાડકી હતી, એટલે રમત કરતાં કરતાં જે થોડુંઘણું ભણાયું તેટલુંજ ભણી. નવમે વર્ષે તો મારો વિવાહ થયો હતો. ત્યાર પછી તો બારસ–અમાસે સાસરે જમવા જવાનું થતું હતું, એટલે પછી નિશાળે તો નજ જવાય ને ? સાસરે પણ સાસુ મને બહુ રમાડતાં હતાં, જરા ખિલાવતાં પણ હતાં અને મારી બાની અને બાપાજીની બધી વાતો પૂછી લેતાં હતાં. બારમે વર્ષે મારાં લગ્ન થયાં, એ કાંઇ નાની ઉંમર કહેવાય નહિ; પણ હું જરા હલેતી હતી, તેથી મને એમાંનું કાંઈ યાદ નથી. ફક્ત એટલુંજ જાણું છું કે, તેવામાં મને બહુજ મજા પડતી હતી, લાડકા લાડુ ખૂબ ખાવાના મળતા હતા અને ચારે તરફ મારાં માન ઘણાં હતાં.

તેરમું વર્ષ પૂરું થતાં થતાં તો મને સાસરે વળાવી પણ ખરી. શરૂઆતમાં તો જરા ઠીક હતું, રાત્રે જમીને જવાનું તે વહાણું વાતાં તો પાછાં આવતાં રહેવાનું, પણ ધીમે ધીમે સાસરે વધારે રહેવાનું થયું. બધું કામ કરવાનું માથે આવ્યું. સાસુના બોલ અને નણંદનાં મહેણાં સંભળાવા માંડયાં. કામ કરવાનું બધું અને જશ કાંઇ નહિ. ખાવાનું સૌથી મોડું અને તે પણ ટાઢું. વળી શાક તો રહ્યુંજ ક્યાંથી હોય ? કોઇ વાર ભાતનો તો કાળો પોપડોજ આવે અને દાળ તો તપેલામાંજ લેવાની હોય! આવું મેં તો કદી જોયેલું નહોતું. મને ઘણુંજ દુ:ખ લાગવા માંડયું. હું કંટાળતી, રડતી, પૂરું ખાતી પણ નહિ; પણ કહું કોને ? મારા વર બિચારા બે વાર મૅટ્રિકમાં નાપાસ થઇ આ વર્ષેજ પ્રિવિયસમાં ગયા હતા. છેક

સાંજ પડે ત્યારે કોલેજથી આવતા અને થાકીને લોથ થઈ જતા. વળી પાછું વાંચવાનું હોય તે રાત્રે વાંચે. દિવસે હું તો મેડી પર જઈ શકુંજ નહિ. કાંઇ રહી ગયેલું લેવા જાઉં તોય સાસુનણંદ પસ્તાળ પાડતાં, તો અમથું તો જવાયજ કેમ? રાત્રે જઇને બિચારા પતિને પણ હું શું કહું? અને કહું તોપણ માબહેન આગળ એમનું ચાલે પણ શું? વળી હજી તો હું એમની પાસે મન ખોલીને વાત પણ કરી શકતી નહોતી. કરું પણ શી રીતે? એક દિવસ ન રહેવાયું તેથી જરા કહ્યું. આખો દિવસ બહુજ પજવી હતી તેથી કહી દેવાયું; પણ પરિણામ શું આવ્યું? એકદમ ગુસ્સે થઇ ગયા. બૈરાંની જાતને ગાળો દીધી. "મારી માબહેન માટે આવું કહેનાર તું કોણ?" એમ કહીને મને એકબે થપ્પડ લગાવી દીધી. મારાં માબાપને ગાળો ચોપડાવી. આમ થયા પછી બીજી વાર હું શી રીતે કાંઇ કહું? દિલાસો ફક્ત મારી બાનો હતો. સાંજે ત્યાં જાઉં ત્યારે વિશ્રાંતિ મળે. થોડીઘણી વાતો કહું, હું રડું, એ રડે, કાંઈ સારું સારું ખાવાનું આપે અને પછી વહેલી સાસરે મોકલી દે!

આવામાં મને અભાવ પડવા માંડ્યા. મારી બાને તો આનંદ થયો. સાસુજી પણ લોકો આગળ ફુલાતાં હતાં. નણંદને હજી સારો દહાડો નહોતો આવ્યો, તેથી તે મનમાં બળતી હતી અને મારું મન તો હુંજ જાણું. આટલું દુઃખ ઓછું હતું તે વળી આવ્યું! બળ્યો આ સંસાર! મનમાં કાંઇનું કાંઇ થઈ જતું હતું અને શું થશે તેની ગભરામણ થયા કરતી હતી. મારા વર પણ બિચારા ચિંતા કરતા હતા. એક વાર તો એમ પણ બોલી ગયા કે, "આટલી નાની ઉંમરમાં આમ ન થયું હોત તો સારું." સારું એ તો સૌ જાણે છે, પણ કુદરતનો નિયમ કાંઇ ઉથાપાય છે? સંયમ-બ્રહ્મચર્યની વાતો કરવી સહેલ છે. દારૂ ને દેવતાને ભેગા કરો અને પછી કહો કે, સળગે નહિ! નાની ઉંમરમાં પરણાવી, પતિપત્ની-ભરજુવાન વરવહુને એકઠાં કરો અને પછી કહો કે, "આમ ન થયું હોત તો ઠીક હતું." એનું નામ કાંઇજ નહિ. ઘરડાં તો ખુશી થયાં, પણ આ તો મારા પતિમાં કાંઇ નવા સંસ્કાર થયેલા તેથી આવા વિચાર આવ્યા. સોળ-સત્તર વરસે પરણતી અત્યારની છોકરીઓને ભલે તમે મેવડા જેવી કહો, પણ મારા પોતાના દિવસો મને યાદ આવે છે ત્યારે તો એમજ લાગે છે કે, એવી છોકરીઓ નસીબદાર છે.

સાસુના સપાટામાં તેરચાદ વર્ષની ઉંમરથી એમને જવું પડતું નથી અને છોકરવાદ પતિ સાથે સંસાર શરૂ કરવો પડતો નથી. વળી માબાપનું ઘર નાનપણમાંજ છોડવું પડતું નથી અને સૌથી વધારે તો એટલી નાની ઉંમરે સુવાવડમાં સપડાવું પડતું નથી. મને અભાવા પડવા મંડ્યા ત્યારે હવે ખવાય શી રીતે? મૂળેજ ખાવાનું મોળ આવે તેવું, તો આવે વખતે તો મોંમાંજ પેસે શી રીતે? મારી બા હમેશ કાંઇ ને કાંઇ ખાવાનું કરી રાખતી, તે ઘેર જઇને ખાતી અને પોળમાં મારી માશીનું ઘર હતું ત્યાં સવારના પહોરમાં ગમે તે બહાને સટકી જતી. તે મારે માટે અચ્છેર દૂધ ઉકાળી રાખતી હતી તે પીતી. મારા વર પણ બિચારા કોઇ કોઈ વાર ગજવા–ખર્ચમાંથી કાંઈક ખાવાનું મારે માટે લાવતા. આમ ને આમ દિવસ ચાલ્યા ગયા. સીમંતનો વખત આવ્યો અને રીતને માટે તકરારો થવા માંડી. આમાં રોજ ને રોજ મારે મહેણાં સાંભળવાં પડતાં હતાં અને રોજ હું તો ઉદાસજ રહેતી હતી. અઘરણી પણ થઇ, નાતો જમી, સગાં–વહાલાં જમ્યાં, બધું થયું; પણ એ બધામાં પણ મને તો ત્રાસજ હતો. છેલ્લે દિવસે મારું શરીર એકાએક બગડી આવ્યું, મને એકદમ મારા બાપને ત્યાં મોકલી દીધી અને તેજ રાત્રે મેં એક મૂએલા છોકરાને જન્મ આપ્યો. મને સખ્ત મંદવાડ આવી ગયો અને દોઢ-બે મહીને સાજી થઇ, પણ નબળી તો ઘણીજ થઇ ગઇ અને પેટમાં દુખાવો સખ્ત થયા કરતો. સાજી થયા પછી પંદરેક દિવસે હું સાસરે ગઇ અને પાછો પહેલાંની માફકજ સંસાર ચાલવા માંડ્યો. એનું એજ કામ, એવું ને એવુંજ ખાવાનું અને તેવાં ને તેવાંજ મહેણાં! વધારામાં મારું શરીર નબળું અને પેટનો દુખાવો.

વળી આ વખતે એક નવું દુઃખ કર્મે આવ્યું. એ દુઃખ તો કોઇને કહેવાય તેવુંજ નહોતું. અત્યારે લખતાં પણ શરમ આવે છે, પણ હવે મારે કોઇની દરકાર નથી અને તમને બધું લખવા વચન આપ્યું છે તો લખીશજ. આ દુઃખ મારા પતિની કામવાસનાનું હતું; પણ એમનો શો વાંક? એમને શો ખ્યાલ? મારું નબળું શરીર અને પેટનો દુઃખાવો; પણ એમને શું? આ દુઃખ હું કોને કહું?! બધું તો બાને કહીને હૈયું હલકું કરતી હતી, પણ આનું કેમ? સારા નસીબે મારા વર એકંદરે સારા હતા, મને એમની તરફનો કાંઇ ખાસ ત્રાસ નહોતો અને હવે તો વળી સાસુ નણંદ

તરફના દુઃખમાં મારી દયા ખાતાં પણ શીખ્યા હતા. કોઇક વાર તો એમના પ્રેમને લીધે હું બધું દુઃખ ભૂલી પણ જતી હતી.

એવામાં વળી હું ફરી બેજીવવાળી થઇ. આ વખતે તો મારાં માબાપે માથાનાં થઇને મને સાસરે મોકલીજ નહિ. સાસુએ બહુએ ભાંડયાં, પણ મારી બા ડગીજ નહિ.

પણ મારે કયાં જંપવાનું હતું ? મને સાતમો મહિનો અધવાયો અને મારા પતિને તાવ આવવા માંડયો, તાવ વધ્યો તેમાંથી ત્રિદોષ થયો અને ચાર અઠવાડિયામાં તો બધું પૂરું થઇ ગયું. મારું નસીબ ફૂટયું અને સોળમે વર્ષે હું વિધવા થઇ ! હવે તો કારમું—ન ખમાય તેવું દુઃખ આવી પડયું. છેલ્લા દિવસ જતા હતા તોપણ લૌકિક કરવા માટે સાસરામાં રહેવું પડયું. મારા પતિને મેંજ મારી નાખ્યા હોય તેમ બધાં મારી તરફ વર્તતાં હતાં. મને કૂટવા ઊભી કરી. ફાકવાનું ને રોટલા ખાવાનું તો હતુંજ. મારા શરીરની આવી સ્થિતિમાં આ મને ઘણુંજ નડતું હતું; તેમાં વળી ચૂડીકરમ અને નોમિયાથી તો તોબા ! ભગવાન ! એવો વખત કોઇને ન લાવશો. કેડોમાં ફાટ થાય તેનું તો કોઇ પૂછે નહિ અને વળી કૂટતાં આવડે નહિ એટલે ઉપરથી ભાંડે છે. છેવટે બારમાની સજ્જા પતી ગયા પછી તો મારાથી નજ રહેવાયું, શી રીતે રહેવાય ? ઉંમર ફક્ત સોળ વર્ષની અને તેમાં શરીરની આવી સ્થિતિ ! મેં તો એકદમ મારી બા ત્યાં કૂટવા આવી હતી તેની પાસે જઇને રડી દીધું અને કહ્યું કે, 'મને ઘેર લઇ જા.' અંતે બા તે બા ! કોઇની દરકાર કર્યા કે પૂછયા વગર ગાડીમાં ઘાલીને મને લઇ ગઈ. સાસરિયાંએ ગાળો દીધી, લોકોએ ભાંડી અને જનમારાનાં વેર થયાં, તેજ રાત્રે મને પ્રસવ થયો. છોકરી જન્મી પણ તેનું માથું બધું ખવાઇ ગયેલું હતું. ડોકટરે કહ્યું કે, "છેલ્લા થોડા દિવસ બરોબર ખોરાક ન મળ્યાને લીધે તથા ગરમ ખોરાકને લીધે આમ થયું." ધિક્કાર હજો સંસારના આવા દુષ્ટ રિવાજો ઉપર કે જેણે મારી પુત્રીના પ્રાણ લીધા !

મારી કથા કહેવાઇ છે. નછોરી બાળવિધવાને દુનિયામાં શું સુખ હોય ? વરસેક દિવસ તો મારે પિયેર રહી. સાસરેથી કોઇ બોલાવતું નહિ. એક વાર ગઈ ત્યારે ખૂબ ગાળો દઇ લડીને સાસુનણંદે કાઢી મૂકી. ફરીથી મેં જવાની હિંમત કરી નથી. મારું શરીર છેક લેવાઇ ગયું અને ડોકટરે કહ્યું કે, "ક્ષય લાગુ પડયો છે."

પડેસ્તો ! નાની ઉંમરમાં સાસરાના ઘરનું બધું કામ, પૂરુ ખાવાનું નહિ, મૂળથી એકવડો બાંધો, ઉપરાઉપરી બે સુવાવડો અને વળી પાછું વૈધવ્યનું દુઃખ; પછી ક્ષય થાય તેમાં નવાઇ શી? મારું શરીર આમ બગડ્યું; તેથી મારાં એક માશી કાઠિયાવાડમાં હતાં તે મને સમજાવીને એમને ત્યાં લઈગયાં. મારા માસાજી સારે દરજ્જે હતા અને બહુ સમજુ હતા. એમને પણ મારા જેવડીજ છોકરી હતી, પણ તે હજી કુંવારીજ હતી. કાઠિયાવાડની સૂકી હવાથી મને આરામ થયો. અમો બંને બહેનો માટે તેમણે માસ્તર રાખ્યા અને ગુજરાતી તથા સંસ્કૃતનું સારું જ્ઞાન અમને અપાવ્યું. હવે તો હું મારી મેળેજ વાંચીને જ્ઞાન સંપાદન કરું છું. મારી બહેન તો પરણી ગઇ છે અને સુખી છે. એનું સુખ ચિરકાળ ટકો. થોડો વખત તો દુનિયા પરથી મારું મન ઊઠી ગયું હતું. દુનિયાને હું ધિક્કારતી હતી, પણ સારાં માણસોના સહવાસથી અને સારા વાચન પરથી હવે મેં એમ નિશ્ચય કર્યો છે કે, જેવું દુઃખ મને પડ્યું તેવુંજ દુઃખ દેશમાં ઘણાંને પડતું હશે અને તેથી ઘણો અનર્થ થતો હશે; માટે એ અનર્થ દૂર કરવાનો હું પ્રયત્ન કરીશ. બાળલગ્ન બંધ કરવાં, નાની ઉંમરમાં સાસરાંનો તથા સુવાવડનો ત્રાસ ન પડે તેમ કરવું, અઘરણીના કલેશ, રોવાકૂટવાનું અને પાણીઆટા ફાકવાનું બંધ કરવું અને વિધવાઓને જ્ઞાન આપવું; તેઓનો અવતાર એળે ન જવા દેતાં દુનિયામાં તેમને ઉપયોગી કરી સુખી બનાવવી અને ખાસ કરીને સ્ત્રીજાતિનો દરજ્જો સુધારવો. આ બધાં કામ પાછળ હવે હું મંડીશ, એકલી કામ કરીશ અથવા વનિતાવિશ્રામમાં જોડાઇશ, આ વિચારથી મારામાં નવું જીવન આવ્યું છે. આશા છે કે તમે ભાઇઓ આ કામમાં મદદ કરશો.

( 'બ્રહ્મક્ષત્રિય' ત્રૈમાસિકમાંથી )



# ૫૭–સાસુનું ચિત્ર

( મૂળ લેખકઃ–બૈજનાથ સહાય મુખત્યાર )

સમગ્ર જગતમાં બાલક અને બાલિકાઓને તો શિક્ષાની આવશ્યકતા છેજ; પરંતુ ભારતમાં તો કમનસીબે હાલમાં ડોસાડોસીઓને માટે પણ શિક્ષાની આવશ્યકતા છે. આ વાત સત્ય છે કે વૃદ્ધ પોપટો ભણી શકતા નથી; પરંતુ હું ધારું છું કે, પરિશ્રમ કરવામાં આવે તો કેટલીક સાધારણ વાતો તેમને પણ અવશ્ય શીખવી શકાય. આ દેશની સાસુ કહેવડાવનારી મહિલાઓને માટે તેમ કરવાની આવશ્યકતા વિશેષ છે; કેમકે તેઓની દશા અત્યંત શોચનીય છે. તેમની ક્રૂરતા, નિર્દયતા અને અમાનુષી વ્યવહારથી વહુઓનાં સ્વાસ્થ્ય, હૃદય, મસ્તક, ચારિત્ર્ય અને શાંતિ પર જે કઠોર અને ખરાબ અસર થાય છે અને સમાજમાં જે અશાંતિ અને પાપનું સામ્રાજ્ય ફેલાઈ રહ્યું છે, તેનું વર્ણન લખતાં લેખિનીનું મુખ પણ લજ્જાથી કાળું પડી ગયું છે. આ દુષ્ટ સાસુઓના ઘોર અત્યાચારને બિચારી વહુઓ યંત્રની પેઠે સહન કરે છે અને તેથી તે કર્કશાઓ સ્વચ્છંદતાપૂર્વક પોતાનો જોહુકમી દોર ચાલુ રાખે છે.

વહુને વાતવાતમાં ગાળો દેવી; તેની ઉપર જાતજાતનાં નિંદનીય કલંકો લગાડવાં, ચોરી, ચખાર અને ચાડીચૂગલીના અકારણ દોષોથી તેને અપમાનિત કરવી, તેના કોમળ અંગને ઠેકાણે ઠેકાણે લપડાક, ચૂંટી, મુક્કા અને લાકડીથી પ્રહાર કરવા, એ તો જાણે કે તેમનો એક સાધારણ વ્યવહાર અને નિત્યકર્મ થઇ પડ્યું હોય છે; પરંતુ સાંભળીને પથ્થરનું હૃદય પણ પીગળી જાય છે કે, તે રાક્ષસીઓ કોઇ કોઈવાર તો પોતાની નિરાધાર વહુઓને તપાવેલી કડછીતવેથા વડે ડામ પણ દે છે!

જેને ચાર માણસો પણ સહેલાઇથી પહોંચી શકે નહિ, એવાં ઘરનાં સર્વ કામોનો બોજો નિર્દય સાસુઓ બિચારી દુર્બળ વહુઓને માથે નાખે છે અને તે સર્વ કામો યોગ્ય સમય પૂર્વેજ થઇ ગયેલાં જોવા માગે છે. જો એમાં વિલંબ થાય (અને વિલંબ થવો સ્વાભાવિકજ છે ) તો તો પછી પૂછવુંજ શું ? બસ, સાસુજીની ધારેલી મુરાદ

સફળ થઈ ગઇ ! જુલમ કરવાનું બહાનું મળી ચૂકયું ! પછી ઇચ્છામાં આવે તેટલી દુર્દશા બિચારી દીન વહુની કરવાનો તેને પૂર્ણ અધિકાર!

આટઆટલા અત્યાચાર કર્યા છતાં પણ તે ક્રૂર સાસુ એટલું પણ જાણતી નથી કે, તે બિચારી માતાપિતાને તજી દઇ પોતાને આશ્રયે આવેલી અભાગિની માનવકન્યાએ બપોર સુધી મુખ પણ ધોયું છે કે નહિ અને અન્નનો એકાદ કણ તેના ઉદરમાં ગયો છે કે હજી સુધી તેણે પૂરી એકાદશીજ કરી છે !

જુઓ ! શિયાળાની કડકડતી ટાઢવાળી રાત્રિમાં પવનના ઠારી નાખનારા સપાટાઓ વચ્ચે પણ બાર વાગ્યા સુધી એક પાતળો સાલ્લો પહેરી, ખુલ્લા આંગણામાં ટાઢથી થરથરતી એક રમણી ઠંડાગાર પાણીથી વાસણ ધૂએ છે અને વારંવાર સુસકારા ભરે છે તથા દાંત કકડાવે છે. આ શીત ઋતુમાં આવે વખતે પણ આ યુવતીને અતિ નિર્દયતાપૂર્વક કોણ દુઃખ દઇ રહ્યું છે ? શું એ કામ સૂર્યોદય થયા પછી ન થઈ શકત ? પરતું સાસુજીના ક્રૂર મનને એવો અમલ ચલાવ્યા વિના સંતોષ શી રીતે થાય ? એ મહાકાળી-મહાચંડીજ એ રાક્ષસી જુલમ માટે જવાબદાર છે.

ગ્રીષ્મઋતુમાં બપોરના સમયે ધુમાડાથી ભરેલી એક બારી-વાળી સાંકડી ઓરડીમાં એક યુવતી કલાકો થયાં રસોઈ કરી રહી છે. તેનું સમગ્ર અંગ અને સર્વ વસ્ત્રો પરસેવાથી તરબોળ થઈ ગયાં છે, આંખોથી સ્પષ્ટ જોઇ પણ શકાતું નથી. ધુમાડાથી તેનું મગજ ભરાઇ ગયું છે. એક ડઝન કરતાં પણ અધિક માણસોની રોટલી બનાવ-વાની છે; પરંતુ સહાયતાને માટે એક આદમી તો શું પરંતુ એક બિલાડી પણ તેની તરફ ઝાંખીને જોતી નથી. વિચાર કરો, આ અનાથ મહિલાને આ યમયાતનામાં નાખી કોણ પાપની ગાંસડી બાંધી રહ્યું છે ? પેલાં સાસુમાજ !

એક ક્ષીણ શરીરવાળી અબળા કે જેની આંખો સૂજેલી છે, જેના શરીર પર હાથ મૂકતાં હાથ બળવા લાગે છે, જેનું માથું પી-ડાથી ફાટી જાય છે તે હમણાંજ ઘરનું આંગણું વાળી રહીને રસો-ડામાં ગઇ છે. એઠાં વાસણો આંગણામાં કાઢી છાણમાટીથી રસોડું લીંપી આંગણામાં આવી છે. તે વાસણ માંજતી જાય છે અને ક્ષણે ક્ષણે તાવની પીડાથી મૂંઝાતી જાય છે. એક પાડોશણ આવીને આશ્ચર્યથી પૂછે છેઃ “ અરે, આને શું થયું છે ? આ તો માંદી

છે! તાવથી એનું શરીર બળી રહ્યું છે અને એ કામ શી રીતે કરે છે?" એક બીજી મહિલા ઉત્તર આપે છે: "એને શું થયું છે? તમે એનાં પાખંડ જાણતાં નથી. કામ ન કરવું પડે તેટલા માટે આજે કેટલાંક અઠવાડિયાં થયાં એ પાખંડ કરી રહી છે. એ ડૉકટર બોલાવવા માંગે છે અને પુરુષોને પોતાની બીમારીના સમાચાર સંભળાવવાને ઉત્સુક છે. બહેન! એ પોતાના બાપને ઘણી વહાલી છે, એ છબિલી છે, એ રાણી બનવા માગે છે, પણ હું એને રાણી બનવામાં કેવી મજા પડે છે તે દેખાડી આપીશ!" પાઠકો! તમે એ ઉત્તર આપનારી મહિલાને ઓળખી? એ પણ પેલી સાસુના નામથી ઓળખાતી મહાકાલિકાજ છે.

પ્રાતઃકાળથી અર્ધી રાત્રિ સુધી મહેનત કરી થાકી લોથ બની જઈને એક અબળા બેશુદ્ધ બનીને સૂઈ રહી છે. હજી એક પહોર રાત્રિ બાકી છે, એટલામાંજ એકાએક તેના મગજ ઉપર શબ્દરૂપી વીજળીનો ગડગડાટ સંભળાય છે: "રાજરાણી! હજીએ ઊંઘ ઊડી નથી? પોહ ફાટવાનો વખત થયો તોય હજી ખાટલો છોડવાનું મન થતું નથી? બાપને કહેવું હતું ને કે, મને રાજાને ત્યાં પરણાવો કે જેથી હું દશ વાગ્યા સુધી ખાટલા પર પડી પડી પાસાં બદલ્યા કરું. ઘરમાં બધું કામ તો જયાંનું ત્યાં પડયું છે અને અભાગણી હજી સુધી ઊંઘ્યાજ કરે છે!" વાચકો! તમે સમજી ગયાજ હશો કે, આ વજ્રપાત કરનારી સ્ત્રી પણ પેલી યમરાણી સાસુજ છે.

હોળીના તહેવારને બે દિવસ બાકી છે. એક યુવતીએ કેટલાક મહિનાથી એક સાડી રંગાવી યત્નપૂર્વક સંભાળી રાખી છે અને "તહેવારને દિવસે પહેરીશ." એવો વિચાર કરી આનંદ પામે છે. એક પ્રસંગે એક વૃદ્ધ સ્ત્રીને તે સાડી બતાવીને ઉત્સાહપૂર્વક કહે છે કે, "માજી! આ સાડી મેં હોળીને દિવસે પહેરવા માટે રાખી મૂકી છે." તે વૃદ્ધ મહિલા કહે છે: "વાહ, મોટી પહેરનારી આવી! એ સાડી તો કાલે લલિતાને ઘેર જશે. જૂની સાડી ધોવરાવી રાખી છે; ફાવે તો તેને ગુલાબી રંગથી રંગીને પહેર અને નહિ તો નાગી ફર, મોટા બાપની છોકરી ના જોઈ હોય તો! બાપને ઘેરથી મંગાવીને કેમ પહેરતી નથી?" પાઠક બંધુઓ અને બહેનો! તમને કાંઈ સંશય તો નથીને કે એ વૃદ્ધ ચુડેલ પણ પેલી ભારતગૌરવનાશિની મહિષાસુરી સાસુજ છે?

હાય! આવા ઘોર અત્યાચારોને લીધે કેટલી બધી વહુઓ સ્વર્ગલોકમાં ચાલી જાય છે; પરંતુ આ પાપપરાયણ, દયાશૂન્ય

સાસુઓને કિંચિત્ પણ દયા આવતી નથી. મેં મારી આંખે એક એવી ઘટના જોઇ છે કે, જેનું સ્મરણ અઢાર વર્ષ પછી કરતાં પણ આજે મારું હૃદય છિન્નભિન્ન થઈ જાય છે.

મારા મહોલ્લામાં એક ભોઇ હતો. તેને એક વૃદ્ધ માતા, એક બહેન અને એક પત્ની હતાં. ઉપર જેનો થોડોક મહિમા હું વર્ણવી ગયો છું, તેજ વર્ગની ડોસી પણ હતી. બિચારો ભોઈ અતિ સરલ હૃદયનો માણસ હતો. તેની પત્ની તેવીજ સહનશીલ અને સદાચારી હતી; પરંતુ માતા અને પુત્રી કર્કશાઓની સરદાર હતી. તેમણે મહોલ્લાનાં પાંચછ ઘરોનો ચોકો કરવો, વાસણ માંજવાં અને પાણી ભરવું એટલાં કામો કરવાનું માથે રાખ્યું હતું; પણ માદીકરી તો ઘરમાંજ બેસી રહેતી હતી અને બહારનું એ સર્વ કામ પેલી બિચારી વહુને માથેજ પડતું હતું. આમ છતાં માદીકરી કદી પ્રસન્નચિત્તથી વહુની સાથે વાત કરતાં નહોતાં. અલબત્ત, કાંઇ ને કાંઇ બહાનું કાઢીને મારપીટનો રોજ પ્રયોગ જારી રહેતો અને વહુને કોઈ દિવસ પેટ ભરીને અન્ન પણ મળતું નહોતું. તેને પેટે બે બાળક જન્મ્યાં, તે બન્ને મરી ગયાં હતાં. મરી જાય તેમાં આશ્ચર્ય પણ શું ? કારણ કે પ્રથમ તો આહાર કમી હોવાથી તે બિચારીને જોઇએ તેટલું દૂધ આવતું નહિ અને આખો દિવસ કામધંધો કરવો પડતો, તેથી તેને વખતસર ધવરાવવાની તક પણ મળતી નહોતી. જ્યારે તેને બીજું બાળક જન્મ્યું, ત્યારે તે માદીકરીએ સુવાવડના દુઃખમાં તેને જરા પણ સહાય કરી નહિ અને તેનો સત્કાર કરવાની વાત તો દૂર રહી; પરંતુ સુવાવડમાં તેને પેટપૂરતું અન્ન પણ પૂરું પાડ્યું નહિ ! તેની શારીરિક શક્તિ સર્વથા નષ્ટ થઈ ગઇ અને સુવાવડને દસ દિવસ પણ વીત્યા નહિ, એટલામાંજ તે દુષ્ટાઓએ તેના મસ્તક પર પાણીનું બેડું ચડાવી દઇ ઘેરઘેર પાણી ભરાવવા માંડ્યું તથા બીજાં કામ કરાવવા માંડ્યાં. પંદર દિવસમાંજ બાળક મરી ગયું અને એક મહિના પછી તે બાઇ ખાટલે પડી. અગિયાર દિવસ માંદી રહી ને તે પણ મૃત્યુની સહાયથી આ ઘોર આપત્તિમાંથી મુક્ત થઈ સ્વર્ગે ચાલી ગઇ !

કેટલાક દિવસ પછી તે ભોઇએ બીજી સ્ત્રી કરી. આ સમયની સ્ત્રી બે જીવતા પતિઓથી છૂટાછેડા કરીને આવી હતી. આ સ્ત્રી વહુ નહોતી, પરંતુ સાસુજીની પણ કાકી હતી. સાસુ એક ડિગ્રી હતી તો તે નવ ડિગ્રી હતી. તેણે ઘરમાં પગ મૂકતાંજ

સાસુજીના બાલ ઉખેડવા માંડ્યા. પ્રથમ તો સાસુજીએ કુશળતાથી પોતાની જૂની કળા દેખાડવા માંડી; પરંતુ સાપને ઘેર સાપ જાય તો મોઢું ચાટીને પાછો આવે, તેમ તેની બધી કળા દબાઇ ગઈ. વહુએ એક ગાળને બદલે દસ ગાળ અને એક લપડાકને બદલે બે લપડાક ચોડવા માંડી; એટલે પછી સાસુજીનો વિજય શી રીતે થાય ? અંતે તે થાકી, હારીને બેઠી. પછી તો વહુએ બધોજ ઘરવ્યવહાર પોતાના હાથમાં લઈ લીધો અને સાસુજીને દાણા-ઘણાને માટે તલસાવવા લાગી. અંતે તેને દૂર કરી પોતે જુદુંજ ઘર-વસાવ્યું. ભોઇ અતિ સરળ હૃદયનો માણસ હોવાથી જોરાવરને વશ થઇ જતો; જેથી તે પણ સ્ત્રીને વશ થઇ ગયો. હવે તો સાસુને આખો દિવસ હાડકાં રગડે ત્યારેજ ખાવાનું મળતું અને નહિ તો ઉપવાસ કરવો પડતો ! મેં તે ડોશીને એક દિવસ તે મહોલ્લાની એક માળણ આગળ રોતાંરોતાં એમ કહેતી મારા કાનથી સાંભળી હતી કે, "દીકરી ! એમાં કોઇનો વાંક નથી. મેં પહેલાં લક્ષ્મીનો અનાદર કર્યો તેનુંજ આ ફળ ભોગવું છું."

પાઠક ! વિચાર કરો કે, જે દેશનાં હજારો ઘરોમાં આ પ્રકારનું પાપ થઈ રહ્યું છે; જે દેશમાં નિર્દયતા, નિષ્ઠુરતા અને કરાલ ક્રૂરતાની ભયાનક ધ્વજા આ પ્રકારે ફરકી છે; જે દેશમાં અન્યાય, સ્વાર્થપરાયણતા અને અત્યાચારના કાળા રંગથી ગૃહો રંગાયેલાં છે, તે દેશમાં અવનતિ, દુર્ગતિ, કષ્ટ, કલેશ અને નારકી-જીવનનાં બીજાં કારણ ખોળી કાઢવાની શી જરૂર છે ? હે દેશની સાસુ કહેવડાનારી સ્ત્રીઓ ! દયા કરો; હવે વહુઓનું સર્વ નાશ કરનારી તમારી ક્રૂરતાને સંકોચી લો અને તેને ઠેકાણે દયા, ક્ષમા તથા શાંતિને સ્થાન આપો. વહુવારુને ત્રાસથી નહિ પણ પ્રેમ અને સહાનુભૂતિ વડે વશ કરવા ઇચ્છો અને તેમનાં સુખસગ-વડનો પણ વિચાર કરી તેમની સાથે વર્તો. તે માબાપવિખૂટી અસહાય કન્યાઓને પણ તમારી પુત્રીજ સમજો અને પછી જુઓ કે, તમારો અને તેનો ગૃહસ્થાશ્રમ કેવો શાંતિદાયક અને આનંદદાયક બને છે ! અત્યાર સુધીમાં તમારાં ક્રૂર આચરણોથી ભારતનું ઘણું અહિત થઈ ચૂક્યું છે. હવે એ ખરાબ ગુણ તજી દઇ આ કલેશ દૂર કરો; એક દિવસ તમારે પણ પરમાત્માને મુખ બતાવવું છે, એ વાત સદાય ધ્યાનમાં રાખો.

---



# ૫૮–નાની વહુની કુંભયાત્રા

( ૧ )

બ્રાહ્મણોથી વસાયેલા રાજનગરના એક મહોલ્લામાં ગૌરીશંકર ગોરનું મકાન છે. ગોર મહારાજ એક યજમાનનું અગિયારમું સરાવવા નદીએ ગયા છે. ગોરાણી નાહીધોઇને સોળું પહેરીને દેવસેવાની ઓરડીમાં બેઠાં છે. નાનાં નાનાં પૌત્રપૌત્રીઓ ચોકમાં રમી રહ્યાં છે. ઘડીકમાં હસે છે, ખેલે છે અને ઘડીકમાં રમકડાંને માટે લડી પડે છે. ગોરાણી ઠાકોરજીને સ્નાન કરાવતાં જાય છે અને આ છોકરાંઓના ઝઘડા પણ પતાવતાં જાય છે. વળી "એમને આવવાનો વખત થયો છે હો" એમ કહીને મોટી વહુને રસોઇની તાકીદ પણ કરતાં રહે છે.

રસોડામાં મોટી વહુ રસોઇ કરી રહી છે. નાની વહુ તેની પાસે બેસીને થાળીમાં ચોખા વીણી રહી છે. દેરાણીજેઠાણીનાં કામની સાથે વાતોનાં ગપ્પાં પણ ખૂબ ઊડી રહ્યાં છે. નાની વહુ બોલી: "ભાભી! આ સાલ તો કુંભનો મોટો મેળો ભરાશે. ચાલોને આપણે પણ ત્યાં નાહી આવીએ. આ લાગ ગયો તો પછી બાર વરસે કુંભ આવશે; ત્યાંસુધી કોણ જાણે કોણ જીવ્યું ને કોણ મર્યું! મરી ગયાં તો મનના મનોરથ મનમાંજ રહેવાના."

મોટી વહુએ નિઃશ્વાસ નાખી કહ્યું: "બહેન! આપણાં એવાં નસીબ ક્યાંથી? ત્યાં તે આપણને કોણ લઈ જાય? વળી સાંભળવા પ્રમાણે ત્યાં આ વખતે લાખો માણસોની ભીડ થશે, ત્યાં આપણું શું ગજું? આટલી ભીડમાં જવાઆવવાનો આપણો ધર્મ નહિ."

"લો આ તો તમેજ વાત તોડી પાડવા માંડી. તમેજ આમ કહો તો પછી એમની તો વાતજ શી? જાત્રા કરવા જવું તે જરા દબાવીને મારા જેઠને કહેશો તો એ કાંઇ થોડી ના કહેવાના છે? અને પછી જ્યાં એમણે કહ્યું, એટલે બાપુથી એમનો બોલ ઉથાપાય એમ થોડું છે? મારું મન તો કહે છે કે, બાપુ આપણને બધાંને આ

વખતે જરૂર કુંભમાં લઇ જશે. ક્યાં કોઇના લગ્નવિવાહમાં જવું છે કે નોતરાંની વાટ જોઇએ! તમે વળી ભીડથી બહુ બીઓ છો; પણ જાત્રામાં તો ભીડ હોયસ્તો. તે દિવસે આપણે ડાકોરજી ગયાં હતાં, ત્યાં રણછોડરાયજીના મંદિરમાં ક્યાં ઓછી ભીડ હતી? અને એની કયાં વાત કરો છો? આપણે રોજ દ્વારકાનાથજીનાં દર્શન કરવા જઇએ છીએ, ત્યાંજ રાજભોગનાં દર્શન વખતે કેટલી બધી ભીડ થાય છે? તીર્થ તો બધાં એવાં ને એવાંજ હોય. એ તો બે ધક્કા ખાતાં જઇએ, બે ધક્કા મારતાં જઇએ અને હોંશે હોંશે બે ડૂબકી મારતાં આવીએ!"

દેરાણીની દલીલોથી બિચારી મોટી વહુએ લાચાર બની જઇને કહ્યું: "ઠીક બા! તું કહે એ ખરું–પણ તું એક વાર મારા દિયેરને બધું સમજાવીને જવાને તૈયાર કરને; એટલે બેડો પાર! જાય ત્યારે મને પણ તેડતી જજે. લે, હવે હું તો દાળ વઘારું છું. આ તારી વાતોમાં ને વાતોમાં દાળમાં મીઠું નાખ્યું કે નહિ તે પણ હું તો ભૂલી ગઈ છું."

એટલામાં માલણ ફૂલ આપવા આવી. દેરાણીજેઠાણીની વાતો થોડીક છાનીમાની સાંભળ્યા પછી તે મોટે ઘાંટે બોલી ઊઠી: "કેમ વહુ! શી સલાહ કરી રહ્યાં છો? પ્રયાગજી નાહવા જશો કે? મને પણ સાથે લઇ જજો હો કે!" નાની વહુ આથી ચિડાઇ જઇને બોલી: "મર, રાં–આટલો ઘાંટો શેનો પાડે છે? ગળે સિંદૂર દેને!"

માલણ જરા ઘૂરકિયું કરી બોલી: "આ નાની વહુનો તો મિજાજજ કાંઈ ઓર છે. એમાં તે મેં શું ખોટું કહ્યું કે આટલું ચિડાઈ ગયાં? કહ્યું કે, તમે બધાં જાઓ તો મને પણ સાથે લેતાં જજો."

મોટી વહુ બોલી: "તુંએ ગાંડી થઇ છે તો. 'ગામમાં પેસવાના સાંસા ને પટેલને ઘેર ઊનાં પાણી?' કોણ જાય છે ને કોણ આવે છે? જઇશું ત્યારે થઇ પડશે; જા, કાલથી ફૂલ વહેલાં આપી જજે, બા ક્યારનાંએ ફૂલ વગર બેસી રહ્યાં હતાં."

માલણ તો ચાલી ગઈ; પણ નાની વહુના મનમાં તો એવો ખળભળાટ ઊઠ્યો કે જાણે સમુદ્રની લહેરો! કાલે એ પોતાની ફોઇને ત્યાં ગઇ હતી, ત્યાં ખબર પડી કે, એની ફોઈ અને એમની પોળનાં બધાંનો સંઘ પ્રયાગના મેળામાં જવાનો છે. હવે એના જીવને ચેન પડયું નહિ. એનો જીવ તલપાપડ થવા લાગ્યો. "કેમ કરીને મારે જવાનું ઠરે તો ઠીક; પણ એમને સમજાવીશ ને એમણે ન માન્યું તો? એમના મોંમાંથી ના નીકળી તો હા થવી મુશ્કેલ છે; પછી તો

બાર વર્ષ સુધી કુંભનો મેળો નહિ આવે!" વગેરે વિચારો એના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા; પણ એને સૌથી મોટી ચિંતા તો એ હતી કે, ફોઇની છોકરી તથા છોકરાની વહુ કુંભના મેળામાં જઈ આવીને ત્યાંની નવી નવી વાતો કરશે, ત્યારે પોતાને મૂંગે મોંએ બેસી રહેવું પડશે.

(૨)

અમાવાસ્યાને બેચાર દિવસનીજ વાર છે. નાની વહુને કુંભના મેળામાં નાહવા સિવાય બીજા કોઈ વિચાર આવતા નથી. ખોળામાં એક વર્ષનું બાળક છે. તે બિચારાને વખતસર ધાવણ પણ મળતું નથી; તો પછી એને નવરાવવા-ધોવરાવવાની તો વાતજ શી? એ બધાં કર્તવ્યોને કોરાણે રાખીને વહુજી આજ સાસુજીની પાસે બેસીને ઠાવકે મોંએ કહેવા લાગ્યાં: "લાવો બા, આજે તમારા પગ ચાંપું, આ ટાઢના માર્યા પગ બહુ ફાટી ગયા છે તો તેલ ચોળું." સાસુજી મનમાં આશ્ચર્ય સાથે કહેવા લાગ્યાં કે, "આજે વહુમાં આટલી બધી ભક્તિ ક્યાંથી ઊભરાઇ આવી? આજ સૂરજ પશ્ચિમમાં તો નથી ઊગ્યો? આટલા દહાડા તો મારો ભાવ પણ નહોતો પુછાતો, ઊલટું હું કામ બતાવતી તોપણ બહાનું બતાવી ચાલી જતી હતી; આજ આ શું? વારુ, એ પણ ઠીક છે. પગચંપી કરાવવાનો આ લાગ પણ ખોવો ન જોઇએ." આમ વિચારીને તે પ્રત્યક્ષ બોલ્યાં: "હા બેટા! તમને ક્યાં ફુરસદ હોય છે કે પગ ચોળાવીએ?" આમ કહીને પગ લાંબા કરીને ગોરાણી તો બેસી ગયાં. નાની વહુ પગે તેલ ચોળવા લાગી. પેલી તરફ છોકરો રોવા લાગ્યો. સાસુએ કહ્યું: "હવે રહેવા દે; જા, છોકરાને છાનો રાખ. પછી પગ ચોળજે." પણ વહુએ તે ન સાંભળ્યું. તે તો પગ ચોળતીજ રહી. આડીઅવળી વાતો કરીને કહેવા લાગી: "કેમ, બા! તમે કોઈ દિવસ કુંભની યાત્રા કરેલી કે નહિ?"

"ના રે બેટા! કેવું નાહવું અને કેવું ધોવું! તારા સસરાને એ બધું પસંદજ નથી. એ તો કહે છે કે, 'મન ચંગા તો કથરોટમાં ગંગા. ઘરમાં બેસીને રામ રામ કર્યા કરો.' એક વાર મહામુશ્કેલીએ ભાભીજી સાથે પ્રયાગરાજ ગઇ હતી; તે પણ કુંભના મેળામાં નહિ હોં કે!"

"ચાલો ત્યારે આ વખત તમે નાહી આવો અને અમને પણ નવડાવી આવો."

"અરે બેટા! આપણુને કોણુ લઇ જાય? તારા સસરાજીને તો દમ ઊપડે છે. તે આવી ટાઢમાં બહાર નીકળે પણુ નહિ. આ મારો મોટો તો આજકાલ કલેકટર સાહેબની સાથે સવારીમાં છે અને અહીં હોય તોપણુ એને આ દહાડામાં કયાં રજા મળે છે? હવે રહ્યો નાનો; તે તો અંગ્રેજી ભણીને નાસ્તિક થઈ ગયો છે. રાત-દિવસ દેવતા ને પિતરાઇઓને ગાળો ભાંડે છે."

એટલામાં ગોરમહારાજ છોકરાની છોકરીનો હાથ પકડીને આવી પહોંચ્યા અને હસીને બોલ્યાઃ "જો, તારી કેટલી સેવા થાય છે; આટલું છતાં પણુ તું રોજ કહ્યા કરે છે કે, 'મારા હાથપગની ખબર લેનાર કોઇ નથી.'"

ગોરાણી બોલ્યાંઃ "અરે સાંભળ્યું નહિ? આ નાની વહુ પ્રયાગરાજ જવા કહે છે."

"પ્રયાગરાજ! કુંભના મેળામાં!! રામ! રામ! ત્યાં આટલી ભીડમાં જવાનો વહુબેટીનો ધર્મ નથી."

સસરાને મોંએથી એવી વાત સાંભળીને નાની વહુ મનમાં ને મનમાંજ શરમાઇ ગઇ અને ઝટ ત્યાંથી ઊઠીને કામકાજ આટોપી લઇને પોતાની મેડીમાં જઇને બેઠી. ત્યાં આગળ પતિ સાથે શી વાત થઈ તે તો અમને ખબર નથી; પણુ તેની બહેનપણી સાથે એને જે વાત થઈ તે ઉપરથી એટલું તો જણાયું કે, આખરે તેના પતિએ ચિડાઈ જઇને કહ્યું હતું કે, "કુંભ કુંભ કરીને તો તું મારો જીવ ખાઈ ગઇ. કોણુ જાણે કયાંથીએ તારા શરીરમાં કુંભકર્ણનું ભૂત ભરાયું છે. જવું હોય તો જા, તારા ભાઇની સાથે ચાલી જા. ત્યાં છોકરાને લઇ જઇને ટાઢમાં મારવું હોય તો મારી નાખો!" "પેલો છોકરો તો તમારે ત્યાંજ હતો ને! એને હું કયાં સાથે લઈ ગઈ હતી? ખરી વાત તો એ છે કે, તૂટી તેની બુટ્ટી નથી."

નાની વહુએ પોતાની ફોઇના છોકરા પાસે પણુ ઘણી વિનતિ કરાવી, એટલે આખરે ગોરમહારાજને તેને પ્રયાગ મોકલવાનું કબૂલ કરવું પડ્યું. હવે તેનો હર્ષ સમાયો નહિ. ઝટપટ થોડુંઘણું ભાથું કરી ગાંસડીપોટલી બાંધી જવા માટે તૈયાર થઈ ગઇ. તેની ફોઇનો છોકરો તેડવા આવ્યો. નાની વહુ બધાંને મળવા ગઇ. મોટી વહુ બોલીઃ "લે, તું તો પુણ્ય કરવા ચાલી અને હું તો અહીં ને અહીંજ રહી. હશે બા, જા હોંશિયારીથી જજે અને સાજીસમી બધાંની સાથે પાછી આવજે." ગોરાણી બબુડાને

કેડમાં રમાડતાં હતાં, તેને નાની વહુના ભાઇના હાથમાં મૂકીને કહેવા લાગ્યાં કે, "જો ભાઈ! હું તમારે ભરોસે વહુને જવા દઉં છું. એના સસરા તો ના ને નાજ કહેતા હતા, પણ આ તો મેં કહ્યું કે, ઠીક, વહુને બિચારીને તીર્થ કરવાની આટલી બધી મરજી છે તો આપણે શું કામ આડે આવીએ? આ મારો સાત વાંઝિયાપાડનો બબુડો પણ એ મશે પ્રયાગરાજનાં દર્શન કરી આવશે; પણ જો એને જીવની પેઠે સાચવજો. એને જરાએ અડ-ચણ ન પડે, એ પહેલું જાળવજો."

"તમે એ વાતમાં બેફિકર રહેજો. કોઈ વાતની ચિંતા ન કરશો. બધાંને સાચવીને લઇ જઇશ. મારા ઘરમાંથી પણ બધાં જાય છે. પ્રયાગરાજની કૃપાથી અને આપ જેવાં વૃદ્ધોના આશીર્વાદથી અમે બધાં રાજીખુશીથી પાછાં આવીને તમારા ચરણમાં પડીશું."

નાની વહુ જઇને ગાડીમાં બેઠી. ગોરાણીએ જતે જતે બબુડાને પ્રેમપૂર્વક ચુંબન કર્યું. બાળક પૌત્રથી જુદા પડતાં તેમનું હૃદય ભરાઈ આવ્યું અને કરુણાર્દ્ર સ્વરે બોલ્યાં: "જે દિવસથી એ બબુડા જન્મ્યો છે ત્યારથી મારી કેડેથી નીચે નથી ઊતર્યો. અત્યાર સુધી મેં એને મારી આંખ આગળથી ખસેડ્યો નથી. જોજે વહુ, ખબર-દાર રહેજે, હોશિયારીથી જજે."

નાની વહુ તો ગઈ અને અધીરી માલણ તો મોં તાકતીજ રહી ગઈ. એ રાત તો નાની વહુ પોતાની ફોઈને ઘેરજ રહી. બીજે દિ-વસે બધો સંઘ સ્ટેશન તરફ રવાના થયો.

(૩)

અમદાવાદ સ્ટેશનના રજપૂતાના રેલવે તરફના મુસાફરખાના-માં આજે મુસાફરોની ઘણી ભીડ છે. ચારે તરફ જ્યાં નજર નાખો ત્યાં માણસોજ દૃષ્ટિગોચર થાય છે. જ્યાં જુઓ ત્યાં ગાંસડાંપોટલાં અને સરસામાનનો ઢગલો પડ્યો છે. ઘંટ વાગ્યો અને ઝાંપો ઊઘ-ડતાંની સાથેજ મુસાફરો ધક્કામુક્કી કરતા સ્ટેશનની અંદર પેઠા અને તૈયાર ઊભેલી ગાડીમાં બેસી ગયા. નાની વહુનો ભાઈ રામેશ્વર પણ ઘણી સંભાળથી બધાંને ઝાંપામાંથી કાઢીને ગાડીમાં બેઠો. એમની સાથે એમનાજ એક પાડોશી મોદકભક્ત બ્રહ્મદેવ હતા, તેમણે પણ પોતાનાં ગાંસડાંપોટલાં ઉતાવળે ઉતાવળે ગાડીમાં મૂક્યાં અને પોતે એક ખૂણામાં પલાંઠી વાળીને બિરાજી ગયા. ગાડી ઊપડવાને થોડો વિલંબ છે. રામેશ્વર બબુને લઇને સ્ટેશનના

પ્લેટફોર્મ ઉપર આમતેમ ફરી રહ્યો હતો, એટલામાં તેના બાપને દોડતા દોડતા સ્ટેશન ઉપર આવતા જોઈને રામેશ્વર બોલી ઊઠ્યોઃ " અહો શંભુરામ! તમે ક્યાંથી આવી પહોંચ્યા ? "

" બબુ તમારી સાથે આવ્યો તે વખતે હું બહાર ગયો હતો. ઘેર આવ્યા પછી ખબર મળી કે, બધાં તમારે ત્યાં ગયાં છે અને કાલ સવારની ગાડીમાં પ્રયાગ જવાનાં છે; એટલે આજ ઊઠતાં-વારજ સ્ટેશન ઉપર આવ્યો છું. "

બબુ તો પિતાને જોઈને ઘણોજ ખુશી થઈ ગયો. ખુશીનો માર્યો એ તો જઈને પિતાને ગળે વળગી પડ્યો. એટલામાં ગાડી ઊપડવાનો ઘંટ થયો. શંભુએ પત્નીના તરફ દૃષ્ટિ રાખીને રામેશ્વરને પૂછ્યું: " કેમ તમે બધાં ઠીક બેસી ગયાં ને ? ઠીક ત્યારે જય, જય. જા, બબુ ! તું પણ તારા મામાની પાસે જા. "

પણ બબુએ પિતાને છોડ્યા નહિ. એણે ઘણા જોરથી રોવાનું શરૂ કર્યું. રામેશ્વર હસીને બોલ્યો: " તમને આજ ગભરાયલા ગભરાયલા સ્ટેશન ઉપર આવતા જોઈને મને તો એમ લાગ્યું કે, જાણે કોઈ ચોરને પકડવા તમે આવી રહ્યા છો. આખરે તમે ઝઘડો ઊભો કરીજ દીધો. આવ ભાઈ, બબુ, મારી પાસે આવ. એમને જવા દે, ચાલ તને પેંડા ખવરાવું. "

પિતાપુત્ર પરસ્પર એકબીજાની તરફ સ્નેહદૃષ્ટિથી જોઈજ રહ્યા હતા, એવામાં રેલગાડીએ સીટી વગાડી. ગાડી ચાલવા લાગી; એટલે પેલા લાડુભટ્ટ શંભુરામને મોટે અવાજે કહેવા લાગ્યા: "ભાઈ ! ઉતાવળમાં હું રામેશ્વરને ત્યાં એક પોટલીમાં બરફી તથા પડિયામાં દહીં ભૂલી ગયો છું, તે જરા મંગાવી લઈને મારી ડોશીને પહોંચાડાવી દેજો; નહિ તો ખરાબ થઈને કમજરે જશે. ભૂલતા નહિ હો કે ! "

આગ ખાતી, પાણી પીતી, ધુમાડો ફેંકતી રેલગાડી સડસડ કરતી ચાલી ગઈ અને આ સંસારની અનિત્યતાનું સજીવ દૃષ્ટાંત બતાવતી ગઈ. જ્યાં થોડીજ વાર પહેલાં આટલો કોલાહલ મચી રહ્યો હતો, તેજ પ્લેટફોર્મ હવે બિલકુલ સૂમસામ થઈ ગયું.

નાની વહુ તો ઠંડે કલેજે ગાડીમાં બેસીને પોતાની ફોઈની છોકરી સાથે વાતો કરવા લાગી: " બહેન! બધાં તો કહેતાં હતાં ને કે રેલમાં ઘણીજ ભીડ હશે, બેસવાની જગ્યાએ નહિ મળે; પણ એ બધું જૂઠું. મને મોકલવી નહિ એટલે એ બધાં બહાનાં. મારી

સાસુ દેખીતી તો બહુ ભોળી લાગે છે, પણ એનાં મૂળ બહુ ઊંડાં છે. એની આખી જિંદગી તો તાળાંકૂંચી સંભાળવામાં અને જેઠાણીની ચૂલો ફૂંકવામાં જવાની છે. ન તો એમનાથી કોઈ દિવસ તીર્થ, વ્રત કે પુણ્યદાન થાય કે નહિ બીજા કોઇને કરવા દેવાય. ધર્મના કામમાં તો એ બેનું ચિત્તજ ચોટતું નથી.” તેની આ કૂથલીમાં કાંઇ પણ રસ ન પડવા છતાં તેની બહેન હાએ હા કરતી ગઇ.

(૪)

આજે અમાવાસ્યાનો દિવસ છે. આજ પ્રયાગરાજમાં ત્રિવેણીતટ ઉપર વાલુકાએ જાણે સજીવતા પ્રાપ્ત કરી છે. રેતીના પ્રત્યેક કણનું આજે મનુષ્યદેહમાં રૂપાંતર થયું હોય એમ લાગે છે. નદીને કાંઠે સેંકડો દુકાનો મંડાઈછે. વેચનાર અને ખરીદનારના કલરવથી કાન બહેરા થઈ જાય છે. એક તરફ સાધુઓની કુટિરો બાંધવામાં આવી છે; અનેક સાધુ–બાવાઓ નાના નાના તંબૂઓ, રાવટીઓ કે મોટી છત્રીઓ ઠોકીને ધૂણી તાપતા બેઠા છે. પ્રયાગ ભારતવર્ષમાં તીર્થરાજના નામથી ઓળખાય છે. કહેવાય છે કે, ઓરમાન માના પ્રપંચથી પીડા પામીને, ભાર્યા સીતા અને બંધુ લક્ષ્મણજી સાથે મર્યાદા પુરુષોત્તમ શ્રીરામચંદ્રજી વનવાસે નીકળ્યા હતા, ત્યારે તેમના પવિત્ર ચરણો આ તીર્થમાં પણ પડ્યા હતા. ભારતવર્ષમાં સાધુસંતોના જેટલા સંપ્રદાય છે તેટલા બધા આ પૂર્ણકુંભને પ્રસંગે પ્રયાગરાજમાં એકત્રિત થાય છે.

ધન્ય હિંદુજાતિ! તારા ધર્મવિશ્વાસને ધન્ય છે! ભરશિયાળામાં જે સમયે લોકો પથારીમાંથી ઊઠવાનું કે રજાઈ અથવા બનૂસમાંથી મોં પણ ઊંચું કરવાનું સાહસ ન કરે તેવે સમયે બ્રાહ્મમુહૂર્તમાં, બરફ જેવા શીતળ જળમાં લાખો હિંદુઓ જરા પણ શરદી લાગી જવાની કે ન્યુમોનિયાની બીક રાખ્યા વગર, પ્રસન્ન વદને સ્નાન કરે છે. ધન્ય હિંદુઓ! ધન્ય! આ વખતે તમારી પાસે બીજું કાંઈજ રહ્યું નથી. ફક્ત એક ધર્મબળ છે. ઈશ્વર તમારા એ ધર્મબળને કાયમ રાખે અને તમારા વિચારોનેવધારે ઉન્નત બનાવી, તમારાં હૃદયોને વધારે ઉદાર અને વિશાળ બનાવીને એજ ધર્મબળદ્વારા દેશની વધારે સંગીન સેવા તમારે હાથે કરાવે!!

આજ અહીં ધનવાન કે ગરીબનો ભેદ નથી. લક્ષાધિપતિ શેઠો, ભૂમિના અધિપતિ રાજા, મહારાજા અને જાગીરદારો, સત્તાધારી અમલદારો અને લંગોટધારી ભિક્ષુકો એકજ આરે સ્નાન

કરી રહ્યાં છે. એમનામાં અત્યારે કોઈ જાતનો ભેદભાવ દૃષ્ટિગોચર થતો નથી. ગંગા, યમુના અને સરસ્વતી એ ત્રણે સરિતાઓ આ સ્થળે એકત્ર મળીને બહેનોના પરસ્પર મિલનથી થતા આનંદનો ભાસ કરાવે છે. આજે હિંદુધર્મના સઘળા સંપ્રદાયના લોકો, એ પુણ્યસ્થાનમાં સ્નાન કરીને સમાન આનંદ પ્રાપ્ત કરે છે અને અક્ષય પુણ્યનો સંચય કર્યાનો સંતોષ મેળવે છે. અંગ્રેજ લોકો પણ પોતાની સહધર્મિણીઓને લઇને નૌકાઓમાં બેસીને આ અપૂર્વ દૃશ્ય જોવા નીકળી પડ્યા છે.

આટલી વિશાળ ભીડમાં નાની વહુ બબુને લઇને, ફોઇ, ફોઇની છોકરી તથા ફોઇના છોકરાની વહુ સાથે ઊભી છે. રામેશ્વર અને તેમના પાડોશી લાડુભટ્ટ, એ બધાંને સાચવવા પાસે ઊભા છે. એ સમયે સાધુસંન્યાસીઓ સ્નાન કરવા જતા હોવાથી પોલીસ લોકો બીજા યાત્રાળુઓને કોરાણે ખસવાની બૂમો પાડતા હતા. સંન્યાસીઓનાં દળ કે સાધુઓના અખાડા એક પછી એક હાથી, ઘોડા, નિશાનડંકા, સોનરૂપાની છડી, ચમ્મર વગેરે સાથે રાખી સ્નાન કરવા ઘાટ તરફ જવા લાગ્યા. તેમનો ઠાઠ જોઇને યાત્રાળુઓની આંખો અંજાઇ જતી હતી, ત્યારે અંધશ્રદ્ધાનો અંશ જેમના હૃદયમાંથી ઓછો થઈ ગયો હતો, તેવા કેટલાક યુવકોના મુખમાંથી ઉદ્‌ગાર નીકળતા હતા કે, "આટલો રાજસી ઠાઠ રાખવો હતો તો ઘરબાર, બૈરાંછોકરાં છોડીને સાધુ શું કામ થયા હશે?" બુદ્ધ ભગવાન અને તેમના અનુયાયી કેટલાય રાજવંશીઓએ રાજપાટ છોડી દઇને લંગોટી સ્વીકારી હતી. ત્યારે આ સાધુઓ લંગોટ પહેર્યા પછી આવી બાદશાહી—સાહેબી ભોગવે છે અને તેમાં પણ એકબીજા કરતાં આગળ રહેવામાં એટલી બધી હરીફાઈ કરે છે કે જો સરકારનો અને સ્વયંસેવકોનો આટલો બંદોબસ્ત ન હોત તો આ ધર્મક્ષેત્રમાં ક્યારનાંયે ક્રૂઝેડ—ધર્મયુદ્ધો—મંડાયાં હોત!

રામેશ્વર જે સ્થળે ઊભો હતો તે સ્થળે પહેલાં થોડી ભીડ હતી; પરંતુ ધીમે ધીમે ત્યાં પણ લોકો ભરાઇ ગયા. ભીડ જોઇને એણે બબુને પોતાની કેડે બેસાડ્યો. બબુએ રોવું શરૂ કર્યું. નાની વહુએ રામેશ્વરને કહ્યું: "ભાઈ, આજ એણે હજુ સુધી કશું ખાધું નથી. એને કાંઈ ખાવાનું અપાવો." એટલામાં કોઈ સંન્યાસીની જમાતનો હાથી ગાંડો થઇને મેળામાં છૂટ્યાની ગડબડ મચી રહી. લોકો નાસભાગ કરવા લાગ્યા. એ ગડબડમાં રામેશ્વરની મા

કોઇનો ધક્કો લાગવાથી જમીન ઉપર પડી ગઈ અને તેને સખ્ત ઈજા થઈ. રામેશ્વર માની સારવાર કરવા દોડ્યો અને બબુને તેની માને સોંપ્યો. અમલદારોએ મહામુસીબતે એ ગાંડા હાથીને પકડાવીને યાત્રાળુઓનો માર્ગ ખુલ્લો કર્યો. થોડી વારમાં મનુષ્યરૂપી મહાસાગરમાં પાછી ભરતી આવી. દરેક જાત્રાળુને એજ ઇચ્છા હતી કે, સૌથી પહેલો હું નાહીને તીર્થસ્થાનનું સઘળું પુણ્ય ખાટી જાઉં. ભીડમાંથી માર્ગ કરીને હરકોઈ આગળ ધસતું હતું; છતાં પણ છેક નદીના ઘાટ ઉપર પહોંચવું ઘણું મુશ્કેલ હતું. એ ભીડનો કાંઇ સુમાર હતો ? એવી ઠઠોઠઠ ભીડમાંથી જગ્યા કરવી એ કાંઇ સહેલ હતું ? આવી ભીડમાં ' નાની વહુ ' પણ નાહવા નીકળી હતી. આ ભીડમાં એ બિચારીનું શું ગજું ? એવામાં પાછળથી મનુષ્યોનો એક જબરો ધસારો આવ્યો અને આગળનાં માણસોને જોસભેર ધક્કો માર્યો. આ ધસારામાં ઘણાં મનુષ્યો નીચે પડી ગયાં. કોણ ક્યાં પડી ગયું, તેનું ઠેકાણું રહ્યું નહિ. 'નાની વહુ'થી આમાં બાળક બબુને સંભાળી શકાયો નહિ અને તે કેડમાંથી નીચે પડ્યો. કેવી શોચનીય અવસ્થા ! પોતાની જાતનું પણ રક્ષણ કરવાની શક્તિ નહોતી; છતાં પ્રાણથી પણ અધિક પ્યારા સંતાનનું રક્ષણ કરવાને તે વ્યગ્ર થઇ. બેબાકળા વેશે 'ભાઇ ભાઇ' કરી તે રામેશ્વરને બોલાવવા લાગી. માથું કૂટીને આસપાસના લોકોને બાળકને ખોળી આપવાની વિનતિ કરવા લાગી. પણ કોઇએ એની દયાજનક વિનતિ સાંભળી નહિ. તેનાં સાથી બધાં આ ભીડમાં વિખૂટાં પડી ગયાં હતાં. આ ભીડમાં જ્યાં દરેકને વહેલા વહેલા સ્નાન કરવાની ધૂન લાગેલી ત્યાં કોણ કોની વાત સાંભળે અને ખબર લે ? ભીડમાં નીચા વળવા જેટલી પણ જગ્યા નહોતી તો પછી ' નાની વહુ ' બિચારા બાળકને શોધે પણ કેવી રીતે ? એક વાર નીચા નમ્યા તો ગમે તેવા બળવાન પુરુષને પણ ઊઠીને ઊભા થવું મુશ્કેલ હતું. આખરે કોઇની પણ મદદ ન મળતાં, લાચાર બનીને એ પોતે નીચી નમીને પુત્રને શોધવા લાગી. આથી એની દશા ઘણીજ દયાજનક થઈ. ઉપરાઉપરી આવતાં મનુષ્યોનાં ટોળાંના ધક્કાથી તે જમીનદોસ્ત થઈ ગઇ અને તેના નાજુક શરીર ઉપર થઇને હજારો યાત્રાળુઓ ચાલ્યા ગયા. આ હૃદયવિદારક, કરુણ દૃશ્યનું અધિક વર્ણન કરવા જેટલું સાહસ અમારી કલમમાં પણ નથી. જે વાચકોએ એવા મોટા મેળાઓ

જોયા હશે, તેઓજ આ દૃશ્યની કલ્પના કરી શકશે.

રામેશ્વર આટલી ભીડમાં શરીરે તો સહીસલામત રહ્યો હતો, પણ તેની માનસિક સ્થિતિ ઘણી દયાજનક હતી. તે પોતાનાં બધાં સંબંધીઓથી છૂટો પડ્યો હતો. આખો દિવસ એણે ભૂખતરસ વેઠીને એ બધાંની શોધ કરી. આખરે મહાપરિશ્રમે ત્રણચાર વાગે એક સ્થળે પોતાની સ્ત્રી અને બહેનને ઊભાં રહેલાં જોયાં. બહેનના ગળામાંથી કોઇએ મંગળસૂત્ર તોડી લીધું હતું અને સ્ત્રીનો કાન કાપીને કોઈ કાનની વાળી કાઢી ગયું હતું. લોહીને લીધે પત્નીનાં બધાં કપડાં ખરડાઈ ગયાં હતાં. એમની તો એ દશા હતી ત્યારે ઉતારામાં મા વેદનાથી તરફડિયાં મારતી હતી. ખેર ! ગમે તેવી દશામાં એ બધાંનો તો પત્તો લાગ્યો, પણ હાં, 'નાની વહુ ક્યાં છે ? રામેશ્વરનો જીવ તેને માટે સૌથી વધારે વ્યાકુળ થવા લાગ્યો. એને ફક્ત એજ વિચાર આવ્યા કરતો હતો કે શંભુરામ અને તેનાં માતાપિતાને જઇને શું મોં બતાવીશ ? જ્યારે તેઓ પૂછશે કે, નાની વહુ ને બાબુ ક્યાં છે ? ત્યારે હું શો જવાબ દઇશ ? તેને વળી એ પણ વિચાર આવ્યો કે, લોકો એમ પણ કહેશે કે, પોતાની મા–બહેનને તો સાચવીને લાવ્યો અને મામાની છોકરીની કાંઈ સંભાળ ન લીધી. આંગળીથી નખ વેગળા તે વેગળાજ." આવી આવી ચિંતાથી અત્યંત ગભરાઇ જઇને આકુળ ચિત્તે, કરુણ સ્વરે રામેશ્વર પ્રભુને કહેવા લાગ્યો: " હે ઇશ્વર ! કયા જન્મના પાપે મારા ઉપર આ કલંક ચોટાડયું ? હાય ! આના કરતાં તો મારું મૃત્યુ શા માટે ન થયું ? મારા કયાં ભોગ મળ્યા કે સ્ત્રીઓની સલાહ માનીને હું અહીં આવ્યો ? "

ગાંડા મનુષ્યની પેઠે આખા મેળામાં દશ દશ વાર રામેશ્વર પોતાની બહેન–' નાની વહુ 'ની શોધમાં ફર્યો. કદી ત્રિવેણીને કાંઠે, તો કદી સાધુઓની કુટિરમાં, તો કદી જે સ્થળે મડદાંઓનો એક મોટો ઢગલો કર્યો હતો ત્યાં, તો કદી પોલીસના થાણામાં એની ખબર કાઢવા જતો. આખરે ઘણી શોધ પછી ખબર પડી કે ' નાની વહુ ' ને ઘવાયલા લોકો ભેગી ઇસ્પિતાલમાં લઇ ગયા છે. રામેશ્વર તરતજ ઇસ્પિતાલમાં પહોંચ્યો. જોયું તો 'નાની વહુ'-ને એક ખાટલા ઉપર સુવાડી મૂકી છે. તેની છાતીમાં એક સખ્ત ઘા લાગ્યો છે, હાડકાંના ચૂરેચૂરા થઇ ગયા છે. ભાઇને જોતાંજ એ હતભાગિની છાતી ઉપર બે હાથ મૂકીને " બબુ રે, બબુ રે " કરીને

બૂમો પાડવા લાગી: અને ભાઇને કહેવા લાગીઃ "ભાઈ રે! તમે બબુને તેડી આવો ને! હાય! મારા એ કુમળા ફૂલ જેવા છોકરાએ ક્યારનું કાંઇ ખાધું નથી. તમે જલદી જઇને એને અહીં લઇ આવો, હું એને ધવડાવું. આ રાત પડવા આવી, મારો બબુ મને મૂકીને કોની પાસે સૂઈ રહેશે? હાય! હું શું મોં લઇને અમદાવાદ જઇશ? સાસુ જ્યારે મારા હાથમાંથી બબુને લઇ લેવા આવશે ત્યારે હું શું કહીશ? ભાઈ! તમે એક વાર જઈને શોધો તે કોઇ જગ્યાએ પડી ગયો છે, તમે એને અહીં લઇ આવો."

હાય અભાગિની નાની વહુ! તારા બબુનું આ પૃથ્વી ઉપર હવે ચિહ્ન પણ નથી રહ્યું. તેનું માખણ જેવું કોમળ શરીર લાખો મનુષ્યોના પગ તળે કચરાઈને ધૂળમાં મળી ગયું છે. હાય! એ પુત્રશોકાતુર જનનીનો મર્મભેદી વિલાપ લખવાનું અમારામાં સામર્થ્ય નથી. રોતે રોતે તેને લોહીની ઊલટીઓ થવા માંડી અને થોડી વારમાં એ અચેતન થઇને પથારીમાં પડી.

બીજે દિવસે આ સમાચારના તાર મારફતે ખબર મળવાથી શંભુરામ પ્રયાગ આવ્યો. પહેલાં તો આ હૃદયવિદારક ઘટનાનું સવિસ્તર વર્ણન સાંભળીને તેણે અસ્ખલિત અશ્રુપાત કર્યો. તેને જોઇને નાની વહુ આધું ઓઢીને ખૂબ રોઈ; પણ થોડી વાર પછી શંભુરામે રામેશ્વરને કહ્યું: "જોયું આ પ્રયાગસ્નાનનું ફળ તો અહીં જ મળી ચૂક્યું, ચાલો હવે આ બધાંને ઘેર લઇ જવાનો બંદોબસ્ત કરીએ!" નાની વહુ રોતાં રોતાં બોલીઃ "વડીલોનું કહ્યું ન માનીને હું અભાગિણી અહીં આવી, એ પાપનું પ્રાયશ્ચિત્ત પણ બરોબર કરવું પડ્યું. હવે હું ઘેર પાછી જઈશ નહિ. હવે તો હું મારા બબુની પાસે અહીંજ રહીશ."

ભગવાને આ હતભાગિનીની વિનતિ સાંભળી અને થોડાજ કલાકો પછી 'નાની વહુ' પણ આ સંસારનો ત્યાગ કરી પોતાના બાળકપુત્ર પાસે પહોંચી ગઈ.





# ૫૯-एकपत्नीव्रत

ગોપાળદાસની પત્ની શ્યામકોર પથારીવશ છે. કંઠે પ્રાણ આવી રહ્યા છે. ડૉકટર, હકીમ, વૈદ્ય વગેરે બધાએ સાફ જવાબ દઈ દીધો છે. હવે ફક્ત તે બેત્રણ કલાકની મહેમાન છે; કુટુંબ-પરિવારના લોકો તેની મૃત્યુશય્યાને ચારે પાસથી ઘેરીને રોઈ રહ્યાં છે. તે બિચારી ઘડીએ ઘડીએ નેત્ર ખોલીને બધાંની તરફ જુએ છે અને પાછી દૃષ્ટિ ફેરવી લે છે. ગોપાળદાસના અનુભવી પિતા ગળે પ્રાણ આવેલી આ સ્ત્રીની વ્યાકુળતા તથા મનની અભિલાષા સમજી ગયા. તરતજ તેમણે પુત્રને બોલાવી કહ્યું: "ગોપાળ ! અમે લોકો જરા બહાર જઈએ છીએ. તું થોડી વાર અહીં બેસજે." એટલું કહી તે બહાર નીકળી ગયા.

પતિપરાયણ, કંઠસ્થપ્રાણા શ્યામકોર પતિની તરફ એકીટશે જોવા લાગી. થોડીક વાર પછી ગોપાળદાસે પૂછ્યું: "તારે કાંઈ કહેવું છે?" શ્યામકોરે ધીમે સ્વરે કહ્યું: "હા વહાલા! મારા મરી ગયા પછી તમે લગ્ન કરજો, એજ માત્ર કહેવું છે." ગોપાળદાસના ગાલ ઉપર અશ્રુની ધારા વહી રહી હતી. તેમણે કહ્યું: "ના, એમ નહિ બને, હું ફરીથી લગ્ન નહિ કરું." તેમની સ્ત્રી બોલી: "ના, એમ ન થાય. તમને અડચણ પડશે. તમે જરૂર પરણજો." શ્યામ-કોરના સૂકા પડેલા ઓષ્ઠ ઉપર દવાનાં બેચાર ટીપાં રેડીને ગોપાળ-દાસ કહેવા લાગ્યા: "તું મને બીજી કોઇ વાત માટે આગ્રહ કર. જીવને જોખમે પણ તારી ઇચ્છા હું પૂરી કરવા તૈયાર છું; પરંતુ આ વાતની તું હઠ ન કરીશ."

જરાક મોં મલકાવીને શ્યામકોર પાછી ધીરે સ્વરે કહેવા લાગી: "પણ શા માટે ના કહો છો? મરી ગયા પછી મનુષ્યમાં ક્રોધ કે ઇર્ષ્યા કરવાની શક્તિ રહેતી હોય તો હું કહું છું કે, આપ-નાં નવાં લગ્નથી મને જરા પણ અસંતોષ નહિ થાય. તમે ખુશીની સાથે વિવાહ કરજો."

ઊભરાઈ જતા સ્નેહથી શ્યામકોરના હાથ પકડીને ગોપાળદાસ કહેવા લાગ્યાઃ "તું વારંવાર શા માટે એવો આગ્રહ કરે છે? હું કદાપિ લગ્ન નહિ કરું." શ્યામકોરના હોઠ ઉપર મૃદુ હાસ્ય છવાઇ રહ્યું, ટમુમગુ થયેલો દીપક એક ક્ષણને માટે જરાક પ્રજ્વલિત થઈને પાછો બુઝાઈ ગયો. એ હસવું અવિશ્વાસજનિત વ્યંગનું હતું કે સંતોષનું, તે બરાબર સમજવામાં ન આવ્યું.

× × × ×

ગોપાળદાસ આજથી એક જમાના પહેલાંનું ઉચ્ચ શિક્ષણ પામેલા બી. એ.ની પદવી ધરાવનારા એક વિચારશીલ યુવક હતા. એ વખતમાં ગ્રેજ્યુએટોના સંબંધમાં આજકાલના જેવી દુર્દશા શરૂ થઈ ન હતી. શ્યામકોરની શ્રાદ્ધક્રિયા સમાપ્ત થતાં અગાઉજ તેમના વિવાહની ચર્ચા લોકોમાં થવા લાગી. અનેક જગ્યાએથી માગાં આવવાં શરૂ થયાં. ગોપાળદાસ બધાને મીઠી મીઠી વાતોથી સંતુષ્ટ કરીને પાછા વાળતા રહ્યા. શ્રાદ્ધ થઇ ગયા પછી તે કન્યાઓના ભારથી પીડાતા (!) પિતાઓની એક મંડળીએ ગોપાળદાસના પિતાજીને જઈ ઘેર્યા. ગોપાળદાસના પિતાએ કહ્યું. "ગોપાળના વિવાહ સંબંધી મને કાંઇ ફિકર નથી. છોકરો હવે સમજદાર અને ઉંમરલાયક છે; માટે જે વિચાર એનો હોય તેજ મારો માની લેજો. જો તમે બધા મળીને એને મનાવી શકો તો પછી વિવાહ જેવું રૂડું શું?" ગામના બધા ડોસાઓ ગોપાળદાસના પિતાની આજ્ઞા પ્રમાણે તેમને સમજાવવા માટે તેમની પાસે ગયા. ગોપાળદાસ સાથે વાદવિવાદ કરીને આખરે પોતાની વાત તેમને ગળે ઉતારવાનો આ બુઢ્ઢાઓએ નિશ્ચય કર્યો હતો. તેમણે પહેલો પ્રશ્ન આ કર્યો: "તમે વિવાહ કેમ નથી કરતા?" ગોપાળદાસે હસીને જવાબ આપ્યો: "આ 'કેમ'નો તો ઉત્તરજ નથી. આપણે જેટલાં કામો કરીએ છીએ તેટલાં બધાનો કાંઇ ને કાંઈ ઉદ્દેશ તો અવશ્ય હોયજ છે, છતાં ધારવા પ્રમાણે વગર કારણનાં પણ કોઇ કાર્ય હોય તો આ મારા એક કામની ગણના એમાં કરી લેજો." આ વાક્ય સાંભળીને તે આવેલા વૃદ્ધ પુરુષો ક્રોધથી બળીને ખાક થઇ ગયા અને ગોપાળદાસ તથા તેમના પિતાને આડીઅવળી ચોપડવા લાગ્યા. જે સમયમાં પિતાની આજ્ઞા મુજબ ચાલવું, એજ શાસ્ત્ર મનાતું હતું, તે સમયમાં ગોપાળદાસના બાપે પુત્રને આવી રીતે મોઢે ચડાવવો અને તેની મારફત ગામના વૃદ્ધ પુરુષોનું અપમાન

કરાવવું, એ ગ્રામનિવાસીઓને અત્યંત અસહ્ય માલૂમ પડ્યું. એ લોકો ગોપાળદાસના પિતા આગળ જઈ ગર્જના કરી કહેવા લાગ્યાઃ "અંગ્રેજી ભણાવી તમે છોકરાને ઘણો શાણો અને કુળ-દીપક બનાવ્યો! બસ! હવે દેશ અને ન્યાતજાત બધું નષ્ટ થઇ જવાનું, એ નક્કી સમજી લેજો. નાનામોટાની કાંઈ મર્યાદાજ ન રહી. આ પેલો મોતીચંદનો પુત્ર રામદાસ પણ મુંબઈ જઈને અંગ્રેજી ભણી આવ્યો છેસ્તો; પણ એણે તો કુળની લાજમરજાદા બિલકુલ છોડી નથી. પોતાના કુલવાનપણાને માટે તે કેટલું બધું અભિમાન ધરાવે છે! ગોપાળના જેવો તો મિથ્યાભિમાની છોકરો અમે ક્યાંય ન દેખ્યો. તેણે તો વડીલોની પ્રતિષ્ઠાનો કાંઈ પણ ખ્યાલ ન કરતાં અમારા બધાની વાતજ એકદમ ઉડાવી દીધી." આવા અનેક કટાક્ષો સાંભળીને ગોપાળદાસના પિતાએ ઘણા પ્રસન્ન થઈ કહ્યું: "આજે તમે લોકોએ મને અનહદ આનંદ ઉપજાવ્યો છે. આજ મારી ખાતરી થઈ છે કે, મારા પુત્રે ખરેખરી કેળવણી મેળવી છે. એક પગ સ્વર્ગમાં અને બીજો મૃત્યુલોકમાં હતો; એવી તેની સ્ત્રી પૂજનીય અને માનનીય દેવી સમાન શ્યામ-કોર આગળ મારા પુત્રે જે પ્રતિજ્ઞા લીધી હતી, તેનું જીવતાં સુધી પાલન કરવાનો તેણે જે પ્રયત્ન કર્યો છે, તેથી આજે હું ઘણોજ ખુશી થયો છું. તેની આ પ્રતિજ્ઞા નભશે કે નહિ, તે હું કહી શકતો નથી; પણ તેને પાળવાના ગોપાળના યત્નેજ મને યથેષ્ટ આનંદિત કરી દીધો છે. તમે બધા જરા વાર બેસો. આવા શુભ સમાચાર આપ્યા પછી ગળ્યું મોં કરાવ્યા વગર હું તમને જવા નહિ દઉં." ગામના વૃદ્ધ પુરુષો તો આશ્ચર્યયુક્ત નેત્રે એકબીજાના સામું જોવા લાગ્યા. ગોપાળદાસનો એક ટીખળી મિત્ર કંદોઇની દુકાન તરફ દોડ્યો.

× × × ×

બે વર્ષ વહી ગયાં છે. મરણશય્યા ઉપર પડેલા પિતાજીની પાસે ગોપાળદાસ બેઠા છે. ડોસાએ ગોપાળદાસને માથે હાથ મૂકી કહ્યું: "મારી છેલ્લી આશિષ અને મંગળ ભાવના તારું રક્ષણ કરજો. મરતી વખતે મારે તને બે બોલ કહેવા છે. ધર્મશીલ અને ઈશ્વરપરાયણ બનજે આપણા દેશમાં પિતૃભક્તિનાં ઘણાં દૃષ્ટાંત છે. તું પણ સુશીલ અને પિતૃભક્ત થજે. મારી કોઈ અધૂરી વાસના પૂરી કરવાની નથી. તું બધું જાણે છે. તારાથી જ્યાંસુધી બનશે ત્યાંસુધી વગર કહે-

જ તું એ બધું તો કરીશ. મારે ફક્ત એક વાત તને કહેવી છે. તેં સ્વર્ગગામી શ્યામકોરની આગળ દૃઢ પ્રતિજ્ઞા કરી છે તેને ઠેઠ સુધી પાળજે. આપણા દેશમાં 'પતિવ્રતા' નામનો શબ્દ છે; પરંતુ 'પત્નીવ્રત' નામનો શબ્દ નથી. તું પોતાના ઉજ્જવલ દૃષ્ટાંતથી 'પત્નીવ્રત' ધર્મ સાર્થક કરીને એ શબ્દની સૃષ્ટિ રચજે. વધારે શું કહું? તારું કલ્યાણ થાઓ બેટા!"

× × × ×

ગોપાળદાસ પણ હવે વૃદ્ધ થયા છે, પણ પિતાની આજ્ઞાને અનુસરી આજદિનપર્યંત કઠોર બ્રહ્મચર્યવ્રત પાલન કરી, જગતને પત્નીવ્રતનો મહિમા દર્શાવી, શાંતપણે પરમેશ્વરના દિવ્ય ધામમાં જવાની રાહ જોઈ રહ્યા છે.





# ૬૦–સ્નેહનો જય

(૧)

"આજ જમાઇ આવ્યા કેમ નહિ? ઘરમાં જણાતા કેમ નથી? ચાલ્યા તો નથી ગયા ને?" રંગીલદાસની વહુ ગંગાએ પોતાના પતિને પૂછ્યું.

રંગીલદાસે ચિડાઇને કહ્યું: "એનું સાળાનું નામ ન હેતી. એ હરામખોર હજુ પતરાળીમાંથી હાથજ નથી કાઢતો. મેં એ બેવકૂફને ઘણુંએ સમજાવ્યો કે તારી સ્થિતિ સારી નથી ત્યાં સુધી અહીંજ રહે, ખાઇપીને મોજ કર; પણ એ તો કેમે કર્યો માનતોજ નથી. બસ, એકજ જીદ લઇને બેઠો છે કે, 'એક માસની અંદર છોકરીને મારી સાથે નહિ મોકલો, તો હું બીજી વાર પરણીશ.' મેં પણ એને રોકડો જવાબ આપી દીધો છે કે, એક નહિ પણ સત્તર વાર પરણવું હોય તો પરણે, પણ હું તો છોકરીને કોઈ દિવસ એની સાથે એવી કંગાલ હાલતમાં રહેવા નહિ મોકલું."

ગંગાએ કહ્યું: "તમારી સસરાજમાઈની લડાઈમાં બિચારી છોકરી તો મનમાં ને મનમાં બળીને ખાક થઈ જાય છે."

રંગીલદાસ બોલ્યો: તો એમાં હું શું કરું? બેટાજીને પોતાનું પેટ ભરવાના તો સાંસા છે, તેમાં વળી મારી લાડકી દીકરીને લઈ જઇને શું ખવરાવવાનો હતો?"

ગંગા સમજાવવા લાગી: "એવો વિચાર આપણે ન આણવો જોઇએ. એના ઘરની દશા સારી નહિ હોય તો આપણી પેઠે રંગબેરંગી સાડીઓ અને ઝૂલવાળાં રેશમી પોલકાંને બદલે સાદાં જાડાં કપડાં પહેરાવશે, એજ કે બીજું કાંઇ? જારબાજરીનો રોટલો જે એ ખાતો હશે તે એને પણ ખવરાવશે! કાંઇ ભૂખે તો મારવાનો નથી? એમાં તે શું? એને ઘરજમાઇ રહેવાની ઇચ્છા નથી અને તમારે દીકરીને સુખી કરવી છે, તો દીકરીના નામના દશ હજાર રૂપિયા વ્યાજે મૂકો અને તેને રહેવા માટે એક

સારું બેશ ઘર બંધાવી આપો. કજિયાનું મોં કાળું કરવાનો સારામાં સારો ઉપાય તો એ છે. તમારે ત્યાં એટલામાં કાંઇ ખૂટી જવાનું નથી. છોકરીના સામું તો જુઓ. એને પણ સ્વામીની સાથે રહીને ઘર માંડવાની ઇચ્છા થતી હશે કે નહિ?"

રંગીલદાસે કહ્યું: "એ બધું હું સારી પેઠે સમજું છું. લલિતાને માટે મારું સર્વસ્વ આપી દેવા પણ હું તૈયાર છું; પણ એ હરામખોર પોતાની હઠ છોડતોજ નથી, મારું પણ માન રાખતો નથી, એ મારાથી બિલકુલ સહન થતું નથી. આજ સુધી ભલા ભલા પણ મારી સામે એક અક્ષર બોલવાની હિંમત કરી શકયા નથી અને આ આજકાલના છોકરાની આટલી બધી હિંમત કે મારું વચન ઉથાપે? એના મમત ઉપર હું કોઈ દિવસ છોકરીને સાસરે મોકલનાર નથી. એને અહીં બોલાવીનેજ મનાવીશ. તમે બૈરાંઓ ટેકની વાતમાં શું સમજો?"

"હું તો કહી દઉં છું કે આ હઠમાં આખરે આપણેજ પસ્તાવું પડશે." એમ કહી રંગીલદાસ શેઠનાં વહુ ગંગા શેઠાણી ગુસ્સે થઇ નીચે ગયાં.

એ વખતે દશ વાગ્યાનો શુમાર હતો. વૃદ્ધ રંગીલદાસ શેઠ પોતાના દીવાનખાનામાં બેઠા બેઠા રોજિંદાં વર્તમાનપત્રો વાંચવાનું કામ પૂરું કરીને ધંધારોજગારને લગતા ચોપડા તપાસવામાં રોકાયા હતા, એવામાંજ જમાઈ સાથે એમને ખટપટ થઈ હતી અને જમાઈના ચાલ્યા ગયા પછી પોતાની સુશીલ ગૃહિણી સાથે એમને જે વાતચીત થઈ, તે આપણે ઉપર જોઇ ગયા. તેમનો પિત્તો હવે ઊકળી ગયો હતો, ચોપડા ફેંકી દઇને એમણે પાછું વર્તમાનપત્ર વાંચવા લીધું અને નાકની દાંડી આગળ છાપું ધરીને વાંચવા લાગ્યા; પણ એ વખતે તેમની મુખાકૃતિ જોનાર કોઇ પણ કહી શકે કે, તેમની નજર વર્તમાનપત્રના કાગળ ઉપર સીધી રેખામાં હોવા છતાં પણ તેમનું ધ્યાન કયાંક બીજેજ હતું.

રંગીલદાસ ભરૂચ શહેરના એક પ્રસિદ્ધ વેપારી હતા. તેમનો ધંધો ધમધોકાર ચાલતો હતો અને રોકડી પૂંજી ઉપરાંત ગામગરાસ પણ તેમણે સારો એકઠો કર્યો હતો. સરકાર–દરબારમાં પણ તેમનું સારું માન હતું. મ્યુનિસિપાલિટીના એ સભાસદ હતા. પ્રજા પણ એમના ઉપર શ્રદ્ધા રાખતી તથા એમનાથી ડરીને ચાલતી;

કારણ કે એ પ્રજાનું સુખદુઃખ જાણવાને સદા તૈયાર રહેતા અને વખત આવ્યે એમને મદદ પણ કરતા. શેઠશાહુકારોમાં લેણદેણનો ઝઘડો પડે તો કચેરીએ ચઢાવીને બંનેને ખરાબખસ્ત કરાવ્યા વગર લવાદીથી ફેંસલો કરાવવા પોતે પ્રયત્ન કરતા; પરંતુ તેમનામાં એક મોટો દોષ હતો. હુંપદ એમનામાં ઘણું હતું. સદા એ પોતાનો કક્કો ખરો કરાવવા માગતા. વિરુદ્ધતા તો એમનાથી જરા પણ સંખાતી નહિ અને આટલા દયાળુ હોવા છતાં પણ પોતાના મતથી વિરુદ્ધ પડનારને 'ટેક' ની ખાતર પાયમાલ કર્યા વગર કદી છોડતા નહિ.

આજ એમની જિંદગીમાં પહેલીજ વાર જમાઈ આગળ પોતાની આ સ્વતંત્રતા તૂટવાથી એમના ક્રોધનો પાર રહ્યો નહિ. ગરીબ વાણિયાના છોકરા મનમોહન સાથે જ્યારે તેમણે પ્રાણથી પણ અધિક વહાલી પુત્રી લલિતાનો વિવાહ કર્યો, ત્યારે તેમણે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે લગ્ન પછી મનમોહનને ઘરજમાઈ તરીકે રાખીશ. એમને સ્વપ્નેય વિચાર નહોતો આવ્યો કે, એ ગરીબના છોકરાને એટલું બધું અભિમાન આવશે કે મારે ઘેર રહેવાનું મંજૂર નહિ કરે. એટલા સારુ વૃદ્ધ રંગીલદાસે લગ્ન થતાં પહેલાં પોતાનો એ વિચાર જાહેર પણ કર્યો નહોતો. હવે વૃદ્ધની ઊંઘ ઊડી. જોયું કે, આજ મારા જેવા અનુભવીએ પણ છક્કડ ખાધી. આટલે વર્ષે નવયુવક જમાઈ આગળ તેમને અપમાન ખમવું પડયું. જમાઈને એ અસભ્યતાની સજા કરવા માટે તેમના આખા શરીરનું લોહી ઊકળી આવ્યું; પણ બીજી તરફ જિંદગીનું એક માત્ર બંધન સ્નેહાળ પુત્રી લલિતા–તેના તરફ પણ ધ્યાન ગયું. એ વૃદ્ધનો પુત્રી ઉપર જેટલો પ્રેમ હતો, તેટલો પ્રેમ ઘણા થોડા પિતાઓ પુત્રીઓ ઉપર રાખતા હશે. લલિતાને લાડ લડાવવામાં તેમણે કાંઈ મણા રાખી નહોતી. એ એમની આંખની કીકી હતી અને એવી લાડકવાઇ છોકરી દરિદ્ર સ્વામીને ઘેર જઈ દુઃખ પામે, એ વિચાર અસહ્ય થઈ પડવાથીજ લલિતાને સાસરે મોકલવાને તે નારાજ હતા. ઘડીકમાં તેમને વિચાર આવતો કે, સ્વામીથી વિખૂટી રહેવા કરતાં ગમે-તેવી ગરીબાઈમાં પણ પતિની સાથેજ રહેવું એજ સ્ત્રીને માટે ઉત્તમ છે; પણ પોતાના જદ્દી સ્વભાવ આગળ એ બધું જ્ઞાન તરતજ તેઓ વીસરી જતા હતા.

× × × ×

(૨)

એક માસ વીતી ગયા પછી એક દિવસ બપોરે નોકરે આવીને લલિતાના હાથમાં એક કાગળ આપ્યો. તરતજ એ કાગળ ફાડીને લલિતા વાંચવા લાગી. એમાં લખ્યું હતું કેઃ–

" લલિતા !

"તું જો મને ચાહતી હોય, તો પત્ર વાંચતાંવારજ અહીં ચાલી આવજે. તારા ઘરથી પાંચસે ઘેર મારા મિત્ર મિ. દલાલ રહે છે. તારા નોકરે એ ઘર જોયું છે. એ તને ઘર બતાવી દેશે. તું નહિ આવે તો હું સમજી લઇશ કે, તારો મારા ઉપર લવલેશ પ્રેમ નથી. હું હવે તારે ઘેર કદી આવવાનો નથી એજ.

લિ૦ મનમોહન"

લલિતા ઝટપટ પત્ર લઇને માની પાસે ગઈ અને તેને પત્ર-માંની સઘળી હકીકત કહી. માતાએ સ્નેહથી ગળગળી થઇને સ-જળ નેત્રે જવાબ આપ્યો: " હું શું કરું, બહેન ! તારા બાપની મ-રજી વગર મારાથી કાંઈ થાય નહિ. એમણે તો નાહક જીદ પકડી છે."

" પિતાજીની મરજી વગર કાંઈ પણ નહિ થાય ને ? ઠીક !" એમ કહી લલિતા સીધી પોતાને મેડે ગઈ. ત્યાં જઇને પોતાના કબાટમાંથી ઘરેણાં કાઢીને એકેએકે પહેર્યાં. ત્યારપછી લગ્નમાં સાસરેથી મળેલી સાડી પહેરી અને બાકીનાં વસ્ત્રો તથા જણસો વગેરે ગોઠવીને એક ટ્રંકમાં મૂક્યાં. બધું ઠેકાણે ગોઠવી દીધા પછી કોઇને કાંઈ પણ કહ્યા વગર, સીધી પિતાજીના દીવાનખાનામાં ગઇ અને તેમને પ્રણામ કરીને ઊભી રહી. વૃદ્ધ રંગીલદાસ એ વખતે ભાંગના નશામાં ઝોકાં ખાતા હતા. આંખ ઊંચી થતાંવારજ સુસ-જ્જીત વેષમાં કન્યાને સામે ઊભેલી જોઇને તેમણે પૂછ્યું: " આ શું ? ક્યાં જાય છે ?"

" સાસરે જાઉં છું, બાપાજી !" લલિતાએ કહ્યું.

" સાસરે ? શું કહે છે ?"

લલિતાએ ધીમેથી કહ્યું: " આપણી પોળમાં મિ. દલાલને ઘેર ઊતર્યા છે. મને બોલાવવા એમણે પત્ર લખ્યો છે. મને સાથે તેડી જઇને એ ઘેર જશે."

વૃદ્ધે ગુસ્સે થઇને કહ્યું: "ચાલ, આઘી જા ! મારાથી દૂર હઠ! મારાં બધાં ઘરેણાંગાંઠાં અહીં રાખી દઇને મરજીમાં આવે ત્યાં

જા." એમ કહી તેમણે મોં ફેરવી લીધું.

લલિતાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. તેણે પિતાને ફ- રીથી પ્રણામ કર્યાં અને તેમના ચરણની રજ માથે ચડાવી. પછી ધીમે ધીમે પોતાના મેડામાં જઇને અંગ ઉપરથી બધા અલંકાર ઉતારીને કબાટમાં મૂકી દીધા. હાથે ફક્ત કાચની બંગડીઓ રાખી. કપડાંલત્તાંની જે ટ્રંક સાથે લેવાનો વિચાર રાખ્યો હતો, તે ટ્રંક પણ ત્યાંજ રહેવા દીધી અને દીનવેશે, પહેરેલે કપડે રોતાં રોતાં ઇને માતાને પ્રણામ કર્યા અને કહ્યું: "બા, હું જાઉં છું."

માએ કહ્યું: "આવા વેશે સાસરે જાય છે? ચાલ બહેન! તને ઘરેણાંગાંઠાં પહેરાવીને શણગારું."

લલિતાએ કહ્યું: "ના બા; તને ખબર નથી. એમને ઠાઠમાઠ પસંદ નથી. મને રોફબંધ ગયેલી જોઇને એ ચિડાઇજશે. ગરીબ માણસની પેઠે સાદાઇથી જવું એજ સારું છે." એમ કહીને તેણે ખરી વાત માતાથી છુપાવી.

ગંગા શેઠાણી સમજ્યાં કે, મહામહેનતે કન્યા એના પિતાને મનાવી શકી છે; તેથી પુત્રીના વિયોગથી હૈયું ફાટી જતું હોવા છતાં પણ ધીરજ ધરીને, કન્યાને છાતીસરસી ચાંપીને, ચુંબન કરીને, સ્નેહાશીર્વાદપૂર્વક સાસરે જવાની રજા આપી.

લલિતા નોકરને સાથે લઇને પતિને મળવા મિ. દલાલને ઘેર ગઈ.

* * * *

(૩)

મનમોહન લલિતાને લઇને પોતાને ગામ આવ્યો. તેની મા પુત્ર- વધૂને અલંકાર વગરની જોઇને ભવાં ચડાવીને બોલી ઊઠી: "હાય, મા! મોટા શેઠિયાની છોકરીના આજ શણગાર કે? અમે કાંઈ ચોરલૂંટારાં નથી કે એની છોકરીનાં ઘરેણાં ઉતારી લેત. અમે ગ- રીબ એટલે કાંઈ ગણતરીમાંજ નહિ કે? અમારો પણ એક વખત સારો દહાડો હતો. અમારે ત્યાંએ બધી સાહ્યબી હતી; પણ મૂ- આને આમ સાવ નાગી–ભૂખી મોકલતાં શરમ ન આવી?"

"ચુપ રહે હવે! એ તો જાણીજોઇને ઘરેણાં લાવી નથી. કહે છે કે, તમારો દહાડો ફરશે અને તમે ઘરેણાં ઘડાવી આપશો ત્યારે પ્હેરીશ. હવે એ બિચારી ક્યારની ભૂખી છે, કાંઈ ખાવા આપ."

મનમોહનને માને કહ્યું.

"વહુ તો હજુ અણુસમજુ છે, પણ એ ઘરડા ડોસાની અક્કલ ક્યાં મારી ગઈ હતી? આખા ગામની તો પટલાઇ કરે છે, પણ એટલી ખબર નથી કે, છોકરીને આમ સાસરે ન મોકલાય! શરમના માર્યો મરી જવું પડે; વળી તમે આજકાલના છોકરાઓ તો વહુનુંજ ઉપરાણું લીધા કરો છો." એમ છણછણાટ કરતાં ડોશી રસોડામાં ગયાં.

મુસાફરીને લીધે મનમોહન અને લલિતા બંને થાકી ગયાં હતાં; એટલે ભોજન કરીને તરતજ સૂઇ ગયાં. આ બેઅદબીને માટે પણ બીજે દિવસે લલિતાને સાસુનાં ઘણાં મહેણાં સાંખવાં પડ્યાં.

મનમોહનને સંસારમાં વૃદ્ધ માતા અને એક નાના ભાઇ વગર બીજું કોઇ નહોતું. તેના પિતા તેને નાનો મૂકી મરી ગયા હતા. આગલી વયમાં તે એક સાહસિક વેપારી હતા; પણ પાછલી અવસ્થામાં વેપારમાં એકાએક નુકશાન આવી પડવાથી ધંધોરોજગાર બંધ કરી દઇને ગુમાસ્તીનું કામ કરતા હતા. એ ગુમાસ્તીમાંથી જે થોડુંક ધન સંચય કર્યું હતું, તેના વ્યાજમાંથી મનમોહનનો ગરીબડો સંસાર ચાલતો.

લલિતા સાસરે આવીને કામકાજમાં પલોટાઇ ગઇ. સાસુના ઠપકા અને મહેણાં–ટોણાંથી પહેલાં તો એ ઘણીજ ગભરાઇ ગઇ. કામ કરતાં કરતાં સાસુના ભયથી એ સદા ધ્રૂજ્યા કરતી. એક તો મૂળ મોટા ઘરની દીકરી હોવાથી ઘરસંસારના કામકાજનો તેને અભ્યાસ નહોતો, તેમાં વળી આ ડગલે ડગલે ટિટિયારો, એ બધું સહન ન થવાથી એકદમ રોઇ પડતી; પરંતુ ધીમે ધીમે એ બધી વાતનો પણ અભ્યાસ પડી ગયો. વૈભવમાં ઊછરેલી ચૌદ વર્ષની હેલેતી બાલિકા ઘરસંસારનાં બધાં કામમાં થોડાકજ દિવસમાં નિપુણ થઈ ગઇ અને સ્નેહ તથા સેવાચાકરી વડે એણે બધાંને એવાં વશ કરી લીધાં કે સાસુને પણ એક દિવસ કહેવું પડ્યું કે, "વહુ છે તો બહુ ડાહી. મોટા ઘરની છોકરીઓમાં આવી શાણી અને ઘરરખુ કન્યાઓ ઘણી થોડી હોય છે."

સાસરે નવા સંસારમાં આ પ્રમાણે લલિતા હળીમળી ગઈ; છતાં પણ જે કુટુંબમાં તેનો જન્મ થયો હતો, જે ઘરમાંથી તેણે ઘણા શોક સાથે વિદાયગીરી લીધી હતી, તે સંસારનું સ્મરણ તેના મનમાં સદા જાગૃત રહેતું. પિતાના ઉપર તેનો ક્રોધ નહોતો.

નાછુટકે પોતાને પિતાને દુઃખના કારણરૂપ થવું પડયું, એ વાત તેના અંતઃકરણને બાણની માફક વીંધી નાખવા લાગી. આખરે તેણે પિતાને પત્ર લખ્યોઃ

"શિરછત્ર પિતાજી,

"મેં આપનો અપરાધ કર્યો છે. મને ક્ષમા કરજો. આપે ઇચ્છા-પૂર્વક જે કર્તવ્ય મને સોંપ્યું હતું, તેજ કર્તવ્યનું પાલન કરવા જતાં મેં આપના હૃદયને દુઃખી કર્યું છે. આ અપરાધને માટે મારો જીવ ઘણો બળ્યા કરે છે. તમારે પગે પડીને હવે ક્ષમા માગું છું. તમે મને ઘણાજ વહાલા છો, એ કાંઇ તમારાથી છાનું નથી. તમે મને હજુ સુધી ક્ષમા નથી કરી એમ જાણીશ, તો મારાથી જિવાશે નહિ. પત્રનો જવાબ જલદી લખશો. પૂજ્ય માતુશ્રીને મારા દંડવત્ પ્રણામ કહેશો તથા આપ પણ અંગીકાર કરશો. આપના ક્ષેમકુશળના સમાચાર જાણવા ઘણી આતુર છું.

લિ. તમારી લાડકી લલિતા"

કન્યાનો નિર્દયપણે તિરસ્કાર કર્યા પછી વૃદ્ધ રંગીલદાસ અગાધ શોકસાગરમાં ગરકાવ થઇને મરણતોલ થઇ ગયા હતા. મસ્તકની તીવ્ર વેદનાથી પીડાતો રોગી જેમ દુઃખથી ઉશ્કેરાઇ જઇને માથું પછાડીને પાછો બમણી વેદના ભોગવે છે, તેવીજ અવસ્થા રંગીલદાસની થઈ હતી. કન્યાના ચાલ્યા ગયા પછી તેમને ખાવા-પીવામાં મજા પડતી નહોતી, કામકાજમાં મન ચોટતું નહિ, જ્યાં બેસતા ત્યાંજ વિચારમાં ને વિચારમાં કલાકો સુધી પડ્યા રહેતા. તેમાં પણ જ્યારે એમનાં પત્ની ગંગા શેઠાણીને ખબર પડી કે, પુત્રી કેવા સંયોગોમાં સાસરે ગઇ છે, ત્યારે તો રંગીલદાસને માથે પસ્તાળ પડવામાં બાકી રહી નહોતી. આવી અવસ્થામાં લલિતાનો પત્ર આવ્યાથી રંગીલદાસ એકદમ સ્તબ્ધ થઇ ગયા. એમની આંખમાંથી ખરતાં અશ્રુબિંદુઓ, વારંવાર વંચાતા એ પત્રને ભીંજવી નાખવા લાગ્યાં. કાગળનો જવાબ લખવાની એમને ઇચ્છા થઇ, પણ સંયોગવશ એ ઉત્તર લખી શક્યા નહિ.

આ પ્રમાણે સાત–આઠ મહિના વીતી ગયા. લલિતા સગર્ભા થઈ અને આઠમે મહિને એક પુત્ર–સંતાનને જન્મ આપ્યો. આ સુવાવડમાં તેનું શરીર છેક કથળી ગયું. તેને ગંભીર દર્દ લાગુ પડ્યું. દિવસે દિવસે એની અવસ્થા ખરાબ થતી ગઇ. લલિતા પોતે પણ પોતાના મંદવાડની ગંભીરતા સમજી શકી. માતાપિતા સાથે

મેળાપ નહિ થાય એ વિચારથી એ વધારે મૂંઝાવા લાગી. મંદવાડને ખાટલે પડયે પડયે તેણે પિતાને એક બીજો પત્ર લખ્યો.

"શિરછત્ર પિતાજી!

મને એક પુત્ર સાંપડ્યો છે. એ બિચારા બાળકે તો તમારી આગળ કાંઇ અપરાધ કર્યો નથી. તેને જોવા તમે એકદમ અહીં આવજો. હું માંદી છું. આ વખતના મંદવાડમાં બચાય એમ લાગતું નથી. વધારે લખવાની શક્તિ નથી. લિ. લલિતા"

પત્ર વાંચતાંવાર વૃદ્ધ ગભરાઈ જઇને દીવાનખાનામાંથી નીચે ઊતરીને ગંગા પાસે ગયા અને કહ્યું: "આજેજ આપણે જમાઇને ઘેર જઇશું. આ કાગળ વાંચ. હવે કોણ જાણે લલિતાનું મોં જોવા પામીશું કે નહિ!" ગંગા શેઠાણી તો કાગળ વાંચીને જમીન ઉપર પછડાઇ પડ્યાં તથા ઊંચે સ્વરે રોવા લાગ્યાં. નોકરોએ શેઠના હુકમ મુજબ ઝટપટ મુસાફરીની બધી તૈયારી કરી દીધી. બે મોટી ટ્રંકોમાં કીમતી ઘરેણાં તથા વસ્ત્રો સાથે લઇને વૃદ્ધ રંગીલદાસ પત્ની સાથે લલિતાનું મોં જોવા ગયા.

સંધ્યાકાળે બધાં ત્યાં પહોંચ્યાં. સ્ટેશનથી મનમોહનનું ઘર ઘણું પાસે હતું. ઘેર પહોંચતાંવારજ રંગીલદાસે જમાઈ સાથે મેળાપ કર્યો. તેને દૃઢ આલિંગન આપ્યું અને ગદ્ગદ સ્વરે કહ્યું: "ભાઇ! મનમાં કાંઈ પણ લાવશો નહિ. ગઈ ગુજરી બધી ભૂલી જજો. ઘડપણમાં માણસોનું મગજ હમેશાં સ્વસ્થ રહેતું નથી. લલિતા ક્યાં છે? તબિયત તો હવે સારી છે ને?" સાસુસસરાને સાથે લઇને મનમોહન લલિતાના ઓરડામાં ગયો. વૃદ્ધે જોયું કે રોગથી સુકાઇ ગયેલી તથા ફિક્કી પડી ગયેલી લલિતા સોડમાં બાળકને લઇને સૂઇ ગઇ છે. વૃદ્ધનાં નેત્રોમાં આંસુ ભરાઈ આવ્યાં. દોડીને એ પુત્રીની પથારી આગળ ગયો તથા કન્યાને છાતીસરસી ચાંપીને રૂંધાઇ ગયેલે કંઠે બોલ્યો: "બેટા! મને ઓળખ્યો? હું આવ્યો છું. તારી મા પણ આવી છે. જો તો ખરી બહેન!" લલિતાએ કષ્ટપૂર્વક ઊઠીને માતાપિતાની ચરણરજ માથે ચડાવી અને પિતાના બે પગ પકડી રાખીને કહ્યું: "પિતાજી! કહો. તમે મને ક્ષમા આપી કે નહિ?" વૃદ્ધે ધીરેથી તેનો હાથ છોડાવીને તેના માથા ઉપર પોતાનો હાથ મૂકીને કહ્યું: "બહેન! મારા મનમાં કશું નથી, હું તો બધું ભૂલી ગયો છું. હવે તને આરામ થયો જોઉં એટલે બસ." ત્યાર પછી ઘરેણાંગાંઠાંની પેટીઓ લાવીને લલિતાની પાસે મૂકીને કહ્યું:

"બહેન! તું ગુસ્સે થઇને બધું આપણે ત્યાં મૂકીને આવતી રહી હતી. લે, આ બધી તારી જણસો લે. નાહીધોઇને ઊઠ્યા પછી આ બધી જણસો પહેરીશ, ત્યારે તને જોઇને અમારા મનને ટાઢક વળશે." પેટીમાંથી એક નાનો સરખો હીરાનો હાર કાઢીને લલિતાના પુત્રના ગળામાં પહેરાવીને વૃદ્ધે તેને ખૂબ રમાડ્યો એ પણ આંખ મીંચીને જરા મલકાયો. જાણે કહેતો હોય કે, "નાનાજી! આજ તમારો ટેક ક્યાં ગયો?"

ત્યાર પછી રંગીલદાસે જમાઇને બહાર લઈ જઇને કહ્યું: "તમારા ચાલ્યા આવ્યા પછી મેં વીલ કરીને મારું ઘર લલિતાને નામે લખી આપ્યું છે અને સઘળી મિલકત તમારે બન્નેને નામે ચડાવી છે." એમ કહીને વીલ મનમોહનના હાથમાં સોંપીને કહ્યું: "હવે તમારાજ ઘરમાં રહેવામાં તમારે કાંઈ શરમાવાનું નથી. લલિતાને મટી જાય એટલે તમે બધાં ભરૂચ આવીને રહો, એજ અમારી ઇચ્છા છે." મનમોહન પણ આગલી વાતોનું સ્મરણ કરીને શરમાઇ ગયો અને એક પણ અક્ષર બોલ્યા વગર સસરાને પગે લાગીને મૌનપણે તેમની યોજના માટે પોતાની સંમતિ પ્રગટ કરી.

માતાપિતાને જોયાથી તથા ગંગા શેઠાણીની માવજતથી, લલિતાને જલદી આરામ થઈ ગયો. રંગીલદાસ જ્યારે બધાને લઇને ભરૂચ પાછા ફર્યા, ત્યારે તેમનું સૂનું ઘર ભર્યું ભર્યું થઈ ગયું. સ્નેહથી પરાજિત થઇને રંગીલદાસે પોતાનો ટેક છોડ્યો એટલે બધાંના આનંદનો પાર રહ્યો નહિ!





# ૬૧–ના, મારે તમારી દેવી નથી બનવું!

આઠ વર્ષની ઉંમરમાં મારું લગ્ન થઈ ગયું હતું. મનપસંદ પતિ મેળવવા માટે છોકરીઓ ઘણુંખરું શિવનું પૂજન કરે છે. મેં પણ તે કર્યું હતું; પરંતુ પૂર્વજન્મના પાપથી મનમાન્યા પતિ મળવા છતાં પણ મને પૂરું સુખ ન મળ્યું. ભગવાન ત્રિલોચને મારાં બન્ને લોચનો લઈ લીધાં. જીવનના અંતકાળ સુધી મારા સ્વામીને આંખભર જોવાનું સૌભાગ્ય તેમણે મને ન આપ્યું.

બાલ્યાવસ્થામાંથીજ મારી કસોટી શરૂ થઇ. સોળ વર્ષ પૂરાં થતાંમાં તો મેં એક મરેલા બાળકને જન્મ આપ્યો. હું પોતે પણ મરતાં મરતાંજ બચી. જેના કર્મમાં આખી જિંદગી દુઃખજ ભોગવવાનું લખાયલું છે, તે મરે કેમ? જે દીપક બળવાનોજ છે, તેનું તેલ ખૂટતું નથી. આખી રાત બળ્યા પછીજ તેને શાંતિ મળે છે.

હું બચી તો ગઈ; પરંતુ શરીરની અશક્તિ, માનસિક ક્લેશ અથવા તો બીજાં કોઇ કારણોને લીધે મારી આંખમાં પીડા થવા લાગી.

મારા પતિ એ સમયે ડૉકટરના કામનો અભ્યાસ કરતા હતા. નવી વિદ્યાના ઉત્સાહને લીધે, ઉપાય કરવાનો પ્રસંગ મળેલો જોઈ તે ઘણા ખુશી થયા. એ પોતેજ મારી ચિકિત્સા કરવા લાગ્યા.

દિયેરજી પણ એજ વર્ષમાં વકીલાતની પરીક્ષા પાસ કરવાને માટે કૉલેજમાં અભ્યાસ કરતા હતા. તેમણે એક દિવસ આવીને મારા પતિને કહ્યું: “તમે આ શું કરી રહ્યા છો? ભાભીની આંખનો નાશ કરવાનો ધંધો લઈ બેઠા છો? કોઈ સારા ડૉટરને બોલાવીને બતાવો.”

સ્વામીએ કહ્યું: “કોઇ સારો ડૉકટર આવી નવો ઉપાય શો કરશે? દવાઓ તો બધી એની એ જાણીતીજ છે ને?”

દિયેરજીએ કાંઇક નારાજ થઇને કહ્યું: “ત્યારે તો તમારામાં અને તમારી કૉલેજના પ્રિન્સિપાલ (અધ્યક્ષ) સાહેબમાં કાંઇ અંતર નથી એમજ ને?”

સ્વામી બોલ્યા: “તું કાયદો ભણે છે. ડૉકટરના કામમાં શું

સમજે? પરણીશ અને બૈરીની તરફથી મિલકતનો કોઈ મુકદ્દમો લડીશ ત્યારે મારી સલાહ પૂછવા આવીશ કે?"

હું મનમાં વિચાર કરવા લાગી કે, "આ બન્ને એકબીજા સાથે લડી મરશે અને મારી જઇશ હું. બન્ને તરફથી મારા ભોગ છે." વળી વિચાર આવ્યો કે, "પતિના હાથમાં જ્યારે મારું દાન કરવામાં આવ્યું છે, તારે દિયેરજીએ મારે માટે આ તકરાર શું કામ કરવી? મારું સુખદુઃખ, મારા પતિનાજ હાથમાં છે."

એ દિવસે આ નાનીશી આંખોની પીડાને માટે દિયેરજી અને પતિની વચ્ચે આટલી ખટપટ થઇ ગઈ. મારી આંખોમાંથી પહેલાં પાણી ટપકયા કરતું હતું, હવે તેની ધારા વહેવા લાગી. તેનું કારણ મારા પતિ હતા કે દિયેરજી, એ વાતનો વિચાર કોઇએ ન કર્યો. વિચારવાની જરૂર પણ નહોતી.

મારા પતિ કૉલેજમાં ગયા હતા, તે વખતે દિયેરજી એકાએક ડૉકટરને બોલાવી લાવ્યા. ડૉકટરે આંખ તપાસીને કહ્યું કે, "જો બરોબર સંભાળીને કામ લેવામાં નહિ આવે તો પીડા વધી પડવાનો ડર છે." દવા લખી આપી ડૉકટર સાહેબ ઘેર ગયા. દિયેરજીએ દવા લાવવા નોકર મોકલ્યો.

ડૉકટરના ગયા પછી મેં દિયેરજીને કહ્યું: "ભાઈ! હું તમારે પગે પડીને કહું છું કે જે દવા ચાલી રહી છે તેમાં તમે હરકત ન કરશો."

નાનપણથીજ હું દિયેરજીથી બહુ બીતી હતી. મોં ઉઘાડીને આજ આટલી વાત કરી શકી એજ આશ્ચર્યની વાત થઇ. એટલું તો હું સારી રીતે સમજી ગઇ હતી કે, તે મારા પતિથી છુપાવીને દવા કરવા ચાહે છે, તેથી અંતમાં મને હાનિને બદલે લાભ થવાની આશા નથી.

દિયેરજી મારી હઠ જોઇ આશ્ચર્ય પામ્યા. થોડો સમય શાંતિથી વિચાર કરી બોલ્યા: "ઠીક છે, હવેથી હું ડૉકટરને નહિ બોલાવું; પરંતુ જે દવા મંગાવી છે તે તો સારી રીતે અજમાવી જોજો." દવા આવ્યા પછી તે ચોપડવાની રીત મને બરોબર સમજાવીને તે ચાલ્યા ગયા. પતિના કૉલેજમાંથી પાછા આવતાં પહેલાંજ મેં શીશી, ડબ્બી તથા આંખમાં દવા પાડવાની કાચની નળી વગેરેને ઘણી સાવધાની સાથે પાછળના કૂવામાં ફેંકી દીધાં.

દિયેરજીની જોડે તકરાર કર્યા પછી મારા પતિ બમણા ઉત્સા-

હથી મારી આંખોની દવા કરવા લાગ્યા. સાંજસવાર દવા બદલવા લાગ્યા. આંખો ઉપર પાટા બંધાવ્યા, ચશ્માં પહેરાવ્યાં, દવાનાં ટીપાં નાખવામાં આવ્યાં, ભૂકી ભભરાવી. દુર્ગંધિત માછલીનું તેલ પી પીને મારા પેટનાં આંતરડાંઓ પણ બહાર નીકળવા અવ્યાં; પરંતુ આ બધું મેં સહન કર્યું.

સ્વીમી પૂછતાઃ " હવે આંખોની શી હાલત છે ? " હું કહેતી કે, " હવે કાંઈક ઠીક છે. " મારા મનમાં પણ એમજ માનવાને પ્રયત્ન કરતી કે હું સાજી થતી જાઉં છું. જ્યારે આંખમાંથી પાણી વધારે ટપકતું ત્યારે માનતી કે, પાણી ટપકવું એ સારું ચિહ્ન છે. જ્યારે ટપકવું બંધ થઈ જતું ત્યારે પણ એમજ વિચાર કરતી કે, હવે તો આરામ થઈ જશે.

પરંતુ થોડા દિવસમાં મારાથી વધારે દુઃખ સહન ન થઈ શકયું. આંખોથી ઝાંખું દેખવા લાગી. માથાના દરદથી પણ ચેન પડતું ન હતું. મને લાગ્યું કે, સ્વામી પણ હવે શરમાઈ ગયા છે. આટલા દિવસ પછી ડૉકટરને કેવી રીતે બોલાવાવો તેનું એ બહાનું શોધવા લાગ્યા.

આ સ્થિતિ જોઈ મેં એમને કહ્યું કે, " દિયેરજીનું કહ્યું માનવાની ખાતર ડૉકટર બોલાવવામાં શી હાનિ છે ? એ વાત ઉપરથી દિયેરજી નાખુશ થઇ ગયા છે, તેથી મને દુઃખ થાય છે. ઉપાય તો તમેજ કરશો, પરંતુ નામની ખાતર કોઈ ડૉકટર હોય તો ઠીક."

તેમણે કહ્યુંઃ " એ ઠીક કહ્યું " અને એજ દિવસે એક ગોરા ડૉકટરને એ બોલાવી લાવ્યા. તેમની વચ્ચે શી વાતચીત થઇ તે હું સમજી ન શકી, પણ એટલું તો જણાયું કે સાહેબ મારા પતિને ધિક્કારતા હતા અને એ નીચું માથું રાખી મૂંગે મોંએ એ બધું સાંભળ્યા કરતા હતા.

ડૉકટરના ગયા પછી મેં સ્વામીનો હાથ પકડી કહ્યુંઃ " એ ઉદ્ધત ગોરાને કયાંથી પકડી લાવ્યા ? એક દેશી ડૉકટરને બોલાવવાથીજ કામ ચાલત. એ મારી આંખોની પીડાને તમારા કરતાં વધારે સારી રીતે કેવી રીતે જાણી શકશે ? "

સ્વામી જરા શરમિંદા થઇ બોલ્યાઃ " આંખોમાં નસ્તર મુકાવવાની જરૂર આવી ગઈ છે. "

મેં કાંઈક ક્રોધનો ડોળ કરી કહ્યુંઃ " નસ્તરની જરૂર છે, એ વાતને તમે જાણીજોઇને છુપાવતા હતા ? એ તો હું બહુ દિવસથી

જાણતી હતી. તમે એમ જાણતા હશો કે, નસ્તર મુકાવવાની વાતથી હું ડરી જઇશ.”

હવે તેમનો સંકોચ જતો રહ્યો. તેમણે કહ્યું: “આંખમાં નસ્તર મુકાવવાની વાત સાંભળી ડર ન પામે એવો પુરુષોમાં પણ કોઇકજ વીર હોય છે.”

મેં મશ્કરીમાં કહ્યું: “પુરુષોનું વીરપણું–શૂરાતન તો સ્ત્રીઓનીજ પાસે છે.”

સ્વામીએ તરત શરમાઈ જઇ એક નિઃશ્વાસ નાખી કહ્યું: “એ ઠીક છે. પુરુષોની કુળદેવી અહંતાજ છે.”

મેં તેમની શરમને તરતજ હવામાં ઉડાડી દઇને ઉત્તર આપ્યો: “અહંકારમાં પણ તમે લોકો સ્ત્રીઓથી વધો એમ છો કે? ત્યાં પણ અમારોજ વિજય છે.”

મારા મંદવાડના દિવસોમાં દિયેરજી એક વખત ફરીથી મારી પાસે આવ્યા. મેં એમને બોલાવીને કહ્યું: “ભાઈ! તમારા ડૉકટરની દવાથી આટલા દિવસ સુધી હું સારી હતી, પરંતુ એક દિવસ ભૂલથી ખાવાની દવાને આંખમાં ચોપડી એથી હવે હું જન્મભરને માટે આંખ ખોવા બેઠી છું. તમારા ભાઇ કહે છે કે નસ્તર મુકાવવું પડશે.”

દિયેરજીએ કહ્યું કે, “હું ધારતો હતો કે તમારા પતિનીજ દવા ચાલે છે; એટલા માટે ગુસ્સે થઇને તો હું તમારી પાસે પણ આવ્યો નહિ.” મેં કહ્યું: “છાનીમાની હું ડૉકટરનીજ દવા ચોપડતી હતી, પણ એમને મેં એ વાત જાણવા દીધી નથી.”

હાય! સ્ત્રીનો જન્મ લઇને સર્વનાં મન રાખવા માટે કેટલું જૂઠું બોલવું પડે છે! દિયેરજીનો જીવ દુભાવવાનું પણ મને ગમતું ન હતું અને સ્વામીના યશમાં હરકત પહોંચે નહિ એમ પણ મારી ઈચ્છા હતી. મા બનીને તો ખોળામાંના બાળકને સમજાવવું પડે છે; પણ સ્ત્રી બનીને તો બાળકના પિતાને પણ સમજાવવા પડે છે, તેથીજ સ્ત્રીને આટલો છળ કરવો પડે છે.

મારી આ યુક્તિનું ફળ તો એ મળ્યું કે, આંધળી થતાં પહેલાં દિયેરજી અને પતિની વચ્ચે સંપ થયેલો મેં જોયો. દિયેરજીએ જાણ્યું કે, છાનામાના દવા કરવાથી આ દશા થઇ. સ્વામી સમજ્યા કે ભાઇનું કહ્યું માન્યું હોત તો સારું થાત. મનમાં ને મનમાં બંને જણ પસ્તાવા લાગ્યા અને મનથીજ એકબીજાની ક્ષમા માગવા

લાગ્યા. મારા સ્વામી હવેથી ભાઇની સલાહ પૂછવા લાગ્યા અને દિયેરજી પણ ઘણી નમ્રતાથી મોટાભાઇનું કહ્યું માનવા લાગ્યા.

એક દિવસ બંનેની સંમતિથી અંગ્રેજ ડૉકટરે આવી મારી ડાબી આંખમાં નસ્તર મૂક્યું. નિર્બળ આંખથી તે ઘા સહન ન થયો. તેની ક્ષીણ જ્યોતિ અકસ્માત્ હોલવાઇ ગઈ, બંધ થઈ ગઈ! હવે તો બીજી આંખ પણ થોડાક દિવસોમાં અંધકારમાં મળી ગઇ. બાલ્યાવસ્થામાં લગ્નને દિવસે પીઠી ચોળેલી જે કિશોર મૂર્તિ મારી સામે પહેલીજ વખત પ્રકાશિત થઇ હતી, તેના ઉપર જન્મપર્યંતને માટે પડદો પડી ગયો!

એક દિવસ મારા સ્વામી મારી પથારી આગળ આવી કહેવા-લાગ્યાઃ "તારી આગળ ખોટી બડાઇ નહિ કરું. તારાં નેત્રોનો નાશ મેંજ કર્યો છે."

હું જાણી ગઇ કે, દુઃખથી તેમનો કંઠ રૂંધાઇ ગયો છે અને આંખો આંસુથી ભરાઈ ગઈ છે. મેં મારા બંને હાથમાં તેમનો જમણો હાથ દબાવી કહ્યું: "એ તો ઠીક કર્યું. તમારી પોતાની વસ્તુ લઇ લીધી, કોઇ ડૉકટરના ઉપાયથી હું આંધળી થઇ હોત તો મને કેટલું બધું દુઃખ થાત તેનો વિચાર કરો. બનવાકાળને કોઇ રોકી શકતું નથી; તો પછી મારી આંખોને કોણ બચાવી શકત? મારી આંખો તમારે હાથે ગઇ એજ માત્ર મને અંધાપામાં સુખ છે, દિલાસો છે. જ્યારે પૂજાનાં કમળ ખૂટી ગયાં ત્યારે રામચંદ્રજી પોતાનાં નેત્રકમળ ઉખેડીને દેવતાને ચડાવતા હતા. મેં મારી દૃષ્ટિ મારા દેવતાને ચડાવી દીધી. તમારી નજરમાં કોઇ સારી ચીજ આવે ત્યારે મને કહેજો. તમારાં નેત્રોનો પ્રસાદ જાણી હું તેને પાસે રાખીશ." આટલી બધી વાતો મોંમાંથી એક સાથે નીકળે પણ કેમ? પરંતુ ઘણા દિવસથી મેં એ વાતો વિચારી રાખી હતી. જ્યારે જ્યારે ચિત્ત મલિન થઇ જતું, પતિભક્તિનું તેજ જ્યારે ક્ષીણ થઈ જતું, જ્યારે હું પોતાને દુઃખી અભાગિની સમજીને કલેશ કરતી, ત્યારે હું પોતે મારા મનને એજ રીતે સમજાવ્યા કરતી. એ શાંતિ, એજ ભક્તિનો આશ્રય લઈ મારા આત્માને એ દુઃખની અવસ્થામાં પણ ઊંચો કરવાનો પ્રયત્ન કરતી. આજ કાંઇક કહીને અને કાંઇક ચૂપ રહીને, કોઇ પણ પ્રકારે મેં મારો ભાવ પતિને સમજાવી દીધો.

તેમણે કહ્યું: "મૂર્ખતાથી મેં તારું જે નુકસાન કર્યું છે, તે

તો પાછું લાવી શકાય એમજ નથી. બનશે ત્યાંસુધી આંખની ખોટ પૂરી પાડવા હું તારી પાસે ને પાસેજ રહીશ."

મેં કહ્યું: "એ વાત ઠીક નહિ. મારે માટે તમે તમારા ઘરને આંધળાની ઇસ્પિતાલ બનાવો, એવું કાંઇ હું કોઇ દિવસ બનવા દઉં નહિ. તમારે ફરીથી લગ્ન કરવું પડશે."

ફરીથી લગ્ન કરવું આવશ્યક છે, એમ વિસ્તારપૂર્વક કહેતાં મારું ગળું રૂંધાવા લાગ્યું. ઉધરસ ખાઇને, ગળું સાફ કરીને આ ગળ બોલવા જતી હતી, એટલામાં મારા પતિ મોટા વેગથી બોલી ઊઠયા: "હું મૂઢ છું, હું અહંકારી છું, પરંતુ હું નીચ નથી. મેં મારે હાથે તને આંધળી કરી અને પછી હુંજ તને છોડી દઇને બીજી વાર પરણું તો ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે, બ્રહ્મ-હત્યા અને પિતૃહત્યાનું મને પાપ લાગે."

હું એમને શપથવાળી વાત બોલવા ન દેત; પરંતુ આંસુ કંઠને રોકીને, બન્ને આંખોમાંથી મોટી ધારાઓમાં વહેતાં હતાં. એને રોકીને હું બોલી શકી નહિ. પતિની વાત સાંભળી આનંદથી વિહ્-વલ બની, ઓશીકામાં મોં સંતાડી હું રોવા લાગી. હું આંધળી છું તોપણ એ મારો ત્યાગ નહિ કરે. દુઃખિયાના દુઃખની માફક તે મને પોતાના હૃદયમાં રાખશે, એટલા સૌભાગ્યની મને ઇચ્છા નહોતી; પણ મન સદા પોતાના સ્વાર્થની વાતથી રાજીજ થાય છે.

જ્યારે અશ્રુની પહેલી ઝડી પૂરા વેગથી વરસી રહી, ત્યારે તેમનું મુખ મારા હૃદયની પાસે લાવી મેં કહ્યું: "આટલા ભયં-કર શપથ શા માટે? શું હું મારા સુખને માટે તમને ફરીથી લગ્ન કરવાનું કહું છું? શોકયની પાસે હું મારું કામ કરાવત? આંખો ન હોવાથી હું પોતે તમારું જે કામ ન કરી શકત તેજ હું એની પાસે કરાવત."

સ્વામી બોલ્યા: "કામ તો દાસી પણ કરી લે છે. મારા કામને માટે દાસીની સાથે લગ્ન કરી તેને દેવીની સાથે એકજ આસન ઉપર બેસાડી શકું?" એમ કરી મારું મોં પકડી લલાટ ઉપર તેમણે એક નિર્મળ ચુંબન કર્યું. એ ચુંબનથી જાણે મારું ત્રીજું નેત્ર ઊઘડયું. એજ ક્ષણે હું દેવીના આસન ઉપર આરૂઢ થઈ ગઇ. મેં મનમાં વિચાર કર્યો કે આજ ઠીક છે. આંધળી હોવાથી બહારના સંસારની માલિક હું બની શકવાની નથી, હવે હું સંસારની પાર જઈ, દેવી બની, મારા સ્વામીનું મંગળ ઇચ્છીશ.

આ વાત જૂઠી નથી. હું કપટમાં એવું નથી કહેતી. સંસારી સ્ત્રીઓમાં જે હલકાઇ, જે કપટતા છે, તેનો મેં તેજ ક્ષણે ત્યાગ કર્યો. એજ દિવસે, આખો દહાડો આત્માની ને મારી વચ્ચે તકરાર ચાલી. આટલા ભારે શપથથી બંધાયા પછી પતિ બીજી વાર લગ્ન નહિ કરી શકે એ આનંદે મારા મનને પતિની સાથે બાંધી દીધું. હું તેમની પાસેથી મનને કદાપિ છોડાવી ન શકી.

મારા પ્રેમી પતિ દાસીઓને રોકીને મારું બધું કામ પોતેજ કરવા લાગતા. આથી નાની નાની બાબતોમાં પણ પતિ ઉપર આધાર રાખવો પડતો; પરંતુ મારાથી શું થાય એમ હતું ? પતિ હમેશ પાસે છે એ જાણીને મને ઘણું સુખ મળતું. આંખોથી તેમને જોઇ શકતી નહોતી, તેથી તેમને પાસે રાખવાની ઇચ્છા દિનપ્રતિદિન વધતી ગઈ. જો એ ઘણા વખત સુધી કામસર બહાર રહેતા તો મને એમ લાગતું કે, જાણે હું આકાશમાં લટકી રહી છું, જાણે હું કોઇ ચીજને પકડીજ શકતી નથી, મેં મારો આધાર ખોયો છે. પહેલાં જ્યારે પતિને કૉલેજમાંથી આવતાં વાર લાગતી, ત્યારે ખડકીનું બારણું સહેજ ઉઘાડી જોયા કરતી. જે જગતમાં એ ફરતા, એ જગતને હું મારાં નેત્રો સાથે બાંધી રાખતી હતી; પણ હવે મારું દૃષ્ટિરહિત શરીર એમની શોધ કરવા લાગ્યું. તેમની સૃષ્ટિ સાથે જે પુલદ્વારા હું જોડાયલી હતી, તે પુલ હવે તૂટી ગયો છે. હવે તેની અને મારી વચ્ચે અપાર અંધકાર છે. હવે હું નિરુપાય થઇ વ્યાકુલતાથી જોઉં છું કે, પેલી પારથી મારી પાસે એ ક્યારે આવી પહોંચશે ? એથીજ જો એ મને છોડીને ક્ષણભર પણ ક્યાંય બહાર જાય છે, તો મારું આંધળું શરીર પણ તેમને ઊઠીને પકડી લેવાની ઇચ્છા રાખે છે અને હાહાકાર કરીને બોલાવવા લાગે છે.

એક તો મૂળથીજ પતિના ઉપર સ્ત્રીનો બોજો ઘણો હોય છે, તેમાં વળી અંધાવસ્થાનો ભારે બોજો પણ તેમનાજ ઉપર નાખવો એ ઘણુંજ ખરાબ છે. મારો આ વિશ્વવ્યાપક અંધકાર મારેજ ઉઠાવવો જોઇએ. મેં મનમાં નિશ્ચય કર્યો કે, મારી આ અનંત અંધતાથી પતિને મારી સાથે બાંધી નહિ રાખું.

થોડાજ સમયમાં મેં શબ્દ, ગન્ધ ને સ્પર્શથી જરૂરી કામ શીખી લીધું; એટલે સુધી કે ઘરનું ઘણુંખરું કામ પહેલાં કરતાં પણ વધારે નિપુણતાથી હું કરવા લાગી. હવે મને અનુભવ થયો કે, દૃષ્ટિ મનુષ્યને જેટલી સહાયતા આપે છે, તેટલીજ તેને દુષ્ટ બનાવે છે.

જેટલું જોવું જોઇએ, જેટલું જોવાથી કામ સારું થાય છે, તેના કરતાં આંખ વધારે જુએ છે. જ્યારે નેત્ર બધું કામ કરે છે, ત્યારે કાન આળસુ બની જાય છે. જેટલું સાંભળવું જોઇએ તેના કરતાં એ થોડું સાંભળવા લાગે છે. ચંચળ નેત્રો ન હોવાથી હવે મારી બીજી ઇન્દ્રિયો પોતાનું કામ સારી રીતે કરવા લાગી.

હવે હું મારા પતિને મારું કામ કરવા દેતી નહોતી અને પહેલાંની માફક હું પોતે એમનું કામ કરતી હતી.

સ્વામી કહેતા કે, "તું મને પ્રાયશ્ચિત્ત કરતાં રોકી રહી છે." હું કહેતી કે, "તમારે પ્રાયશ્ચિત્ત શું કામ કરવું જોઇએ, તે હું સમજતી નથી. હું મારા પાપનો ભાર શું કામ વધારું?"

એ ગમે તેમ કહે, પરંતુ જ્યારે મેં એમને આ પ્રમાણે રજા આપી દીધી, ત્યારે તેમને આનંદ તો અવશ્ય થયો. આંધળી સ્ત્રીની જન્મપર્યંત સેવા કરવી એ પુરુષનું કામ નથી.

મારા સ્વામી ડૉકટરની પરીક્ષામાં પાસ થઈ ગયા. હવે એ મને પોતાના ગામમાં લાવ્યા. ગામમાં આવતાં મને લાગ્યું કે, જાણે હું માના ખોળામાં બેઠી છું. બાલ્યાવસ્થામાંથીજ મને શહેરમાં મોકલવામાં આવી હતી. એ વાતને આજ એટલા બધા દિવસ થઈ ગયા હતા કે, જન્મભૂમિ માત્ર મારા હૃદયમાં છાયા જેવીજ હતી. જ્યારે આંખો હતી, ત્યારે બધી ભાવનાઓ દૂર કરીને નગરની શોભા મને ઘેરી લેતી હતી. જ્યારે આંખો જતી રહી ત્યારે મેં જાણ્યું કે, નગર તો આંખોને ફોસલાવનારી વસ્તુ છે. મનને તૃપ્ત કરવાની શક્તિ એમાં નથી. નેત્રોનો નાશ થતાંજ બાલ્યાવસ્થાના ગામનું સ્મરણ, સંતાતા નક્ષત્રની જ્યોતિની માફક મારા મનમાં ચમકી ઊઠ્યું.

માર્ગશીર્ષ માસના અંતમાં અમે અમારે ગામ ગયાં. નવો દેશ ચારે તરફ કેવો લાગતો હતો તે હું જોઈ શકી નહિ; પરંતુ બાળપણના અનુભવે મારા આખા અંગને ઘેરી લીધું. ઝાકળથી ભીંજાયલા, નવા વાવેતરવાળા ખેતરનો પ્રાતઃકાળનો વાયુ, તેમાંથી આવતી મીઠી સૌરભ, ખેડૂતોનાં ગીત—એ સર્વજ માત્ર નહિ; પરંતુ તૂટેલી સડક ઉપર કડડડ કરી ચાલનારી બળદગાડીનો અવાજ પણ મને આનંદ આપવા લાગ્યો. મારી બાલ્યાવસ્થામાં જોયેલી વાતો મને પ્રત્યક્ષ થતી હોય, એમ ચારે તરફ લાગવા માંડ્યું. આગળ સવારથી તે સાંજ સુધી જે ચીજો હું જોયા કરતી હતી, તે

બધી મને પુનઃ જાણે દેખાવા લાગી.

એટલી વાત તો અવશ્ય માનવી પડે છે કે, નગરોમાં રહેવાથી મનુષ્યોની બુદ્ધિમાં કેટલાક વિકાર થાય છે. ધર્મ, કર્મ, શ્રદ્ધા, ભક્તિ, કોઇ પણ વસ્તુમાં નિર્મળતા ને સરળતા નથી રહેતી. મને યાદ છે કે, આંધળી થયા પછી એક દિવસે મારી પાડોશની એક બહેનપણીએ આવી મને કહ્યું હતું કે, "અલી, તને ક્રોધ નથી આવતો? હું તો એવા ધણીનું મોં પણ ન જોઉં." મેં ઉત્તર આપ્યો: "બહેન! મોં જોવું તો બંધજ થઇ ગયું છે; એટલા માટે તો આંખો ઉપર ક્રોધ આવે છે. સ્વામી ઉપર ક્રોધ કરવાથી શું થાય?" યોગ્ય સમયે એ ડોકટરને બોલાવવું ભૂલી ગયા; એટલા માટે તે મારા પતિના ઉપર ક્રોધ કરી રહી હતી અને મને પણ ગુસ્સે કરવા ધારતી હતી. મેં એને સમજાવ્યું કે, "સંસારમાં રહેવાથી, ઇચ્છા અથવા અનિચ્છાથી જાણીજોઇને અથવા તો ભૂલચૂકથી, સુખદુઃખ તો થયાજ કરે છે; પરંતુ જો મનમાં ભક્તિ કાયમ રહે, તો દુઃખમાં પણ શાંતિ મળી શકે છે. નહિ તો ક્રોધ, ધમકી, બકબકાટ અને એવી વાતોમાંજ જિંદગી ગાળવી પડે છે. પ્રથમ તો આંધળી થઈ છું એજ મોટું દુઃખ, તેમાં વળી સ્વામી ઉપર ક્રોધ કરી દુઃખનો બોજો શું કામ વધારું?"

મારા મોંથી એવી વાતો સાંભળી લલિતા રિસાઈને ચાલી ગઈ; પરંતુ તેની વાતમાં જે વિષ હતું તે છેક તો નિષ્ફળ નજ ગયું. લલિતાનો ક્રોધ મારા મનમાં એકાદબે અંગારા તો નાખીજ ગયો. મેં તે પગ તળે કચરી હોલવી નાખ્યા ખરા, તોપણ તેનાં એકબે ચિહ્નન તો રહીજ ગયાં; માટે હું કહેતી હતી કે, શહેરોમાં રહેવું એ ઘણું કઠણ છે. ત્યાં બુદ્ધિ જોતજોતામાં પલટાઇ જાય છે.

ગામમાં આવીને શિવાલયવાળા બગીચાનાં મનોહર પુષ્પોની સુગંધથી મારી આશા, મારો વિશ્વાસ, ફરી બાલ્યાવસ્થાની માફક નવાં અને ઉજ્જવલ થઇ ગયાં. મારું હૃદય, મારો સંસાર દેવતાની પ્રીતિથી પૂર્ણ થઇ ગયો. હું માથું નમાવી કહેવા લાગી: "હે દેવ! ઠીક થયું કે મારી આંખો જતી રહી. તમે તો મારે માટેજ બન્યા છો; પણ હા, હું ભૂલી ગઈ, તમે મારા છો એ પણ જૂઠી વાત છે. હું તમારી છું એટલુંજ કહેવાનો મને અધિકાર છે."

કેટલાક દિવસ સારી રીતે વીતી ગયા. મારા પતિનો ડોકટરનો ધંધો પણ જામવા લાગ્યો. હાથમાં કાંઇક પૈસા પણ આવ્યા;

પરંતુ ધન સારી વસ્તુ નથી. એથી મન બગડી જાય છે. જ્યારે મન રાજ્ય કરે છે, ત્યારે તે પોતાનાજ સુખ તરફ ધ્યાન રાખે છે; પરંતુ જ્યારે ધન સુખ મેળવવાનો યત્ન કરે છે, ત્યારે મનને માટે બીજું કાંઇ કામ રહેતું નથી. મનનું માનેલું સુખ પ્રથમ જ્યાં રહેતું હતું, ત્યાં ધન મળવાથી વિલાસની સામગ્રીઓ લાંબા પગ કરીને બેસી જાય છે, એટલે સુખને બદલે પછી એ વિલાસસામગ્રીઓજ મળે છે.

કોઈ ખાસ વાત કે ઘટનાનો હું ઉલ્લેખ કરતી નથી; પરંતુ આંધળા માણસોને અનુભવશક્તિ વધારે હોય છે, તેથી અથવા તો કોઇ બીજાજ કારણને લીધે, ધન વધતું જવાની સાથે મારા પતિના સ્વભાવમાં ફેરફાર થતો હતો, એ હું સારી રીતે સમજવા લાગી. તરુણ અવસ્થામાં અન્યાય, ધર્મ કે અધર્મ આદિ વિષયોનો સ્વામીને ઘણો વિચાર હતો. તે હવે દિનપ્રતિદિન ઓછો થવા લાગ્યો. પહેલાં એ કોઈ કોઈ દિવસ કહેતા તે મને યાદ છે કે, "હું ડૉકટરનું કામ કેવળ આજીવિકાને માટેજ નથી શીખતો; એથી અનેક ગરીબ દુઃખીઓને ઉપકાર પણ કરી શકીશ." જે ડૉકટરો મરવાની અણી ઉપર આવેલા દરિદ્ર દરદીના દ્વાર ઉપર આવી વગર પૈસે નાડી પણ નથી જોતા, એવાઓની વાત કરતી વખતે તિરસ્કારથી મારા પતિની વાત બંધ થઈ જતી હતી. હવે હું જાણી ગઈ કે, એ દિવસો રહ્યા નથી. પોતાના એકના એક છોકરાની પ્રાણરક્ષાને માટે એક સ્ત્રી તેમને પગે પડી હતી; પરંતુ તેમણે કાંઈ પરવા ન કરી. આખરે મેં એમને મારા ગળાના સોગન ખવરાવીને તેને ઘેર મોકલ્યા. એ ગયા તો ખરા, પણ ન ગયા જેવા. ખરા દિલથી કામ ન કર્યું. જ્યારે અમારી પાસે થોડું ધન હતું, ત્યારે પતિ પોતાની આંખે શું જોતા હતા તે હું જાણું છું; પરંતુ હવે તો બૅન્કમાં રૂપિયા બહુ જમે થઈ ગયા છે. એક વખત એક શેઠનો ગુમાસ્તો આવીને બે દિવસ સુધી એકાંતમાં એમની સાથે કોણ જાણે શીએ વાતચીત કરી ગયો. શું કહી ગયો તે હું જાણતી નથી; પરંતુ તેના ગયા પછી પતિ મારી પાસે આવ્યા, ત્યારે ઘણા હર્ષથી તેમણે અનેક વાતો કહી. તેમણે જણાવ્યું તો નહિ પરંતુ મારા અંતઃકરણની સ્પર્શશક્તિથી હું સમજી ગઈ કે, આજ એ કલંકનો ચાંલ્લો કરી આવ્યા છે.

પતિને આંખોથી જોવાનો મને વિયોગ થયો તે તો કાંઇજ

નહિ, પરંતુ જ્યારે હું વિચારું છું કે, જ્યાં હું છું ત્યાં એ નથી ત્યારે હૃદય કંપી ઊઠે છે. મારા પતિ હવે તો ધન કમાવાની લાલસામાં ક્યાંના ક્યાંય પહોંચી જાય છે. પહેલી અવસ્થામાં અમે બન્ને એક પથ ઉપર ચાલ્યાં હતાં; પરંતુ હવે અમારા બન્નેના પથમાં કઈ જગ્યાએ ફેર પડયો છે–ચીલો ફંટાયો છે; તેનું મને પણ ભાન નથી અને તેમને પણ ખબર નથી. આજ અમે પરસ્પર એટલે બધે દૂર જઈ પડયાં છીએ કે બૂમો પાડી પોકાર કરવા છતાં પણ મને એમનો પત્તો લાગતો નથી.

કોઈ કોઈ દિવસ હું વિચાર કરું છું કે, આંધળી હોવાથી નાની વાતોને પણ હું મોટી માની લઉં છું. જો નેત્ર હોત તો કદાચ સંસારની બધી વાતોને હું પણ બીજા લોકોની માફકજ દેખત.

મારા પતિ મને એક દિવસ એમજ સમજાવી રહ્યા હતા. એ દિવસે સવારે એક વૃદ્ધ મુસલમાન તેની છોકરીની દવાને માટે બોલાવવા મારા પતિ પાસે આવ્યો. એ છોકરીને કૉલેરાનો રોગ થયો હતો. એ શું કહેતો હતો એ હું છાનીમાની સાંભળતી હતી. તેણે કહ્યું: "ડોકટર સાહેબ! હું બહુ ગરીબ છું. તમે મારું કામ કરો. અલ્લાહ તમારા ઉપર ખુશી થશે. તમારું ભલું કરશે."

મારા પતિએ ઉત્તર આપ્યો: "અલ્લાહના કરવાથી મારું પૂરું થાય નહિ. મારું કાંઈ રંધાય નહિ. તું શું કરીશ એ કહેને?" એ સાંભળીનેજ હું વિચાર કરવા લાગી: 'ઈશ્વરે મને આંધળી કરી તેની સાથે બહેરી પણ શું કામ ન કરી દીધી?' તે મુસલમાન લાંબો નિઃશ્વાસ નાખી 'યા અલ્લાહ' કરી ઊઠી ચાલતો થયો. મેં તરત મારા મેડાને પાછલે બારણેથી તેને બોલાવીને કહ્યું: "કાકા! તમારી છોકરીના ઉપાયને માટે હું તમને થોડુંક ખર્ચ આપું છું; પણ તમે મારા પતિનુ મંગળ ઇચ્છીને જાઓ અને આ પૈસામાંથી પડોશના હરિશ્ચંદ્ર ડોકટરને બોલાવી જાઓ."

એ આખો દિવસ મને અન્ન ન ભાવ્યું. સ્વામી બીજે પહોર ઊંઘમાંથી જાગી ઊઠી પૂછવા લાગ્યા: "આજ તું કેમ દિલગીર દેખાય છે?" મારા મોંમાંથી ઉત્તર નીકળવા જતો હતો, 'કંઇ નહિ એ તો....' પરંતુ છલ કરવાનો સમય હવે રહ્યો નથી. મેં સ્પષ્ટ કહી દીધું કે, "ઘણી વખત હું તમને આ વાત કરવા ધારતી હતી, પરંતુ કહેતાં મારી જીભ ઊપડતી નહોતી. મારા મનની વાત હું તમને સમજાવી શકીશ કે નહિ તે તો હું નથી જાણતી, પરંતુ તમે

એટલું તો જરૂર સમજી શકો છો કે, જેવી રીતે આપણે બન્નેએ સાથે મળીને જીવનયાત્રા શરૂ કરી હતી, તેવો વખત આજ નથી.”

સ્વામીએ હસીને કહ્યું: “ ફેરફાર થવો, પરિવર્તન થવું, એ તો જગતનો નિયમ છે.” મેં કહ્યું: “રૂપિયા, પૈસા, રૂપ, યૌવન—એ બધામાં તો ફેરફાર થાય છે; પણ શું એવી પણ કોઇ વસ્તુ નથી કે જે સદા એકસરખીજ રહે ?” મારા પતિએ કાંઈક ગંભીરતાથી કહ્યુઃ “જો ! બીજી સ્ત્રીઓ ખરી વાતને લીધે દુઃખ માને છે. કોઇનો પતિ ધન નથી કમાતો, કોઇનો પતિ તેના ઉપર પ્રેમ નથી રાખતો; પણ તું તો તારું દુઃખ આકાશમાંથી ઉતારી લાવે છે.” હું તરત સમજી ગઇ કે, અંધતાએ મારી આંખોમાં એક પ્રકારનું અંજન લગાવીને મને આ પરિવર્તનશીલ સંસારની બહાર ફેંકી દીધી છે. હું બીજી સ્ત્રીઓ જેવી નથી. મારા પતિ મારું કહ્યું સમજશે નહિ.

એવામાં મારી એક ફોઇજી તેમના ભત્રીજાને મળવા આવી. અમને બન્નેને જોઇને એ તરતજ બોલી ઊઠી કે, “ વહુ ! તારા નસીબે તેં તારી આંખો ખોઇ છે. હવે એ તો કહે કે, મારો ભત્રીજો આંધળી સ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમ કેટલો વખત નિભાવશે ? તેને તો હવે બીજી વખત પરણાવવો પડશે.”

“ફોઇબા ! એ વાત ઠીક કહી; બધું કામ જલદી કરી નાખો” એવું જો મારા પતિએ કહ્યું હોત તો તો ફોઈબા રાજી રાજી થઇ જાત અને બધી વાત ચોખ્ખી થઇ જાત; પરંતુ નહિ, મારા પતિએ એવું કહ્યું નહિ. એ કાંઇક લજ્જિત થઇને બોલ્યા: “ હેં ! તમે આ શું બોલો છો ?!” ફોઇજીએ કહ્યુ: “ કેમ ? હું કાંઇ ગાંડી વાત તો નથી કહેતી ને ? ઠીક, વહુ તુંજ કહે. ” હું હસવા લાગી. મેં કહ્યું: “ફોઇબા ! તમે યોગ્ય માણસનેજ પૂછ્યું છે. જેની ગાંઠ છોડવી હોય તેનીજ સંમતિ પૂછવી જોઇએ.” ફોઈજી બોલી ઊઠયાં: “ હા, એ તો ઠીક છે. હમણાં એ વાત પડતી મૂકો. આપણે બે જણાં પછીથી એ વાતની સંતલસ કરીશું; પણ વહુ ! હું ફરીથી કહું છું, શોકય તો આવશેજ; પણ તેમાં તો તારી વડાઇ વધશે.”

બે દિવસ પછી મારા પતિએ મારા દેખતાંજ ફોઈજીને પૂછ્યું: “ફોઇબા ! એ બિચારી આંખોથી લાચાર છે. કોઈ માણસ આખો દિવસ તેની પાસે રહી સેવાચાકરી કરે તો હું નિશ્ચિંત થાઉં. ”

હું નવી નવી આંધળી થઇ એવામાં જો આ વાત કહી હોત, તો તે મારા સમજવામાં પણ આવત; પરંતુ હવે આંખો નહિ

હોવાથી ઘરનું કામ શું બગડતું હતું તે હું સમજી નહિ; પણ મેં કશુંએ ન કહ્યું. એ સમયે હું ચૂપજ રહી. ફોઇજી કહેવા લાગીઃ " એની કયાં ખોટ છે ? મારાજ ગામમાં અને મારાજ સગામાં એક છોકરી છે. એ જેવી દેખાવે રૂપાળી છે તેવીજ સ્વભાવમાં પણ ગરીબ છે. જાણે લક્ષ્મીનીજ મૂર્તિ છે. અત્યાર સુધી કોઇ સારું ઘર નહિ મળવાથી તે કુંવારી રહી છે; નહિ તો લગ્ન કરવા લાયક તો કયારનીએ થઇ ગઈ છે અને આપણે ત્યાં નાની છોકરીનું કામ નહિ. તને જોઈને તે લોકો ખુશીથી પરણાવશે. "

મારા પતિ ચોંકીને બોલી ઊઠયાઃ " પરણવાની વાત કોણ કરે છે ? " ફોઈજી કહેવા લાગ્યાંઃ " વાહ, વાહ, લગ્ન નહિ કરે તો કોઈ સારા ઘરની છોકરી એમને એમ તારે ત્યાં આવીને ઘર માંડશે ? "

વાત તો ઠીક કહી. મારા પતિ કે હું એની વિરુદ્ધ કાંઇ ન કહી શકયાં.

મારી આંખો બંધ કરી અનંત અંધકારમાં એકલી ઊભી રહી આકાશ તરફ મોં કરી હું પોકારવા લાગીઃ " હે ભગવાન ! મારા પતિની રક્ષા કરો. "

આજ અરસામાં એક દિવસ સવારમાં જયારે હું પૂજા કરવા બહાર આવી, ત્યારે ફોઇજીએ મને બોલાવીને કહ્યુંઃ " વહુ ! જે છોકરીની વાત હું એ દિવસે કરતી હતી, તે છોકરીનો દાદો એને લઈને ગામ જતો હતો; મેં બહુજ વિનંતિ કરીને ચારપાંચ દિવસ રહેવાનું કબૂલ કરાવ્યું છે. ચંપા ! આ તારી બહેન થાય છે. તેને પગે લાગ. "

બરોબર એજ વખતે મારા પતિ પણ એ તરફ આવી રહ્યા હતા. અપરિચિત સ્ત્રી–ચંપાને જોઇને શરમાઇને આઘા બેસવા જતા હતા, એટલામાં ફોઇજીએ બોલાવી કહ્યુંઃ " ભાઈ ! દૂર કયાં જાય છે ? અહીંયાં આવ. "

ફોઇજી બોલ્યાંઃ " હું તને તે દિવસે એનીજ વાત કરતી હતી. એનું નામ ચંપા છે. તેના દાદા એને લઈને પાસેના ગામમાં જતા હતા. મને એમના જવાની ખબર પડવાથી મેં તેમને રોકી રાખ્યા છે. "

એ કયારે આવી, એ ગામ શા કામે જાય છે વગેરે અનેક અનાવશ્યક વાતો પૂછી મારા પતિ આશ્ચર્ય પ્રગટ કરવા લાગ્યા.

હું મનમાં વિચારવા લાગી કે, ' જે કાંઈ થઈ રહ્યું છે તે તો હું સમજું છું; પરંતુ એમાં આટલું બધું કપટ કરવાનું શું પ્રયોજન હશે ? જે કાંઇ કરવું હોય તે કરી નાખો; પરંતુ મારી આગળ આ પંચાત

શું કામ? મને છેતરવાને માટે આવું આચરણ કરવાની શી જરૂર?'

ચંપાનો હાથ પકડી હું તેને મારા સૂવાના ઓરડામાં લઈ ગઈ. તેના મોં પર હાથ ફેરવીને જોયું. મુખ તો સુંદરજ હશે. વય પણ ચૌદપંદરથી ઓછી નહિ હોય.

એ એકદમ ઘાંટો પાડી મીઠા સ્વરથી બોલીઃ "આ શું કરો છો? મંત્ર ભણી મારું ભૂત ઉતારો છો કે શું?"

તેનું આ બોલવું મને એટલું સરળ અને નિર્દોષ જણાયું કે, તરતજ મારા મનમાંથી કાળા વાદળનો એક પડદો દૂર થઇ ગયો. મારો જમણો હાથ તેના ગળામાં નાખી મેં કહ્યું: "બહેન! હું તો તને જોઈ રહી છું." અને એમ કહી ફરીથી હું તેનાં કોમળ મોં ઉપર મારો હાથ ફેરવવા લાગી.

"જોઇ રહ્યાં છો?" એમ કહી તે પુનઃ હસવા લાગી અને બોલીઃ "શું હું તમારી વાડીની ભાજીબાજી છું કે, હાથ ફેરવીને જુઓ છો કે કેટલી વધી ગઈ?"

હવે મને લાગ્યું કે, હું આંધળી છું એ ચંપા જાણતી નથી. મેં કહ્યું:" બહેન! હું આંધળી છું. તને આંખોથી જોઇ શકતી નથી." મારી વાત સાંભળી તેને ઘણું આશ્ચર્ય થયું. શાંતિથી કેટલોક વખત સુધી એ કાંઇ વિચારવા લાગી. હું સારી રીતે સમજી ગઇ કે, એ તેનાં કુતૂહલભર્યાં ને નવાં મોટાં નેત્રોથી મારી દૃષ્ટિહીન આંખો અને મોંને ઘણા ધ્યાનપૂર્વક નિહાળી રહી છે. થોડાક સમય પછી એ બોલીઃ "હા, એટલા માટે તમે કાકીને અહીંયાં બોલાવ્યાં છે, ખરું ને?" મેં કહ્યું: "મેં ફોઈજીને બોલાવ્યાં નથી. એ તો એમની મેળેજ આવ્યાં છે."

ચંપા ફરીથી હસવા લાગી અને બોલીઃ "ત્યારે તો તમારા ઉપર કૃપા કરીને આવ્યાં છે. જો એમ હશે તો એ દયાળુ દેવી જલદી જતાં રહેશે નહિ; પરંતુ દાદાજી મને અહીંયાં શું કામ લાવ્યા?"

બરોબર એજ વખતે ફોઇજી ત્યાં આવી પહોચ્યાં. અત્યાર સુધી એ મારા પતિની સાથે વાત કરી રહ્યાં હતાં. તેઓ ત્યાં આવતાંવેંતજ ચંપા બોલી ઊઠીઃ "કાકી! હું તો હવે ઘેર જઇશ, હું ઘેર કેટલા દિવસમાં જવા પામીશ એ કહો."

ફોઇજી કહેવા લાગ્યાંઃ અલી! આવ્યે તો વાર થઈ નથી ને એટલામાં ઘેર જવાની ફિકર પડી છે? આવી ચંચળ છોકરી મેં કોઇ દહાડો જોઈ નથી."

ચંપાએ કહ્યું "કાકી ! મને એમ લાગે છે કે, તમે તો અહીંથી ખસશોજ નહિ. તમારું તો આ ઘર છે, ચાહો એટલા દિવસ રહો, પણ હું તો નહિ રહું; પહેલેથી કહી દઉં છું."

પછી મારા હાથ પકડી ચંપાએ કહ્યું: "કેમ બહેન ! તમે શું કહો છો ? હું તો તમારા ઘરની નથી ને ?" હું એનો શો ઉત્તર આપું ? જ્યારે કાંઈ સૂઝ ન પડી ત્યારે મેં એને પાસે ખેંચી હૃદય-સરસી ચાંપી. હું સમજી ગઈ કે ફોઈજી ગમે તેટલાં પ્રબળ હશે; તોપણ ચંપાને સંભાળવાની શક્તિ તેમનામાં નથી. ક્રોધ ન કરતાં એ ચંપાને ઉપર ઉપરથી પટાવવા લાગ્યાં; પરંતુ તેમના પટામણા-વેડાને ચંપાએ જરાએ ગણકાર્યા નહિ. ફોઈજીની બધી વાતો સાંભળીને એ ઊંડુ હાસ્ય કરવા લાગી; વળી કાંઈ વિચાર કરી ફોઈજી બોલ્યાં: "ત્યારે ઊઠ ચંપા, નાહવાનું મોડું થઈ જશે. ચાલ મારી સાથે." ચંપાએ મને કહ્યું: "બહેન ! આવો તમે પણ મારી સાથે ચાલો. આપણે બે જણ સાથેજ જઈશું." ફોઈજી લાચાર બની રહ્યાં. એ જાણતાં હતાં કે, વધારે ખેંચતાણ કરવાથી જીત તો ચંપાનીજ થશે. મારી આગળ હારવાથી નકામું પોતાનું પોકળ ખુલ્લું થઈ જશે.

ચંપાએ મને પૂછ્યું: "તમારે છોકરું કેમ નથી ?" મેં જરાક શરમાઈને કહ્યું : "તે હું શું જાણું ? ભગવાન જાણે." ચંપા બોલી: "એનું કાંઈ કારણ તો જરૂર હશે." મેં કહ્યું: "એ પણ અન્તર્યામી ઈશ્વરજ જાણે." બાલિકાએ પ્રમાણના રૂપમાં દલીલ કરી કહ્યું: "જુઓને, કાકી આટલાં બધાં પ્રપંચી છે, માટે તેમને છોકરું નથી થયું." પાપપુણ્ય અને સુખદુઃખ વગેરેનું તત્ત્વ હું પોતેજ નહોતી જાણતી, તો પછી હું એને શું સમજાવું ? કેવળ એક દીર્ઘ નિઃશ્વાસ નાખી મનમાંજ હું બોલી: "તુંજ જાણે." ચંપા તરત મને વળગીને કહેવા લાગી: "મારી વાત સાંભળીને તમે નિઃશ્વાસ નાખો છો ! મારી વાત ઉપર કોઈએ ધ્યાન આપે છે ?"

મને હવે ખબર પડી કે, મારા પતિના ધંધામાં ખલેલ પડવા લાગી છે. દૂરથી કોઈ તેડવા આવે છે તો એ જતાજ નથી. પાસેનું કોઈ બોલાવવા આવે છે, તો ઉતાવળથી કામ કરી જલદી પાછા આવે છે. પહેલાં જ્યારે કામમાંથી ફુરસદ મળતી, ત્યારે બપોરે ભોજન અને નિદ્રાને માટેજ એ અંદર આવતા હતા. હવે તો ફોઈજી પણ એમને ઘડી ઘડી બોલાવવા લાગ્યાં અને એ પણ વગ-

ર કામે તેમની ખબર કાઢવા આવતાં. ફોઇજી જ્યારે ઘાંટો પાડીને બોલાવતાં કે, “ ચંપા ! મારો પાનસોપારીનો વાટવો લાવ તો.” ત્યારેજ હું સમજી જતી કે, મારા પતિ પણ તેમની પાસે છે.

પહેલાં એકબે દિવસ તો ચંપાએ તેમનું કહ્યું માન્યું. પછી તો ફોઇજી બોલાવી બોલાવીને ઘાંટો બેસાડી નાખતાં, તોપણ ચંપા પોતાની જગ્યાએથી ઊઠતી નહિ. ફોઇજી બૂમો મારતાં કે, “ ચંપા ! ચંપા ! ” પણ એ તો ભયભીત થઇ મારા દેહને વળગી રહેતી. એક પ્રકારની શંકા અને વિષાદે તેને ઘેરી હતી. ત્યાર પછી ભૂલથી પણ એ કદાપિ મને મારા પતિની વાત નહોતી પૂછતી.

એટલામાં એક દિવસ દિયેરજી મને જોવા આવ્યા. હું જાણુતી હતી કે, તેમની દૃષ્ટિ બહુ તીક્ષ્ણ છે. કઈ તરફનો પવન વાઇ રહ્યો છે, એ વાત તેમનાથી છાની નહોતી રહી શકતી. દિયેરજી ઘણા સૂક્ષ્મ વિચારવાળા હતા. એક તલમાત્ર અન્યાય પણ તેમનાથી સહન થઇ શકતો ન હતો. તેમની સામે મારા પતિને અપરાધીની માફક ઊભું રહેવું પડશે, એજ મને મોટી બીક હતી. મેં અસાધારણ પ્રફુલ્લતાથી બધી વાતનો ઢાંકપિછોડો કર્યો. ઘણી નવી વાતો બનાવીને, ગપાટા મારીને તેમની આંખમાં ધૂળ નાખવાનો હું પ્રયત્ન કરવા લાગી; પરંતુ એ કામ મારે માટે અસંભવિત હતું, તેથી પકડાઇ જવાનો સંદેહ વધારે રહેતો; પરંતુ સદ્ભાગ્યે દિયેરજી વધારે દિવસ રહ્યા નહિ. મારા પતિ એટલી બધી અસ્થિરતા બતાવવા લાગ્યા કે દિયેરજી તેમનો ભાવ સ્પષ્ટ જાણી ગયા. દિયેરજી એ બધું જોઇને અને સાંભળીને ચાલ્યા ગયા. જતી વખતે તેમણે પોતાનો ધ્રૂજતો સ્નેહભર્યો હાથ મારા શિર ઉપર ઘણા વખત સુધી રાખ્યો. મનમાં ને મનમાં એકાગ્રચિત્ત થઈ કોણ જાણે શોએ આશીર્વાદ દીધો તે તો મને ખબર ન પડી, પરંતુ તેમનાં નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં હતાં; કારણ કે બેએક ટીંપાં મારા શિર પર પણ પડયાં હતાં.

મને યાદ છે કે, એક દિવસ સંધ્યાકાળે મેળો વીખરાઈ જવાથી બધા લોકો પોતપોતાને ઘેર પાછા જતા હતા. દૂરથી મેઘને લઇને આંધી ચડી આવી, તેથી ભીંજાયલી માટીમાંથી સુગંધિત બનેલા વાયુએ આકાશને ભરી દીધું હતું. મારા સૂવાના ઓરડામાં જ્યાંસુધી હું એકલી રહેતી ત્યાંસુધી દીવો સળગવવાંમાં નહોતો આવતો કે રખેને મારા કપડાં દીવાની જ્યોતને અડકવથી

કોઈ દુર્ઘટના થઈ જાય. હું એ નિર્જન અંધારી ઓરડીમાં ભૂમિ પર બેસીને બે હાથ જોડી મારા અનંત અંધ જગતના જગદીશ્વરને બોલાવતી હતી અને કહેતી હતી કે, "હે પ્રભુ! તારી દયાનો અનુભવ જ્યારે થતો નથી, તારો અભિપ્રાય જ્યારે સમજાતો નથી, ત્યારે આ અનાથ દુઃખી હૃદયને બન્ને હાથોથી છાતીમાં દબાવી બેસું છું. પ્રભુ! હવે મારી કેટલી પરીક્ષા કરશો? મારી શક્તિજ કેટલી છે?" એમ કહેતાં કહેતાં આંસુ આવી ગયાં ને પલંગને માથું ટેકવી હું રોવા લાગી. દિવસે ઘરસંસારનું કામ કરું છું, ત્યારે છાયાની માફક ચંપા સાથે ને સાથેજ રહે છે, એટલે હૃદયની અંદર જે આંસુ ભરાઇ જાય છે, તેને વહેવરાવવાનો સમય મળતો નથી. આજ એકાંત મળવાથી છાતી ખોલીને મેં ધરાઇને નિરાંતે રોઈ લીધું, એજ વખતે પલંગ જરા હાલ્યો. તરતજ ચંપા આવીને મારે ગળે બાઝી પડી. વગર બોલ્યેચાલ્યે તેના પાલવથી મારાં આંસુ લૂછવા લાગી. સંધ્યાકાળ પહેલાંજ કંઈક વિચાર કરીને એ મારા પલંગમાં આવીને સૂઇ રહી હતી, તેની મને ખબરજ નહોતી. તેણે મને કાંઈ પૂછ્યું નહિ. મેં કાંઈ કહ્યું પણ નહિ. ધીમે ધીમે એ તેનો શીતળ હાથ મારા લલાટ ઉપર ફેરવતી રહી; તેથી કયે વખતે મેઘગર્જના અને મુસળધાર વરસાદની સાથે આંધી આવી તે મને ખબર પડી નહિ; પરંતુ ઘણાક દિવસો પછી એક કોમળ શાંતિ આવી મારા બળતા હૃદયને શીતળ કરવા લાગી.

બીજે દિવસે ચંપા ફોઈજીને કહેવા લાગીઃ "કાકી! તમે ઘેર આવતાં હો તો ચાલો, નહિ તો હું તો બીજા કોઇનો સંગાત કરી તેની સાથે જઈશ." ફોઇજીએ કહ્યુંઃ "શી ઉતાવળ પડી છે? કાલે હું પણ ઘેર આવીશ. જો ચંપા! ભાઈ તારે માટે આ કેવી સરસ મોતીની વાળી લાવ્યો છે!" ફોઇજીએ વાળી ઘણા ગર્વપૂર્વક ચંપાના હાથમાં મૂકી. ચંપાએ ઉત્તર વાળ્યોઃ "કાકી! જુઓ હું કેવું સરસ નિશાન તાકી જાણું છું!" એમ કહી તરતજ બારણામાંથી ઘરની બહાર પાસેના તળાવમાં વાળી ફેંકી દીધી. ફોઇજીના હૃદયમાં ક્રોધ, દુઃખ અને વિસ્મય વ્યાપી રહ્યાં. એ મારો હાથ પકડી વારંવાર કહેવા લાગ્યાંઃ "વહુ! આ છોકરીની આ બાળકબુદ્ધિની વાત મારા ભત્રીજાને કહે તો મારા ગળાના સોગંદ." મેં કહ્યુંઃ "મારે શું કામ કહેવું પડે? હું કદાપિ એ વાત નહિ સંભારું."

બીજે દિવસે જતી વખતે ચંપા મને બાઝી પડી, કહેવા લાગીઃ

"બહેન! મને ભૂલીશ નહિ." વારંવાર તેના મુખારવિંદ ઉપર હાથ ફેરવી મેં કહ્યું: "બહેન! આંધળાં માણસો કોઈ વાત ભૂલતાં નથી. મને તો કોઈ બીજી વસ્તુનો આધારજ નથી. મનમાં ને મનમાં ચુમાઈને બેસી રહેવાનું છે." એમ કહી મેં તેના લલાટ ઉપર ચુંબન કર્યું; તેના કેશો ઉપર મારાં આંસુની ધારા વહેવા લાગી.

ચંપાના ગયા પછી મને પૃથ્વી સૂની લાગવા માંડી. તેના આવવાથી મારા પ્રાણમાં જે સુગંધ, સૌંદર્ય, કોમળ તરુણતા અને ઉજ્જવળતા ભરાયાં હતાં, તે તેની સાથેજ જતાં રહ્યાં. આધારને માટે મેં ચારે તરફ હાથ ફેલાવ્યો, પણ હાય! કાંઈ ન મળ્યું! મારા પતિ આવીને હર્ષ પ્રકટ કરવા લાગ્યા કે, "હાશ, એ લોકોના જવાથી બહુ સારું થયું. હવે કામકાજને માટે ફુરસદ મળશે." ધિક્કાર છે મારા જીવનને! મારે માટે આટલી બધી ચતુરાઈ? હું શું સત્યથી બીઉં છું? હું શું કોઈ ચોરનો ભય માનું છું? મારા પતિને શું ખબર નહિ હોય કે જ્યારે મેં મારાં નેત્રો આપી દીધાં તે વખતેજ મેં સર્વ સુખને તિલાજંલિ આપી દીધી હતી?

અત્યાર સુધીમાં મારી અને પતિની વચ્ચે મારી અંધતાનુંજ અંતર હતું. આજથી એક બીજું અંતર ઉમેરાયું. મારા પતિ અત્યાર લગી ભૂલથી પણ કોઈ દિવસ મારી આગળ ચંપાનું નામ લેતા નહોતા; પરંતુ પત્રદ્વારા એ તેના સમાચાર હમેશ મેળવતા હતા એ હું બરોબર જાણી ગઈ હતી. મારા પતિનું હૃદય જ્યારે પ્રફુલ્લ થતું ત્યારે તરત હું પણ તેનો અનુભવ કરતી. કયે દિવસે એમને સમાચાર મળ્યા છે કે કયે દિવસે નથી મળ્યા, એ વાત મારાથી છાની રહી શકતી નહિ. મારા અંધકારમય હૃદયમાં જે ઉન્મત્ત, સ્વેચ્છાચારી, સુંદર, પણ નાનો પ્રકાશિત તારો ઉદય પામ્યો હતો, તેની ખબર મેળવવાને, તેની કાયા આલોચવાને માટે મારો પ્રાણ પણ તૃષાતુર રહેતો; પરંતુ મારા પતિ આગળ હું કદાપિ ચંપાનું નામ લઈ શકતી નહિ. અમારી બેની વચ્ચે કેટલાક દિવસો એમ મૂંગાપણામાંજ વીતી ગયા. એક દિવસ દાસી આવીને બોલી: "બાઈજી! આજ બહાર શાની તૈયારીઓ થઈ રહી છે? ડૉકટર સાહેબ બહાર જાય છે?" શા કામની પેરવીઓ ચાલી રહી છે એ તો મેં પણ જાણી લીધું હતું. સંહારકારી શિવ મૂંગેમોંએ આંગળીના ઇશારાથી પોતાની સઘળી પ્રલયશક્તિને મારા ઉપર એકઠી કરી રહ્યા હતા, તે બધું મેં જાણી લીધું હતું;

તોપણ હાસીને મેં કહ્યું: "મને તો એ વાતની કાંઈ ખબર નથી." બીજો પ્રશ્ન કરવાનું સાહસ નહિ કરતાં ઊંડો નિઃશ્વાસ નાખી એ ત્યાંથી ચાલી ગઇ.

મોડી રાત ગયા પછી મારા સ્વામી પાસે આવી કહેવા લાગ્યા: "ઘણે દૂરની એક જગ્યાથી મને બોલાવ્યો છે. કાલ સવારે હું મુસાફરીએ નીકળીશ. સંભવ છે કે બેત્રણ દિવસનો વિલંબ પણ થઇ જાય." શય્યામાંથી ઊઠી મેં કહ્યું: "જૂઠું શું કામ બોલો છો?"

મારા પતિ ધ્રૂજતાં ધ્રૂજતાં અસ્પષ્ટ સ્વરે બોલ્યા: "મેં શું જૂઠું કહ્યું?" હું બોલી: "તમે લગ્ન કરવા જાઓ છો!"

એ ચૂપ રહ્યા. હું પણ ચુપચાપ ઊભી રહી. કેટલાક વખત સુધી ઓરડામાં કોઇ પણ પ્રકારનો શબ્દ ન થયો. આખરે મેં પૂછ્યું: "કાંઇક તો ઉત્તર દો. કહો કે હું પરણવા જાઉં છું." તેમણે પ્રતિધ્વનિ માફક ઉત્તર આપ્યો: "હા, હું પરણવા જાઉં છું." મેં કહ્યું: "ના, તમે નહિ જઇ શકો. હું તમને આ મહાઆપત્તિમાંથી, આ મહાપાપમાંથી બચાવીશ. જો મારાથી એટલું પણ ન બન્યું, તો હું સ્ત્રી શા કામની? મેં આટલું શિવપૂજન શું કામ કર્યું છે?"

વળી થોડા સમય સુધી શૂન્ય શાંતિ છવાઇ રહી. ભૂમિ ઉપર પડી જઇ મારા પતિના ચરણોને વળગી પડી મેં કહ્યું: "મેં તમારો શો અપરાધ કર્યો છે? બીજી સ્ત્રી કરવાનું તમારે શું પ્રયોજન છે? મારા ગળાના સોગંદ તમે સત્ય કહો."

મારા પતિ ધીમે સ્વરે કહેવા લાગ્યા: "હું સત્ય કહું છું. હું તારાથી બહુ ડરું છું. તારી અંધતાએ તને એક અનંત આવરણમાં ઢાંકી રાખી છે, ત્યાં મારો પ્રવેશ અસંભવિત છે. જેને હું ધમકાવી શકું, ક્રોધ કરી શકું, આદર કરી શકું, ઘરેણાં ઘડાવી શકું, એવી એક રમણીનું મારે પ્રયોજન છે."

"મારું હૃદય ચીરીને જુઓ, હું પણ એવીજ સાધારણ નારી છું. મારા મનથી તો હું નવવિવાહિતા બાલિકાજ છું. હું વિશ્વાસ કરવા ચાહું છું, અવલંબન કરવાની ઇચ્છા રાખું છું. તમારી પૂજા કરવા ધારું છું. તમે મારું અપમાન કરી મને તમારાથી મોટી ન સમજશો. સર્વ વિષયોમાં મને તમારા ચરણની રજ થઇનેજ પડી રહેવા દો."

મેં શું કહ્યું હતું તેનું મને સ્મરણ નથી. શું વધતો જતો

સમુદ્ર પોતાની ગર્જનાને સંભાળી શકે છે? મને એટલું કહેલું યાદ છે કે, "જો હું સતી છું, જો પતિમાં મારી પ્રીતિ છે, તો ભગવાનજ સાક્ષી છે કે, વહાલા! તમારા ધર્મશપથનું ઉલ્લંઘન તમે કોઈ રીતે કરી શકવાના નથી. એ મહાપાપની પહેલાં કાં તો હું વિધવા થઈ જઇશ અથવા તો ચંપાજ બચવા નહિ પામે." એટલું કહી હું પડી ગઈ. મને મૂર્છા આવી ગઇ.

જ્યારે મને ફરીથી ચેતના આવી ત્યારે મળસકું થવા આવ્યું હતું. પક્ષીઓએ હજુ બોલવું શરું કર્યું નહોતું; પરંતુ મારા પતિ ચાલ્યા ગયા હતા.

હું ઊઠીને ઘરના મંદિરમાં ગઈ. બારણું બંધ કરી અંદર પૂજા કરવા બેઠી, આખો દિવસ બહાર ન નીકળી. સંધ્યાકાળે આંધી આવી તેથી ઘર ધ્રૂજવા લાગ્યું. મારા હૃદયમાં પણ આંધી આવી હતી; પરંતુ હું તો એમજ કહેતી હતી કે, "હે સદાશિવ! મારા પતિની આ વખતે રક્ષા કરજે. તેમને આ મહાપાપમાંથી બચાવજે. મારા નસીબમાં તો ગમે તે થાય. પરંતુ તેમની પાસે પાપ ન કરાવીશ." રાત વીતી ગઇ. તે પછી બીજે દિવસે મેં પણ આસન છોડયું. આ અનિદ્રા અને અનાહારની સ્થિતિમાં મારામાં બળ ક્યાંથી આવ્યું તે હું જાણુતી નથી. મૂર્તિની આગળ હું પણ મૂર્તિ બની બેસી રહી.

સંધ્યાકાળના સમયે બહારથી બારણાંને કોઈ ધક્કા મારવા લાગ્યું અને આખરે દ્વારને તોડીને અંદર આવ્યું. હું આ વખતે પુનઃ અચેતન થઇ પડી ગઈ.

જ્યારે મારી મૂર્છા બંધ થઈ, ત્યારે કોઇએ મને 'બહેન' કહી બોલાવી. મેં જોયું તો ચંપા ખોળામાં બેઠી છે. માથું હલાવતાં મને તેનું લગ્નનું નવું વસ્ત્ર અડકી ગયું. હાય ! જગદીશ્વર! મારી વિનતિ તેં ન સાંભળી? મારા સ્વામીનું પતન થઈજ ગયું ?

ચંપાએ માથું નમાવી કહ્યું: "બહેન ! તમારી આશિષ લેવા આવી છું."

સાંભળતાંજ હું ગભરાઈ ગઇ. એક પળ સ્તબ્ધ રહ્યા પછી જવાબ આપ્યો: "બહેન ! તને આશીર્વાદ શું કામ ન આપું? તારો શો અપરાધ છે?"

ચંપા તેના મધુર સ્વરથી હાસ્ય કરી બોલી: "અપરાધ? તમે લગ્ન કર્યું તેમાં તો કાંઈ અપરાધ નહિ અને મારું લગ્ન અપરાધ થઇ ગયો?"

હું પણ ચંપાને બાઝી પડી અને મનમાં ને મનમાં કહેવા લાગી: "જગદીશ ! તારી ઇચ્છાનો અંત ક્યાં છે ? ઠીક, જે ઘા લાગ્યો છે તે મારા શિર ઉપરજ લાગ્યો છે. હું મારા હૃદયમાં, જ્યાં મારો ધર્મ અને વિશ્વાસ નિવાસ કરે છે, ત્યાં ઘા નહિ લાગવા દઉં. જેવી હતી તેવીજ હું બની રહીશ." ચંપાએ મારે પગે પડી, પગની રજ તેના માથા ઉપર મૂકી. મેં કહ્યું: "તારું સૌભાગ્ય ચિરંજીવ રહો. તું જીવનપર્યંત સુખ ભોગવતી રહેજે, બહેન !"

એટલામાં કોઈ ત્યાં આવી સ્નેહથી મને બોલાવવા લાગ્યું: "ભાભી !"

શબ્દ સાંભળતાંજ ચંપા લાજ કાઢી દૂર જઈ બેઠી. એ અવાજ દિયેરજીનો હતો. હું ઊઠીને તેમને પગે પડી.

ચંપાને મારે ગળે બઝાડી મેં કહ્યું: "ચંપા ! દિયેરજીને જોઇને દૂર કેમ જતી રહી ? એમની લાજ હોતી હશે કે ?"

તેણે મારા કાનમાં કહ્યું: "દિયેરજી શેના ? હવે તો બહેન ! એ તારા બનેવી થયા."

દિયેરજી હસવા લાગ્યા, ત્યારે હું બધો મર્મ સમજી ગઇ. અત્યાર સુધી હું જાણતી હતી કે, દિયેરજીએ તો પ્રતિજ્ઞા લીધી છે કે, 'હું કદાપિ પરણીશ નહિ.'

સાસુજી તો મારે હતાં નહિ, તેથી કોઇ સમજાવીપટાવીને દિયેરજીને પરણાવી દે એમ હતું નહિ. લોકો કહેતા હતા કે, દિયેરજી અંગ્રેજી રીતભાતના માણસ છે. કોઇની સાથે તેમનો મત મળતો નહિ; પરંતુ આજ મેંજ એમનું લગ્ન કરાવ્યું. મને બચાવી લેવાને માટે દિયેરજીએ પરોપકારાર્થે જન્મપર્યંત બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા તોડી નાખી. હે જગદીશ્વર ! તું ઘણો સમર્થ છે. મારાં બન્ને નેત્રોમાંથી જળપ્રવાહ વહેવા લાગ્યો. ઉપકારનાં અશ્રુનો સ્રોત્ર રોકવો ઘડીભરને માટે કઠિન થઈ પડ્યો. દિયેરજીએ ધીમેથી મારા શિર ઉપર તેમનો હાથ મૂક્યો. ચંપા મને વળગી પડીને હસવા લાગી.

રાતે નિદ્રા ન આવી. ગભરાતી ગભરાતી હું પતિની રાહ જોવા લાગી. લજ્જા અને નિરાશાને એ કેવી રીતે સહન કરશે એનો હું વિચાર કરતી હતી.

મોડી રાતે ધીમે ધીમે દ્વાર ઊઘડ્યાં, હું ચોંકી ઊઠી. મારા પતિના પગનો અવાજ સાંભળ્યો. મારું કાળજું ઘણા વેગથી ઊઘડવા લાગ્યું.

મારી પાસે આવી મારા હાથ પકડી એ કહેવા લાગ્યાઃ "ભાઈએ આજ મને બચાવ્યો છે, ક્ષણમાત્રના મોહમાં પડી હું અધોગતિના માર્ગે જતો હતો. જ્યારે હું અહીંયાંથી નીકળ્યો, ત્યારે મારા હૃદય ઉપર તારો કેટલો અખત્યાર વધ્યો હતો, તે તો અંતર્યામી ભગવાનજ જાણે છે; પરંતુ ચંપાના ગામ આગળ પહોંચતાંજ મેં સાંભળ્યું કે, એક દિવસ પહેલાંજ ચંપાનું લગ્ન ભાઇ સાથે થઇ ગયું હતું. મને કેટલી બધી શરમ આવી, પણ સાથે આનંદ પણ કેટલો થયો, એ હું વર્ણવી નથી શકતો. હવે મારો નિશ્ચય થયો છે કે, તને છોડવાથી મને કદાપિ સુખ મળવાનું નથી. વહાલી ! હું સદાને માટે તારો છું. તુંજ મારી દેવી છે."

મેં મંદ હાસ્ય કરી કહ્યું: "ના વહાલા ! મારે તમારી દેવી નથી બનવું ! હું તમારી સાધારણ સ્ત્રી બનીનેજ રહીશ; એમાંજ મને સંતોષ અને સુખ છે." પતિએ કહ્યું: "મારી એક વિનતિ તારે પણ માનવી પડશે. દેવતા કહીને હવે તું મને વધારે લજ્જિત ન કરીશ."

બીજે દિવસે વાજાં-નગારાંથી મહોલ્લો ગાજી ઊઠ્યો. બધા લોકો આનંદ માનવા લાગ્યા. અમારે ત્યાં મહોલ્લામાં ધામધૂમ મચી રહી; પરંતુ બિચારા મારા પતિની દુર્ગતિ વધી પડી. ચંપા પ્રસંગ મળતાં નવી નવી રીતે જેઠને છેડતી હતી-મશ્કરી કરતી હતી. જ્યાંસુધી એ અમારા ઘરમાં રહી ત્યાંસુધી ઉપહાસભયથી તેમને ઘરમાં આવવું પણ કઠિન થઇ પડ્યું; પરંતુ બીજા કોઇએ ભૂલથી પણ એ ક્યાં ગયા હતા તેનો ઉલ્લેખ ન કર્યો.

દિયેરજી અમારી સાથે થોડા દિવસ અપૂર્વ આનંદમાં ગાળી વકીલાત કરવા પત્ની સાથે પરદેશ ગયા. તેમનો સ્વાર્થત્યાગ, અસાધારણ ઉપકારવૃત્તિ મારાથી કદી પણ વિસરાય એમ નથી. આવા દિયેરો ભાભી માટે પોતાની બહેનના જેટલી લાગણી ધરાવનારા સર્વત્ર થશે ત્યારેજ ભારતવર્ષની સંયુક્ત કુટુંબપદ્ધતિ સુખકર થશે.





# ૬૨–તંત્રીસાહેબનો ગોટાળો!

મિસ્ટર વિશ્વશરણુ દેવે એમ. એ. ની પરીક્ષા પાસ કરીને તંત્રીનો ધંધો પસંદ કર્યો હતો. તેમના તરફથી નીકળતા પત્રનું નામ 'ગૃહિણી' હતું. 'ગૃહિણી'ના પ્રતાપે એમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી, પાંચ પૈસા પણ પેદા કર્યા હતા અને વધારામાં એક અમૂલ્ય રત્નની પણ બક્ષિસ મેળવી હતી. તે અમૂલ્ય રત્ન બીજું કોઈ નહિ, પણ તેમની પત્ની મિસિસ વિશ્વશરણુ દેવ.

'ગૃહિણી'ના લેખકમંડળમાં લાવણ્યપ્રભા ઘણે ઊંચે નંબરે વિરાજતી હતી. તેની કવિતામાં બપૈયાના ગીતની માફક એક સુખદ વિષાદભાવ સમાયલો રહેતો. તંત્રીસાહેબ તેની કવિતાના ખાસ પક્ષપાતી હતા. જે અંકમાં લાવણ્યપ્રભાની કવિતા પ્રગટ ન થઇ શકે તે અંકમાં તેમને એક પ્રકારની અપૂર્ણતા જણાઇ આવતી. વાત પણ ખરી હતી. વાચકવર્ગમાં 'ગૃહિણી'ની પ્રતિષ્ઠા બંધાઈ હતી, તે મોટે ભાગે લાવણ્યપ્રભાની કવિતાને આભારી હતી. આ કારણને લીધે તેની કવિતા જરૂરની થઇ પડી હતી. તંત્રીસાહેબ તેને વારંવાર પત્રદ્વારા કવિતા મોકલવા વિનતિ કરવા લાગ્યા અને કવિતાના બદલામાં રેમ્યુનરેશન—પુરસ્કાર પણ સારો આ-પવા લાગ્યા. લાવણ્ય એ વખતે બી. એ. કલાસમાં ભણુતી હતી. તેનાં સગાંઓમાં એકમાત્ર માશી હતી, એટલે તેને પોતાના ગુજરાનજોગું કમાવાની જરૂર પડતી. નીચલા કલાસની કન્યાઓને સાહિત્ય, શિલ્પ, સંગીત અને ચિત્રકામ શીખવીને એ સહેલાઈથી પોતાના અભ્યાસનું ખર્ચ કાઢી શકતી, પણ એ ટયુશનોમાં એને ઘણો વખત જતો હોવાથી, ઇચ્છા અને શોખ હોવા છતાં પણ લેખો અને કવિતાઓ લખવાને પૂરતી ફુરસદ એને મળતી નહિ. 'ગૃહિ-ણી'ના તંત્રીની તાકીદ એને વારંવાર સહન કરવી પડતી. કેટલીક વાર તો લાચાર થઇને એ પોતાની સ્થિતિનો ખુલાસો કરી દઇને તંત્રીસાહેબની માફી માગતી. પત્રવ્યવહારને લીધે વિશ્વ-

શરણ અને લાવણ્યપ્રભાનો સંબંધ વધારે ગાઢો થતો ગયો. તંત્રીસાહેબને તેની આર્થિક સ્થિતિની ખબર પડ્યાથી 'ગૃહિણી'ના ફંડમાંથી તેને મદદ કરવા લાગ્યા અને લાવણ્યપ્રભા પણ જરા નિશ્ચિંત થઇને સુંદર નિબંધો અને કવિતાઓથી 'ગૃહિણી'નાં પાનાં ભરવા લાગી.

પ્રતિષ્ઠાવાળા માસિકપત્રના તંત્રી તરફથી આ પ્રમાણે આગ્રહયુક્ત વિનતિ કરવામાં આવે છે, ત્યારે લેખકો એક પ્રકારનો સગર્વ આનંદ અનુભવે છે. એ આનંદ લાવણ્યપ્રભાએ પણ અનુભવ્યો. સાથે સાથે તંત્રીસાહેબના સરળ ખુલ્લા હૃદયનો વ્યવહાર, તેમની પ્રગાઢ વિદ્વત્તા અને વિશાળ જ્ઞાનને લીધે લેખિકા પણ તેમના ગુણની પક્ષપાતી થઇ ગઈ.

કેટલાંક વર્ષો વીતી ગયાં. લેખિકા અને તંત્રીની મિત્રતાએ હવે ઘણું ગાઢું રૂપ પકડ્યું. આ બધી ચિત્તની વ્યગ્રતાને લીધે લાવણ્યપ્રભા બી. એ.માં પાસ થઇ શકી નહિ. તેને કૉલેજ છોડવી પડી.

આટલા દિવસ તો એ કૉલેજની રેસિડન્સીમાં× રહેતી હતી, માશીને ત્યાં તો કદી કદી મળવા જતી, પણ હવે કૉલેજ છોડી દીધેલી હોવાથી રેસિડેન્સીમાં રહેવાનો તેનો હક નહોતો. હવે માશીનું ઘર તેનું એકમાત્ર આશ્રયસ્થાન બન્યું. જો કે એ પોતાનું ગુજરાન ટ્યુશનોની કમાઇમાંથી ચલાવતી, તોપણ માશીને એ ભારરૂપ લાગવા માંડી અને એને પોતાના ઘરમાંથી ખસેડવા માટે વારંવાર તેને લગ્ન કરવાનો આગ્રહ કરવા લાગી. એક દિવસ તો લાવણ્યે માશીનાં ટાયલાંથી કંટાળી જઇને કહ્યું: "તમે રોજરોજ મને પરણવા માટે દબાવ્યા કરો છો તે હું જાણું છું. હું તો વિશ્વશરણ વગર બીજા કોઇને પરણવાની નથી. હું તમને ભારે પડતી હોઉં તો સાફ સાફ કહી દો એટલે હું કોઈ આબરૂદાર ગૃહસ્થને ત્યાં છોકરીઓને ભણાવવા રહીશ અને તમારું ઘર ખાલી કરીશ." એ દિવસે માશીભાણેજમાં ખૂબ ખટપટ થઈ છે. એ ખબર વિશ્વશરણને કાને પણ પહોંચી. તેમણે વગરવિલંબે, વળતી ટપાલે બે પત્ર લખ્યા. એક લાવણ્યપ્રભા ઉપર અને બીજો તેની માશી ઉપર. બન્ને પત્રોમાં લાવણ્યના વિવાહનું માગું કર્યું હતું. એ માગું સ્વીકારવામાં આવ્યું અને તંત્રી તથા લેખિકા વિવાહસૂત્રથી બંધાયાં.

× બંગાળ પ્રાંતમાં કન્યાઓ માટે જુદીજ કૉલેજ છે અને તેની સાથે તેની સ્વતંત્ર રેસિડેન્સી (છાત્રાલય) હોય છે. —લેખક

વિવાહ પછી કેટલાંક વર્ષ વીતી ગયાં. લાવણ્યપ્રભા વિશ્વશરણની ખરેખરી સહધર્મિણી નીવડી. વિશ્વશરણભાઇ તો આજ "બંગીયસાહિત્ય સંમેલન" તો કાલે "રાષ્ટ્રીય મહાસભા" તો પરમ દિવસે "ભરતકામના પ્રદર્શન"ના નિમંત્રણને માન આપવા તથા સંપાદક તરીકેનો પોતાનો મોભો સાચવવા દેશ-પરદેશ ફર્યા કરતા. એમની ગેરહાજરીમાં પત્રના તંત્રીતરીકેનું સઘળું કામ લાવણ્યપ્રભાજ ચલાવતી, તેથી તેનો ગર્વ વધતો ગયો. વિશ્વશરણ દેશપરદેશમાં ફરીને બહુશ્રુત થતો ગયો તથા ખરા દેશભક્તોના સમાગમમાં આવતો ગયો, તેમ તેમ તેનામાં નમ્રતા અને વિનય વધતાં ગયાં; પરંતુ લાવણ્યપ્રભા દિવસે દિવસે ઉદ્ધત બનતી ગઈ.

વિશ્વશરણ બહુબોલા સ્વભાવનો નહોતો અને મિષ્ટભાષી તથા વિનયી હોવા છતાં પણ એ ઘણુંજ થોડું બોલતો. તેના જીવનમાં આડંબરનું તો નામનિશાન પણ નહોતું. એ ચુપચાપ જ્ઞાનોપાર્જન કર્યે જતો અને એ જ્ઞાનનો લાભ બીજાઓને "ગૃહિણી"દ્વારા આપતો. એનું હૃદય પ્રેમના સાગરરૂપ હોવા છતાં પણ એ પ્રેમને પ્રદર્શિત કરવા માટે ચાળાચટકા અને મોઢાનાં ટાયલાં કરતાં એને બિલકુલ આવડતું નહિ. એને ખબર નહોતી કે, ભણેલી-ગણેલી અને પ્રેમનાં ટાયલાંથી ભરપૂર પાશ્ચાત્ય પદ્ધતિની નવલકથાઓના સંસ્કારવાળી સ્ત્રીઓના ઉપર માત્ર અંતઃકરણનો પ્રેમ રાખ્યાથીજ ચાલતું નથી. તેમને તો ખુલ્લા શબ્દોમાં વારે ઘડીએ મોઢેથી પણ સમજાવવું પડે છે કે, "વહાલી! હું તને ઘણોજ ચાહું છું. તું મારું જિગર છે, તુંજ મારું જીવન છે અને તુંજ મારાં નેત્રોની કૌમુદી છે." એને બિચારાને ખબર નહોતી કે નવોઢા પત્નીના વાળના ગુચ્છા જોઇને આનંદમાં ગરકાવ થઈ જવું જોઇએ. રંગીન સાડી પહેરીને એ બહાર જવા નીકળે ત્યારે ખુશ ખુશ થઈને હસતે ચહેરે કહેવું જોઇએ કે, "જોયું ડિયર! આ પિરોજી રંગની સાડી તારા સુંદર શરીર ઉપર કેવી ખીલે છે!" આ બધું ન આવડ્યાથી બિચારો વિશ્વશરણ પોતાની નવોઢા પત્નીને સુખી કરી શક્યો નહિ. લાવણ્યે પોતાના અત્યાર સુધીના આયુષ્યનો મોટો ભાગ કૉલેજની રેસિડેન્સીમાં ગાળ્યો હતો અને પતિપત્નીનો સંસાર તો તેણે ઘણુંખરું નવલકથાઓમાંજ જોયો હતો. નવલકથાનો નાયક પોતાની નાયિકા ઉપર જેવી રીતે પ્રેમ વ્યક્ત કરે છે, તેવી રીતે વિશ્વશરણ કરી શકતો નહિ. આથી ભોળી લાવણ્યપ્રભા એમજ

સમજી કે, અમે બન્ને સરખી વયનાં નહિ હોવાથી પ્રેમની ગાંઠ મજબૂત બંધાઈ નથી. બન્નેની વયમાં એક યુગનો ફરક હતો; વિશ્વશરણ ચોત્રીસ વર્ષનો હતો અને લાવણ્ય બાવીસ વર્ષની હતી. જ્વાળામુખી પર્વતની પેઠે લાવણ્યના હૃદયમાં ભીષણ શોક અને અસંતોષનો સંચાર થવા લાગ્યો.

વિશ્વશરણ "ગૃહિણી"માં સુધારાવધારા કરવા તથા તેને એક નમૂનારૂપ પત્ર બનાવવા સારુ મુસાફરી કરવા નીકળ્યો હતો. ઉત્તર હિંદુસ્તાન, પંજાબ, મદ્રાસ, મુંબઈ અને બ્રહ્મદેશનો પ્રવાસ પૂરો કરીને પાછા આવતાં તેને ઘણો સમય લાગે એમ હતું. "ગૃહિણી"-માં છાપવા માટે બેત્રણ વાર તેણે પોતાના પ્રવાસનું રમૂજી અને બોધદાયક વર્ણન લખી મોકલ્યું હતું; પણ લલિતછંદમાં લખેલો કોઈ પ્રેમપત્ર એણે લાવણ્યપ્રભા ઉપર મોકલ્યો નહોતો. લાવણ્ય-ના મનથી એ માફ ન કરી શકાય એવો અપરાધ હતો. એને લા-ગ્યું કે, બીજું નહિ તો પતિએ પત્રિકાના સંપાદનને લગતી સૂચ-નાઓ તો લખવી જોઈતી હતી. આથી લાવણ્યે મનમાં નક્કી કરી રાખ્યું કે, વિશ્વશરણ ઘેર આવશે એટલે હું એમની ખૂબ ખબર લઈશ. એ બિચારીને ખબર નહોતી કે, વિશ્વશરણને તેની વિદ્વત્તા અને કાર્યકુશળતા ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે એ બાબ-તમાં સૂચનાઓ લખ્યા કરવી, એ પત્નીનું અપમાન કર્યા બરો-બર તેને લાગતું.

વિશ્વશરણ ઘેર પાછો ફર્યો. લાવણ્યે આ વખતે હૃદય ખોલી-ને તેની સાથે વાતચીત કરી નહિ. એક દિવસ વિશ્વશરણે એક નિબંધનાં પ્રૂફ લાવીને તેને આપતાં કહ્યું: "જરા તપાસી આપો તો કાલે પ્રેસમાં મોકલી આપવાનાં છે." પતિએ લંબાવેલો હાથ પાછો ઠેલીને લાવણ્યપ્રભાએ છણકો કરીને કહ્યું: "મારાથી એ કામ નહિ થાય. તંત્રી તમે છો ને તમે તપાસી લો." આ વર્ત-ણૂક બિલકુલ નવી હતી; છતાં પણ વિશ્વશરણ હસીને બોલ્યો: "તમે પણ તંત્રીનાં સહધર્મિણી છો ને?" એની આ મશ્કરી તો સોંસરી નીકળી. સ્ત્રીઓ પોતાના ક્રોધની ઉપેક્ષા થાય તે સહન કરવા નથી ઇચ્છતી. મોં ચડાવીને લાવણ્યે કહ્યું: "ના હું તમારી સહધર્મિણી નથી. હું તો તમારી વગરમૂલ્યે ખરીદી લીધેલી દાસી છું; ત્રણચાર વર્ષ પરણ્યે થયાં એટલામાં તમારો પ્રેમ ઓછો થઈ ગયો છે તે હું કાંઈ નથી સમજતી? તમે કોઈ દિવસ મારી

સાથે હસીખુશીથી બોલ્યા નથી. કોઇ દિવસ મારી સાથે સ્નેહપૂર્વક વ્યવહાર રાખ્યો છે? તમારી સાથે મારે શેઠમુનીમના જેવો સંબંધ છે. જાણે કે મારી સાથે પરણવાથી શરમ લાગતી ન હોય! "ગૃહિણી"ના તંત્રી ગણાવામાં તમે મોટું અભિમાન રાખો છો, પણ "ગૃહિણી"ની જે પ્રતિષ્ઠા છે તે મારે લીધે છે. જે દિવસે આપ "ગૃહિણી"માં લેખ અને કવિતા મોકલવા માટે ભિક્ષુકની પેઠે મારી પાસે વિનતિ ઉપર વિનતિ કરતા હતા, તે દિવસો યાદ આવે છે કે? મેં નિશ્ચય કર્યો છે કે, હું તમારી સાથેનો તથા "ગૃહિણી" સાથેનો સંબંધ છોડી દઇશ. તે વખતે તમને ખબર પડશે કે, મારા વગર તમારી શી દશા થાય છે!" વિશ્વશરણ ચુપચાપ બેસી રહીને ઊંડા વિચારમાં ગરકાવ થઇ ગયો; પણ એથી તો ઊલટું લાવણ્ય એમ સમજી કે પતિ મારી ઉપેક્ષા કરે છે. એ બમણા અભિમાનથી ઉત્તેજિત થઇને બોલી: "તમારું ઘર તમને સોંપીને જઇશ, એ વિચારથીજ હું આટલા દિવસ થોભી હતી; હવે તમે ઘર સંભાળી લો અને મને રજા આપો."

વિશ્વશરણ બોલ્યો: "તમે કામકાજના બોજાથી થાકી ગયાં છો. થોડા દિવસ માશીને ઘેર જઈને વિસામો ખાઇ આવો." લાવણ્યે કાંઇ ઉત્તર આપ્યો નહિ. વિશ્વશરણે કહ્યું: "મારે આજે કલકત્તા જવું છે. ત્યાંથી કાલે પંજાબ જઇશ." વિશ્વશરણ એ વખતે શ્રીરામપુર રહેતો હતો.

લાવણ્ય બોલી: "મને રજા આપતા જાઓ. હું પણ આજેજ અહીંથી જવા ઇચ્છું છું."

વિશ્વશરણે કહ્યું: "તમારી મરજીમાં આવે એમ કરો. મને કાંઈ અડચણ નથી. ઘર તમારુંજ છે. જ્યારે ઇચ્છા થાય ત્યારે પાછાં આવીને 'ગૃહિણીપદ' સ્વીકારજો. પાછલું વાક્ય ન સમજાયાથી લાવણ્ય બોલી: "ઘરનો સરસામાન કોણ સાચવશે?" વિશ્વશરણ બોલ્યો: "નોકરો." પતિપત્ની વચ્ચે બીજી કાંઇ વાતચીત થઈ નહિ. નિઃસ્તબ્ધતા વ્યાપી ગઇ. વિશ્વશરણે પ્રસ્થાન કર્યું.

હવે લાવણ્ય ઊઠી. એક વાર ઘરની ચારે તરફ તેણે નજર ફેરવી. તેની ગૃહિણી–સુલભ નિપુણતા ચારે તરફ જણાઇ આવતી હતી. ઘરસંસાર છોડીને, ઘરની ઘરવખરીને નોકરને ભરોસે છોડીને પોતે ચાલી જશે, એ વિચાર તેને દુઃખ આપવા લાગ્યો; પણ એટલેથી પણ એ ગર્વિતા રમણીનો ક્રોધ ઊતર્યો નહિ. એ પોતાનો સામાન બાંધવામાં રોકાઇ; પણ એની ચિંતા ડગલે ડગલે

વધવા માંડી. ભૂત અને વર્તમાનકાળ તેને મધુમય લાગ્યો; પરંતુ ભવિષ્ય તેને શૂન્ય અને અંધકારમય દેખાયું. "વિશ્વશરણ શું ખરેખરજ મને ચાહતા નથી ? એમ છતાં પણ જ્યારે એ આ સૂના ઘરમાં પગ મૂકશે, ત્યારે એમને કેવું લાગશે ? આખો દિવસ તંત્રીનું કામ કરીને થાકયાપાકયા ઘેર આવશે, ત્યારે કોણ એમને ઉત્સાહ આપીને થાક ઉતારશે ? હશે, મારે એ બધી ચિંતા કરવી જોઇએ નહિ. જે થવાનું હશે તે થશે." આ પ્રમાણે વિચાર કરતી કરતી લાવણ્યપ્રભા પેટીઓ ઉઘાડીને એમાંથી પોતાની સાથે લઇ જવાનો સામાન જુદો કાઢીને ટ્રંકમાં ભરવા લાગી. એક પેટી ઉઘાડતાં કાગળોની એક થોકડી ઉપર નજર પડી. એ અક્ષરો ઘણા જાણીતા હતા. એમાં કેટલીયે સુખદુઃખ, આશા અને દિલાસાની વાતો ભરેલી હતી. એ પરિચિત સુંદર હસ્તાક્ષરવાળા પત્રો કેટલાક વિવાહની અગાઉ અને કેટલાક વિવાહ પછી વિશ્વશરણના લખેલા હતા. લાવણ્યે એકેએકે એ પત્રો વાંચવા માંડયા. પહેલાંના પત્રોમાં કેટલી નમ્રતા, સજ્જનતા અને વિવેક ! પછીના પત્રોમાં જરા પણ આડંબર વગર વિવાહનું માગું કરવામાં કેટલી સરળતા અને લાવણ્ય ઉપર કેટલો બધો વિશ્વાસ ! પાછળના પત્રોમાં પણ કેવો અવ્યક્ત પ્રેમ અને વિશ્વાસ તથા ચિત્તની અગાધતા જણાઈ આવતાં હતાં ! પત્રો વાંચતાં વાંચતાં તેમાંની નાના બકુલ પુષ્પોની એક માળા ઉપર તેની દૃષ્ટિ પડી. વિવાહ થઈ ગયા પછી સ્વલ્પભાષી તંત્રીએ બકુલની માળા તેના ગળામાં પહેરાવીને કહ્યું હતું કે, "બકુલ સુકાઇને રૂપહીન થઈ ગયા છતાં પણ સુગંધહીન થતું નથી, તેમ આપણો પ્રેમ પણ સંકટમાં કે સંપત્તિમાં, સુખમાં કે દુઃખમાં એવો ને એવોજ દૃઢ અને તાજો રહેશે." લાવણ્યપ્રભાને એ બકુલના પ્રત્યેક ફૂલે જાણે કેટલીયે લાંબી વાત કહી. ગર્વિતાની આંખમાંથી જળધારા વહેવા લાગી !

એક સોફા ઉપર પડીને બિચારી ઘણી વાર સુધી રોઈ. એ પોતાની ભૂલ અનુભવવા લાગી. પોતાની ત્રુટિ એ સમજી શકી. એને ઇચ્છા થઇ કે, સ્વામીના ચરણમાં મસ્તક મૂકીને ખૂબ રોઉં, પોતાની ભૂલ સ્વીકારું અને તેમની ક્ષમા માગી લઉં. "ગૃહિણી"ના સંપાદક વિશ્વશરણની સ્ત્રી હોવામાં હવે એણે સૌભાગ્ય અને ગર્વનો અનુભવ કર્યો.

લાવણ્યે ઝટ ઊઠીને ઘડિયાળ જોયું. છે, છે, હજુ વખત છે.

આજે કાગળ લખીશ તો પંજાબની યાત્રાએ નીકળતાં પહેલાં એમને મારો પત્ર મળશે. હજુ વખત છે. એ જો અભયદાન આપે, તો હું સ્ટેશન ઉપર જઇને સ્વામીની ક્ષમા માગવા તૈયાર છું. લાવણ્યે યથેષ્ટ ક્ષોભ અને વિનયપૂર્વક એક એવો પ્રેમપૂર્ણ પત્ર લખ્યો કે એવો સરસ પત્ર ગમે તે પ્રેમી લખી ન શકે. એ તો પ્રેમપૂર્ણ રમણીની કલમનુંજ કામ. તેણે એ પત્રની છેવટમાં લખ્યું કે, "મારી નાદાની અને ઉચ્છૃંખલતાને લીધે આપના ઉપર પ્રેમ બતાવવામાં મેં જે ત્રુટિ રાખી છે, આપના પ્રેમ માટે મેં જે સંદેહ આણ્યો છે, તે બધા દોષ મારા હૃદયમાં હવે ઘણા સાલે છે; આપ મને ક્ષમા આપશો તો હું તન, મન, ધનથી આપની સહધર્મિણી તરીકેનું સઘળું કાર્ય કરીશ." પત્ર પૂરો થયા પછી, ગતજીવનનાં સૌભાગ્યસૂચક કેટલાંક સુકાઈ ગયેલાં બકુલ–ફૂલ પણ એ પત્રમાં ભર્યાં અને પત્ર ટપાલમાં રવાના થયો.

લાવણ્યનું ચિત્ત હવે ઘણુંજ નિર્મળ હતું. તેના હૃદયમાં પ્રેમનો પ્રવાહ ઘણાજ જોરથી વહેતો હતો. સવારે પતિદેવનો ઉત્તર આવશે, એ વિચારમાં તેને આખી રાત ઊંઘ પણ ન આવી. સૂર્યોદયની પહેલાંજ લાવણ્ય ઊઠીને ટપાલની રાહ જોવા લાગી. આજ સૂર્ય પણ ઘણો મોડો ઊગ્યો; સૂર્ય ઊગી ગયો તોપણ આજે ટપાલવાળાઓ કેમ આટલી બધી વાર લગાડે છે? ઘડિયાળ આજ ઘણીજ "સ્લો" ચાલે છે. એવા એવા વિચારો લાવણ્યને આવવા લાગ્યા. કેટલીયે વાર ઘરના નોકરો ટપાલ–ઑફિસમાં જઈ આવ્યા, પણ હજુ ટપાલ વહેંચાવાને ઘણી વાર હતી. "નોકર પોસ્ટ–ઑફિસમાં ગયા વગર તો પાછો નહિ આવ્યો હોય?" એમ શંકા લાવીને તે એક નોકરની પાછળ બીજા નોકરને મોકલતી. આખરે એક નોકર ટપાલના કેટલાક કાગળો ટેબલ ઉપર મૂકી ગયો. લાવણ્ય ટપાલને હાથમાં લઇને બધા પત્રો ઉપર આંખ ફેરવી જવા લાગી. હા છે, છે. એજ જાણીતા હસ્તાક્ષર! ઘણી ઝડપમાં પત્ર ફોડવા ગઈ તોપણ પ્રેમવિહ્વળા અબળાને પત્ર ફોડતાં ઊલટી વધારે વાર લાગી. પત્રમાં થોડાંક બકુલનાં ફૂલ હતાં અને એક કાગળના ટુકડા ઉપર રબરસ્ટામ્પમાં છાપ મારી હતી કે, "અગ્રાહ્ય, ક્ષમાપ્રાર્થી 'ગૃહિણી' સંપાદક"

કેવા દારુણ સમાચાર! તેની પ્રણયભિક્ષાની આવી મશ્કરી? હવે તો હદ આવી રહી! પત્રમાં સ્વામીની પોતાની સહી પણ ન-

હોતી, પોતાનું નામ સુધ્ધાં નહોતું. કેવી ઉપેક્ષા! આજથી એ લાવણ્યની આગળ 'ગૃહિણી-સંપાદક' છે, સ્વામી નથી! ઠીક? જેવી એમની મરજી. એ ઘરનું વાતાવરણ હવે લાવણ્યને અસહ્ય થઇ પડ્યું. તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. લાવણ્યનું દૃઢ ચિત્ત એથી દુર્બળ થવાને બદલે ઊલટું વધારે ઉશ્કેરાઇ ગયું. એ પોતાનો સરસામાન લઈને કલકત્તામાં એક સગાને ઘેર ચાલી ગઈ. થોડા દિવસ પછી તેને એક ધનાઢ્ય કુટુંબમાં શિક્ષિકા તરીકે નોકરી મળી; હવે તેણે પોતાનું નામ બદલીને પ્રભાવતી રાખ્યું હતું.

જે કુટુંબમાં એ નોકર રહી હતી, તે કુટુંબ થોડા દિવસમાં હવાફેર કરવા સારુ 'ટિહરી' શહેરમાં ગયું. સોન નદીને કિનારે એક સુંદર બંગલામાં એ લોકોએ ઉતારો લીધો. લાવણ્ય પણ તેમની સાથે 'ટિહરી' આવી હતી.

અહીં આવ્યા પછી લાવણ્યે પ્રભાવતીના નામથી કેટલાક લેખો 'ગૃહિણી'માં તેમજ બીજાં માસિકોમાં મોકલ્યા હતા. કેટલાક તંત્રી મહાશયોએ તો એના લેખની પહોંચ સ્વીકારવા જેટલી પણ તસ્દી ન લીધી. કેટલાકે વળી લેખ પાછો મોકલી આપવાની તથા એક ટૂંકો પત્ર લખવાની મહેરબાની કરી. કેવળ "ગૃહિણી"ના સંપાદકેજ તેના લેખોનો સ્વીકાર કર્યા ઉપરાંત, વિનયપૂર્વક પત્ર લખીને ઉપકાર માન્યો તથા પુરસ્કારરૂપે થોડુંક નાણું પણ મોકલ્યું. લાવણ્યને પોતાની લેખનશક્તિ માટે જે અભિમાન હતું તે બધું જતું રહ્યું. એ સમજી કે, "ગૃહિણી"ને લીધે એની જે ખ્યાતિ થઈ હતી, તેને લીધેજ બીજાં પત્રોના સંપાદકો તેના લેખ અને કવિતાનો ભાવ પૂછતા હતા. બાકી જો એ લેખમાંજ એવી અસાધારણ વિશેષતા હોય, તો પ્રભાવતી નામથી પણ તેનો એટલોજ આદર થવો જોઇએ. ના, એમ પણ કેમ ન હોય કે એટલા બધા સંપાદકોમાં ખરા ગુણગ્રાહી 'ગૃહિણી'ના તંત્રીજ હોય? તેમની આગળ નામની, પ્રતિષ્ઠાની કે યુનિવર્સિટીની ડિગ્રીની કાંઇ ગણતરી ન હોય, એ તો લેખના ખરા ગુણદોષ તરફજ ધ્યાન આપતા હોય, આ વધારે સંભવિત હતું. એ વિચારે લાવણ્યના હૃદયમાં સ્વામી માટેનો પૂજ્યભાવ સોગણો વધી ગયો અને એ વિરહથી વ્યાકુળ થવા લાગી. એનું ચિત્ત ઘણી વ્યથા અને અનુતાપથી બળવા લાગ્યું. સ્વામીને ફરીથી મળવાની વાસના તેના હૃદયને પીડા આપવા લાગી. આ વિહ્વળતામાં કેટલાક માસ

નીકળી ગયા.

પરદેશમાં સ્વદેશપ્રીતિ ઘણી ખીલી નીકળે છે. જે ગૃહસ્થોને દેશમાં આપણે ઓળખતા પણ ન હોઇએ, તેજ ગૃહસ્થ પરદેશમાં મળી આવતાં તેની સાથે મિત્રતા કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. લાવણ્યના પ્રસંગમાં પણ એવું બન્યું. એની પાસેનાજ બંગલામાં કલકત્તાથી હવા ખાવા આવેલું એક બીજું બંગાળી કુટુંબ વસતું હતું. એ કુટુંબમાં એક સન્નારી પણ હતી. તેનું નામ પુણ્યપ્રભા હતું. એ પણ લાવણ્યના જેટલીજ ઉંમરની હતી, એટલે એ બન્ને જણા વચ્ચે ઘણુંજ ગાઢાં સહીપણાં જામ્યાં. હજુ પણ લાવણ્યે તેની આગળ પોતાનું ખરું નામ જણાવ્યું નહોતું. પુણ્યપ્રભા તેને પ્રભાવતી નામથીજ ઓળખતી.

બન્નેના બંગલાની વચમાં એક મેદાન હતું. ત્યાં લીલું ઘાસ છવાઈ રહ્યું હતું. એક દિવસ લાવણ્ય અને પુણ્યપ્રભા એ મેદાન ઉપર, સોન નદીના કિનારે ફરતાં ફરતાં વિવિધ વિષયો ઉપર વાતો કરતાં હતાં. એ વખતે દિવસ આથમી ગયો હતો. સાંસારિક, રાજકીય, અનેક વિષયો ઉપર વાતચીત કર્યા પછી સાહિત્ય સંબંધી વાત નીકળી. વર્તમાન સમયનાં માસિકપત્રોના ગુણદોષની ચર્ચા ચાલી. માસિક સાહિત્યનું અવલોકન કરતી વખતે "ગૃહિણી" નો ઉલ્લેખ ન થાય એ તો અસંભવિતજ હતું. "ગૃહિણી" ની વાત ચાલતાં તેના તંત્રીનો વિષય પણ નીકળ્યો. જે "ગૃહિણી" એક સમયે લાવણ્યના હાથેજ લાલનપાલન પામેલું પ્યારું પનોતું પત્ર હતું અને જેના તંત્રી તેના પરમ આરાધ્ય પતિદેવ હતા; તેના સંબંધમાં તટસ્થપણે વાતચીત કરતાં લાવણ્યના મનમાં શું શું થઇ જતું હશે, તેની વાચકો કલ્પના કરી શકશે. પુણ્યપ્રભાએ આ સમયે લાવણ્યના મુખ તરફ દૃષ્ટિ કરી હોત, તો તેને તેના અંતઃકરણનો ભાવ મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટપણે જણાઈ જાત; પણ સદ્ભાગ્યે અંધારું ગાઢું થયું હતું અને લાવણ્યની મુખમુદ્રા તરફ ખાસ લક્ષ્ય આપવાનું પુણ્યપ્રભાને કાંઇ કારણ પણ નહોતું, એટલે લાવણ્યપ્રભા પકડાઇ ગઇ નહિ. વાત લંબાવા લાગી, પુણ્યપ્રભાએ પૂછ્યું: "તમે ગૃહિણીના તંત્રીને ઓળખો છો ? એ કેવા માણસ છે ?"

લાવણ્યનો શ્વાસ રૂંધાવા લાગ્યો. ઘણી મુશ્કેલીએ સંયમપૂર્વક એ બોલી: "હું એમને ઘણી સારી પેઠે ઓળખું છું. એમ-

ના જેવા સદ્‌ગૃહસ્થ ઘણા થોડા હશે."

પુણ્યપ્રભાએ કહ્યું: "એ તો પરણેલા છે ને?"

લાવણ્ય બોલી: "હા."

પુણ્યપ્રભાએ કહ્યું: "પણ એમની વર્તણૂક પરણેલા ગૃહસ્થને શોભે એવી નથી."

કેવો ગજબ! લાવણ્યની આગળ તેના પતિદેવના ચારિત્ર્ય માટે આ પ્રમાણે શંકા? તેના હૃદયમાં લોહી જોરથી વહેવા લાગ્યું. લાવણ્યના મોંમાંથી એકાદ નિશ્વાસ પણ નીકળી ગયો. એથી પુણ્યપ્રભાના મુખ ઉપર હાસ્યની રેખા સ્ફુરી આવી. તેણે પૂછ્યું: "શું થયું?" લાવણ્યે અંધકારમાં પુણ્યપ્રભાનું હાસ્ય જોયું નહિ, તેમજ પોતાના વિચારવમળને લીધે તેનો પ્રશ્ન પણ બરોબર સાંભ-ળ્યો નહિ. થોડીક વાર પછી મનને શાંત કરીને પૂછ્યું: "તમારે એમને માટે એવો ખરાબ વિચાર બાંધવાનું કાંઇ કારણ?"

પુણ્યપ્રભાએ હસીને કહ્યું: "'ગૃહિણી'માં મારી કવિતા પ્રગટ કરવાની મને ઘણીજ તીવ્ર ઇચ્છા હતી, દર મહિને હું એક કવિતા મોકલતી, પણ તે અસ્વીકાર થઇને પાછી આવતી. વારંવાર નિ-ષ્ફળતા મળ્યાથી મેં પણ હઠ પકડી કે, જ્યાંસુધી મારી એક પણ કવિતા 'ગૃહિણી'માં છપાશે નહિ; ત્યાંસુધી હું કવિતા મોકલતીજ જઈશ. ગઈ સાલ મારી એક કવિતા પાછી આવી, પણ કેવી શરમની વાત! એની સાથે એક પ્રેમપત્ર હતો! ધિક્કાર છે એવા તંત્રીને! અજાણી લેખિકાને એવો પ્રેમપત્ર લખતાં એમની હિંમતજ કેમ ચાલી? ત્યારથી મેં 'ગૃહિણી'માં કવિતા મોકલવી બંધ કરી છે."

લાવણ્યના હોઠ સુકાઇ ગયા, મોઢું ફીકું થઈ ગયું. મહા-મહેનતે ઊંડો નિસાસો નાખીને એણે કહ્યું: "હમણાં મને એ પત્ર બતાવશો?"

પુણ્યપ્રભા મનમાં ને મનમાં બોલી: "એ તો મોટી આપદા." પરંતુ પ્રકાશપણે લાવણ્યને કહ્યું: "શા માટે નહિ? ખોળી કાઢીને બતાવીશ. ક્યાં પડ્યો હશે તે મને ખબર નથી. એ દિવસે વાંચીને ક્યાં મૂકી દીધો છે, તે યાદ નથી." એમ કહીને તેણે તીક્ષ્ણ દૃષ્ટિ-એ લાવણ્યના મોં સામું જોયું.

આ વખતે લાવણ્યના મનની સ્થિતિ એવી હતી કે, તે આત્મ-

સંવરણ કરી શકી નહિ. તેણે ઘણા ઉદ્વેગ સાથે કહ્યું: "હમણાં તમારે બંગલે આવું તો તમે નહિ બતાવો?"

પુણ્યપ્રભાએ ફરી હસીને કહ્યું: "ઠીક, ચાલો ખોળી જોઇએ."

પુણ્યપ્રભા લાવણ્યને પોતાના બંગલામાં લઇ ગઈ. એક મોટો કેરોસિન લૅમ્પ ધીમે ધીમે બળી રહ્યો હતો. પુણ્યપ્રભાએ તેની બત્તી વધારી ને એક પતરાની પેટીમાંથી એક નાની પેટી બહાર કાઢી. તેમાં કેટલાંક નાજુક ઘરેણાં અને રેશમી દોરાથી બાંધેલું એક કાગળોનું બંડલ હતું. દોરી છોડી નાખીને કાગળોના બંડલમાંથી એક પત્ર તેણે લાવણ્યના હાથમાં આપ્યો. પુણ્યપ્રભા ભૂલી ગઈ હતી કે, થોડીકજ વાર ઉપર પોતે કહ્યું હતું કે, 'કાગળ ક્યાંય પડ્યો હશે, તેની મને ખબર નથી.' લાવણ્ય તો પોતાની ચિંતામાં વ્યગ્ર હતી. એટલે એણે તે બાબત લક્ષમાંજ લીધી નહિ. આટલો થોડો વિલંબ તેના મનથી તો અસહ્ય થઇ પડ્યો. ધીમે રહીને કંપતે હાથે એ પત્ર પોતાના હાથમાં લઇને તે ટેબલ આગળ આવી ને દીવાના અજવાળામાં વાંચવા લાગી.

"પ્રાણેશ્વરી!"–આ શું? આ કોનો પત્ર! વિશ્વશરણે શું એ પ્રિય સંબોધન બીજાને માટે વાપર્યું છે? તેના હૃદયમાં કાંઇનું કાંઈ થઇ જવા લાગ્યું. આગ્રહપૂર્વક તે આગળ વાંચવા લાગી.

"તારો પત્ર વાંચીને ઘણોજ આનંદ થયો. એણે મને કેટલું બધું આશ્વાસન આપ્યું; હું સદા તારોજ છું. મારો પ્રેમ એવો ને એવો અખંડ છે અને રહેશે. બકુલ–પુષ્પની સુગંધ જીવનના અંતપર્યંત રહે છે, તેમ આપણો પ્રેમ પણ આપણા બન્નેના જીવનની છેલ્લી ઘડી સુધી રહેશે. હું તને ચાહું છું, એ વાત તું સમજી શકી નહિ હોય એમ હું કહી શકતો નથી. હું પણ તારો સ્વભાવ જેટલો પારખી શક્યો છું, તેટલા ઉપરથી કહી શકું છું કે, મારા ઉપર તારી પ્રગાઢ ભક્તિ છે. એક ક્ષણભરને માટે ધૂમસ આવીને ભલે એને અંધારામાં નાખે, પણ એ અંધકાર ઘણો વખત રહીજ ન શકે. આપણા બન્નેનો એકબીજા ઉપર એટલો બધો વિશ્વાસ છે કે, એકના વગર બીજાનું કામ ચાલી શકેજ નહિ. તું હમેશાં મારીજ છે અને હું સર્વદા તારોજ છું. મારાથી કોઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરજે. ક્ષમા એ રમણીનો ધર્મ છે. મનુષ્ય ડગલે ડગલે ભૂલ કરે છે. આશા છે કે, એ વાત ધ્યાનમાં

રાખીને તું મને ક્ષમા આપીશ. હું આજેજ પંજાબ જાઉં છું. હજુ ઘણું કામ કરવાનું બાકી છે. 'ગૃહિણી'ના લેખકોને જવાબ આપવાનું હજુ બાકી રહ્યું છે. એટલે આજે આટલેથીજ વિરમું છું.....

—તારો દેવતા

તા૰ ક૰ આપણા પ્રેમના અખંડ બંધનના ચિહ્નસ્વરૂપ બકુલ ફૂલમાંથી થોડાંક રાખીને બાકીનાં પાછાં મોકલું છું, એજ."

આ તા૰ ક૰ વાળો ભાગ લીલી પેન્સિલથી લખેલો હતો. લખનાર ઘણી ઉતાવળમાં હશે, એ સ્પષ્ટ જણાઇ આવતું હતું; પણ એ ઉતાવળને લીધે સરનામું કરવામાં હેરફેર થઇ જવાથી કેવો મોટો અનર્થ થઇ ગયો ! લાવણ્ય એ પત્રને હૃદયસરસો ચાંપીને ઘણુંજ રોઈ. એ પત્રમાં સદાની માફક, સ્નેહપૂર્વક ' પ્રાણેશ્વરી ' શબ્દથી સંબોધન કર્યું હતું. લાવણ્ય પતિને ' મારા દેવતા ' શબ્દથી પત્રમાં સંબોધન કરતી અને વિશ્વશરણ તેના બદલામાં પત્રમાં ' તારો દેવતા ' એ શબ્દથી સહી કરતો. આ પત્રમાં પણ એજ ચિરપરિચિત શબ્દોમાં સ્વામીએ હસ્તાક્ષર કર્યા હતા. પત્રની દરેકે દરેક લીટીમાં કેટલો સ્નેહ, કેટલો વિશ્વાસ, કેટલી મિષ્ટતા અને કેટલી સરળતા ભરેલાં હતાં ! તુચ્છ અભિમાનને લીધે લાવણ્યે આ દોઢ વર્ષ સુધી પોતે કેટલું કષ્ટ વેઠયું હતું તથા સ્વામીને વેઠાવ્યું હતું ! ક્રોધથી લાલચોળ આંખ કરીને લાવણ્યે પુણ્યપ્રભાને કહ્યું: " તેં આ પત્ર આટલા દિવસ બતાવ્યો કેમ નહિ ? આ દોઢ વર્ષ સુધી મેં જે મનોવેદના ભોગવી છે, તેનું કારણ તુંજ છે. મારો આ કાગળ સંતાડી રાખવાનો તને શો અધિકાર હતો ?" પુણ્યપ્રભા તો અવાકજ થઈ ગઇ ! પણ મનમાં તેને એક જાતની મજા પડી. મનમાં ને મનમાં તેણે લાવણ્યને કહ્યું: " છટ્, તારી પણ ચાલચલગત આવીજ છે કે ?" લાવણ્ય વધારે વાતચીત કર્યા વગર એ પત્ર લઇને સીધી સ્ટેશન ઉપરજ ગઇ અને 'ગૃહિણી' આફિસને સરનામે તાકીદનો તાર મૂકયો કે, " અધિપતિ હમણાં કયાં છે ?"

લાવણ્યના ચાલ્યા ગયા પછી પુણ્યપ્રભા એકલી ખૂબ હસી અને તેના મનમાં સંભવિત તેમ અસંભવિત એવી અનેક કલ્પનાઓ કરવા લાગી.

રાતના બાર વાગી ગયા. લાવણ્યના બંગલામાં બધાં સૂઈ ગયાં હતાં. લાવણ્ય એકલી લૅમ્પ આગળ બેસીને પોતાનો સરસામાન બાંધતી હતી. એટલામાંજ બહારથી કોઈ બોલાવવા લાગ્યું. બધાં

જાગી ઊઠયાં. નોકરે નીચે જઇને એક લાલ પરબીડિયું લાવીને શેઠના હાથમાં મૂક્યું. એમણે એ પરબીડિયું હાથમાં લઇને કહ્યું: " આટલી મોડી રાતે તાર ક્યાંથી આવ્યો ?" દીવા આગળ જઇને સરનામું વાંચ્યું તો 'પ્રભાવતી'નું નામ હતું. લાવણ્યના હાથમાં તાર આપીને શા ખબર છે, તે જાણવા શેઠ ઉત્સુકતાપૂર્વક રાહ જોવા લાગ્યા. લાવણ્યે મનમાં વાંચ્યું: "અધિપતિ સોમવારની સાંજ સુધી કલકત્તા રહેશે." શેઠે પૂછ્યું: "શા સમાચાર છે?" લાવણ્યે નીચું મોં રાખીને કહ્યું: "કાંઇક જરૂરના કામસર મારે આજેજ કલકત્તા જવું પડશે." તાર આવ્યો હતો એટલે શેઠથી પણ વાંધો લેવાયો નહિ. બધાની પાસેથી રજા લઇને લાવણ્ય બે ને પચીસની ગાડીએ કલકત્તા જવા નીકળી.

લાવણ્ય સાંજે હાવરા પહોંચી. ત્યાંથી એક ઘોડાગાડી ભાડે કરીને તે સીધી "ગૃહિણી" ઑફિસમાં પહોંચી. ગાડીમાંથી ઊતરતાં તેના પગ કંપવા લાગ્યા. અત્યાર સુધી મનમાં ઉત્સાહ હતો, પણ ઘર આગળ આવતાંજ તેનો પગ ભારે થઇ ગયો. હવે સ્ત્રીજાતિની શરમે તેના ઉપર કાબૂ મેળવ્યો. ગાડીમાંથી તેણે તંત્રી સાહેબને ઘરમાં બેઠેલા જોયા હતા. આ દોઢ વર્ષમાં તેમનું શરીર ઘણું લેવાઇ ગયું હતું. લાવણ્યે શરમાઇને પાછા ચાલ્યા જવાનો વિચાર કર્યો; પણ એટલામાં એક નોકરે આવીને સલામ કરીને ગાડીનું બારણું ઉઘાડ્યું. હવે તો ગયા વગર છૂટકોજ નહોતો. તેણે નોકરને પોતાનું કાર્ડ આપ્યું. થોડી વારમાંજ તંત્રી મહાશય ઉતાવળા ઉતાવળા બહાર આવીને બોલી ઊઠ્યા. "લાવણ્ય!" લાવણ્ય સમજી ગઇ કે, પ્રભાવતી નામ ધારણ કર્યાથી એ ચતુર સંપાદક પોતાને ઓળખ્યા વગર રહ્યા નથી. આ સ્નેહ આગળ લાવણ્ય આત્મસંવરણ કરી શકી નહિ. અશ્રુસાગરમાં ભરતી આવી ગઈ. વિશ્વશરણ તેને ગાડીમાંથી ઉતારીને ઘરની અંદર લઈ ગયો. થોડી વાર પછી શાન્ત થઇને લાવણ્યે પૂછ્યું: "દેવતા! હું ક્ષમા માગવા આવી છું"

વિશ્વશરણ બોલ્યો: "ક્ષમા શી બાબતની?—લાવણ્ય! મેં એક દિવસ પણ તારા ઉપર ખોટું લગાડ્યું નથી. ગુસ્સે થયો હોઉં તો ક્ષમા કરું ને?" ત્યાર પછી પતિપત્નીએ દોઢ વર્ષના હૃદયના ઊભરા ખાલી કર્યા. બન્નેનો આવેગ શાંત થયા પછી લાવણ્યે કહ્યું: "તંત્રીમહાશય! આવું તંત્રીપણું ફરીથી કરશો નહિ." એમ કહીને

તેના હાથમાં બે પત્રો મૂક્યા. એક પરબીડિયા ઉપર લાવણ્યનું સરનામું અને ' અગ્રાહ્ય 'વાળું 'ગૃહિણી' ઑફિસનું છાપેલું લેબલ હતું. બીજા પરબીડિયામાં પુણ્યપ્રભાનું સરનામું અને એક કવિતા તથા પ્રેમપત્ર હતો. તંત્રી મહાશયે શરમના માર્યાં નીચું જોયું. ગંભીર પ્રકૃતિના સંપાદક વિશ્વશરણ આજે બાળકની માફક હસ્યા અને હસી હસીને પેટ દુખવા આવ્યું ત્યારે લાવણ્યને કહ્યુ : "લાવણ્ય! ખરેખાત, શું મેં આવો ગોટાળો કર્યો છે? પુણ્યપ્રભાના કવરમાં તારો પત્ર મૂકી દીધો અને એના કવર ઉપર લગાડવાનું "ગૃહિણી" ઑફિસનું 'અગ્રાહ્ય'વાળું લેબલ પુણ્યપ્રભાની કવિતાને બદલે તારા કવર ઉપર લગાડી દીધું ?! આ તો ગજબ થઇ ગયો. એ તો ચાલો સારું થયું કે, સદ્‌ભાગ્યે તારો અને પુણ્યપ્રભાનો મેળાપ થયો. ચાલો, હવે આપણે પુણ્યપ્રભાને બધી વાતનો ખુલાસો કરીશું અને આપણા ઉપર આટલો ઉપકાર કરવા બદલ તેની કવિતાને "ગૃહિણી"માં સ્થાન આપીશું."





# ૬૩–શારદાચરણનું ભોપાળું

(૧)

આગબોટમાં બેસીને હું ખુલના (બંગાળા પ્રાંતનું એક શહેર) જતો હતો. સાથે મારી સ્ત્રી હતી. ઓરડી રિઝર્વ્ડ કરાવી રાખી હતી. આખો બપોર બન્ને જણાએ સાથે બેસીને વાતચીતમાં ગાળ્યો. સંધ્યાકાળની થોડી વાર અગાઉ એ ઊંઘી ગઈ. મેં વિચાર કર્યો કે તૂતક ઉપર જઈને જરા શીતળ વાયુનું સેવન કરું, પણ બહાર જઈને જોયું તો જણાયું કે, સૂર્યાસ્ત થવાને હજુ ઘણી વાર છે; એટલે તૂતક ઉપર જવાયું નહિ. આળસમાં ને આળસમાં ખાલી આમતેમ આંટા મારવા લાગ્યો; એવામાં કોઈ અજાણ્યા યુવકે મારી પાસે આવી મારે પગે પડીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા.

આંખો ઉપરથી ચશ્માં ઉતારી નાખીને યુવકના મોં તરફ હું તાકી રહ્યો. અગાઉ કોઈ દિવસ તેને જોયો હોય એવું સાંભર્યું નહિ.

એ આદમી પચીસેક વર્ષનો હશે. શરીર એકવડું, આંખો બેઠેલી અને માથાના વાળ મોટા હતા. કપડાં ઉપરથી એક સાધારણ સ્થિતિનો માણસ હોય એમ જણાઈ આવતું હતું.

ભવાં સંકોચીને મેં તેને પૂછ્યું: “તમે કોણ છો?”

“સાહેબ! મારું નામ શારદાચરણ ચટ્ટોપાધ્યાય, મારું વતન કુમારખલિમાં છે.”

“મને ક્યાંથી ઓળખ્યો?”

યુવકે વિનયપૂર્વક જરાક હસીને કહ્યું: “મહાશયને બંગાળી પ્રજામાં કોણ નથી ઓળખતું? આપના જેવા સ્વદેશહિતૈષી વક્તા—”

મેં તેને બોલતાં અટકાવીને કહ્યું: “તમારે શું જોઈએ છે?”

હું શું માગું છું તે ધીમે ધીમે નિવેદન કરીશ. એ લાંબી કહાણી છે. મારા ઉપર કૃપા કરીને સાંભળશો તો હું કૃતાર્થ થઈશ.

એમ કહીને એ તૂતકના પાટિયા ઉપર તાકી તાકીને જોવા લાગ્યો.

"મેં વિચાર્યું કે, એને કાંઇ નાણાંસંબંધી મદદ જોઇતી હશે. એટલા માટે એના સામું જોઇને ધીમે સ્વરે કહ્યું: "ત્યારે કહો, હું સાંભળું છું."

"મહાશય! એકાંત સ્થળની જરૂર છે. જરા આ તરફ આવશો?"

"ચાલો" કહીને હું આગળ થયો. એ મારી પાછળ પાછળ ચાલ્યો આવ્યો. હું સ્ટીમરનો કઠેરો ઝાલીને ઊભો રહ્યો. એ મારી પડખે ઊભો રહીને મારા મોં તરફ કેટલીક વાર સુધી જોતો રહ્યો.

તેનો હાવભાવ જોતાં એમ લાગતું હતું કે, એ પહેલાં સારી દશામાં હશે અને હવે નબળી સ્થિતિમાં આવી પડ્યો છે, તેથી માગવાની વાત કાઢતાં એની જીભ ઊપડતી નથી.

"આપને મેં શા માટે પ્રણામ કર્યા તે સમજ્યા?"

"ના, શા માટે? કહો જોઇએ."

"આપ મારા પિતા છો."

આ સાંભળીને હું ખડખડ હસી પડ્યો અને પૂછ્યું: "કેવી રીતે?"

મારા હસવાથી એણે જરાક સંકોચાઇને કહ્યું: "આપ મારા પિતા છો કે નહિ તે તો બરાબર કહી શકતો નથી, પણ આપની પત્ની તો જરૂર મારી માતા છે." એમ કહીને આકાશ તરફ જોઈ હાથ જોડીને એણે પ્રણામ કર્યા.

હું સમજ્યો કે, આ કોઇ ભેજાનો ખસેલો આદમી છે, તેથી પહેલાં જે અણુવિશ્વાસ ઉત્પન્ન થયો હતો તે જતો રહ્યો અને તેના પ્રત્યે દયા ઊપજી.

"આપને વિશ્વાસ નથી આવતો? આપને એમ લાગશે કે, આ કોઇ ગાંડો છે. એ મારી માતા છે એ વાત ખરી, પણ આ જન્મની નહિ. અસલી વાત આપને કહેવી પડશે. આજ પાંચ વર્ષથી હું ક્ષયરોગથી ઘણો પીડાઉં છું. ઘણીએ જાતના ઇલાજ કર્યા પણ કાંઇ વળ્યું નહિ. કોલેજમાં બી. એ. કલાસમાં ભણતો હતો તે બંધ કરવું પડ્યું. જુઓને મારો ચહેરો! હાડકાંને ચામડું જ રહ્યું છે! હવે મારે વધારે જીવવાનું નથી. સાતેક દિવસ ઉપર ગામની બહાર માતાજીના મંદિરમાં જઇને આખી રાત રોતો રોતો

પડી રહ્યો: "માતાજી, માતાજી, કહીને ઘણુંએ રોયો. કેટલીએ પ્રાર્થના કરી. આખરે જરા રાત બાકી રહી, એટલે ઘેર જઇને સૂઈ ગયો. ઊંઘમાં સ્વપ્ન જોયું કે, માતાજી મારા માથા આગળ આવીને ઊભાં છે અને આપનું નામ દઈને કહે છે કે, "એમની સ્ત્રી, ગયા જન્મમાં તારી મા હતી. તેં એક દિવસ દારૂ પીને એને ગાળો દીધી હતી, તે પાપેજ તું આ ભયંકર રોગ ભોગવે છે. એની પાસે જા અને તેનું ચરણામૃત પી, એટલે જરૂર સાજો થઇ જઇશ." આટલું કહીને માતાજી અંતર્ધાન થઈ ગયાં.

આટલી વાત કહીને એ ચૂપ રહી ગયો.

મેં પૂછ્યું: "આપ ક્યાં જાઓ છો?"

બે હાથ જોડીને તે બોલ્યો: "આ બધું વૃત્તાંત સાંભળી ચૂક્યા પછી આ અધમને 'આપ' કહીને શા માટે સંબોધન કરો છો? 'તમે' કહો અથવા 'તું'જ કહો." એમ કહી નીચો વળી તેણે મારા બન્ને બૂટને અડકીને પોતાના લલાટને સ્પર્શ કર્યો.

"તમે હમણાં ક્યાં જાઓ છો?"

"હું દોલતપુર જાઉં છું. ત્યાં મારું મોસાળ છે, ત્યાંથી આપની શોધમાં કલકત્તા જાત."

"હું કલકત્તા જાઉં છું, એ સમાચાર આપને કોણે કહ્યા?"

"વળી 'આપને' બોલ્યા કે?"

"તમને કોણે કહ્યું?"

"કોઇએ કહ્યું નથી. હું શું જાણતો નથી કે, કલકત્તામાં આણુની સાલ કોંગ્રેસની બેઠક છે? હું શું નથી જાણતો કે, બૅરિસ્ટર-શ્રેષ્ઠ શ્રીયુત અતુલ બેનરજીની ગેરહાજરીમાં સ્વદેશભક્તિનું કોઇ પણ કામ થતું નથી. દેશની અંદર એવું કોણ છે જે ...."

"એ ઠીક થયું, એથી આપનો—તમારો ઘણો શ્રમ બચી ગયો."

ઘણા આગ્રહથી શારદાચરણે જાણવા માગ્યું કે, "મારી માતા હમણાં આપની સાથે છે કે?"

"છે, આજેજ ચરણામૃત જોઇએ છે?"

"આજે મળતું હોય તો કાલની વાટ શા માટે જોઉં?"

"તો અહીં ઊભા રહો" એમ કહી હું કૅબિન તરફ ચાલ્યો.

કેબિન છોડયે મને અડધો કલાક કરતાં વધારે વખત થઈ ગયો હતો. અંદર જઇને જોઉં છું, તો મારી સ્ત્રીની ઊંઘ ઊડી ગઇ છે. મને જોતાંજ તે આળસ મરડીને ઊભી થઇ અને પૂછયું "આટલી વાર લગી ક્યાં હતા?" મેં તેની શય્યાની પાસે જઇને તેના સુંદર કેશને આંગળી વડે પંપાળતાં પંપાળતાં કહ્યું: "એક મોટી રમૂજ થઇ છે."

"શું છે?"

"તારો છોકરો આવ્યો છે;" પણ આટલું બોલતાંવારજ હું પસ્તાવામાં પડી ગયો. અમારે બે વર્ષનું એક સંતાન હતું, તે બે વર્ષ અગાઉ ગુજરી ગયું હતું. તેથી મને એમ લાગ્યું કે, મેં એક અસાવધાનતા કરી મારી સ્ત્રીના મનમાં કેવા મોટા શોકનું સ્મરણ તાજું કર્યું?

તે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને બેઠી થઈ. મારા મોં તરફ જોઇને પૂછયું: "શું કહો છો?"

મેં તેને મારી પડખે ખેંચીને કહ્યું: "સ્ટીમરમાં એક જણે મારો હાથ જોઇને કહ્યું કે, "આપણે ત્યાં થોડા વખતમાં છોકરો આવશે." એ વખતે ઉતાવળમાં મને બીજી તો કાંઇ હાજરજવાબી સૂઝી નહિ; પણ એમ કહેવાથી કાંઇ વળ્યું નહિ. તેની બન્ને આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. મેં તેને છાતીસરસી દાબી અને મારી પોતાની આંખો પણ લૂછી. પછી કેવી રીતે ચિંતાનો સ્રોત બીજી દિશામાં વાળવો, તેના વિચારમાં હું પડયો.

જાળીમાંથી જોયું તો સૂર્યાસ્તકાળ આવી પહોંચ્યો છે. મેં કહ્યું: "ચાલ, તૂતક પર જઇને સૂર્યાસ્ત જોઇએ. પદ્માના વક્ષઃસ્થળ ઉપર સૂર્યને અસ્ત પામતો તેં કદાપિ નહિ જોયો હોય."

એ ઊઠી પાસેની ઓરડીમાં જઈ હાથમોં ધોઇ, માથું ઓળી, વસ્ત્રાભૂષણ ઠીક કરીને તૈયાર થઈ.

બન્ને જણાં તૂતક ઉપર જઇને ફરવા લાગ્યાં. સૂર્ય અસ્ત પામ્યો. સંધ્યા થઈ. આગબોટ 'હૂ-હૂ' કરતી જળમાં પોતાનો રસ્તો કાપતી હતી. ધીમે ધીમે 'નાગરકાન્દી' સ્ટેશનનો ઘાટ પાસે જણાયો. હવે અમે અગાશી ઉપરથી નીચે ઊતર્યાં.

સીડીની પાસે શારદા ઊભો હતો. મને જોઇને તેણે પ્રશ્ન પૂછયો: "આ મારી મા?" ઉત્તરની રાહ ન જોતાં એણે નીચે પડીને મારી સ્ત્રીને પ્રણામ કર્યા.

આ આશ્ચર્યકારક બનાવ જોઇને મારી સ્ત્રી તો એક તરફ જઇને ઊભી રહી અને મારા મોં તરફ જોવા લાગી. મેં કહ્યું: "એક વાત છે. કૅબિનમાં જઇને કહીશ." મને શારદાચરણની તરફ મનમાં કંટાળો ઊપજ્યો કે, ક્યાંથી આ આફત વળગી? છતાં તેને કહ્યું કે, "ઉભા રહો."

"તમે શા માટે આટલા બધા ગભરાઓ છો?" મારી સ્ત્રીએ પૂછ્યું.

શારદા જલદી ત્યાંથી હટી ગયો અને કહ્યું: "હું આ એંજિનની પાસે ઊભો રહીશ."

સ્ત્રીને લઈને હું કૅબિનમાં ગયો અને તેને સઘળી વાત કહી. એ સાંભળીને તેણે કહ્યું: "હું મારા પગ ધોયેલું પાણી કોઇને કદી પણ પીવાને માટે આપીશ નહિ."

મેં કહ્યું: "એમાં અડચણ શી છે?"

"શું તમે એ ગંજેરીની વાત ઉપર ભરોસો રાખો છો?"

"વિશ્વાસ તો નથી રાખતો; પણ એના મનમાં જો એવી ખાતરી હોય તો એથી એને લાભ તો થશે? એમ ઘણાકના પ્રસંગમાં બનેલું સાંભળ્યું છે."

"સાંભળ્યું છે? ગયા જન્મનાં માબાપને સ્વપ્નમાં જોઇને, તેમનું પાદોદક પીવા કોઇ જાય છે?"

"નહિ, એમ નહિ. કોઇ પણ ઇલાજ ઉપર દૃઢ વિશ્વાસ હોવાથી રોગીને ઘણીવાર ફાયદો થાય છે."

આ વાત સાંભળીને મારી સ્ત્રી ચૂપ રહી. થોડી વાર પછી તે બોલી: "તો ફક્ત ચોખ્ખું પાણીજ આપી દોને! વિશ્વાસ હોવાથીજ કામ થતું હોય તો કહી દેજો કે, એ ચરણામૃત છે."

"એવું કપટ કરવાની જરૂર શી?" એમ કહી ચાના પ્યાલામાં મેં થોડું જળ રેડ્યું.

મારી સ્ત્રીએ હસતે હસતે મોજાં કાઢ્યાં અને કહ્યું: "વાહ રે વાહ! એણે તમને કોણ જાણે કેવાએ ભોળાભટ જાણ્યા! તમને આટલા ભોળા જોઇને વિલાયતમાં કોઈ મડમ તમારી સાથે પરણી કેમ ન ગઇ? એજ મને તો નવાઇ લાગે છે!"

મેં હસીને કહ્યું: "તો પછી તારા નસીબમાં આટલું દુઃખ ભોગવવાનું ક્યાંથી રહેત? આટલા દિવસમાં તો તું પણ કોઈ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટની ધણિયાણી થઇ ચૂકી હોત!!"

મારી સ્ત્રી મશ્કરી કરવામાં ઘણી હોશિયાર હતી; પણ એની

કોઇ મશ્કરી કરતું તો તે ઝટ ચિડાઇ જતી. મજાક એ સાંખી નહોતી શકતી. એ બોલી ઊઠી: "જાઓ, જાઓ, જાણ્યું બહુ ડાહ્યા છો તે." મેં એનો કાંઇ પણ ઉત્તર ન આપતાં તેનો કોમળ અંગૂઠો પકડ્યો. એકદમ મારા હાથમાંથી પગને છટકાવીને ગુસ્સા સાથે એ બોલી "પગને શા માટે અડકો છો?" મારા ઉત્તરની રાહ ન જોતાં મારા હાથમાંથી પ્યાલો લઇ લઇને એમાં પોતાની મેળેજ પોતાના પગને અંગૂઠો બોળીને પાસેના મેજ ઉપર મૂકીને મને કહ્યું: "નોકરને કહો કે, પ્યાલો ઉઠાવી જાય."

મેં ઊભા થઇને કહ્યું કે, "એમાં નોકર આદમી શું સમજે? હુંજ જઇને આપી આવીશ." એમ કહી મેં પ્યાલો ઉઠાવી લીધો. એ કહેવા લાગી: "આ શું કરો છો? હું કહું છું તે શા માટે નથી સાંભળતા?" મેં ગંભીર થઇને કહ્યું: "આટલું ભણીગણી તોયે તારા જૂના વિચાર ગયા નહિ?" આટલું કહીને હું બહાર નીકળી ગયો.

( ૨ )

કૉંગ્રેસ થઈ ચૂકી. હું ઢાકા પાછો ફર્યો. એક દિવસ સાંજને વખતે દરવાન હાથમાં સ્લેટ લઇને મારી આગળ આવ્યો. મળવા આવનાર લોકોમાંથી જેમની પાસે વિઝિટિંગ કાર્ડ ન હોય તેમને માટે મેં દરવાનને એક સ્લેટ આપી મૂકી હતી. સ્લેટ ઉપર અંગ્રેજીમાં લખ્યું હતું "શારદાચરણ ચેટરજી"

એ મહિનાની જૂની વાત મને એકદમ સાંભરી આવી નહિ તેથી મેં જાણ્યું કે, કોઇ નવો અસીલ આવ્યો હશે.

તેને બોલાવી મંગાવ્યો. ચહેરો જોતાંવારજ શારદાચરણને હું ઓળખી શક્યો. આવતાંવારજ તેણે ભૂમિ ઉપર પડીને મને પ્રણામ કર્યા.

"કેમ? કહો, હવે કેમ છે? કાંઇ ફાયદોબાયદો જણાયો કે?" શારદાએ પહેલાં તો મારી વાતનો કાંઇ જવાબ ન આપ્યો. છાતીએ હાથ મૂકીને કેટલીક વાર સુધી તેણે રોયા કર્યું. આખરે બોલ્યો કે, કેટલાક દિવસ સારી રીતે ગયા–ખોં ખોં–હમણાં પાંચ સાત દિવસ–ખોં ખોં ખોં–ઉધરસથી હવે એ વધારે બોલી શક્યો નહિ. ખાંસતો ખાંસતો એ પાસેની ખુરશીમાં બેસી ગયો.

તેની ખાંસી રોકાઇ ત્યારે મેં કહ્યું: "ચરણામૃતથી તો કાંઇ નહિ વળે, દવા પીઓ."

"પાસે પાઈ પણ ક્યાં છે ?" એમ બોલી એ ફરીથી ખાંસવા લાગ્યો.

સાડા સાત વાગ્યા. મારે ઘેર એ દિવસે એક ડિનરપાર્ટી હતી. લોકોનું આવવું હમણાં શરૂ થશે, એવે સમયે આ બલા ક્યાંથી આવી ? તેને જલદી વિદાય કરી દેવાના અભિપ્રાયથી ગજવામાંથી પાંચ રૂપિયા બહાર કાઢ્યા અને શારદાચરણના હાથમાં મૂકીને કહ્યું કે, "જાઓ, આ લઈને કોઈ સારા ડૉકટરની સલાહ લઇને દવા ખાજો. પાદોદક પીધે તે કોઈ દિવસ રોગ મટ્યો જાણ્યો છે ?"

એટલામાં મિસ્ટર બોઝની ગાડી આવી પહોંચી. મેં શારદાચરણને ઝટપટ કહી દીધું કે, "આજ હું ઘણા કામમાં છું, જાઓ."

રૂપિયાને ગજવામાં મૂકીને શારદા ગયો.

બીજે દિવસે જ્યારે મારી ઊંઘ ઊડી, ત્યારે દહાડો ઘણો ચઢી ગયો હતો. પથારીમાંથી ઊઠીને, બારીમાંથી મોં કાઢીને બગીચા તરફ જોઉં છું, તો કાળો ખેસ ઓઢીને ત્યાં કોઈ ફરી રહ્યું છે. મારી તરફ તેની પીઠ હતી, એટલે એ વખતે તેને હું ઓળખી શક્યો નહિ, પણ સામો આવ્યો ત્યારે જોયું કે, શારદાચરણ છે. મારો પિત્તો ખસી ગયો. પાછો વહાણું વાતાંજ આવી પહોંચ્યો ! હમણાં દરવાન સ્લેટ લઇને આવતો હશે.

ચાના ટેબલ ઉપર સવારનાં પેપરો ભેગું તેનું કાર્ડ હાજર હતું. મારી સ્ત્રી ત્યાંસુધી ઊઠી નહોતી. શારદાએ આવીને ભક્તિપૂર્વક મને પ્રણામ કર્યા પછી કહ્યું: "કાલ આખી રાત ઊંઘ આવી નહિ. મારી તરફ આપનો આટલો બધો નિઃસ્વાર્થ સ્નેહ જોઇને હું તો દિંગજ થઈ ગયો છું. હું કોણ છું, કોણ નહિ, તે પૂછ્યા વગર મારી દવા માટે પાંચ રૂપિયા ! એ રૂપિયા પાછા લો, સાહેબ !" એમ કહી તેણે રૂપિયા ટેબલ પર મૂકી દીધા.

શારદાચરણનું આચરણ જોઇને મને તેના ઉપર શ્રદ્ધા ઊપજી. મેં કહ્યું: "ના ના, એ રૂપિયા હવે હું પાછા લેવાનો નથી. તમારા દર્દની ચિકિત્સા માટે આપ્યા છે."

શારદાચરણે ખાંસતાં ખાંસતાં કહ્યું: "જુઓ સાહેબ ! દૈવી શક્તિમાંજ મને ઘણો વિશ્વાસ છે. ડૉકટર કે વૈદ્યો ઉપર મને ભરોસો નથી. એ દિશામાં નકામું ખર્ચ કરવાથી શું વળશે ?"

મેં કાંઈ વિચાર કરીને કહ્યું: “ હા, જો બિલકુલ વિશ્વાસ ન હોય, તો કાંઈ પણ ફાયદો નહિ થાય. ”

તેણે કહ્યું: “મારો અંતઃકરણનો એજ વિશ્વાસ છે. દૃઢ વિશ્વાસ છે કે, જો માતુશ્રી (મારી સ્ત્રીને ઉદ્દેશીને એણે બે હાથ જોડીને પ્રણામ કર્યા )નું પાદોદક દહાડામાં બે વખત પીઉં અને બે વાર એમને પ્રણામ કરું તો તેથી મારો રોગ સમૂળગો મટી જશે; નહિ તો આ ઊથલામાંથી હું બચવાનો નથી. એની આંખોમાંથી ખળ-ખળ આંસુ વહેવા લાગ્યાં.

થોડીક વાર હું વિચારમાં પડ્યો. બે વાર પાદોદક આપવા અને પ્રણામ સ્વીકારવાનું મારી સ્ત્રી મંજૂર કરશે? આ વખતે એ આદમી વધારે ખાંસવા લાગ્યો. તેનું સુકાઈ ગયેલું ફિક્કું મોં જોઇને મારા મનમાં ઘણી દયા ઊપજી. મેં વિચાર્યું કે ગમે તેમ કરીને એની પાસે મંજૂર કરાવવું ઉચિત છે. હુંજ એને મનાવીશ. લોકો કેટલીએ મહેનતે અને કેટલે ખર્ચે પરોપકાર કરે છે, તો આવા સાધારણ ઉપાયથી જો એનો ઉપકાર થતો હોય અને એનો પ્રાણ બચતો હોય, તો એ ઉપાય જરૂરથી કરવો જોઇએ.

મેં શારદાચરણને કહ્યું: “ તમે નીચે જઇને મારા ગુમાસ્તાઓના ઓરડામાં બેસો. હું તમને થોડી વાર પછી બોલાવીશ.”

હું ઘરમાં સ્ત્રીને મળવા ગયો. ખબર પડી કે એ નહાવાની ઓરડીમાં છે. અડધા કલાક પછી એનાં દર્શન થયાં.

ઓશરીમાં એક ખુરશી ઉપર બેસી એ વાળ ઓળતી હતી. મેં કહ્યું શારદા આવ્યો છે.

“ પેલોજ? સ્ટીમરવાળો શારદા?”

અહા ! મારી સ્ત્રીની સ્મરણશક્તિ કેવી તીવ્ર ! હું તો સ્લેટ ઉપર શારદાનું નામ વાંચીને પહેલાં તો એને ઓળખી પણ શક્યો નહોતો.

“ હવે એની ખાંસી વધી પડી છે.” મેં કહ્યું.

“ પણ હવે હું એને ચરણામૃત નહિ પાઈ શકું. એક વાર આપીનેજ મેં સિદ્ધાંત વિરુદ્ધ આચરણ કર્યું છે. હું કાંઈ પીર કે પયગમ્બર નથી કે મારું પાદોદક પીધે રોગ મટી જાય.”

મેં હસીને કહ્યું: “તારી માફક બધાં કાંઇ ઊંચી કેળવણી પામેલાં અને સુધરેલાં નથી હોતાં અને જો તેને વિશ્વાસ હોય તો એથી પણ ફાયદો થાયજ.”

મેં જોયું કે હવે એને મનાવતાં વાર લાગશે. એ તો ચોખ્ખું છે કે, એણે એમજ ધાર્યું હશે કે ગઇ વખતની માફક એક પ્યાલા ચરણામૃતથી પતી જશે, પણ જ્યારે તે સાંભળશે કે એમ નથી, પણ આ તો કેટલાક દિવસ સુધી લાગલાગટ દિવસમાં બે વાર ચરણામૃત આપવાનું છે, ત્યારે જરૂર એ ધીરજ ખોઇને એકદમ ઘસીનેજ ના પાડશે.

છતાં મેં તો કહીજ દીધું; પણ જેટલા વિરોધની બીક રાખી હતી તેટલો વિરોધ થયો નહિ. આશ્ચર્ય પામીને તેણે પૂછ્યુંઃ "ડૉકટરો, વૈદ્યો, હકીમો, કોઈના પણ ઓસડ ઉપર વિશ્વાસ નથી? બે વખત મારું પાદોદકજ પીશે? એથી શું એ સાજોતાજો થઇ જશે?"

"એ તો એમજ કહે છે કે, એમ નહિ કરો તો હું બચીશ નહિ, મારી પ્રાર્થના પૂર્ણ કરો."

મારી સ્ત્રીએ મૌન રાખીને સંમતિ જણાવી, થોડી વાર પછી હું નીચે ઊતર્યો.

શારદાચરણને આ સંવાદનું શુભ પરિણામ જણાવતાં એ આનંદથી ગાંડોઘેલો થઈ ગયો. મેં તેને પૂછ્યુંઃ "તમારું ઘર ક્યાં છે?"

"મારું અહીં કોઈ નથી."

"જમો છો ક્યાં?"

"આપે આટલી બધી મહેરબાની કરી છે, તો જરા અધિક અનુગ્રહ કરીને મને અહીં સૂઇ રહેવાની રજા આપો." એમ કહી એ ચૂપ રહ્યો.

મેં કહ્યુંઃ "મારા ગુમાસ્તાઓએ પોતાના રહેવા માટે એક ઘર રાખ્યું છે. ફાવે તો તમે ત્યાં રહી શકશો."

ખાંસી રોકીને તેણે કહ્યુંઃ "આપ રજા આપો તો એક વાર માતુશ્રીનાં દર્શન કરું."

હું તેને મારી સ્ત્રીની આગળ લઇ ગયો. તેણે પ્રણામ કર્યા, મારી સ્ત્રી તેની તરફ કરુણામય દૃષ્ટિથી જોવા લાગી.

શારદાચરણે ટેબલ ઉપર ગ્લાસમાં પાણી પડ્યું હતું, એમાંથી થોડું પાણી હાથમાં લઇને જમીન ઉપર બેસીને ચરણામૃત પીધું અને બાકી જે હાથમાં રહ્યું તે માથે અને આંખે ચોપડ્યું.

આજ પ્રમાણે બેત્રણ દિવસ વીતી ગયા, પણ રોગ જરા પણ ઓછો થયો નહિ, એક દિવસ શારદાચરણે મને કહ્યુંઃ "માતાજી

ખરા મનથી ચરણામૃત નથી આપતાં. આ વખતે સાજો કેમ નથી થતો?" આમ કહેતાં કહેતાં એની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં.

એ દિવસે એ વાત મેં મારી સ્ત્રીને કહી, તેણે કહ્યું: "ઓસડવેસડ કરવું નહિ અને ફક્ત પગ ધોયેલું પાણી પીવું, એથી તે કોઇ સાજું થતું સાંભળ્યું છે? આ એક વિચિત્ર જિદ્દજ છે."

મેં કહ્યું: "ઇચ્છાશક્તિથી ઘણાં કામ થાય છે. પાદોદક આપતી વખતે તું ઘણાજ આગ્રહપૂર્વક મનમાં વિચાર કરજે કે, આ જળથી એનો રોગ મટી જશે."

મારી સ્ત્રીએ હસીને કહ્યું: "દહાડે દહાડે તમે પણ નવા નવા વેશ કાઢતા લાગો છો. વિલાયતી મોરનાં પીછાં તમારા શરીર ઉપરથી હવે ઊતરતાં હોય એમ લાગે છે."

મેં બનાવટી અભિમાન સાથે કહ્યું: "ત્યારે તેં મને એક જાતનો વેશધારી બનાવ્યો. જો હું એટલો કાળો હતો તો મને તું પરણી શા માટે? મૅજિસ્ટ્રેટ સાહેબ...."

મારી સ્ત્રી આ વખતે વધારે ચિડાઇ નહિ, પણ ટકોર સાથે બોલી: "હા, હા, તમારા જેવા કાળા બધાએ હોત તો દુનિયામાં અજવાળું થઇ જાત."

"વાત ખોટી પણ નહોતી. હું એક સુંદર પુરુષ છું. એ વિલાયતની રમણીઓએ પણ એકીઅવાજે સ્વીકાર્યું છે; પરંતુ મારી સ્ત્રી તો મારા હૃદયના ગુણને ઉદ્દેશીને બોલી હતી."

( ૩ )

દિનપરદિન શારદાચરણની શારીરિક અવસ્થામાં સુધારો જણાવા માંડ્યો. તેની ખાંસી લગભગ નાબૂદ થઈ ગઇ. મુખની ફિક્કાશ મટી જઇને લોહી આવવા માંડ્યું. આંખના ખાડા પુરાઇ ગયા અને માંસ આવવા લાગ્યું. આ બંધુ જોઇને હું આહ્લાદિત થયો. મારી સ્ત્રી પણ એના ઉપર ઘણી પ્રસન્ન થઇ. હવે એ ઘણી વાર શારદાને બોલાવીને કામકાજ સોંપવા લાગી, નોકરચાકરોના ઉપર વિશ્વાસ રાખીને જે ચીજ—વસ્તુ ન મંગાવાય એવી હોય, તે ખરીદવા શારદાને મોકલતી.

વૈશાખ વદિ બારસને દિવસે એક મિત્રને ત્યાં વિવાહમાં અમને આમંત્રણ હતું. ત્યાં આગળ મોડી રાત સુધી રહેવું પડે એમ હતું; કારણ કે વિવાહ થઇ રહ્યા પછી નાટકનો ખેલ હતો. નોકરચાકરોને કહી રાખ્યું હતું કે, ઘેર પાછાં આવતાં રાતના બે વાગશે.

શારદાચરણને મેં કેટલાક દિવસથી મારાં કાયદાનાં પુસ્તકોની લાયબ્રેરી ગોઠવવાનું કામ સોંપ્યું હતું, તેથી જતી વખતે એને કહ્યું: "આજ લાયબ્રેરીવાળા હોલમાં સૂઈ રહેજો. જરા ખબરદાર રહેજો."

એણે કહ્યું: "મને કહેવાની શી જરૂર છે? જ્યાંસુધી આપ પાછા નહિ આવો ત્યાંસુધી હું અહીં જાગતોજ રહીશ."

અને ખરેખર તે જાગતોજ રહ્યો. એ વાતની પાછળથી ખાતરી થઈ!

અમે પાછાં આવ્યાં ત્યારે રાતના ત્રણ વાગ્યા હતા. મારી સ્ત્રી કપડાં બદલવા પાસેના ઓરડામાં ગઈ. શયનગૃહનાં દ્વાર ઉઘાડતાં મેં જે દેખાવ જોયો, તેથી મારાં ચક્ષુ સ્થિર થઈ ગયાં.

મોટી તિજોરીની પાસે શારદા બેઠો છે, આસપાસ કેટલાંક ચાંદીનાં વાસણો પડ્યાં છે. વાસણનું કબાટ ખુલ્લું છે! અમને જોતાંવારજ શારદાચરણ "બા, બા, બા, બા" કહીને ખૂબ રોવા લાગ્યો.

તેની પાસે જઇને જોયું તો એ કેદ પકડાયો હતો. તે તિજોરીમાં એક ખાસ કળ લગાડેલી હતી, તેનો એક ઇતિહાસ છે. વિલાયતમાં જ્યારે હું અભ્યાસ કરવા રહેતો હતો, ત્યારે હરાજીમાંથી ઘણું મોટું મૂલ્ય આપીને મેં એ તિજોરી ખરીદી હતી. કોઈ બેંકે દેવાળું કાઢ્યું હતું તેની એ તિજોરી હતી. એની કળમાં એક તાળું હતું, પણ તેને ચાવી નહોતી. કળમાં ફરતી એક ધાતુની ચીપો હતી. એ ચીપોને એક સીધી લીટીમાં લાવીને અમુક અંગ્રેજી નામ ગોઠવવું પડતું. ત્યાર પછી તાળું ઊઘડી જતું; પણ ઊઘડતાં પહેલાં એ કળમાં ખોસેલી એક ટાંકણી ખસેડી લેવી જરૂરની હતી. એમ કર્યા વગર ઉઘાડવાનો પ્રયત્ન કરનાર કળ ઊઘડતાંની સાથેજ કેદી થઇ જતો. બે તરફથી લોઢાની બે કમાનો જોરથી છૂટીને તેના હાથને સજ્જડ પકડી લેતી. મારી સ્ત્રીની બેદરકારીથી શારદાચરણે કોઈ દિવસ તાળું ઉઘાડવાનું નામ જોઈ લીધું હતું, પણ એની અંદર જે બીજી કારીગરી હતી તેની એને જરાયે ખબર નહોતી.

દુનિયામાં કોઇના ઉપર પણ વિશ્વાસ કરવામાં સુખ નથી. શારદાચરણ દેખીતો ઘણો ભલો માણસ લાગતો હતો. લોકો જે કહે છે કે માણસનું મોં જોઈને સ્વભાવ પારખી શકાય છે તે ભૂલભરેલું છે. બૅરિસ્ટરનો ધંધો કરતાં કરતાં એ સિદ્ધાંત ઉપરથી

મારી શ્રદ્ધા ઊઠી ગઇ હતી. શારદાચરણનાં આચરણે આજે મારા એ મતને ઘણો મજબૂત કર્યો.

તેની પાસે જઇને લાલચોળ આંખો કરીને મેં કહ્યું: "બહુ સારું કામ કર્યું! સપૂત છોકરાને છાજતું કામ કર્યું!!"

ગુસ્સાથી મારું બધું અંગ બળી જતું હતું. શારદાચરણે ગણગણતે સ્વરે કહ્યું: "બા–બા, મારો વાંક નથી."

ઇચ્છા તો થઈ કે, એના મોં ઉપર તમાચો ચોડી દઉં, પણ મનને દબાવી દીધું.

એટલામાં મારી સ્ત્રીએ પ્રવેશ કર્યો. શારદાચરણને એવી દશામાં જોઇને એ તો આભીજ બની ગઇ અને કંપતે કંપતે મારા સામું જોઇને પૂછવા લાગી: "આ શો તમાશો છે વળી?"

મારી સ્ત્રીને જોઇને શારદાચરણે બમણા વેગથી રોવું શરુ કર્યું. મેં ગુસ્સે થઇને કહ્યું: "ચૂપ રહે; સૂવર! મારી મારીને હાડકાં સીધાં કરી નાખીશ."

મારી સ્ત્રીએ કહ્યું: "ચાલો પેલા ઓરડામાં." એમ કહી એ મારો હાથ પકડીને મને ત્યાંથી ખેંચી ગઈ.

એક પલંગ ઊપર બેસી જઇને તેણે પૂછ્યું: "હવે શું થશે?

"વળી બીજું શું થાય? પોલીસમાં સોંપવામાં આવશે."

થોડી વાર ચૂપ રહ્યા પછી તેણે કહ્યું: "પોલીસમાં સોંપવાની કાંઇ જરૂર નથી; છોડી દો. લોભને વશ થઇને એણે આ કામ કર્યું છે. પહેલો અપરાધ માફ કરવો વાજબી છે. એ જો પશ્ચાત્તાપ કરીને પોતાની ટેવ સુધારવા માગતો હોય, તો એને એક પ્રસંગ આપવો જોઇએ. પોલીસને સોંપ્યાથી એનું જીવન ધૂળધાણી થઈ જશે."

શારદાચરણ જો ચોરી કરીને પલાયન કરી ગયો હોત તો તો એને ક્ષમા નજ આપી શકત; પણ હવે એ પોતાના મનોરથમાં નિષ્ફળ નીવડ્યો છે, એટલે એના ઉપર થોડીક દયા આવી; પણ આમ કરવાથી શું જનસમાજ પ્રત્યેના કર્તવ્યમાં ખામી નથી આવતી? મારી સ્ત્રીને મેં એ વાત સૂચવી.

તેણે કહ્યું: "ના, પોલીસને સોંપવાથીજ ઊલટી સામાજિક કર્તવ્યમાં ખામી પડે છે. એક જીવનનો હમેશને માટે નાશ કરી દેશો નહિ."

પછી મેં શારદાચરણને છોડી દીધો. કલકત્તામાં ઇ. સ. ૧૮૯૬-માં કૉંગ્રેસ થઈ હતી. એ પછી ત્રણ વર્ષ બાદ શારદાચરણ તરફથી મને

એક પત્ર મળ્યો. એ હમણાં "જાલાલપુર" મ્યુનિસિપાલિટીમાં વેરો ઉઘરાવનાર દરોગો થયો છે. તેના મામાએ તેને માટે પાંચસો રૂપિયાની જામીનગીરી આપીને આ જગ્યા અપાવી હતી. થોડા દિવસ તેને દુઃખ વેઠવું પડયું હતું અને ભીખ માગીને ગુજરાન ચલાવવું પડયું હતું. તેના ઉપરના મારા "નિઃસ્વાર્થ સ્નેહ" માટે તેણે કૃતજ્ઞતાના ઘણા શબ્દો લખ્યા હતા અને પછી લખ્યું હતું કે, "હવે પાછી મારી ખાંસી પણ વધી પડી છે. આ વખતે મને એમ લાગતું નથી કે, હવે હું બચીશ. ત્યાં થોડા દિવસ આવી જવાની ઇચ્છા થાય છે, પણ એ માગણી કરવાની હિંમત ચાલતી નથી." એ પત્રની છેવટની લીટીઓ આ પ્રમાણે હતીઃ—

"જો આપની પાસે આવી શકત, જો આ વખતે જનનીનું પાદોદક પાન કરી શકત, તો આરોગ્ય મેળવી શકત; પણ કયું મોં લઇને હવે એ વિનતિ કરી શકું? હવે તો મારું જો મૃત્યુ થાય તો હું એજ શાંતિને લાયક છું."

મારી સ્ત્રી એ પત્ર જોઇને બોલીઃ "મારી એક વાત માનશો?"

"શી વાત?"

"એને અહીં આવવા માટે લખો."

"ચાકરી કરે છે ત્યાંથી અહીં આવીને શું કરશે?"

"રજા લઇને આવે."

"કેમ ચરણામૃત પાવું છે? એમજ છે તો એક શીશી લઇને એમાં ચારેક ઔંસ પાદોદક ભરીને પાર્સલ મોકલી આપીએ."

"ના ના, એને જોવાની મને ઘણી ઇચ્છા છે. તમે જાણો છો કે એ પોતાની જિંદગીને માટે મને આભારી છે? જે કોઈ મારો આભારી હોય છે, તેના ઉપર મારી ઘણી મમતા બંધાય છે, એજ મારી એક નબળાઇ છે."

મેં ગંભીર ચહેરે કહ્યુંઃ "મને પણ ધન્ય છે કે, મને એવી સ્ત્રી મળી છે કે જેનું ચરણામૃત પીને લોકો જીવન મેળવે છે."

"વળી પાછી મશ્કરી કરવા માંડી કેમ? મેં એવું કયારે કહ્યું કે મારું ચરણામૃત પીને એણે જિંદગી બચાવી છે? જીવન એટલે તેના નૈતિક જીવનને ઉદ્દેશીને મેં કહ્યું હતું. તમે તેને એ દિવસે પોલીસમાં સોંપ્યો હોત તો એનું સત્યાનાશ વળી જાત ને?"

મેં કહ્યુંઃ "નૈતિક જીવન ઉપરાંત તેને ભૌતિક જીવન પણ તેંજ આપ્યું છે; તું પાદોદક ન આપત તો આટલા દિવસ એ જીવી

શકત નહિ."

મારી સ્ત્રી આ વાત સાંભળી હસવા લાગી. હસવાનો અર્થ બરોબર ન સમજાયાથી હું મૂઢ જેવો તેના ચહેરા તરફ જોઇ રહ્યો. હાસ્ય બંધ થયા પછી મેં પૂછ્યું: "આટલું બધું હસે છે શા માટે?"

"તમે પણ એમ માનો છો કે, શારદાચરણ મારું ચરણામૃત પીને સાજો થયો હતો?"

"ત્યારે શું? તને પ્રણામ કરવાથી!"

"ના રે ના, એમ પણ નહિ. એમાં એક છૂપો ભેદ છે."

અત્યંત ઉત્સુક થઇને મેં પૂછ્યું: "એ શું? એ શું કહે છે?"

"પહેલા બેત્રણ દિવસ જ્યારે જોયું કે તેની ખાંસી ઓછી થતી નથી, ત્યારે જળને પગનો સ્પર્શ કરવાને બદલે બે વખત એક હોમિયોપથિક દવાનાં થોડાંક ટીપાં નાખવા માંડયાં. એક પ્યાલામાં ઔષધ તૈયાર કરી રાખીને ટેબલ ઉપર કાગળ ઢાંકીને મૂકી રાખતી. શારદાચરણ આવતો ત્યારે કહેતી કે:

"એ રહ્યું લઇ જાઓ."

"સ્ત્રીની બુદ્ધિ જોઇને હું તો દિંગજ થઇ ગયો."

શારદાચરણને આવવા માટે મેં લખ્યું; પણ એણે જવાબ આપ્યો કે, "આ કાળું મોઢું ફરીથી આપને બતાવવાની ઇચ્છા નથી." લાચાર થઇને બેએક હોમિયોપથિક દવાઓ ખરીદ કરી મેં તેને મોકલી આપી.

પરંતુ એક અઠવાડિયા પછી પાસરલ પાછું આવ્યું. પારસલ પાછું આવ્યુ તેજ સાંજે એક પોલીસ અમલદારે આવીને મારી મુલાકાત લીધી. એ સાહેબ મારો પહેલાંનો પરિચિત હતો. શારદાચરણને મારો લખેલો પત્ર બહાર કાઢીને એણે પૂછ્યું: "આ શખ્સનો કંઇ પત્તો બતાવી શકશો?"

મામલો શો છે તે પૂછતાં જણાયું કે, શારદાચરણ મ્યુનિસિપાલિટીના બાર હજાર રૂપિયા ઉચાપત કરીને પલાયન કરી ગયો છે! મારી સ્ત્રી આ વાત સાંભળીને અત્યંત વિસ્મિત થઈ ગઇ.





# ૬૪–સંગ્રામ

(૧)

મનોરમા રામનગરના જમીનદાર રામયશની બીજી પત્ની છે. તેની ઉંમર સોળ વર્ષની છે. તે ચંદ્રમાના જેવી કાંતિવાળી તેમજ અત્યંત ગુણવતી છે. પોતાના સ્વામી રામયશનું શરીર બેડોળ તથા શ્યામવર્ણું હોવા છતાં પણ મનોરમા તેના તરફ અપૂર્વ પ્રેમ રાખે છે અને તેની પ્રથમ પત્નીની પુત્રી કનકલતાને તે પોતાના પેટની પુત્રીની પેઠે જાણે છે. આ સિવાય પણ મનોરમામાં અનેક ગુણો હતા.

તે આટલી બધી સ્વરૂપવતી તેમજ ગુણવતી હોવા છતાં પણ રામયશની વિધવા થયેલી મોટી બહેન કમળા તેને જોઇ શકતી નહોતી. રામયશની સંપત્તિ ઉપર કમળાની પ્રથમ જેવી સત્તા હતી તેવીજ સત્તા હજી સુધી છે; છતાં કોણ જાણે શા માટે તે પોતાની ભાભીને કનડયા કરતી હતી. આ તરફ મનોરમા અપરાધ ન હોવા છતાં પણ શાંતિથી તેના સકળ તિરસ્કારોને સહન કરતી હતી.

પ્રથમની સ્ત્રીના પરલોકવાસ પછી રામયશની ફરી પરણવાની ઇચ્છા નહોતી. આવી સ્થિતિમાં પાંચ વર્ષો પસાર થઇ ગયાં. સર્વ લોકોએ એમજ ધાર્યું કે, હવે તે પુનર્લગ્ન નહિજ કરે; પણ તે પછી રામયશ ફરતો ફરતો એક સમયે કાશી તરફ જઇ ચઢયો. કાશી નગરીમાં જયગોવિંદ નામના એક દરિદ્ર બ્રાહ્મણ સાથે તેને પરિચય થયો. એ બ્રાહ્મણને એક ચૌદ વર્ષની કન્યા હતી, પરંતુ તે બિચારો પોતાની દરિદ્રતાને લીધે અદ્યાપિપર્યંત કન્યાનો વિવાહ કરી શકયો નહોતો. વિવાહની ચિંતામાં ને ચિંતામાંજ તે બિચારો રહ્યા કરતો હતો. રામયશની સાથે પરિચયમાં આવતાં જ્યારે તેને એમ માલૂમ પડયું કે, તેની સાથે પોતાની પુત્રીનો વિવાહ થઇ શકે તેમ છે, ત્યારે કન્યાદાનના ઋણથી પોતાનો ઉદ્ધાર કરવાને માટે તેણે રુદન કરતાં કરતાં રામયશનો હાથ પકડી તેને વિનતિ કરી. આ ગરીબ બ્રાહ્મણની વિનતિ થતાંપૂર્વેંજ રામયશના જોવામાં એ બ્રાહ્મણની રૂપવાન કન્યા આવી ચૂકી હતી. આથી કરીને

ગરીબ બ્રાહ્મણની વિનતિનો સ્વીકાર થતાં વિલંબ થયો નહિ. એક સપ્તાહની અંદર તો જયગોવિંદ પોતાની પુત્રી રામયશને સોંપી પોતાના ઋણમાંથી મુક્ત થયો. એ કન્યા તેજ આપણી આ મનોરમા છે.

રામયશે પોતાના ગામનાં માણસોને વિવાહસંબંધી કોઇ પણ પ્રકારના સમાચાર આપ્યા નહિ. કાશીમાં તેનાજ ગામનો એક ગૃહસ્થ પોલીસ વિભાગના ઉચ્ચ અધિકાર પર હતો. તેનું નામ ઉમાપતિ હતું. તે ઉમાપતિએજ રામશયના વિવાહના વર્તમાન તેના ગામમાં મોકલ્યા, જે સાંભળતાંજ કમળાને ઘણો ક્રોધ થયો હતો.

વિવાહ પછી એક સપ્તાહ વીત્યા બાદ રામયશ પોતાની નવવધૂને લઇને ઘેર આવ્યો. કમળા ભાઇને પત્ની સહિત આવેલો જોઇને તેની પ્રથમ પત્ની માટે મોટે સ્વરે રુદન કરવા લાગી. તેના રુદનથી કનકલતાનું પ્રફુલ્લ વદન પણ નિસ્તેજ થઈ ગયું. આડોશપાડોશમાં રહેતી અનેક સ્ત્રીઓ મનોરમાને જોવા માટે આવવા લાગી. સર્વે નવવધૂને જોઈ આનંદ પામી પાછાં જતાં હતાં.

( ૨ )

આજે મનોરમાનાં લગ્નના બે વર્ષ પછીની વાત કહીએ છીએ. આટલા દિવસોમાં મનોરમાએ ફક્ત કમળા સિવાય પોતાના વ્યવહારથી સર્વને પ્રસન્ન કર્યાં છે. સ્ત્રીના વિયોગથી રામયશનું હૃદય જે પૂર્વે દુઃખી હતું, તેજ હૃદય નવવધૂના પ્રેમથી હવે શીતળ થઇ ગયું છે. માતાના પ્રેમથી વંચિત થયેલી કનકલતા પણ ધીમે ધીમે પોતાનો શોક ભૂલી ગઇ છે. ગૃહની દાસદાસીઓ પણ મનોરમાને બહુજ ચાહે છે. કનકલતા કમળાનું નયનઅંજન છે. કમળાને એવી દૃઢ ખાતરી હતી કે, રામયશના થયેલા આ પુનર્વિવાહથી કનકલતા દુઃખી થશે; છતાં અદ્યાપિપર્યંત તેને પોતાની ધારણા સત્ય થયેલી જણાઇ નહિ; ઊલટું પૂર્વ કરતાં કન્યાની ઉપર માતાપિતાનો સ્નેહ વધતોજ જતો હતો. આમ છતાં પણ કમળાની ધારણા દૂર થઈ નહિ.

આજે સવારની કનકલતાને પોતાની પાસે આવેલી નહિ જોવાથી કમળાએ હાંક મારીઃ " કનક.... "

ગૃહના એક ઓરડામાંથી કનકે દોડી આવીને પ્રશ્ન કર્યોઃ " શું છે ફોઈ ? "

કમળાએ સામો પ્રશ્ન કર્યોઃ " હમણાં તું ક્યાં હતી ? "

કનકે ઉત્તર આપ્યોઃ " મારી બા પાસે. "

કમળાએ આ ઉત્તર સાંભળી આશ્ચર્યથી કહ્યું: "શું કહ્યું? બા પાસે? શું એ તારી બા છે? અરે એ તો તારી સાવકી બા છે! તારી બા કેવી હતી તે શું તું ભૂલી ગઈ? એ મારા ગૃહની લક્ષ્મી તો સ્વર્ગમાં ચાલી ગઈ! ઠીક તું ત્યાં શું કરતી હતી?"

કનકે ઉત્તર આપ્યો: "બા મારી વેણી બાંધતી હતી."

કનકલતાના મુખમાંથી પુનઃ "બા" શબ્દને બહાર નીકળેલો સાંભળી કમળાના હૃદયમાં કાંઈક ક્રોધનો સંચાર થયો; કિન્તુ તે પોતાની વહાલી કનક ઉપર કેવી રીતે પોતાનો ક્રોધ પ્રકટ કરી શકે? પોતાના ક્રોધને છુપાવી તેણે પ્રશ્ન કર્યો: "મને જોવા તો દે કે વેણી કેવી બાંધી છે."

આમ કહી કમળાએ કનકલતાની વેણી જોઇ. તે જોતાંજ બોલી: "રામ! રામ! શું આવી વેણી બંધાય કે? જેનો જેવા વંશમાં જન્મ થયો હોય તેને તેવુંજ આવડે!"

બસ. હવે શું બાકી રહ્યું? તેના હૃદયમાં જે ક્રોધનો અગ્નિ સળગી રહ્યો હતો, તેમાં ઘૃતની આહુતિ પડી. તેણે ક્રોધથી કંપતાં કંપતાં કનકની વેણી છોડી નાખી તથા મનોરમાનાં પિયરિયાંને તે ગાળો દેવા લાગી. આ બધો પ્રકાર કનકલતાથી જોઈ શકાયો નહિ. તેણે કહ્યું: "ફોઇ! તમે ગાળો શા માટે દો છો? મને આવીજ વેણી પસંદ છે."

કનકની વાત સાંભળી કમળાએ અત્યંત આશ્ચર્ય પામી કહ્યું: "હું તો એમજ જાણતી હતી કે, એ રાંડે ફક્ત તારા પિતાનેજ મૂઠીમાં રાખ્યો છે; પરંતુ એણે તો તને પણ પોતાની મૂઠીમાં કરી લીધેલી જણાય છે. શું તને પણ એવુંજ પસંદ છે કે?"

એ પ્રમાણે કહી વળી પાછો ગાળોનો વરસાદ તેણે મનોરમા ઉપર વરસાવવા માંડ્યો. આ સમયે એક નોકરે આવીને ખબર આપી કે, "દીવાનખાનામાં બળતો મોટો લૅમ્પ જમીન ઉપર પડી ફૂટી ગયો છે!"

આ સાંભળી કમળાએ ક્રોધથીજ કહ્યું: "જ્યારથી એ ઘરમાં આવી છે, ત્યારથી કાંઇ નહિ ને કાંઇ પણ નુકસાન થયાજ કરે છે! અનેક ચીજોનો આ પ્રમાણે નાશ થઇ ગયો છે!"

આમ કહી તે ઝડપથી દીવાનખાના તરફ જવા લાગી. જતાં જતાં દીવાનખાનાના ઉંબરાની તેને એવી તો સજ્જડ ઠેસ વાગી કે, તેના અંગૂઠામાંથી લોહી નીકળવા લાગ્યું; પરંતુ તે બાબતની અપરાધી પણ નિર્દોષ મનોરમાજ ઠરી! આ પ્રમાણે નાનીમોટી

જે કાંઇ અનિષ્ટ ઘટનાઓ બનતી તે સર્વેની અપરાધી મનોરમાજ ગણાતી અને રાતદિવસ તેના ઉપર ગાળોની વૃષ્ટિ થયાજ કરતી. પોતાની બાના ઉપર થતો ફોઇનો આવો અન્યાય જોઇને કનકલતા પણ પોતાના મનમાં ઘણી દુઃખી થતી હતી.

(૩)

તે દિવસે રાત્રે મનોરમા અને રામયશ વચ્ચે નીચે પ્રમાણે વાતચીત થઈ.

રામયશ બોલ્યો: "મનોરમા! હવે હું સહન કરી શકતો નથી! અત્યાર સુધી મેં તારા કહેવા પ્રમાણે ધૈર્ય ધર્યું, પરંતુ હવે ધૈર્ય ધારણ કરી શકનાર નથી. શું વિનાઅપરાધે રાત્રિદિવસ એ તને ગાળોજ દીધા કરશે?"

મનોરમાએ પ્રશ્ન કર્યો: "આ બધું તમને કોણે કહ્યું?"

રામયશ બોલ્યો: "શું તું મને ના કહે એટલે હું કાંઇ જાણતોજ નથી એમ તારું ધારવું છે? દાસીદ્વારા હું સર્વ પ્રકાર જાણી શકું છું. આજની હકીકત પણ મને તેણેજ કહી છે!"

"નોકર તથા દાસીની વાત ઉપર વિશ્વાસ મૂકવો વાજબી નથી! તેઓ જરાસરખી વાતને મોટા સ્વરૂપમાં રજૂ કરે છે!"

"પણ મેં જાતેજ કેટલીક વખત તારા ઉપર ગાળોની વૃષ્ટિ થતી સાંભળી છે. હવે હું એવી બહેનને મારે ત્યાં કદાપિ રાખવાનો નથી."

મનોરમા પતિનો ઉત્તર સાંભળી એકાએક કંપી ઊઠી. તે બોલી: "નહિ નહિ, નાથ! એવી વાત ભૂલથી પણ આપે કરવી જોઇએ નહિ. લોકો શું કહેશે? આવા વિચારને કદાપિ આપના મનમાં સ્થાન આપશો નહિ."

"હું બહેનને કાશીમાં રહેવાને માટે મોકલીશ અને તેનું ખર્ચ આપણે અત્રેથી મોકલ્યા કરીશું."

"પણ જો કાશી જવાની તેમની ઇચ્છા હોય તોજ મોકલજો. બળાત્કારે મોકલવાની જરૂર નથી."

"એને મારા ગૃહમાં રહેવાનો અધિકાર શું છે?"

"કેમ? તેમનો ઘણોએ અધિકાર છે! તમારામાં તથા તેમનામાં અંતર એટલુંજ છે કે, તમે પુત્ર છો અને એ કન્યા છે. આ ગૃહમાં જો તમારો અધિકાર હોય તો તેમનો પણ અધિકાર છેજ!"

"તારી સાથે શાસ્ત્રાર્થ કરવાની મારી ઇચ્છા નથી. તું જાણે છે કે, એને લીધે મને પણ મનમાં ઘણું કષ્ટ થાય છે."

"પણ એમની ગાળોથી મને કષ્ટ માલૂમ પડતું નથી તો પછી આપે કષ્ટ શા માટે માનવું ઘટે?"

"મને એજ વિચારથી દુઃખ થાય છે કે, હું તને સુખી કરી શકતો નથી."

પતિનો ઉત્તર સાંભળી મનોરમાએ કાંઇક ઉત્તેજિત સ્વરે કહ્યું: "તમે શું કહ્યું? શું હું સુખી નથી? તમે આમ શા માટે બોલો છો? જેને તમારા જેવા પતિ છે, કનકલતાના જેવી પુત્રી છે, તેને પછી શું દુઃખ હોઇ શકે?"

વિસ્મયપૂર્ણ નેત્રોએ રામયશે મનોરમા પ્રતિ દૃષ્ટિ કરી કહ્યું: "મનોરમા! તું કોણ છે?"

એક ક્ષણમાંજ પૂર્વના પોતાના ઉત્તેજિત ભાવને દૂર કરી, શિર નમાવી વિનીતભાવથી મનોરમાએ કહ્યું: "કેમ ભૂલી ગયા કે શું? હું તો આપના ચરણની દાસી છું!"

આ સમયે ઉન્મત્તભાવથી મનોરમાને પોતાની છાતી સાથે ચાંપી રામયશે પ્રેમપૂર્વક કહ્યું: "મનોરમા! તું કોઇ દેવી છે!"

(૪)

રામયશનો પ્રિય મિત્ર ઉમાપતિ દત્ત કેટલાક દિવસની રજા મેળવી સ્વગૃહે આવ્યો છે. બીજે દિવસે પ્રાતઃકાળે રામયશે રાત્રિની સકળ વાતચીત તેને કહી સંભળાવી. સર્વ વાત શ્રવણ કરી રહ્યા પછી ઉમાપતિએ મનોરમાની ઘણી પ્રશંસા કરી છેવટે કહ્યું: "જુઓ! જયગોવિંદની પુત્રી રૂપમાં, ગુણમાં સારી નીકળી; પરંતુ તેમનો એક પુત્ર ગંગાધર ઘણોજ ખરાબ નીકળ્યો છે. તે અનેક વખત પોલીસના હાથમાં પણ પડી ચૂક્યો છે. આમ છતાં તેનો પિતા મારો સ્નેહી હોવાથી તેમજ તમે પણ મારા મિત્ર હોવાથી હું તેને પોલીસના હાથમાંથી વારંવાર બચાવું છું."

રામયશે આશ્ચર્યથી કહ્યું: "મેં તો ગંગાધરને કદાપિ જોયો નહોતો. શું તે મારા વિવાહપ્રસંગે નહોતો?"

ઉમાપતિએ ઉત્તર આપ્યો: "તે એકજ જગ્યાએ ક્યાં રહે છે? કાશીમાં પોતાનું ઘર હોવા છતાં રાત્રિદિવસ એ તો પોતાના લુચ્ચા દોસ્તદારોમાંજ ફરતો ફરે છે."

રામયશે કહ્યું: "આ સર્વ વાતને હમણાં એક બાજુએ રાખો અને આ સમયે મારે શું કરવું ઉચિત છે તે કહો. મારી તબિયત હમણાં સારી રહેતી નથી. આ કારણને લીધે હું મારી બહેનને

અત્રે રાખી પત્ની સહિત કાશી તરફ હવાફેર માટે જવા ધારું છું. આ સંબંધી તમારો શું અભિપ્રાય છે?"

ઉમાપતિએ ઉત્તર આપ્યોઃ "હા, બેલાશક જાઓ."

"ઠીક ત્યારે હવે વિલંબ કરવો ઉચિત નથી. शुभस्य शीघ्रम् કરવું જોઇએ. હું કાલેજ અત્રેથી પ્રયાણ કરીશ!"

* * * *

રાત્રે ભોજન થઇ ગયા પછી રામયશે પોતાનો નિશ્ચય મનોરમાને જણાવ્યો. મનોરમાએ વાત સાંભળીને કહ્યું: "મને સાથે લઈ જવાની ઇચ્છા હોય, તો કનકલતાને પણ આપણી સાથે લઇ ચાલો. હું કનકલતાને મૂકીને કોઈ પણ સ્થળે જઇ શકું તેમ નથી. તેના સિવાય એક કલાક કાઢવો પણ મને ભારે થઈ પડશે."

રામયશે ઘણી ખુશીથી પત્નીની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો. તુરતજ પ્રયાણની તૈયારીઓ ચાલી રહી. સાથે જનાર દાસદાસીઓને પણ પોતાને અનેક તીર્થોનાં દર્શન કરવાનો લાભ મળશે, એ વિચારથી તેઓનો આનંદ સમાતો નહોતો. ફકત કમળા સિવાય સર્વેના મુખ ઉપર આનંદ છવાઇ રહ્યો હતો. કમળાને તો જાણે બંધુના પ્રયાણના સમાચાર પોતાના ઉપર વીજળી પડી હોય એવા જણાયા. કનકલતા સિવાય તે એકલી ઘરમાં કેવી રીતે રહી શકે? કમળાને માટે એથી વધારે શિક્ષા શું હોઇ શકે?

(૫)

રાત્રે નવ વાગ્યાને સમયે મનોરમા મુસાફરી માટેનાં આવશ્યક કપડાં ઇત્યાદિ એક પેટીમાં ગોઠવે છે; એવામાંજ ત્યાં આગળ કનકલતાએ આવીને હસતાં હસતાં કહ્યું: "મા! ફોઇ તો હવે પ્રસન્ન થયાં છે અને મને તમારી સાથે આવવા રજા આપી છે."

મનોરમાએ કનકલતાના મુખને ચુંબન કરી કહ્યું: "ઠીક થયું બહેન! હવે હું તારાં કપડા પણ પેટીમાં ગોઠવું છું."

બરોબર આજ સમયે પાછલા ભાગમાં કોઈ ભારે વસ્તુના પડવા જેવો અવાજ થયો. એ અવાજ સાંભળી કનકલતા બોલી: "એમ લાગે છે કે, મારો મોતિયો (કૂતરો) કૂદકા મારી રહ્યો છે બા! એને પણ કાશીની જાત્રાએ આવવાની મરજી હશે. મારી સાથે મારા મોતિયાને પણ લઇ લેવા દેશો કે?"

મનોરમાએ સ્મિત કરી કહ્યું: "ગાંડી! કૂતરાં તે વળી જાત્રાબાત્રામાં સમજતાં હશે? હું તે તારી સંભાળ રાખીશ કે તારા

કૂતરાની? આપણે કૂતરાને લઇ જવાની કાંઇ જરૂર નથી. જા બહેન! હવે ઘણી રાત્રિ ગઇ છે. જઇને સૂઇ જા, નહિ તો સવારે વહેલું ઊઠી શકાશે નહિ."

કનકલતા ગયા પછી થોડા સમયમાં રામયશ ત્યાં આવી પહોંચ્યો. પતિના હાથમાં પિસ્તોલ જોઇ મનોરમાએ પ્રશ્ન કર્યો: "આ શું છે?"

રામયશે ઉત્તર આપ્યો: "આપણે જે માર્ગે થઇને જવાનું છે, તે માર્ગે ચોરલૂંટારાઓનો ભય ઘણો હોય છે; આથી કરીને હું સાથે લઈ જવાને માટે આ પિસ્તોલ ઉમાપતિને ત્યાંથી લઈ આવ્યો છું."

આમ કહીને તેણે ઓરડામાં પડેલા એક ગોળ ટેબલ ઉપર પિસ્તોલ મૂકી. પછી પત્ની પ્રતિ દૃષ્ટિ કરી તેણે કહ્યું: "આપણી મુસાફરીના ખર્ચ માટે પાંચ હજાર રૂપિયા લઈ લીધા છે એટલા પૂરતા છે ને?"

સહજ હસીને મનોરમાએ ઉત્તર આપ્યો: "એ વાતમાં હું શું સમજું?"

રામયશ બોલ્યો: "ઠીક, લે આ રૂપિયા તું તારી પાસેજ રાખ. આજે મને ઘણો થાક લાગ્યો હોય એમ જણાય છે."

"ત્યારે તમે સૂઇ જાઓ. હું પણ આ ઠીકઠાક કરીને પછી સૂઇ જઇશ."

"ઠીક, પરંતુ વિશેષ ઉજાગરો ન કરીશ." આમ કહી પાસેના ઓરડાનું દ્વાર ઉઘાડી રામયશ તેમાં સૂવાને માટે ચાલ્યો ગયો. રાત્રે અગિયાર વાગે મનોરમા પરવારી રહ્યા પછી બારીબારણાં બંધ કરી સૂવા જવાની તૈયારી કરતી હતી; એવામાં રસ્તા ઉપર પડતી ખુલ્લી બારીમાંથી કોઇએક ચોર જેવા મનુષ્યને અંદર પ્રવેશ કરતો તેણે દીઠો. એને જોતાં પ્રથમ તો તે ઘણીજ ગભરાઈ, પણ પછી તેને ઓળખતાં તેને કંઇક આશ્ચર્ય લાગ્યું; કારણ કે આવનાર મનુષ્ય અન્ય કોઈ નહિ; પરંતુ તેનો મોટો ભાઇ ગંગાધરજ હતો.

મનોરમાને જોઇ ગંગાધરે તેની પાસે જઇને કહ્યું: "મનોરમા! હું અનેક દુઃખોમાં સપડાઈ જવાથી તારી પાસે આવ્યો છું. આવા સમયે તારે મને થોડાઘણા રૂપિયા આપીને સહાય કરવી

પડશે. જો આ સમયે તું મને સહાય નહિ કરે, તો મારો જીવ બચે તેમ નથી, ”

મનોરમા મહામુસીબતે ક્ષીણસ્વરે બોલીઃ “ ભાઈ! આવી ભયંકર રાત્રે તું મારી પાસે શા માટે આવ્યો ? ”

ગંગાધરે ઉત્તર આપ્યોઃ “ આ મકાનમાં ઉમાપતિ દત્ત રહેલા હોવાથી તેમનાથી છુપાઈને હું આવી રીતે તને મળવા માટે આવ્યો છું. ”

મનોરમાએ કહ્યું: “હું અત્યારે રૂપિયા ક્યાંથી લાવું ? જો કોઇ વખતે કોઇ પ્રાપ્ત કરું છું, તો તે પિતાને મોકલી આપું છું. તને પણ મેં ઘણી વખત મદદ કરી છે. ”

“એમ દસવીસ રૂપિયાથી મારું કાંઇ વળે તેમ નથી. અત્યારે મારે વધારે રૂપિયાની આવશ્યકતા છે, તેથીજ પત્ર ન લખતાં જાતે આવ્યો છું. ”

“ કેટલા રૂપિયાની જરૂર છે ? ”

“ પાંચ હજાર રૂપિયાની. ”

ગંગાધરનો ઉત્તર સાંભળી મનોરમા તો કંપીજ ઊઠી. ગંગાધર આગળ બોલ્યો. “આ રૂપિયા હું ખરાબ કાર્યમાં નહિ ખર્ચું. એક સારી આવકવાળો ધંધો કરવાનો મેં નિશ્ચય કર્યો છે; એ ધંધાથી અમારું સકળ દુઃખ દૂર થશે, જેથી પછી તારે કોઇ પણ સમયે પૈસા મોકલવાની પંચાત રહેશે નહિ. ”

“ એટલા રૂપિયા હમણાં તારી પાસેજ છે; જો તું આપવાને ઇચ્છતી હોય તો હમણાંજ આપી શકે તેમ છે! ”

આ સમયે બહારથી કોઇએ કહ્યું: “ કેમ વહુ! હજુ સુધી સૂવા નથી ગયાં કે ? ”

આ વાક્ય બોલનાર એક વૃદ્ધ દાસી હતી! તેના અવાજથી જણાતું હતું કે, તે મનોરમાના ઓરડા તરફ આવે છે. મહા-મુસીબતનો પ્રસંગ આવી પહોંચ્યો. આવા સમયે મનોરમા શું કરે ? તે ત્વરાથી ઓરડાની બહાર નીકળી તથા ત્યાં આગળજ ઊભી રહીને દાસીની સાથે વાતચીત કરી લઈ તેને ત્યાંથીજ વિદાય કરી દેવાનો યત્ન કરવા લાગી. આજ સમયે ઘરમાં એકાએક પિસ્તોલનો અવાજ થયો. અંદર જતાંજ તેણે જે હૃદયવિદારક દેખાવ જોયો તેનું વર્ણન થઈ શકવું અશક્ય છે. ઓરડાના દ્વાર આગળજ મનોરમાના જીવનસર્વસ્વ સ્વામી

મૂર્ચ્છિત થઈ પડયા છે; શરીરમાંથી રુધિરની ધારા વહી રહી છે!

( ૬ )

બેત્રણ ડૉકટરો રામયશની દવા કરે છે; પરંતુ સર્વ તેના જીવનની આશાનો ત્યાગ કરી બેઠા હતા. આ કારણથી જે મકાનમાં સદાસર્વદા આનંદ વર્તી રહ્યો હતો, તેજ ઘરમાં સર્વત્ર દુઃખની સત્તા ફેલાઇ ગઇ છે. આ આકસ્મિક વિપદથી સર્વે દુઃખી છે; ઘરમાં કોઇ કોઈને સમજાવનાર કે શાંતિ આપનાર રહ્યું નથી. ફક્ત રામયશજ નહિ, પરંતુ મનોરમાના પણ જીવનની આશા નથી. મનોરમા સમજી ગઇ છે કે, પોતેજ પોતાના પ્રાણાધિક પતિના મૃત્યુના કારણરૂપ છે; કેમકે પોતાના ભાઇએજ તેમનું ખૂન કરવાનો યત્ન કર્યો હતો. આ સમયે મનોરમાની દશા 'સાપે છછૂંદર ગળ્યા' જેવી થઈ ગઇ હતી. એક બાજુએ દેવ તુલ્ય પતિ અને બીજી બાજુએ માજણ્યો ભાઈ. હવે તો તેનો ભાઇ ફાંસીએ જાય તોપણ તેના પતિનું જીવન બચે તેમ નહોતું. આ સમયે મનોરમાને એકમાત્ર ઈશ્વરનોજ આધાર છે. તેના હૃદયમાં એક ભીષણ 'સંગ્રામ'નો આરંભ થયો છે અને આ માનસિક 'સંગ્રામે'જ તેને રોગશય્યા ઉપર સુવાડી દીધી.

આ ભયંકર ઘટનાથી સર્વેના જીવ ઊડી ગયા છે. આવી અવસ્થામાં ફક્ત એકલો ઉમાપતિજ રામયશની સેવાચાકરી ઉત્તમ પ્રકારે કરતો હતો. બે દિવસ પછી જ્યારે છાતીમાંથી ગોળી નીકળી, ત્યારે ડૉકટરોના મનમાં તેનું જીવન ટકશે એવી કાંઈક આશા ઉત્પન્ન થઇ, રામયશની છાતીમાંથી ગોળી નીકળી તે પછી ઉમાપતિએ તપાસ કરવાની શરૂ કરી કે, કોણે રામયશને ગોળી મારી હતી, યા તો તેણે જાતેજ આપઘાત કરવાની કોશિશ કરી હતી કે કેમ? સ્થાનિક પોલીસને આ સંબંધીના સમાચાર પહોંચાડવામાં આવ્યા. જયાં આગળ આ પ્રકાર બન્યો હતો, ત્યાં આગળ તપાસ કરતાં માલૂમ પડી આવ્યું કે, તે ઓરડામાં મનોરમાની જે ટ્રંક છે તે ઉઘાડી પડી છે તથા તેમાં જે પાંચ હજાર રૂપિયા હતા તે નથી. આ પ્રકાર જાણવામાં આવતાં સર્વેએ એવી ધારણા કરી કે, કોઇ ખૂન કરવાને માટેજ આવ્યું હોવું જોઇએ. સ્થાનિક પોલીસ ઈન્સ્પેકટરની અનુમતિથી ખૂનીની શોધ કરવાનું કાર્ય ઉમાપતિએ પોતાને શિર લીધું; અને તે દિવસથી લગભગ એક સપ્તાહ સુધી તેણે એ કાર્યની સૂક્ષ્મ તપાસ કરી.

બીજી બાજુએ ઉત્તમ પ્રકારે હવા ચાલુ રહેલી હોવાથી ધીમે ધીમે રામયશની પ્રકૃતિ સુધરવા લાગી. ઘાને લીધે જે જ્વર આવતો હતો, તે દિવસે દિવસે ઓછો થવા લાગ્યો અને બેહોશપણું પણ દૂર થતું ગયું. ધીમે ધીમે તેનામાં ચૈતન્ય આવવા લાગ્યું. મનોરમા પલંગ પર બેઠી બેઠી સ્વામીની સંભાળ લેવા લાગી. કનકલતા માતાના આ કાર્યમાં યથાશક્તિ સહાય કરતી હતી. સ્વામીની પ્રકૃતિ સુધરતી જોઇ મનોરમામાં પણ રોગશય્યા ઉપરથી ઊઠવાનું સામર્થ્ય આવ્યું. રામયશ મૃત્યુશય્યા ઉપર હતો, તે સમયે મનોરમા પણ બીમાર હતી. આથી કરીને એવા સમયે સ્વામીની સેવા કરવાનું તેના ભાગ્યમાં નિર્માણ થયું નહોતું. વળી ડૉકટર પણ સંબંધીઓને રોગીની પાસે જવાની મના કરતા હતા. જે દિવસે ડૉકટરે એમ સૂચવી દીધું કે, "હવે રામયશ સંબંધી કોઈ પણ પ્રકારની ચિંતા નથી." તે દિવસે પોતાનાં નેત્રોમાં ભરાઇ આવેલાં આનંદાશ્રુઓને સાફ કરતી કરતી મનોરમાએ કનકલતાને કહ્યું: "બેટા ! આજે મને તારા પિતા પાસે લઇ જા. આજે તેમની પાસે જવાની મારી હિંમત થઈ શકે છે. હવે મારા શરીરમાં વિશેષ નિર્બળતા રહી નથી."

સંધ્યા સમયે ધીમે ધીમે કનકલતા પોતાની માતાને પિતાની પાસે લઈ ગઇ. તે સમયે ત્યાં આગળ રામયશ સિવાય બીજું કોઈ નહોતું. રામયશે ધીમે ધીમે પોતાનાં નેત્રો ઉઘાડયાં; પરંતુ મનોરમાને જોતાંજ પુનઃ મીંચી દીધાં. થોડા સમય પછી ક્ષીણકંઠથી ઉત્તેજિતસ્વરે રામયશે કહ્યું: "પાપિણી ! તારું ધાર્યું નજ થયું. વિશ્વાસઘાતિણી ! હવે હું તારા ફંદામાં ફસાઉં તેમ નથી. મારી આગળથી તારું કાળું મોં દૂર કર."

આ શબ્દો રામયશ બેહોશીમાં બોલે છે કે મનોરમા સ્વપ્નનું દર્શન કરે છે, તે તે બિચારી સમજી શકી નહિ. રામયશે એક દીર્ઘશ્વાસ મૂકીને કહ્યું: "અહા, કેવો ઘોર કળિયુગ ! કુલટા ! તારે માટે એક પણ કાર્ય અસાધ્ય નથી. તું પિશાચિણી છે. રાત્રિના સમયે મારાજ શયનાગારમાં યારને બોલાવીને મારીજ હત્યા ?"

આ વચનો મનોરમાના કોમળ હૃદય ઉપર વજ્રઘાત સમાન થઈ પડયાં. પતિનાં વચનોનું રહસ્ય હવેજ તેની સમજમાં આવ્યું. કેવો વિલક્ષણ પ્રકાર ! રામયશને પોતાની પત્ની ઉપર સંદેહ ? તેના હૃદયમાં ઘોર "સંગ્રામ" થવા લાગ્યો. નેત્રોમાંથી અશ્રુધા-

રાઓ નીકળી ભૂમિને ભીંજવવા લાગી. નયનજળથી તેનો હૃદયાગ્નિ શાંત થયો નહિ.

આ સમયે રામયશના હૃદયમાં પણ એક ભીષણ "સંગ્રામ"નો આરંભ થયો. એ "સંગ્રામ"ને લીધે તેનું હૃદય ટુકડે ટુકડા થવા લાગ્યું. તેના હૃદયમાં ચાલતા આ સંગ્રામથી તેના આત્મા ઉપર જે આઘાત થયો, તે ગોળીથી થયેલા આઘાત કરતાં પણ અધિક દુઃખજનક હતો. હૃદયની અપાર વેદનાથી ગભરાઇ જઈ રામયશે પુનઃ કહ્યું: "હવે હું આ તારી બહારથી દર્શાવવામાં આવતી નમ્રતાના ફંદામાં ફસાઉં તેમ નથી; તું સત્વર મારી આગળથી દૂર થા."

આ સમયે મનોરમા રુદન કરતી કરતી પતિના ઓરડાની બહાર નીકળી. સ્વામીની આજ્ઞાનો અનાદર તે કેવી રીતે કરી શકે? તેના બહાર નીકળી ગયા પછી થોડા સમયને અંતરે ઉમાપતિ રામયશના ઓરડામાં ગયો અને તેણે પ્રશ્ન કર્યો: "કેમ ભાઈ! હવે કેમ છે?"

રામયશે એક દીર્ઘ નિઃશ્વાસ મૂકી ઉત્તર આપ્યો: "ભાઇ ઉમાપતિ! તમે મને શા માટે બચાવ્યો? આ સમયે મારું મૃત્યુ થયું હોત તો તેજ મારે માટે ઉત્તમ હતું!"

ઉમાપતિએ આશ્ચર્ય પામી પૂછ્યું: "ભાઈ! આમ શા માટે બોલો છો?"

રામયશે મહાદુઃખપૂર્વક જે દુર્ઘટના બની હતી તે સર્વ કહી સંભળાવી. તે બોલ્યો: "તે દિવસે રાત્રે હું મારા ઓરડામાં સૂતો હતો. એકાએક મારી નિંદ્રા ઊડી ગઇ. આ સમયે મને માલૂમ પડ્યું કે, મનોરમા પાસેના ઓરડામાં કોઇની સાથે વાતચીત કરે છે. હું તેમની વાતચીત સાંભળવાને ચૂપકીથી પલંગ ઉપરથી ઊઠી દ્વારની પાછળ જઇને ઊભો. આ સમયે મેં મનોરમાની સાથે એક અજાણ્યા મનુષ્યને વાતચીત કરતો જોયો. એ પછી જેવો હું ઝડપથી તે ઓરડામાં જવા લાગ્યો કે તરતજ તે અપરિચિત મનુષ્યે મારા ઉપર પિસ્તોલ છોડી!"

રામયશની વાત સાંભળી ઉમાપતિએ કહ્યું: "ભાઈ રામયશ! તમને ભ્રમ થઈ ગયો છે. આ ભ્રમને લીધેજ તમને મનોરમાના નિર્મળ ચારિત્ર્યમાં સંદેહ ઉત્પન્ન થયો છે! તમે જેને મનોરમાનો યાર અર્થાત્ ઉપપતિ સમજ્યા છો, તે તો અન્ય કોઇ નહિ, પરંતુ મનોરમાનો સહોદર ગંગાધરજ હતો. મારા ભયથી રાત્રિના સમયે

તે સંતાતો સંતાતો મનોરમાને મળવા આવ્યો હતો ! તમારી બન્નેની વાતચીત તેણે બહાર સંતાઈ રહીને સાંભળી હતી; તેથીજ એ મનોરમાની પાસે રૂપિયા માગતો હતો. જ્યાં આગળ મનોરમાએ રૂપિયા મૂકયા હતા, તે પણ ગંગાધરે છુપાઇને જોઈ લીધું હતું. ખૂન કરવાની તેની ઇચ્છા નહોતી, પણ જે સમયે પેલી ટ્રંકને ઉઘાડી તે નોટોનું બંડલ લઈ જવાની તૈયારીમાં હતો, તેજ સમયે તમે ત્યાં જઈ પહોંચ્યા હોવાથી પકડાઈ જવાના ભયથીજ તેણે તમારા ઉપર પિસ્તોલનો બાર કર્યો હતો. ભાઈ ! આમાં કોઇનો દોષ નથી. દોષ ફક્ત મારોજ છે કે જે સમયે મેં તમને પિસ્તોલ આપી તે સમયે હું તમને કહેવાનું ભૂલી ગયો કે તેમાં ગોળી ભરેલી છે, તેથી તમારી આ દુર્ઘટનાનું કારણ હુંજ છું ! નોટોના નંબરની શોધ ચલાવતાં ચલાવતાં મહામુશ્કેલીએ ગંગાધરને મેં પકડ્યો છે ! તેની પાસેના પાંચ હજાર રૂપિયામાંથી તેણે ફક્ત પચાસેક રૂપિયાનું ખર્ચ કર્યું છે. બાકીના બધા રૂપિયા મેં તેની પાસેથી લઈ લીધા છે. લો આ તામારા રૂપિયા !" આમ કહી ઉમાપતિએ પોતાના ખિસ્સામાંથી નોટોનું એક બંડલ કાઢીને રામયશ આગળ મૂકયું.

રામયશે મહાઆનંદથી ઉમાપતિને દૃઢ આલિંગન કરી કહ્યું: "પ્રિયમિત્ર ! આ સમયે વાસ્તવિક રીતે તમેજ મને જીવિતદાન આપી તમારી મિત્ર તરીકેની ફરજ અદા કરી છે. અરેરે ! ગરીબ બિચારી મનોરમાનો હું ઘણોજ અપરાધી છું. તેના ચારિત્ર્ય ઉપર સંદેહ કરી મેં અનુચિત પ્રકારે તેનો અપાર તિરસ્કાર કર્યો છે."

* * * *

રામયશ તથા મનોરમાના હૃદયનો "સંગ્રામ" હવે વિનાવિલંબે દૂર થઇ ગયો અને તે પવિત્ર પ્રેમી યુગલ સદાને માટે પુનઃ એક થયું. વિશેષ ચોકસી કર્યા વિનાજ આવી રીતે જગતમાં કેટલાં પવિત્ર-હૃદયો એકબીજાપ્રત્યે અયોગ્ય શંકાઓ લાવી દુઃખી થતાં હશે ? પ્રભુ તેમને વિશેષ સદ્બુદ્ધિ આપી તેમનાં દુઃખ દૂર કરો.





# ૬૫–મોટી વહુની મોટાઈ

(૧)

કૃષ્ણદાસ એક પ્રસિદ્ધ ઇજારદાર હતા. તેમણે હજારો રૂપિયા પેદા કર્યા હતા; પરંતુ એક મોટા ઇજારામાં તેમને ત્રણ લાખ રૂપિયાની ખોટ જવાથી, તેમની આખી જિંદગીની કમાણી એ ખોટમાં ચાલી ગઇ. પોતાની વૃદ્ધાવસ્થામાં આ નુકસાન તેમને અસહ્ય થઇ પડયું અને તેઓ શોકની અતિશય વ્યથાથી અલ્પ કાળમાંજ મરણને શરણ થયા.

કૃષ્ણદાસ શેઠની પત્ની સુખદેવી ઘણીજ બુદ્ધિમતી હતી. જ્યારે તેના પતિનો પરલોકવાસ થયો, ત્યારે તેના બન્ને પુત્ર શાળામાં અભ્યાસ કરતા હતા. સુખદેવીને પતિવિયોગ અને નિર્ધનતા આ બે પ્રકારનું મોટું દુઃખ હતું. તેણે પોતાનાં આભૂષણો વેચીને પણ મોટા પુત્ર દામોદરને બી. એ.માં પાસ કરાવ્યો પરંતુ દામોદર સરળ પ્રકૃતિનો યુવક હતો. વળી તે થોડાબોલો પણ હતો. આથી કરીને તેણે ન્યાયખાતામાં માસિક પચાસ રૂપિયાની નોકરીનો સ્વીકાર કર્યો. આ જગ્યા આપતાં પહેલાં ન્યાયાધીશ સાહેબે તેને થોડાજ સમયમાં સો રૂપિયાનો પગાર કરી આપવાનું જણાવ્યું હતું. દામોદરે ઘરની આર્થિક સ્થિતિ છેકજ કનિષ્ઠ જોઇને આ જગ્યાનો સ્વીકાર કર્યો હતો.

દામોદરે પોતાના કનિષ્ઠ બંધુ મનોહરદાસને પણ પોતાના જેટલું ભણાવવાની ઇચ્છા રાખી હતી; પરંતુ તેણે વચમાંથીજ પોતાનો અભ્યાસ છોડી દીધો. તેની વ્યાપાર કરવાની અભિલાષા વધારે હતી. એમાં તેને મુખ્ય લાભ એ જણાતો હતો કે, સ્વતંત્રતાથી આજીવિકા મેળવી શકાય અને કોઈની તાબેદારી ઉઠાવવી પડે નહિ. વળી એન્ટ્રન્સ પાસ કરનારને પણ માસિક પંદરવીસથી વિશેષ પગારની નોકરી મળી શકતી નથી; તો પછી 'વ્યાપારે વસતિ લક્ષ્મીઃ' એ વાક્યનો અનુભવ શા માટે ન કરવો? મનોહર-

દાસના વિચારો આવા હતા અને આજકાલ અનેક યુવકોના વિચારો આવાજ હોય છે; કિંતુ તેમને મોટી અડચણ પૈસા સંબંધી આવી પડે છે. આ અડચણ મનોહરદાસના વિચારોની આડે પણ આવતી હતી. જેણે પોતાના છેલ્લા ઇજારામાં ત્રણ લાખ રૂપિયા નુકસાન વેઠ્યું, તેના પુત્રને વ્યાપાર માટે ફક્ત ત્રણ હજાર રૂપિયા મળવા કઠિન થઈ પડ્યા. છેવટે નિરુપાયે તેણે પોતાના એક સગાની ભલામણથી એક મોટા સ્વદેશી કારખાનાની કમિશન એજન્સી લીધી. આથી કરીને મનોહરદાસને માસિક સો રૂપિયા સુધીની આવક થવા લાગી. મોટા ભાઇને એક વર્ષની આખરે રૂપિયા દશ પ્રમોશન મળવાથી સાઠ રૂપિયા પગાર મળતો હતો. આથી કરીને અનેક લોકો કહ્યા કરતા હતા કે, "મોટો ભાઈ બી. એ. પાસ કરીને પણ મહિને ફક્ત સાઠ કમાય છે, ત્યારે નાનો ભાઈ એન્ટ્રન્સ પાસ થઇને માસિક સો–દોઢસો રૂપિયા કમાય છે. વાંચવા લખવાથી કાંઈ થતું નથી. જે કાંઇ થાય છે તે બધું ભાગ્યને લીધેજ થાય છે." આવી આવી વાતો શ્રવણ કરવાથી મનોહરદાસનો વ્યાપારિક ઉત્સાહ ઘણોજ વધી જતો હતો; તથા દામોદરદાસ લોકોની આવી આવી વાતો શ્રવણ કરી હસ્યા કરતો હતો; તેમજ કનિષ્ઠ ભ્રાતાની પ્રશંસા સાંભળીને તેને આનંદ પણ થતો હતો.

દામોદરદાસનો વિવાહ તેના પિતાના જીવતાં થયો હતો. તેની પત્ની ઘણીજ સુશીલ હતી. આમ છતાં જ્યારે દેરાણીના મુખે તે એમ વારંવાર સાંભળતી કે, "મારા પતિ તેમના વડીલ બંધુ કરતાં બમણાત્રમણા પૈસા પેદા કરે છે તથા ગૃહખર્ચ તેમની પેદાશથીજ ચાલે છે, બાકી મોટા ભાઇની પેદાશમાંથી તો ભાખરીનું પણ ઠેકાણું પડે તેમ નથી." ત્યારે તેની દશા ઘણીજ અસહ્ય થઈ પડતી હતી. દામોદરદાસની ધર્મપત્ની કોઈ કોઈ સમયે એકાંતમાં આ હકીકત અતિશય દુઃખને લીધે પોતાના પતિને કહી સંભળાવતી, તો પતિ તરફથી બહુધા એજ ઉત્તર મળતો કે, "આજકાલની સ્ત્રીઓ મૂર્ખ તેમજ અવિચારશીલ હોય છે. તેમની વાતો ઉપર લક્ષ્ય આપવું જોઇએ નહિ."

એક વર્ષ પછીથી મનોહરદાસની પેદાશ લગભગ માસિક બસો રૂપિયા સુધીની થઈ ગઈ. આ સમયે તેની સ્ત્રી કે જે સંકુચિત સ્વભાવની હતી, તેણે વિચાર્યું કે, "જો હું કોઇ પણ રીતે

પતિને સાથે લઈ જુદી થઈ જાઉં, તો મારા પતિની સઘળી પેદાશ મારા હાથમાં આવે. એકઠાં રહેવામાં તો મોટા ભાઈના ભાગમાં મફતના રૂપિયા જાય છે." આવા વિચારથી તેણે નવી નવી વાતો કાઢીને જેઠાણીથી કલહકંકાસ કરવાનું તેમજ લડવાનું શરૂ કર્યું. જેઠાણીનો પુત્ર મદન કે જે તેના ઉપર ઘણો પ્રેમ રાખતો હતો, તેને પણ તેણે પોતાની પાસે આવવાની મના કરી. તે બિચારો કાકીના હૃદયના ભેદોને જાણી શકતો નહોતો અને તેથી કરીને પોતાની માએ પણ કાકી પાસે જવાની ના પાડચા છતાં, તે કાકી પાસે ગયા સિવાય રહેતો નહિ. પૂર્વે તો તે વારંવાર પૈસો બે પૈસા પોતાની કાકી પાસેથી લેતો હતો, પરંતુ હવે જ્યારે તે તેની પાસે પૈસો બે પૈસા લેવા જતો, તો બદલામાં થપ્પડ પડતી હતી. આથી હવે તેણે કાકી પાસે માગવાનું છોડી દીધું. છેલ્લી વખત જ્યારે મદને તેની પાસે પૈસો માગ્યો, ત્યારે તે પોતાની જેઠાણી સાંભળી શકે એવા મોટા સ્વરથી બોલી ઊઠી: "તારા કાકાની બધી પેદાશ તો તમારા ઘરમાં આવે છે; તોપણ તમારું પૂરું થતું નથી? તેમની કમાઇ જો તમારા ઘરમાં ના આવતી હોત, તો કોણ જાણે તમારી કેવીએ દશા થઇ હોત!"

બિચારો મદન તો કાકીનાં આ હૃદયભેદક વાક્યોને સમજી શક્યો નહિ, પરંતુ જેઠાણીએ આવાં વચનોથી દૃઢ પ્રતિજ્ઞા કરી કે, "હવે તો અમારે જુદા થઇ ગયા સિવાય ઉપાયજ નથી."

દામોદરદાસની માતા તો મોટે ભાગે માળા લઇને નારાયણના નામનું રટણ કર્યા કરતી હતી. તે સંસારના કોઈ પણ કાર્ય તરફ હવે લેશ પણ લક્ષ્ય રાખતી નહિ. આથી કરીને તેમના ઘરમાં કર્તાહર્તા તરીકે દામોદરદાસની પત્ની હતી. આ પ્રકાર પણ મનોહરદાસની દ્વેષી સ્ત્રીથી જોઇ શકાયો નહિ. તે અનેક પ્રકારના દોષારોપ પોતાની જેઠાણી ઉપર મૂક્યા કરતી. દામોદરદાસની પત્ની આજ સુધી દેરાણીનાં વચનબાણો ધીરજપૂર્વક સહન કરી રહી હતી; પરંતુ સહન કરવાની પણ સીમા હોય છે. છેવટે વિશેષ સહન નહિ કરી શકાયાથી તેણે એક દિવસે સકળ કથા વિસ્તારપૂર્વક પોતાના પતિદેવને નિવેદિત કરી તથા અંતમાં કહી દીધું કે, "મેં અદ્યાપિપર્યંત એ સર્વ સહન કર્યા કર્યું, પરંતુ હવે હું સહન કરી શકું તેમ નથી. હું ખાતરીપૂર્વક જાણું છું કે, તેઓ હવે જુદાં થવાનું ચાહે છે. આજે જે વાક્યો એ મને સંભળાવે

છે.તે કાલે તમને સંભળાવશે તો? શું તમારા પગારમાંથી આપણો નિર્વાહ ચાલી શકશે નહિ? જો તેવું હશે તો હું મારે પિયેર ચાલી જઇશ; પરંતુ હવેથી તમારા ભાઇનો ટુકડો હું ખાનાર નથી, તેમજ તેમની પત્નીનો પણ એક અક્ષર સાંભળનાર નથી.”

(૨)

દામોદરદાસે ઘણા દિવસ સુધી પત્નીનું સમાધાન કર્યું હતું, પરંતુ આજે તેનું સમાધાન કરવાનું મુશ્કેલ જણાયું. છેવટે તેણે કહ્યું: “પ્રિયે! આમ શોકાકુળ થઇશ નહિ. આવતી કાલે આપણે અવશ્ય જુદાં થઈ જઈશું. અદ્યાપિપર્યંત મેં અને તારા પિતાએ એક વાત તારાથી ગુપ્ત રાખી હતી. આજે મનોહર જે કમાય છે, તે તારા પિતાને લીધેજ કમાય છે. તેમની ખાસ ભલામણથીજ મનોહરને કમિશન એજન્સી મળી છે. પચીસ હજાર સુધીનો માલ ધીરવાની જ્યારે તારા પિતાએ ભલામણ કરી છે, ત્યારેજ અત્યારે મનોહર વેપારી બન્યો છે. કાલે ઊઠીને જો તારા પિતા એ સ્વદેશી કારખાનાના માલિકને એમ લખે કે, હું હવે મારી ભલામણ પાછી ખેંચી લઉં છું, તો મનોહર અને તેની પત્નીને બરોબર ખબર પડે.”

દામોદરદાસની પત્નીએ કહ્યું કે, “ આપે આ વાત મારાથી ગુપ્ત શા માટે રાખી?”

દામોદરદાસે ઉત્તર આપ્યો: “સ્ત્રીઓને આવી વાતો કહેવામાં સાર નથી. સંભવ હતો કે જેવી રીતે મનોહરની પત્ની અજ્ઞાનતાથી પોતાના પતિની પેદાશ પર અભિમાન ધરાવે છે, તેમ તું પણ તારા પિતાના કરેલા ઉપકાર ઉપર તિરસ્કાર કરે!”

દામોદરદાસની પત્ની સમજુ હોવાથી આ ઉત્તર સાંભળીને શાંત થઈ ગઈ. બીજે દિવસે જુદાં થવાનો બન્નેએ નિશ્ચય કર્યો. પ્રાતઃકાળે દામોદરદાસ એવી ચિંતામાં પડી ગયો કે, “ ભાઇને જુદા થવાની વાત કેવી રીતે કરવી? અદ્યાપિપર્યંત મેં તેને એક પણ શબ્દ ક્રોધથી કહ્યો નથી. વળી આમાં જે કાંઈ દોષ છે તે પણ એની પત્નીનોજ છે. કદાચિત્ એને પોતાની પત્નીની ધૃષ્ટતાની ખબર ન પણ હોય. જે હોય તે ખરું, પરંતુ હવે જુદાજ થવું છે તો પછી સ્પષ્ટ રીતે શા માટે ન કહેવું?”

આ પ્રમાણે વિચાર કરી દામોદરદાસે અતિશય હિંમત ધારણ કરીને પોતાના કનિષ્ઠ બંધુને પોતાની પાસે બોલાવીને કહ્યું: “ભાઈ! હવે અમારો અને તમારો એકત્ર નિર્વાહ થઇ શકે તેમ

નથી, માટે તમે ખુશીથી જુદા રહી તમારી પેદાશ આવે તે તમારી પાસેજ રાખો."

મનોહરદાસે ચિંતાતુર થઈને આશ્ચર્યદર્શક સ્વરે કહ્યું: "હેં! હેં! ભાઇ! તમે આ શું કહો છો? મારો કાંઇ ગુનો હોય તો બતાવો! હું જે થોડુંઘણું પેદા કરું છું, તે તમારી તથા મારાં ભાભીની કૃપાને લીધેજ કરું છું."

દામોદરદાસે કહ્યું: "તમારી સ્ત્રીનું એમ કહેવું છે કે, અમારા ગૃહનો નિર્વાહ તમારી કમાઈથી થાય છે. રોજ ઊઠીને અમે આવું અપમાન કેટલુંક સહન કરીએ?"

મનોહરદાસે મોટાભાઇને શાંત કરવા માટે કહ્યું: "આપ વિદ્વાન અને વિચારવાન છો, આપે મારી મૂર્ખ પત્નીનાં વચનો ઉપર લક્ષ્ય આપવું જોઇએ નહિ."

"ત્યારે પછી એને આટલી બધી મોઢે ચડાવવી એ વાજબી નહોતું. જ્યારેત્યારે મનમાં આવે તેવાં વચનો ઉચ્ચારવાં એ તે શું યોગ્ય કહેવાય?"

"હું સદૈવ તેની અયોગ્યતાની વાતોથી અપ્રસન્ન રહું છું તથા તેણે મારાં ભાભીને તથા આપને શું કહ્યું છે તે પણ જાણતો નથી."

"હા, હા, ભાઈ! તમને ક્યાંથી માલૂમ હોય? થયું, હવે વિશેષ કહેવા સાંભળવાની આવશ્યકતા નથી. આપણા ગૃહમાં બે સ્ત્રીઓનો નિર્વાહ થઈ શકે તેમ નથી. મને હમેશાં તેમના કલહકંકાસો જોવા સાંભળવાની ઇચ્છા નથી. તમે બન્ને–પતિપત્ની રાજીખુશીથી આ ઘરમાં રહો, અમે આજથીજ એક જુદું મકાન ભાડે રાખી તેમાં રહેવા જઇશું. અત્યાર સુધીમાં તમારી દુકાનેથી જેટલા રૂપિયા આવ્યા છે, તે સઘળાનો મેં જુદો હિસાબ રાખેલો છે. એ પૈસામાંથી અમારે માટે એક પણ પાઇ ખર્ચાઇ નથી. તમારી સ્ત્રીના હાથ–ખર્ચને માટે જે રૂપિયા આપવામાં આવ્યા છે, તેજ એમાંથી આપ્યા છે. બાકી રહેલા બચતના ત્રણ હજાર રૂપિયા બેંકમાં તમારા નામ ઉપર જમા છે. આ લો એ રૂપિયાની 'પાસબુક'"

આમ કહી દામોદરદાસ ત્વરાથી બહાર ચાલ્યો ગયો. મનોહરદાસ મોટાભાઇનાં વચનોથી ઘણો શોકાતુર થઇ ગયો અને તેથી કાંઇ પણ બોલી શક્યો નહિ. તેની દ્વેષી પત્નીએ પણ ગુપ્ત રીતે સર્વ વાતચીત સાંભળી હતી અને તેથી તે બહુ રાજી થઈ

હતી. તેને એમ લાગ્યું હતું કે, પોતે હવે સ્વતંત્ર ઘરની ધણિયાણી બનશે.

દામોદરદાસના ચાલ્યા ગયા પછી મનોહરદાસ અનેક પ્રકારના વિચારોમાં પડી ગયો. આ સમયે એના શોક તથા ચિંતાની સીમા નહોતી.

પતિને વિચારમાં પડેલો જોઇ પત્ની તેની પાસે આવીને બોલી ઊઠી: "આમ ગભરાઓ છો શા માટે? શું તમે પણ ચાર પૈસા પેદા નથી કરી શકતા? શું તમે ભાઇ તથા ભાભીના પગ નીચેજ હમેશાં પડી રહેવા ઇચ્છો છો?"

મનોહરે ક્રોધપૂર્ણ સ્વરે કહ્યું: "તેંજ ચાંડાલિનીએ આજે મારા સર્વસ્વનો નાશ કરી દીધો છે. હું જે કાંઇ કમાઉં છું તે ભાઇ તથા ભાભીની કૃપાને લીધેજ કમાઉં છું; બાકી મારા જેટલું ભણેલાના નસીબમાં માસિક દસપંદરથી વધારે રૂપિયા લખ્યા હોતા નથી. આ શહેરમાં હું આટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી, મહિને બસો રૂપિયા પેદા કરું છું, તે ભાઇનોજ પ્રતાપ છે."

મનોહરની સ્ત્રીએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો: "તેમની નોકરીમાં તેમનુંજ પૂરું થતું નથી, તો પછી તમને એ શું મદદ કરે છે?"

મનોહરે ઉત્તર આપ્યો: "એ મદદ નથી કરી શકતા તો એમના સસરા તો કરે છે ને? ભાઇના કહેવાથીજ તેમણે પોતાના મુંબઇના મુનીમને લખી દીધું હતું કે, મુંબઇની અમુક સ્વદેશી મિલમાંથી પચીસ હજાર રૂપિયાનો માલ તે પોતાની જોખમદારી ઉપર આપણને મોકલી આપવાની વ્યવસ્થા કરે. આ વ્યવસ્થા થયાથીજ આપણો વેપાર ધમધોકાર ચાલતો હતો અને આપણને સારો નફો પ્રાપ્ત થતો હતો. જો હવે તેઓ પોતાની જોખમદારી પાછી ખેંચી લે તો આપણો વેપાર ભાંગી પડે. તેં આગળપાછળનો વિચાર કર્યા વિના જે વર્તણૂક ચલાવી છે, તેથી મારી સાથે તારું ભાગ્ય પણ ધૂળમાં મળી જશે."

હવે મનોહરની પત્નીના પશ્ચાત્તાપની સીમા રહી નહિ. તે પોતાની જેઠાણીનું હવે કેવા પ્રકારે સમાધાન કરવું તેનોજ વિચાર કરવા લાગી. આ સમયે દામોદરદાસની પત્ની પોતાના પુત્રને પોતાના ઓરડામાં કાંઇ ખાવાનું આપતી હતી અને તેની પાસે એ વખતે બીજું કોઈ નહોતું. આ સમયનો લાભ લઈ મનોહરની પત્ની તેની પાસે ગઇ તથા તેના ચરણોમાં પોતાનું શિર

નમાવ્યું. તેની જેઠાણીને આવો વિલક્ષણ પ્રકાર જોઈ ઘણું આશ્ચર્ય લાગ્યું. તેણે તરતજ દેરાણીને તેનો હાથ પકડી ઊભી કરી. મનોહરની પત્નીએ મનોબળને એકત્ર કરી ગદ્ગદ કંઠે કહ્યું: "બહેન! તમે દરેક રીતે મારાથી મોટાં છો, તો મારા અપરાધની મને ક્ષમા નહિ કરો? તમે હવે મારા માથામાં ખાસડું મારશો; તોપણ હું કાંઈ બોલીશ નહિ."

દામોદરદાસની પત્ની ઉચ્ચ કુળની દીકરી હતી. તેણે મનોહરની પત્નીને છાતીસરસી ચાંપીને કહ્યું: "બહેન! જે થવાનું હતું તે થયું. હવે મને તારા ઉપર કોઈ પણ પ્રકારનો રોષ નથી."

દામોદરદાસ પોતાને રહેવાને માટે પોતાના એક સ્નેહીનું ખાલી પડેલું મકાન એક માસ માટે ભાડે રાખી પોતાને ઘેર આવ્યો ત્યારે તેણે પોતાની પત્નીને કહ્યું: "હમણાં તો મારે કચેરીમાં જવાનો સમય થઈ ગયો છે. તું બધો સરસામાન વ્યવસ્થિત કરી રાખજે. સંધ્યાસમયે આપણે સરસામાન લઈને એ મકાનમાં ચાલ્યાં જઈશું."

દામોદરદાસની પત્નીએ સ્મિત કરી કહ્યું: "કદાચ જવાની જરૂર ન પણ પડે."

"કેમ?"

"સાંજે સર્વ વાતો વિસ્તારથી કહી સંભળાવીશ."

"સારું." આમ કહી તે કચેરીમાં ચાલ્યો ગયો.

(૩)

દામોદરદાસ કચેરીમાં તો ગયો, પરંતુ એ દિવસે તેનું ચિત્ત કામમાં લાગ્યું નહિ. તેને કામ કરતાં કરતાં ગૃહની સકળ ઘટના યાદ આવ્યા કરતી હતી. તે વિચાર કર્યા કરતો હતો કે, "ભાઈનાથી હવે જુદું થવું પડશે. તે બિચારાનો તો કંઈ દોષ નથી, તેની સ્ત્રીનોજ સઘળો અપરાધ છે. મનોહર તો બિચારો મારી આગળ એક શબ્દ સુધ્ધાં બોલી શકતો નથી. શ્રીરામચંદ્રજીએ લક્ષ્મણજી મૂર્છિત થયા તે સમયે કહ્યું હતું કે, 'દુનિયામાં સર્વ વસ્તુઓ યા તો સ્વજનપરિજનો મળી આવે છે, પરંતુ સહોદરભાઈ મળી આવતો નથી.' અરેરે! શું એવા સહોદર ભાઈથી આજે મારે જુદું થવું પડશે?"

આવા આવા અનેક ચિંતાપૂર્ણ વિચારોમાં દામોદરદાસનો આખો દિવસ વીતી ગયો.

આ તરફ સ્વગૃહે એક ઘણી સારી વાત બની. જ્યારે મનોહરદાસે જાણ્યું કે, પોતાની પત્ની ભાભી પાસે માફી માગી આવી છે તથા ભાભીએ તેના અપરાધોની ક્ષમા કરી છે, ત્યારે તે અત્યંત પ્રસન્ન થયો. તે પોતાની સ્ત્રીની ચતુરાઈ સંબંધી મનમાં વિચાર કરવા લાગ્યો તથા છેવટે પત્ની ઉપર જે કાંઇ રોષ થઇ આવ્યો હતો તે ઊતરી ગયો. છેવટે તે પોતે પણ પોતાની ભાભી પાસે ગયો તથા અંતઃકરણપૂર્વક તેની ક્ષમા માગી. તેની ભાભીને આ ઉપરથી એટલો બધો આનંદ થયો કે, તેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. સ્ત્રીઓનું હૃદય સ્વાભાવિક રીતેજ ઘણું કોમળ અને દયાળુ હોય છે.

આજે મનોહરદાસ દુકાન ઉપર ગયો નહિ, કારણ તેને એવો ડર હતો કે, "વખત છે ને ભાઈ ગૃહે આવી જુદા રહેવાને ચાલ્યા જાય." તે આખો દિવસ ઘણોજ ચિંતાતુર રહ્યો. તેણે વિચાર્યું કે, "ભાભીને તો મનાવ્યાં, પણ ભાઇ એટલા બધા નારાજ થયા છે કે, કદાચ તેઓ મારી પ્રાર્થના ઉપર લક્ષ આપશે નહિ." આમ વિચારી તે પોતાની પાડોશમાં રહેતા લાલા સોભાગમલ કે જેઓ એક વયોવૃદ્ધ અને પ્રભાવશાળી પુરુષ હતા, તેમની પાસે ગયો. સોભાગમલ જૂના જમાનાના પુરુષ છતાં આજકાલની સર્વ વાતો સારીરીતે સમજતા હતા. તેમનામાં એક મોટો ગુણ એ હતો કે, તેઓ પોતાના મોંમાંથી જે વચન બહાર કાઢતા, તે વચન પ્રાણાંતે પણ મિથ્યા કરતા નહોતા. એક વખતે તેમણે પોતાના એક વચનને ખાતર રૂ. ૫૦૦૦)નું નુકસાન વેઠ્યું હતું; પરંતુ આ નુકસાન વેઠવાથી બજારમાં તેમની પ્રતિષ્ઠા અતિશય વધી ગઈ હતી. લાલા સોભાગમલે મનોહરની સર્વ વાત સાંભળી કહ્યું: "બન્ને વધૂઓ ઘણી સમજુ અને શાણી હોવાથી તેમણે અરસપરસ જે સમાધાન કરી દીધું છે તે પ્રશંસાયોગ્ય છે."

આજે દામોદરદાસ પોતાના મુખ્ય અધિકારી પાસેથી બે કલાકની રજા મેળવી વહેલો ઘેર આવ્યો. તેણે આવતાંની સાથેજ પોતાના દીવાનખાનામાં મનોહર તથા સોભાગમલને બેઠેલા જોયા. દામોદર જ્યારે છેકજ નિકટ ગયો, ત્યારે લાલાજીએ તેની સાથે રામરામ કર્યા તથા ત્યાર પછી પૂર્વાનુસાર શાંત રીતે બેસી રહ્યા. લાલાજીએ વિચાર્યું હતું કે, દામોદરદાસ યુવાન માણસ છે તેથી કદાચિત્ પોતાનું કહેવું માન્ય ન કરે. એ હેતુથી તેમણે પ્રથમ

દામોદરની પત્ની સાથે એવી વ્યવસ્થા કરી રાખી હતી કે, તે પોતાનો પતિ કચેરીમાંથી ઘેર આવે, ત્યારે વિભક્ત ન થવા માટે તેને સમજાવે. આથી કરીને દામોદરદાસની પત્નીએ એક બાળકને તેને પોતાની પાસે બોલાવી લાવવા મોકલ્યો. બાળકે આવી દામોદરદાસને ખબર આપી તો તે લાલાજીને "આપ બેસો હું હમણાં આવું છું," કહી તેની પાસે ગયો.

દામોદરદાસની સ્ત્રીએ અથથી ઇતિપર્યંત સકળ કથા પતિને નિવેદન કરી તથા પોતાની દેરાણીએ પોતાની પાસે માગેલી ક્ષમાની વાત પણ કહી સંભળાવવા ઉપરાંત તેણે મનોહરની ઘણી પ્રશંસા કરી. છેવટે તેણે નમ્રતાપૂર્વક કહ્યું કે, "જે થયું તે થયું, હવે આપ એ સકળ ઘટનાને ભૂલી જાઓ."

દામોદરદાસે પત્નીને ઉત્તર આપ્યો કે, "હું તો સકળ કથા ભૂલી જઇશ, કિંતુ તું પણ તારી દેરાણીનાં વચનો ભૂલી જજે. તમારું આ પ્રેમમિલન કૃત્રિમ નહિ કિંતુ સ્વાભાવિક હોવું જોઇએ."

સમુદ્રમાં એકજ દિવસમાં જેવી રીતે કોઈ મોટું તોફાન ઉપસ્થિતિ થઇને શાંત થઇ જાય છે, તેમ ઘણા ગૃહકંકાસો પણ અતિ પ્રચંડ સ્વરૂપમાં ઉપસ્થિત થઈ, શાંત પડી જાય છે.

દામોદરદાસ પત્ની પાસેથી જયારે લાલાજી પાસે ગયો, ત્યારે લાલાજીને પણ તેને સમજાવતાં વિશેષ વિલંબ થયો નહિ. તેમણે પણ કહ્યું કે, "ભાઇ દામોદર! નાનાંઓને ક્ષમા કરવી એ મોટાંઓનો ધર્મ છે. વળી જેવી રીતે એક લાકડી જુદી હોય તો તે જેવી સહેલાઉથી ભાંગી શકાય છે, પણ વધારે લાકડીઓ ભેગી હોય તો ભાંગી શકાતી નથી, તેવીજ રીતે કુટુંબનાં સર્વ મનુષ્યો એકત્ર હોય તો ભાગ્યેજ તેમની દુર્દશા થાય; માટે સલાહસંપથી એકત્ર રહેવામાં જે સુખ તથા આનંદ છે, તે જુદા પડવામાં નથી, એ નિશ્ચયપૂર્વક સમજજો."

દામોદરદાસે ઉત્તર આપ્યોઃ "લાલાજી! જો મારી કાંઇ ભૂલ માલૂમ પડી હોય તો આપની ક્ષમા ઇચ્છું છું. હવે મને આપનાં વાકયોથી કૃપા કરીને વિશેષ લજ્જિત ન કરો. મનોહરનો પણ દોષ નથી. એની સ્ત્રીનાં અવિચારપૂર્ણ વચનોથીજ હું અપ્રસન્ન થઈ ગયો હતો. હવે હું મનોહરથી કદાપિ વિભક્ત નહિજ થાઉં. દુનિયામાં થોડા દિવસનું જીવન છે, સુખદુઃખમાં પોતાના સહોદર સિવાય અન્ય કોઈ કામ આવતું નથી, અમારા બન્નેના ઉપર

આપ વડીલશ્રીની હમેશાં આવીજ કૃપા રહે એવું અમે અંતઃકરણપૂર્વક ઇચ્છીએ છીએ.”

લાલાજી દામોદરદાસનાં પ્રેમપૂર્ણ વચનોથી ઘણાજ પ્રસન્ન થયા તથા કહ્યું: “નારાયણની કૃપાથી પુનઃ તમારા ગૃહમાં સુખ તથા શાંતિનો વાસ થશે. વળી સુમતિ જે ગૃહમાં પ્રવેશે છે, તે ગૃહમાં સંપત્તિ દેવીનું પણ આગમન થયા સિવાય રહેતું નથી. આ તું આટલો ધાર્મિક નીવડયો, તેનું કારણ તારી માતાની ધાર્મિકતા સિવાય અન્ય કંઈ પણ નથી.” આ પ્રમાણે કહી તેઓ શ્રીમતી સુખદેવી પાસે ગયા. સુખદેવીએ રામાયણનો પાઠ સમાપ્ત થઈ ગયા પછી અત્યંત પ્રેમથી લાલાજીની સાથે વાર્તાલાપ કર્યો. લાલાજીએ પોતાના આગમનનું કારણ દર્શાવીને સર્વ કથા એવી રીતે કહી કે જેથી કરીને સુખદેવી અતિ પ્રસન્ન થઈ. ‘મોટી વહુની મોટાઈ’ની કથા શ્રવણ કરીને સાસુએ કહ્યું કે, “એ મોટા ગૃહની પુત્રી છે. તેણે પોતાના માવતરની ખાનદાનીને યોગ્યજ કાર્ય કર્યું છે.”

જ્યારે મનોહરની પત્નીએ જાણ્યું કે, પોતાના કલહકંકાસની કથા છેક પોતાનાં સાસુ સુધી પહોંચી ગઇ છે, ત્યારે તે ઘણીજ શરમાઇ ગઈ તથા લાલાજીના ચાલ્યા ગયા પછી તેણે સાસુ પાસે જઇને પોતાના સકળ અપરાધોની ક્ષમા માગી.

એ દિવસે સુખદેવીના ગૃહમાં ઘણોજ આનંદ થઇ રહ્યો. લાલાજીએ પણ તે દિવસે ત્યાંજ ભોજન કર્યું. બન્ને વહુઓએ મળી જઇને ભોજન તૈયાર કર્યું તથા બન્ને ભાઇઓએ સત્કારપૂર્વક લાલાજીને ભોજન કરાવ્યું. ભોજન બનાવવામાં દામોદરદાસની પત્ની સ્વયં અન્નપૂર્ણાસ્વરૂપ હતી. સુખદેવીએ જ્યારે લાલાજી ભોજન કરી ઊઠયા ત્યારે પૂછ્યું કે, “ભોજન કેવું થયું છે?” લાલાજીએ પેટ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું કે, “ભોજન બનાવવામાં પણ તમારી મોટી વહુની મોટાઇ કયાં ઊતરે તેમ છે?”





# ૬૬–સરસ્વતી

"તારા બાપના સંબંધમાં આ બધું શું કહેવાય છે? લોકો કહે છે કે, તેણે દેવાળું કાઢયું, શું એ વાત ખરી?" સરસ્વતીના પતિએ એક દિવસ તેને પૂછયું.

સરસ્વતીએ અચકાતાં અચકાતાં જવાબ દીધો: "હું....હું તો કાંઇ જાણુતી નથી."

તેણે કહ્યું: "તારું પલ્લું કયાં છે? તને ઘણી સારી માલમતા આપવાનું તેણે કહ્યું હતું એ બધું કયાં ગયું? બોલ, હવે મને પૈસા કેવી રીતે મળશે?"

સરસ્વતીને થોડાક દિવસથી પતિના સ્વભાવમાં ફેર થતો જણાતો હતો; પરંતુ આજના જેવી ઢબથી બોલતાં તેણે કદાપિ જોયો નહોતો. આજ તે પતિની સન્મુખ આશ્ચર્યથી જોવા લાગી. તે વિચારવા લાગી કે, "હવે મારે શું કરવું? પતિને માટે આટલો ઉચ્ચ ભાવ છતાં મારે તેમના તરફથી નિરાશજ થવાનું રહ્યું? શું એ પૈસાનાજ સગા છે?"

તેના પતિએ તો પોતાનું ઉદ્ધતાઇભરેલું બોલવું હજી ચાલુ-જ રાખ્યું હતું: "હું તને કહી દઉં છું કે ગમે તેમ કરીને પણ મને પૈસા તો મળવાજ જોઇએ. એ પૈસા ઉપર તો મેં મોટી આશાઓ બાંધી છે. પૈસા લાવી આપ્યા વગર તારો છૂટકો નથી."

"પણ વહાલા! હું એ કેવી રીતે લાવી આપું?"

"ત્યારે તારા બાપે મારી આગળ એવું જૂઠું શું કામ કહ્યું? તને તો પહેલેથી ખબર હોવીજ જોઇએ. તું પણ હવે જૂઠી ઠરી છે."

"મને તો એ બાબતની જરાએ ખબર નહોતી."

"ખબર નહોતી!! ત્યારે તો તારા જેવું આંખનું ફૂટેલું બીજુ કોઈ ન હોવું જોઇએ."

સરસ્વતી આશ્ચર્યચકિત થઇ ઊભી રહી. તેને અત્યાર સુધી કોઈ દિવસ તેના ઉપર અણુવિશ્વાસ આવ્યો નહોતો. ગુસ્સે થઇ

એ બારી પાસે જતો રહ્યો. થોડીક વાર પછી બીતી બીતી સરસ્વતી તેની પાસે ગઇ અને પતિના ખભા ઉપર હાથ મૂકી ઊભી રહી. તેની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડતાં હતાં, પરંતુ પતિને જરાએ દયા ન આવી. તેણે કહ્યું: “ જો, આમ જો ! મૂરખ જેવી રડતી ના. હું કહું છું તે સાંભળ. ગમે તેમ કરીને પણ મને પૈસા મળવા જોઇએ. મારો એજ અંતનો ઉદ્દેશ છે. જો તું મને પૈસા નહિ લાવી આપે અને તે પણ ઘણી જલદીથી, તો હું બીજી વાર લગ્ન કરીશ અને પહેરામણીમાં પુષ્કળ પૈસા લઈશ. ” આટલું કહી તે મોં ફેરવીને ચાલ્યો ગયો. ઘણા સમય સુધી સરસ્વતી તેની તેજ જગ્યાએ ઊભી રહી. તેના શોકનો પાર રહ્યો નહિ. તેની છાતી ઉપર મોટો પથ્થર આવી પડ્યો હોય એમ તેને લાગ્યું. તેની વિચારમાળા ફરીથી જાગૃત થઇ: “ હા, આખરે એમજ છે. તેમને પૈસાનીજ ગરજ હતી. મારે માટે તેમણે કોઇ દિવસ દરકાર રાખી નથી. ના—ના પણ કહાય—” તેના ચિત્તમાં આશાના કાંઈક અંકુરો સ્ફુર્યા: “ પૈસાની તેમને ઘણીજ જલદીથી જરૂર હશે અને તેટલા માટેજ તેમણે મારા તરફ આવો ઉચ્છૃંખલ વર્તાવ શરૂ કર્યો હશે. મારા બાપે પૈસા આપવાનું કહી તેમને છેતર્યા, એ તો ખરેખર ખોટુંજ કર્યું છે; પણ હવે શું કરું ? હું બાપાજીને લખું ? ના, પણ એમ તો હું કોઈ દિવસ કરવાનીજ નહિ. મારું હલકું દેખાય.” સરસ્વતીએ સગર્વ માથું ઊંચું કર્યું. “ મારા પતિ વસ્તુતઃ મારા ઉપર પ્રેમ રાખતાજ હોય, તો તેમણે મને આ વખતે પણ વળગી રહેવું જોઇએ; અને ગમે તેમ કરીને અમે બન્ને આ મુશ્કેલીમાંથી આફતમાંથી પાર ઊતરીશું. પૈસાની ખાતર તેમને બીજી વાર પરણવું હોય તો ભલે પરણે. એ પણ સુખેઃદુખે સહન કરીશ. ગમે તેમ પણ હું એ સંબંધમાં વધારે બબડવાની તો નથીજ. જે થવાનું હશે તે થશે. પ્રભુનોજ આધાર છે. ”

કેટલાક દિવસો એમ ને એમ વીતી ગયા. પતિપત્નીનો સંબંધ ઓછો થતો ગયો; પરંતુ પેલા પૈસાની વાત ફરીથી એટલા દિવસોમાં કોઈ વખત નીકળી નહિ. ત્યારપછી ઘણે દિવસે એક વખત તેનો પતિ સરસ્વતી આગળ આવી કહેવા લાગ્યો: “ પેલા પૈસાની વાત મેં તને કહી હતી એ બધી ખરી છે, તારા બાપના પૈસા હવે મને કદાપિ મળવાના નથી; પણ હું તને એક વધારે પ્રસંગ તારું નસીબ અજમાવવાને આપું છું. મને હમણાંજ ખબર

મળી છે, કે મારા બાપ ઘણા માંદા છે. મારા ત્રણ ભાઇઓ તેમની પાસે જાય છે માટે હું પણ જાઉં છું. તું જાણે છે કે હું સૌથી નાનો છોકરો છું, તોપણ તેમનો માનીતો નથી; પરંતુ તું તારા ચિત્તાકર્ષક સ્વભાવથી તે બુઢ્ઢાને સમજાવે અને તે મને તેનો વારસ બનાવી જાય તો તો પછી બેડો પાર; નહિ તો પછી તું મારો ઠરાવ જાણે છેસ્તો.!"

પતિએ તેનું પોત પ્રકાશ્યું. સરસ્વતી સ્વાત્માભિમાની હતી, પરંતુ તેનું હૃદય પ્રેમાળ હતું. એક પળને માટે તો તેનું અભિમાન જતું રહ્યું. તે પતિને પગે પડી કહેવા લાગી: "પ્રાણનાથ! મારા ઉપર દયા લાવો. મારા હૃદયના ચૂરેચૂરા ન કરી નાખો. તમે કહેતા હતા કે, હું તને અગાધ પ્રેમથી ચાહું છું. એ શું ખોટુંજ હતું?"

તેનો ચહેરો સુંદર હતો, મુખાકૃતિ ગોળ હતી, તેની આંખોમાં ઊંડી કોમળતા ઝળકતી હતી; પરંતુ તેનું મન નબળું હતું. સરસ્વતીને જમીન ઉપરથી ઉઠાડી તેણે કહ્યું: "પણ પૈસા તો મને મળવાજ જોઇએ, નિર્ધનતા હવે મારાથી સહન નથી થતી."

ઘણા પ્રયત્ને સરસ્વતી ઊઠીને ઊભી થઇ. તેણે શાંતિથી કહ્યું: "ઠીક," બસ અહીંયાં એ તકરારનો અંત આવ્યો. સરસ્વતીને પિયેરમાં ઘણું દુઃખ હતું. આજથી ત્રણ વર્ષ ઉપર તેનો પતિ તેને ત્યાંથી લઇ આવ્યો હતો. તેનાં સગાંવહાલાંની ગાળો ખાઇને પણ પોતાનું રક્ષણ દૃઢતાથી કરવા માટે તે તેને પૂજતી હતી. એટલા માટે એ બે જણાં દુનિયામાં એકબીજાનું સર્વસ્વ હતાં; પરંતુ છેલ્લા એકાદ વર્ષથી તેને પતિના સ્વભાવમાં ફેર પડતો જણાતો હતો. ઘર ઉપરથી તેનું મન દિનપ્રતિદિન ઊઠતુંજ હતું. તેના શબ્દો દિવસે દિવસે વધારે કઠોર અને બેદરકાર થતા જતા હતા, તેની પરાકાષ્ઠા ઉપર પ્રમાણે આવી હતી.

બીજે દિવસે તેઓ બે બળદ જોડેલા એક મોટા ગાડામાં બેસી નીકળ્યાં. બળદોને બાંધેલી ઘંટડીઓના અવાજ સાંભળતાં સાંભળતાં તેમણે રગશિયું ગાડું ચલાવ્યું; રાતદિવસ મુસાફરી કર્યા પછી બીજે દિવસે તેઓ સરસ્વતીના સસરાને ઘેર આવી પહોંચ્યાં. તે વૃદ્ધ પુરુષ ખરેખર બહુ માંદો હતો; પરંતુ તેમના આવ્યા પછી તેનો વળતો દહાડો આવ્યો અને થોડાક વખતમાં સાજોતાજો થઇ ગયો. તેના ચાર છોકરાઓ અત્યંત કાળજીથી તેની ચાકરી કરવામાં રોકાયા હતા; પરંતુ તેમનો પિતા તેમના

ઉદ્દેશો જાણતો હતો અને તેથી સખ્તાઇથી તેમના કામ ઉપર નજર રાખતો હતો. તેના સાજા થયા પછી સરસ્વતી કોઇ પણ દિવસ સસરાજી પાસે જતી નહોતી, તોપણ ડોસા તેના તરફ આકર્ષાયા હતા. તે માંદો હતો ત્યારે એકબે વખત તે તેમની પાસે ગઇ હતી, પરંતુ તે બે પ્રસંગો સસરાના મનમાં સરસ્વતીને માટે ઉચ્ચ ભાવ ઉત્પન્ન કરવાને માટે બસ હતા, કારણ કે તે મધુરભાષી હતી, તેની રીતભાત ચિત્તને ખેંચે એવી હતી.

તેની બીજી જેઠાણીઓ અદેખાઇથી એકબીજામાં કહેવા લાગી કે, "જુઓ, સસરાજીને સરસ્વતીના ઉપર કોણ જાણે શીએ મોહિની લાગી છે? કેવી ચાલાક છોકરી છે! પૈસા મેળવવાને માટે એ જુઓને કેટલું બધું કરે છે?"

એક દિવસ સરસ્વતીનો પતિ તેની પાસે આવી બોલ્યો: "આ ઠીક કરે છે, એ બુઢ્ઢાને ઠેકાણે લાવવા માટે આજ બરોબર ઉપાય છે. તું હોશિયાર તો છે એમાં જરાએ શક નહિ." પરંતુ સરસ્વતી ત્યારથી સ્વાભિમાનને લીધે સસરાજીની પાસે કોઈ દિવસ ગઈ નહિ.

એક દિવસે સંધ્યાનો સમય હતો. અંધકાર છવાઇ રહ્યો હતો. સરસ્વતી બહારના ચોગાનમાં ઉદાસ બની ઊભી હતી. ઘર આગળના ચોગાનમાં એક બાગ હતો. તેમાં શાકભાજી તથા આંબા, નારંગી અને જામફળનાં ઝાડ વાવ્યાં હતાં. આ વૃક્ષોની છાયામાં તેણે બે મનુષ્યાકૃતિઓ જોઈ. બન્ને માણસ ધીરા સ્વરથી પરસ્પર વાર્તાલાપ કરી રહ્યા હતા. બે જણની વાત ચૂપકીથી સાંભળી જવાની તેની ઇચ્છા નહોતી, તેથી તે ત્યાંની ત્યાંજ ઊભી રહી અને ફરીથી ઉદાસીનતાના સાગરમાં ડૂબી ગઇ. પણ એ ત્યાંથી જતી રહે તે પહેલાં એકાએક તેને કાને આ શબ્દો પડયા:

"હા હરિરાવ! તારે સંભાળીને કામ લેવું જોઈએ. એ બુઢ્ઢાને હવે શક પડવા લાગ્યો છે. તારા બધા લેણદારો હવે પુષ્કળ બબડવા લાગ્યા છે. એ લોકો તારા બાપને લખશે તો તું શું કરીશ? અને તારી શી વલે થશે?"

હરિરાવે તેને કહ્યું: "તમે તમારા પોતાના દેવાનું શું કરશો?"

"મારે પણ ઘણું દેવું છે; પણ તારા જેટલું નહિ–તારી તો હદપાર વાત ગઈ છે. એ વાળી દેવાને માટે તું પૈસા કયાંથી લાવીશ? તું જુગાર શું કામ રમે છે?"

"હું બીજી વાર લગ્ન કરીશ. કોઇ પૈસાદારની છોકરી પરણીશ. હું તને કહું છું કે હું સરસ્વતીથી કંટાળી ગયો છું. મારી મા મને જરૂર ફરીથી પરણાવશે; કારણકે સરસ્વતીને હજુ સુધી પુત્ર નથી થયો."

સરસ્વતીના મનની સ્થિતિની કલ્પના વાચકોજ કરી લેશે. હરિરાવ તેના પતિનું નામ હતું. હવે તેના સમજવામાં બધી વાત આવી.

બે દિવસ પછી સરસ્વતીને તેના સસરાએ બોલાવી. તેની મુખાકૃતિ આજ ઉગ્ર લાગતી હતી. તેણે કહ્યું: "સરસ્વતિ! હું જાણું છું કે, તું હમેશાં સત્ય બોલે છે. તારા પતિને ઘણું દેવું છે એ વાત શું ખરી છે? તેના એક લેણદારનો પત્ર આ રહ્યો. એ મોટો જુગારી છે એ વાત ખરી છે? હું તારું કહ્યું સાચું માનીશ; પણ જો એ એવોજ હશે, તો હું તેને એક દમડી પણ પરખાવવાનો નથી."

એક ઘડીને માટે તો પૈસાની લાલચથી સરસ્વતીનું ચિત્ત લલચાયું. તે હા કહે તો ડોસો એક પાઇ પણ તેને ન આપે; અને પછી તેનો પતિ બીજી વાર પરણે એમાં પણ જરાએ શક નહિ. તે ના કહે તો તેના દુઃખનો અંત આવી જાય; કેમકે પતિને ધન મળે એટલે તે ફરીથી લગ્ન કરે નહિ અને સરસ્વતી પુનઃ સુખી સંસારનો આરંભ કરે; પરંતુ સરસ્વતી સામાન્ય સ્ત્રી નહોતી. લોભને વશ થઇ પોતાના સત્ય સિદ્ધાંતને તોડવો એ તેને ઘોર પાપ લાગતું હતું. તેણે સસરાજીને કહ્યું: "હાજી, એ વાત ખરી છે."

ત્યાર પછી ડોસાએ હરિરાવને બોલાવી કહ્યું: "હરિરાવ! હું જાણું છું કે, તું જુગાર રમે છે. તારે દેવું છે. તારી વહુ પણ કહે છે કે, એ બધી વાત ખરી છે. હવે તું તારે ઘેર જા. મારા તરફથી એક કોડીની પણ આશા રાખતો નહિ."

હરિરાવ પત્નીના સામું કરડી નજરથી જોઈ બોલ્યો: "દુષ્ટા! તેં આખરે આજ કર્યું? હવે તારે પણ મારી પાસેથી દયાની જરા પણ આશા રાખવી નહિ."

બન્ને જણાં પોતાને ગામ પાછાં ગયા પછી થોડા વખતમાં હરિરાવ એક કુટુંબની સાથે ગુપચુપ ગોઠવણ કરવા લાગ્યો અને બીજી વાર લગ્ન કર્યું. કન્યાના બાપ તરફથી એક વરસ પછી પાકવાની ત્રણ હજાર રૂપિયાની પ્રોમિસરી નોટ મળી. પતિથી ત્યાગ કરાયલી સરસ્વતી પિયેરમાંજ તેના દુઃખના દહાડા કાઢવા લાગી.

* * * *

એક વર્ષ વીતી ગયું. એક દિવસ હરિરાવ સરસ્વતી રહેતી હતી તે મકાનમાં આવ્યો અને તેને મળવાની ઇચ્છા જણાવી. સરસ્વતીએ સત્કાર કર્યો. હરિરાવ બોલ્યોઃ "સરસ્વતિ ! તું ઘેર પાછી નહિ આવે ? મને તારી બહુ ખોટ પડે છે." તેણે પૂછ્યુંઃ "તમારી બીજી વારની બૈરીનું શું થયું ?" હરિરાવે કહ્યુંઃ "હું તેને ધિક્કારું છું. મેં તેને તેના બાપને ઘેર કાઢી મૂકી છે. એ તો માંદલી છે, બહુ જીવે એમ નથી."

"બિચારીની એ દશા !" સરસ્વતી બોલી.

"પરંતુ ઘેર આવે છે કે નહિ એ કહે. મારે તારી બહુ જરૂર છે."

સરસ્વતીનું હૃદય પીગળ્યું, પરંતુ તેણે નિશ્ચિત ઉત્તર ન આપ્યો. જલદીથી પત્ર લખવાનું સરસ્વતીએ વચન આપ્યું. હરિરાવ ઘેર ગયો પણ એક અઠવાડિયા પછી સરસ્વતીને એક પત્ર મળ્યો, તેથી તેને બધી વાતની ખબર પડી ગઇ. તેનો સસરો મરી ગયો હતો અને તેની મિલકતની વારસ પોતાને (સરસ્વતીને) નીમતો ગયો હતો. આજ કારણથી હરિરાવને ફરીથી તેની જરૂર પડી હતી. તેને તેના પૈસા જોઇતા હતા. સરસ્વતીએ વકીલોને લખી દીધું કે, "મારી વારસાની મિલકત મારા પતિને આપી દેવી." પછી તે પોતાની માને લઈ (તેનો બાપ તો ક્યારનોએ મરી ગયો હતો.) એક દૂરના ગામડામાં જઇ વસી અને એ વિષે આડોશી-પાડોશીને પણ કાંઇ કહેતી ગઈ નહિ.

એમ બે વર્ષ વીતી ગયાં, સરસ્વતીને હરિરાવની અત્યાર સુધી કાંઈ પણ ખબર મળી નહિ; પરંતુ એવામાં એક દિવસ સરસ્વતી જ્યારે પતિને માટે વિચારમાં હતી, ત્યારે તેને એક તાકીદનો તાર મળ્યો. તેમાં લખ્યું હતું કે, "હરિરાવ ઘણો માંદો છે અને સરસ્વતીને મળવા ચાહે છે." એકદમ સરસ્વતી પતિને મળવા નીકળી અને બની શકે તેટલી ત્વરાથી પતિ પાસે જઇ પહોંચી. એ ઘણોજ માંદો હતો. સરસ્વતીને જોઈ તેને આનંદ થયો. તેણે તેના હાથને આલિંગન દીધું અને તે મંદ સ્વરે વાતચીત કરવા લાગ્યોઃ "સરસ્વતિ ! હું તને હમેશાં પ્રેમની દૃષ્ટિએ જોતો હતો, પરંતુ તું જાણે છે કે, હું મૂળથીજ દુર્બળ ચિત્તનો હતો. નિર્ધનતા મારાથી સહન થઈ શકી નહિ અને પૈસા વગર રહેવાં કરતાં તને દૂર કરવી એ મેં પસંદ કર્યું; પરંતુ મારો પ્રેમ તો કાયમજ હતો. જ્યારે તેં મારા બાપના આગળ મારી જુગારની અને દેવાની વાત કબૂલ કરી, ત્યારે

હું ઘણો ગુસ્સે થયો ખરો, પરંતુ પાછળથી તો તારા એ ઉત્તમ આચરણથી તારા પ્રતિનો મારો સ્નેહ વધતોજ ગયો. લોભને લીધે હું આંધળો બની મારાં દુષ્ટાચરણોમાં પ્રવૃત્તજ રહ્યો. તું મારી પાસેથી ગઇ ત્યારેજ મને તારી ખરી કિંમત જણાઈ. જ્યારે હું તારી પાસે આવ્યો અને તને પાછા આવવાનું કહ્યું, ત્યારે હું ખરા અંતઃકરણથી આવ્યો હતો, જો કે તને તો એમજ લાગ્યું હશે કે, હું પૈસાને માટે આવ્યો હતો, પરંતુ એ ધન તો તેં મને મોકલાવ્યું હતું, તેમાંથી દેવું આપી દેતાં પણ મોટો ભાગ બચ્યો હતો અને હજી સુધી તે ધન જેમનું તેમજ પડી રહ્યું છે. મેં તેને સ્પર્શ પણ કર્યો નથી. વહાલી દેવી! હવે તું મને ક્ષમા આપીશ ?"

ગૃહદેવીએ ક્ષમા આપી અને તેની ઉત્તમ સેવાચાકરીથી હરિરાવ પણ સાજો થઇ ગયો.

એ પછી સરસ્વતી અને હરિરાવે ઘણાં વર્ષો સુધી સુખી જીવન ગાળ્યું અને હરિરાવનો દુર્બળ અને અસ્થિર સ્વભાવ બદલાયો.

જે વખતે હરિરાવ તેના પ્રેમને જરાએ પાત્ર ન હતો, તે સમયે પણ સરસ્વતીનો તેના પ્રતિ ભાવ અસ્ખલિત હતો, તેનું શું કારણ હશે ? સ્ત્રીજાતિનો પ્રેમ અગમ્ય છે. એવી આદર્શ ગૃહદેવીઓને અનેક વંદન છે !

## ग्रंथ पहेलो समाप्त

# उत्तम चारित्रोना फायदा

## ( અનુભવીઓના ઉદ્દગાર )

" જીવનચરિત્ર એ એક પ્રકારનું દર્પણ છે. જેમ અરીસામાં મનુષ્ય પોતાની મુખાકૃતિમાં ખાંપણ જુએ છે, ત્યારે તે ખાંપણને કાઢી નાખવા અને કાંતિમાં વધારો કરવા પ્રયત્ન કરે છે; તેમ ચરિત્રરૂપી આરસી વડે પોતાના સ્વભાવમાં વળગેલાં ભૂષણદૂષણ—ગુણદોષ વગેરે તેના જોવામાં આવે છે અને તેમ થતાં દૂષણનો ક્ષય અને ભૂષણમાં વૃદ્ધિ કરવાને તે જાગૃત થાય છે. વળી જે કામ ઉપદેશ અથવા બોધ કરવાથી નથી બનતું, તે કામ જીવનચરિત્ર સહેલાઇથી પાર પાડી શકે છે. અતિ શ્રમ લઇ વિદ્યા ભણો, દેશાટન કરો, સ્વદેશહિતેચ્છુ થાઓ, પ્રેમ-શૌર્ય દાખવો, એવા એવા ઉપદેશો મુખે અથવા પુસ્તકદ્વારા કરવાથી જેવી અને જેટલી અસર થાય છે, તેના કરતાં એવા ગુણોથી અંકિત થયેલાં અસામાન્ય માનવીઓનાં ચરિત્ર વાંચવા—સમજવાથી ઘણીજ વધારે અસર થાય છે. અર્થાત્ અંતઃકરણમાં તેની આબાદ અને ઊંડી છાપ પડે છે અને પછી તે દિવ્ય માનવી બનવાને ઉત્તેજિત થઇ આગળ વધે છે."

× × × ×

" ચરિત્રોના વાચનથી આપણું ચૈતન્ય સતેજ થાય છે; આપણી આશામાં જીવ આવે છે; આપણામાં નવું કૌવત, હિંમત અને શ્રદ્ધા આવે છે; આપણે આપણા ઉપર તેમજ બીજાઓ ઉપર શ્રદ્ધા રાખીએ છીએ; આપણામાં મહત્ત્વાકાંક્ષા જાગે છે; આપણે રૂડાં કાર્યોમાં જોડાઇએ છીએ અને મોટાઓનાં કામોમાં તેમની સાથે જોડાઇ ભાગીદાર થવાને ઉત્તેજાઇએ છીએ. આ પ્રમાણે ઉત્તમ જીવનચરિત્રોના સહવાસમાં રહેવું, જીવવું અને તેમના દાખલાદષ્ટાંત જોઇને સ્ફૂર્તિમાન થવું, એ તે તે ઉત્તમ આત્માઓના સમાગમમાં આવવા બરાબર અને ઉત્તમ મંડળના સહવાસમાં રહેવા બરાબર છે."

× × × ×

" ઉત્તમ ચરિત્રો તેના વાચકને બતાવી આપે છે કે, એક સામાન્ય મનુષ્ય પણ પોતાનું જીવન કેટલે સુધી ઉત્તમ બનાવી શકે તથા કેવાં ઉચ્ચ કાર્ય કરી શકે અને જગતમાં કેટલી બધી સારી અસરો ફેલાવી શકે."

× × × ×

" મહાન સ્ત્રીપુરુષોનાં જીવનચરિત્રોનું ચિંતન કરાય છે, ત્યારે આ વાત બરાબર સમજી શકાય છે કે, મહત્તાનો દરવાજો સર્વને માટે ઉઘાડો છે."

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( સ્ત્રીના-લક્ષ્મી ) ના શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઇશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચહાય તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

"એક વિદ્વાન ઠીકજ કહે છે કે, 'વાંચવાની હોંશ છોડી દેવાના

બદલામાં કોઈ મને આખા હિંદુસ્તાનની સંપત્તિ આપે, તોપણ હું તેને કદી છોડું નહિ."

"એક પાશ્ચાત્ય પંડિતનો તો એટલે સુધી મત છે કે, 'માણસને લૂગડાંલત્તાંની જેટલી જરૂર નથી તેટલી પુસ્તકોની છે.' તે પોતે પણ જરૂરનાં પુસ્તકો ખરીદી લેતાં સુધી લૂગડાં લેવાનું મુલતવી રાખતો. તેને સિસેરોનાં પુસ્તકો બહુ ગમતાં. તે વાંચતો ત્યારે ત્યારે 'હું વધારે સારો થયો છું' એમ તેને લાગતું."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો જોઇએ."

"તમે ગમે તેવી નવલકથાઓ અને બીજું જે આવ્યું તે વાંચવા મંડી પડો છો, પણ એવું તો તમે થોડું વાંચો તેમજ સારું. ગીતાજી વાંચો, વેદાંતનાં બીજાં પુસ્તકો વાંચો; કેમકે તેની આખા જીવન સુધી જરૂર છે." **—સ્વામી વિવેકાનંદ**

"મને પુસ્તકો વાંચવાથી જેવો આનંદ મળે છે તેવો આનંદ આ જગતમાં બીજા કોઇ પણ કામમાં નથી મળતો. × × × માતૃભાષામાં વિવિધ જ્ઞાન આપનારા ગ્રંથોનો પ્રચાર થયા વિના કોઇ પણ પ્રજા ઉન્નતિ પામી શકતી નથી અને જાતીય ભાવના (સ્વદેશપ્રીતિ) પણ મેળવી શકતી નથી. × × × બધી જાતની ઉન્નતિનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં છે. પશુ આદિના જેવી ઇંદ્રિયતૃપ્તિ સિવાયનું બીજું કોઇ પણ એવું સુખ તમે નહિ બતાવી શકો કે જેનું મૂળ જ્ઞાનની ઉન્નતિમાં રહેલું ન હોય. × × × સાહિત્ય–ઉદ્યાનના ચતુર માળી થવાનું સુભાગ્ય જેને પ્રાપ્ત થયું હોય અથવા જેનું મન સદૈવ સાહિત્ય-સરોવરનાં કમળોની મધુર સુગંધથી મસ્ત બનવા લાગ્યું હોય, તેને તો સાહિત્ય સિવાયનાં સ્વર્ગીય સુખો પણ તુચ્છજ લાગે છે."—**બંકિમચંદ્ર**

"ગરીબોને દરિદ્રતામાંથી છોડાવવાની, દુઃખીઓનાં દુઃખ દૂર કરવાની, શરીર તથા મનનો થાક ઉતારવાની અને માંદાંઓનું દર્દ ભુલાવી દેવાની ગ્રંથોમાં જેટલી શક્તિ છે, તેટલી શક્તિ ઘણું કરીને બીજી કોઇ ચીજમાં નથી." **—આર્ડન**

"બંધુઓ ! સારાં પુસ્તકો એટલે શું તે તમે જાણો છો ? સારાં પુસ્તકોની કિંમત તમે સમજો છો ? ભાઈ! હજી આપણે એ નથી સમજતા. જો સમજતા હોઇએ તો આપણી હાલત આવી ન હોય. મને તો લાગે છે કે, જ્ઞાન એ આકાશ છે અને પુસ્તકો એ તેમાં શોભી રહેલા ચળકતા તારાઓ છે; જ્ઞાન એ સમુદ્ર છે ને

પુસ્તકો તે લાભ લઈ શકાય તેવાં વહાણો છે; જ્ઞાન એ સૂર્ય છે અને પુસ્તકો તે આપણા ઘરમાં આવી શકે એવો તેનો પ્રકાશ છે; જ્ઞાન એ સોનાની ખાણ છે અને પુસ્તકો તે તેમાંથી બનાવેલા આપણને બંધબેસતા થાય તેવા દાગીના છે; જ્ઞાન એ મોટામાં મોટી કીમતી નોટો છે અને પુસ્તકો તે આપણા રોજના ઉપયોગમાં આવી શકે એવા ચલણી સિક્કાઓ છે; જ્ઞાન એ વાયુ છે અને પુસ્તકો તે એ વાયુને ખેંચી લાવી ઠંડક આપનાર પંખાઓ છે; જ્ઞાન એ અગ્નિ છે અને પુસ્તકો તે એ અગ્નિથી પ્રકટાવેલા દીવા છે; જ્ઞાન એ પૃથ્વી છે અને પુસ્તકો તે આપણને રહેવા લાયક મકાનો છે; જ્ઞાન એ અનાજનો ભંડાર છે અને પુસ્તકો તે રોટલા છે; જ્ઞાન તે મેઘ છે અને પુસ્તકો તે આપણા ઘરમાં રહી શકે તેવાં પાણી ભરેલાં માટલાં છે; જ્ઞાન તે સર્વશક્તિમાન પરમાત્મા છે અને પુસ્તકો તે એનો રસ્તો દેખાડનાર પૂજનીય દેવો છે."

**—સ્વ૦ પઢિયાર**

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તોપણ હું કાયર થાત નહિ; એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઇથી વેઠી શકે છે. × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો."

**—મહાત્મા ગાંધીજી**

# સ્વર્ગનું વિમાન

આવૃત્તિ પાંચમી કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૨,

મૂલ્ય માત્ર રૂપિયો ૧।=

'સ્વર્ગ' એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ "**સ્વર્ગનું વિમાન**" રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટૂંકા ટૂંકા અને રમૂજી ૩૨૫ દાખલાઓ છે; તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઇશ્વર એટલે શું? અને ઇશ્વર કેવા હોય! તે જાણવા-સમજવાની ઇચ્છા થાય છે.

# સ્વર્ગનો ખજાનો

આવૃત્તિ ચોથી કદ ૫×૯, પૃષ્ઠ શુમારે ૩૬૦,

મૂલ્ય રૂપિયો ૧।=

'કૂંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ 'સ્વર્ગનો ખજાનો' રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઇશ્વરનું સ્વરૂપ; મનને વશ કરવાના, જિંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તોનો તડફડાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વરાર્પણ-કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા? સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે? આચરણો કેમ સુધરે? એ વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ જુદા જુદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે સાથે આપલા છે.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે:-ભદ્ર, સેશનકોર્ટ પાસે-**અમદાવાદ** અને કાલબાદેવી રોડ-**મુંબઇ-૨**

## ખરું વ્રત

" સ્ત્રીને પતિથી જુદાં વ્રત, ઉપવાસ વગેરે કરવાની જરૂર નથી. સાધ્વી સ્ત્રી તો પતિની સેવા વડેજ સ્વર્ગને પ્રાપ્ત કરે છે.

" પતિદેવની અવજ્ઞાથી અને તેમને અપ્રિય હોય એવાં કૃત્ય કરવાથી જરા સરખું પુણ્ય પણ પ્રાપ્ત થાય ખરું ? સાધ્વી સ્ત્રી પતિની ઇચ્છા વિરુદ્ધ કોઇ પણ કામ કરશે નહિ. હું ભલે વડ પીપળાની પ્રદક્ષિણા નથી કરી શકતી, પણ મેં મારું સર્વાંગ પતિ સેવામાં અર્પણ કર્યું છે, તો તેથી મને ધર્મની પ્રાપ્તિ નહિ થાય અને તમે શું તમારી હાલની રીત ચાલુ રાખીને પતિનો વધારે પ્રેમ મેળવી શકશો ? "

" અહલ્યા, દ્રૌપદી, સીતા, તારા, સાવિત્રી વગેરે સ્ત્રીઓને આપણે પૂજ્ય શા માટે માનીએ છીએ ? તેઓ પતિવ્રતા હતી તેટલાજ માટે ને ? પતિવ્રતા એટલે પતિનેજ પરમ દૈવત માની તેના સુખમાંજ સુખ અને દુઃખમાં દુઃખ માનનાર તેમજ દેહ જુદા પણ આત્મા એક એવી ભાવના રાખે તે. "

" આ સાધ્વી સ્ત્રીઓએ બાહ્ય વ્રત-ધર્મને પ્રાધાન્ય આપ્યું હોત તો તેઓ આજે આટલી પૂજ્ય ગણાત ખરી ? "

" પોતાના સુકુમાર પગમાં કાંટા, કાંકરા ને પથ્થર વાગવાના ભય તરફ, ટાઢતાપનાં અસહ્ય કષ્ટ તરફ અને હિંસક પ્રાણીઓથી મરણના ભય તરફ શું સીતાદેવીએ જરા પણ લક્ષ આપ્યું હતું ? રાજમહેલનાં સુખોમાં અને ભયંકર વનવાસમાં સીતાદેવીએ શું ભગવાન રામચંદ્રનો સંગ છોડ્યો હતો ? નહિ. એટલુંજ નહિ પણ તેમણે ઘણા આનંદપૂર્વક વનવાસ સ્વીકાર્યો હતો. આપણી હમણાંની સ્ત્રીઓની પેઠે ઘરેણાં માટે હઠ લઇને મોઢું નહિ ચઢાવતાં આનંદપૂર્વક કેવળ વલ્કલજ ધારણ કરીને તેઓ આપણને ઉપદેશ આપી ગયાં છે કે, પતિ એજ પતિવ્રતા સ્ત્રીનું ખરેખરું ભૂષણ છે. "

" દુર્દૈવથી કીચક સરખા દુષ્ટ કામાંધના મહેલમાં દાસી બનીને રહેવાનો પ્રસંગ આવ્યો; તોપણ જેમણે પોતાના પતિઓને એક પણ કડવો શબ્દ કે અસંતોષ જણાવ્યો નથી, તે સાધ્વી સ્ત્રી દ્રૌપદીનાં કેટલાં વખાણ કરીએ ? "

" આ સાધ્વી સ્ત્રીઓએ કરેલાં આચરણરૂપી વ્રતો આપણે પણ આચરવાં જોઇએ. તેમનાં ઉજ્જ્વલ ચરિત્રો આપણી નજર સમક્ષ રાખીને આપણે આપણું વર્તન સુધારવું જોઇએ. "

—આ ગ્રંથમાંથી